# પ્રાક્કથન

મહર્ષિ સ્વામી દયાનંદજીના હાથે પ્રારંભમાં સન્ ૧૮૭૫માં મુંબઈમાં આર્યસમાજની સ્થાપના થઈ. ત્યારથી દેશમાં ધાર્મિક, સામાજિક, રાજકીય, શૈક્ષણિક આદિ વિષયોમાં સુધારા થવા લાગ્યા. સંકુચિતતા, ઠેકેદારી, અંધવિશ્વાસ, ગુલામી મનોદશા, પરાધીનતા, ઊંચનીચના ભેદો પર પ્રહારો થવા લાગ્યા અને દેશની ઉન્નતિનો રાહ પ્રશસ્ત થવા લાગ્યો.

મહર્ષિએ તેમના જીવન દરમિયાન ફક્ત ૯ વર્ષ પ્રચાર અને લેખન-કાર્ય કર્યું. છતાં એ કાર્ય પ્રચંડ અને અનુપમ હતું. ચોમેર જાગૃતિના શ્રીગણેશ મંડાયા. લોકોમાં ત્યાગ અને સેવા-ભાવનાએ સ્થાન કરવા માંડ્યું, પ્રાચીન સંસ્કૃતિ અને વેદોની પ્રતિષ્ઠા તથા સ્વદેશી અને માતૃભાષા દ્વારા સ્વશિક્ષણનો પવન ફુંકાવા લાગ્યો.

તે અરસામાં સ્વ. પૂ. સ્વામી દર્શનાનંદજી મહારાજે પ્રથમ ગુરુકુળ સંસ્થાની સ્થાપના સિકંદરાબાદ ખાતે ૧૯૦૦ની સાલમાં કરી. ત્યાર બાદ અમર શહીદ સ્વ. પૂ. સ્વામી શ્રદ્ધાનંદજીએ સન્ ૧૯૦૨ માં સુપ્રસિદ્ધ કાંગડી ગુરુકુળની સ્થાપના કરી. આર્યસમાજનો તે પ્રચારયુગ હતો. આર્યસમાજીઓ ત્યારે ભારે પ્રચારની ધગશવાળા, સ્વદેશાભિમાની અને આપભોગ આપનારા, નીડર દેશ-સેવકો, અને સમાજ-સંસ્કારકો હતા. એ જાગૃતિનો જુવાળ આપણા મુંબઈ પ્રાંતને પણ સ્પર્શી ગયો અને સદગત્ મહાત્મા પૂ. સ્વામી નિત્યાનંદજી અને સ્વ. પૂ. સ્વામી વિશ્વેશ્વરા-નંદજી મહારાજે આ પ્રાન્તમાં સારો સમય આપી આર્યસમાજના પ્રચારમાં મહાન ફાળો આપ્યો અને પંડિતો અને આર્યજનોએ તેમાં તન, મન, ધનથી સાથ પુરાવ્યો અને આર્યસમાજનું કાર્ય અને સંસ્કાર-સુધારાનાં દુંદુભી આ પ્રાંતમાં વાગવા માંડયાં.

બને છે અને તે માટે સ્વ. ડૉ. સાહેબે, જેને બાલપણથી ગુરુકુળમાં ભણાવી સ્નાતક કરી આર્ય વિદ્યાસભામાં જોડ્યા અને દશકાઓ સુધી સેવાકાર્યમાં સાથે રાખ્યા તે સ્નાતક સત્યવ્રતજી, આપણી વિદ્યાસભાના એક મંત્રી તરફ હું નજર દોડાવું તે સહજ છે; અને તેમણે એ કાર્ય કૃતજ્ઞબુદ્ધિથી સંપન્ન કર્યું જે આ ગ્રંથમાં સ્વ. પૂ. "ડૉ. કલ્યાણદાસ જે. દેસાઈની જીવન-ઝરમર" એ નામે ગુંથાએલ છે.

આ ગ્રંથ છાપવામાં આણંદવાળા શ્રી રણછોડજી ભાઈ વિ. પટેલે સારો શ્રમ લીધો છે, તે એમની આચાર્યજી તથા ડૉ. સાહેબ તરફની ભક્તિ-ભાવના બતાવે છે. 'ગંગા મુદ્રણાલય' વલ્લભ-વિદ્યાનગરના સંચાલક શ્રી રમણભાઈ એંજિનિયરે પણ ખંત, ઉત્સાહ અને શુભેચ્છાથી આ કાર્ય પાર પાડ્યું છે. વલ્લભવિદ્યાનગરના વિશ્વકર્મા શ્રી ભાઈલાલભાઈ પટેલના તેઓ સુપુત્ર હોઈ સ્વયં નિસર્ગોપચારક છે, એટલે તેમને માટે બુદ્ધિને નૈસર્ગિક શુદ્ધિકર આ ગ્રંથનું છાપકામ અનુરૂપ છે. પ્રેસની અનેકવિધ અગવડો વેઠીને પણ તેમણે આ ગ્રંથ યથાશીઘ્ર છાપી આપી આપણને આભારી કર્યા છે.

અને અંતમાં જેમની સહાયતા, ધર્મરુચિ અને શ્રદ્ધા વિના આ કાર્ય સફળ ન થાત તે સહુ નાના-મોટા દાનદાતાઓનો હું આર્ય વિદ્યાસભા તરફથી હાર્દિક આભાર માનું છું.

આ બ્રહ્મદર્શનનો સ્વાધ્યાય મુમુક્ષુજનોને આત્મકલ્યાણ માટે સહાયક થાઓ એ શુભકામના સાથે વિરમું છું ઇત્યોમ્.

મુંબઈ
દિનાંક: ૧૫–૮–'૬૦

પ્રતાપસિંહ શૂરજી વલ્લભદાસ.
પ્રમુખ: મુંબઈ પ્રદેશ આર્ય વિદ્યાસભા.



ભાષ્યકાર

શ્રી. પંડિત મયાશંકરજી શર્મા, દર્શનાચાર્ય.

# ગ્રંથકારના ગ્રંથોનો પરિચય

(લેખક: ન્યાયાચાર્ય, ડૉ. જિતેન્દ્ર એસ. જેટલી M. A. Ph. D.)

ગુજરાતમાં દાર્શનિક સાહિત્યનો અને તેમાં પણ સાધુસંન્યાસીઓ દ્વારા શાંકરવેદાન્તનો સામાન્ય પરિચય અને પ્રચાર સામાન્ય જનતામાં સારા પ્રમાણમાં હોવા છતાં, જેને આપણે ખરેખરા અર્થમાં ભારતીય દર્શન સાહિત્યના મૂળ ગ્રંથો ગણીએ છીએ એવા દર્શનશાસ્ત્રનો અભ્યાસ–ઊંડો અભ્યાસ બહુ જ અલ્પ પ્રમાણમાં છે. જે વિદ્વાનો છે એ પણ આંગળીને વેઢે ગણી શકાય એટલા જ છે. એમાં પણ ગુજરાતી સાહિત્યના વિદ્વાનોને પરિચિત નામોમાં ભાગ્યે જ કોઈ પૂ. પં. મયાશંકરજીનું નામ જાણતું હશે. તેમ છતાં એમણે ગુજરાતી ભાષામાં દર્શનોના અનુવાદ યા ભાષાંતરો નહિ પણ મૌલિક ભાષ્યો આપી ગુજરાતી ભાષાની જે અપૂર્વ સેવા કરી છે એ સદાય અવિસ્મરણીય રહેશે. અત્યારે પ્રકાશિત 'વેદાંત દર્શન' પૂર્વે એમણે સાંખ્યદર્શન, ન્યાયદર્શન, વૈશેષિકદર્શન તથા મીમાંસાદર્શન જેવા કઠિન દર્શનોનાં ભાષ્યો–મૌલિક ભાષ્યો લખ્યાં છે. આ ભાષ્યો આર્યસમાજના વર્તુળમાં વિના મૂલ્યે મુમુક્ષુઓને ભેટ અપાતા હોઇ દર્શનશાસ્ત્રમાં રસ ધરાવતા વિદ્વાનોને એની ખબર નથી, તેમ છતાં એમણે જે કાંઈપણ ભાષ્યો અત્યારે અને આ અગાઉ લખ્યાં છે, એ કેટલા મૌલિક છે એનો થોડોક પરિચય આપવા હું પ્રયત્ન કરીશ.

દર્શનોમાં પ્રાચીન સમયમાં જે દર્શનની સૌથી વધારે વ્યાપકતા હતી એ દર્શન સાંખ્યદર્શન છે. પૂ. પં. મયાશંકરજીએ પણ દર્શનોના ભાષ્યમાં શરૂઆત સાંખ્યદર્શનથી કરી છે. ઈ. સ. ૧૯૨૩માં એમણે કરેલ સાંખ્યદર્શનના ભાષ્યની પ્રથમ આવૃત્તિ પ્રકાશિત થઈ. એ સમયમાં આર્યસમાજનો પ્રચાર ખૂબ જ સારા પ્રમાણમાં હોઇ એ આર્યજગતને દર્શનમાં રસ હોઈ પ્રથમ આવૃત્તિની પાંચસો

નકલ બહુ જ ઝડપથી ખલાસ થઇ ગઇ; અને એ જ સાંખ્યભાષ્ય બીજી આવૃત્તિ જનતામાં ખૂબ માંગને કારણે ઇ. સ. ૧૯૩૫ બહાર પાડવી પડી. આજે તો એ પણ અપ્રાપ્ય છે; તેમ છે એમની એ પહેલી કૃતિના સંક્ષેપમાં પરિચયથી પણ આ એમની મૌલિકતા કેવી છે એ જાણી શકીશું.

વૈદિક દર્શનોમાં જે દર્શનો નિરીશ્વરવાદી ગણાય છે એ સાંખ્યદર્શન પણ એક છે. એનું કારણ સાંખ્યકારિકામાં ઈશ્વ ખંડન આવે છે એ છે. ઉપલબ્ધ સાંખ્યસૂત્રો કરતાં ઇશ્વરકૃષ્ણ આ કારિકાઓ ઐતિહાસિક દૃષ્ટિએ પ્રાચીન પણ ગણાય છે. વ સાંખ્યદર્શનનો ઈતિહાસ તપાસતાં પણ (૧) મૂળ પ્રકૃતિવ સાંખ્યો (૨) પ્રકૃતિ પુરુષવાદી સાંખ્યો તેમ જ (૩) પ્રકૃતિ, પુ અને ઇશ્વરવાદી સાંખ્યો એવા વિભાગો પડે છે. વૈદિક દર્શને સાંખ્ય અને યોગને લગભગ એક જ ગણવામાં આવે છે, ત જગતની સૃષ્ટિ વગેરે પ્રક્રિયામાં યોગદર્શને સાંખ્યની જ પ્રક્રિ સ્વીકારી પણ લીધી છે. એ રીતે જોતાં સાંખ્યદર્શન નિરીશ્વરવ કરતાં ઈશ્વરવાદી ગણાય. કારણ યોગદર્શનમાં ઇશ્વરનું પ્રતિપા સ્પષ્ટ રીતે કરવામાં આવ્યું છે, તથા મોક્ષના સાધનમાં ઈશ્ પ્રણિધાનને મહત્ત્વનું સ્થાન આપવામાં આવ્યું છે. આ પ્રકા મતભેદોને કારણે જેમ વેદાન્તના સૂત્રોને દરેક સંપ્રદ પોતપોતાના સંપ્રદાયને અનુકૂળ એવા અર્થો કરી અપનાવ્યા, પ્રમાણે સાંખ્યસૂત્રોમાં પણ અમુક નિશ્ચિત સ્થળે અર્થોના જોવામાં આવે છે. ભાષ્યકાર અનિરુદ્ધ સૂત્રોનો જે અર્થ કરે એના કરતાં વિજ્ઞાનભિક્ષુ કાંઈક જુદો જ અર્થ કરે છે. કારણ વિજ્ઞાનભિક્ષુ વેદાંતી હોઈ સાંખ્યદર્શન નિરીશ્વરવાદી છે સ્વીકારતા નથી. વિજ્ઞાનભિક્ષુના આ મતને શાંકરવેદાંતની નહિ પણ પોતાની દૃષ્ટિએ પં. મયાશંકરજીએ સ્વીકાર્યો છે એ કારણે એમણે સાંખ્યસૂત્રોમાં કરેલ ભાષ્યમાં આપ્રાન્ય સ્વી

પણ વિજ્ઞાનભિક્ષુનો આ મત પોતાને અનુકૂળ હોઈ સ્વીકારે છે આ પ્રમાણેનો વેદાંતપરક સમન્વય વેદાંતના અનુયાયીઓ કરે છે. એ જ વિજ્ઞાનભિક્ષુ સાંખ્ય નિરીશ્વરવાદી છે એવી શંકાને દૂર કરવા નીચે પ્રમાણે જણાવે છે

स्यादेतत्। न्यायवैशेषिकाभ्यामत्राऽविरोधो भवतु। ब्रह्ममीमांसायोगाभ्यां तु विरोधोऽस्त्येव, ताभ्यां नित्येश्वरसाधनात्। अत्र चेश्वरस्य प्रतिषिद्ध्यमानत्वात्। न चाऽत्रापि व्यावहारिकपारमार्थिकभेदेन सेश्वरनिरीश्वरवादयोरविरोधोऽस्तु, सेश्वरवादस्योपासनापरत्वसम्भवादिति वाच्य विनिगमकाभावात्। ईश्वरो हि दुर्ज्ञेय इति निरीश्वरत्वमपि लोकव्यवहारसिद्धमैश्वर्यवैराग्यायानुवदितु शक्यते, आत्मनःसगुणत्वमिव। न तु क्वाऽपि श्रुत्यादावीश्वरः स्फुट प्रतिषिध्यते येन सेश्वरवादस्यैव व्यावहारिकत्व मवधार्येतेति॥ अत्रोच्यते। अत्रापि व्यावहारिकपारमार्थिकभावो भवति।

'असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम्'।

इत्यादिशास्त्रैर्निरीश्वरवादस्य निन्दितत्वात्। अस्मिन्नेव शास्त्रे व्यावहारिकस्यैवेश्वरप्रतिषेधस्यैश्वर्यवैराग्याद्यर्थमनुवादत्वौचित्यात्। यदि हि लौकायतिकमतानुसारेण नित्यैश्वर्यं न प्रतिषिध्येत तदा परिपूर्णनित्यनिर्दोषैश्वर्यदर्शनेन तत्र चित्ताभिनिवेशतो विवेकाभ्यासप्रतिबन्धः स्यादिति साख्याचार्याणामाशयः। सेश्वरवादस्य न क्वापि निन्दादिकमस्ति येनोपासनापरतया तच्छास्त्र सकोच्येत। यत्तु

नास्ति सांख्यसमं ज्ञानं नास्ति योगसमं बलम्।
अत्र वः संशयो मा भूज्ज्ञानं सांख्यं परं मतम्॥

इत्यादि वाक्य तद्विवेकांश एव साख्यज्ञानस्य दर्शनान्तरेभ्य उत्कर्षं प्रतिपादयति नत्वीश्वरप्रतिषेधांशेऽपि।[१]

આમ પોતાની વેદાંત દૃષ્ટિએ સાંખ્ય નિરીશ્વરવાદી નથી એમ સ્વીકારે છે. અને માટે જ સાંખ્યદર્શનના પ્રથમ અધ્યાયના સૂત્ર ૯૨ 'ईश्वरासिद्धेः'નો અર્થ કરતાં જણાવે છે કે, अयं चेश्वरप्रतिषेध एव देशिना

१. જુઓ સા પ્ર. ભા. પૃ. ૩-૪.

प्रौढ्वादेनैवेति प्रागेव प्रतिपादितम् । अन्यथा हीश्वराऽभावादित्येवोच्येत । ईश्वराभ्युपगमे सन्निकर्षजन्यजातीयमेव प्रत्यक्षलक्षणं विवक्षितम् ।[1]

પોતાના આ જ મતને વળગી રહી આચાર્ય વિજ્ઞાનભિક્ષુ ત્રીજા અધ્યાયના સૂત્ર ૫૬ તથા ૫૭નો અર્થ કરે છે. પોતાના વેદાંતના મતને અનુસરી તેઓ કહે છે કેઃ

प्रकृतिलीनस्य जन्येश्वरस्य सिद्धिः 'यः सर्वज्ञः सर्वविद् यस्य ज्ञानमयं तपः' इत्यादिश्रुतिभ्यः सर्वसम्मतैव । नित्येश्वरस्यैव विवादास्पदत्वादित्यर्थः ।[2]

પં. મયાશંકરજી વિજ્ઞાનભિક્ષુના મતમાંથી ફક્ત ન્યાયદર્શન સમ્મત ઈશ્વરવાદ સ્વીકારી લઈ પ્રથમ અધ્યાયના સૂત્ર ૧૯, સૂત્ર ૯૨, તથા ત્રીજા અધ્યાયના સૂત્ર ૫૬ તથા ૫૭ વગેરે સૂત્રોના અર્થ પોતાની મૌલિક શૈલીથી કરે છે. રૂઢ સાંખ્યદર્શનનો અર્થ સમજનાર વિજ્ઞાનભિક્ષુના અર્થો જોયા પછી એમ તો ન જ કહી શકે કે પં. મયાશંકરજીએ કરેલ ઉપર નિર્દિષ્ટ સૂત્રોનું ભાષ્ય બરાબર નથી. ઊલટું એમ કરવામાં જ એમની મૌલિકતા રહેલી છે. ઈશ્વરસિદ્ધિ સિવાયની સાંખ્યમતની કોઈ પ્રક્રિયા ઉલટાવી કોઈપણ અર્થ નથી કરવામાં આવ્યો. વળી એમની સરળ અને સ્પષ્ટ શૈલીથી સાંખ્યશાસ્ત્રને પણ એમણે સામાન્ય દાર્શનિક સમજ ધરાવનારને પણ સુગમ બનાવ્યું છે. એ એમની શાસ્ત્ર ઉપરની પકડ દર્શાવે છે. સાંખ્ય અને યોગ પ્રક્રિયામાં અભિન્ન હોઈ એમણે યોગદર્શનનું ભાષ્ય નથી કર્યું.

સાંખ્ય પછી ઈ. સ. ૧૯૩૯માં એમનું ન્યાયદર્શનનું ભાષ્ય પ્રકાશિત થયું. એમના ન્યાયદર્શનના સૂત્રોના અનુવાદ તથા એ ઉપરનું ભાષ્ય વાંચતાં આવા કઠિન દર્શનની એમની પકડ કેવીક છે તથા વાચકને એ આટલું સુગમ કરી આપી શકે છે એ જોતાં

૧. જુઓ. એજન પૃ. ૬૭.

૨. જુઓ. એજન પૃ. ૧૪૭.

આ શાસ્ત્ર એમણે કેટલું પચાવ્યુ છે એનું ભાન આપણને સ્હેજે થાય છે. આ દર્શનમાં એમની સમજ કેટલી ઊંડી છે એ એમણે કરેલા ન્યાયદર્શનના સૂત્ર ૧–૧–૪ના ગુજરાતી ભાષ્ય ઉપરથી જણાશે એમના ન્યાયભાષ્ય પૃ. ૧૭ ઉપર તેઓ अव्यपदेश्य પદનો અર્થ સમજાવતાં જણાવે છે કે ‘જેમાં શબ્દ પણ સંબંધી તરીકે હોય તે વ્યપદેશ્ય. અવ્યપદેશ્ય એટલે જેમાં શબ્દ સંબધી તરીકે કે વિશેષણ તરીકે ન હોય તે અવ્યપદેશ્ય જ્ઞાન. આ અસંભવ દોષનું વારણ ભાષ્યકારે નીચે પ્રમાણે કર્યું છે.’ આમ કહી એમણે ભાષ્યકાર વાત્સ્યાયનનો મત ટાંકી બતાવ્યો છે. વસ્તુતઃ એમણે ટાંકેલ ભાષ્યકારનો અર્થ જ સાચો છે. બહુ થોડા વિદ્વાનોનું ધ્યાન ભાષ્યકારે કરેલ આ અર્થ તરફ ગયું છે. મોટા ભાગના બધાએ વિદ્વાનોએ પં. વાચસ્પતિ મિશ્રે ‘अव्यपदेश्य’ એટલે નિર્વિકલ્પક એવો અર્થ સ્વીકારી લીધો છે. પરંતુ એ અર્થ ભાષ્યકારનો અભિપ્રેત નથી એ જોતાં નીચેનું ભાષ્ય જોવાથી સ્પષ્ટ થશે.

यावदर्थं वै नामधेयशब्दास्तैरर्थसम्प्रान्ययः, अर्थसम्प्रत्ययान्च व्यवहारः। तत्रेदमिन्द्रियार्थसन्निकर्षदुत्पन्नमर्थज्ञानं ‘रूपम्’ इति वा ‘रसः’ इत्येवं वा भवति, रूपरसशब्दाश्च विषयनामधेयम्। तेन व्यपदिश्यते ज्ञान रूपमितिजानीते रस इति जानीते। नामधेयशब्देन व्यपदिश्यमानं सत् शाब्द प्रसज्यते, अत आह अव्यपदेश्यमिति। यदिदमनुपयुक्ते शब्दार्थसम्बधेऽर्थज्ञान, न तत् नामधेयशब्येन व्यपदिश्यते, गृहीतेऽपि च शब्दार्थसम्बधेऽस्यार्थस्याय शब्दो नामधेयमिति। यदा तु सोऽर्थो गृह्यते तदा तत् पूर्वस्मादर्थज्ञानात् न विशिष्यते, तत् अर्थविज्ञानं तादृगेव भवति। तस्य त्वर्थज्ञानस्यान्यः समाख्याशब्दो नास्तीति येन प्रतीयमान व्यवहाराय-कल्पते। न चाऽप्रतीयमानेन व्यवहारः। तस्माज्ज्ञेयस्यार्थस्य सज्ञाशब्देनेतिकरणयुक्ते निर्दिश्यते रूपमिति ज्ञानं रस इति ज्ञानमिति। तदेवमर्थज्ञानकाले स न समाख्या-शब्दो व्याप्रियते। तस्मादशाब्दमर्थज्ञानमिन्द्रियार्थसन्निकर्षोत्पन्नमिति।[१]

---

૧. જુઓ. ન્યા. ભા. પૃ. ૨૧.

ભાષ્યના આ તાત્પર્યને ઘણા વિદ્વાનો પકડી નથી શક્યા. પં. વાચસ્પતિ મિશ્ર સમજતા હોવા છતાં આનો અર્થ બદલ્યો છે. આ અર્થફેર ઉપર સૌ પહેલું ધ્યાન 'પ્રમાણમીમાંસા'ના કર્તા હેમચંદ્રનું ગયું છે. એમણે સ્પષ્ટ રીતે જ કહ્યું છે કે अत्र च पूर्वाचार्यकृतव्याख्यावैमुख्येन सङ्ख्यावद्भिस्त्रिलोचनवाचस्पतिप्रमुखैरयमर्थः समधिगतो यथा—इन्द्रियार्थसन्निकर्षोत्पन्नं ज्ञानमव्यभिचारि प्रत्यक्षमित्येव प्रत्यक्षलक्षणम् । 'यतः' शब्दाध्याहारेण च यत्तदोर्नित्यसम्बधादुक्तविशेषणविशिष्टं ज्ञानं यतो भवति तत् तथाविधज्ञानसाधन ज्ञानरूपमज्ञानरूप वा प्रत्यक्षं प्रमाणमिति । अस्य च फलभूतस्य ज्ञानस्य द्वयी गतिरविकल्प सविकल्पं च । तयोरुभयोरपि प्रमाणरूपत्वमभिधातुं विभागवचनमेतत् 'अव्यपदेश्यं व्यवसायात्मकम्' इति ।[૧]

આમ अव्यपदेश्य એટલે અવિકલ્પક અથવા નિર્વિકલ્પક અને व्यवसायात्मक એટલે સવિકલ્પક એવો અર્થ ત્રિલોચન તથા વાચસ્પતિમિશ્રે કરેલ અર્થ છે. ભાષ્યકાર વાત્સ્યાયને કે વાર્તિકકાર ઉદ્યોતકરે આવો કોઈ અર્થ લીધો નથી. પં. મયાશંકરજીને આ બન્ને અર્થની માહિતી પૂરેપૂરી હોઈ એમણે બન્ને આપ્યા છે. એ દર્શાવે છે કે ન્યાયશાસ્ત્ર વિષે એમનું જ્ઞાન તલસ્પર્શી અને ઊંડું છે. આ ઉપરાંત એમણે ન્યાયસૂત્રોને જે રીતે સમજાવ્યા છે એથી ન્યાયસૂત્રો ઉપરનું એમનું ભાષ્ય કેવળ વિદ્વદ્‌ભોગ્ય નહિ પરંતુ લોકભોગ્ય પણ બન્યું છે. એમના આ ભાષ્યની જેટલી પ્રશંસા કરીએ એટલી ઓછી છે.

ન્યાય અને વૈશેષિકદર્શન સાંખ્ય અને યોગની જેમ સાથે ગણાતા હોઈ ન્યાય પછી સહજ વારો વૈશેષિકદર્શનનો જ આવે છે. એ મુજબ એમણે વૈશેષિકદર્શનનું ભાષ્ય પણ તૈયાર કર્યું. અનેક આંતરિક કારણોસર એની પૂ. પંડિતજીએ લખેલ હસ્તપ્રત નવ વર્ષ પડી રહી અને એમણે પછીથી લખેલ મીમાંસાદર્શન

૧. જુઓ. પ્ર. મી. પૃ. ૨૨.

પહેલાં પ્રગટ થયું. આમ છતાં સહજક્રમથી વૈશેષિક પ્રાપ્ત હોઇ આપણે અહીં એનો જ વિચાર કરીશું.

સાંખ્યદર્શન અને ન્યાયદર્શનમાં પૂ પંડિતજીએ જે સૂત્રપાઠ નથી આપ્યો એ સૂત્રપાઠ સળંગ બેઉ પ્રકારનો—અધ્યાયાનુક્રમે અને અકારાદિવર્ણાનુક્રમે આપ્યો છે. આમ કરવાથી એની ઉપયોગિતા વિદ્વાનો માટે ખૂબ જ વધી જાય છે એ સ્હેજે સમજાય છે. આ ઉપરાંત વૈશેષિકદર્શનમાં પ્રસ્તાવના પણ સુંદર આપવામાં આવી છે. અલબત્ત એમાં વૈશેષિકદર્શનના ઇતિહાસની કોઇ વિદ્વદ્‌ભોગ્ય ચર્ચા નથી પણ લોકોને આ ભાષ્ય વાંચવામાં રસ પડે એ હેતુથી વૈશેષિકદર્શનનો સામાન્ય પરિચય આપવામાં આવ્યો છે. એ રીતે આ દર્શન પણ અત્યંત કઠિન ગણાતું હોવા છતાં પંડિતજી એને સારા પ્રમાણમાં વિદ્વદ્‌ભોગ્ય ઉપરાંત લોકભોગ્ય બનાવી શકયા છે. ન્યાય અને વૈશેષિકદર્શનના એમણે કરેલ અર્થો વિશે કયાંય મતભેદને અવકાશ નથી એટલે એ વિશે વિસ્તૃત ચર્ચા કરવાની જરૂર નથી. આમ છતાં ગુજરાતે અભિમાન લેવા જેવી એક બાબત અહીં જણાવવી આવશ્યક છે. ન્યાય તથા વૈશેષિકદર્શનના અનુવાદો ભારતીય ભાષાઓમાં હિંદી તથા બંગાળી સિવાય બીજી ભાષાઓમાં નથી થયા. બંગાળી ભાષાના અપવાદને બાદ કરતાં ભારતીય ભાષાઓમાં આ દર્શનોના આટલા સુંદર અનુવાદો અને તે પણ મૌલિક ભાષ્ય સાથે ગુજરાતી ભાષામાં આપી પંડિતજીએ ગુજરાતી ભાષાની અને ગુજરાતી જનતાની જે અપૂર્વ સેવા કરી છે તેની નોંધ લેતાં આનંદ સાથે ગર્વ અનુભવી શકાય છે.

ન્યાય વૈશેષિકદર્શન પછી મીમાંસાદર્શનનો વારો આવે છે. સામાન્ય રીતે મીમાંસાદર્શનનો તલસ્પર્શી અને ઊંડો અભ્યાસ દક્ષિણ ભારતમાં થાય છે. કાશી જેવા વિદ્યાક્ષેત્રમાં પણ મીમાંસાના ઊંડા અભ્યાસી પંડિતો દક્ષિણ ભારતના હોય છે. અલબત્ત

અંગ્રેજીમાં આ દર્શનનો સંપૂર્ણ અનુવાદ સ્વ મ. મ ગંગાનાથ ઝા કે જેઓ મિથિલાના હતા એમણે ખૂબ જ વિસ્તારથી આપ્યો છે. આ ઉપરાંત દર્શનોના પ્રકાંડ પં શ્રી ગોપીનાથ કવિરાજ જેવા વિદ્વાનો પણ આનું શાસ્ત્રજ્ઞાન ધરાવે છે. આમ છતાં આવા થોડા અપવાદો સિવાય દર્શન તરીકે આ દર્શનના અભ્યાસનો પ્રચાર વિશેષ નથી આ દર્શનના અભ્યાસનો જ જ્યાં પ્રચાર ન હોય ત્યાં ભારતીય ભાષાઓમાં આનો અનુવાદ થવો કે એનું મૌલિક ભાષ્ય રચાવું એ એકદમ સંભવિત જ ક્યાંથી બને? અલબત્ત દક્ષિણ ભારતની કોઈ ભાષામાં એટલે કે તમિલ યા તેલુગુમાં આ દર્શનનો અનુવાદ યા મીમાંસા વિશે કાંઈ લખાય તો એ અસંભવિત ન ગણાય દર્શનોના ઊંડા અભ્યાસી બંગાળમાં કાંઈક લખાય એ પણ શક્ય છે આમ છતાં મીમાંસાદર્શનનો આવો સર્વાંગ અને સુંદર અનુવાદ ભારતીય ભાષાઓમાં થયો હોય એવી જાણ મને નથી આ દૃષ્ટિએ જોતાં મીમાંસાદર્શન જેવા કર્મની અત્યંત અટપટી ચર્ચા કરનાર ગંભીર અધ્યયન માગી લેતા ઉપરાંત ખૂબ જ ધીરજપૂર્વકનું વાચન અને મનન માગી લેતા આ દર્શનનું મૌલિક ભાષ્ય ગુજરાતીમાં મળે એ ગુર્જરગિરાનું ખરેખર અહોભાગ્ય જ ગણાય મીમાંસાદર્શનનો ગુર્જર અનુવાદ અને ગુજરાતીમાં ભાષ્ય જોયા પછી પં. મયાશંકરજી દર્શનશાસ્ત્રનું કેટલું ઊંડું જ્ઞાન ધરાવે છે અને દર્શનશાસ્ત્રના કેટલા પ્રકાંડ પંડિત છે એની પ્રતીતિ કોઈને પણ થયા વિના રહેશે નહિ

પૂર્વમીમાંસા પછી જે દર્શનના ભાષ્યમાં આ પરિચયનો ઉમેરો કરવામાં આવ્યો છે એ દર્શન ઉત્તરમીમાંસા યા વેદાંત દર્શનનો વારો આવે છે. બ્રહ્મસૂત્રો ઉપર મોટા-મોટા અનેક આચાર્યોએ અનેક ભાષ્યો રચ્યાં છે. એ ભાષ્યો રચનાર મહાન આચાર્યોએ અનેક ધાર્મિક સંપ્રદાયો પણ પ્રવર્તાવ્યા છે. આમ છતાં દર્શન તરીકેની ગણતરીમાં ભારતીય દર્શનોમાં વેદાંત એ છેલ્લું દર્શન ગણાય અલબત્ત બ્રહ્મસૂત્રોની રચના ઘણા સમય

પૂર્વે થઈ છે, બીજાં સૂત્રોની જેમ એનું ગ્રંથસ્થીકરણ પણ પ્રાચીન છે, પણ એના ઉપરનાં પ્રાચીન ભાષ્યો ઉપલબ્ધ ન હોવાને કારણે એ વેદાંતદર્શનના સૂત્રો તરીકે શંકરાચાર્યે ભાષ્ય કર્યા પહેલાં પ્રતિષ્ઠિત નથી થયું. આજ કારણે ઇ. સ.ની ૫મી યા ૬ઠ્ઠી શતાબ્દીમાં થએલ જૈન આચાર્ય હરિભદ્રસૂરિ એમના દર્શન-સંગ્રહમાં વેદાંતનો સમાવેશ નથી કરી શકયા. આમ બ્રહ્મસૂત્રોના ભાષ્ય દ્વારા વેદાંતદર્શનની પ્રતિષ્ઠા કરનાર સૌ પહેલાં આચાર્ય શંકર છે. ઇ. સ.ની ૭મી ૮મી શતાબ્દીમાં ફક્ત ૩૨ વર્ષની વય જેટલું ટૂંકું આયુષ્ય ભોગવી જીવનલીલા સમાપ્ત કરનાર ભગવાન શંકરાચાર્યની વિદ્વત્તાથી અને પ્રભાવથી વેદાંતની એવી પ્રતિષ્ઠા થઈ કે આજ સુધી આપણા દેશમાં દર્શનનો અભ્યાસ એટલે મુખ્યત્વે વેદાંતનો જ અભ્યાસ એવું મનાય છે. શંકરાચાર્ય પછી દક્ષિણ ભારતમાં તથા ભારતના અન્ય ભાગોમાં બીજા જે કોઈપણ આચાર્યો થયા એમણે પોતાના મત યા સંપ્રદાય પ્રવર્તાવવા બ્રહ્મ-સૂત્રોનો જ આશ્રય લીધો. એજ પરિણામે અત્યારે આપણા દેશમાં જે ધાર્મિક સંપ્રદાયો નજરે પડે છે, એમાં કોઈ ને કોઈ આચાર્યનો વેદાંતનો મત સંકળાએલો નજરે પડે છે.

આ પરિસ્થિતિમાં વેદાંતદર્શનનું મૌલિક ભાષ્ય લખવાનું કામ કેટલું કપરું છે એ કોઈ પણ વાચકને સમજાયા વિના રહેશે નહિ. શંકરાચાર્ય અને એની પછી થએલ ઠેઠ વલ્લભાચાર્ય સુધીના આચાર્યો પૈકી કોઈ પણ એકના સંપ્રદાય યા મતને અનુસર્યા વિના જો વેદાંત ઉપર કોઈ પોતાની રીતે લખે તો એ વેદાંતનું ભાષ્ય ગણી શકાય કે કેમ એની પણ વાચકોને શંકા રહે. સામાન્ય વાચક તો એને વેદાંતનું ભાષ્ય છે એમ ન જ સમજે. અહીં આશ્ચર્ય તો એ છે આ આચાર્યોના મત પરસ્પર ભિન્ન હોવા છતાં બધાએ આચાર્યોએ આશ્રય આ બ્રહ્મસૂત્રોનો જ લીધો છે અને તે તે મતના અનુયાયીઓની દૃષ્ટિએ તે તે આચાર્યોએ કરેલ અર્થ સાચા ગણાય છે. પરંતુ આમાં તટસ્થ દાર્શનિકે કયો અર્થ સ્વીકારવો? વેદાંતસૂત્રો માટે આ એક

ન ઉકેલી શકાય એવો કોયડો છે. આજે તો આ બ્રહ્મસૂત્રોની દશા એવી છે કે કોઈ પણ પ્રાચીન દર્શન, શું સાંખ્યયોગ કે શું ન્યાય-વૈશેષિક કે શું પૂર્વમીમાંસા—આ દર્શનો પૈકી કોઈ પણ એકનુ સમર્થન કરનાર પોતાના મત અનુસાર બ્રહ્મસૂત્રોના અર્થ કરી શકે એમ છે. બીજા દર્શનોના સૂત્રો વિશે આવું નથી એ સ્પષ્ટ કરવું જરૂરી છે. આ કારણે વેદાંતસૂત્રોનો અર્થ જ્યારે પણ કરવામાં આવે ત્યારે અર્થ કરનાર કોઇ પણ એક આચાર્યની દૃષ્ટિને અનુસર્યા વિના રહી શકતો નથી. એમ કરે તે વેદાંત જાણે છે કે કેમ એ વિશે લોકોને શંકા જ થાય.

વેદાતદર્શનની આ પ્રમાણેની રૂઢ થએલ માન્યતાઓ છતાં પં. મયાશંકરજીએ વેદાંતસૂત્રોનુ પણ તદ્દન સ્વતંત્ર રીતે બધા જ આચાર્યોથી જુદા પડી મૌલિક ભાષ્ય રચવાની હિંમત કરી છે. પોતે આર્યસમાજનાજ વર્તુળમાં રહેતા હોઈ એ વિચારોની ઘેરી અસર એમના ઉપર આવે એ સ્વાભાવિક છે. એ રીતે વેદાંતના ભાષ્યમાં કોઇ વાચકને એમ પણ જણાય કે આ ભાષ્ય તો આર્યસમાજની દૃષ્ટિથીજ લખાયું છે, પરંતુ ન્યાય-વૈશેષિક તથા સાંખ્યયોગ વગેરે દર્શનોનો અભ્યાસ કર્યો પછી શંકરાચાર્ય કે ઈતર આચાર્યોના ભાષ્ય વાંચ્યા સિવાય જો આ વેદાંતનુ ભાષ્ય વાંચવામાં આવે તો પંડિતજીની મૌલિકતાની તથા એમના ઊંડા અભ્યાસની પ્રતીતિ થયા વિના રહેશે નહિ. તટસ્થદૃષ્ટિએ શંકર વગેરે આચાર્યોના ભાષ્યો વાંચ્યા પછી પણ ઇતર દર્શનોનો જેને અભ્યાસ છે એવી વ્યક્તિ એમ નહિ કહી શકે કે પં. મયાશંકરજીએ કરેલ વેદાંત-સૂત્રોના અર્થો નિરાધાર તથા કપોલકલ્પિત છે. અલબત્ત એમની દૃષ્ટિ ન્યાય તથા વૈશેષિકના મતને વધારે ગ્રાહ્ય રીતે ગણે છે, તેમ છતાં અહીં આ વેદાંતસૂત્રોના વાચકે એક બાબત હંમેશ ખ્યાલમાં રાખવાની છે કે શંકરાચાર્યથી શરૂ કરી જે જે આચાર્યોએ બ્રહ્મ-સૂત્રોના અર્થો કર્યો છે એ પોતપોતાના મતને પુષ્ટ કરવાની દૃષ્ટિથી જ કર્યો છે. પ્રત્યેક આચાર્ય આ બ્રહ્મસૂત્રોનો પોતે કરેલ અર્થ જ સાચો છે એમ ઠસાવવા પ્રયત્ન કરે છે. શંકરાચાર્ય આમાં સૌ

છતાં તેઓ પણ પૂર્વાચાર્યોએ કરેલ બ્રહ્મસૂત્રના અર્થોને પૂર્વપક્ષ તરીકે મૂકી એનું જોરશોરથી ખંડન કરે છે એમણે આ બ્રહ્મસૂત્રો દ્વારા બૌદ્ધ-તત્ત્વજ્ઞાનનો આડકતરી રીતે પુરસ્કાર કર્યો છે એવું લાગવાને કારણે શ્રી રામાનુજાચાર્ય જેવા વિશિષ્ટાદ્વૈતસિદ્ધાંતના આચાર્યો એમને પ્રચ્છન્ન બૌદ્ધ કહેતાં પણ અચકાયા નથી. બૌદ્ધ તત્ત્વજ્ઞાનના વિજ્ઞાનવાદ અને શૂન્યવાદનો સ્હેજ ગંભીર અભ્યાસ કરનારને એવું તો જરૂર સ્પષ્ટ જણાયા વિના નહિ જ રહે કે આચાર્ય શંકરે બૌદ્ધ તત્ત્વજ્ઞાનનાં ઘણાં તત્ત્વોનો સમાવેશ પોતે ઉપદેશેલ વેદાંતના તત્ત્વજ્ઞાનમાં કરી લીધો છે. આ કારણે આવા મતભેદપરક સૂત્રોમાં પંડિતજી મૌલિક રીતે પોતાને જે અર્થ સાચો લાગે તે આપણી સામે મૂકે તો એ દોષ ન ગણાતાં ગુણ જ ગણાવો જોઇએ. વળી જે જે સૂત્રોના અર્થ વિશે કોઈ પણ આચાર્યમાં મતભેદ નથી ત્યાં એમણે પણ કોઈ નવો પોતાનો કપોલકલ્પિત અર્થ ઉપજાવી કાઢ્યો નથી. એ અર્થ એમણે પણ સ્વીકાર્યો છે. આ રીતે તપાસતા આ વેદાંત-દર્શન પણ એક અનોખી ભાત પાડતું વેદાંત ઉપરનું એમનુ મૌલિક ભાષ્ય છે. જ્યાં જ્યાં એમણે પોતાના સિદ્ધાંતોનું પ્રતિપાદન કરવાનો પ્રયત્ન કર્યો છે, ત્યાં ત્યાં આચાર્ય શંકરની જેમ, તેમ જ અન્ય આચાર્યોની જેમ પોતાના સિદ્ધાંતને શ્રુતિ તેમજ સ્મૃતિના અનેક પ્રમાણોથી દૃઢમૂળ કર્યો છે. એ રીતે આ એમનું એક આગવું પ્રસ્થાન છે. દર્શન-શાસ્ત્રમાં તટસ્થ રીતે રસ ધરાવનાર આવી દૃષ્ટિથી આ વેદાંતદર્શનના ભાષ્યને વાંચશે તો એમાં પંડિતજીની સહજ મૌલિકતાના અને દર્શન શાસ્ત્રોના ઊંડા અભ્યાસના દર્શન થયા વિના રહેશે નહિ.

એમની દાર્શનિક કૃતિઓનો સંક્ષેપમાં આટલો પરિચય આપ્યા પછી અંતમાં એક મહત્ત્વની બાબત કહેવાની રહે છે. સામાન્ય રીતે પ્રાચીનકાળના પંડિતો અને આજના જમાનામાં વૈદિક, બૌદ્ધ કે જૈન સાધુઓ સિવાય કોઇપણ વિદ્વાન નિઃસ્વાર્થ-ભાવે કોઇપણ પ્રકારનો પુરસ્કાર લીધા વિના આવું કઠિન કામ કરી આપે એ આશ્ચર્ય ઉપજાવે એવી હકીકત છે. આ જમાનામાં

ગૃહસ્થ વિદ્વાન એ જેટલો મોટો વિદ્વાન હોય એટલો જ મોટો પુરસ્કાર એની કૃતિનો હોય છે, તેમા પણ આપણા પ્રાન્તમા તો પ્રત્યેક વર્ણમાં વૈશ્યવૃત્તિ અત્યન્ત પ્રાધાન્ય ભોગવતી હોવાને કારણે આટલા બધા દર્શનોના આવા સુદર મૌલિક ભાષ્યો પુરસ્કારની કે કીર્તિની કશીપણ એષણા વિના કોઈપણ વિદ્વાન આપે એ માની શકાય એવી બાબત નથી. આમ છતા દરેક નિયમમા મહાન વ્યક્તિઓ અપવાદ હોય છે, એ જ રીતે આટલા બધા દર્શનોના આવા સુદર મૌલિક ભાષ્યો પૂ. પડિતપ્રવર મયાશંકરજીએ, કે જેમને—એ મારા વિદ્યા ગુરુઓમાના આદિ વિદ્યાગુરુ હોઇ આચાર્યજી તરીકે જ સબોધુ છુ—ધનની કે કીર્તિની કશીપણ એષણા રાખ્યા વિના એક આપ્તર્ષિની જેમ લોકહિત માટે જ કરી આપ્યા છે. આ રીતે આ જમાનામા પણ દીક્ષાથી એ સંન્યાસી ન હોવા છતાં એક સાચા નિસ્વાર્થ સાધુની જેમ આ સમાજના સાચા લોકસેવકની રીતે આ કામ એમણે પાર પાડયું છે એ બદલ આપણે એમના હંમેશના ઋણી છીએ આવા ભગીરથકાર્ય બદલ કેવળ આર્યસમાજ નહિ પણ સમસ્ત ગુજરાત એમને જેટલા અભિનંદન આપે એટલા ઓછાં છે આશ્ચર્ય અને ખેદની વાત તો એ જ છે કે હંમેશા કામથી જ વ્યક્તિનુ મૂલ્ય આકતો આપણો પ્રાન્ત હજુ સુધી આવા નિસ્વાર્થી વિદ્યાનિષ્ઠ વિદ્વાનને ઓળખી શકયો નથી. તેઓ પણ અનાસક્તભાવે આવો કશોય રંજ અનુભવતા નથી એ એથીય આનંદની અને એમના શિષ્યો માટે ગર્વની વાત છે. આશા છે કે આ પરિચય પછી વાચકો એમની કૃતિઓને ઉચિત દૃષ્ટિથી મૂલવશે. જે અધિકારીઓના હાથમાં એમની કૃતિઓનુ પ્રકાશન હોય તેઓને એ જ વિનતિ કે એમની જે કૃતિઓ અત્યારે અપ્રાપ્ય થઇ ગઇ હોય તેને ફરીથી છપાવે અથવા એના અધિકાર કોઈ યોગ્ય પ્રકાશનસંસ્થા કે જે આ છપાવવાનો ભાર ઉપાડવા માટે તૈયાર હોય એને આપે. આથી વિશેષ અહીં મારે કશું કહેવાનું નથી. प्रियन्ता गुरवः ॥

---

# શ્રદ્ધેય પં. મયાશંકરજી દર્શનાચાર્ય

સોળ વરસના આણંદના વસવાટ પછી મેં ત્યાંથી વિદાય લીધી છે ત્યારે એની સ્મૃતિઓ ઊભરાય તે સ્વાભાવિક છે. એમાં એક વિરાટકાય મૂર્તિ મોખરે તરવરે છે. હું એને વિરાટકાય કહું છું ત્યારે એ દેહે લાંબી-પહોળી છે તેમ કહેવાનો ભાવાર્થ નથી. લગભગ સાડાસાત દસકા વટાવી ગયેલી એ મૂર્તિ મૂળે યે કૃશ હતી અને ઉંમરે તેને વધુ કૃશ બનાવી છે. ચાલ પણ હવે મંદ પડી છે. સવારના પહોરમાં આર્યસમાજમાંથી રસ્તાને નાકે એ દૂધ લેવા જાય કે સ્ટેશને શાક લેવા જતાં રોજ જોનારને મંદ ચાલનો ખ્યાલ આવ્યા વિના ન રહે. કૃશ શરીર, ધોતિયું, પહેરણ અને ટોપીનો સાદો પોષાક અને ચરોતર પ્રદેશની આર્યસમાજ આણંદે વગર ભાડે રહેવા આપેલી ૧૦'×૧૦'ની બે ઓરડીમાં રસોડું–ઘરવખરીનો સંસાર જેમનો સમાઈ ગયો છે, તે વ્યક્તિ આણંદનાં સ્મરણોને મોખરે આવીને ઊભી રહે અને પચ્ચીસ વર્ષની સ્મૃતિને જગાડે ત્યારે એ દેહે ભલે વિરાટકાય ન હોય, લૌકિક સમૃદ્ધિએ વિરાટ ન હોય, પણ આધ્યાત્મિક સમૃદ્ધિએ એ વિરાટકાય જરૂર છે.

'૩૬ની સાલમાં ૨૦ વર્ષની ઉંમરે હું નોકરીની શોધમાં આણંદ આવ્યો અને આર્યસમાજના તે વખતના મંત્રી મુરબ્બી શ્રી બાપુભાઇ પટેલના કૌટુંબિક સંબંધને લીધે 'આર્યપ્રકાશ' સાપ્તાહિકમાં કારકુન તરીકે જોડાયો. તેથી જે વિરાટકાય વ્યક્તિની સ્મૃતિની વાત કરું છું તે **બ્રહ્મવેત્તા** આચાર્ય મયાશંકરજી શર્માનાં પ્રથમ દર્શન થયાં. પચ્ચીસ વર્ષ પહેલાંનો પણ પહેરવેશ એ જ હતો! આજે જે જગામાં એ રહે છે તે જ બે ઓરડીમાં તે વખતે પણ રહેતા હતા. આર્યવિદ્યાસભાનું ગુરુકુળ શુકલતીર્થથી આણંદ લાવવામાં આવ્યું હતું અને આચાર્ય તરીકે ત્યાંથી એ સાથે આવ્યા હતા. 'આર્યપ્રકાશ' સાપ્તાહિક પ્રગટ થતું હતું એના પણ એ તંત્રી હતા. માણસની આંતરિક મોટાઈ જોઈ શકવાની દૃષ્ટિ તે વખતે

મારામાં ખીલી નહોતી તેમ કહું તે કરતાં, ઊઘડી જ નહોતી તેમ કહું તો એ વધુ સાચું ગણાશે. આથી એમનું પહેલું ચિત્ર મારી સ્મૃતિમાં જડાયેલું છે, તે સવારમાં એમને ઓરડીની બહારના નળે સ્નાન કરતા અને તે પછી જાતે ધોતિયું ધોઇને સુકવી નાખતા જોએલા; તે એ વખતે મને એ દશ્યથી કંઈક આઘાત પણ લાગેલો. હાઈસ્કૂલના અમારા હેડ માસ્તર શાળામાં આવતા ત્યારે એમની આગળ પટાવાળો ચાલતો હોય, એ સનાતની આચારવિચારના હતા, એટલે શાળાનું સાર્વજનિક પાણી પીવામાં એ છોછ માનતા એટલે બ્રાહ્મણ પટાવાળો ઘેરથી એમને માટે લોટામાં પાણી ભરી લાવતો અને તે દેખાવ એમની મોટાઈની છડી પોકારતો લાગતો. નિશાળ અગ્યાર વાગ્યે ઉઘડતી, શિક્ષકો તે પહેલાં આવી જતા, પણ હેડ માસ્તર શાળા શરૂ થઈ ગયા પછી આવતા અને ક્લાસમાં બેઠા-બેઠા અમારી નજર એમના તરફ પડી જાય તો એ મોડા આવે છે તેમાં પણ એમની મોટાઈ અમને દેખાતી હતી. એ ચાલે એમાં, એ બોલે એમાં, એ અમને વર્ગ લેતાં ભણાવે એમાં, એ શાળામાં સૌથી મોટા—સર્વેશ્વર છે, તેની પ્રતીતિ થયા કરતી હતી. એને બદલે ગુરુકુળના આચાર્ય અને મુંબઈ પ્રદેશ આર્યપ્રતિનિધિ સભાના મુખપત્ર સાપ્તાહિક 'આર્યપ્રકાશ'ના તંત્રી જાતે પોતાનું ધોતિયું ધોઈ લે અને એમનાથી પચ્ચીસ ફૂટ દૂર એમના વિદ્યાર્થીઓ એ દશ્ય જોતા હોય, તે મને વરવું લાગતું હતું.

'આર્યપ્રકાશ' કાર્યાલયમાં છાપાં આવતાં, તંત્રીને જ એની જરૂર ગણાય, તંત્રીને સીધાં એ મળવાં જોઇએ, પરંતુ એ પોતે કાર્યાલયમાં આવે, ટપાલ મારી પાસે આવતી એટલે મારા ટેબલ ઉપર એ હોય, જાણે હું એનો હકદાર હોઉં તેમ એ મારી રજા-સંમતિ લેતા હોય તેમ કહેઃ લઇ જાઉં છું! અમારી નિશાળમાંય છાપાં આવતાં, વિદ્યાર્થીઓને તે વાંચવાનો અધિકાર હતો, પરંતુ છાપાં હેડ માસ્તર, શિક્ષકોની ઓફિસમાં રહેતાં, વિદ્યાર્થીઓ માટે તે વાચનાલયમાં ભાગ્યે મુકાતાં હતાં. અને અહીં મધ્યાંગ કરછી પોતાના

અધિકારને યે ઓળખતા ન હતા. નવજ મહિના એ વખતે આર્ય સમાજમાં રહીને શિક્ષકની સરકારી નોકરી માટે મેં ત્યાંથી વિદા લીધી. એઓ ભલા માણસ છે ત્યારે એવી જ એ પ્રથમ છાપ હતી

પરંતુ સાત વર્ષ પછી પાછો એ જ આર્યસમાજમાં રહે આવ્યો અને ખાસ્સાં સોળ વર્ષ ત્યાં રહ્યો ત્યારે મયાશંકરજી આંતરિક પ્રતિભાને સમજવાની કંઈક દૃષ્ટિ પ્રાપ્ત થઈ હતી તેથી મ વિશ્વાસ બેઠો છે કે, **ઋષિ–મુનિઓનો વંશ ભારતભૂમિમાંથ નિર્મૂળ થયો નથી!** ત્યાગી–વિદ્વાન–ગુરુઓ અરણ્યમાં ઝૂંપડી રહેતા હતા તેવા બ્રાહ્મણો આજે નથી એમ આપણે બોલી નાખી છીએ, પણ એવા બ્રહ્મવેત્તાઓ આજે પણ છે તેની પ્રતી મયાશંકરજી જેવા ઋષિના સાન્નિધ્યમાં આવવાનું જેને સદ્ભાગ મળે તેને થાય છે. એ જે બે ઓરડીઓમાં રહે છે તે ઈંટ–સીમેન્ટ પાકી છે તે સાચું, પણ સગવડમાં ઝૂંપડી કરતાં એમાં વિશેષ ક નથી. વીજળીની બત્તી અને પાણીનો નળ સગવડમાં કહેવો હો તો કહી શકાય. આ તો સ્થૂલ સરખામણી થઈ, પરંતુ ઋષિ–મુ સાથે આંતરિક સરખામણી કરવામાં આવે તો એમાં એ ક્યાંય ઉતરે. બ્રહ્મવેત્તાની મુખ્ય કસોટી સંસારના અધ્રુવ પદાર્થોમાં આસ થઈ ધ્રુવઆત્માના અમરત્વ પદાર્થ— આત્મતત્ત્વને એ ભૂલ નથી. ધ્રુવમાં જ એ મસ્ત રહે છે. ત્રણ એષણાઓથી એ વિરક્ત છે—પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણા. મયાશંકરજીને પુત્ર નથી અ એ એષણા એમને રહી ગઈ હોય તેવું ક્યારે ય દેખાયું નથ વિત્તૈષણા એમને સતાવતી હોય તો આર્યસમાજના પંડિત તરી એમણે જે જિંદગી વિતાવી તેમાંથી એ ક્યારનાય ચલિત થઈ, સામે આવીને મળતું ગજપીપળા સ્ટેટનું 'રાજગુરુ'પદ સ્વીકાર્યું હોત સામાન્ય વ્યવહારમાં એવું બને છે કે માણસને એના જગામાં ક્રમ બઢતી મળે છે અને આપોઆપ પગાર વધતો જાય છે. મયાશંકરજી બાબતમાં એથી ઊલટું બન્યું, એમનો પગાર સંસ્થાની આર્થિ સ્થિતિ ઉત્તરોત્તર નબળી પડતી ગઈ તેમ તેમ ઘટતો ગયો

એમણે તે કાપ સ્વેચ્છાએ સ્વીકાર્યો અને આર્થિક સ્થિતિ સુધરે તેવી સારી તક સામેથી આવી તોપણ ગરીબાઈમાં એમણે ગૌરવ માની ગરીબાઇને ગૌરવાન્વિત કરી !

દેવલાલી, નાશિક, માલાડ, સાન્તાક્રુઝ, વરસોવા, અંધેરી, શુક્લતીર્થ અને આણંદ તથા ઘાટકોપર એમ ગુરુકુળનું સ્થળાંતર થતું રહ્યું અને પહેલેથી એના આચાર્ય બનેલા મયાશંકરજી ઠેઠ સુધી એની નબળી આર્થિક હાલતમાંયે કામ કરતા રહ્યા. ઉપર જણાવ્યા મુજબ શુક્લતીર્થ હતા ત્યારે રાજપીપળાના રાજવી તરફથી રાજગુરુના પદ માટે આમંત્રણ આવ્યું. માસિક ૨૫૦) નો પગાર, બંગલો અને નોકરચાકર! પરંતુ આચાર્યનો રૂ. ૧૨૫) નો અનિયમિત મળતો પગાર છોડીને એઓ ત્યાં ન ગયા !! '૪૨ માં આણંદમાં ગુરુકુળ બંધ થયું ત્યારે એમણે નિવૃત્તિ સ્વીકારી, પણ મુંબઇમાં રહેવાની માગણીનો એમના પરમપ્રિય શિષ્ય શ્રી સત્યવ્રતજી સ્નાતકનો આગ્રહ પણ એમણે માન્ય ન રાખ્યો !

વિત્તૈષણાનો ત્યાગ કરવો કંઇક સહેલો છે પણ લોકૈષણાનો ત્યાગ તો વિરલ છે. પરંતુ એમાં ય એ નિસ્પૃહી રહ્યા છે! સંસ્કૃતના વિદ્વાન અને દર્શનશાસ્ત્રોના પ્રખર અભ્યાસી હોવા છતાં આર્યસમાજની દુનિયા પણ એમને ઓછા જ જાણે છે. એમની વિદ્વત્તાને મૂલવવાનો મારો કોઈ અધિકાર નથી, પરંતુ એમના શિષ્યો એમના પ્રત્યે જે પૂજ્યભાવ સેવે છે અને એમને માર્ગદર્શનના અધિકારી ગણે છે તે ઉપરથી એમની મેધાનો અણસાર મળે છે. સંસ્કૃતના વિદ્વાન અને પ્રાધ્યાપક ડૉ. શ્રી જિતેન્દ્ર જેટલી બનારસના ન્યાયાચાર્ય છે અને મુંબઈ યુનિ. ના એમ. એ. છે. એમણે પીએચ. ડી. માટે થીસીસ લખવાનું નક્કી કર્યું ત્યારે માર્ગદર્શન માટે મયાશંકરજીને સ્વીકાર્યા, અને યુનિ.ને એ મોકલતાં પહેલાં મયાશંકરજી પાસે એની કસોટી કરાવી! ગુરુપૂર્ણિમાના અરસામાં એ ગુરુના આશીર્વાદ લેવા પણ પ્રાયઃ આવતા હોય છે.

સ્નાતક શ્રી સત્યવ્રતજી પણ સંસ્કૃતના અભ્યાસી છે. એમના પ્રત્યે સ્નાતકજીનો ગુરુભાવ પિતાતુલ્ય છે. એ પોતે પણ સારા લેખક છે. મયાશંકરજીની મેધાને અંજલિ આપતાં એ કહે છે, 'ભારતભરના દાર્શનિક વિદ્વાનોમાં થોડા જ વિદ્વાનો ષડ્દર્શનના પંડિતો હોય છે. તેમાંય થોડાજ સાથે વૈયાકરણ પણ હોય છે. તેમાં યે થોડામાં જ કાવ્યપ્રતિભા સ્ફુરે છે. એ રીતે આચાર્ય મયાશંકરજી એક સમર્થ વૈયાકરણ હોવા ઉપરાંત ષડ્દર્શનાચાર્ય અને સરસ કવિ પણ છે! આર્યસમાજમાં તો તેઓ અગ્રસ્થાને છે જ પણ ગુજરાતી આલમમાંયે તેઓ એક અને અદ્વિતીય વિદ્યમાન છે! મહર્ષિ દયાનંદના સત્યાર્થપ્રકાશ, સંસ્કારવિધિ આદિ ગ્રંથોના અનુવાદક અને ન્યાય, વૈશેષિક, સાંખ્ય, મીમાંસા અને વેદાંત એ દર્શનોના અનુપમ સ્વતંત્ર ભાષ્યકાર પણ છે.'

આ વિદ્વત્તામાં વાત્સલ્ય ભરવાથી એ શિષ્યોના પિતાતુલ્ય ગુરુ બને તેમાં નવાઈ શી? સત્યવ્રતજી આજે પણ એમનો એક પ્રસંગ વર્ણવતાં ગળગળા થઈ જાય છે. અંધેરીમાં ગુરુકુળ હતું ત્યારે એના કંપાઉંડના કૂવામાં નહાવા પડતા હતા. એ રોજનો કાર્યક્રમ હતો અને તરતાં પણ સારું આવડતું હતું એટલે નવું પણ ન હતું. પરંતુ નવજુવાનોને કંઈક આંધળિયાં કરવાની ચળ પણ ઊપડી આવે છે. સત્યવ્રતજીએ પવનચક્કી ઉપર ચડીને કૂવામાં ભૂસકો મારવાનો મનસૂબો કર્યો. શંકુ આકારની પવનચક્કીની નીચેના ભાગની પહોળાઈ તથા કૂવાની સંકડાશને લીધે બીજા વિદ્યાર્થીઓ હેબતાઈ ગયા. એ મૂર્ખામી ન કરવા વારવા લાગ્યા. સત્યવ્રતજી ન માન્યા એટલે વિદ્યાર્થીઓ આચાર્ય મયાશંકરજી પાસે દોડી ગયા. પોતાનો દીકરો અકસ્માતના મોંમાં આવી ગયો હોય અને તે સમાચાર જાણતાં પિતા હાંફળાફાંફળા દોડે તેમ મયાશંકરજી દોડ્યા અને 'સત્યવ્રત! સત્યવ્રત...!'ની બૂમો પાડતાં એમનો સાદ ફાટી ગયો! સત્યવ્રતનું સાહસ તે વખતે સફળ નીવડયું હતું અને કોઈપણ

ઈજા પામ્યા વિના એ કૂવામાં ભૂસકો મારી બહાર આવ્યા હતા એટલે મયાશંકરજીની સામે જઈ એમણે નમસ્કાર કર્યા. પિતા દીકરાને છાતીએ ચાંપી દે તેમ એમણે એમને છાતીએ વળગાડી દીધો અને પ્રભુકૃપાએ દીકરો ઉગરી ગયાના હર્ષમાં એમની આંખોમાંથી અશ્રુધારા વહી રહીને સત્યવ્રતજીનું માથું ભીંજવી રહી!

શ્રી. સત્યવ્રતજી ગદ્‌ગદ્ થતાં કહે છેઃ 'આ મારા ગુરુદેવ! મારા જીવનના એ અવિવેકી સાહસનો મને આવો અલભ્ય બદલો મળ્યો, તે માટે આજ પણ હું એ સાહસને વખોડતો નથી!'

પ્રજામાનસ ચમત્કારોથી અંજાવા ટેવાઈ ગયું છે અને તેથી એમાં ઘેલું બની એ ચમત્કાર પાછળ દોડતું જોવા મળે છે. પરંતુ ચમત્કારને સમજવા એ ભાગ્યે પ્રયત્ન કરતું હોય છે. ગાંધીજી અને મહાદેવભાઈ વચ્ચે ચમત્કારની વાત નીકળતાં મહાત્માજીએ કહ્યું હતું—'હું પણ કયાં ચમત્કાર નથી કરતો?' મહાદેવભાઈએ આશ્ચર્ય પામતાં પૂછયું હતું–'તમે વળી કયારે ચમત્કાર કરો છો?' ચમત્કારનો પોતાનો ખ્યાલ આપતાં મહાત્માજીએ કહ્યું હતું– 'આપણે કલ્પ્યું પણ ન હોય તેવું કામ ઈશ્વર આપણી પાસે કરાવે તેનું નામ ચમત્કાર!'

આ અર્થમાં મયાશંકરજીનું જીવન પણ મોટો ચમત્કાર છે. દોરી-લોટો લઈને ગયેલો માણસ મુંબઈમાં લાખોપતિ બન્યાનું તો નવાઈ ભર્યું નથી, પણ માણસ રોટલો રળવા મુંબઈ જાય અને રસોયા તરીકે ખાધા પેટે નોકરી શરૂ કરે અને તેમાંથી દર્શનાચાર્ય સુધીનો વિદ્વાન થાય, આચાર્ય બને અને ઋષિ બને, તે શું જેવો-તેવો ઈશ્વરનો ચમત્કાર ગણાય?

સૌરાષ્ટ્રના લાઠી શહેરમાં રહેતું બ્રાહ્મણ કુટુંબ દાદાના વખતમાં પાલીતાણાના નાનકડા **પાંચપીપળી** ગામમાં આવીને વસ્યું. મયાશંકરે પ્રાથમિક છ ધોરણ શિક્ષણ લીધેલું અને બ્રાહ્મણ કુટુંબના વારસામાં થોડોક મૌખિક વેદનો પાઠ, સંસ્કૃત સ્તોત્ર અને કર્મકાંડ મળ્યાં

હતાં. બાળલગ્નનો જમાનો એટલે પંદરમે વર્ષે લગ્ન થયું અને નબળી આર્થિક સ્થિતિમાં કમાવાની જરૂર ઊભી થઇ. મયાશંકરજીને કમાવા માટે નસીબ મુંબઈ લઈ ગયું પણ એમની કમાણી બીજા કરતાં જુદા પ્રકારની નિર્માઈ હતી એટલે બ્રાહ્મણના દીકરાને સંસ્કૃત આવડતું હશે તો કંઈક રોટલો રળી ખવાશે માની રસોઇની નોકરી સાથે સાથે એ જી. ટી. સંસ્કૃત પાઠશાળામાં દાખલ થયા. ભણવું હતું પેટ માટે, પણ ભણવામાં કંઈક જુદા જ પ્રકારનો રસ પડવા માંડયો અને તેમાં એમની સુંદર પ્રગતિ જોઈ પાઠશાળાના શાસ્ત્રીએ રસોઇની નોકરી છોડાવી દઈ જમવાની સગવડ કરી આપી. એમાંથી એક મિત્ર આર્યસમાજમાં સમર્થ પંડિત બાલકૃષ્ણ શર્મા પાસે એમને લઇ ગયો. સમર્થ તાર્કિક પંડિતશ્રેષ્ઠ બાલકૃષ્ણ શર્મા એ ઇટાવા નિવાસી પં. ભીમસેન શર્માના શિષ્ય હતા. એ પં. ભીમસેનજી મહર્ષિ દયાનંદના શિષ્ય હતા. આમ સ્વા. દયાનંદની શિષ્યપરંપરામાં મયાશંકરજી, પં. બાલકૃષ્ણજીના શિષ્ય થયા અને તેમની પાસે અષ્ટાધ્યાયી, મહાભાષ્ય વગેરે ભણવાની, આર્ય-સમાજમાં રહેવાની, જમવાની સર્વ સગવડ મળી ગઇ. ભણવામાં એટલી તન્મયતા લાગી કે પોતે મુંબઇ કમાણી કરવા આવ્યા હતા અને પોતાને માથે પત્નીસહિત પિતા–ભાઇઓના કુટુંબની જવાબદારી હતી એ જ ભૂલી ગયા! આથી પિતાને અને બીજાંને મયાશંકરની લાગણીહીનતા માટે દુઃખ અને અણગમો પણ થયો. બીજી બાજુ મયાશંકરજીનું આખું માનસ પલટાઇ રહ્યું હતું. સનાતની બ્રાહ્મણના સંસ્કારને સ્થાને આર્યસમાજનું વાતાવરણ છવાતું હતું. ઉત્તર હિંદુસ્તાન અને પંજાબમાંથી આર્યસમાજના પંડિતો આવતા હતા અને તેમની સમક્ષ જ્ઞાનની વિશાળ દુનિયા ઊઘડતી જતી હતી, તેથી એમને એમ જ લાગતું હતું કે પોતે જાણે કોઈ સ્વર્ગભૂમિમાં છે! સ્વામી દયાનંદજીનું જીવનચરિત્ર અને એમના ગ્રંથો તેમને કંઈક નવીન પ્રેરણા આપી રહ્યાં હતાં. સ્વામીજીની માફક જ્ઞાનની શોધમાં પગે ચાલીને ઉત્તરમાં જવા

અંખના સતાવી રહી હતી અને બીજી તરફ ઘેરથી પિતાજીના પત્રો આવવા શરૂ થયા કે હવે તું તારી સ્ત્રીને તેડી જા!

ગુરુકુળના સંસ્થાપક સ્વામી નિત્યાનંદજીએ મયાશંકરજીની આંતરિક ભૂખને સમજીને બનારસ વધુ અભ્યાસ માટે જવાની ગોઠવણ કરી આપી. ગંગા તટના શીતલાઘાટ પર સ્વામીજી જે મકાનમાં રહેતા હતા તેમાં રહેવાનું હતું. એક ગૃહસ્થ ઉપર ભલામણ-પત્ર લખી આપ્યો અને ડૉ. કલ્યાણદાસજીએ આર્યસમાજ દ્વારા સ્કૉલરશિપ આપવાનો પ્રબંધ કર્યો. દાક્ષિણાત્ય નૈયાયિક પં. અંબાદત્તજીએ એમની કસોટી કરી શિષ્ય તરીકે સ્વીકારી ભણાવવાનું શરૂ કર્યું. એક મહિનો અભ્યાસ ચાલ્યો ત્યાં એમની સાથે રહેતા એક વિદ્યાર્થીને રાત્રે કૉલેરા લાગુ પડ્યો અને ચાર જ કલાકમાં તે મરણ પામ્યો. મયાશંકરજીના મનમાં ભયનો સંચાર શરૂ થયો અને મુંબઇનો માર્ગ પકડ્યો! હવે નોકરી સ્વીકાર્યા વિના ઉપાય શો હતો? સેવેલાં સ્વપ્નો એળે જશે તે દુઃખ એમના મનમાં ઘૂંટાતું હતું. પરંતુ ઈશ્વરે ચમત્કાર શરૂ કર્યો હતો અને તે હજી પૂરો થયો ન હતો. કલકત્તાથી એક સંસ્કૃતનો વિદ્યાર્થી આર્યસમાજમાં આવ્યો હતો. તેણે મયાશંકરજીની વિદ્યાભૂખ પિછાણીને પોતાની સાથે કલકત્તા લઈ જવાની તૈયારી બતાવી. જૈનધર્મના સમર્થ વિદ્વાન મહારાજ શ્રી વિજયધર્મસૂરિ ત્યાં સંસ્કૃત પાઠશાળા ચલાવતા ચાતુર્માસ ગાળતા હતા. વિદ્યાર્થીના કહેવાથી મયાશંકરજીએ સંસ્કૃતમાં સૂરિજી ઉપર પત્ર લખ્યો અને એમની સંમતિ પણ આવી ગઈ. ચોમાસું પૂરું થતાં સૂરિજીની જંગમ પાઠશાળા બનારસ જવા વિહાર કરી ગઈ એટલે મયાશંકરજી બંગાળી પંડિત **સત્યવ્રત સામશ્રમી** પાસે વૈદિક ગ્રંથોનો અભ્યાસ કરવામાં ગુંથાઈ ગયા, ઉપરાંત સંસ્કૃત કૉલેજમાં નવ્ય ન્યાયનો અભ્યાસ ચાલુ રાખ્યો. પરંતુ સંસ્કૃતજ્ઞાનની ભૂખ કાશી વિના તૃપ્ત ન થવાની હોય તેમ વળી એમને બનારસનું આકર્ષણ શરૂ

થયું. ત્યાં જતાં પંડિત અંબાદત્તજીનાં ચરણોમાં ફરી શિષ્યભાવે જઈને એ ઊભા રહ્યા! શિષ્યને ફરી આવેલો જોઈને ગુરુવર હસી પડ્યા અને નવ્ય ન્યાય તથા પ્રાચીન ન્યાય ભણાવવાનું શરૂ કર્યું. સૂરિજીનો પણ ત્યાં ફરી મેળાપ થયો. તેમણે પાઠશાળામાં રહેવાની સગવડ કરી આપી અને પ્રાચીન દર્શનશાસ્ત્રોના અભ્યાસની જે ભૂખ હતી તે મયાશંકરજીએ અહીં પૂરેપૂરી સંતોષી. ઉપરાંત પૂર્વમીમાંસા અને વેદાંતના પ્રાકરણિક ગ્રંથો પૂરા કર્યા. સાહિત્યમાં કાવ્યપ્રકાશ, સાહિત્યદર્પણ, પંચમહાકાવ્યો અને પિંગળશાસ્ત્ર વગેરેનો સારો અભ્યાસ કર્યો.

ઈશ્વરે એમને માટે આ અભ્યાસ પછી ગુરુકુળના આચાર્ય તરીકેની આજીવન કામગીરી ગોઠવી જ રાખી હોય તેમ કાશીમાં અભ્યાસ પૂરો થવા આવ્યો ત્યાં ૧૯૧૨માં મુંબઈ આર્યસમાજનું તેડું આવ્યું કે દેવલાલીમાં ગુરુકુળ સ્થાપિત કર્યું છે અને તમે જલ્દી આવી જાવ. તે વખતે આર્યસમાજના મંત્રી તરીકે પૃ. ડૉ. કલ્યાણદાસ દેસાઈ હતા. થોડા વરસો પૂર્વે ગુજરી ગયેલા એ આર્યસંસ્કૃતિના પુરસ્કર્તા અને અજોડ કાર્યકર્તાને મુંબઈની જનતા અને આર્યસમાજની જનતા સારી રીતે ઓળખે છે. એ પણ ગુણપારખુ હતા. સત્તાવીસ વર્ષના નવજુવાન મયાશંકરજીની બનારસથી આવતાંની સાથે ગુરુકુળમાં આચાર્ય તરીકે તેમણે નિમણુક કરી અને આજીવન એના આચાર્ય રહી મયાશંકરજીએ તે દિપાવી! તેમાં ડૉ. કલ્યાણદાસની ગુણપારખદૃષ્ટિ અને મયશંકરજીની કૃતજ્ઞતા જોઈ શકાય છે. આમ પંદર વર્ષની ઉંમરે નોકરીની શોધમાં ગયેલા કિશોરે રસોઈની નોકરીથી શરૂઆત કરી અને બાર વર્ષનું એક તપ પૂરું કરી આચાર્યપદ પ્રાપ્ત કર્યું એ ઈશ્વરનો કેવો મોટો ચમત્કાર!

જાણે પતિવ્રતા પત્નીની માફક એક જ ગુરુકુળને મનથી વર્યા હોય તેમ '૪૨માં આણંદમાં મું. પ્ર. આ. વિદ્યાસભાનું ગુરુકુળ બંધ થયું, તે પછી સારા પગારની અને વધુ સગવડવાળી મુંબઈની

માંગણીને પણ મયાશંકરજીએ સ્વીકારી ન હતી. એમણે નિવૃત્તિ સ્વીકારી એટલે એ આચાર્ય મટી ગયા ન હતા. એમની દીર્ઘકાલીન સેવાઓ અને એમના દર્શનશાસ્ત્રોના ઊંડા અભ્યાસને લીધે મુંબઈ પ્રદેશની આર્યપ્રતિનિધિ સભા અને મુંબઈ પ્રદેશ વિદ્યાસભાએ એમને 'દર્શનાચાર્ય' ની પદવી આપી સન્માન કર્યું હતું. એ દર્શનશાસ્ત્રોનું તત્ત્વજ્ઞાન એમણે જીવનમાં ઉતાર્યું છે એ અર્થમાં તે જીવનાચાર્ય છે! અને જે જીવન આખું જ્ઞાનની ઉપાસના–આચરણ કરે તેને નિવૃત્તિ કેવી હોય?

ગુરુકુળ બંધ થયા પછી એમણે ન્યાય, વૈશેષિક અને પૂર્વ-મીમાંસાનાં ભાષ્યો કર્યાં છે. અત્યારે આ વેદાંત-દર્શન ગુજરાતીમાં પ્રગટ થઈ રહ્યું છે. પુસ્તક પ્રગટ થવાની ગણુતરીએ એ લેખન કરે છે તેવું નથી. એ તો પોતાની વિદ્યાપ્રવૃત્તિ આચાર્ય તરીકે કર્યે જાય છે. 'આર્યસ્મૃતિ' નામનો શ્લોકબદ્ધ ગ્રંથ અપ્રગટ પડયો છે. 'આર્યપ્રકાશ' સાપ્તાહિકના તંત્રી-લેખોમાં એમણે જે પોતાના અભ્યાસનો નિચોડ આપ્યો છે, તેને જો વિભાગવાર પૃથક્કરણ કરીને સંગ્રહ કરવામાં આવે તો વેડફાઈ જતું એ વિદ્યાધન કાયમ ઉપયોગમાં આવે. પરંતુ પુષ્પ ખીલે છે, તે કોઈ સુવાસ લે તે હેતુથી નહિ; પરંતુ ખીલવું એ એની પ્રકૃતિ છે અને સુવાસ ફેલાવવી એ એનો સદ્‌ગુણ છે. આત્મજ્ઞાની બ્રહ્મવેત્તાઓ પણ એ પુષ્પ જેવા છે એમની સુવાસ કોઈ ઝીલે તો જ એમનું જ્ઞાનપુષ્પ ખીલે એવું નથી. પોતાને માટે એ ખીલે છે અને તેની સુવાસ જો બીજા લે તો એમનાં ધનભાગ્ય. બાકી એમનો આત્મા તો એમાં મસ્ત હોય છે જ. એ મસ્ત હોય છે માટે જ એમને બીજી દુન્યવી એષણાઓ સ્પર્શતી નથી. આ દુન્યવી એષણાઓ કેવળ જ્ઞાનને લીધે દૂર રહે છે એવું નથી. એવા કેટલાય જ્ઞાનીઓ પણ જોવા મળે છે કે એમની આશા-તૃષ્ણાનો અંત જોવામાં આવતો નથી. એ માટે અંતરમાં વૈરાગ્ય જાગવો જોઇએ. આવેગ અને

ઉત્સાહમા આવી જઈને ત્યાગવૃત્તિ બતાવનાર ઘણા મળી આવે છે, પરંતુ એ ત્યાગવૃત્તિ લાબો કાળ ટકતી નથી વૈરાગ્ય વિના ત્યાગ ટકતો નથી. મયાશંકરજીનુ **ત્યાગીજીવન** જે ઠેઠ સુધી શોભ્યુ છે તે એમની **વૈરાગ્યભાવનાને** લીધે એના મૂળ બનારસના વિદ્યાભ્યાસ કાળમા નખાયાનુ એ માને છે. વિદ્યાભ્યાસ માટે કાશીનુ શુ મહાત્મ્ય છે તે આ ઉપરથી જોવા મળે છે. વિદ્યાના વાતાવરણ વિનાનુ શિક્ષણુ સ્થાયી સસ્કારમા પરિણમતુ નથી આ માટે જ ગુરુકુળોની પરપરા ચાલી આવતી હતી આજે યુગ પ્રમાણે ગુરુકુળના ઢબની પરપરા ભલે ન ચાલે તેમ હોય, પરંતુ વિદ્યાનુ વાતાવરણ સ્થાયી સસ્કારમા પરિણમે તેવી નવી પરપરા શોધવી જ રહેશે !

આ વૈરાગ્ય અને આત્મજ્ઞાનને લીધે આણુદ આર્યસમાજની યજ્ઞશાળાના બાકડા ઉપર બેઠેલા મયાશકરજી શ્રી. બાપુભાઈ અને રામજી સાથે સરખી આત્મીયતાથી વર્તતા જોવા મળે છે. ચરોતર પ્રદેશની આર્યસમાજના આણુદમા મૂળ નાખી તેને સમૃદ્ધ અને ચેતન રાખનાર વ્યક્તિઓમા શ્રી બાપુભાઇ કુબેરભાઈ પટેલનુ નામ મોખરે છે. એવા એ સમાજના નાયક અને આર્યસસ્કૃતિના અભ્યાસી સાથે મયાશકરજી જે બાકડે બેસી તત્ત્વજ્ઞાનની વાતચીત કરતા હોય, તે જ બાકડે આર્યસમાજના પટાવાળા રામજી સાથે બેસી એની કક્ષાની વ્યવહારની વાત પણ કરતા હોય છે ! બ ને સાથેની વાતચીતના વિષયમા દ્વૈત ધ્રુવ જેટલુ અ તર હોય પણ આત્મીયતા સરખી જ ! માણસ સંસારમા રહી એનાથી નિર્લેપ નથી રહી શકતો, છતા ગીતાએ આસક્તિ ત્યજીને રહેવાનો બોધ આપ્યો છે એનો અર્થ એટલો જ કે માણસ અધિકાર પ્રાપ્ત કરે તો એ રીતે રહી શકે છે મયાશંકરજીએ એ અધિકાર પ્રાપ્ત કર્યો છે તેમ એમનુ વર્તન જોતાં પ્રતીતિ થાય છે આર્યસમાજ સસ્થાનો જન્મ સામાજિક અને ધાર્મિક ક્રાન્તિના હેતુમાથી થયેલો છે, અને ઘર્ષણ વિના ક્રાન્તિનો

પ્રસવ થાય નહિ આ ઘર્ષણના સંસ્કારનું પરિણામ હોય કે બીજાનું પરિણામ હોય, પણ જેમ જેમ વખત જતો ગયો તેમ આર્યસમાજે ક્રાન્તિના ઘર્ષણને સ્થાને અંદરઅંદરના ઘર્ષણનું ક્ષેત્ર બની ગયાં. એને મૂલવવાનો અહીં હેતુ નથી, પરંતુ એવા ઘર્ષણ વચ્ચે રહેવા છતાં મયાશંકરજીને એનો સ્પર્શ થયો નથી અને એ નિર્લેપ છે તેમ સૌએ સ્વીકાર્યું છે અને એમના પ્રત્યે કોઈએ પક્ષપાતી તરીકે જોયું નથી. આવા નિર્લેપ મહાનુભાવો અજાતશત્રુ ગણાતા હોય છે અને એ રીતે **મયાશંકરજી અજાતશત્રુ** છે.

સાચા જ્ઞાની મનુષ્યમાં જ્ઞાન જ્યાંથી મળે ત્યાંથી સ્વીકારવાની તત્પરતા હોય છે, એ ભાષાભિન્નતાથી કે દેશ-પરદેશની સરહદોથી સૂગાતો નથી. મયાશંકરજી આમ તો સંસ્કૃતના વિદ્વાન છે. ગુરુકુળમાં હતા ત્યારે શરૂઆતમાં સાંતાક્રુઝ ગુરુકુળના પ્રિન્સિપાલ દિવાન શ્રી દોલતરામ પંડિત પાસે અંગ્રેજી શીખવા એ પ્રવૃત્ત થયેલા, પરંતુ ગ્રંથોનું અધ્યયન કરી શકે તેટલું ભાષાજ્ઞાન પ્રાપ્ત થયું ન હતું. છતાં એ ભાષામાં રહેલા જ્ઞાનની કદર કરતાં એમને મેં સાંભળ્યા છે: 'સંસ્કૃત વિદ્યાની જૂની ખાણ છે. તેમાં જે રત્નો છે તે બેનમૂન છે તેમાં મતભેદ નથી. પરંતુ એ રત્નોમાં આજે ઉમેરો થાય તેવું એનું ખેડાણ રહ્યું નથી, જ્યારે અંગ્રેજી વિદ્યાની નવી ખાણ છે અને તેમાં નવાં-નવાં રત્નો પાકતાં રહે છે.'

મયાશંકરજી છેલ્લાં પચ્ચીસ વર્ષથી આણંદમાં રહે છે છતાં આણંદ એમને બ્રહ્મવેત્તા ઋષિ તરીકે ઓળખતું નથી, છતાં તેમાં કોઇ આણંદનો દોષ કાઢે તો એ વ્યાજબી પણ નથી. ગુજરાત એમને પૂરી રીતે ઓળખતું ન હોય તો એનોય દોષ નથી. વળી આવા મહાન માણસની કદર ન થઈ તેમ અફસોસ કરવાનો પણ અર્થ નથી. એ કદરથી પર છે. આત્મદર્શનમાં ઇંદ્રિયોની બહિર્મુખતા વિઘ્નરૂપ છે એમ માનનારા આવા બ્રહ્મવેત્તાઓ સમજપૂર્વક સંસારનાં અધ્રુવ આવરણોથી દૂર રહે છે. એટલા બધા દૂર

રહે છે કે બાહ્ય નજરે જોનાર સમાજ એમની મહાનતાને પિછાણી શકતો નથી. મહાન વિભૂતિનું લક્ષણ છે કે એ પોતાની હાજરીનું ક્યારે ય બીજાને ભાન થાય તેવો સભાન પ્રયત્ન કરતા નથી; આથી જ અમુક મહાન માણસોને જગતે જીવતાં નહીં પણ એમના મર્યા પછી મહાન વિભૂતિ તરીકે પિછાણ્યા છે! અને ઘણા મહાન માણસોને એમના મર્યા પછી પણ સંસાર પિછાણી શક્યો નથી!! એનો અર્થ એવો નહિ કે એમનો જન્મ એળે ગયો છે. એ તો એમના આત્માનો વિકાસ સાધીને ગયા અને એ જે સુવાસ મૂકતા ગયા તેણે સૂક્ષ્મ રીતે સમાજના ઋતમાં ઉમેરો કરેલો છે. મકાન ઊભું રહે છે અને ટકે છે, તે એના પાયાની મજબૂતાઈથી. સમાજનો પાયો ઋત છે અને તેને આધારે એ ટકે છે.

મયાશંકરજીને આપણે જાણીએ કે ન જાણીએ, પણ એ નિઃસંશય સમાજના ઋતમાં ઉમેરો કરનાર ઋષિ છે. અને તેથી જ આણંદની સ્મૃતિઓમાં એમની આંતરિક વિરાટકાય મૂર્તિ મારી નજર સમક્ષ મોખરે તરવરે છે. એમને મારાં કોટિ વંદન!

તાઃ ૧૧–૭–'૬૦
અમદાવાદ.

—ઈશ્વર પેટલીકર

---



આર્યનેતા સ્વ. ડૉ. કલ્યાણદાસ જે. દેસાઈ

જન્મ : સને ૧૮૯૮ ★ મૃત્યુ : સને ૧૯૫૬

।ओ३म्।

## સ્વ. પૂ. ડૉકટર કલ્યાણદાસ જે. દેસાઇની

## જીવન-ઝરમર

अदृष्टपितृसौख्यस्य शैशवादपि यो मम ।
जनकस्थानमापन्नः स्वयं बोधमयोऽभवत् ॥

મહામોહમયી મુંબઈ નગરીમાં સને ૧૮૭૮ની સાલમાં શ્રી. જેકિશનદાસ દેસાઇને ઘેર એક પૂર્વજન્મના સંસ્કાર શોભિત તૃતીય પુત્રનો જન્મ થયો. પૂર્વજન્માર્જિત ત્યાગ અને તપસ્યા લઇને અવતરેલ એ બાળકનું નામ પણ વડિલોએ યથાર્થ પાડયું—કલ્યાણ-દાસ!

આજનું વિરાટ મુંબઈ ત્યારે માછીમારોના ઝૂંપડાઓમાંથી ધીરે-ધીરે આગળ વધતું હતું. કુટુંબની ગરીબાઇમાં પણ માતાના પ્યાર અને અપાર મમતામાં બાળક પણ ધીરે-ધીરે વધવા લાગ્યો.

આજની પચરંગી અને અલબેલી મુંબઈ નગરીના ત્યારે કોઇને સોણુલા પણ સાંપડયા નહિ હોય! એક બાજુ બાળક કલ્યાણદાસ અને બીજી બાજુ મુંબઇ બન્ને ક્રમશઃ પ્રગતિનાં પગથિયાં ચડતા હતા. ભરૂચમાં મોસાળ હતું ત્યાં બાળપણનુ શિક્ષણ પ્રારંભ થયુ. પણ બાલસુલભ મસ્તીમાં ધ્યાન પરોવાતાં અભ્યાસ બાજુએ રહ્યો, અને દાદીમાએ આની સજા માટે બાળકને એક દિવસ થાંભલા સાથે બાંધ્યો! થોડીવારે રડયા પછી છૂટકારો થયો, પણ તે વાત મુંબઈમાં પિતા શ્રી. જેકિશનદાસને તથા માતાને કાને ગઇ, અને માતા ભરૂચથી આ 'ઠોઠ' બાળકને મુંબઇ લઇ આવ્યાં. અને મોસાળિયાઓને માતાએ સંભળાવી દીધું કે "મારો સોના જેવો છોકરો તમે સાચવી શકયા નહિ, તેથી પાછો મુંબઇ લઇ જાઉં છું." કલ્યાણદાસજીના મનમાં

આ નાની ઘટનાનો જે પ્રભાવ પડયો તે તેમના શબ્દોમાં: 'માતાના આ વચનોએ મારા ચારિત્ર્યનું ઘડતર કર્યું. મુંબઈમાં હરિશ્ચન્દ્ર જેવો તો નહિ તોયે મોટો સત્યવાદી થઈ પડયો.' સ્કૂલમાં પહેલો રહેવા લાગ્યો અને ગરીબ તરીકે ગોકળદાસ તેજપાળ હાઇસ્કૂલમાં મફત શીખ્યો; અને મ્યુનિસિપાલિટીના ફાનસને અજવાળે રાત્રે અભ્યાસ કરવા લાગ્યો!'

अहो दैवस्य वैचित्र्यं दीना निर्दीपपाठकाः ।
विद्युद्दीप विभूत्यापि धनिकास्तु निरक्षराः !!

એ રીતે ચારિત્ર અને અભ્યાસનું ઘડતર કરી એ જનેતા, બાળક કલ્યાણદાસની ૧૪ વર્ષની ઉંમરે સ્વર્ગે સિધારી. પછી સને ૧૮૯૫માં કલ્યાણદાસ મેટ્રિકમાં, પ્રાંતમાં પ્રથમ દસમાં ઊંચે નંબરે ઉત્તીર્ણ થયા; અને ૧૯૦૦ની સાલમાં બી. એ. થયા. ચોવીસમે વર્ષે—યુવાનીના ફૂટતા પ્રભાતમાં કલ્યાણદાસજી ડૉકટર થયા અને તે જ વર્ષે તેમના ભગવદ્દભક્ત પિતાશ્રી જેકિશનદાસ ગુજરી ગયા. તે વખતે આર્યસમાજના આગળપડતા કાર્યકર્તાઓમાં તેઓ એક નેતા ગણાવા લાગ્યા!

फलत्येव हि कल्याणं, फल तीव्रतपस्तरुः !

તે વખતના પોતાના સંસ્મરણોમાં, પોતામાં ધાર્મિકતા કેમ આવી તે વિષે તેઓ જણાવે છેઃ—

"મારા પિતા રોજ ઠાકોરજીની સેવા કરતા. હું સંધ્યા કરતો ને તેમને રોજ પગે લાગતો. ને તેઓ મારા ધર્મિષ્ઠપણા માટે મારા વખાણ કરતા. કોઈવાર તેમને કોઇ, મંદિરમાં મારી વિરુદ્ધ ઊલટા દોરવતા. એકવાર મને તેમણે ગુસ્સામાં કહ્યું કે, તું નાસ્તિક થઈ ગયો. મેં કહ્યું: હું ઇશ્વરને તો માનું છું. તો વધારે ગુસ્સે થયા અને 'દર્શન કરવા કેમ નથી જતો?' એમ કહી એક તમાચો ચોડી કાઢયો! મેં દિલગીર થઇ વિનંતિ કરી: ભલે મારો. મુરબ્બી છો! મારા તો ઇશ્વર દેવ છે અને આપ દેવ છો! એથી એમને રડવું આવી ગયું અને મને થાબડયો અને બોલ્યાઃ "જા, જેમ કરે છે તેમ ભલે કર!"

ભરયુવાનવય, ડૉક્ટરની પદવી, સમાજમાં ગણાતા નેતા અને તે વખતે તમાચો ખાવો અને ઊલટું કહેવું કે તમે મારા 'દેવ' છો! એ તો કલ્યાણદાસની ખમીરવંતી, સંસ્કૃતિસભર અને ધાર્મિકતાથી ઓપતી જન્મ-પ્રકૃતિને સંભવે છે! એ માટીમાંથી કલ્યાણદાસનો જન્મ થયેલો અને એવા જ સંસ્કારી માતા અને પિતાનો વારસો કલ્યાણદાસને મળેલો, પછી તેનું સમગ્ર જીવન સેવાનો યજ્ઞ ન બને તો જ આશ્ચર્ય ગણાય! તેમના સમગ્ર જીવનમાં ત્યાગ-તપશ્ચર્યા અને સેવાની ત્રિવેણીનું એ ઉગમસ્થાન! અને એથી જ આર્યસમાજ અને ગુરુકુળ તથા સમાજ-સુધાર સાથે તેમણે આમરણ તન્મયતા સેવી!

આર્યસમાજે તેમના જીવનમાં મોટો ભાગ ભજવ્યો છે. તે આર્યસમાજ વિષે તેઓ લખે છે: "આ દેશ અને જગતભરમાં એક વ્યાપક, સૃષ્ટિનિયમાનુકૂલ, બુદ્ધિયુક્ત વેદધર્મનો પ્રચાર કરી તથા ઊચ-નીચના ભેદ વિનાની એક આર્યજાતિ તથા આ દેશની સંસ્કૃતિ અને ધર્મનો પુનરુદ્ધાર કરી સાચું સ્વરાજ્ય તથા ઐક્ય પ્રાપ્ત કરાવવાનો મહર્ષિ દયાનંદનો ઉદ્દેશ સફળ કરી તેનું ઋણ અદા કરવું એ આર્યસમાજ સ્થાપનાનો ઉદ્દેશ છે." અને એ ઉદ્દેશને તેમણે સદા આંખ આગળ રાખી તેની સફળતા માટે સૌથી પ્રથમ આ પ્રાંતમાં ગુરુકુળની સ્થાપના કરવામાં હિસ્સો આપ્યો. ગુરુકુળની સ્થાપના વિષે તેમના મનમાં જે વિચારો ગુરુકુળ દ્વારા ધર્મ-સંસ્થાપન સંબંધે હતા તેને તેઓ એક સ્થળે જણાવે છે કે "સ્વામી દયાનંદને અનેક ધન્યવાદ છે કે એ મહર્ષિએ આજન્મ બ્રહ્મચર્ય પાળી અનેક કષ્ટો વેઠી પ્રાચીન વૈદિક સાહિત્ય તથા પ્રાચીન વૈદિક સમાજવ્યવસ્થા તથા રાજ્યવ્યવસ્થા તરફ જગતનું ધ્યાન પોતાના ગ્રંથો, નિયમિત પ્રચાર-વ્યાખ્યાનો દ્વારા દોરેલું છે. વેદમાત્રના શિક્ષણનો લોપ થઈ ગયો હતો, પ્રાચીન આશ્રમ તથા વર્ણવ્યવસ્થાનો લોપ થઈ ગયો હતો તથા અનેક મત, પંથ તથા અનેક ન્યાતિ-જાતિના વાડામાં પ્રજા વહેંચાઈ ગઈ હતી. તેનાં પ્રાચીન સુંદર સ્વરૂપનો ઉલ્લેખ કરી, તથા વેદોનાં ભાષ્ય

કરી પ્રજાને પ્રાચીન એક જ વૈદિકધર્મ, એક આર્યપ્રજા-ભાવના, મનુષ્યમાત્રનો એક જ સરજનહાર, એક પિતા, સર્વવ્યાપક સર્વજ્ઞ પરમાત્મા તરફ પ્રજાનું ધ્યાન દોર્યું. વેદોમાં જેને ઓરમ્ નામથી વર્ણવ્યો છે તેનું ધ્યાન ધરવું તથા તેનાથી ડરી ધર્મથી ચાલવું.” વળી આગળ જણાવે છે :—

ત્યારે ‘ધર્મ’ એટલે શું ? તેનો સાદો અર્થ મનુમહારાજ જણાવે છે તેમઃ—

धृतिः क्षमा दमोऽस्तेयं, शौचमिन्द्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥

—મનુષ્યમાત્રને માન્ય ધર્મના દશ લક્ષણ પ્રમાણે વર્તી શુદ્ધ જીવન ગાળવા તથા ઉત્તમ કર્મ કરવા એ જ પરમાત્માની ખરી ભક્તિ છે.... અને એવા ધર્મના ઉપલા લક્ષણોથી જનસેવા કરી ચાલવું એ વૈદિકધર્મ છે, તેમાં કોઈ સંપ્રદાય કે પંથની ગંધ નથી. એને ધર્મશિક્ષણ કહો અથવા નૈતિક શિક્ષણ કહો; એ પ્રમાણે બ્રહ્મચર્યના નિયમો પળાવી જીવનનું ઘડતર ઘડવા આ ગુરુકુળ સર્વ બાળકોને પ્રેરણા આપે છે.

ગુરુકુળ સંસ્થામાં ધર્મશિક્ષણ માટે જેણે સદા ઉત્સુકતા સેવી અને તે માટે ગુરુકુળનો હાથી બાંધ્યો તેનું આ સુરેખ ચિત્ર તેના સંસ્થાપકે દોર્યું છે. પણ ખેદ છે કે ‘નિધર્મી રાજ’ Secular state ના ઓઠા તળે આપણે, દેશની ભાવી પેઢીને આપણી શાળાઓ અને કૉલેજોમાં નીતિવિહોણી, ધર્મવિહોણી અને સંસ્કારવિહોણી બનાવી રહ્યા છીએ! ‘સહાયતાના’ વમળમાં આપણે સંસ્કૃતિને ડુબાડી રહ્યા છીએ ! ભાવિ પેઢી આપણને ક્ષમા કરશે ?

* * *

વિધિની વિચિત્રતા પણ અદ્ભુત છે. ગુરુકુળ સંસ્થા પાછળ જે મહાનુભાવે તન, મન અને ધન કુરબાન કર્યાં તે પૂ. કલ્યાણદાસજી

પોતે પ્રારંભમાં ગુરુકુળ-સ્થાપનાની વિરુદ્ધમાં હતા! કેમકે તેમને મન, अनारंभो हि कार्याणा प्रथमं बुद्धिलक्षणम् હતું!

હકીકત એમ છે કે તે વખતે મુંબઇ ઇલાકામાં હજી તો આર્યસમાજની પ્રવૃત્તિના શ્રીગણેશ મંડાતા હતા. જોકે ૧૮૭૫માં સ્વયં મહર્ષિ દયાનંદજીએ મુંબઈમાં આર્ય સમાજની સ્થાપના કરી હતી, પણ પંજાબ, યૂ. પી. અને બીજે સ્થળોએ જે રીતે તે ફાલી-ફૂલી તેના અલ્પાંશમાં પણ અહીં પ્રવૃત્તિ ન હતી. આ શતાબ્દીના પ્રારંભમાં સ્વ. પૂ. સ્વામી નિત્યાનંદજી સરસ્વતી, સ્વ. પૂ. સ્વામી વિશ્વેશ્વરાનંદજી મહારાજ, સ્વ. ડૉ. કલ્યાણદાસજી, સ્વ. પૂ. પંડિતપ્રવર બાલકૃષ્ણજી, સ્વ. પં. આત્મારામજી અમૃતસરી, સ્વ. પં. મણિશંકરજી શાસ્ત્રી, સ્વ. પં. મહારાણીશંકરજી, સ્વ. પં. ધીરજલાલજી, સ્વ. પં. વિશ્વામિત્ર કૌશિક, સ્વ. પં. હરિશંકરજી વિદ્યાર્થી, આ ગ્રંથના ભાષ્યકાર ગુરુવર પં. મયાશંકરજી દર્શનાચાર્ય, પં. જયનાગયણજી શાસ્ત્રી વગેરે ઉપદેશક મહાનુભાવો અને સ્વ. ગિરિજાશંકરજી શર્મા, સ્વ. પરધુભાઈ, સ્વ. સોમાભાઇ પટેલ, સ્વ. શેઠ દામોદરદાસ સુંદરદાસ, શ્રી. બાપુભાઇ કુબેરદાસ પટેલ, સ્વ. કવિ મહારાણી શંકરજી, પૂ. સ્વ. શેઠ શૂરજી વલ્લભદાસ, સ્વ. શેઠ જયનારાયણ ઇંદુમલ દાણી, સ્વ. ડૉ. ટી.સી. ખાંડવાલા, સ્વ. મોતીલાલ દલાલ, સ્વ. જમનાદાસ ચાહવાલા, સ્વ. નગીનદાસ માસ્તર, શ્રી. નાનાભાઇ ચાહવાળા, સ્વ. બાબાજી અનાજી તારકર, શ્રી. શેઠ રણછોડદાસ લોટવાલા આદિ સમાજના ઉપદેશકો, સંન્યાસીઓ તથા લગનવાળા સજ્જનોએ યથાશક્તિ આર્યસમાજના પ્રચાર માટે કમ્મર કસી હતી. ત્યારે ભાગ્યે ૫૦-૬૦ આર્યસમાજો ઈલાકામાં હતી અને સુધારા તથા શિક્ષણનો પ્રારંભ હતો! લોકોનો વિરોધ તો સહેજે હતો જ. તેવામાં સ્વ. પૂ. મહાત્મા સ્વામી દર્શનાનંદજીએ ૧૯૦૦માં સિકંદરાબાદમાં તથા ૧૯૦૨માં સ્વ. મહાત્મા મુન્શીરામજીએ હરિદ્વારમાં ગુરુકુળોની સ્થાપના કરી. જેથી આર્ય-જગતમાં એક વિદ્યુત્પ્રેરણા થઇ, જેની ધ્રુજારી ગુજરાત અને મુંબઇમાં પણ પહોંચી!

ડૉ. કલ્યાણદાસજીએ ૧૯૦૦માં પોતાના ૩૦૦ સાથીઓ સાથે મુંબઈ આર્યસમાજમાં પ્રવેશ કર્યો અને તેઓ મંત્રી બન્યા અને પ્રચારની યોજના હાથ ધરી. બાદ સમાજોની વ્યવસ્થા કરવા ૧૯૦૩માં મુંબઇ પ્રદેશ આર્યપ્રતિનિધિ સભાની સ્થાપના થઈ અને તે સભાના પણ પ્રથમ મંત્રી ડૉ. કલ્યાણદાસ ચૂંટાયા!

विक्रमार्जितराज्यस्य स्वयमेव मृगेन्द्रता!

સને ૧૯૧૦માં ઈટોલા ખાતે મું પ્ર. આર્યપ્રતિનિધિ સભાની આર્યધર્મ કૉન્ફરન્સ થઈ. તે વખતે ઉત્તર હિંદુસ્તાનની પેઠે આ ઇલાકામાં પણ ગુરુકુળ સ્થાપવા ઉત્તેજના થવા લાગી તે સમયના ડૉ. સાહેબ કલ્યાણદાસના શબ્દો —"આવી સંસ્થા ઊભી કરવા તથા નિભાવવા કિશોરવયની આર્યસમાજો શક્તિશાળી નથી એવો વિરોધ ઊભો કરનાર હું મુખ્ય હતો! પણ સદ્દગત પૂજ્યપાદ સ્વામી નિત્યાનંદ તથા વિશ્વેશ્વરાનંદ તથા હર્ષઘેલા ભાઇઓના દબાણથી આ જોતરું મારા ગળામાં નાખ્યું તે આજ ૪૩* વર્ષ સુધી પણ છૂટયું નહીં. પરમાત્માનો ઉપકાર માનું છું કે અસંભવ ધરાએલું કામ બધાના ઉત્સાહથી ફળ્યું-ફાલ્યુ અને આજ તે એક મહાન વૃક્ષ બની ચૂક્યું છે"

એકધારી ૪૬ વરસની સાધના અને તપશ્ચર્યાનું ફળ ઘાટકોપર ખાતેની લાખોની મિલકતવાળી આજની ગુરુકુળ-સંસ્થાઓ છે!

પૂ. ડૉક્ટર સાહેબે આ સંસ્થાને નિભાવવામાં કોઈ જાતનો ભોગ આપવામાં બાકી રાખી નથી. દરવર્ષે ૨૦ થી ૨૫ હજારની ખોટ આવતી, તે, તેઓ તેમના સદ્દગત વડિલ બંધુ પૂ. દેવીદાસજી સૉલીસીટર અને તેમના કુટુંબની સ્ત્રીઓના પ્રયત્નથી भिक्षांदेहि દ્વારા પૂરતા રહ્યા. તેમના જમાનાના તેઓ અજોડ 'ભિક્ષુક' હતા! સને ૧૯૨૭માં ગુરુકુળ શુકતીર્થ ખાતે હતું, તે પછી સ્વ. પૂ. દેવીદાસજીનો સ્વર્ગવાસ થયો અને ડૉ. સાહેબને ભારે ધક્કો લાગ્યો.

* પછી પણ ત્રણ વર્ષ વધુ જીવ્યા ત્યાંસુધી.

દેશમાં અનેક સંસ્થાઓ અને રાજકીય પ્રવૃત્તિઓ વધી પડી તેથી ગુરુકુળ માટે દાનનો પ્રવાહ મંદ પડવા લાગ્યો. તે વખતે કમભાગ્યે ડૉ. સાહેબની તબિયત પણ મહિનાઓ સુધી લથડી પડી અને શુકલતીર્થ ખાતે ગુરુકુળ સંસ્થાના પ્રિન્સિપાલ ડૉ. મનુભાઈ વૈદ્ય અને શ્રી. પુરુષોત્તમદાસ તન્નાને ધન્યવાદ ઘટે છે કે જેમણે, ૪–૪ માસ સુધી વિદ્યાસભા, સ્ટાફને પૂરતો પગાર પણ આપી શકી ન હતી, છતાં, કુનેહથી કામ લઈ અસંતોષ પેદા થવા દીધો ન હતો. અમારા ગુરુકુળના એક ઉત્તમ સ્નાતક–મારા જોડીદાર–ભાઈ નરેન્દ્રદેવનું, ડૂબતા વિદ્યાર્થીઓને બચાવી લેતાં સ્વયં નર્મદામાં ડૂબી જવાથી અવસાન થયું અને ડૉ. સાહેબ તથા સભાના સભ્યોનાં મન તે સ્થાન માટે ખાટાં થઈ ગયા! અને સભાએ ગુરુકુળ ત્યાંથી ઘાટકોપર ખાતે રાજાવાડીમાં ભાડેની જગામાં બદલવાનું ઠરાવ્યું. પણ ત્યારે પૂ. ડૉ. સાહેબની સખ્ત બિમારી હતી અને પગારો તો ચડી ગયા હતા. તેવામાં સંસ્થાની ફેરવણીની વેતરણ કરવાની હતી. ડૉ. સાહેબ મુંઝાયા અને આ સેવકને બોલાવી ગમે ત્યાંથી રૂ. ૨૫૦૦) લાવી ખર્ચ માટે શુકલતીર્થ મોકલવાની આજ્ઞા કરી! મારે મન— न व्यतिक्रमितुं युक्तमिदं च वचनं गुरोः।— ગુરુ-વચનનું ઉલ્લંઘન યોગ્ય ન હતું!

પણ હું ત્યારે કોઈને વિશેષ ઓળખતો ન હતો, તેમ મારી પાસે તેટલી મૂડી પણ ન હતી; છતાં ડૉ. સાહેબની આજ્ઞા એટલે મારે મન તે મુખ્ય કર્તવ્ય!

आज्ञा गुरूणामविचारणीया !

—એટલે મારું દેશનું પૈતૃક મકાન ગિરવી મૂકી તેટલી રકમ ખરચી માટે શુકલતીર્થ મોકલી અને એ રીતે ગુરુકુળની આપણી સંસ્થા ઘાટકોપરમાં આવી! પણ મારી એ ગોઠવણની તેમને જાણ થતાં તેમણે મને બોલાવ્યો અને આંખમાં ઠપકા સાથે જે અશ્રુ-બિંદુઓનો ચળકાટ મેં ત્યારે જોયો, તે આજ પણ હું ભૂલી શક્યો

નથી! મારું ઋણુ મેં એ રીતે અદા કર્યાનો મને આજ પણ આત્મસંતોષ છે! અસ્તુ.

જે વ્યક્તિ સંસ્થા સ્થાપન કરવામાં મુખ્ય વિરોધી હતી, પણ એકવાર સભાએ જે નિર્ણય કર્યો, તે નિર્ણયને શિસ્તપાલન ખાતર માન આપી, મું. પ્ર. આર્ય વિદ્યાસભાના મંત્રી બની, આશરે અર્ધી શતાબ્દી સુધી માનાપમાન સહતા રહી પોતાના સર્વસ્વના ભોગે જે સતત સેવા કરી, તે દેશના સેવા-યજ્ઞના ઇતિહાસમાં અજોડ રહેશે! બુદ્ધિશાળીને મન–आरब्धस्यैवान्तगमन द्वितीयं बुद्धिलक्षणम् ! એ યોગ્ય જ છે! એ રીતે શિસ્તપાલનની ભાવના અને જવાબદારીનું ભાન તેમના સફલજીવનનાં નિદર્શનો છે. કૃતજ્ઞતા તેમનામાં આકંઠ ભરેલી હતી. તેમના સેવાપરાયણ જીવનમાં તેમના વડિલ ભાઈઓ સ્વ. ઠાકોરદાસ દેસાઈ તથા સ્વ. દેવીદાસ દેસાઈનો મોટો સાથ અને ઓથ હતા. તેઓ તે માટે સંસ્મરણમાં આલેખે છે:–

"મારા મોટા ભાઈ ઠાકોરદાસને હું દેવ માફક ગણતો. મારી માતાના મૃત્યુ બાદ તેમના પિતૃવત્ પ્રેમથી હું ઉછર્યો ને આગળ વધ્યો. એ ન હોત તો હું કલ્યાણ ભાવનાને કેવી રીતે કેળવત? એના જેવા પરગજુ, સેવાભાવી, નિરભિમાની, આત્મજ્યોતિથી ઝળકતા પુરુષ મેં જોયા નથી. મારા મોટા ભાભી (સ્વ. ચંદાબહેન ઠાકોરદાસ દેસાઈ) એ મારી માને યાદ આવવા દીધી નથી. મારા પિતૃસમાન મોટાભાઈ ઠાકોરદાસ આર્ય સમાજના બધા સેવા કાર્યમાં મારા તૈયાર સાથી હતા, અને જે કાંઈ સેવા મેં બજાવી હોય તો તે જ મારા દેવ સમાન બંધુને આભારી હતી! તેમના મૃત્યુથી મારી સર્વ આશા ઊંધી વળી ગઈ. મારો ધંધો છોડી સંન્યાસ* લેવાની તે વખતે ઇચ્છા હતી ને તેઓએ સ્વીકારેલું

* સ્વ. કવિશ્રી મહારાણીશંકરજી સાથે પણ સંન્યાસ લેવાની ફરી ઇચ્છા કરી અને માથેરાનમાં એક કુટી બાંધવાનું નક્કી કર્યું. તેવામાં દુર્દૈવે કવિશ્રી મહારાણીશંકરજીના અણધાર્યા અવસાનથી એ ઇચ્છા પણ અધૂરી રહી! પણ, "ન હિ [illegible] મ્!"– એઓ ગૃહસ્થ-સંન્યાસી તો હતા જ!

કે જો હું ધંધો છોડી આર્યસમાજની સેવામાં પડું તો તેઓ મારા કુટુંબને નિભાવશે. વાત ઊલટી જ બની. તેઓ ચલ બસે. એટલે મારી ગૃહસ્થાશ્રમની ફરજ વધી પડી...

મારા બીજા મોટાભાઈ દેવીદાસ પણ એ જ માતા તથા મોટા ભ્રાતાના સંસ્કારોમાં ઉછરેલા ને એમણે પણ મૂક સેવામાં જીવન ગુજાર્યું. સાંતાક્રુઝમાંથી ગુરુકુળ શુક્લતીર્થ ગયું.× ને તેમણે આનંદીલાલ પોદ્દાર અને બીજાની સહાયથી પોદ્દાર હાઈસ્કૂલ પાછળ જીવન ગુજાર્યું અને મારી મુશ્કેલીમાં હંમેશ સહાય કરતા."

કુટુંબભરમાં બધા પ્રાયઃ સમાન વિચારના ભાગ્યે જ જોવાય છે. એ સદ્ભાગ્ય પણ જોવાનું તેમના ધન્ય જીવનમાં હતું. તેઓ જણાવે છેઃ– "મારા ઘરમાં આર્યસમાજ, મારી ધર્મપત્ની આર્યસમાજી, મારા પોતાના માત્ર નહીં, પરંતુ મારા ભાઈઓ અને મારી બેન અને મારા ભાઈઓના છોકરા-છોકરી તથા જમાઈઓ—એ બધાએ આર્યસમાજમાંથી પ્રેરણા લીધી."

એ સંબંધમાં ડૉ. સાહેબના ભત્રીજી (શ્રી. ઠાકોરદાસભાઈના મોટા સુપુત્રી) શ્રી. રતનબહેન દમણીયા પોતાના સંસ્મરણમાં જણાવે છેઃ— "મારા માતા-પિતા ચુસ્ત વૈષ્ણવ હતા. માતુશ્રી રોજ ઠાકોરજીની સેવા કરતા ને પિતાશ્રી 'માતા'ના ભક્ત હતા. અમોને મારા ડૉ. કાકા (ડૉક્ટર કલ્યાણદાસજી)એ ઈશ્વરસંબંધી તથા વેદમાંથી દષ્ટાંતો આપી સાકારમાંથી નિરાકાર ભક્તિ તરફ વાળ્યા હતા. મારા માતુશ્રી દર શનિવારે 'આર્ય સ્ત્રી-સમાજ'માં જતા ને દર રવિવારે આર્યસમાજ (કાકડવાડી–મુંબઈ)માં જતા ને પંડિતોના ભાષણો સાંભળતા. અને એ પોતે આર્યસમાજની પરિષદો ભરાતી તેમાં ભાષણો આપતા તે સાંભરે છે."

---

× સાંતાક્રુઝથી વેસાવા, ત્યાંથી અંધેરી અને ત્યાંથી શુક્લતીર્થ ગુરુકુળ લઈ જવામાં આવ્યું હતું અને ત્યાંથી છેવટે ઘાટકોપરમાં સ્થિર થયું.

નથી! મારું ઋણ મેં એ રીતે અદા કર્યાનો મને આજ પણ આત્મસંતોષ છે! અસ્તુ.

જે વ્યક્તિ સંસ્થા સ્થાપન કરવામાં મુખ્ય વિરોધી હતી, પણ એકવાર સભાએ જે નિર્ણય કર્યો, તે નિર્ણયને શિસ્તપાલન ખાતર માન આપી, મું. પ્ર. આર્ય વિદ્યાસભાના મંત્રી બની, આશરે અર્ધી શતાબ્દી સુધી માનાપમાન સહતા રહી પોતાના સર્વસ્વના ભોગે જે સતત સેવા કરી, તે દેશના સેવા-યજ્ઞના ઇતિહાસમાં અજોડ રહેશે! બુદ્ધિશાળીને મન—आरब्धस्यैवान्तगमनं द्वितीयं बुद्धिलक्षणम्। એ યોગ્ય જ છે! એ રીતે શિસ્તપાલનની ભાવના અને જવાબદારીનું ભાન તેમના સફલજીવનનાં નિદર્શનો છે. કૃતજ્ઞતા તેમનામાં આકંઠ ભરેલી હતી. તેમના સેવાપરાયણ જીવનમાં તેમના વડિલ ભાઈઓ સ્વ. ઠાકોરદાસ દેસાઈ તથા સ્વ. દેવીદાસ દેસાઈનો મોટો સાથ અને ઓથ હતા. તેઓ તે માટે સંસ્મરણમાં આલેખે છે:—

"મારા મોટા ભાઈ ઠાકોરદાસને હું દેવ માફક ગણતો. મારી માતાના મૃત્યુ બાદ તેમના પિતૃવત્ પ્રેમથી હું ઉછર્યો ને આગળ વધ્યો. એ ન હોત તો હું કલ્યાણ ભાવનાને કેવી રીતે કેળવત? એના જેવા પરગજુ, સેવાભાવી, નિરભિમાની, આત્મજ્યોતિથી ચળકતા પુરુષ મેં જોયા નથી. મારા મોટા ભાભી (સ્વ. ચંદાબહેન ઠાકોરદાસ દેસાઈ) એ મારી માને યાદ આવવા દીધી નથી. મારા પિતૃસમાન મોટાભાઈ ઠાકોરદાસ આર્ય સમાજના બધા સેવા કાર્યમાં મારા તૈયાર સાથી હતા, અને જે કાંઈ સેવા મેં બજાવી હોય તો તે જ મારા દેવ સમાન બંધુને આભારી હતી! તેમના મૃત્યુથી મારી સર્વ આશા ઊંધી વળી ગઈ. મારો ધંધો છોડી સંન્યાસ* લેવાની તે વખતે ઇચ્છા હતી ને તેઓએ સ્વીકારેલું

* સ્વ. કવિશ્રી મહારાણીશંકરજી સાથે પણ સંન્યાસ લેવાની ફરી ઇચ્છા કરી અને માથેરાનમાં એક કુટી બાંધવાનું નક્કી કર્યું. તેવામાં દુર્દૈવે કવિશ્રી મહારાણીશંકરજીના અણધાર્યા અવસાનથી એ ઇચ્છા પણ અધૂરી રહી! પણ, "न लिङ्गं धर्मकारणम्!"— એઓ ગૃહસ્થ-સંન્યાસી તો હતા જ!

કે જો હું ધંધો છોડી આર્યસમાજની સેવામાં પડું તો તેઓ મારા કુટુંબને નિભાવશે. વાત ઊલટી જ બની. તેઓ ચલ બસે. એટલે મારી ગૃહસ્થાશ્રમની ફરજ વધી પડી...

મારા બીજા મોટાભાઇ દેવીદાસ પણ એ જ માતા તથા મોટા ભ્રાતાના સંસ્કારોમાં ઉછરેલા ને એમણે પણ મૂક સેવામાં જીવન ગુજાર્યું. સાંતાક્રુઝમાંથી ગુરુકુળ શુકલતીર્થ ગયું.× ને તેમણે આનંદીલાલ પોદ્દાર અને બીજાની સહાયથી પોદ્દાર હાઇસ્કૂલ પાછળ જીવન ગુજાર્યું અને મારી મુશ્કેલીમાં હંમેશ સહાય કરતા."

કુટુંબભરમાં બધા પ્રાયઃ સમાન વિચારના ભાગ્યે જ જોવાય છે. એ સદ્ભાગ્ય પણ જોવાનું તેમના ધન્ય જીવનમાં હતું. તેઓ જણાવે છેઃ– "મારા ઘરમાં આર્યસમાજ, મારી ધર્મપત્ની આર્યસમાજી, મારા પોતાના માત્ર નહીં, પરંતુ મારા ભાઈઓ અને મારી બેન અને મારા ભાઇઓના છોકરા-છોકરી તથા જમાઈઓ—એ બધાએ આર્યસમાજમાંથી પ્રેરણા લીધી."

એ સંબંધમાં ડૉ. સાહેબના ભત્રીજી (શ્રી. ઠાકોરદાસભાઈના મોટા સુપુત્રી) શ્રી. રતનબહેન દમણીયા પોતાના સંસ્મરણમાં જણાવે છેઃ— "મારા માતા-પિતા ચુસ્ત વૈષ્ણવ હતા માતુશ્રી રોજ ઠાકોરજીની સેવા કરતા ને પિતાશ્રી 'માતા'ના ભક્ત હતા. અમોને મારા ડૉ. કાકા (ડૉકટર કલ્યાણદાસજી)એ ઈશ્વરસંબંધી તથા વેદમાંથી દૃષ્ટાંતો આપી સાકારમાંથી નિરાકાર ભક્તિ તરફ વાળ્યા હતા. મારા માતુશ્રી દર શનિવારે 'આર્ય સ્ત્રીસમાજ'માં જતા ને દર રવિવારે આર્યસમાજ (કાકડવાડી–મુંબઇ)માં જતા ને પંડિતોના ભાષણો સાંભળતા. અને એ પોતે આર્યસમાજની પરિષદો ભરાતી તેમાં ભાષણો આપતા તે સાંભરે છે."

× સાંતાક્રુઝથી વેસાવા, ત્યાંથી અંધેરી અને ત્યાંથી શુક્લતીર્થ ગુરુકુળ લઇ જવામાં આવ્યું હતું અને ત્યાથી છેવટે ઘાટકોપરમાં સ્થિર થયું.

ઉપર ડૉ. સાહેબે પોતાના મોટા ભાઈઓ વિષે જણાવ્યું છે. તે સંબંધે શ્રી. રતનબહેન સંસ્મરણમાં જણાવે છે:–

"મારા પિતાશ્રીને બે ભાઈઓ અને એક બહેન હતા. પિતાશ્રી ઠાકોરદાસ તથા બે ભાઈઓ દેવીદાસ કાકા અને ડૉ. કાકા કલ્યાણદાસ અને તેઓનું કુટુંબ, અમે સાથે સહકુટુંબમાં રહેતા હતા. કુટુંબમાં ખૂબ સંપ હતો. મારા પિતાશ્રી શરૂઆતમાં એકલા જ કમાતા અને એમના બે નાનાભાઈઓ કૉલેજમાં ભણતા. દેવીદાસ કાકા વકીલ થયા પછી કુટુંબનો ભાર હળવો કરવા તેમણે નોકરી લેવા ઇચ્છા દર્શાવી. પણ મારા પિતાશ્રીએ ના કહી ને કહ્યું કે કુટુંબની ચિંતા ના કરો. હું બેઠો છું. તમે અભ્યાસમાં આગળ વધો. એ રીતે તેઓ સૉલીસીટરની પરીક્ષામાં પાસ થયા. બાદ જ્ઞાતિ તરફથી તેમને માનપત્ર અપાયુ અને પુષ્પહાર અપાતાં દેવીદાસ કાકાએ એ હાર મારા પિતાશ્રીને પહેરાવ્યો ને કહ્યું કે એ હાર તેમના વડિલ બંધુને ઘટે છે. એમના ઉત્તેજન અને મદદ વગર 'આ પરીક્ષા હું આપી શકયો ન હોત!" આગળ ઉપર એ બહેન લખે છે કે—"ડૉકટર કાકા પરદુઃખભંજન છે. એમને પોતાનુ ને પારકું જેવું કંઇ છે જ નહિ. તેઓ वसुधैवकुटुम्बकम्‌ની ભાવનાયુક્ત છે. દુઃખી અને નિરાધારોને એમને ત્યાં આશરો મળતો. મારા પિતાશ્રીના મૃત્યુ પછી મારા બે કાકાઓની મદદથી જ ભાઈ રમણલાલ F. R. C. S થયા, તથા ભાઇ કાંતીલાલ ઍડવોકેટ થયા." એ રીતે એ બંધુત્રયની કુટુંબવત્સલતા, આર્યસમાજની પ્રેરણા અને સમાજસેવા પ્રત્યક્ષ થાય છે.

તેમનાં વચલા બંધુ શ્રી. દેવીદાસભાઈ પણ એક સમાજસેવક અને કાયદા-નિષ્ણાત હતા. તેમના સુપુત્ર શ્રી તનુભાઇ દેસાઈ પણ બાહોશ સૉલીસીટર અને મુંબઈના ઝગકતા કાયદાબાજ છે. તેઓ પણ તેમના પિતાજીને ચરણે ચાલી સાંતાક્રુઝની પ્રખ્યાત પોદ્દાર હાઈસ્કૂલના સંચાલનમાં સરસ ભાગ ભજવે છે. સ્વ. દેવીદાસજીનાં એકમાત્ર સુપુત્રી સૌ. એની બહેન સરૈયા પણ B. A. હોઈ ગુજરાતી

સાહિત્યનાં ઉદીયમાન કવિયિત્રી છે. તેમના હાલમાં જ પ્રકાશિત કાવ્યસંગ્રહ "તારલિયા"ને કેન્દ્ર સરકારે રૂા. ૫૦૦)નું પારિતોષિક આપી સન્માન્યું છે.

અને સ્વયં ડૉ. કલ્યાણદાસજીના સંતાન-ત્રય: જસ્ટિસ કપિલદેવ, ડૉ. વસંતલાલ F. R. C. S. etc તથા સૌ. સુલોચના બહેન મોહનલાલ મોદી M. A. J. P. પણ પોતપોતાના ક્ષેત્રમાં અગ્રગામી છે.

ભાગ્યે જ કોઇ કુટુંબના સંતાનોમાં આવી અગ્રગામિતા અને સાથે સેવાભાવના ઓતપ્રોત હશે! તેથી જ ડૉ. સાહેબને પોતાના સમગ્ર કુટુંબનો વિરલ આત્મસંતોષ હતો.

ઉપર ઉલ્લેખાએલા સ્વ. શ્રી. ઠાકોરદાસભાઈના સુપુત્ર-દ્વય— ડૉ. રમણલાલ અને જસ્ટિસ કાંતીલાલભાઈ છે. ડૉ. રમણલાલે નાયર ઈસ્પિતાલમાં દશકાઓ સુધી માનદ્ સેવા આપી પોતાની શલ્ય-ચિકિત્સાનો હજારો ડૉકટરોને લાભ આપ્યો. ન્યાયમૂર્તિ શ્રી કાંતીલાલભાઈનો સ્વભાવ જ સૌમ્ય અને પરગજુ તથા સદા હાસ્ય-મુખરિત છે. આર્ય વિદ્યાસભાના સભ્ય હોઈ તેમણે ગુરુકુળ આશ્રમને હજારોનુ ટ્રસ્ટ અપાવ્યું છે. તેમની યોગ્યતાએ આજે તેમને ઉચ્ચ સ્થાને પહોંચાડ્યા છે, જે સર્વથા ઉચિત છે. એ સ્થાન તેમને પ્રાપ્ત કરી વધુ ઉન્નત બન્યુ છે!

અત્રે તેમને અપાએલ આર્ય વિદ્યાસભાના માનપત્રનો થોડો ઉલ્લેખ અનિવાર્ય છે:—

"આપના પરિવારમાં એક-એકથી મહાન્ વ્યક્તિઓનો પ્રાદુર્ભાવ થયો છે. તે બતાવે છે કે 'वशः समुन्नति'ને માટે ગુણગણ ગણના પ્રમુખ કારણ છે. યોગ્ય જ કહ્યું છે કે:—

अहो महता निःसीमानश्चरित्र विभूतयः!

આપની ચારિત્ર્ય-વિભૂતિ, શાંતિ, સૌમનસ્ય, સરલતા, સહૃદયતા, નમ્રતા અને મિતભાષિતા સાથે વણાએલ છે. તેમને માટે અભ્યુદયની

કામના નીચલા શ્લોકમાં યથાર્થ કરવામાં આવી છેઃ—

देसाई-कुलजो महान्मतिमता, श्री कान्तिलालो बुधः,
राष्ट्रस्य सुकृतस्य यः प्रतिनिधिर्न्यायाधिपो बन्धुलः ।
स्तुत्याः स्युः निखिला मुदैव भवतां सत्येऽपि सद्भावनाः,
भूयादभ्युदयः सदैव सुखदो, धन्या भवच्छीलता ॥

શ્રી. કાંતીલાલભાઈના પત્ની સૌ. વીણાબહેન પણ ગ્રેજ્યુએટ હોઈ, શ્રી. હંસાબહેન જીવરાજ મહેતાના નાના બહેન છે! તેમની યોગ્યતા માટે એટલો ઉલ્લેખ જ બસ થશે!

ભાઈ કપિલદેવ તો પિતાએ સ્થાપેલ ગુરુકુળનું સુફલ છે! તેમના વિષે આ લેખકે એક સ્થળે જણાવ્યા પ્રમાણેઃ—

"આ ગુરુકુળ સંસ્થાઓના આદ્ય-સંસ્થાપક અને કર્ણધાર સ્વ. પૂ. ડૉ. કલ્યાણદાસજીના આપ જ્યેષ્ઠ પુત્ર હોઈ, A chip of the old block –સુયોગ્ય પિતાના યોગ્યતમ પુત્ર, એ ઉક્તિને આપે ચરિતાર્થ કરી છે.

"હિન્દુ કાયદાના આપના એ તલસ્પર્શી જ્ઞાન અને પ્રશસ્ત અભ્યાસનાં પયઃપાન તો આપે મહર્ષિ દયાનંદના અદ્વિતીય ગ્રંથ "સત્યાર્થ પ્રકાશ"માંથી કર્યાં છે. તેથી સમગ્ર આર્યસમાજ પણ ગૌરવાન્વિત બન્યો છે.

"ભારતભરના વડા ન્યાયાલયોમાં મુંબઈના ન્યાયાલય (High Court)નું સ્થાન ઘણું ઊંચું અને વિશિષ્ટ રહ્યું છે. આવા એક ઉચ્ચતમ ન્યાયાલયના ન્યાયાધીશનું સ્થાન પ્રાપ્ત કરવું એ આપની કાયદાની ઉજ્જવલ કારકિર્દી, ચારિત્ર્યની ઉન્નતતા, અને ન્યાયાલયની અનેરી પ્રતિષ્ઠાનું પ્રતીક છે." અસ્તુ.

ડૉ. સાહેબના કનિષ્ઠ પુત્ર ડૉ. વસંત દેસાઈ M. B. F. R. C. S. છે અને મુંબઈની નામાંકિત ઇસ્પિતાલોમાં ઑનરરી સર્જન તરીકે વર્ષોથી સેવા આપે છે. એક કુશળ સર્જન હોઈ, તેમના પિતાને

પગલે ચાલી ગરીબોની સેવામાં ગૌરવ અનુભવે છે! સ્વભાવ મધુર, આનંદી અને ઉદાર! ડૉ. કલ્યાણદાસનુ પ્રતિબિંબ! જાણે–

प्रज्वालितो दीप इव प्रदीपात् !

શ્રી. સૌ. સુલોચનાબહેન મોહનલાલ મોદી M. A. J. P. તો તેમના સદ્‌ગુણો, સેવાપરાયણ જીવન, સત્યનિષ્ઠા અને તેજસ્વી ચારિત્ર્ય તથા ઉપકારવૃત્તિથી મુંબઇના રાજકીય, સામાજિક, શૈક્ષણિક, નાગરિક આદિ જાહેર જીવનના વિવિધ ક્ષેત્રોમાં ચળકતા સિતારા સમાન દેદીપ્યમાન છે!

મુંબઈ શહેરના પ્રથમ મહિલા-નગરાધ્યક્ષા- (મેયર) બન્યા તે વખતે શ્રી. સૌ. સુલોચના બહેનને આર્ય વિદ્યાસભા અને મુંબઈ પ્રદેશ આર્યસમાજ તરફથી આ લેખકે ઘડેલા સત્કાર-નિવેદનનમાં તેમની ગુણગરિમાની ઝાંખી આલેખી છે. યથા :—

"સ્વરાજ્ય-આંદોલન સમયે તથા ત્યાર પછી પણ આપે જે પ્રેમપૂર્વક દેશસેવાનું કામ કર્યું છે તેના ચિહ્ન તરીકે આપણી સરકારે આપને 'જસ્ટિસ ઑફ ધ પીસ' નો માનદ ઇલ્કાબ આપ્યો છે. જે સર્વથા ઉચિત છે." અને એ સેવાવ્રત પણ તેમને માટે સહજ છે. "યતઃ સેવા તો જે ભાગ્યશાળી કુટુંબમાં આપનો જન્મ થયો છે તે કુલનું ભૂષણ રહ્યું છે. આદર્શ આર્યરત્ન કલ્યાણ-મૂર્તિ પિતાની અને સેવાપરાયણા સાધ્વી કમલાદેવીની સુપુત્રી રૂપે બાલ્યકાળથી ધાર્મિક અને સામાજિક સંસ્કારોના સમુન્નત વાતા-વરણમાં આપનું સંગોપન અને શિક્ષા-દીક્ષા થયા છે." "લક્ષ્મી અને વિદ્યાનો સંયોગ વિરલ માનવામાં આવ્યો છે, કિંતુ 'तयोर्द्वयोः श्रीश्च सरस्वती च' એ બન્ને આપમાં સંયુક્ત થઈ આજે સુપાત્રને પ્રાપ્ત થઈ પુલકિત થઈ રહ્યા છે! સુવર્ણમાં સુગંધનો સંયોગ તો સદા સુખદાયક જ હોય છે! આપની સાદાઈ, પરિશ્રમશીલતા, મૌન સેવા, હૃદયનું ઔદાર્ય, કારુણિક સ્વભાવ અને સર્વપ્રતિ સમભાવ

સર્વને માટે આદર્શ છે. આપનો धन्योगृहस्थाश्रमः એ આપની સૌભાગ્યપ-રંપરા છે!" ક્વચિત્ અન્યત્ર જોવા મળતી એવી તેમની વિરલ યોગ્યતા એક દિવસ જરૂર તેમને સમુન્નત સ્થાને લઈ જશે એ—ભવિષ્ય ભાખવામાં જ્યોતિષીની જરૂર નથી!

સ્વ. ડૉ. કલ્યાણદાસના નાના સુશીલ પુત્રવધૂ સૌ. ભદ્રાબહેન વસંત B. A. હોઇ અંગ્રેજીના સરસ લેખિકા છે. શ્રેષ્ઠપ્રતિના સામાજિક કાર્યકર્તા અને માયાળુ સ્વભાવના છે.

તેમના મોટા પુત્રવધૂ સૌ. વિમલાબહેન કપિલ પણ સારા સંસ્કારી, ઉચ્ચ કલાવિદ હોઈ ચિત્રકારીના ઉપાસક છે. તેઓ મુંબઇની આર્ટ સોસાઈટીના સિલ્વર મેડલિસ્ટ છે. તેમના ચિત્રોને સુવર્ણ-ચન્દ્રક અપાયો હોઇ તેમના ચિત્રો ઑલ ઇન્ડિયા એક્ઝીબીશનમાં જાય છે. સૌ. પ્રીતમીલા રમણલાલ દેસાઈ મુંબઇના નામાંકિત લેડી ડાકટર અને સેવાભાવી સન્નારી છે. શ્રી. તનુભાઈ દેસાઈના ધર્મ-પત્ની શ્રી. સૌ. કૈલાસબહેન પણ M. A. B. T. હોઈ સ્વાધ્યાયશીલ વિદુષીરત્ન છે. એ રીતે સ્વ. ડૉકટર કલ્યાણદાસજીનું દેસાઈ–કુટુંબ સમગ્ર મુંબઈમાં અભ્યાસ, સંસ્કાર, સુરુચિ, સેવા, ચારિત્ર્ય અને સમાજ-સુધારમાં મોખરે છે. કદાચ એ ડૉ. સાહેબના તપઃપૂત જીવનનો સુમધુર પરિપાક–પ્રસાદ છે! આર્ય અને આર્યેતર કુટુંબોને આ કુટુંબમાંથી ઘણું જાણવાનું છે. એક આદર્શ કુટુંબની કલ્પના કરી શકાય તેવું એ મહાન્ કુટુંબ છે!

એ બન્ધુત્રયના જમાઇઓ (સ્વ.) ડૉ. મુનીમ, શ્રી. ડૉ. એમ. વી. મોદી, શ્રી. ડૉ. સરૈયા વગેરે વિલાયત જઈ આવેલા નામાંકિત સર્જનો આદિ છે. શ્રી. રતનબહેન દમણીયા તો સાચે સ્ત્રીઓમાં રત્નસમાન છે અને સ્વ. વિદ્યાબેન મુનિમ પણ અનેક વિદ્યાના ક્ષેત્રો સાથે આજીવન જોડાયેલા હતા! તે સહુના સંતાનો પણ તેમના સંસ્કારી માતા-પિતાના વારસાને શોભાવે તેવા સુયોગ્ય છે.

ડૉ. સાહેબના એકમાત્ર બહેન શ્રી. ડાહીબેને પણ તેમનું વૈધવ્ય-જીવન સેવા પાછળ ખર્ચ્યું છે. સ્વ. કમળાબેન અને સ્વ. ચન્દાબેન સાથે રહી પ્રારંભમાં આર્યસમાજ તથા પ્રાંતીય પ્રતિનિધિ-સભાના કાર્યોમાં અને ગુરુકુળના કાર્યોમાં અજોડ સહાયતા કરી છે. એ બધી આર્ય ભગવતીઓએ સંસ્કાર અને સંસ્કૃતિની સુવાસ ચોપાસ ફેલાવી છે. પૂ. શ્રી. ડાહી ફોઈ માટે તો સ્વ. અનુપમ કવિ નાનાલાલ લખી ગયા છે કે "જેવા ડૉકટર સાહેબ આર્યસમાજના એકાકી કાર્યકર એવા જ એકાકી કાર્યકર તરીકે ડૉકટર સાહેબનાં બેન ડાહીબેન દેસાઈએ સાંતાક્રુઝ સ્ત્રીમંડળની પ્રવૃત્તિમાં રસ લઈ મંડળને ઉજ્જવળ અને દેદીપ્યમાન બનાવ્યું છે. જે મંડળ માગ્યા મકાનમાં બેસતું તે મંડળનું આજે વિશાળ મકાન છે...એવી દેસાઈ કુટુંબની-ભાઈઓ અને બેનની-સેવાઓ અદ્વિતીય છે." એ કથન સર્વથા યુક્ત જ છે.

પૂ. ડૉ. સાહેબ કલ્યાણદાસજીની સેવાથી ગુરુકુળ સંસ્થા ઉઋણ તો ક્યાંથી જ થઈ શકે? પણ પોતાની કૃતજ્ઞતા-પ્રકાશન નિમિત્તે તા. ૧૪-૨-૫૪ના રોજ તેમને માનપત્ર અર્પણ કરી, તેમના અર્દ્ધ-બાવલાનો અનાવરણ-વિધિ કેળવણી પ્રધાન સ્વ. દિનકરભાઈ મહેતાના હાથે કરાવેલો એ પ્રસંગને ઉલ્લેખી શ્રી. અનુપમભાઈ કવિએ લખેલું કે "આવા વિજ્ઞાન અને રાજસી જમાનામાં ડૉકટર જેવા સાત્વિક સજ્જનની પૂજા ધન્ય ગણાય!"

એવા સાત્વિક તપસ્વીઓની પૂજામાં આર્યસમાજ માને છે. ડૉ. કલ્યાણદાસના વચનાનુસારઃ "આર્યસમાજના ધર્મમાં મનુષ્યને પાળવાના નૈતિક નિયમો અને સદાચારને જ સ્થાન છે." એ નૈતિક નિયમો અને સદાચારને જીવનના તાણાવાણામાં વણી એક સળંગ સેવાપટ-નિર્માતા સ્વ. ડૉ. કલ્યાણદાસની 'પૂજા' કરવામાં-સત્કાર કરવામાં કેવળ કૃતજ્ઞતા સિવાય અન્ય કશું જ નથી એ સ્પષ્ટ છે. એવા પૂજાર્હ ડૉ. સાહેબના ગૃહસ્થાશ્રમ રથના બીજા ચક્ર, જેને

લીધે કલ્યાણદાસજી કલ્યાણ-પથના પથિક બન્યા, તે સ્વ. પૂ. કમળાબેન; તેમના વિષે મેં તા. ૬–૪–૫૮ના 'આર્યપ્રકાશ'માં અર્પેલી શ્રદ્ધાંજલિ ઉદ્ધૃત કરું છું:–

## શ્રી. કમળાબેન કલ્યાણદાસ દેસાઈ: એક શ્રદ્ધાંજલિ!

આપણા પ્રાંતના આર્ય આગેવાન ડૉ. કલ્યાણદાસ જે. દેસાઈના તા. ૧૬–૫–૫૭ ના સ્વર્ગવાસને હજી પૂરું એક વર્ષ પણ થયું નથી, ત્યાં તા. ૨૦–૩–૫૮ ના રોજ તેમના ધર્મપત્ની શ્રી. કમળાબેનનો સ્વર્ગવાસ આર્યજગતમાં ઘેરી શોકની લાગણી પેદા કરશે. જોકે શ્રી. કમળાબેન પણ સિત્તેરની આસપાસ હતા અને ૪ માસ પૂર્વે તેમને નડેલો સાઇકલ અકસ્માત ઘાતક હોવા છતાં, તેમનું ભારે દૃઢ મનોબળ અને ઇશ્વર-વિશ્વાસ, તેઓ આમ જલદી ચાલ્યા જશે તેમ માનવા દેતા ન હતા. ડૉ. સાહેબના કારમાં અવસાનથી તેમના પતિપરાયણ પુનિત આત્માને ભારે આંચકો લાગ્યો હતો, છતાં વૈદિક સિદ્ધાંતની તેમની ધારણાશક્તિ આપણને આશ્વાસનરૂપ બની, કદી નિરાશ–હતાશ ન થવા પ્રેરણા આપતી હતી. પાછલા દિવસોમાં સંપૂર્ણ નિરુપાધિ અને વિરક્ત સમ બની આર્યસિદ્ધાંતોનું મનન, ઉપનિષદોનું વાંચન અને પ્રભુચિંતન; એ સિવાય અન્ય પ્રવૃત્તિમાં કેવળ આર્યસમાજ અને ગુરુકુલ—એ બે માત્ર સાવશિષ્ટ રહ્યાં હતાં! અને આર્યસમાજ તથા ગુરુકુળ એ બે તો તેમના જીવનમાં વણાઈ ગએની વસ્તુઓ હતી. સ્વ. ડૉ. કલ્યાણદાસજી સાથે જીવનભર પરિશ્રમ એ અંગે જ તેમણે લીધેલો, એટલે એ બે સંસ્થાઓ તો તેમને મન પોતાના વાસ્તવિક 'સંતાનો' હતી! અને એક વહાલસોઇ 'માતા' પોતાના સંતાનોને કદી વિસ્મૃત કરી શકે ખરી? સ્વ. કમળાબેન એ બે સંસ્થાઓની એવી 'માતા' હતા! એટલું જ નહિ, પણ એ બે સંસ્થાઓ સાથે સંકળાએલી વ્યક્તિઓ ઉપર પણ તેમનો વરદ હસ્ત સદા આશીર્વાદરૂપ રહ્યો છે, આ લેખક તેનો નમ્ર સાક્ષી છે.

ડૉ. સાહેબના જીવન દરમ્યાન ગુરુકુળ (મુંબઈ પ્રદેશ) અને આર્યસમાજે અનેક ચડતીપડતી જોઈ છે ત્યારે પોતાના પતિની ચિંતાના બોજને હલકો કરી ઉત્સાહ અને પ્રેરણારૂપ બનવામાં સ્વ. કમળાબેને પોતાના જીવનનું લક્ષ્ય માન્યું! અને—

प्रमदाः पति वर्त्मगा इति ।

—પતિને અનુસરીને પત્નીએ કથનની સિદ્ધિના આદર્શને તેમણે જીવનમાં ચરિતાર્થ કરી કૃતાર્થતા અનુભવી!! એવી એક આર્ય દેવી–એક ભગવતી સન્નારીનું આર્ય-જગતમાંથી સ્થાન સદાને માટે ખાલી પડે એ સમગ્ર પ્રાંતના આર્ય-પરિવારો માટે દુઃખનો વિષય છે એમાં લેશ પણ શંકા નથી!!

તેમના પરિણીત જીવનના પ્રારંભમાં ડૉ. સાહેબના કંપાઉન્ડર તરીકે દાંપત્ય જીવનમાં સાથ પુરાવ્યો. તેમનો આદર્શ આર્ય સંસાર સંતોષ અને દક્ષતાપૂર્વક ચાલ્યો. કુટુંબ પણ વિસ્તાર પામતાં તેમના હૃદયની વિશાળતા, વત્સલતા અને સમભાવ પણ વિસ્તાર પામતા ગયા અને કુટુંબમાં નાના હોવા છતાં એક પીઢની અદાથી સર્વ ઉપર વાત્સલ્યની છાયા પાથરી, કુટુંબને મોખરે મૂકી દીધું. ઋષિવર દયાનંદના જે સિદ્ધાંતો જાણ્યા તેનું મનન કર્યું અને પ્રસંગ આવ્યે જીવનમાં ઉતારી પોતાની સિદ્ધાંત-પ્રિયતા સુધારા દ્વારા વ્યક્ત કરી સ્વ. ડૉ. કલ્યાણદાસજી, સ્વ. દેવીદાસજી અને સ્વ ઠાકોરદાસભાઈની બંધુ–ત્રિપુટીનું એ ભર્યું-ભર્યું આર્ય-કુટુંબ સૌને ઉદાહરણ યોગ્ય બનતું ગયું, અને પરસ્પર સહકાર અને સદ્‌ભાવવૃત્તિથી આર્યસમાજ, મુંબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા અને ગુરુકુળના વિવિધ સેવા-કાર્યો, ઉત્સવો, પરિષદો, સભાઓ વગેરેમાં પ્રારંભથી આજ સુધી જે મોખરે રહ્યું છે તેમાં સ્વ. કમળાબેનનો મુખ્ય ભાગ છે. કમળા-બેનને અંગે જ ડૉ. કલ્યાણદાસ આદર્શ આર્ય, ત્યાગી કાર્યકર્તા

અને સફળ સંચાલક બની શકયા, એમ લખું તો તેમાં જરાય અત્યુક્તિ નથી! *

આ લેખકનો તેમની સાથેનો સંબંધ તો મારા ગુરુકુળ પ્રવેશથી થાય છે, જે આ પુણ્ય-દંપતીના અંતિમ સમય સુધી એવો જ અસ્ખલિત રહ્યો છે, જે હવે આજ સ્મૃતિ-શેષ બની તીવ્રતમ સંવેદના પ્રગટાવે છે! મારા શિશુ-જીવનમાં થયેલ મારી માતાનો સ્વર્ગવાસ, આજે કમળાબેનના સ્વર્ગવાસથી પુનઃ સજીવિત થાય છે! મારા માટે તે સ્વાભાવિક હું માનું છું. હું જ્યારે ગુરુકુળમાં અભ્યાસ કરતો ત્યારે સાહિત્યના કલ્પના વિહારમાં રાચવામાં સુખ અનુભવતો. તે વખતથી મારી મનોસૃષ્ટિમાં ત્રણ આદર્શ આર્યાઓએ સન્માન પ્રાપ્ત કર્યું. તેમાં સૌથી પ્રથમ શ્રી. કમળાબેન હતા, બીજા સ્વ. બાબાજી અનાજી તારકરના પત્ની શ્રી આનંદીબાઇ અને ત્રીજા જેતપુરનિવાસી ચુસ્ત આર્ય સ્વ. દુર્લભજી ખોડાભાઈ ધ્રુવના પત્ની શ્રી. ઉજમબેન! એમને હું 'ભગવતી-ત્રિપુટી' તરીકે સદાય હૃદયમાં સ્થાન આપતો આવ્યો છું! આ ભગવતી દેવીઓને પેટે અવતાર લેવામાં તો, કોક પુણ્યશાળી જીવની જ યોગ્યતા સંભવે!! આ સેવકને એ માતૃત્રિપુટીના 'પુત્ર' તરીકે ગણાવાનું-રહેવાનું અહોભાગ્ય પ્રાપ્ત થયું છે, એને મારા જીવનની મોટી સમૃદ્ધિ માનું છું! અને એમના મળતા રહેલા

---

* सौभाग्यमेव कान्तायाः स्वभर्तुः सुखकारणम् ।

એવા પતિપ્રાણા કમળાબેન જીવનમાં પણ કેવા ઉદાર હતાં તે શ્રી. રતનબેનના શબ્દોમાં જણાવું :-"મારા ડૉ. કાકાનો પહેલો પુત્ર બે માસનો ભાઈ ચન્દ્રકાંત મારી બેન વિદ્યાના ખોળામાંથી રમતાં રમતાં એકાએક પડી ગયો. ત્રીજે દિવસે ઉલ્ટી થઇ અને અચાનક હતો નહતો થઈ ગયો!! પણ મારા કાકીએ તે માટે કોઈ દિવસ કાંઈ કહ્યું નથી! તેઓ ખૂબ જ ઉદાર દિલના તથા પ્રેમાળ હતાં. વિદ્યાબેન તે માટે રડે ત્યારે ઉલ્ટું તેઓ કહેતાઃ એમાં તુ શું કરે? એનું એને બહાને મોત સર્જ્યું હશે, તારો શો વાંક? તું તો રમાડતી હતી!! કેવી ઉદારતા અને સૌમ્યતા! એ વખતના એમના નરમાશભર્યા શબ્દો હજી પણ મને યાદ છે."

સતત આશીર્વાદોથી મને ગૌરવશાળી સમજું છું. મારી કલ્પના-સૃષ્ટિની એ પ્રથમ ધાત્રી ભગવની આર્યા આજે સરી જતાં જાણે મારો એક પ્રેરણા-સ્રોત છેક સુકાઈ ગયો ન હોય તેવી સ્થિતિ જયારે હું અનુભવી રહ્યો છું, ત્યારે તેમનો વિશાળ પરિવાર, આપ્તજનો, સ્નેહીઓ, જે દરેકના ઉપર શ્રી કમળાબેનની સતત અમીદૃષ્ટિ રહેલી તેમના દુઃખની શી સ્થિતિ હશે?

તેમનો અતિથિ-સત્કાર, વિદ્વાનોની સેવા અને સ્વાર્પણની ભાવના સાથે મહર્ષિ દયાનંદ વિષે તેમનો ઉત્કટ ભાવ, આર્ય-સંસ્કૃતિ, વેદ-ધર્મપ્રચાર અને આર્ય-મંડળ કામના તથા ઔદાર્યયુક્ત નિઃસ્વાર્થ કર્મ-કલાપ એ ડૉ. કલ્યાણદાસ અને કમળાબેનના ઉન્નત દાંપત્ય-જીવનના થોડાંક સીમા-ચિહ્નો છે! જેણે આર્યસમાજને ચરણે કલ્યાણ-દાસને ધર્યા તે ભગવતી કમળાબેનને શતશઃ વંદન હો!!

ડૉ. કલ્યાણદાસજીએ આર્યસમાજનું સુકાન હાથમાં લીધાં પછી વેદધર્મના મૂળભૂત સિદ્ધાંતોને જીવનમાં ઉતારવા પ્રયાસ કર્યો. તે સંબંધમાં સ્વ. હરિશંકરજી વિદ્યાર્થી, જેઓ ઉપદેશક, કવિ, પત્રકાર અને મારા કાર્યકર્તા હતા અને ડૉ. સાહેબના હાથ નીચે વર્ષો સુધી સરસ પ્રચારકાર્ય કર્યું હતું તેઓ પોતાના સંસ્મરણોમાં આલેખે છે કેઃ—

"શ્રી ડૉ. કલ્યાણદાસજીએ આથી પણ આગળ પગલું ભરેલું. તેમણે હિન્દુસમાજની બીજી ન્યાતોના સુધારકોનો સાથ મેળવી મુંબઈમાં 'આર્યન બ્રધર હુડ' નામની સંસ્થા સ્થાપી. જેમાં જૂના 'હિંદુસ્તાન અને અખબારે સોદાગર' પત્રના સ્થાપક શ્રી. શેઠ રણછોડદાસ લોટવાલા, શ્રી દફતરી સૉલીસીટર, 'સત્ય' પત્રના તંત્રીશ્રી મોતીલાલ દલાલ, મરચંટ બેંકના મેનેજર શ્રી. શેઠ જયનારાયણ ઇદુમલ દાણી વગેરે ૮૦–૮૫ આગેવાન ગૃહસ્થો જોડાયા. આમાં સ્વ. વિઠ્ઠલભાઈ પટેલ પણ સારો ભાગ લેતા.

આ પ્રમાણે ન્યાત-જાતના બંધનો તોડવાના હેતુથી સ્થપાએલા 'આર્યન બ્રધર હુડ'ની સભા શેઠશ્રી રણછોડદાસ લોટવાલાના મકાનમાં વારંવાર મળતી અને તેમાં ન્યાત-જાતના બંધનો શિથિલ કરી નાખવાની, તેમજ આભડછેટ વગેરે કુરૂઢિઓ ફગાવી દેવાની ચર્ચા થતી. પણ ડૉ. સાહેબને આટલાથી સંતોષ થતો નહિ. તેઓ સક્રિય–અમલી કાર્ય કંઇ થાય તેમ ઇચ્છતા હતા.

આથી તેમણે ન્યાત-જાતના ભેદભાવ વગરનું એક **જાહેરમાં સમૂહભોજન** કરવાનું ઠરાવ્યું !

આ પછી સમૂહભોજનમાં ભાગ લેનારા ગૃહસ્થોના નામ ટપોટપ લખાવા માંડ્યાં. એ સમયે એક સભ્યે સૂચના કરી કે આ ભોજનમાં એકાદ હરિજન (અંત્યજ) હોય તો ઠીક પડશે. આ માટે સ્વ. જામ રણજીતસિંહજીના જોડીદાર પ્રખ્યાત બોલર સ્વ. પી. બાલુનું નામ સૂચવાયું. બાલુ અંત્યજ કોમના હતા. આ સૂચના સૌને ગમી ગઇ.

છેવટે 'કાશીબાગ' (સી. પી. ટેંક ઉપર) નામની જાણીતી જગામાં દૂધપાક–પુરીનું જમણ ૧૯૧૨ની સાલમાં થયુ અને તેમાં ન્યાતજાતના ભેદ વગર અનેક હિન્દુઓ સાથે બેસીને જમ્યા ! તેમના નામો બીજે દિવસે છાપામાં પ્રગટ થતાં આખા મુંબઇને આંચકો લાગ્યો હોય તેમ જૂના વિચારના હિંદુઓ ખળભળી ઊઠયા અને જુદી-જુદી ન્યાતોની સભાઓ ભરાવા લાગી, અને આ ભોજનમાં પોતાની કોમના જેમણે ભાગ લીધો હોય તેને ન્યાત બહાર મૂકવાનું શરૂ થયું."

'ગુજરાતી' સાપ્તાહિક ત્યારે રૂઢિચુસ્તોનૂ મુખપત્ર હતું અને 'આર્યપ્રકાશ' સુધારકોનું વાજિંત્ર ગણાતું. તેમાં રૂઢિચુસ્તતા અને સુધારા વિષે સામસામી ખૂબ ઉગ્ર ચર્ચાઓ થતી. 'કાશીબાગ'ના પ્રીતિભોજનથી ભડકી ઉઠેલા એક કવિભાઈ ભગવાનલાલ ડુંગરશીએ કવિતામાં સુધારકોનો વિરોધ કરી ખૂબ 'ઠેકડી' ઉડાવી. એ સંબંધમાં

આર્યકવિ સ્વ. પં. હરિશંકર શર્માએ નોંધ કરી છે કે ભગવાનલાલે પોતાનો પ્રસિદ્ધ દુહો પ્રકાશિત કર્યો. તે—

દેવ ગયા ડૂંગરે ને પીર ગયા મક્કે,
અંગરેજના રાજમાં ઢેઠ મારે ધક્કે!

તેનો કવિતામાં જ ઉત્તર આપવાનું કામ સ્વ. કવિ હરિશંકરજીને ડૉ. કલ્યાણદાસજીએ સોંપ્યું. અને પં. હરિશંકરજીએ તેવા જ દુહામાં ઉત્તર આપ્યો કે—

"દેવ રહ્યા દાસ થઈ, પીર નિત્ય પાસે
અંગરેજના રાજમાં આપખુદી નાસે!"

પણ છેવટે ડૉક્ટર સાહેબની દશાપોરવાડ ન્યાતે તેમના આખા કુટુંબને ન્યાત બહાર મૂક્યું! બીજા અનેક ચમરબંધી ગણાતા ભાઈઓએ મૂછો બોડાવી, પ્રાયશ્ચિત્ત કરી ન્યાતની શરણુ લીધી; પણ ડૉક્ટર કલ્યાણદાસ અને તેમના ટેકીલા કુટુંબે ન્યાત બહાર રહેવાનું જ પસંદ કર્યું! આજે તો તે વાત ક્ષુદ્ર ભાસે પણ અરધી સદી પૂર્વેના જમાનાની કલ્પના કરતાં એ ભારે સાહસ હતું, અને એ સાહસમાં દેસાઈ કુટુંબના પુરુષો કરતાં સ્ત્રીઓએ ભારે હિંમત બતાવી. તેમાં ડૉક્ટરના પૂ. ભાભી સ્વ. ચંદાબેન ઠાકોરદાસ દેસાઇએ કુટુંબની સરસ દોરવણી કરી ડૉક્ટર સાહેબ અને આખા કુટુંબની ટેક જાળવી. એ શ્રી. ચંદાબહેનનો આછો ખ્યાલ આર્યપ્રકાશની મારી નીચેની સ્મરણાંજલિમાંથી થશે:

## શ્રી. ચંદાબહેન: એક સ્મરણાંજલિ

આર્ય-જગતમાં પ્રસિદ્ધ ડૉ. કલ્યાણદાસજી જે. દેસાઇના કુટુંબમાં એક વર્ષના ગાળામાં ત્રીજું અવસાન તા. ૧-૭-૫૮ના રોજ ડૉ. કલ્યાણદાસના જ્યેષ્ઠ બંધુ સ્વ. ઠાકોરદાસ જેકિશનદાસ દેસાઇના પત્ની ગં. સ્વ. ચંદાબહેનનું થયું છે. એ રીતે ડૉ. કલ્યાણદાસ, તેમના પત્ની કમળાબહેન અને ત્રીજા આ ચંદાબહેન

मृत्योः पद योपयन्तो यदैत, द्राघीय आयुः प्रतर दधानाः ।
आप्यायमानाः प्रजया धनेन शुद्धा पूता भवत यज्ञियासः ॥

—મૃત્યુના ચરણોને પાછળ ધકેલીને આગળ વધો; દીર્ઘ આયુ પ્રાપ્ત કરો, સંતાન અને ધનધાન્યથી ભરપૂર શુદ્ધ, પવિત્ર અને શુભ કર્મવાળા બનો!

દેસાઇ કુટુંબના નબીરાઓ, તેમના વડીલોને માર્ગે સંચરતા રહી તેમનાં અધૂરાં રહેલા સેવા-યજ્ઞને પૂર્ણ કરતા રહે એ અભિલાષા સાથે જગન્નિયંતા ચંદાબેનના પવિત્ર આત્માને ચિર શાંતિ આપે એ અભ્યર્થના.

* * *

ડૉ. કલ્યાણદાસજીની પ્રવૃત્તિઓના સાથીઓ તેમના જ શબ્દોમાં:-
"મારા કુટુંબની બધી સ્ત્રીઓ ખાસ કરી મારી ધર્મપત્ની, તેને માટે હું અભિમાન ધરાવું છું, તેમ જ મારા બન્ને ભાઇઓની સ્ત્રીઓએ આર્યસમાજની બધી પ્રવૃત્તિઓમાં મને સુંદર સાથ આપ્યો. લગ્ન, સીમંત તથા મૃત્યુના પ્રસંગોમાં તેઓ હિંમતથી મારી સાથે જ રહ્યા."

એ રીતે ડૉકટર સાહેબે યુવાનીમાં તો ક્રાંતિકર તરીકે નામના મેળવી, પણ તેમની ઉત્તરાવસ્થામાં પણ આર્યસમાજની લગન ઓછી ન થઇ. ગુરુકુળનો ભાર તેમના પરથી હલકો થતાં તેમણે **મુંબઈ-પ્રદેશ આર્યસમાજ**ની સ્થાપના, સ્વ. શેઠ શૂરજીભાઇ વલ્લભદાસ, રાજાબહાદુર ગોવિંદલાલજી પિત્તી, શ્રી. નાનાભાઇ ચાહવાળા, શ્રી. રણછોડલાલ ગિરધરલાલ, શ્રી. શામલાલ ગોયલ, શ્રી. પૂર્ણચંદ્ર ચાવલા, શ્રી. કૃષ્ણલાલજી ગુલાંટી આદિ ભાઇઓના સહકારથી કરી. અને શેઠ લોટવાળાના 'આર્યભવન'માં તેનાં અધિવેશનો ભરાવા લાગ્યાં. ચોપાટી પર રોજ સાંજે [illegible] ઉપદેશ [illegible] ઝડી વરસવા
અને ભ[illegible]
સ્થળોએ

એ રીતે પૂ. ડૉ. કલ્યાણદાસજીએ પ્રાણ પૂર્યા! આર્યસમાજ, ઋષિ દયાનંદ, વેદપ્રચાર, શુદ્ધિ, ગુરુકુળ એ તેમના દૈનિક જીવનના તાણાવાણા આમૃત્યુ બની રહ્યા!

૧૯૨૬માં આ લેખક ગિરગામ આર્યસમાજનો મંત્રી હતો. બીજી પ્રવૃત્તિઓમાં શુદ્ધિની ચળવળ આ પ્રાંતમાં શરૂ થઇ, તેનું શ્રેય ડૉ. કલ્યાણદાસજીને ફાળે જાય છે. ૧૯૨૬માં સ્વામી શ્રદ્ધાનંદજીનું ધર્માંધ મુસ્લિમને હાથે શુદ્ધિના કારણે ખૂન થયા પછી, આર્યસમાજના નેતાઓમા શુદ્ધિની ભાવના ઊંડી ઉતરી ગઈ અને આ પ્રાંતના સર્વમાન્ય નેતા ડૉ. કલ્યાણદાસજીએ તે માટે ઘણો પ્રયાસ કર્યો. દાનવીર જુગલકિશોર બિરલાના અનુરોધથી આ પ્રાંતમાં હિંદુસભાની સ્થાપના કરવામાં ડૉ. કલ્યાણદાસનો મુખ્ય હાથ હતો. રાજા બહાદુર ગોવિંદલાલજી, રાજા નારાયણલાલજી પિત્તી આદિની તેમને સક્રિય સહાયતા મળી અને હિંદુસભાનુ કાર્ય પ્રારંભાયુ. શુદ્ધિની ચળવળને અંગે મુસ્લિમો આર્યસમાજ ઉપર ખૂબ રોષે ભરાયા હતા. તે અરસામાં લાહોરમાં કોઇએ 'રંગીલા રસૂલ' નામનું પુસ્તક બહાર પાડયું અને તેના પ્રકાશક મ. રાજપાલનું એક મુસ્લિમના હાથે ખૂન થયુ. ત્યાર બાદ દેશભરના સારા સારા આર્ય-નેતાઓને ખૂનની ધમકીઓ મળવા લાગી, અને તેવામાં અમે કાકડવાડી (ગિરગામ) આર્યસમાજમાં એક મૌલવીની શુદ્ધિ કરી તેનું નામ 'સત્યપ્રિય' રાખ્યું! એથી બળતામાં ઘી હોમાયું અને ડૉ. કલ્યાણદાસ અમારા નેતા હોવાથી તેમને ખૂનની ધમકીના પત્રો અને જાસાઓ મળવા લાગ્યા. ઈષ્ટમિત્રોએ ડૉ. કલ્યાણદાસને તેમની પ્રવૃત્તિઓ ધીમી કરવા ખૂબ આગ્રહ કર્યો, પણ ડૉ. કલ્યાણ દાસ એવી ધમકીઓથી ડરે તેવી પોચી માટીના સરજાયા ન હતા. તેમણે તો પ્રવૃત્તિચક્ર જારી રાખ્યુ અને હમણાં ખૂન થશે કે કાલે ડૉ. નું ખૂન થશે એવી સ્થિતિ સર્જાઇ! સગાંવહાલાંઓનો બહુ આગ્રહ થયો ત્યારે તેમણે સાવચેતી ખાતર, આર્યસમાજની મીટિંગોમાં

જતી વખતે હૃદય ઉપર ધાતુનું એક ઢાંકણ (કપડા નીચે) બાંધવાનું રાખ્યું. અને ભર્તૃહરિના કથનાનુસારઃ—

अद्यैव वा मरणमस्तु युगान्तरे वा,
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ।

ન્યાય્ય-સત્યમાંથી એક કદમ પણ પીછેહઠ ન કરતાં મૃત્યુ આજે આવે કે કાલાન્તરે તેની પરવાહ ન કરી પોતાના મનોધૈર્યનો સુંદર પરિચય આપ્યો! પણ એ ઉશ્કેરાટના દિવસોમાં એક શાણા મોલવીના જાણવામાં સત્ય હકીકત આવી કે ડૉ. કલ્યાણદાસ તો મુંબઈ આર્યસમાજના ઉછળતા જોશમાં શાંતિનું જળણર પરિબળ છે. અને તેણે એ વાત ધીરેધીરે પોતાના હમશહરીકોમાં ચર્ચવી શરૂ કરી અને સદ્‌ભાગ્યે મહીનાઓ પછી એ સાચી સમજ મુસ્લિમોમાં થતાં ધીરેધીરે ડૉ. કલ્યાણદાસ ઉપરથી મૃત્યુના ઓળા ઓછા થતા ગયા અને ધાકધમકીઓ બંધ થઇ. અને ખરેખર સ્વ. ડૉ. કલ્યાણદાસજીને કોઇ ધર્મ કે કોઈ મહાપુરુષનો દ્વેષ ન જ હતો. તેમણે તો હણાતી હિંદુવટના પ્રતીકારરૂપે શુદ્ધિની ચળવળ ઉપાડી હતી અને તેમાં ખૂનની ધમકીઓ છતાં પોતાના અંગીકૃત કાર્યને ન છોડી નિર્ભયતાની સાબિતી આપી એક આર્યનેતાને શોભે તે રીતે તેમણે પોતાનો હિસ્સો અદા કર્યો! અને ડૉ. કલ્યાણદાસ ઓલ ઇન્ડિયા આર્યલીડર તરીકે દેશભરમાં વિખ્યાત થયા!

આ દિવસોમાં વધુ, અને સામાન્યતઃ દર વર્ષના વિવિધ ઉત્સવોમાં દેશભરમાંથી વિદ્વાનો, ઉપદેશકો, કાર્યકર્તાઓ અને સંન્યાસીઓ મુંબઇ આવતા અને મુંબઈ આવતા એટલે ડૉ. કલ્યાણદાસને ઘેર તેમના ઉતારા હોય! કારણ કે દેશભરના આર્યોમાં એ સમજ હતી કે ડૉકટર કલ્યાણદાસ એટલે આર્યસમમાજ અને આર્યસમાજ એટલે કલ્યાણદાસ!! એવી ઓતપ્રોત ભાવનાને લીધે તેમને ઘેર સદા અતિથિઓ રહેતા અને 'अतिथि देवो भव'—એ સૂત્ર તેમના

કુટુંબમાં રોજ ચરિતાર્થ થતું!! એવી અસામાન્ય તન્મયતા તેમણે આર્યસમાજ સાથે સાધી હતી!

આર્યસમાજનો ત્રીજો નિયમ-વેદ સર્વસત્ય વિદ્યાનું પુસ્તક છે અને વેદોનું ભણવું-ભણાવવું સર્વ આર્યોનો પરમ ધર્મ છે;—એ ગુરુદેવ દયાનંદની આજ્ઞાને આર્ય કલ્યાણદાસ કેમ જ વીસરે? તેના પઠન-પાઠન માટે તો તેણે ગુરુકુળની સ્થાપના કરી આજીવન સેવાનો ભેખ લીધો! દેશ-વિદેશના વિદ્વાનો પણ ખુલ્લે દિલ એકરાર કરે છે કે:-

जगतः प्रथमो ग्रंथः सोऽयं वेद इति श्रुतः ।
न कोऽपि भुवि देशोऽन्यस्तादृग्ग्रंथविभूषितः ॥

એ વેદોના અધ્યયન માટે ગુરુકુળની સ્થાપનામાં સમભાવ હતો, ઊંચ-નીચના ભેદો ન હતા, પાત્રનાં જ માત્ર પરીક્ષણ હતાં. ઊંચ-નીચના જ્ઞાતિ ભેદોને ટાળવાનું સક્રિય પગલું હતું;–તેથી જ કલ્યાણદાસજીને આનંદ થતો. દુઃખો વેઠીને આત્મશાંતિ મળતી—

जातिभेदमनादृत्य प्रजासु समदर्शिनः
विद्याप्रदानतो नान्यदस्य संमोदमातनोत् ॥

ગુરુકુળ તેમના જીવનનું અન્ય પાસું હતું. તે વિષે ટૂંકમાં જોઈએ :—

प्राच्यसंस्कृतिविज्ञानंज्ञानद्वारमपावृतम्—ઉત્તમ હવાપાણીવાળા સ્થાનમાં-દેવલાલી ખાતે-મુ. પ્ર. આર્ય વિદ્યાસભાએ મુંબઈ પ્રાંતનું સૌથી પ્રથમ ગુરુકુળ સને ૧૯૧૨માં સ્થાપ્યું. તેમાં આઠ વર્ષની વયથી માંડી બાળકોને વિદ્યાભ્યાસ માટે ગુરુઓના સહવાસમાં રાખવામાં આવતા. એ બ્રહ્મચારીઓ એક સાથે સમાનતાથી ઉછરી વ્યાયામ અને સાત્વિક ખોરાક દ્વારા જ્યાં એક તરફ શારીરિક ઉન્નતિ પ્રાપ્ત કરતા હતા ત્યાં બીજી તરફ સંધ્યા હવન અને વેદાદિ સત્ય શાસ્ત્રોના સ્વાધ્યાય દ્વારા માનસિક ઉન્નતિ પણ સાધતા હતા. પ્રાચીન સંસ્કૃતિના શિક્ષણ સાથે અર્વાચીન વિદ્યાના તત્ત્વોને ગ્રહણ કરી ભાવી

જીવનને વિકસાવવા માટે તૈયારી કરતા હતા. પછી દેવલાલીથી નાસિક અને ત્યાંથી શાંતાક્રુઝ ખાતે એ ગુરુકુલ લાવવામાં આવ્યું: અહીં ગુરુકુલે ભારે ઉન્નતિ સાધી અને **ગુરુકુલ એટલે ચારિત્ર ઘડનારી** સર્વશ્રેષ્ઠ આદર્શ સંસ્થા એવી ઉત્તમ છાપ પ્રાંતભરમાં જનસમાજના અંતરમાં પાડી. અને તેના અનુકરણમાં પ્રાંતમાં અન્ય ગુરુકુલો સ્થપાવા લાગ્યાં. આ ગુરુકુલના મહામેળા જેવા ઉત્સવો દર વર્ષે ઉજવાતા હતા. તેમણે પ્રચારની એક અનોખી ભાત ઉપજાવી અને બ્રહ્મચારીઓનાં ત્યારના વ્યાયામ, સંવાદ તથા વ્યાખ્યાનકલાએ જનસમાજને મુગ્ધ કરી મૂકી.

સને ૧૯૨૦માં મહાત્માજીની અસહકારની ચળવળ અંગે બ્રહ્મચારીઓએ મેટ્રિકની પરીક્ષાનો ત્યાગ કરી સ્વદેશ-ભક્તિની પોતાની ભાવના વ્યક્ત કરી. સંયોગવશાત્ અહીંથી ગુરુકુલને વેસાવા અને પછી અંધેરી ખાતે લાવવામાં આવ્યું. અને અહીંથી જ ગુરુકુલના પ્રથમ બે સ્નાતકો શ્રી. સત્યવ્રત' અને સ્વ. નરેન્દ્રદેવ પંદર વર્ષના શિક્ષણને અંતે 'વેદવિશારદ'ની પદવી સાથે સ્નાતક થયા. ત્યાર પછી આ ગુરુકુળને શુક્લતીર્થ ખાતે ખસેડવામાં આવ્યું. જ્યાં તાત્કાલિક પરિસ્થિતિને લીધે આર્ય વિદ્યાસભાએ ગુરુકુલને પ્રાચીન અને અર્વાચીન એમ બે વિભાગમાં વિભક્ત કર્યું. પ્રાચીન વિભાગમાં સંસ્કૃત વિદ્યા તરફ વિશેષ ધ્યાન આપવામાં આવતું અને અર્વાચીન વિભાગને મુંબઇ યુનિવર્સિટી સાથે જોડવાનું નક્કી થયું. અને ધીરે-ધીરે તેને 'ગુરુકુલ હાઈસ્કૂલ' એ નામ ક્રમશઃ આપવામાં આવ્યું. તથા બીજા પ્રાચીન વિભાગને આણંદની ચરોતર આર્યસમાજને તેના મૂળ (ગુરુકુલ) સ્વરૂપમાં સને ૧૯૩૫માં સુપરત કરવામાં આવ્યો અને હાઈસ્કૂલ વિભાગને ઘાટકોપર ખાતે ખસેડવામાં આવ્યો.

ઘાટકોપર ખાતે આ સંસ્થાને લાવવામાં અમને કંઇક શુભ સંકેત જ જણાય છેઃ- જમીનનું દાન એક પરમ ભાગવત વૈષ્ણવ-

જન તરફથી મળે છે; તે ઉપર એક મહાન નિઃસ્પૃહ શિવભક્ત સુંદર અને ભવ્ય આશ્રમ બાંધી આપે છે; આર્યસમાજની તે શિક્ષણ સંસ્થા બને છે; તેને શ્રી. નર્મદા બાઇના જૈન ટ્રસ્ટીઓ તરફથી રૂા. ૫૧૦૦૦)નું દાન આપવામાં આવ્યું છે. શ્રી. શાપુરજી પાલનજી નામના એક પારસી ગૃહસ્થ તરફથી પણ રૂા. ૧૦) હજારના ખર્ચે ક્રીરસભાગૃહ બાંધી આપવામાં આવ્યું છે. અને સંસ્થાનો લાભ તમામ લોકોને સમાનતાથી મળે છે. આ સંસ્થા દ્વારા એ ધાર્મિક સહિષ્ણુતાનો સુંદર આદર્શ જનસમાજ પાસે ઉપસ્થિત કરવાનું અહોભાગ્ય ઘાટકોપરને ખાતે જાય છે. એવી આ એક જ અને અનોખી સંસ્થા છે.

આ સંસ્થાથી તો ઘાટકોપર એક તીર્થધામ થઈ પડશે, અને તે માટેનું શ્રેય ઉપલા સર્વ દાતાઓને ફાળે જાય છે. ધાર્મિક સામંજસ્ય, જાતીય ઐક્ય, વિદ્યા-વિકાસ, ચારિત્ર, અને સદ્‌ભાવ આદિકમનનીય ગુણોનું આ સંસ્થા એક સુંદર કેન્દ્ર થાય એવી આર્ય વિદ્યાસભાના કાર્યકર્તાઓની મનોભિલાષા છે.

ગુરુકુલના હાઈસ્કૂલ વિભાગને મુંબઈ યુનિવર્સિટી સાથે જોડવામાં આવેલો હોઇ સરકારી સહાયતા લેવાની શરૂઆત કરવામાં આવી. ઘાટકોપરમાં તે વખતે અંગ્રેજી સાત ધોરણ (મેટ્રિક) સુધી શિક્ષણ આપતી આ એક જ સંસ્થા હતી. શરૂઆતથી જ ઘાટકોપરના ઉત્સાહી અને અગ્રગણ્ય શહેરીભાઈઓ આ સંસ્થાના વૈશિષ્ટ્યથી આકર્ષાયા હતા, અને તેને સહાયક નીવડયા છે. સંસ્થાના પ્રાથમિક વિભાગના અધ્યક્ષ શ્રી. પુરુષોત્તમદાસ તન્ના છે, અને હાઇસ્કૂલ વિભાગના પ્રિન્સિપાલ શ્રી. ડૉ. મનુભાઇ પી. વૈદ્ય છે. એઓ બન્ને જૂના અને અનુભવી કાર્યકર્તાઓ છે.

ગં. સ્વ. મણિબેન-અને સ્વ. શેઠશ્રી ચત્રભુજ જીવણદાસના ટ્રસ્ટી સાહેબો તરફથી વિદ્યાકાર્યમાં મું. પ્ર. આર્ય વિદ્યાસભાને

૫૦૦૦ વાર જમીન ઘાટકોપરમાં દાનમાં આપવામાં આવી. જેના ઉપર હાલ ગુરુકુલ આશ્રમ તથા હાઈસ્કૂલના પાકા મકાનો બાંધવામાં આવ્યાં છે.

ગુરુકુલ આશ્રમ એ આર્યવિદ્યા સભાનું પ્રધાન અંગ પ્રથમથી જ રહ્યું છે, અને શુકલતીર્થમાં પણ વિભાગને હાઈસ્કૂલ રૂપે પરિણત કરવામાં આવ્યો, ત્યારે પણ આશ્રમને પ્રાધાન્ય અપાયું છે. સને ૧૯૪૧માં અગાઉ જણાવેલ દાનમાં મળેલ જમીન ઉપર એક દાક્ષિણ્યાત્ય ઉદારાત્મા સ્વ. શેઠ ભાગોજી બાળુજી કીરે પોતાના 'શ્રી ભાગેશ્વર ચેરીટી ટ્રસ્ટ' તરફથી રૂા. ૩૫૦૦૦) ખર્ચી ગુરુકુલ આશ્રમ અત્યંત શ્રદ્ધા અને ભક્તિપૂર્વક નિઃસ્વાર્થભાવે બાંધી આપી સંસ્થાને ચિરઋણી બનાવી છે. આશ્રમનો પાયો સુપ્રસિદ્ધ દેશભક્ત, સાક્ષર અને તે વખતના ગૃહસચિવ શ્રી કનૈયાલાલ મુનશીના હાથે નાખવામાં આવ્યો હતો. સ્વ. દાનવીર ભાગોજી શેઠ કીર તરફની કૃતજ્ઞતાની લાગણીથી આર્ય વિદ્યાસભાએ તેમનું બસ્ટ હાઈસ્કૂલના હૉલમાં સ્વાતંત્ર્યવીર વિનાયકરાવ સાવરકરના હાથે સને ૧૯૪૧માં ખુલ્લું મુકાવ્યુ છે.

## સ્વામી વિશ્વેશ્વરાનંદ ગુરુકુળ આશ્રમ નિધિ—

આ સભાના સંસ્થાપકો સ્વ. પૂ. બ્રહ્મચારી નિત્યાનંદજી મહારાજ, સ્વ. પૂ. વિશ્વેશ્વરાનંદજી સરસ્વતી, સ્વ. શ્રી દેવીદાસ જે. દેસાઇ, પૂ. ડૉ. કલ્યાણદાસ જે. દેસાઇ તેમ જ અન્ય આર્ય આગેવાનો દ્વારા દેવલાલી ખાતે પ્રાંતના પ્રથમ ગુરુકુળની સ્થાપના સન ૧૯૧૨ના દેવદિવાળીના રોજ કરવામાં આવી. સ્વામી નિત્યાનંદજી મહારાજ તથા તેમના જીવનસાથી સ્વામી વિશ્વેશ્વરાનંદજી મહારાજે તેમના જીવન દરમ્યાન આ સભા તથા તેના ગુરુકુળ મહાવિદ્યાલયનું સંગોપન કર્યું. તેમણે જીવનના ઉત્તરાર્ધમાં તેમની શિમલા ખાતેની 'શાંતિ કુટિર' નામની સ્થાવર મિલ્કત તથા જંગમ મિલ્કતનું એક Trust કર્યું અને તે દ્વારા તે બધી મિલ્કત સ્વામી

વિશ્વેશ્વરાનંદજી મહારાજની હયાતી બાદ આ સભાના ગુરુકુળને મળે તે રીતે તે અર્પણ કરી. તેનો ઉદ્દેશ એ હતો કે (૧) એ ગુરુકુળ વિદ્યાલયનું કાર્ય કાયમ ચાલુ રહે, (૨) વેદોના પુનરુદ્ધાર તથા મહર્ષિ દયાનંદજી ઉપદિષ્ટ વેદધર્મનો પ્રચાર કરવો એ મુખ્યત્વે હતો. સ્વામી નિત્યાનંદજીના અવસાન બાદ કાળક્રમે સ્વામી વિશ્વેશ્વરાનંદજી પણ બીમાર પડ્યા અને શિમલા તથા દિલ્હી તરફ રહેવા લાગ્યા. તે અરસામાં સ્વામીજીની ઉપરોક્ત સ્થિતિનો લાભ લઈ ઉત્તરના કેટલાક આર્ય આગેવાનોએ તેમની પાસેથી એક નવું Will કરાવી લીધું અને થોડા સમયમાંજ સ્વામીજીનો દેહ-વિલય થયા પછી તે બધી મિલ્કત એ નવા Will ના એક્ઝીક્યુટરોએ લઈ લીધી. તેની જાણ આ સભાને થતાં, સભાને સ્વામીજીએ નવા કરી આપેલ willના executors અને જૂના ટ્રસ્ટીઓ વચ્ચે મતભેદ જાગ્યો અને મુંબઈ હાઈકોર્ટમાં કેસ ચાલ્યો. આખરે પરસ્પર સમજૂતી થઈ અને consent decree ની રૂએ એ નક્કી થયું કે પ્રારંભના બાર વર્ષ સુધી તે મિલ્કતના ઉત્પન્નનો ૪૦ ટકા ભાગ આ સભાને મળે અને બાકીનો તે Will ના એક્ઝીક્યુટરોને વૈદિક કોષ અને વેદપ્રચાર માટે મળે. ત્યાર પછી હંમેશ માટે મિલ્કતના ઉત્પન્નનો ૬૦ ટકા ભાગ આ સભાને મળે અને બાકીનો ૪૦ ટકા તે Willના Excentors ને વૈદિક કોષ તથા વેદપ્રચાર માટે મળે.

એ નિર્ણય બાદ પણ ઉત્પન્ન સંબંધમાં અનેકવાર મતભેદો થયા અને છેવટે આ સભાને કેટલીકવાર કંઈ જ ફાળે પડતું મળ્યું નહિ ! અતઃ એ સ્થિતિનો ફેંસલો કરી લેવા ૧૯૪૯માં આ સભાએ કાયદેસર કામ લેવા શ્રી ડૉ. કલ્યાણદાસ જે. દેસાઈ તથા સ્નાતક સત્યવ્રતને અધિકાર આપ્યો. મુંબઈ હાઈકોર્ટમાં તે માટે કેસ કરવા તે willના Excentorsને સ્વ. નગીનદાસ સોલીસીટર દ્વારા નોટિસ અને આ સભા તરફથી સુપ્રસિદ્ધ એડવોકેટ શ્રી કાન્તી દેસાઈ (હાલ જસ્ટિસ) એ

તથા પત્રવ્યવહારનું કાર્ય સંભાળ્યું, જેના માટે આ સભા તેમની ચિરઋણી બની છે. તાત્કાલિક પરિસ્થિતિ અનુસાર પરસ્પર સમજૂતી consent decree બે વર્ષ પછી થઈ. અને suit no. 402 of 1951 (os) dated 18 6–51 દ્વારા તે મિલ્કતની વહેંચણી તે will અને આ સભા વચ્ચે થઈ, જેની રૂએ આ સભાને બધી જંગમ મિલ્કતની રકમ રૂ. ૪૦૦૦૦) ચાલીસ હજાર તથા રૂ. ૧૨૪૦૪) નાં પુસ્તકો* મળી એકંદર રૂ. ૫૨૪૦૪) મળ્યા અને શિમલાની કોઠી તે will ને મળી. જે ઉપરોક્ત રકમ એ રીતે આ સભાને મળી તે **સ્વ. વિશ્વેશ્વરાનંદ ગુરૂકુળ આશ્રમ નિધિના** નામે ઉપર જણાવેલ હેતુ અને વર્તમાન ગુરુકુળ આશ્રમ ઘાટકોપરને સહાયતા માટે મળેલ છે.

શ્રી. કલ્યાણદાસજી મૌખિક પ્રચાર તો સ્વયં કરતા—તેમના કૉલેજકાળથી—અને પંડિતો દ્વારા કરાવતા. આર્યધર્મ પરિષદો, ગુરુકુળના ઉત્સવો, સમાજના સમારોહોમાં તેઓ ભારતભરમાંથી—ખાસ કરીને ઉત્તર હિંદના આર્યસંન્યાસીઓ, પંડિતો, ઉપદેશકો, ભજનિકોને બોલાવતા. ખાસ કરી સ્વ. વીતરાગ સ્વામી સર્વદાનંદજી મહારાજ તથા શાસ્ત્રાર્થ મહારથી પં. રામચંદ્રજી દેહલ્વી, એ બે તેમના મુખ્ય ઉપદેશકો હતા. સ્વ. શ્રી નત્થાસિંહ અને સ્વ. દોરીલાલ તેમના મુખ્ય ભજનિકો હતા જ્યાં જ્યાં ડૉક્ટર સાહેબ દ્વારા ઉત્સવો યોજાય ત્યાં-ત્યાં એ ઉપદેશક મહાનુભાવો તથા ભજનિકો હાજર હોય અને તે દ્વારા ઇલાકાભરમાં ખૂબ જાગૃત આણી. સમાજ-સુધાર, સ્ત્રી-શિક્ષા, પુનર્લગ્ન, અસ્પૃશ્યતા-નિવારણ, જાતિભેદ પરિત્યાગ અને ગુરુકુળ દ્વારા વિદ્યાપ્રચારની જ્ઞાનગંગા વર્ષો સુધી વહાવી. તેમના જમાનામાં તેમના જેવો સાર્વજનિક કાર્યકર્તા બીજો જડવો મુશ્કેલ હતો. સેવાના વિવિધ ક્ષેત્રોમાં તેમણે અભૂતપૂર્વ પ્રગતિ કરી. પોતે કેવળ વક્તા જ ન હતા, એક સારા લેખક પણ હતા. અને શરૂઆતમાં સાપ્તાહિક 'આર્યપ્રકાશ'ના

* પં. વિશ્વબંધુજી કૃત વૈદિક પદાનુક્રમ કોષના પુસ્તકો.

એકવાર સંપાદક પણ રહી ચૂકયા છે! મૌખિક પ્રચાર સાથે આર્યધર્મના સ્થાયી સાહિત્ય માટે પણ તેમણે અનેકને પ્રોત્સાહન અને પ્રેરણા આપ્યાં છે. આ 'વેદાંતદર્શન' ગુર્જર ભાષ્યના કર્તા, પૂ. પં. મયાશંકરજી દર્શનાચાર્યને પ્રેરણા આપી-આપી પાંચ દર્શન-શાસ્ત્રોના ભાષ્યો ગુજરાતીમાં તૈયાર કરાવ્યા છે. આ છેલ્લી પ્રેરણાની સફળતા જોવા તેઓ વધુ લાંબું જીવ્યા નહીં, એ અમારે મન દુઃખનો વિષય છે. પણ......

यदवार्यं सहेत तत् !

જીવનના ઉત્તરાર્દ્ધમાં શરીર શિથિલ થવા લાગ્યું, પણ મન તો તેવું જ દૃઢ અને કૃતનિશ્ચયી રહ્યું.

વિચારોની જેટલી ઉન્નતતા, તેટલી જ વ્યવહારમાં નમ્રતા; આચારની જેટલી ઉચ્ચ પરાકાષ્ઠા તેટલી જ જીવનની સાદાઈ, નિર્વ્યસન, પરદુઃખકાતર, સમભાવી સ્વભાવ અને ધ્યેયની નિષ્ઠા.

ડૉક્ટરના ધંધામાં પણ તેમણે અનેક ગરીબો, આર્યબંધુઓ, જ્ઞાતિજનો અને વિદ્વાનોની ભરપૂર સેવા કરી અનેકના આશીર્વાદ, અનેકની મૈત્રી અને અનેકનો સહકાર તેમણે મેળવ્યા છે. આંત-બાહ્ય જીવનમાં એકરૂપતા, અટલ ઈશ્વરવિશ્વાસ; મહર્ષિ દયાનંદ પ્રત્યે અનુપમ અનુરાગ, વેદોમાં પ્રગાઢ શ્રદ્ધા—એ તેમની ધર્મિકતાને અનુરૂપ ગુણો હતા. ઘણાના આશ્રયસ્થાન તથા અનેકોના સત્પરામર્શદાતા હતા. એવા હતા કલ્યાણદાસ! તા. ૧૮–૫–૫૭ ના દૈનિક 'મુંબઈ સમાચાર'માં આ લેખકે નીચલી શ્રદ્ધાંજલિ અર્પી હતીઃ—

વિશ્વના સર્જનહારે અનાદિકાળથી દેહધારીઓ માટે જન્મવું અને મરવું એ સનાતન નિયમ બનાવી રાખ્યો છે. એટલે સામાન્ય જીવો તો અસંખ્ય જન્મે અને મરે તેમાં કંઈ વિશેષ નથી લાગતું. પણ જ્યારે કોઈ અસામાન્ય વ્યક્તિનું મૃત્યુ થાય છે ત્યારે દેશ, જાતિ કે ધર્મમાં નાની કે મોટી અરેરાટી ઉત્પન્ન થાય છે. અને

તેનું કારણ એ કે તે વિશિષ્ટ વ્યક્તિએ તેના જીવનકાળ દરમ્યાન કરેલી દેશ, ધર્મ કે જાતિની સેવા અથવા બલિદાન વિશેષ પ્રમાણમાં સંસ્મરણમાં રહી જાય છે. એ દૃષ્ટિથી જોતાં મહાપુરુષો તો તેમનું કર્તવ્ય-કર્મ બજાવી તેમના પથે પડે છે, પણ તેના ઉપકાર-વશ બનેલી જનતા શ્રદ્ધાંજલિ દ્વારા આશ્વાસન લે છે.

આજે એવીજ એક મહાન વિભૂતિનું વિલોપન થાય છે. જેણે જીવનના મહામૂલા છ-છ દાયકા જનસમાજની સેવા પાછળ ખર્ચ્યા છે અને તે આ ઈલાકાના અને ખાસ કરી આર્ય સમાજીષ્ટ જગતના સન્માન્ય એકછત્ર નેતા ડો. કલ્યાણદાસ જે. દેસાઈ છે. તા. ૧૬-૫-૫૭ના રોજ ૮૦ વરસની પાકી વયે, પ્રશાંત ભાવે જેમણે જીવન-લીલા સંકેલી તે ડો. કલ્યાણદાસ દેસાઈ આ ઈલાકાની શિક્ષણ-વિષયક, સામાજિક બાબતોને લગતી તથા ધાર્મિક જગતને સ્પર્શ કરી જતી તેમની દીર્ઘકાલીન નિઃસ્વાર્થ અને અજોડ સેવા આપી જનતાને ઋણી કરી ગયા છે. તેમના ઉભય સ્વ. બંધુઓ શ્રી. ઠાકોર-દાસભાઈ તથા સોલીસીટર શ્રી. દેવીદાસભાઈના પૂર્ણ સહયોગથી આ પ્રાંતમાં આર્યસમાજની ચળવળ જોશભેર ઉપાડી અને પોતાનું જીવન તેમાં સમર્પિત કર્યું. અનેક કુરૂઢિઓ સાથે તેઓ લડયા.

૧૯૧૨ના આર્યન બ્રધર હુડના પ્રીતિ ભોજનમાં જન્મની જ્ઞાતિઓ વિરુદ્ધ તેમણે બંડ પોકાર્યું અને આજે જ્ઞાતિબંધનો શિથિલ થઈ ગયા છે. શ્રદ્ધાનંદ મહિલાશ્રમની સ્થાપનામાં અગ્રભાગ લીધો અને આજે અનાથ બહેનો માટે આશ્રયસ્થાનો યત્રતત્ર નિહાળી શકાય છે. હિંદુ સંગઠન અને શુદ્ધિનું કાર્ય તેમણે શ્રા. બિરલાજીના સહ-યોગથી પ્રાંતમાં પ્રથમ શરૂ કર્યું અને અનેક ભૂલા ભટકેલાને પાછા ઉદાત્ત આર્યધર્મમાં શુદ્ધિ દ્વારા સ્થાન મળ્યુ છે. આ પ્રાંતમાં સૌથી પ્રથમ ગુરુકુળ સ્વ. સ્વામી નિત્યાનંદજીના સહયોગથી દેવલાલીમાં શરૂ કર્યું અને આજે રાષ્ટ્રીય શિક્ષણના દ્વારો ઉન્મુક્ત બન્યા છે.

અસ્પૃશ્યતા નિવારણ, હિંદી-પ્રચાર અને સ્વરાજના આંદોલન

આર્યસમાજ દ્વારા પ્રારંભ થયા અને દેશ આજે સ્વતંત્ર થઈ હિંદીને રાષ્ટ્રભાષાનું ગૌરવ પ્રાપ્ત થાય છે—એ અને એવી અનેક સામાજિક, વિદ્યા સંબંધી, ધાર્મિક અને સંગઠનાત્મક જે-જે પ્રવૃત્તિઓ આર્ય-સમાજ દ્વારા શરૂ થઈ તેમાં સૌથી વિશેષ ભાગ આપણા સ્વ. ડૉ. કલ્યાણદાસ દેસાઈએ લીધો છે તેમાં બે મત સંભવી શકે તેમ નથી. જનતાએ તેમના ઉપર-વિશ્વાસથી તેમની ઝોળી સદા ભર્યા કરી છે અને તે દ્વારા સ્વર્ગસ્થે પણ જનતાને અસામાન્ય સેવા આપી છે. તેમના નામ મુજબ જનસમાજના 'કલ્યાણ' માટે જનતાના 'દાસ' બની 'કલ્યાણદાસ' નામ સાર્થક કર્યું છે. તેમની બહોળી ડૉક્ટરી પ્રેક્ટિસનો વિનિયોગ તેમણે અનાથ, ગરીબ છાત્ર કે વિદ્યાલયો યા આર્યસમાજ પાછળ મુક્તહસ્તે કર્યો છે અને તેમની અંગત મૂડીમાં તેમનું સુશિક્ષિત વિશાળ કુટુંબ અને ચાહનારાઓ માત્ર છે! પોતાનું સ્વચ્છ અને પારદર્શક ચારિત્ર્ય, વૈદિક ધર્મના સિદ્ધાંત મુજબ સુધારાની ટોચે અને કેળવણીના ક્ષેત્રે આગળ વધારેલું કુટુંબ—જેમાં ન્યાય-મૂર્તિ, સોલીસીટરો, ડૉક્ટરો, વકીલો આદિ પ્રમુખ છે; જેના જીવન-સ્મારક સમાન ઘાટકોપર ખાતેની ગુરુકુળ સંસ્થાઓ આજે ઉન્નત દશામાં વર્તમાન છે, અને જેની આર્ય સામાજિક પ્રવૃત્તિઓ આજે વેગ પકડી રહી છે, એવા સ્વનામધન્ય ડૉ. કલ્યાણદાસ જેકિશન-દાસ દેસાઈ તેમનું કલ્યાણમય જીવન જીવી એક ઉન્નત આદર્શ આપણી પાસે રાખી ગયા છે. તેમના સ્વભાવની મીઠાશ, તેમની વાણીની માધુરી, તેમનું અધ્યાત્મિક જ્ઞાન અને સૌથી વિષેશ તેમની સિદ્ધાંતનિષ્ઠા સાથે જોડાએલી કર્તવ્યપરાયણતા આપણા સહુનો આદર માગી લે તેવા નમૂનેદાર છે.

એવા એક મહાનુભાવ અને સાચા આર્ય સત્પુરુષની મૃત્યુએ પાડેલી ખોટ ન પુરાય તેમ છે. એટલે તેમના જીવનની સૌરભ અને તેમની કર્તવ્યદીપિકાથી આપણા જીવન ઉજાળી તેમને સાચી શ્રદ્ધાંજલી અર્પી પ્રભુ પાસે વિનમ્ર ભાવે માગીએ કે તેમના પુનિત અને સેવાભાવી સંસ્કારી આત્માને ચિરશાંતિ આપે!

સાચે જ તેઓ કલ્યાણના 'દાસ' હતા. કયારેક તેઓ પોતાને 'કલ્યાણ-ભિક્ષુ' તરીકે પણ કહેતા!

પણ હવે તેઓ સ્મરણ-શેષ બન્યા છે! 'ઓમ્ ઓઝ્મ્'નું રટણ કરતા જગન્નિયંતાના અમરધામવાસી બન્યા છે!

તેમને આર્ય વિદ્યાસભા તરફથી તા. ૧૪–૨–૫૪ના રોજ, જ્યારે તેમનાં આરસના અર્ધ બાવલાનો ગુરુકુળ સંસ્થામાં અનાવરણ-વિધિ કરવામાં આવ્યો હતો, તે ઉપર આલેખાયેલું નીચેનું કથન ઉદ્ધૃત કરી સ્વ. ડૉક્ટર કલ્યાણદાસજીને અર્પિત મારી આ સ્મરણાંજલિ સમાપ્ત કરીશઃ—

"कल्याण" पद अभिषेक करने,
सुमन श्रद्धाके लिए,
बढ रहे हम तेरे पथ पर,
'सत्य' का दीपक लिए!

૨૯૫, ભીમાની સ્ટ્રીટ,
માટુંગાઃ મુંબઈ ૧૯.
દેવદિવાળી, વિ સં. ૨૦૧૬

કલ્યાણાનુરાગી :—
સ્નાતક સત્યવ્રત વેદવિશારદ,
(મંત્રી : મુ પ્ર. આ. વિદ્યાસભા)



# ભૂમિકા

'વેદ' એ માનવ-સમાજનું પ્રાચીનમાં પ્રાચીન ધર્મપુસ્તક છે. એમાં સમસ્ત માનવસમાજને માટે કર્મ-ઉપાસના અને જ્ઞાનનો ઉપદેશ છે. તત્ત્વજ્ઞાનનો પણ ઉપદેશ આપવામાં આવ્યો છે. ઋષિઓએ એનો અભ્યાસ કરી વિદ્યાની અનેક શાખાઓ પ્રસરાવી છે. કર્મની પાછળ તત્ત્વજ્ઞાનનો ઉપદેશ બહુ જ સૂક્ષ્મદષ્ટિથી આપેલો છે. એનાથી આત્મા, પુનર્જન્મ, સૃષ્ટિની રચના અને વ્યવસ્થા વગેરે સમજી શકાય છે. ભારતવર્ષનાં છ યે દર્શનોનું મૂળ વેદમાં જ છે. ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વમીમાંસા અને ઉત્તર-મીમાંસા આ છ યે દર્શનોની રચના ઋષિઓએ કરી છે. ઋષિઓના દર્શનમાં અવાંતર મતભેદ ભલે હોય પણ વેદ પ્રમાણ તરીકે હોવામાં કોઈનો મતભેદ નથી. ગૌતમ, કણાદ, કપિલ પતંજલિ, જૈમિનિ અને વ્યાસ આ બધા મુનિઓએ વેદનો અભ્યાસ કરી દર્શનોની રચના કરી છે. તત્ત્વજ્ઞાન સિવાય કર્મનું જ્ઞાન અપૂર્ણ છે, ધર્મનું જ્ઞાન પણ અપૂર્ણ છે એમ તેઓ માનતા હતા. માણસ 'કર્મમય' છે, આખી જિંદગી તેમણે કર્મ કરવાનાં હોય છે તેથી કર્મના પ્રાણભૂત તત્ત્વજ્ઞાનનો થોડોઘણો પણ અભ્યાસ કરવો જોઈએ. તત્ત્વજ્ઞાન વગર કર્મ આંધળું છે, એ છ યે દર્શનોનો અભ્યાસ કરવાથી જાણી શકાય છે. આ ઠેકાણે મારે વેદાંતદર્શનની જ ચર્ચા કરવાની છે. વેદાંતદર્શનનું બીજું નામ ઉત્તરમીમાંસા છે અને તેના રચનાર બાદરાયણ મુનિ વ્યાસ છે. આ દર્શનની રચના બધા દર્શનોમાંની અંતિમ હોય એમ જણાય છે. ખરું કહીએ તો પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા મળી આખું એક દર્શન છે. પૂર્વમીમાંસામાં કર્મનું પ્રતિપાદન છે, જ્યારે ઉત્તરમીમાંસામાં તત્ત્વ-જ્ઞાનનું પ્રતિપાદન છે. પૂર્વમીમાંસાના કર્તા જૈમિનિ મુનિ છે. મહામુનિ જૈમિનિ અને મુનિશ્રી બાદરાયણ વ્યાસજીએ વેદનો ઊંડો અભ્યાસ કરી જનસમાજના કલ્યાણ માટે કર્મ અને જ્ઞાનનો સુંદર

સમન્વય કરી બતાવ્યો છે. ઉપાસના પણ વેદનો જ પ્રતિપાદ્ય વિષય છે. ઉપાસનાનું બીજું નામ જ 'ભક્તિ' છે.

અત્યાર સુધી આવા ઉપયોગી દર્શનગ્રંથોનું ગુજરાતી ભાષામાં અનુવાદરૂપે અથવા ભાષ્યરૂપે પ્રણયન ન થયું એ બહુ જ આશ્ચર્યનો વિષય છે. ગુજરાતી વિદ્વાનોની આ ઉપેક્ષા અક્ષમ્ય ગણાવી જોઇએ. વૈદિક દાર્શનિક તત્ત્વજ્ઞાન સંસારના અન્ય તત્ત્વજ્ઞાનોમાં મોખરે રહે એટલી તેમાં ક્ષમતા છે, તો પછી આ ઉપેક્ષા શા-માટે? મેક્સમૂલર જેવા વિદેશીય વિદ્વાનો અભ્યાસ કરી તેના ઉપર ભાષ્ય લખે, શોપનહાર જેવા અનેક વિદ્વાનોને ઉપનિષદો શાંતિનાં સ્રોત બને, જ્યારે ભારતવર્ષના આધુનિક વિદ્વાનો તેના તરફ બેદરકારી રાખે એ કેવી વિચિત્રતા છે!

## ભાષ્યપ્રણયનની પ્રેરણા

મુંબઇમાં લાંબા સમયથી નિવાસ કરતા સુપ્રસિદ્ધ સદ્ગત ડૉકટર કલ્યાણદાસ જે. દેસાઈ આર્યસમાજના અગ્રણી કાર્યકર્તા, દેશહિતકારી, સતત પ્રવૃત્તિશીલ અને વેદના પ્રચાર માટે તન, મન અને ધનને અર્પણ કરનાર મહાપુરુષ હતા. ડૉકટર તરીકે એમની ઉત્તમ અને વ્યાપક ખ્યાતિ હતી. તેમણે મહાગુજરાતમાં વેદધર્મ અને આર્યસમાજના પ્રચારમાં ઘણો મોટો ફાળો આપ્યો છે. ગુરુકુળ જેવી પ્રાચીન શિક્ષણ-સંસ્થાનો મુંબઇ પ્રાંતમાં પાયો નાખવામાં તેમનો ખૂબ આગળ પડતો પુરુષાર્થ હતો. તેમણે ગુરુકુળ-શિક્ષણ-સંસ્થામાં પ્રાચીન અને અર્વાચીન શિક્ષણનો સુમેળ સાધ્યો અને તેમાં શારીરિક શિક્ષણ આપી ગુજરાતી પ્રજાને માનસિક અને શારીરિક બળનો અપ્રતિમ પરિચય આપ્યો. આવી ઉત્તમ શિક્ષણ-સંસ્થા ચલાવવા માટે તેમણે પોતાનું સમગ્ર જીવન વિશ્રાંતિ-વિહીન કાર્યતત્પર બનાવ્યું હતું. ગુરુકુળના શિક્ષણ-પ્રચાર માટે એમણે ભેખ ધારણ કર્યો હતો. લક્ષ્મીનંદનોના દ્વારે પહોંચી

શિક્ષણના પ્રચાર માટે એમણે ભિક્ષાની ઝોળી ફેલાવી. ધનવાન્ સદ્‌ગૃહસ્થોએ પણ આ નિર્દંભ મહાત્માની પવિત્ર ઝોળીને હસતે મોઢે ધનથી ભરી દીધી. એ વખતનું ડૉક્ટર કલ્યાણદાસનું 'મુંબઈ પ્રાંતનું પ્રથમ ગુરુકુળ સાંતાક્રુઝમાં એક શિક્ષણીય તીર્થધામ બન્યું હતું. પ્રજા પોતાના બાળકોને એ સંસ્થામાં દાખલ કરવા પોતાને ભાગ્યશાળી સમજતી હતી. એ ગુરુકુળ મહાવિદ્યાલયના ઉત્સવમાં તે સંસ્થામાં શિક્ષણ લેતા બ્રહ્મચારીઓના શારીરિક બળના પ્રયોગો તથા માનસિક વિકાસ જોવા માટે પ્રજાનો મોટો સમૂહ સવારથી સાંજ સુધી એકપગે ખડો રહેતો હતો. ડૉક્ટર કલ્યાણદાસ આદર્શ સુધારક, યુગવિધાયક, વેદદિવાકર મહર્ષિ સ્વામિશ્રી દયાનંદ સરસ્વતીના અનન્ય ભક્ત હતા. એ મહર્ષિના ઉપદેશથી જ સદ્‌ગત ડૉક્ટર સાહેબને વેદ તરફ અનન્ય શ્રદ્ધા હતી. ગુરુકુળ-શિક્ષણ સંસ્થા સ્થાપવામાં પણ એ મહર્ષિની જ પ્રેરણા હતી.

આ સંસ્થામાં આચાર્ય તરીકે સેવા કરવાનો લાભ આ ગ્રંથના લેખકને ઘણા વરસો સુધી મળ્યો હતો. શરૂઆતથી છેવટ સુધી કહું તોપણ અસ્થાને નથી. આથી સદ્‌ગત ડૉક્ટર મહોદયના પ્રભાવજનક પરિચયથી આ ગ્રન્થનો લેખક ખૂબ પ્રભાવિત છે.

એક દિવસ સ્નાતક સત્યવ્રત વેદવિશારદની ઉપસ્થિતિમાં તેમણે મને કહ્યું કે, 'તમે વેદાંતદર્શનનું ગુજરાતીમાં ભાષ્ય લખો.' મેં ઉત્તરમાં જણાવ્યું કે, સદ્‌ગત શાસ્ત્રી મણિશંકર શર્માએ શ્રી આર્યમુનિના હિન્દી વેદાંતદર્શનનું ગુજરાતીમાં ભાષાન્તર કર્યું છે. તેમણે ફરીથી કહ્યું કે, 'હા, તે મેં વાંચ્યું છે, છતાં ગુજરાતી ભાષામાં કોઈક મૌલિક દૃષ્ટિથી ભાષ્ય લખાય એવી મારી ઇચ્છા છે. ભાષાન્તર કરતાં મૌલિકતામાં સરલતા હોય છે અને ગ્રંથકારનું તાત્પર્ય વધારે સ્પષ્ટ થાય છે.' મેં એમની પ્રેરણાને મારા હૃદયમાં ઊતરવા દીધી. મને એમ પણ લાગ્યું કે આ બહાને મને પણ વૈદિક ઉપનિષદો અને એના ઉપરનાં ભાષ્યોનો

વધારે ઊંડો અભ્યાસ કરવાની તક મળશે; એટલે એ મહાનુભાવની પ્રેરણા મેં સ્વીકારી અને મેં ઉત્તર આપ્યો કે એને માટે હું જરૂર પ્રયત્ન કરીશ.

ઘેર આવી થોડા દિવસ વિચાર કરી કલમ હાથમાં લીધી. આ ગ્રંથ લખવાની વાત સ્નાતક શ્રી સત્યવ્રતજીને જણાવી, એટલે તેમણે મને વેદાંતને અર્થાત્ બ્રહ્મસૂત્રને લગતાં ભાષ્યો મોકલી આપ્યાં. મારી પાસે પણ અમુક ભાષ્યો તો હતાં જ, ઉપનિષદો પણ સંસ્કૃત ભાષ્યો સાથે મળી ગયાં. સત્ય, જ્ઞાન, અનંત અને આનંદસ્વરૂપ પરમાત્માનું સ્મરણ કરી મેં બ્રહ્મસૂત્રાત્મક વેદાંતદર્શનનું ભાષ્ય લખવાનું શરૂ કર્યું અને બે વરસને અંતે તે પૂરું થયું. મું. પ્ર. આર્યવિદ્યાસભા સ્વ ડૉકટર કલ્યાણદાસજીના સ્મારક તરીકે આ દર્શન ગુજરાતી ભાષ્ય સાથે છપાઈ પણ ગયું, પણ દુ:ખ એટલું જ થાય છે કે પ્રેરણાદાતા શ્રી ડૉકટર સાહેબ આ ભાષ્ય તૈયાર થાય તે પહેલાં જ ભૌતિક દેહનો ત્યાગ કરી પરમાત્માના પવિત્ર નિરાવરણ સાંનિધ્યમાં ઉપસ્થિત થઈ ગયા.

## વેદાંતદર્શન એટલે શું?

વેદાંતદર્શન અથવા ઉત્તરમીમાંસાના પ્રણેતા શ્રી બાદરાયણ મુનિ વ્યાસ જણાવે છે કે વેદાંતોમાં ખાસ કરીને 'બ્રહ્મ' શું છે એનું નિરૂપણ કરવામાં આવ્યું છે વેદાંતો એટલે બ્રહ્મનું પ્રતિપાદન કરનાર વેદના મંત્રો અને ઉપનિષદો. બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થવું એ મોક્ષપ્રાપ્તિનો ઉપાય છે. બ્રહ્મનું જ્ઞાન કર્મનું અંગ નથી પણ એ તો સ્વતંત્ર રીતે મોક્ષનું સાધન છે. જુઓ,

पुरुषार्थोऽतः शब्दादिति बादरायणः । બ્રહ્મસૂત્ર. ૩-૪-૧.

પુરુષાર્થ એટલે મોક્ષ. મોક્ષ 'अतः' અર્થાત્ બ્રહ્મના અપરોક્ષ જ્ઞાનથી મળે છે, એવું વેદાન્તના શબ્દ કહે છે. જેમકે तरति शोकमात्मवित् । છાં. ૭૧-૩. ब्रह्मविदाप्नोति परम् । તૈ. ૨-૧-૧. तमेव विदित्वा

तिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय। यजु. अ. ૩૧, मंत्र ૧૮. આ શબ્દો બ્રહ્મજ્ઞાનને જ સ્વતંત્ર રીતે મોક્ષના સાધન તરીકે બતાવે છે. કર્મ જો નિષ્કામબુદ્ધિથી કરવામાં આવે તો તે બ્રહ્મજ્ઞાનને ઉત્પન્ન કરવામાં સહાયક બને છે. બ્રહ્મના સ્વરૂપનું વર્ણન ईशावास्य उपनिषद ના આઠમા મંત્રમાં કરાવ્યુ છે. स पर्यगात् વગેરે. તૈત્તિરીય ઉપનિષદમાં એવું જ વર્ણન કરવામાં આવ્યુ છે. सत्यं ज्ञानमनन्तं ब्रह्म. બ્રહ્મવલ્લી ૧. સત્ય, જ્ઞાન અને અનંતસ્વરૂપ બ્રહ્મ છે. આગળ આનંદસ્વરૂપ તરીકે પણ જણાવ્યુ છે. જેમકે, आनन्दो ब्रह्मेति व्यजानात्। કાર્યજગત્‌ની જેનાથી ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે તે બ્રહ્મ છે. વગેરે. સૂત્રકાર પોતે જ બ્રહ્મને જગતના કર્તા, પાલક અને પ્રલય કરનાર તરીકે જણાવે છે. એ જ પ્રમાણે ઉપનિષદોના વિવિધ પ્રકરણમાં પણ તેનો ઉલ્લેખ છે. ઉપાસના પણ વેદાંતનો વિષય છે. ઉપાસના અને ભક્તિ એક જ છે. अपि च संराधने प्रत्यक्षानुमानाभ्याम्। ૩-૨ ૨૪. આ સૂત્રમાં 'સંરાધન' શબ્દ આપ્યો છે તેનો અર્થ શ્રી શંકરાચાર્ય આ પ્રમાણે કરે છે, संराधनं च भक्तिध्यानप्रणिधानाद्यनुष्ठानम्। ભક્તિ, ધ્યાન, પ્રણિધાનનું અનુષ્ઠાન કરવું તેનું નામ 'સંરાધન' છે. સંરાધન વખતે બ્રહ્મનું દર્શન થાય છે એવું શ્રુતિ અને સ્મૃતિનું કથન છે. બ્રહ્મને ઉપનિષદોમાં કોઈક ઠેકાણે એક જ વ્યક્તિ તરીકે બતાવવામાં આવ્યું છે, તો કોઈ બીજે ઠેકાણે બ્રહ્મ શબ્દ સમૂહવાચક પણ જણાવવામાં આવ્યો છે. જેમકે एको वशी सर्वभूतान्तरात्मा ૨-૧૧. કઠોપનિષદ. अशब्दमस्पर्श... ઇત્યાદિમાં બ્રહ્મનું એક વ્યક્તિ તરીકે નિરૂપણ છે, જ્યારે અન્યત્ર भोक्ता भोग्यं प्रेरितारं च मत्वा सर्वं प्रोक्तं त्रिविधं ब्रह्ममेतत्। શ્વેતાશ્વ. ૧–૨. सर्वं खल्विदं ब्रह्म। છાં. ૩–૧૩–૧. અહીં સમૂહાત્મક તરીકે બ્રહ્મનું નિરૂપણ છે. વૃક્ષ જેમ મૂળ, થડ, ડાળીઓ, પત્ર, પુષ્પ અને ફળરૂપ છે તેમ બ્રહ્મ પણ છે. જીવાત્મા ભોક્તા છે, જડ પ્રકૃતિનાં કાર્યો ભોગ્ય છે અને પ્રેરણા આપનાર બ્રહ્મ પરમાત્મા છે.

આથી બ્રહ્મ શબ્દના પ્રયોગ ઉપર પણ વાચક મહાનુભાવે ધ્યાન આપવાનું છે.

## જીવાત્મા અને બ્રહ્મનો ભેદ

જીવાત્મા અને પરમાત્મા જુદા-જુદા છે. જુઓ, ऋतं पिवन्तौ सुकृतस्य लोके गुहां प्रविष्टौ परमे परार्धे । छायातपौ ब्रह्मविदो वदन्ति । કઠ ઉપ. ૧–૩–૧. પરમાત્મા અને જીવાત્મા બંને શરીરરૂપ ગુફામાં છે. પરમાત્મા કર્મનું ફળ આપે છે અને જીવાત્મા કર્મનું ફળ ભોગવે છે. ज्ञाज्ञौ द्वावजावीशनीशौ । श्वेताश्व उप. ૧–૯. જીવાત્મા અને પરમાત્મા બંને અનાદિ છે. એક પરમાત્મા સર્વજ્ઞ છે બીજો જીવાત્મા અલ્પજ્ઞ છે. એક સર્વશક્તિમાન્ ઈશ છે, બીજો જીવાત્મા અલ્પ-શક્તિવાળો અનીશ છે. આમ ઉપનિષદોમાં જીવ અને ઈશ્વરનો ભેદ બતાવ્યો છે. કેટલેક ઠેકાણે અભેદ પણ બતાવ્યો છે. જેમ કે, अथ योऽन्या देवतामुपास्तेऽन्योऽसावन्योऽहमस्मीति न स वेद यथा पशुरेवं स देवानाम् । બૃહ. ૧–૪–૧૦. અહીં ઉપાસ્ય અને ઉપાસકમાં અભેદ બતાવ્યો છે. પણ વેદમાં તો ભેદ બતાવ્યો છે. ભેદ વગર ઉપાસના જ થઈ શકે નહિ. ભેદ પણ સદાને માટે જ છે. મોક્ષમાં પણ જીવાત્માનો ઉચ્છેદ નથી. જેમ કે, अविनाशी अरेऽयमात्माऽनुच्छित्तिधर्मा । બૃહ. ૪–૫–૧૪. યાજ્ઞવલ્કયે મૈત્રેયીને કહ્યું કે આ જીવાત્માનો ઉચ્છેદ થતો નથી. એ તો અવિનાશી છે. द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते । ઋગ્વેદ. ૧–૧૬૪–૨૦. આ મંત્રમાં બ્રહ્મ, જીવ અને પ્રકૃતિ એમ ત્રણને બતાવવામાં આવ્યા છે. ऋचोऽक्षरे परमे व्योमन् यस्मिन् देवा अधि विश्वे निषेदुः । ઋગ્વેદ. ૧–૧૬૪–૩૯. આ મંત્રમાં પણ બ્રહ્મ અને અન્ય જડ અને ચેતનનો સ્પષ્ટ ઉલ્લેખ છે.

## બ્રહ્મને જાણવા માટે મુખ્ય ઉપાય

બ્રહ્મને જાણવા માટે જે જે ઉપાયો બતાવ્યા છે તેમાં સૌથી અને પ્રાથમિક ઉપાય આચરણની વિશુદ્ધિ છે. नाविरतो दुश्च-

रितान्नाशान्तो ना समाहितः । नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात् । કઠ ઉપ. અ. ૧, વ. ૨, મં. ૨૪. જ્યાં સુધી દુરાચરણ દૂર થયાં નથી, અશાંતિ નાશ પામી નથી અને મનની ચંચલતા નિર્મૂલ થઈ નથી, ત્યાં સુધી બ્રહ્મનું જ્ઞાન થઇ શકતું નથી. આ સિવાય શમ, દમ, તિતિક્ષા, ધ્યાન, ધારણા વગેરે ઉપાયો છે. દુઃખમાંથી મુક્ત થવામાં આત્મા અને પરમાત્માનું જ્ઞાન જ મુખ્ય કારણ છે. જેમ કે, यदा चर्मवदाकाशं वेष्टयिष्यन्ति मानवाः । तदा देवमविज्ञाय दुःखस्यान्तो भविष्यति । श्वेताश्व. ૬–૨૦. જો માણસ આકાશને ચામડાની માફક વીંટો કરી શકે તો જ પરમાત્માને જાણ્યા વગર દુઃખનો નાશ કરી શકે અને શાંતિ મેળવી શકે, પણ એ બનવું જ અસંભવિત છે. માટે આત્મા અને પરમાત્માનું જ્ઞાન મેળવવું જરૂરી છે. ભૌતિક સુખની પાછળ ગાંડીતૂર બનેલી આધુનિક જનતાને વેદાંતો લાલબત્તી ધરે છે.

## આ બ્રહ્મસૂત્રોની રચનાનો સમય

આ બ્રહ્મસૂત્રોની રચનાનો સમય ઐતિહાસિક દૃષ્ટિએ ચોક્કસ જણાયો નથી, છતાં આટલું અનુમાન અસ્થાને નથી. પ્રથમ તો વૈદિક છ યે દર્શનોમાં પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા (બ્રહ્મસૂત્રો) નો અનુક્રમાંક છેલ્લો જણાય છે. અન્ય વૈદિક દર્શનકારોની સૂત્રપ્રણયનશૈલી નોખી તરી આવે છે. પાણિનીય અષ્ટાધ્યાયીનાં સૂત્રોની સમાનતા આ બ્રહ્મસૂત્રોમાં પ્રતિબિંબિત થતી જણાય છે. જુઓ, अनुष्ठेयं बादरायणः साम्यश्रुतेः । ૩–૪–૧૯. चितितन्मात्रेण तदात्मकत्वादित्यौडुलोमिः । ૪–૪–૬. આ બ્રહ્મસૂત્રોમાં 'બાદરાયણ' અને ઔડુલોમિનો મત બતાવ્યો છે.

ईचाक्रवर्मणस्य । ૬–૧–૧૩૦. પાણિનીય અષ્ટાધ્યાયી. वा सुप्यापिशलेः। ૬–૧–૯૨. પાણિનીય અષ્ટાધ્યાયી. આ સૂત્રોમાં પાણિનિમુનિએ ચાક્રવર્મણ અને આપિશલિ આચાર્યોનો મત બતાવ્યો છે. આવી રીતે અન્ય આચાર્યોનાં નામનો ઉલ્લેખ બીજા દર્શનોમાં

જણાતો નથી. પાણિનિ મુનિનો સમય ઇ. સ. પૂર્વે બસો કે ત્રણસો વરસનો છે, માટે આ બ્રહ્મસૂત્રોની રચનાનો સમય પણ તેની આસપાસ હોવો જોઇએ.

## બ્રહ્મસૂત્રો ઉપરનાં ભાષ્યો

સૂત્રોનો અર્થ સમજાવવા માટે ભાષ્યની જરૂર હોય છે. બ્રહ્મ-સૂત્રો ઉપર ઘણાં ભાષ્યો થયેલાં છે, પણ તે બધાં સંસ્કૃત ભાષામાં જ છે. મળી આવતાં ભાષ્યોમાં સ્વામી શ્રી શંકરાચાર્યજીનું ભાષ્ય સૌથી જૂનું ગણાય છે. આ ભાષ્યનો ફેલાવો પણ ઘણા સારા પ્રમાણમાં છે. ભાષ્ય ઘણું ગંભીર અને વિદ્વત્તાથી ભરપૂર છે. સ્વામી શંકરાચાર્યજી લખે છે કે સૂત્રકારનો ઉદ્દેશ ઉપનિષદોનાં ભિન્ન-ભિન્ન વાકયોની એકવાકયતા કરવામાં છે. પણ આ સંબંધે સૂત્રકારે કશું જણાવ્યું નથી. વળી સ્વામી શંકરાચાર્યજીએ જડ, જીવ અને બ્રહ્મના ભેદો મિથ્યા માન્યા છે. અનાદિ અવિદ્યાને લીધે ભેદો છે. અવિદ્યા દૂર થતાં એક બ્રહ્મ સિવાય બીજું કશું રહેતું નથી. બ્રહ્મ સાથે સર્વનો અભેદ એ બ્રહ્મસૂત્રોનો અભિપ્રાય છે, આ સંબંધે પણ સૂત્રકાર મૌન સેવે છે. આ ઉપરથી સમજાય છે કે સ્વામી શ્રી શંકરાચાર્યજીએ પોતાની દૃષ્ટિથી સૂત્રોનો અર્થ કર્યો છે. સૂત્રકાર તો ઉપનિષદો અને વેદના મંત્રોના ગહન અર્થો સમજાવવામાં ગુંથાયા છે. શ્રી શંકરાચાર્યજી વેદાદિ સત્ય શાસ્ત્રો અવિદ્યામાંથી જન્મ્યા છે અને તે મિથ્યા છે એમ માને છે, છતાં એ જ શાસ્ત્રના આધારે તેઓ બ્રહ્મના સ્વરૂપનો નિર્ણય કરે છે અને એ નિર્ણય એમને સાચો લાગે છે, આ કેટલું બધું વિચિત્ર છે! આ ગુજરાતી ભાષ્યમાં પ્રસંગે પ્રસંગે તેના ઉપર પાડવામાં આવેલો પ્રકાશ વાચક મહાનુભાવને જોવા મળશે.

શ્રી રામાનુજાચાર્યનું ભાષ્ય પણ સારું છે, તેમનો ઘણો ભાગ સ્વામી શંકરાચાર્યજીના મતના ખંડનમાં રોકાયો છે. શ્રી રામનુજા-ચાર્ય પણ સૂત્રોનો અર્થ કરવામાં પોતાની અનોખી દૃષ્ટિ સેવે છે.

તેઓ જડ અને ચેતનને બ્રહ્મના વિશેષણ માને છે આનું પણ સ્પષ્ટ પ્રમાણ ઉપનિષદોમાં જડતું નથી. સંહિતાના જ્ઞાનભાગમાં પણ નથી. શ્રી નિમ્બાર્ક અને શ્રી વલ્લભાચાર્યજી વગેરે આચાર્યો પણ પોતપોતાની દૃષ્ટિ આગળ કરીને જ ભાષ્ય કરવા પ્રેરાયા છે. સ્વામી શંકરાચાર્યજીના ભાષ્યમાં જ્યારે જ્ઞાનને મહત્વ આપ્યું છે, ત્યારે બીજાં ભાષ્યોમાં ભક્તિને મહત્વ આપેલું જણાય છે. અન્ય દર્શનોનાં ભાષ્યોમાં જેવી એકતા જણાય છે તેવી એકતા બ્રહ્મસૂત્રોના ભાષ્યોમાં નથી. તેનું કારણ ઉપર જણાવવામાં આવ્યું છે. આમ છતાં બધાં ભાષ્યો વાંચવા જેવાં છે, એમાં ઘણી ઉપાદેય વસ્તુ પણ છે. મારો પ્રયાસ સૂત્રોમાં ઉલ્લિખિત ઔપનિષદ્ વાક્યોનો અર્થ સ્પષ્ટ કરવામાં છે, આમાં મેં કંઇ કોઈ નવી દૃષ્ટિ ઉમેરી નથી. જ્યાં-જ્યાં યોગ્ય લાગ્યું છે ત્યાં ત્યાં અન્ય આચાર્યોના લખાણનો પણ લાભ લીધો છે. હું મારા આ ગુજરાતી ભાષ્યને વિદ્વાનોની પ્રસાદી સમજું છું અને વેદ તથા ઉપનિષદોના સત્યપથમાં પ્રવિષ્ટ થયેલું માનું છું. ઉપરના મતભેદો બાદ કરતાં બ્રહ્મસૂત્રોમાં ઘણા વિષયો ચર્ચવામાં આવ્યા છે, જે હરેક જિજ્ઞાસુ અને મુમુક્ષુએ જાણવા જેવા છે. એ જાણ્યા સિવાય સાચી મુમુક્ષા ઉત્પન્ન થઈ શકે નહિ.

જો ઉપનિષદો અને વેદોનો અભ્યાસ કરવામાં આવે તો ધાર્મિક સંપ્રદાયોમાં રહેલી ભૂલો જણાઇ આવે અને રાગદ્વેષાદિ દોષો પણ ઘણા ઓછા થઇ જાય. મહર્ષિ દયાનંદ પર્યંત ઋષિ-મુનિ અને ક્રાંતદર્શી સંત મહાનુભાવોનો પણ એ જ ઉપદેશ છે. ગુજરાતી પ્રજા સહેલાઇથી વેદાંતદર્શનનો મર્મ સમજે એ હેતુને લક્ષમાં રાખી મેં આ પ્રયાસ કર્યો છે. આ ગ્રંથના પ્રણયનમાં જે જે ભાઇઓ તરફથી મને મદદ મળી છે તેમનો હું ઉપકાર માની વિરમું છું. ઇત્યોમ્

ચ. પ્ર. આર્યસમાજ
આણંદ (ગુજરાત)

—પં. મયાશંકર શર્મા.

स्वाध्यायान्नप्रमदितव्यम्

# સ્વ. ડૉ. કલ્યાણદાસ સ્મારક વેદપ્રચાર–નિધિ

આ પ્રાંતમાં આદિ ગુરુકુળ સંસ્થાના સ્થાપક અને આર્યજગતના અગ્રણી સ્વ. ડૉ. કલ્યાણદાસ જે. દેસાઇના સ્મારક તરીકે **મું. પ્ર. આર્ય-વિદ્યા સભાએ** એક સ્મારક-નિધિ ખોલવાનો નિર્ણય કર્યો છે. અને તેનો હેતુ સ્વ. ડૉ. કલ્યાણદાસજીના જીવન-લક્ષ્ય અર્થાત્ વેદધર્મપ્રચારની યથાશક્તિ ગોઠવણ કરવાનો છે. પ્રચાર બે રીતે થઇ શકે છે—લેખિત અને મૌખિક. સ્થાયી પ્રચાર માટે પ્રકાશન એ મુખ્ય છે. તે માટે વેદધર્મ અને આર્યસમાજના સિદ્ધાંતોના પ્રચારાર્થે ગ્રંથો, યોગ્ય વિદ્વાનો પાસે પારિશ્રમિક દ્વારા તૈયાર કરાવી જિજ્ઞાસુઓને વિના મૂલ્યે યા અલ્પ યા લાગત મૂલ્યે વિતીર્ણ કરવા.

મું. પ્ર. આર્ય વિદ્યાસભાએ એ દૃષ્ટિથી સ્વ. ડૉ. કલ્યાણદાસજીએજ જેમને મુખ્ય પ્રેરણા આપેલી તે પૂ. પં. મયાશંકરજી દર્શનાચાર્ય કૃત મહર્ષિ વેદવ્યાસના સુપ્રસિદ્ધ 'વેદાંતદર્શન'નું **ગુજરાતી આર્યભાષ્ય** આ સ્મારક તરીકે પ્રથમ છપાય છે. માયાવાદની ભ્રમજાળને તોડી વાસ્તવિક બ્રહ્મવાદને સમજવામા આ ગ્રંથ મનનીય હોઇ જિજ્ઞાસુઓની આત્મપિપાસા શાંત કરવા ગુજરાતી ભાષામાં આ અપૂર્વ પ્રકાશન છે. **શ્રી. ચિત્તરંજન જે. પરીખે** આ ગ્રંથ માટે જરૂરી કાગળો દાનમાં આપી આ પ્રકાશન-કાર્ય સરળ બનાવ્યું છે તે માટે તેઓ ધર્મજિજ્ઞાસુઓના ધન્યવાદને પાત્ર છે. તે ઉપરાંત શ્રી. લલ્લુભાઇ એન્ડ કું. લુવાન્સ્યા, શ્રી. શેઠ માધવજી વિશ્રામ દારેસલામ, મંત્રી–આર્યસમાજ જંગબાર, ડૉ. કંચનલાલ તોલાટ પુના, વગેરે તરફથી જે નાની-મોટી આર્થિક સહાયતા આ અંગે મળી છે તે સૌનો તથા જેની તત્પરતા વિના આ મહાગ્રંથ આટલી ત્વરાથી પ્રકાશિત થઇ શકયો ન હોત એ 'ગંગા મુદ્રણાલય'ના વ્યવસ્થાપક શ્રી. મગનલાલજી જૈનનો પણ હું આ. વિ. સભા તરફથી આભાર માનું છું. અને અંતમાં આ ગ્રંથરત્ન જેમની જ્ઞાનગરિમાની પ્રસાદી રૂપે અવતરે છે એ **ગુજરાતના તપસ્વી, પંચદર્શન ભાષ્યકાર ગુરુવર પૂજ્ય પં. મયાશંકરજી શર્મા** દર્શનાચાર્યની મુંબઇ પ્રદેશ આર્યવિદ્યાસભા અને ગુજરાતની જનતા સદાય ઋણી રહેશે.

જનતાની સદ્ભાવના મળશે તો ભવિષ્યમાં એવાજ ઉપયોગી અન્ય ગ્રંથો સ્મારક તરીકે છપાશે. ઇત્યલમ્.

નિવેદક:—

ઘાટકોપર } મંત્રી, મું. પ્ર. આર્યવિદ્યાસભા.

# સમર્પણ

જેની પ્રેરણા, સહાનુભૂતિ અને મારા અભ્યાસકાળથી
માંડી આજ પર્યંત કરાયેલી સહાયતા વડે
વૈદિક-ધર્મની અધ્યાપન, સ્વાધ્યાય કે
લેખન દ્વારા મારાથી યથાશક્તિ જે સેવા
થઇ શકી, એ વૈદિક-ધર્મના
અનન્ય અનુરાગી ઋષિભક્ત
સદ્‌ગત મહાનુભાવ ડોક્ટર
કલ્યાણદાસ જે. દેસાઇની
પુણ્યસ્મૃતિને આ ગ્રંથ
સમર્પિત કરી હું
કૃતકૃત્યતા
અનુભવું
છું.

—પં. મયાશંકર શર્મા
દર્શનાચાર્ય.

धर्मे तत्त्वपरिग्रहेऽथ निगमे नो पक्षपातोऽस्ति मे,
वैमत्यं मय नास्ति कुत्रचिदपि प्रेयान्समस्तो जनः।
किन्तु प्रागुदितार्थे तत्त्वनिकषे तद्भिन्नकांतस्वरं,
धर्पन्दर्पमुपैमि तत्सहृभवज्योतिश्चमत्कारतः ॥

❀ ❀ ❀

धर्मः सर्वसुखंकरः हितकरो धर्मं बुधाश्चिन्वते,
धर्मेणैव समाप्यते शिवसुखं, धर्माय तस्मै नमः ।
धर्मान्नास्त्यपरः सुहृद्भवभृतां धर्मो हि द्रव्यं सतां,
धर्मे चित्तमहं दधे प्रतिदिनं, हे धर्म ! मां पालय ॥

❀ ❀ ❀

यस्यास्ति सद्ग्रंथ विमर्शभाग्यं
किं तस्य शुष्कैश्चपलाविनोदैः ?



# ओ३म्

सत्यं ज्ञानमनन्तं यद् ब्रह्म नाम्नाभिधीयते ।
तज्जगत्कारणं नित्यं चेतसि श्रद्धयाददे ॥
ब्रह्मदर्शनसूत्राणां कर्तुमर्थं समारभे ।
शुद्धायां गिरि गौर्जर्यां जिज्ञासुजनतुष्टये ॥

अथ वेदान्तदर्शनम् ।

માણુસ માત્ર સુખ મેળવવા પ્રયત્ન કરે છે અને દુઃખથી દૂર રહેવા મથે છે. સાધારણુ રીતે સુખ શરીર અને ઇંદ્રિયો દ્વારા વિષયોમાંથી મેળવી શકાય છે. આ સુખ વેદાંતની પરિભાષામાં 'પ્રેયસ્' શબ્દથી પણુ ઓળખાય છે. શરીર અને ઇંદ્રિયો દ્વારા અનુભવાતું વિષય-જન્ય સુખ અનિત્ય અને દુઃખથી ઘેરાયેલું હોય છે. છતાં એ સુખ દૂર થતાં તેમાં આસક્ત થયેલો માનવી ગભરાય છે અને ખૂબ મુંઝવણમાં આવી પડતાં કોઈક વાર આત્મ-ઘાત પણુ કરી બેસે છે. એવા પુષ્કળ દાખલાઓ ઇતિહાસને પાને નોંધાયા છે અને નોંધાતા જાય છે.

બીજું સુખ ઇંદ્રિયોની વૃત્તિઓને રોકી ચૈતન્ય અને આનંદથી પરિપૂર્ણ સર્વાન્તર્યામી આત્મામાંથી મેળવી શકાય છે. આ સુખ આધ્યાત્મિક અને 'શ્રેયસ્' તરીકે ઓળખાય છે. આ સુખને જ ખરી રીતે વીતરાગ મહામુનિઓ આનંદ કહે છે. આત્મા અને બ્રહ્મ બંને શબ્દનો એક જ અર્થ થાય છે. આત્મા બે પ્રકારના છે. એક જીવાત્મા અને બીજો પરમાત્મા. વેદાંત ઘોષણા કરે છે કે द्वे ब्रह्मणी वेदितव्ये, परमपरं च । બે બ્રહ્મને જાણવા જોઇએ, પરને અને અપરને. પરબ્રહ્મ એટલે પરમાત્મા, અપરબ્રહ્મ એટલે જીવાત્મા. પરમાત્મા એક જ છે અને તે સર્વવ્યાપક, સર્વશક્તિમાન

અને અનંત છે, જ્યારે જીવાત્માઓ અસંખ્ય છે. आत्मा वा अरे श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः, આત્માનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવું જોઈએ. આ ઠેકાણે 'આત્મા' પદથી બંને આત્માઓ સમજવા કારણ કે આત્મત્વ જાતિ સર્વ આત્માઓમાં એક જ છે. બ્રહ્મમાંથી મળતો આનંદ દુઃખના લેશમાત્રથી પણ ઘેરાયલો નથી. ત્યાં અસામ્યને સ્થાન નથી તેથી તે સર્વ દોષોથી રહિત છે અને નિત્ય છે.

ઉપરના કારણથી બ્રહ્મને જાણવાની ઈચ્છા થાય એ સ્વાભાવિક છે. શ્રદ્ધાળુ અને જિજ્ઞાસુ માનવોની જિજ્ઞાસાને વેદ અને ઉપનિષદો સંતોષી શકે છે. ઉપનિષદો વેદાંતને નામે પ્રસિદ્ધ છે. શ્રી વ્યાસ મુનિએ એમાં એકવાક્યતા બતાવી છે. વેદાંતની ઊંડી સમજણ અને તેની એકવાક્યતા બતાવતાં શ્રી વ્યાસ મુનિએ સૂત્રો લખ્યાં છે તે બ્રહ્મસૂત્રો કહેવાય છે. આ સૂત્રો ચાર અધ્યાયમાં રચાયાં છે અને દરેક અધ્યાયને ચાર પાદમાં સમાવિષ્ટ કર્યો છે. આ ગ્રંથનું નામ 'વેદાંતદર્શન' અથવા 'બ્રહ્મસૂત્ર' છે. આ ગ્રંથનો આરંભ આ નિમ્નસૂત્રથી થાય છે.

अथातो ब्रह्मजिज्ञासा । १ । १ । १ ।

પદાર્થઃ (अथ) હવે, આ શબ્દ આનન્તર્ય અર્થને સૂચવે છે. (अतः) આ કારણથી, આ શબ્દ કારણને સૂચવે છે. (ब्रह्मजिज्ञासा) બ્રહ્મને જાણવાની ઈચ્છા કરવી. અથવા બ્રહ્મ સંબંધી વિચાર કરવો.

### અથ શબ્દ ઉપર થોડોક વિચાર

શાસ્ત્રીય દૃષ્ટિએ ધર્મ અને બ્રહ્મ બંને જુદા જુદા અર્થ છે. 'બ્રહ્મ' એ તો નિત્ય સિદ્ધ અને સ્વતંત્ર અર્થ છે, જ્યારે ધર્મ માનવના પવિત્ર કર્મ અને આચરણમાંથી જન્મતી વસ્તુ છે, એટલે કે એ અનિત્ય છે. બ્રહ્મ સિદ્ધ છે જ્યારે ધર્મ સાધ્ય છે.

એક પક્ષ એમ માને છે કે, બ્રહ્મને જાણવા પહેલાં ધર્મને જાણો. વૈદિક કર્મકાંડ ધર્મમાં જ સમાય છે. એનું જ્ઞાન વેદનો અભ્યાસ

કરવાથી થાય છે, માટે પ્રથમ વેદનો અભ્યાસ કરો એટલે ધર્મનું જ્ઞાન થશે, પછી એ જ્ઞાનમાં ક્યાંય પણ ભૂલ થતી હોય અથવા સંદેહની ગ્રંથિઓ જણાતી હોય તો તેને દૂર કરવા અધીત વેદના ઉપર વિચાર કરો. આ ભાવને જણાવતું મહર્ષિ જૈમિનિએ अथातो धर्मजिज्ञासा એવું સૂત્ર લખ્યું છે. ભાવ એ છે કે પ્રથમ વેદ ભણો અને તેના ઉપર વિચાર કરો. એ કામ પૂર્ણ થયા પછી બ્રહ્મની જિજ્ઞાસા કરો. આ अथ શબ્દનો એક પક્ષે વિચાર થયો.

- બીજા પક્ષની દૃષ્ટિએ વિચાર એ છે કે જો વેદ ભણ્યા પહેલાં જિજ્ઞાસુજનને (૧) નિત્ય અને અનિત્ય અર્થના વિચાર કરવાની શક્તિ મળી ગઈ હોય અને એનો વિચાર કરી લીધો હોય (૨) દિવ્ય અને અદિવ્ય ભોગો ભોગવવાની ઈચ્છા સદાને માટે મરી ફીટી હોય એટલે કે એના તરફ પૂર્ણ વૈરાગ્ય જાગી ઉઠ્યો હોય (૩) तस्मादेववित्, शान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्वा आत्मन्येव आत्मानं पश्यति ॥ बृह. उप. ૪–૪–૨૩. એટલે કે, શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, સમાધાન અને શ્રદ્ધા આ છ સાધનો મળી ગયાં હોય તથા મુમુક્ષા અર્થાત્ જિજ્ઞાસુને મોક્ષ મેળવવાની તીવ્ર ઈચ્છા ભભૂકી ઊઠી હોય તો વેદ ભણ્યા પહેલાં પણ જિજ્ઞાસુજન બ્રહ્મને જાણવાની ઈચ્છા કરી શકે છે. એટલે કે એ માણસ બ્રહ્મના ઉપર વિચાર કરી શકે છે.

જે માણસે ઉપર જણાવેલી બે બાબતમાંથી એકેય બાબત ન મેળવી હોય તો તે બ્રહ્મની જિજ્ઞાસા કરી શકતો નથી, બ્રહ્મના ઉપર વિચાર પણ કરી શકતો નથી. અધિકાર મેળવ્યા સિવાય નર્યું વાંચન ફળ આપી શકતું નથી. પરિણામશૂન્ય કેવળ વાંચન વ્યક્તિના જ્ઞાનને ભલે વધારે પણ એનાથી શાંતિ મળી શકતી નથી.

## હવે 'अतः' શબ્દ ઉપર થોડોક વિચાર

'अतः' શબ્દ કારણને જણાવે છે. બ્રહ્મને જાણવાનું અને તેને પ્રાપ્ત કરવાનું કારણ આ પ્રમાણે છે. કર્મથી મળતાં સુખો જેટલાં

છે તે બધાં અનિત્ય છે, એવો સૌ કોઇને અનુભવ છે. વેદાંત પણ કહે છે કે तद्यथेह कर्मचितो लोकः क्षीयते एवमेवामुत्र पुण्यचितो लोकः क्षीयते । छा. ૮-૧-૬. આ વાકયમાં 'લોક' શબ્દનો અર્થ સુખ અને સુખનાં સાધન એવો કરવામાં આવ્યો છે. કર્મથી મેળવેલો લોક એટલે ભૌતિક સુખ. આ સુખ નાશવાળું છે. સંસારમાં માણસ પ્રયત્ન કરી સુખ મેળવે છે તે કાયમ હોતું નથી, કોઇની આબાદી કાયમ રહી નથી. આ જ પ્રમાણે પુણ્યકર્મ કરીને પરજન્મમાં મેળવેલું દિવ્ય સુખ પણ નાશ પામે છે. ભોગ દ્વારા સ્વર્ગ સુખ ચોકકસ નાશ પામે છે અને વળી પાછા દુઃખના તાપમાં તપવું પડે છે. આ સુખ-દુઃખનાં ચક્રો ફરતાં જ રહે છે. જો આનો કોઇ ઉપાય જ ન હોય તો તે સદાને માટે સર્વ કોઇએ સહન કરવાં જ રહ્યાં, પણ વેદ અને વેદાંત આદિ સત્ શાસ્ત્રો આ ચક્રોમાંથી મુક્ત થવાનો ઉપાય બતાવે છે અને સંત મહાપુરુષોનું ઉજ્જવલ જીવન પણ આ ઉપાયને ટેકો આપે છે તો તેને મેળવવા શા માટે પ્રયત્ન ન કરવો?

કર્મમાં બીજો પણ દોષ છે અને તે એ છે કે આ સંસારમાં અને પરજન્મમાં મેળવેલાં કર્મજન્ય બધાં જ સુખો સાતિશય હોય છે એટલે કે બધાં જ પાર્થિવ સુખો ચડતાં ઊતરતાં હોય છે. તેથી થોડા સુખવાળો માણસ વધારે સુખવાળાની ઇર્ષ્યા કર્યા કરે છે અને વધારે સુખવાળો ઓછા સુખવાળાને કોઇ ને કોઇ રીતે દુઃખ આપતો જ હોય છે. કર્મના આ દોષને લીધે રાગ અને દ્વેષ છૂટતા નથી માટે મોક્ષરૂપ નિત્ય સુખ મેળવવું જોઇએ કે જ્યાં ઇર્ષ્યા, રાગ, દ્વેષ અને મોહનું જરા પણ સ્થાન નથી. મોક્ષ એટલે બ્રહ્મનો આનંદ. આ આનંદ નિત્ય અને સર્વમુક્ત આત્માઓમાં સામ્યથી ભરેલો છે. જેણે જેણે મોક્ષ મેળવ્યો છે તે બધા જ સરખા હોય છે. આ મોક્ષ મેળવવાનો ઉપાય બ્રહ્મનું પ્રત્યક્ષ જ્ઞાન છે. 'ब्रह्मविदाप्नोति परम्' તૈ. ઉ. ૨-૧. બ્રહ્મને જાણનાર પરમ આનંદ મેળવે છે. तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय । યજુ. ૩૧-૧૮.

પરબ્રહ્મને જાણીને જ માણસ મોક્ષને પ્રાપ્ત થાય છે, મુક્તિ મેળવવાનો બીજો કોઈ ઉપાય નથી. બ્રહ્મને પ્રાપ્ત કરવાના ઉપાયો શાસ્ત્રકાર પોતે જ આગળ બતાવશે. આત્માને જાણવો એટલે જીવાત્મા અને પરમાત્મા બંનેને જાણવા. બ્રહ્મ એટલે અપરબ્રહ્મ અને પરબ્રહ્મ બંને જાણવાં. તેથી મુમુક્ષુએ પોતાનું અને પરબ્રહ્મનું સ્વરૂપ જાણવું જોઈએ. આટલો વિચાર 'अतः' શબ્દ ઉપર કરવામાં આવ્યો છે.

હવે 'ब्रह्मजिज्ञासा' શબ્દ ઉપર વિચાર કરીએ. આ શબ્દ સામાસિક છે. એટલે એમાંથી બે શબ્દ નીકળે છે; એક બ્રહ્મ અને બીજો જિજ્ઞાસા. પ્રથમ બ્રહ્મ શબ્દ ઉપર થોડોક વિચાર કરીએ. બ્રહ્મ, ઈશ્વર અને પરમાત્મા વગેરે શબ્દો એક જ અર્થને કહે છે. બ્રહ્મ સર્વજ્ઞ, સર્વવ્યાપક, નિત્ય શુદ્ધ, બુદ્ધ અને સર્વ કાર્યાત્મક જગતને બનાવનાર છે આવું ઉપનિષદો અને વેદાદિ સત્ય શાસ્ત્રોમાં કહ્યું છે. ભાષ્યકારોએ આ સરલ કથન ઉપર પોતપોતાની માન્યતા ગૂંથી બ્રહ્મતત્ત્વ સમજવાને જટિલ બનાવી દીધું છે. સ્વામી શંકરાચાર્ય શુદ્ધ બ્રહ્મ ઈશ્વરથી જુદું માને છે. એમાં કોઇ વિશેષણ કે ગુણ નથી. અનાદિ અનિર્વચનીય માયાને લીધે ઇશ્વર એક ઔપાધિક વ્યક્તિ છે અને તે જ આ સંસાર બનાવે છે.

રામાનુજાચાર્ય કહે છે કે બ્રહ્મને જડ અને ચેતન એ વિશેષણો કાયમને માટે છે એ નિર્વિશેષ નથી પણ સવિશેષ છે.

શ્રી વલ્લભાચાર્ય જણાવે છે કે બ્રહ્મ તો શુદ્ધ અદ્વૈત છે, સચ્ચિદાનંદ સ્વરૂપ છે, પણ ચિત્ અને આનંદનો એમાં આવિર્ભાવ અને તિરોભાવ થતો રહે છે. અને તેને લીધે જ જીવ અને જડ સૃષ્ટિનાં કાર્યો બને છે.

શ્રી નિમ્બાર્કાચાર્ય કહે છે કે બ્રહ્મ જીવ અને જગતથી ભિન્ન પણ છે અને અભિન્ન પણ છે.

સ્વામી દયાનંદ સરસ્વતી આ સર્વ ભાષ્યકારોથી જુદા પડે છે.

એ શુદ્ધ બ્રહ્મ અને ઈશ્વરને જુદા માનતા નથી, તેમ પરબ્રહ્મમાં ચૈતન્ય અને આનંદનો તિરોભાવ કે આવિર્ભાવ પણ માનતા નથી. ઈશ્વર સદૈવ અશરીરી, અનંતજ્ઞાનવાન્, આનંદમય અને સૃષ્ટિકર્તા વગેરે છે, એમ વેદ અને પ્રમાણો દ્વારા સાબિત કરે છે. આ બધાનો વિચાર આગળ થશે.

## જિજ્ઞાસા

જિજ્ઞાસા એટલે જાણવાની ઈચ્છા અથવા બ્રહ્મના ઉપરનો વિચાર. ઉપનિષદો અને વેદોને સમજપૂર્વક વાંચ્યા પછી બ્રહ્મના સંબંધમાં કંઈપણ શંકા અને ભૂલ થતી હોય તો તેનો વિચાર કરી શુદ્ધ નિર્ણય ઉપર આવવું જોઈએ. બ્રહ્મમાં કયા કયા ગુણધર્મો છે તેની ચોકસાઈ થવી જોઈએ. વસ્તુને ખરા સ્વરૂપમાં ન સમજવાથી મહાન્ અનર્થ ઉત્પન્ન થાય છે. ભગવાન્ સૂત્રકારે ખૂબ વિચાર કરી એમનો નિર્ણય આપણી સમક્ષ રજૂ કર્યો છે અને તે આપણને બ્રહ્મ સમજવામાં ખૂબ મદદગાર બને છે. એટલા માટે ભૂલ અને સંદેહ ન થાય એવી રીતે બ્રહ્મને જાણવું જોઈએ અને તે શકય છે, માટે જિજ્ઞાસાની જરૂર છે. આ પ્રમાણે 'अथातो ब्रह्मजिज्ञासा' નો સંક્ષેપમાં અર્થ છે. ॥૧॥

બ્રહ્મ સર્વવ્યાપક હોવા છતાં તેનું ઇંદ્રિયથી પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી. કારણ કે, કઠોપનિષદ્ ૧-૩-૧૫માં શ્લોકમાં જણાવ્યું છે કે, બ્રહ્મઆત્મામાં રૂપ, રસ, સ્પર્શ, શબ્દ, અને ગંધ આદિ ગુણો નથી. જો દ્રવ્યમાં રૂપ અને સ્પર્શ ન હોય તો તે આંખેથી જોઇ શકાય નહિ અને ત્વક્ ઇંદ્રિયથી તેનો સ્પર્શ પણ થઇ શકે નહિ. ઘટ આદિ દ્રવ્યમાં રૂપ છે અને સ્પર્શ પણ છે તેથી તે આંખથી જોઇ શકાય છે. તેમ ત્વક્ ઈંદ્રિય સ્પર્શી શકાય છે. બ્રહ્મમાં આ ગુણો ન હોવાને લીધે તેનું પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી. 'કેનોપનિષદ'માં પણ સ્પષ્ટ લખ્યું છે કે यच्चक्षुषा न पश्यति...... જે આંખથી જોઇ શકાતું નથી तदेव ब्रह्म त्वं विद्धि તેને જ તું બ્રહ્મ સમજ. नेदं यदिदमुपासते આ બ્રહ્મ નથી કે જેને—આ દેખાતા પદાર્થોને

લોકો ઉપાસે છે. केन. उप. ૧-૬. આટલા માટે ઉપનિષદમાં પરોક્ષ બ્રહ્મને જાણવા ખાતર જે જે લક્ષણો ઉપદેશ્યાં છે તે તે વેદાંત વાકયોને લક્ષમાં લઈ સૂત્રકારે આ સૂત્ર બનાવ્યું છે. આવાં વાકયો વિચારણા માટે ઉપનિષદોનો અભ્યાસ કરી શોધવાં જોઈએ. આવાં વાકયોમાંથી અનુમાન પણ બ્રહ્મને જાણવા માટે મળી રહે છે. અનુમાન પ્રમાણ પણ બ્રહ્મને જાણવા માટે ઉપયોગી છે, પણ મુખ્ય તો વેદાંતવાકયોની વિચારણા છે અને તેની પુષ્ટિ માટે અનુમાન પ્રમાણો સ્વીકારવામાં આવે છે. आत्मा वा अरे श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः। बृह. उप. અ. ૪-૫-૬. આત્માનું બ્રહ્મનિષ્ઠ ગુરુ પાસેથી શ્રવણ કરવું જોઈએ, પછી તેના ઉપર મનન કરવું અને પછી તેનો સાક્ષાત્કાર કરવો જોઈએ. મનનનો અર્થ ઉપાસના થાય છે. આત્મા પદથી જીવાત્મા અને પરમાત્મા બંને સમજવા. परं चापरं च ब्रह्म। प्रश्न. उप. ૧-૩-૨. પર અને અપર એ બે બ્રહ્મ છે. અપરબ્રહ્મ એટલે જીવાત્મા. જીવાત્માઓ અસંખ્ય છે અને પરમાત્મા એક જ છે, એ બધા ઉપર આત્મત્વ જાતિ છે. એટલે ઉપરના વાકયમાં આત્મા શબ્દ જાતિવાચક છે. જીવાત્મા અહમ્ પદનો અર્થ છે એટલે કે 'હું' નો અર્થ છે. એટલા માટે જીવાત્માનુ સામાન્ય રીતે પ્રત્યક્ષ જ્ઞાન થાય છે પણ પરબ્રહ્મનું તો કોઈ પણ રીતે પ્રત્યક્ષ જ્ઞાન થતું જણાતું નથી, તેથી તેને માટે તો વેદ અને વેદાન્તનાં વાકયોની વિચારણા કરવી જોઈએ અને ઉપાસના પણ કરવી જોઈએ. વેદાંત-વાકયને આધારે ભગવાન વ્યાસ મુનિએ બ્રહ્મનું લક્ષણસૂત્ર આ પ્રમાણે બાંધ્યું છે.

जन्माद्यस्य यतः ॥२॥

પદાર્થઃ– (जन्मादि) જન્મ, સ્થિતિ અને પ્રલય (अस्य) આ કાર્યોત્મક જગતનાં (यतः) જેનાથી થાય છે, તે બ્રહ્મ છે.

ભાવાર્થઃ– કાર્યોત્મક આ જગતનાં જન્મ, સ્થિતિ અને પ્રલય જેનાથી થાય છે તે બ્રહ્મ છે.

પ્રશ્નઃ– સૂત્રમાં બ્રહ્મપદ જણાતું નથી તો પછી જગતનો જન્મ બ્રહ્મથી થાય છે એ કેમ સમજાય?

ઉત્તરઃ– બ્રહ્મપદ પહેલા સૂત્રમાં આવ્યું છે, તેમાંથી આ સૂત્રમાં એ બ્રહ્મપદની અનુવૃત્તિ કરવી એટલે જેનાથી આનાં જન્મ, સ્થિતિ અને પ્રલય થાય છે તે બ્રહ્મ છે એવો સ્પષ્ટ અર્થ થશે.

यतः પદ येनના અર્થમાં આવ્યું છે અને તે કર્તાના અર્થને સૂચવે છે. એટલે એનો સ્પષ્ટ અર્થ એ થાય છે કે જેણે આ કાર્યાત્મક જગતને ઉત્પન્ન કર્યું છે, આનું પાલન જેના વડે કરવામાં આવે છે અને આનો પ્રલય પણ જેના વડે થાય છે તે બ્રહ્મ છે. એટલે કે જગતનો કર્તા, જગતને સ્થિતિમાં રાખનાર અને એનો પ્રલય કરનાર બ્રહ્મ છે એવો સ્પષ્ટ અર્થ સમજાય છે.

आद्यादिभ्य उपसङ्ख्यानम् । પાણિનીય સૂત્ર. ૫-૪-૪૪ ઉપર સિદ્ધાંત કૌમુદી તથા કાશિકા. આ વ્યાકરણના ઉપસંખ્યાન પ્રમાણે यत् સર્વનામ શબ્દને ત્રીજી વિભક્તિના અર્થમાં तस् પ્રત્યય લાગ્યો છે. અને यतः શબ્દ બન્યો છે. તે જ પ્રમાણે आदितः, स्वरतः, प्रमाणतः, मध्यतः, अन्ततः અને पृष्ठतः વગેરે શબ્દો બને છે. ત્રીજી વિભક્તિનો અર્થ કર્તા અને કરણ હોય છે એટલે આ સૂત્રમાં કર્તાના અર્થમાં यतः પદનો પ્રયોગ થયો છે. ક્રિયા કરવામાં કર્તા નિમિત્તકારણ હોય છે આથી સ્પષ્ટ સમજી શકાય છે કે બ્રહ્મ આ ઉત્પન્ન થયેલા જગતનું નિમિત્તકારણ છે.

બ્રહ્મને જાણવા માટે મુખ્ય ઉપાય તો વેદ અને વેદાંતનાં વાક્યો જ છે, છતાં બ્રહ્મનું અનુમાન પણ થઈ શકે છે માટે એનો પણ બ્રહ્મને જાણવા માટે ઉપયોગ કરવામાં કશી અયોગ્યતા નથી. વેદાન્ત-વાક્યોમાં પણ કોઈક ઠેકાણે અનુમાન પ્રમાણ બતાવ્યું છે. સામાન્ય રીતે અનુમાન આ પ્રમાણે કરવામાં આવે છે: કોઈક સુંદર ઘરને જોઈ તેના કારીગરનું આપણે અનુમાન કરીએ છીએ. ઝાડ ઉપર લટકતા માળાઓને જોઈ તેના બનાવનાર પંખીઓનું

અનુમાન કરીએ છીએ. ખેતરમાં રાફડાને જોઇ ઉધઈ આદિ ચેતન જંતુઓનું અનુમાન કરીએ છીએ. આ અનુમાન ખોટાં માનવામાં આવતાં નથી; તો પછી પૃથ્વી, પર્વત, પવન અને વનસ્પતિરૂપ કાર્યોને જોઈ એના કોઇ સામાન્ય કર્તાનું અનુમાન શા માટે ન કરવું ? કાર્યમાત્રનુ સર્જન કર્તાને આધીન હોય છે. હરેક સર્જનની પાછળ જ્ઞાન, કરવાની ઈચ્છા (ચિકીર્ષા) અને પ્રયત્ન હોય છે, અને તે બધાં કર્તા હોય તેમાં જ ઉપલબ્ધ થાય છે. પૃથ્વી, પર્વત અને સૂર્યાદિનાં સર્જનની પાછળ જે જ્ઞાન, ઈચ્છા અને પ્રયત્ન છે તે કોઈ જીવાત્મામાં નથી, પણ પરમાત્મામાં જ છે એ પરમાત્મા અથવા બ્રહ્મ સર્વવ્યાપક, સર્વશક્તિમાન, સર્વજ્ઞ અને સર્વનો નિયંતા છે. આવાં અનુમાન વેદ અને વેદાંતને અનુકૂળ છે.

જો પૃથ્વી અને પર્વત આદિ કાર્યો આપોઆપ ચેતનની મદદ વગર બનતાં હોય તો તેનો અર્થ એ થયો કે પૃથ્વી આદિ કાર્યોનાં ઉપાદાનકારણભૂત પરમાણુઓમાં જ્ઞાન, ઇચ્છા અને પ્રયત્ન છે. પરમાણુઓમાં જ્ઞાન આદિ ગુણો માનવામાં આવે તો જડ જેવી કોઈ વસ્તુ જ રહે નહિ. જેમ પૃથ્વી રૂપવાળાં પરમાણુઓને લીધે રૂપવાળી છે, તેમ જ્ઞાનગુણવાળા પરમાણુઓથી બનેલી પૃથ્વી તથા બીજાં પર્વત આદિ કાર્યો પણ જ્ઞાનવાળાં હોવાં જોઇએ, પણ એ તો સ્પષ્ટ છે કે પૃથ્વી, પર્વત, ઘડા વગેરેમાં જ્ઞાન નથી; આથી સ્પષ્ટ થાય છે કે પરમાણુઓમા જ્ઞાન, ઇચ્છા અને પ્રયત્ન આદિ ગુણો નથી તેથી તે જડ છે જ્ઞાન આદિ ગુણો તો નિમિત્તકારણભૂત કર્તાસ્વરૂપ પરબ્રહ્મમાં છે. આવી જાતનાં અનુમાનો વેદ અને વેદાંતોમાં બતાવ્યાં છે, તેથી બ્રહ્મ અનુમાનનો પણ વિષય છે.

જો કોઈ આ ઠેકાણે શંકા ઉઠાવે કે જેમ ઘડાનો કર્તા કુંભાર શરીરવાળો છે, તેમ જગતનો કર્તા બ્રહ્મ પણ શરીરવાળો હોવો જોઇએ, પણ વેદમાં તો બ્રહ્મને अकायम् શરીર વગરનુ ઉપદેશ્ય

આ અસંગતિ દૂર કેમ થાય ? આનો ઉત્તર એ છે કે, બધા-જ-કર્તાઓ શરીરવાળા હોતા નથી. સ્વપ્નમાં હાથી, ઘોડા, પૃથ્વી અને પહાડ વગેરે જોવામાં આવે છે અને તે કાર્ય છે એ પણ ચોક્કસ છે, છતાં એનો કર્તા કોઇ શરીરી નથી. કૃતિ અને કાર્યનો નિત્ય-સંબંધ હોય છે પણ શરીર અને કાર્યનો નિત્ય-સંબંધ હોતો નથી. માટે વેદ અને વેદાંતમાં બ્રહ્મરૂપ કર્તાને अकायम् શરીર વગરનો ઉપદેશ્યો છે તે બરાબર છે

હવે આપણે આ સંબંધી વેદાંતનાં કેટલાંક વાક્યો તપાસીએ. આ બીજા સૂત્રનું વિષય-વાક્ય આ પ્રમાણે છે—

यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयन्त्य भिसंविशन्ति । तद्विजिज्ञासस्व । तद् ब्रह्मेति ॥ तै. उप. ॥

અર્થઃ— ભૃગુ પોતાના પિતા વરુણ પાસે ગયો અને વિનંતિ કરી કે પિતાજી, મને બ્રહ્મ સમજાવો. પિતાએ પુત્રને ઉપદેશ આપ્યો કે જેનાથી આ બધાં કાર્યો ઉત્પન્ન થયાં છે, ઉત્પન્ન થઈ સ્થિરતા ભોગવે છે અને છેવટે જેની શકિતથી કારણમાં અદૃશ્ય થાય છે તેને તું જાણવાની ઈચ્છા કર, કારણ કે તે બ્રહ્મ છે.

ભૃગુએ આના ઉપર મનન કર્યું અને તેણે જાણ્યું કે 'અન્ન' માંથી બધું થાય છે માટે 'અન્ન' બ્રહ્મ છે. પિતાએ કહ્યું કે तपसा ब्रह्म विजिज्ञासस्व હજી મનન કર અને બ્રહ્મને તું જ જાણી લે. પુત્રે ફરીથી મનન શરૂ કર્યું અને પ્રાણને બ્રહ્મ તરીકે જાણ્યો.

પિતાએ ફરીથી કહ્યું કે હજી વધારે મનન કર. તે ફરીથી મનનમાં પડ્યો અને મનને બ્રહ્મ તરીકે તેણે જાણ્યું. પિતાએ કહ્યું કે હજી તારું મનન અધૂરું છે, આગળ મનનને વધાર. ભૃગુ એકાંતમાં બેસી મનન વધારવા લાગ્યો અને તેણે વિજ્ઞાનને બ્રહ્મ તરીકે જાણ્યું. પિતાએ કહ્યું કે હજી મનન બરાબર પાકયું નથી, મનનની ધારા શરૂ રાખ. ભૃગુએ મનનનો વેગ વધાર્યો અને આનંદને બ્રહ્મ તરીકે જાણ્યો. નિત્ય-આનંદવાન્ જે છે તે જ બ્રહ્મ છે એમ તે

સમજ્યો. ત્યારે પિતા વરુણે કહ્યું કે બરાબર છે, બ્રહ્મ નિત્ય-આનંદ જ છે એ જ તારો નિર્ણય સાચો છે. આ વાક્યના વિચાર ઉપરથી બ્રહ્મ આનંદરૂપ છે એમ સમજાય છે. આ જ ઉપનિષદમાં બીજે ઠેકાણે બ્રહ્મના સ્વરૂપને સમજાવ્યું છે કે—सत्यं ज्ञानमनन्तं ब्रह्म । तै. उप. ૨–૧. બ્રહ્મ સત્ય, જ્ઞાન અને અનંત છે. અને ઉપર ભૃગુના વાક્યથી 'આનંદ' પણ બ્રહ્મ છે. એટલે બ્રહ્મનું સ્વરૂપ સત્ય, જ્ઞાન, અનંત અને આનંદ છે એ સ્પષ્ટ થાય છે. આનંદનો અર્થ પણ આનંદવાન્ કરવો; એટલે કે બ્રહ્મ આનંદથી પૂર્ણ છે અને એ જ એનું સ્વરૂપ છે. બ્રહ્મમાં જ્ઞાન અથવા આનંદ કદી પણ તિરોહિત થતાં નથી, જો એનું તિરોધાન માનવામાં આવે તો બ્રહ્મના સ્વરૂપનો નાશ થયો એમ કહેવાય. આ કારણથી શુદ્ધાદ્વૈતવાદીઓ બ્રહ્મમાં જ્ઞાન અને આનંદનો તિરોભાવ માને છે એ ખોટું છે.

બ્રહ્મ જગતનું નિમિત્તકારણ છે એવું બધાં ય વૈદિક શાસ્ત્રો સ્વીકારે છે, પણ એ ઉપાદાનકારણ પણ છે કે કેમ? ઘણા ભાષ્યકારો જગતનું ઉપાદાનકારણ પણ બ્રહ્મ છે એમ માને છે, એટલે બ્રહ્મ જગતનું અભિન્ન નિમિત્તોપાદાનકારણ છે એવો ભાષ્યકારોના મતે અર્થ થાય છે; પણ એ સૂત્રકારના મતને અનુકૂલ નથી. ઉપાદાનકારણ એટલે જેમાંથી જે દ્રવ્ય બને તે તેનું ઉપાદાન-કારણ. જેમ કે માટીમાંથી ઘડો બન્યો છે તો માટી ઘડાનું ઉપાદાનકારણ થયું. આ પ્રમાણે બ્રહ્મમાંથી જગત બન્યું છે તેથી બ્રહ્મ જગતનું ઉપાદાનકારણ છે અને જગતનો કર્તા પણ બ્રહ્મ જ છે. આમ બે કારણોની એકતા ભાષ્યકારોએ બતાવી છે કે જે માનવા યોગ્ય નથી. ઘડાનો નિમિત્તકારણ અર્થાત્ કર્તા કુંભાર અને માટી આ બંને જો એક થઇ શકતાં હોય તો જ બ્રહ્મ જગતનું અભિન્નનિમિત્તોપાદાનકારણ કહેવાય, પણ એ તો અસંભવિત છે. માટે બ્રહ્મ જગતનું કેવળ નિમિત્તકારણ જ છે.

જ્યાં સુધી ઉપાદાનકારણમાં વિકાર ન થાય ત્યાં સુધી તેમાંથી કોઈ કાર્ય બનતું નથી. માટીમાં વિકાર થાય તો જ ઘડો બને

અને દૂધમાં વિકાર થાય તો જ દહીં બને છે; તેમ જો બ્રહ્મમાં વિકાર થાય તો જ તે ઉપાદાનકારણુ બને. પણ, બ્રહ્મ તો અવિકારી છે. अविकार्योऽयमुच्यते આવાં વેદાન્તનાં વાક્યો છે. બ્રહ્મ એકરસ, નિત્ય અને અખંડ છે, એમાં વિકાર થઇ શકે જ નહિ.

સ્વામી શ્રી શંકરાચાર્ય માયામાં જ વિકાર માને છે, ચૈતન્ય-સ્વરૂપ બ્રહ્મમાં નહિ. તો તેઓ બ્રહ્મને અભિન્નનિમિત્તોપાદાનકારણુ શી રીતે કહી શકે?

શ્રી રામાનુજાચાર્ય જીવ અને જડને બ્રહ્મનાં વિશેષણો માને છે અને બ્રહ્મને વિશેષ્ય માને છે; એના મતમાં પણ જડમાં જ વિકાર થાય છે, વિશેષ્યસ્વરૂપ બ્રહ્મમાં નહિ; માટે એ પણ બ્રહ્મને ખરી રીતે અભિન્નનિમિત્તોપાદાનકારણુ ન કહી શકે.

શ્રી વલ્લભાચાર્યજીના મત પ્રમાણે જો બ્રહ્મના આનંદ અને ચૈતન્ય તિરોહિત થઇ બાકી રહેલા કેવળ સત્‌માં વિકાર માનીએ તો બ્રહ્મ જ અનિત્ય થઈ જાય છે. એટલે સ્વરૂપતિરોધાનવાદ ખોટો ઠરે છે. આ પ્રમાણે વિચાર કરતાં કોઈ પણ ભાષ્યકારના મતમાં પણ બ્રહ્મ ઉપાદાનકારણુ બની શકતું નથી.

વળી સજાતીય દ્રવ્ય સજાતીય કાર્યને ઉત્પન્ન કરે છે. આંબાની ગોટલી આંબાને જ ઉત્પન્ન કરે છે, લીમડાને નહિ. માણુસ માણુસને જ ઉત્પન્ન કરે છે, હાથી, ઘોડા વગેરે વિજાતીય પ્રાણી-ઓને નહિ. જો બ્રહ્મ જગતનું ઉપાદાનકારણુ થાય તો જગત બધું જ ચૈતન્યમય અને આનંદમય જ થાય; પણ માટી, પત્થર વગેરેમાં ચૈતન્ય અને આનંદ નથી, માટે બ્રહ્મ જગતનુ ઉપાદાનકારણુ નથી.

કુંભાર જેમ ઉપાદાનકારણુસ્વરૂપ માટીથી જુદો જણાય છે, તેમ બ્રહ્મ જગતના ઉપાદાનકારણુભૂત પરમાણુઓથી જુદો જણાતો નથી, આ કારણને લીધે જો કોઈ બ્રહ્મને પણ જગતના ઉપાદાન-કારણુમાં મેળવી દેવા પ્રયત્ન કરે તો તે પણ ખોટું છે, કારણ કે બ્રહ્મ તો સર્વવ્યાપક અને સર્વાન્તર્યામી છે, જ્યારે કુંભાર તેવો નથી.

જેમ મહામુનિ વ્યાસજીએ આ સૂત્રમાં બ્રહ્મને જગતનું કેવળ નિમિત્તકારણ જણાવ્યુ છે; તેમ ન્યાય અને વૈશેષિકના કર્તા શ્રી ગૌતમ અને શ્રી કણાદમુનિ પણ બ્રહ્મને જગતના નિમિત્તકારણ તરીકે જ જણાવે છે. જુઓ :

ईश्वरः कारण पुरुषकर्माफल्यदर्शनात् । ४-१-१९.

न, पुरुषकर्माभावे फलानिष्पत्तेः । ४-१-२०.

तत्कारितत्वादहेतुः । ४-१-२१ ન્યાયદર્શન

सञ्ज्ञाकर्म त्वस्मद्विशिष्टाना लिङ्गम् ॥ २-१-१८ વૈશેષિક દર્શન.

આ સૂત્રોમાં બ્રહ્મને કર્મસાપેક્ષ અને જગતના નિમિત્તકારણ તરીકે જણાવેલ છે.

વેદમાં પણ બ્રહ્મને કર્તા તરીકે જ જણાવેલ છે. જેમકે:—

स्वयभू र्याथातथ्यतोऽर्थान् व्यदधात् शाश्वतीभ्यः समाभ्य. ॥ यजु. ४०-८.

સ્વયંસત્તાવાળા પરબ્રહ્મ પરમાત્મા સાચી રીતે અને સત્ય અર્થોને બનાવ્યા કરે છે અને એ ક્રિયા સતત ચાલુ હોય છે. આ મંત્રમા બ્રહ્મને કર્તા તરીકે જ ઉપદેશેલ છે. કર્તા એટલે નિમિત્તકારણ.

કઠોપનિષદમાં બ્રહ્મનુ જે સ્વરૂપ બતાવ્યુ છે તે જોતાં પણ બ્રહ્મ જગતનું ઉપાદાનકારણ થઈ શકે નહિ.

अशब्दमस्पर्शमरूपमव्यय तथारसं नित्यमगन्धवच्च यत् ।

अनाद्यनन्त महतः पर ध्रुव निचाय्य त मृत्युमुखात् प्रमुच्यते ॥

કઠોપ. વ ૩, શ્લોક ૧૫.

બ્રહ્મ શબ્દગુણવાળું, સ્પર્શવાળું, રૂપવાળું, પરિણામવાળું અને રસવાળું નથી. તે નિત્ય છે, ગંધગુણવાળું નથી, અનાદિ અને અનંત છે, મહાનથી પણ મહાન છે, નિશ્ચલ છે; એનો સાક્ષાત્કાર થતાં માણસ મૃત્યુના મુખમાંથી છૂટો થઈ જાય છે. આથી જણાય છે કે શબ્દ આદિ ગુણોથી રહિત બ્રહ્મ શબ્દ આદિ

ગુણવાળા જગતનું ઉપાદાનકારણ કેવી રીતે થઇ શકે ? જો કારણમાં ગુણ ન હોય તો કાર્યમાં ગુણ આવે જ કયાંથી ? સૂતરમાં જો લાલરૂપ ન હોય તો તેનાથી બનેલું કાપડ લાલ કેવી રીતે થાય ? આથી સ્પષ્ટ છે કે બ્રહ્મ જગતનું ઉપાદાનકારણ નથી.

બ્રહ્મ કેવળ શબ્દપ્રમાણનો વિષય નથી, પણ અનુભવનો પણ એ વિષય છે. માટે બ્રહ્મ પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દપ્રમાણનો વિષય છે, એ પણ સમજી લેવું જોઈએ.

આ સૂત્રનું વિષય-વાક્ય यतो वा इमानि भूतानि जायन्ते ઈત્યાદિ બતાવવામાં આવ્યું છે, તેમ બીજાં વેદ અને વેદાંતના વાક્યો હોઈ શકે છે કે જેમાં જગતની ઉત્પત્તિ આદિ ધર્મો બતાવ્યાં હોય. આ પ્રમાણે આ બીજા સૂત્રનો ટૂંકમાં અર્થ સમજાવવામાં આવ્યો છે. ॥ ૨ ॥

બ્રહ્મ સમસ્ત કાર્ય-જગતના કર્તા છે, એમાં ઉપનિષદનું પ્રમાણ તથા અનુમાનપ્રમાણ પણ આપવામાં આવ્યું છે. હવે ત્રીજા સૂત્રનું અવતરણ આપવામાં આવે છે. કોઈ માણસ કોઇ સુંદર વસ્તુ બનાવી આપણી સમક્ષ મૂકી કંઇ પણ બોલ્યા વગર પાછો ચાલ્યો જાય, અને જે વસ્તુ તે આપી ગયો છે તેના સંબંધમાં આપણે કશું જ ન જાણતા હોઈએ, તો એ વસ્તુ શા કામની ? એ વસ્તુના ઉપયોગની આપણને ખબર નથી, એના નામની પણ ખબર નથી, તો તે વસ્તુ શું આપણે માટે નકામી નથી ?

વૈદ્ય અથવા ડૉકટર સારી દવા આપે, પણ તે કયા રોગ ઉપર વાપરવી એ ન જણાવે, તથા તે કેટલા પ્રમાણમાં લેવી એ પણ ન જણાવે અને દવાનું નામ પણ ન બતાવે, તો તે ગમે તેટલી સારી હોય તોપણ નકામી જ થઇ રહે. તેમ આ જગત પરબ્રહ્મ પરમાત્માએ બહુ જ સુંદર બનાવ્યું તો ખરું, પણ એનું સામાન્ય જ્ઞાન અને એનો ઉપયોગ વગેરે જરૂરી બાબત ન બતાવે તો

જગત પણ જીવાત્માઓ માટે નકામું થઇ જાય, માટે જગતના પદાર્થોનું સામાન્ય પ્રાથમિક જ્ઞાન અને તેનો ઉપયોગ કેમ કરવો તે પરમ કૃપાલુ પરમાત્માએ બતાવવું રહ્યું એ વિષય સમજાવવા માટે શાસ્ત્રકારે આ ત્રીજું સૂત્ર નીચે પ્રમાણે બનાવ્યું છે.

शास्त्रयोनित्वात् ॥ ३ ॥

પદાર્થ : (शास्त्रयोनित्वात्) शास्त्रस्य योनिः सा शास्त्रयोनिः तस्या भावः तत् शास्त्रयोनित्वम् , तस्मात् शास्त्रयोनित्वात्। अथवा शास्त्र योनिः यस्य तत् शास्त्रयोनि (ब्रह्म) तस्य भावः शास्त्रयोनित्वम् , तस्मात् शास्त्रयोनित्वात्। ઋગ્વેદાદિ શાસ્ત્રનું કારણ બ્રહ્મ છે, તેથી તેની જિજ્ઞાસા કરવી જોઇએ. અથવા ઋગ્વેદાદિ શાસ્ત્ર બ્રહ્મને સાબિત કરે છે તેથી બ્રહ્મ છે, માટે તેની જિજ્ઞાસા કરવી જોઇએ.

ભાવાર્થ : પરમાત્મા ઋગ્વેદાદિ શાસ્ત્રનુ પણ કારણ છે. શાસ્ત્ર એને કહેવામાં આવે છે કે જેમાં પ્રાણીમાત્રના હિતનો ઉપદેશ હોય. પરમાત્મા જગત બનાવે અને તેનો ઉપદેશ ઉપયોગ કરનાર જીવાત્માને ન આપે તો જગતનું નિર્માણ જ વ્યર્થ થઈ પડે.

જે કૃતિ જેની છે તેનું યથાર્થ જ્ઞાન તેને જ હોય છે. જેણે ઘડિયાળ બનાવ્યું છે તેનું યથાર્થ અને પૂરું જ્ઞાન તે ઘડિયાળીને જ હોય છે. તેનો ઉપયોગ કેમ કરવો, તે પણ તેનો કર્તા જ જાણી શકે છે. તેમ પરમાત્માએ જગત્ બનાવ્યું છે તો તેનું યથાર્થ જ્ઞાન પરમાત્માને જ છે, માટે પરમાત્માએ જગદ્વિષયક ઉપદેશ ઋગ્વેદાદિ શાસ્ત્ર દ્વારા જીવાત્માઓને આપ્યો છે. વેદની બનાવટ એટલે આ ઠેકાણે વેદનું પ્રકટીકરણ સમજવાનું છે. અથવા ઋષિઓના આત્મામાં સૃષ્ટિની શરૂઆતમાં વિદ્યમાન વેદોનું અવતરણ-પ્રેરણા એમ સમજવાનું છે. કારણ કે વેદ અપૌરુષેય છે, એટલે કે કોઈ પુરુષે વેદને બનાવ્યા નથી, તે તો નિત્ય છે. ઉપનિષદમાં વેદોને પરમાત્માના નિઃશ્વાસ તરીકે બતાવ્યા છે. જેમકે :- अरे अस्य महतो भूतस्य निःश्वसितमेतद् , यद् ऋग्वेदः, यजुर्वेदः, सामवेदः, अथर्वाङ्गिरसः ॥ बृहदारण्यक उप. २-४-१०

અર્થઃ આ વાક્યમાં 'ભૂત' શબ્દનો અર્થ પરમ સત્ય પરબ્રહ્મ સમજવાનો છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ પરમ સત્ય પરબ્રહ્મનું નિઃશ્વસિત છે. વેદોમાં અતીન્દ્રિય, ભૌતિક અને આધ્યાત્મિક અર્થોનો ઉપદેશ છે. લૌકિક વ્યવહાર અને સત્યપાલન કરવાનો પણ ઉપદેશ છે અતીન્દ્રિય અર્થો પરમાત્માને પ્રત્યક્ષ હોય છે. તેથી પરમાત્મા સિવાય બીજો કોઇ વેદનું પ્રકટન કરી શકે નહિ. સૃષ્ટિની શરૂઆતમાં સૂર્યાદિ પદાર્થોનાં નામો, તેનું સામાન્ય જ્ઞાન તથા તેનો ઉપયોગ શો છે વગેરેનું જ્ઞાન પરમાત્માએ વેદ દ્વારા મનુષ્યોને આપ્યું છે. પછી વિશેષ જ્ઞાન માણસોએ પોતાની અન્વેષણ શક્તિથી મેળવ્યુ છે અને હજી પણ વિશેષ જ્ઞાન મેળવવાનું છે જ. ભાવાર્થ એ છે કે નામ અને રૂપનુ જ્ઞાન બ્રહ્મ પાસેથી વેદ દ્વારા માનવોને મળ્યું છે.

પ્રશ્નઃ– વેદ પૌરુષેય છે કે અપૌરુષેય? પૌરુષેય એટલે પુરુષે જે અર્થ બનાવ્યો હોય તે.

ઉત્તરઃ– વેદ અપૌરુષેય છે.

પ્રશ્નઃ– શું બ્રહ્મ પુરુષ નથી? જો પુરુષ હોય તો તેનાથી નિર્મિત થયેલો વેદ પૌરુષેય કેમ નહિ?

ઉત્તરઃ– બ્રહ્મ પુરુષ છે. વેદમાં 'પુરુષ સૂક્ત' છે, તેમાં બ્રહ્મને પુરુષ કહ્યો છે. આમ છતાં વેદ પૌરુષેય નથી, કારણ કે વેદ નિત્ય છે. ઈશ્વર નિત્ય છે, એનું જ્ઞાન પણ નિત્ય છે, માટે વેદ પૌરુષેય નથી. વેદોનું નિર્માણ પરમાત્મારૂપ પુરુષે કર્યું નથી. પણ તેનું પ્રકટન કર્યું છે. જે વસ્તુ ગુપ્ત હોય તેનું પ્રકટન જ થાય છે, નવનિર્માણ નહિ. પોતાના જ્ઞાનસ્વરૂપ વેદોને પરમાત્માએ સૃષ્ટિની શરૂઆતમાં મહાન્ ઋષિઓના અંતઃકરણમાં ઊતાર્યો. આનું નામ જ વેદની પ્રેરણા કહેવાય છે. 'धाता यथापूर्वमकल्पयत्' આ પ્રમાણે ઋગ્વેદમાં ઉલ્લેખ છે; તેનો અર્થ એ છે કે જેવા પૂર્વકલ્પમાં અર્થો હતા તેવા જ આ કલ્પોમાં પણ અર્થો

બનાવ્યા. વેદો પણ જેવા પૂર્વકલ્પમાં હતા તેવા જ ઋષિઓનાં અંતઃકરણમાં પ્રેર્યા છે. આથી સ્પષ્ટ સમજાશે કે વેદોનું નિર્માણ ન હોવાથી તે તો અપૌરુષેય જ છે. આ પ્રકટીકરણને ગૌણવૃત્તિથી વેદો ઈશ્વરે બનાવ્યા એમ વ્યવહારમાં કહેવાય છે. ખરી રીતે તો વેદ નિત્ય જ છે અને બ્રહ્મ–પરમાત્માએ તેને પ્રગટ કર્યો. નિત્યજ્ઞાનની કર્તૃતા ઈશ્વરમાં પણ હોઈ શકે નહિ. ન્યાય અને વૈશેષિક દર્શનોમાં પણ પ્રવાહરૂપે વેદને નિત્ય કહ્યા છે.

જેમ કોઈ કવિ પોતાની કલ્પના-શક્તિથી નવા અર્થોની ઉત્પ્રેક્ષા કરી કવિતા બનાવે છે અને એવી કવિતા બનાવવામાં એ કવિ સ્વતંત્ર પણ છે, પણ વેદમાં આવું નથી, વેદમાં કોઈ ઋષિની અથવા મનુષ્યની ઉત્પ્રેક્ષા નથી. વેદ ઈશ્વરની પણ બનાવટ નથી. જો વેદની બનાવટ માનવામાં આવે તો વેદની બનાવટ પહેલાં વેદ નહોતા એમ સ્પષ્ટ થાય અને વેદની નિત્યતા ન રહે; આ વાત કોઈપણ રીતે યોગ્ય નથી. વેદ નિત્ય છે, તેને માટે પુષ્કળ યુક્તિઓ અને પ્રમાણો છે, જે આગળ પ્રસંગે પ્રસંગે સ્પષ્ટ થતું જશે

આ સૂત્રમાં વેદરૂપ શાસ્ત્રની યોનિ (કારણ) ઈશ્વર છે એમ કહેવામાં આવ્યું છે; તેનો ભાવાર્થ એ જ છે કે ઈશ્વર હરેક સૃષ્ટિમાં વેદને પ્રકટ કરે છે અને વિદ્યમાન વસ્તુનું જ પ્રકટન થાય છે; એ પણ સર્વ કોઈ સમજી શકે છે. ઈશ્વર સિવાય બીજો કોઈ પણ પુરુષ વેદને પ્રકટ કરી શકે નહિ.

આ સૂત્રનો બીજો અર્થ પણ થાય છે અને તે આ પ્રમાણે છેઃ–

ઋગ્વેદાદિ શાસ્ત્રો બ્રહ્મ છે એવું સિદ્ધ કરે છે. વેદ પ્રમાણ છે અને બ્રહ્મ તેનું પ્રમેય છે. જો વેદ ન હોય તો કેવળ અનુમાનથી બ્રહ્મ જાણી શકાય નહિ, બ્રહ્મના ગુણો પણ વેદ વગર ન સમજી શકાય અને બ્રહ્મ એક જ છે એ પણ વેદરૂપ પ્રમાણ સિવાય ન સમજી શકાય. અનુમાન પ્રમાણ તો વેદને પુષ્ટિ આપનાર છે. આ બાબત મેનય', મન્તવ્ઃ વગેરે વાક્યોથી સ્પષ્ટ થાય છે.

બ્રહ્મ જગતને બનાવે છે માટે તે જ્ઞાતૃ છે, ઈક્ષણ કરનાર છે અને કર્તૃ પણ છે. ઉપાદાનને જાણ્યા વગર તેમાંથી કાર્ય ન બને; સંકલ્પ કર્યા વગર કાર્ય ન બને અને પ્રયત્ન કર્યા વગર પણ કાર્ય ન બને; માટે બ્રહ્મ જ્ઞાતૃ, ઈક્ષિતૃ અને કર્તૃ છે.

પ્રશ્ન.– બ્રહ્મનુ નિઃશ્વસિત વેદ છે એમ ઉપનિષદમાં કહેવામ આવ્યુ છે, એનો આશય શો છે? કારણ કે નિઃશ્વસિત તો શરીરમાંથી નાક માર્ગે નીકળતો વાયુ છે. વેદ કંઇ વાયુસ્વરૂપ નથી, વેદ તે જ્ઞાનસ્વરૂપ છે. કારણ કે, 'વિદ્' એટલે જાણવું. તે 'વિદ્' ધાતુ ઉપરથી 'વેદ' શબ્દ બન્યો છે, માટે વેદનો અર્થ ઈશ્વરીય જ્ઞાન થાય છે.

ઉત્તર.– આપની શંકા સાચી છે. તેનું સમાધાન આમ થઈ શકે છે—માણસ વગેરે પ્રાણીઓ શરીરમાં રહેલા વાયુને નાક દ્વારા વગર મહેનતે બહાર કાઢે છે, તેમ પરમાત્મા પોતામાં રહેલ વેદરૂપ જ્ઞાનને બહુ સહેલાઈથી બહાર કાઢે છે અને ઋષિઓના આત્મામાં પ્રેરે છે; આથી વેદની નિત્યતા સિદ્ધ થાય છે.

પ્રશ્નઃ– નિઃશ્વસિત કહેવાથી બ્રહ્મને શરીર છે એમ સિદ્ધ થાય છે, કારણ કે નિઃશ્વાસ શરીર વગર ન જ હોય.

ઉત્તરઃ– નિઃશ્વસિત શબ્દનો પ્રયોગ ગૌણવૃત્તિથી થયો છે અને એવી રીતે પ્રયોગની પાછળ ઈશ્વરે અનાયાસે વેદને ઋષિઓના આત્મામાં ઉતાર્યા એ છે. કારણ, વેદ પોતે જ કહે છે કે બ્રહ્મ અકાય, અવ્રણ અને અસ્નાવિર છે. ઉપનિષદમાં પણ ઉપદેશવામ આવ્યુ છે કે બ્રહ્મ નિરંજન અને નિરાકાર છે.

यत् तत् अद्रेश्यम्, अग्राह्यम्, अगोत्रम्, अवर्णम्, अचक्षुःश्रोत्र तत् अपाणिपादम् ॥ नित्यम्, विभुम्, सर्वगतम्, सुसूक्ष्मम् । तत् अव्ययम् य भूतयोनि परिपश्यन्ति धीरा. ॥ मुडक उप. १–६

અર્થ.– બ્રહ્મ આંખથી દેખી શકાય એવું નથી, બીજી ઇંદ્રિયો પણ એનું ગ્રહણ થઈ શકતું નથી, એનુ કોઇ ગોત્ર નથી, એને

કોઈ વર્ણ નથી, એને આંખ, કાન પણ નથી, હાથપગ પણ નથી. એ તો નિત્ય છે, વિભુ છે, સર્વગત–સર્વ ઠેકાણે છે, અત્યંત સૂક્ષ્મ છે, એનો પરિણામ પણ થતો નથી, એ બધા ભૂતોનું અર્થાત્ કાર્યરૂપ અર્થોનું અથવા વ્યાકૃતરૂપ અર્થોનું કારણ છે. વીતરાગ વિદ્વાનો ધ્યાનયોગથી એનો અનુભવ કરી શકે છે.

બ્રહ્મ આવું હોવા છતાં એ શાસ્ત્રનું કારણ છે અને શાસ્ત્ર બ્રહ્મનું જ્ઞાપક પ્રમાણ છે, એટલે કે ઋગ્વેદાદિ શાસ્ત્રો બ્રહ્મનું પ્રતિપાદન કરે છે ॥ ૩ ॥

(૧) ચોથા સૂત્રનું અવતરણ:— પૂર્વપક્ષવાદીઓ કહે છે કે, વેદાંત-વાક્યો નિરર્થક છે; કારણ કે તે કોઈ જાતની પ્રવૃત્તિ કે નિવૃત્તિ જણાવતાં નથી. સંપૂર્ણ વેદ હિતમાં પ્રવૃત્તિ અને અહિતમાંથી નિવૃત્તિ જણાવી સાર્થક બને છે. આ સંબંધે મહામુનિ શ્રી જૈમિનિ આ પ્રમાણે જણાવે છે:—

आम्नायस्य क्रियार्थत्वादानर्थक्यमतदर्थानाम् । ૧–૨–૧ પૂર્વમીમાંસા.

સંપૂર્ણ વેદ પ્રવૃત્તિ અને નિવૃત્તિરૂપ ક્રિયા બતાવતો હોવાથી વાક્યો ક્રિયા–કર્તવ્ય ન બતાવે તે વાક્ય નિરર્થક છે.

(૨) બ્રહ્મ ઉત્પાદ્ય, વિકાર્ય, સંસ્કાર્ય અને પ્રાપ્યરૂપ ચાર માંથી કોઈ પણ કર્મ બની શકતું નથી. કારણ કે તે સર્વવ્યાપક અને અવિકારી હોવાથી તેમાં ક્રિયાનો પ્રવેશ થઈ શકતો નથી. માટે બ્રહ્મ જાણવાથી કોઇ પ્રવૃત્તિ થતી નથી.

(૩) બ્રહ્મ શરીરી ન હોવાથી જગતનું નિમિત્તકારણ બની શકતું નથી અને ઉપાદાનકારણ તો તે વિકારહીન હોવાથી બને જ કી રીતે?

આવી અનેક જાતની શંકાઓનું સમાધાન આ સૂત્રમાં સૂચિત છે અને વેદાન્ત-વાક્યો સાર્થક છે; એટલું જ નહીં પણ તે તો પરમ પુરુષાર્થને એટલે કે પુરુષાર્થની પરમ સીમાને જણાવે છે, જેનો બીજો અર્થ 'મુક્તિ' થાય છે.

આ વિષયને પ્રમાણ અને યુક્તિદ્વારા આ સૂત્રમાં સમજાવે છેઃ—

तत्तु समन्वयात् ॥ ४ ॥

પદાર્થ:— (तत्) તે (तु) તો (समन्वयात्) સર્વ વેદાન્ત-વાક્યોનો સમન્વય હોવાથી સિદ્ધ થાય છે.

ભાવાર્થ:— બ્રહ્મ સમસ્ત કાર્યનું કારણ છે અને એને વેદાંત-વાક્યો જણાવી શકે છે, કારણ કે વેદાન્ત-વાક્યોનો બ્રહ્મરૂપ અર્થ સાથે મુખ્યવૃત્તિ દ્વારા પ્રતિપાદ્યપ્રતિપાદકભાવરૂપ સંબંધ છે. સમન્વય એટલે મુખ્યવૃત્તિ દ્વારા શબ્દ અને અર્થનો સંબંધ.

વેદાન્ત-વાક્યો પ્રવૃત્તિરૂપ ક્રિયાને ભલે ન જણાવે, પણ બ્રહ્મરૂપ સિદ્ધ દ્રવ્યને તો જણાવે છે જ. બ્રહ્મને જાણવાથી મુક્તિ મળે છે અને એ મુક્તિ પરમ પુરુષાર્થ છે; તો પછી વેદાન્તો શાસ્ત્રો નથી એમ કેમ કહી શકાય?

જેમ ક્રિયારૂપ પ્રવૃત્તિને જણાવનાર વાક્યો શાસ્ત્ર છે, તેમ ગુણ અને દ્રવ્યના સ્વરૂપને યથાર્થ રીતે બતાવે તે પણ શાસ્ત્ર જ છે. ધર્મનું અનુષ્ઠાન કરી શકાય છે અને બ્રહ્મની ઉપાસના કરી શકાય છે. બંને સફલ છે.

બ્રહ્મ ઉત્પાદ્ય કર્મ નથી. જેમ માટીમાંથી ઘડો ઉત્પન્ન કરી શકાય છે, તેમ બ્રહ્મ કોઈમાંથી બનાવી શકાતું નથી.

બ્રહ્મ વિકાર્ય-કર્મ નથી. જેમ દૂધમાંથી તેના વિકારરૂપે દહીં બનાવી શકાય છે, તેમ કોઈ પણ પદાર્થમાથી બ્રહ્મ વિકારરૂપે ઉત્પન્ન થતું નથી.

બ્રહ્મ સંસ્કાર્ય-કર્મ પણ નથી કારણ કે બ્રહ્મમાં કોઈ પણ ગુણ ઉત્પન્ન કરી શકાતો નથી, કારણ કે તે સમસ્ત કલ્યાણગુણનું ધામ છે. તેમ જ તે નિર્દોષ હોવાથી તેમાં કોઈ પણ દોષ જણાતો નથી કે જેથી તે દોષને દૂર કરી શકાય. 'ગુણો દાખલ કરવાથી અને દોષોને દૂર કરવાથી 'સંસ્કાર્ય' કર્મ થઈ શકે છે.' ગુણોનું આધાન અને દોષોનું અપનયન બ્રહ્મમાં સંભવતું જ નથી.

બ્રહ્મ પ્રાપ્ય-કર્મ પણું નથી. કારણ કે તે સર્વવ્યાપક હોવાથી પ્રાપ્ત જ છે.

આમ ચારે ય પ્રકારના કર્મોમાં બ્રહ્મ કોઈ પણ કર્મમાં આવી શકતું ન હોવા છતાં, બ્રહ્મ જ્ઞાનનો વિષય તો બને જ છે. બ્રહ્મ જ્ઞેય છે.

જ્ઞાન અને કર્મનાં સ્વરૂપ જુદાં જુદાં છે. જ્ઞાન વસ્તુને આધીન છે. જેવી વસ્તુ તેવું જ જ્ઞાન થાય છે, તેમા પુરુષનું કશું જ ચાલતું નથી. આડને આડ તરીકે જ જાણવું પડે છે, પશુ તરીકે નહિ. પુરુષની ઇચ્છા પ્રમાણે જ્ઞાન ન થાય.

કર્મ અથવા ધર્મ પુરુષને આધીન છે. પુરુષ ધારે તેવું કર્મ કરી શકે છે. સારુંય કરે, અને ખરાબ પણ કરે. કર્મ પુરુષના પ્રયત્નને આધારે જ થાય છે. આટલો જ્ઞાન અને કર્મમાં ફરક છે. બ્રહ્મ ક્રિયાનો વિષય ભલે ન બને, પણ જ્ઞાનનો વિષય તો બને છે.

બ્રહ્મ શરીરી ન હોવા છતાં જગતની રચના કરી શકે છે, કારણ કે તે સર્વવ્યાપક અને સર્વાન્તર્યામી છે. શરીરની જરૂર તો અસર્વગત ચેતનને હોય છે, બ્રહ્મને નહિ.

બ્રહ્મ કર્તૃ હોવાથી નિમિત્તકારણ બની શકે છે, ઉપાદાનકારણ નહિ. ઉપાદાનકારણ વિકાર વગર ન જ બને. બ્રહ્મ અવિકારી છે એમ વેદાદિ સત્શાસ્ત્રો એક સ્વરે કહી રહ્યાં છે. સર્વવ્યાપક, એકરસ, અખંડ અને અનાદ્યનન્ત બ્રહ્મમાં વિકારને સ્થાન હોઈ શકે જ નહિ.

ઉપનિષદોમાં કોઇક ઠેકાણે બ્રહ્મનું શુદ્ધ સ્વરૂપ બતાવ્યુ છે. જેમકે सत्य ज्ञान मनन्त ब्रह्म। તૈ. ઉપ. ૨-૧. બ્રહ્મ સત્ય, જ્ઞાન અને અનન્તરૂપ છે. आनन्दो ब्रह्मेति व्यजानात्। તૈ. ઉપ. ૩-૬. તેણે બ્રહ્મને આનંદ તરીકે જાણ્યું.

હવે કેટલાંક વાક્યો બ્રહ્મને જગતના કર્તા તરીકે બતાવે છે જોઇએ.

સામાન્યતઃ નિયમ એવો છે કે, જે સિદ્ધરૂપ–દ્રવ્યરૂપ પદાર્થ હોય તે શાસ્ત્રગમ્ય હોવા છતાં કાળાન્તરે પ્રત્યક્ષ પણ કરી શકાય છે. જેમ કે, 'હિમાલય ભારતની ઉત્તર દિશામાં છે.' અહીં હિમાલયરૂપ સિદ્ધ પદાર્થ શબ્દપ્રમાણથી જાણી શકાય છે, તેમ છતાં તેનું પ્રત્યક્ષ પણ કરી શકાય છે. જો હિમાલય જેવો વ્યાપ્ય પદાર્થ શબ્દપ્રમાણનો વિષય હોવા છતાં પ્રત્યક્ષનો વિષય થઈ શકે છે તો બ્રહ્મરૂપ વ્યાપક સિદ્ધ પદાર્થ શબ્દપ્રમાણ ઉપરાંત પ્રત્યક્ષાદિ પ્રમાણોનો વિષય શામાટે ન હોઈ શકે? અને જો પ્રત્યક્ષાદિ પ્રમાણોનો વિષય બ્રહ્મ થઈ શકે તો બ્રહ્મ કેવળ શબ્દપ્રમાણથી જાણી શકાય છે એ કથન ખોટું થઈ પડે છે.

આનો ઉત્તર એ છે કે, હિમાલય પર્વત તો રૂપવાળો અને સ્પર્શવાળો મહાન્ પદાર્થ છે માટે તેનું પ્રત્યક્ષ થઈ શકે, પણ બ્રહ્મ તો રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દગુણોથી રહિત છે, તેથી અતીન્દ્રિય છે. આ કારણથી બ્રહ્મનું પ્રત્યક્ષ થઈ શકતું નથી અને વેદ, વેદાંત આદિ સત્શાસ્ત્રો જ બ્રહ્મ હોવામાં પ્રમાણ છે. બ્રહ્મના જ્ઞાનથી સર્વ દુઃખોની નિવૃત્તિ અને પરમઆનંદ પ્રાપ્ત થતો હોવાથી શાસ્ત્રોનાં તાત્પર્ય અને સમન્વય બ્રહ્મના પ્રતિપાદનમાં જ મુખ્યત્વે કરીને છે ॥ ૪ ॥

હવે કાર્ય-જગતનો કર્તા ચેતન જ હોઇ શકે, જડ નહિ. જડમાં કર્તૃત્વ સંભવી શકતું નથી. વેદ અને વેદાન્તે જડમાં કર્તૃત્વ માન્યુ નથી વગેરે આ નીચેનાં ૫ થી ૧૧ સૂત્રો સુધીમાં સમજાવે છે.

ईक्षतेर्नाशब्दम् ॥ ५ ॥

પદાર્થ.– (न) જડરૂપ ઉપાદાનકારણમાં કર્તૃત્વ નથી, (अशब्दम्) વેદ અને વેદાન્તમાં એવું પ્રતિપાદન નથી, (ईक्षतेः) કારણ કે, કર્તારૂપ કારણમાં ઇક્ષણ હોય છે, તે જડમાં હોતું નથી, તેથી.

ભાવાર્થઃ– જડ પદાર્થમાં કર્તૃત્વ માનનારા કેટલાક વિદ્વાનો પોતાનાં એ મતને વેદ અને વેદાંતથી સિદ્ધ કરવા મથે છે, પણ

એ તેમનો પ્રયાસ ખોટો છે, કારણ કે વેદ વેદાંત આદિ સત્‌શાસ્ત્રોમાં ઈક્ષણપૂર્વિકા સૃષ્ટિ બતાવી છે. ઈક્ષણ એટલે 'મારે આ કાર્ય કરવું છે' એવો સંકલ્પ. આવો સંકલ્પ જડ પદાર્થમાં સંભવી શકે નહિ.

વેદાંતમાં આ પ્રમાણે ઉલ્લેખ છે: सदेव सौम्य, इद मग्र आसीदेकमेवाद्वितीयम्। छा. उप. ૬-૨-૧.

હે સૌમ્ય શ્વેતકેતો, જગત ઉત્પન્ન થયા પહેલાં આ બધું સત્‌રૂપમાં જ હતું, સત્ એક જ હતું, બીજું ન હતું. આવી શરૂઆત કરી આગળ જણાવ્યુ છે કે तदैक्षत बहु स्या प्रजायेय। तत् तेजोऽसृजत। छा. उप. ૬-૨-૩. એ સત્ પદાર્થે ઈક્ષણ કર્યું કે હું બહુ થાઉં અને પ્રજાને જન્માવું. પછી તેણે તેજ બનાવ્યુ.

અહીં સત્‌રૂપ કર્તા જડ પદાર્થ નથી, પણ ચેતન છે. ચેતનમાં જ ઈક્ષણ હોઈ શકે, જડમાં નહિ.

आत्मा वा इदमग्र आसीत् नान्यत् किंचन मिषत् स ईक्षत लोकान् सृजा इति। स इमान् लोकान् असृजत। ऐतरेय. उप. १-१-१.

પહેલાં આ આત્મા હતું, બીજું કશું ગતિવાળું નહોતું, અર્થાત્ અવ્યાકૃત હતું. આત્માએ ઈક્ષણ કર્યું કે હું લોકોને બનાવું અને તેણે લોકોને બનાવ્યા.

આ ઠેકાણે તો સ્પષ્ટ આત્મા શબ્દ જ પડ્યો છે. છાંદોગ્ય ઉપનિષદમાં જે સત્ કહ્યું છે તેને જ ઐતરેય ઉપનિષદમાં આત્મા કહ્યો છે.

જગતનો બનાવનાર એક મહાન્ સર્વશક્તિવાળો ચેતન આત્મા જ છે. જડ પદાર્થ તો ઉપાદાનકારણ તરીકે હોય છે. જેમ કુંભાર ચેતન કર્તા છે અને માટી તો કેવળ ઘટાદિ કાર્યના ઉપાદાનકારણ તરીકે હોય છે, તેમ ઈશ્વરકર્તૃક સૃષ્ટિમાં પણ છે.

સત્ શબ્દથી કેટલાક સાંખ્યશાસ્ત્રના નિષ્ણાતો પ્રકૃતિ અર્થાત્ પ્રધાન સમજે છે. બીજા નાસ્તિકો પણ જડમાં જ કર્તૃત્વ માને છે અને જડથી જુદો કોઇ અનાદિ, અનંત અને સર્વાન્તર્યામી સૃષ્ટિનો બનાવનાર મહાન્ આત્મા નથી, એવું માને છે; પણ આ સૂત્રમાં જણાવ્યુ છે કે એવો મત વેદાંત શાસ્ત્રમાં પ્રતિપાદિત નથી. વૈદિક સિદ્ધાંત તો ચેતનને જ કર્તા માને છે. વેદમાં આવેલા પુરુષ-સૂક્તથી પણ એ સ્પષ્ટ થાય છે.

યુક્તિઓથી અને શબ્દ-પ્રમાણોથી જડ પદાર્થમાં કર્તૃત્વ સિદ્ધ થતું નથી, માટે એ મત અસત્ય છે. વેદાદિ સત્શાસ્ત્રોમાં ચેતનને જ કર્તા માનવામાં આવ્યો છે અને તેની ઉપપત્તિ યુક્તિઓ અને પ્રમાણોથી થઈ શકે છે, માટે વેદ અને વેદાન્તનુ પ્રતિપાદન સાચું છે અને એ શાસ્ત્ર જડમાં કર્તૃત્વ માનનારાઓને ટેકો આપતું નથી. જે નિખિલ સૃષ્ટિનો ચેતન કર્તા છે તે જ બ્રહ્મ છે અને તેની જ જિજ્ઞાસા મુમુક્ષુઓએ કરવી જોઇએ. ॥ ૫ ॥

છઠ્ઠા સૂત્રનું અવતરણ.

જડકર્તૃત્વવાદીઓ, જડપદાર્થમાં ઈક્ષણ ગૌણ છે અને સદેવ सौम्येदमग्र आसीत् અહીં 'સત્' શબ્દ જડસ્વરૂપ પ્રધાનનો વાચક છે, છતાં તેમાં 'ઇક્ષણ' ગૌણ છે એમ માને તો, જડકર્તૃત્વવાદીઓનો મત વૈદિક છે એમ માનવામાં શો વાંધો ?

આ રીતે જો જડ અર્થને કર્તા માનવામાં આવે તો એ મત અશબ્દ અર્થાત્ શબ્દપ્રમાણવાળું નથી એમ કહી શકાય નહિ. આત્મા અને જડ અર્થ બંને સદૈવ સાથે જ રહેતા હોવાથી એકનો ધર્મ બીજામાં આરોપિત કરવામાં કશી અનુપપત્તિ નથી. જે અર્થનો આરોપ જેમાં કરવામાં આવે તેમાં તે ગૌણ છે એમ કહેવાય. આવા ગૌણ પ્રયોગો શાસ્ત્રમાં અને વ્યવહારમાં પુષ્કળ થાય છે. જેમકે. નદીનો કિનારો પડું પડું થતો હોય ત્યારે લોકો કહે છે કે,

હવે આ કિનારો પડવા ઇચ્છે છે. આ ઠેકાણે જડ કિનારામાં ઇચ્છા ન હોવા છતાં લોકો તેમાં ઇચ્છાનો આરોપ કરે છે. આ જ રીતે પ્રધાન આદિ જડ પદાર્થો કાર્યરૂપમાં પરિણમવાની પ્રથમ અવસ્થામાં હોય છે ત્યારે એમ કહી શકાય કે હવે 'સત્' અર્થ કાર્યરૂપે બનવા ઈચ્છે છે. આવી દૃષ્ટિએ ઉપનિષદમાં કહ્યું છે કે 'તે સત્ અર્થે ઇક્ષણ કર્યું.' આમ કારણરૂપ જડ સત્ અર્થમાં ઇક્ષણ ગૌણ છે. આવી પૂર્વપક્ષવાદીઓની શંકા છે અને તેનો ઉત્તર સૂત્રકાર આ સૂત્રમાં નીચે પ્રમાણે આપે છે.

गौणश्चेन्नात्मशब्दात् ॥ ६ ॥

પદાર્થ:– (गौणः) સત્ પદાર્થમાં ઇક્ષણ ગૌણ છે (चेत्) જો એમ માનવામાં આવે તો (न) એ ઠીક નથી કારણ કે (आत्मशब्दात्) આગળ જતાં સત્ રૂપ અર્થને માટે આત્મ શબ્દ પ્રયોજાયેલો હોવાથી.

ભાવાર્થ: જડકર્તૃત્વવાદીઓ તેમના મત પ્રમાણે સત્રૂપ કારણ-ભૂત જડ પદાર્થમાં ગૌણવૃત્તિથી 'ઇક્ષણ' માને તો તે ઠીક નથી, કારણ કે, આગળ જતાં સત્રૂપ અર્થને માટે 'આત્મા' શબ્દ વાપર્યો છે. જેમકે:– स एषोऽणिमैतदात्म्यमिदं सर्वं तत्सत्य स आत्मा। छा. उप. ६–१४–३. અર્થ:— તે આ સૂક્ષ્મતા છે એ આત્મમય આ બધું છે, એ 'સત્' અર્થ સત્ય છે અને તે 'આત્મા' છે.

હવે વિચારો કે, સત્સ્વરૂપ આત્મામાં 'ઇક્ષણ' ગૌણ કેવી રીતે સંભવી શકે? જો આત્મામાં 'ઇક્ષણ' ગૌણ માનવામાં આવે તો મુખ્ય 'ઇક્ષણ' શામાં છે?

જડ પદાર્થમાં તો 'ઈક્ષણ' હોવાની શકયતા જ નથી, સંસારમાં જડ અને ચેતન સિવાય ત્રીજો કોઈ અર્થ જ નથી. આ કારણથી 'ઈક્ષણ' શામાં છે એ પ્રશ્ન ઊભો જ રહે છે?

વળી બીજું એ પણ સમજવાનું છે કે, શ્વેતકેતુના પિતાએ શ્વેતકેતુને એ સમજાવ્યું છે કે, એ સત્રૂપ અર્થ તારો આત્મા

છે. હવે જો સત્ પદનો અર્થ જડ પદાર્થ હોય તો એનો અર્થ એ થાય કે, શ્વેતકેતુનો આત્મા—અંતરાત્મા જડ છે. શું ચેતન શ્વેતકેતુનો આત્મા જડ હોઈ શકે? કદાપિ નહિ; માટે સર્વગત સર્વના આત્મરૂપ રહેલું સત્ જડ નથી પણ સર્વવ્યાપક, સર્વજ્ઞ અને સર્વશક્તિયુક્ત ચેતન જ છે અને તેણે ઈક્ષણ કર્યું એમ માનવું એ જ યોગ્ય છે. ॥ ६ ॥

આત્મા શબ્દ પણ કેવળ ચેતનનો વાચક છે એમ નથી, જડનો પણ વાચક છે. જેમકે:– य आत्मदा बल्दा... ઈત્યાદિ. આ મંત્રમાં આત્માનો અર્થ શરીર કર્યો છે, અને શરીર તો જડ છે એમ સૌ કોઇ માને છે, કેવળ આત્માના સંબંધથી શરીર 'સચેતન' કહેવાય છે. 'જ્યોતિઃ' શબ્દ જેમ અગ્નિ અને ક્રતુ વિશેષનો વાચક છે તેમ આત્મા શબ્દ પણ સાધારણ હોઇ જડ અને ચેતન બંનેનો વાચક છે. કોષમાં પણ 'આત્મા' શબ્દના અનેક અર્થો જણાવ્યા છે. જેમકે 'आत्मा यत्नो धृतिर्बुद्धिः स्वभावो ब्रह्म वर्ष्म च।'

અમરકોષ. કાંડ, ૩–૧૦૯

આત્મા યત્ન, ધૃતિ, બુદ્ધિ, સ્વભાવ, બ્રહ્મ અને વર્ષ્મ આટલા અર્થ 'આત્મા' શબ્દના છે. આ સિવાય 'भूतात्मा' इन्द्रियात्मा વગેરેમાં પણ આત્મા શબ્દ ચેતનના અર્થમાં નથી પ્રયોજાયો, પણ સ્વરૂપના અર્થમાં વપરાયો છે. જ્યારે આમ છે તો પછી 'सत्' શબ્દને માટે 'આત્મા' શબ્દ વપરાયો હોય તોપણ સત્ શબ્દનો અર્થ જડપ્રધાન છે એમ કેમ ન માનવામાં આવે? અને શામાટે એમાં 'ઇક્ષણ' ગૌણ છે એમ પણ ન માનવામાં આવે?

આ બધી શંકાનો ઉત્તર આ નીચેના સૂત્રમાં છે.

तन्निष्ठस्य मोक्षोपदेशात् ॥ ७ ॥

પદાર્થ:– (तन्निष्ठस्य) सत् શબ્દનો જે અર્થ છે તેમાં નિષ્ઠા રાખનારને (मोक्षोपदेशात्) મોક્ષનો ઉપદેશ આપવામાં આવેલ હોવાથી सत् શબ્દનો અર્થ બ્રહ્મરૂપ પરમાત્મા જ થાય છે.

ભાવાર્થ :- હવે ધારો કે सत् શબ્દનો અર્થ પ્રકૃતિ આદિ કોઈ-પણ જડ અર્થ થતો હોય, તો સત્‌માં નિષ્ઠા રાખનાર જીવાત્માને મોક્ષનો ઉપદેશ શી રીતે આપી શકાય? શ્વેતકેતુના પિતાએ પોતાના પુત્રને સત્‌માં નિષ્ઠા રાખવાથી મોક્ષ મળે છે, માટે હે પુત્ર, શ્વેતકેતુ, તું સત્‌માં નિષ્ઠા — એકાન્ત ભક્તિ રાખ, સત્‌નો સાક્ષાત્કાર કર. એવો ઉપદેશ આપ્યો છે.

જો સત્‌નો અર્થ જડ પ્રધાન પ્રકૃતિ આદિ હોય, તો જડને જાણવાથી અને તેને પ્રાપ્ત થવાથી મોક્ષ શી રીતે મળે? જડમાં જ્ઞાન નથી તેમ આનંદ પણ નથી, તો તે તેને પ્રાપ્ત થનાર જીવાત્માને જ્ઞાન અને આનંદ ક્યાંથી આપી શકે? વળી સત્ મુક્તિ પામનારનો અન્તરાત્મા છે, તો ચેતન શ્વેતકેતુનો જડ આત્મા કેવી રીતે હોઈ શકે? મોક્ષનો ઉપદેશ આ પ્રમાણે આપ્યો છે. જેણે सत्‌રૂપ બ્રહ્મને જાણી લીધું છે, तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्ये अथ सपत्स्ये। छा. उप. ૬-૧૪-૨ તેને શરીર છૂટે એટલી જ વાર છે, શરીર છૂટે કે તરત જ મોક્ષ મળે છે. મોક્ષ એટલે આનંદ અને સર્વ દુઃખોની સદાને માટે નિવૃત્તિ થવી.

આત્મા શબ્દના બીજા અર્થ થતા હોય તોપણ सदेव सौम्य इदमग्र आसीत्...... स एषोऽणिमा ऐतदात्म्यमिदं सर्वं तत्सत्यं स आत्मा ઇત્યાદિ ઠેકાણે આત્મા શબ્દનો અર્થ પ્રધાન આદિ જડ થતો નથી પણ ચેતન બ્રહ્મ જ થાય છે.

વળી यथा क्रतुरस्मिन् लोके पुरुषो भवति तथेतः प्रेत्य भवति। छा. उप. ૬-૧૪-૧. મુમુક્ષુ આત્મા સત્‌ને પ્રાપ્ત થવાનો સંકલ્પ કરે અને તેની ઉપાસના કરે અને સત્ જો જડ હોય તો એવો સંકલ્પ કરનાર સત્‌ને પ્રાપ્ત થઈ જડ થાય એવો જ અર્થ થાય. આ કોઇ પણ રીતે શક્ય નથી. ચેતન જીવાત્મા કદી પણ જડ થઈ શકે નહિ, માટે સત્‌નો અર્થ ચેતન આત્મા અને બ્રહ્મ જ છે, એમ નિશ્ચયપૂર્વક જાણવું.

વેદ અને વેદાન્ત તો ઉત્તમ શાસ્ત્ર છે, શાસ્ત્ર એ જ કહેવાય કે જે હિતનો જ ઉપદેશ આપે. માબાપ કરતાં પણ શાસ્ત્ર વધારે વત્સલ છે. એ જીવાત્માને જડ થવાનો અથવા જડ જેવો થવાનો ઉપદેશ ન જ આપે, માટે सत् શબ્દનો અર્થ બ્રહ્મરૂપ મહાન્ આત્મા જ સમજવો અને એમાં ઇક્ષણ ગૌણરૂપે નથી પણ મુખ્ય છે. સતે ઈક્ષણ કર્યું અને એણે જ સૃષ્ટિ બનાવી છે માટે એ મહાન્ કર્તા છે એમ સમજવું. ॥૭॥

આ નીચેના સૂત્રમાં આપેલા હેતુથી પણ સમજાય છે કે, सदेव सौम्येदमग्र आसीत्...... ઇત્યાદિમાં सत् શબ્દનો અર્થ બ્રહ્મરૂપ મહાન્ આત્મા છે અને તેમાં ઇક્ષણ શબ્દનો પ્રયોગ મુખ્યવૃત્તિથી થયો છે.

हेयत्वावचनाच्च ॥૮॥

પદાર્થઃ— (च) અને (हेयत्वावचनात्) છોડી દેવાનો ઉપદેશ આપેલો ન હોવાથી.

ભાવાર્થઃ— ઉદ્દાલક મહર્ષિએ પોતાના પુત્ર શ્વેતકેતુને સૃષ્ટિનું કારણ સત્ છે અને તેણે ઇક્ષણ કરી આ સૃષ્ટિ બનાવી છે, એવો ઉપદેશ આપ્યો છે.

અહીં સત્ શબ્દનો અર્થ જો જડ પ્રકૃતિ અથવા પ્રધાન હોત તો એ અર્થને છોડી દેવા ઉદ્દાલક મહર્ષિએ કથન કર્યું હોત અને બ્રહ્મરૂપ અર્થને સમજવા ઉપદેશ આપ્યો હોત, પણ છાંદોગ્ય ઉપનિષદના સંપૂર્ણ છઠ્ઠા અધ્યાયમાં सत्ના અર્થને છોડી દેવાની વાત જ નથી, તેથી સમજી શકાય છે કે સત્નો અર્થ બ્રહ્મરૂપ મહાન્ આત્મા જ છે અને એમાં ઈક્ષણ પણ મુખ્ય છે.

પરમસૂક્ષ્મ બ્રહ્મને સમજાવવા માટે મહર્ષિએ પહેલાં સ્થૂલ અર્થ સમજાવવા પ્રયત્ન કર્યો હોય અને એ સ્થૂલ અર્થ જડ પ્રથમ સમજવામાં આવે પછી સૂક્ષ્મ બ્રહ્મરૂપ અર્થ સમજાવી શકાય,

તો પ્રથમ ગૃહીત જડ અર્થનો ત્યાગ કરાવવો એ જરૂરી ગણાય. જેમકેઃ— આકાશમાં અરુંધતીનો સૂક્ષ્મ તારો કોઈને બતાવવો હોય તો પહેલાં તેની પાસે રહેલો સ્થૂલ તારો અરુંધતીનો તારો છે એમ કહી શકાય, પણ જ્યારે અરુંધતીને જાણવા ઈચ્છનાર સ્થૂલ તારાને જુએ ત્યારે તેને કહેવું જોઈએ કે એ સ્થૂલ તારો અરુંધતીનો તારો નથી પણ એની પાસે રહેલો સૂક્ષ્મ તારો અરુંધતી છે.

આવી રીતે સત્નો અર્થ જો જડ પ્રધાન હોત તો ઋષિએ કહેવું જોઈતું હતું કે સત્ શબ્દનો વાચ્ય જડ પ્રધાન ઈક્ષણ કરનાર નથી, પણ તેની સાથે ઓતપ્રોત થઈ રહેલા મહાન્ સર્વગત બ્રહ્મ-આત્મા જ ઈક્ષણ કરનાર છે. આવું હેય વચન છાંદોગ્યના છઠ્ઠા અધ્યાયમાં નથી. તેથી બ્રહ્મ જ સત્ શબ્દનો વાચ્ય અર્થ છે.

પોતાનો પુત્ર સત્નો ખોટો અર્થ ગ્રહણ કરે એ પિતા ઉદ્દાલક સહન ન જ કરી શકે. માબાપો પુત્રને ખોટું સમજવાથી બચાવે છે. ઉદ્દાલક જેવા મહાન્ સમર્થ ઋષિ પોતાના પુત્રને અસત્ય અર્થ સ્વીકારતાં ન રોકે એ બને જ નહિ. આથી સ્પષ્ટ થાય છે કે સત્નો અર્થ આત્મા છે અને તેમાં ઈક્ષણ સાચું છે, માટે એ મહાન્ બ્રહ્મરૂપ આત્માની જિજ્ઞાસા કરવી જોઈએ.

સૂત્રમાં ચ શબ્દ મૂક્યો છે તેથી એક બીજા હેતુનો પણ સમાવેશ થઈ જાય છે, તે હેતુ ઋષિએ કરેલી પ્રતિજ્ઞા છે. ઋષિએ એવી પ્રતિજ્ઞા કરી છે કે સતના અર્થને સમજવાથી બધું સમજી શકાય છે. બ્રહ્મ જડ અને ચેતનમાં ઓતપ્રોત છે, સર્વનો અન્તરાત્મા પણ છે, માટે બ્રહ્મને જાણવાથી જડ પણ સમજી શકાશે; આ કારણથી પણ સત્શબ્દનો અર્થ બ્રહ્મરૂપ મહાન્ આત્મા જ છે. માટીને જાણવાથી તેમાંથી બનતા બધા વિકારો માટીના છે એમ સમજાય છે, તેમ સર્વવ્યાપક બ્રહ્મને જાણવાથી વિભુ બ્રહ્મ ઉત્પન્ન

કરેલા સર્વ વિકારોને અને તેના ઉપાદાન કારણને જાણી શકાય છે. આ પ્રતિજ્ઞારૂપ હેતુ च શબ્દથી સમજવો જોઈએ

રામાનુજ તથા બીજા આચાર્યોએ તો 'प्रतिज्ञा विरोधात्' એવું સૂત્ર જ માની લીધેલું છે. ॥ ૮ ॥

વેદાંત ગ્રંથોમાં જીવાત્માનુ નામ 'स्वपिति' પણ છે. એ 'स्वपिति' નામના નિર્વચનથી પણ સમજી શકાય છે કે, सत् શબ્દનો અર્થ ચેતન બ્રહ્મ જ છે, જડસ્વરૂપ પ્રધાનાદિ નથી, તે આ સૂત્રથી સમજાવે છે.

स्वप्ययात् ॥ ९ ॥

પદાર્થઃ– (स्वप्ययात्) स्वस्मिन् प्ययः स्वप्ययः, तस्मात् स्वप्ययात् । 'સ્વ'માં જીવાત્માનો 'प्यय' થતો હોવાથી. प्यय એટલે 'अप्यय' अपि+अयः = अप्ययः । अपि ઉપસર્ગમાંથી 'अ'નો લોપ થવાથી બાકી 'प्यय' રહે છે.

'वष्टि भागुरिरल्लोपमवाप्योरुपसर्गयोः'

ભાગુરિ આચાર્ય अपि અને 'अव' ઉપસર્ગમાંથી 'अ'નો લોપ ઇચ્છે છે. આ આચાર્યના મતે 'अप्यय' માંથી 'अ'નો લોપ થયો છે.

ભાવાર્થઃ– અરુણના પુત્ર ઉદ્દાલકે પોતાના પુત્ર શ્વેતકેતુને કહ્યું કે, તું મારી પાસેથી 'સુષુપ્તિ' શું છે તે સમજ. જ્યારે જીવાત્મા ગાઢ નિદ્રામાં પડે છે અને સ્વપ્ન પણ દેખતો નથી ત્યારે એ 'સ્વ' એટલે સત્સ્વરૂપ બ્રહ્મમાં મળી જાય છે. स्वम् अपीतो भवतीति સ્વને પ્રાપ્ત થાય છે, માટે જીવાત્માને 'स्वपिति' કહેવામાં આવે છે. જુઓ છાંદોગ્ય. ૬–૮–૧. જેમ દૂધમાં સાકર મળે તેમ 'સ્વ'માં અર્થાત્ 'સત્'માં જીવાત્મા સુષુપ્તિ વખતે મળે છે.

વાસના બાકી હોવાથી પાછો એ સુષુપ્તિમાંથી જાગ્રત્ અવસ્થામાં આવે છે. જો સત્‌નો અર્થ જડ પ્રકૃતિ થતો હોત તો જીવાત્મા સ્વમાં અર્થાત્ 'સત્'માં મળે છે એમ ન કહેત, કારણ કે જીવાત્માનો સ્વ તો બ્રહ્મ જ છે પ્રકૃતિ નહિ. પ્રકૃતિના વિકારો જ પ્રકૃતિમાં મળે. જીવાત્મા તો ચેતન છે તે જડમાં ન જ મળે. ચેતન ચેતનમાં જ મળે. જીવાત્મા સ્વમાં અર્થાત્ 'સત્'માં સુષુપ્તિ વખતે મળી જતો હોવાથી 'સત્' શબ્દનો અર્થ બ્રહ્મ જ થાય છે. વળી ગીતામાં પણ કહ્યું છે કેઃ—

ओ३म् तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः। गीता १७–२३.

ओ३म्, तत् અને सत् આ ત્રણે શબ્દો બ્રહ્મના જ વાચક છે. જીવાત્મા સુષુપ્તિ વખતે બ્રહ્મને પામે છે એમાં એક બીજું પણ વેદાંતનું પ્રમાણ છે.

प्राज्ञेन आत्मना सपरिष्वक्तो न बाह्यं किञ्चन वेद नान्तरम्। वृह. उप. ४–३–२१.

સુષુપ્ત અવસ્થામાં જીવાત્મા પ્રાજ્ઞ આત્મા સાથે સંબદ્ધ થાય છે, તેથી તે અંદર કે બહારનું કશું જ જાણતો નથી. પ્રાજ્ઞ આત્મા એટલે બ્રહ્મ, સ્વ એટલે સત્, આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે 'स्वपिति' નામના નિર્વચનથી પણ સત્ શબ્દનો અર્થ બ્રહ્મ જ થાય છે, જડ પ્રકૃતિ કે પ્રધાન નહિ; માટે બ્રહ્મ જ સૃષ્ટિનું ઈક્ષણ કરનાર છે અને તેની રચના કરનાર છે; તેથી એ જ જગતનું કર્તારૂપ નિમિત્તકારણ છે. ॥ ૯ ॥

પ્રધાન, પ્રકૃતિ અને પરમાણુ વગેરે જગતના ઉપાદાનકારણભૂત અર્થો કર્તા-કારણ નથી, તેમાં આ નીચેના સૂત્રમાં જણાવેલું પણ કારણ છે.

गतिसामान्यात् ॥ १० ॥

પદાર્થઃ-- (गतिसामान्याद्) વેદાન્ત વાક્યોની એકસરખી સમાન

ગતિ હોવાથી ગતિ શબ્દનો આ ઠેકાણે અવગતિ અર્થ લીધેલો છે. અવગતિ એટલે જ્ઞાન.

ભાવાર્થ:– બધાં જ વેદાન્તો બ્રહ્મને જ જગતના કર્તા તરીકે બતાવે છે. કોઈપણ વેદાન્ત-વાકય જડ પ્રધાન આદિને કર્તૃ કારણ તરીકે માનતું નથી. બધાં જ વેદાન્તોમાં ચેતન જ કર્તા તરીકે હોવાનું જાણવામાં આવે છે. आत्मत एवे द सर्वम् । छा. उप. ૭–૨૬–૧ कविर्मनीषी परिभूः स्वयम्भूर्याथातथ्यतोऽर्थान् व्यदधात् शाश्वतीभ्यः समाभ्यः ॥ ईशोप. ૮ વગેરે વાકયો આત્માને જ કર્તા કારણ તરીકે જણાવે છે. આત્મા ચેતન જ છે. જ્યાં સુધી એવું કોઈ મજબૂત કારણ ન મળે ત્યાં સુધી આત્માનો ચેતન સિવાય બીજો અર્થ થતો નથી. જેમ બધી જ આંખો રૂપને બતાવે છે, બધી જ ઘ્રાણેન્દ્રિયો ગંધને જ જણાવે છે, બધાં જ શ્રોત્રો શબ્દને પકડી શકે છે, તેમ બધાં જ વાકયો બ્રહ્મરૂપ ચેતનને જ કર્તા તરીકે બતાવે છે. આ સમાન ગતિથી સ્પષ્ટ થાય છે કે જગતનો કર્તા ચેતન જ છે, કોઈ પણ જડ અર્થ નહિ. કર્તા હોવાથી બ્રહ્મ નિમિત્તકારણ જ છે ઉપાદાનકારણ નહિ.

શ્રી સ્વામી શંકરાચાર્ય બ્રહ્મને અભિન્ન નિમિત્તોપાદાનકારણ માને છે; એટલે કે જગતનું ઉપાદાનકારણ બ્રહ્મ છે અને નિમિત્ત-કારણ પણ બ્રહ્મ છે. અહીં આપણે સ્વામીજીને પૂછી શકીએ કે જો નિર્વિશેષ ચેતનરૂપ બ્રહ્મ જ ઉપાદાન અને નિમિત્તકારણ થઈ શકે તો તમે માયા શા માટે માની? નિર્વિશેષ બ્રહ્મમાંથી જગત થયું છે કે બ્રહ્મના આશ્રયે રહેલી માયામાંથી? જો માયામાંથી જગત બને તો બ્રહ્મ ઉપાદાનકારણ નથી એ સ્પષ્ટ થાય છે અને નિર્વિશેષ ચેતન-બ્રહ્મથી જગત બનતું હોય તો 'માયા' નકામી થઈ પડે છે. આ કારણથી ઉપાદાનકારણ અને નિમિત્તકારણ જુદાં જુદાં માનવાં જોઈએ.

રામાનુજ આદિ આચાર્યોએ પણ અચિત્ રૂપ જડ પદાર્થને વિશેષણ તરીકે માન્યો છે, એટલે એના મતમાં પણ વિશેષ્ય રૂપ

બ્રહ્મ જગતનું ઉપાદાનકારણ નથી પણ નિમિત્તકારણ જ છે, આ જ રીતે અન્ય આચાર્યોને પણ પૂછી શકાય છે. બ્રહ્મને ઉપાદાનકારણ ત્યારે જ માની શકાય, જો બ્રહ્મ અનેકાત્મક હોય; પણ બ્રહ્મ તો અદ્વિતીય છે એટલે એમાં બીજું કોઇ તત્વ મળીને બ્રહ્મ કહેવાય છે એવું નથી. વૃક્ષની માફક બ્રહ્મ અનેકાત્મક નથી; જેઓ અનેકાત્મક બ્રહ્મને માને છે તેઓ જડ ભાગને જ ઉપાદાનકારણ ખરી રીતે માને છે. નિમિત્તકારણ તો ચેતન જ હોય છે. આ સૂત્રનો ભાવ એ છે કે બધાં જ વેદાન્તો બ્રહ્મને જ કર્તાકારણ અને નિમિત્તકારણ જણાવે છે. ॥ ૧૦ ॥

વેદ અને વેદાન્તોમાં ચેતનસ્વરૂપ બ્રહ્મમાં જ નિખિલ કાર્યના કર્તૃત્વનું શ્રવણ થતું હોવાથી બ્રહ્મ જ જગતનું કર્તૃકારણ છે અને તેથી જ તે નિમિત્તકારણ કહેવાય છે. તે આ સૂત્રમાં સમજાવે છે.

श्रुतत्वाच्च ॥ ११ ॥

પદાર્થ:– (च) અને (श्रुतत्वात्) શ્રુતિમાં બ્રહ્મનિષ્ઠ જ કર્તૃત્વનું શ્રવણ થતું હોવાથી.

ભાવાર્થ:– વેદ અને વેદાન્તોમાં ચેતનરૂપ સર્વવ્યાપક, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ બ્રહ્મરૂપ પરમાત્મા જ સમસ્ત કાર્ય-જગતના કર્તા સંભળાય છે. પ્રધાન, પરમાણુ વગેરે જડ પદાર્થ નહિ. જડ પદાર્થ તો કાર્ય-જગતના ઉપાદાનકારણ છે.

પ્રમાણો:— धाता यथापूर्वमकल्पयात्। ऋग्वेद १०-१९०-३

द्यावाभूमी जनयन् देव एकः। ऋग्वेद १०-८१-३

स विधाता धामानि। यजुः ३२-१०

तुच्छयेनाम्वपिहित यदासीत्
तपसस्तन्महिना जायतैकम् } १०-१२९-३

अस्मान्मायी सृजते विश्वमेतत्। श्वेताश्व. ४-९

स कारणं करणाधिपाधिपो न चास्य
कश्चिज् जनिता न चाधिपः। श्वेताश्व. ६–९

આ તથા બીજાં અનેક પ્રમાણો વેદ અને વેદાન્તોમાં પરમાત્માને નિમિત્તકારણ–કર્તા તરીકે બતાવતાં ભર્યાં પડયાં છે.

ઘણા આચાર્યો, 'બ્રહ્મ અભિન્નનિમિત્તોપાદાનકારણ છે, જો કેવળ નિમિત્તકારણ હોત તો તે કાર્યરૂપ જગતથી જુદો જણાત. કુંભાર ઘડાનો કર્તા છે અને કેવળ નિમિત્તકારણ છે તેથી તે ઘડાથી જુદો જણાય છે.' એમ માને છે.

આનો ઉત્તર એ છે કે–કુંભાર તો અવ્યાપક છે માટે કાર્યરૂપ ઘડાથી અલગ દેખાય છે, પણ પરમાત્મા તો સર્વવ્યાપક અને સર્વમાં ઓતપ્રોત છે તથા રૂપરહિત પણ છે, તેથી તે જુદો દેખાતો નથી, તેમ જણાતો પણ નથી. આમ છતાં સ્વરૂપે તો પરમાત્મા જડરૂપ ઉપાદાનકારણથી જુદો છે. કાર્યથી કર્તા જુદો ત્યારે જ દેખાય કે જયારે તે અવ્યાપક હોય. સર્વવ્યાપક હોવાથી તે ઉપાદાનકારણ બની શકતો નથી, ઉપાદાનકારણ થવામાં વિકારની જરૂર પડે છે, પરમાત્મા તો અવિકારી છે, માટે જગતના ઉપાદાનકારણ અને નિમિત્તકારણને એક માનવું એ ભૂલ છે.

જે વિદ્વાનો બ્રહ્મને ઉપાદાન કારણ અને નિમિત્ત કારણ માને છે તેઓ બ્રહ્મને અનેકાત્મક માને છે. વેદાંતમાં બ્રહ્મને એકાત્મક કહ્યા છે, કારણ કે તે અદ્વિતીય છે. આ બ્રહ્મને જાણવાથી સર્વ દુઃખોથી છૂટી શકાય છે અને પરમ આનંદ સદાને માટે મેળવી શકાય છે, તેથી બ્રહ્મને જાણવાની ઈચ્છા કરવી જોઈએ. સૂત્ર ૫ થી ૧૧ સુધી આ પ્રમાણે 'ઈક્ષતિ'નો વિચાર કર્યો છે અને 'ઇક્ષતિ' ચેતન બ્રહ્મનો જ ધર્મ છે એવો નિર્ણય કર્યો છે. ॥ ૧૧ ॥

જડ વસ્તુમાં 'ઇક્ષણ' (સંકલ્પ) હોવાની શકયતા નથી, એ સૂત્ર ૭ થી ૧૧ સુધીમાં સમજાવવામાં આવ્યું. હવે સૂત્ર ૧૨ થી ૧૯

સુધીમાં કોઈપણ જીવાત્મામાં પણ નિખિલ કાર્યાત્મક જગત બનાવવાના 'ઈક્ષણ' (સંકલ્પ)નો સંભવ નથી એ વિષયને સૂત્રકાર બતાવે છે.

તૈત્તિરીય ઉપનિષદમાં આવેલી બ્રહ્મવલ્લી અને ભૃગુવલ્લીમાં આ વાત ખૂબ સ્પષ્ટતાથી સમજાવવામાં આવી છે. આ વલ્લીમાં 'આનંદમય' શબ્દ આવેલો છે એ પરબ્રહ્મ પરમાત્માને માટે જ વપરાયો છે, કોઈપણ જીવાત્માને માટે નહીં.

જે સર્વવ્યાપક, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ હોય તે જ જગત બનાવવાનો સંકલ્પ કરી શકે, આવી યોગ્યતા કોઈપણ જીવાત્મામાં નથી, ભલે પછી તે મહાન્ યોગી હોય, જીવન-મુક્ત હોય કે મોક્ષ પામેલો હોય. પરબ્રહ્મ પરમાત્મામાં આ બધી યોગ્યતાઓ અને શક્તિઓ છે માટે એમાં જ ઈક્ષણ છે અને 'આનંદમય' નામ પણ એને માટે જ પ્રયોજાયું છે. તે વિષય સમજાવવા માટે નીચેનું પ્રથમ સૂત્ર છે.

आनन्दमयोऽभ्यासात् ॥ १२ ॥

પદાર્થઃ— (आनन्दमयः) આનંદપૂર્ણ પરમાત્મા છે અથવા 'આનંદમય' વિજ્ઞાનાત્માથી ભિન્ન પરબ્રહ્મ છે (अभ्यासात्) પરબ્રહ્મ આનંદ અને આનંદમય છે એવું બ્રહ્મવલ્લીમાં આગળ જતાં વારંવાર કહેવામાં આવ્યું હોવાથી.

ભાવાર્થઃ— तस्माद् वा एतस्माद् विज्ञानमयात् अन्यः, अन्तरः आत्मा आनन्दमयः । तै. उप. २–५. અહીં વિજ્ઞાનમય આત્માથી જુદો અને વિજ્ઞાનમય આત્માની અંદર રહેલો आनंदमय આત્મા છે. આ આનંદમય આત્મા પરબ્રહ્મ જ છે બીજો કોઈ નહિ.

तै. उप. २–१ માં કહેવામાં આવ્યું કે પુરુષ 'અન્નરસમય' છે, આને પ્રથમ કોષ તરીકે ઓળખવામાં આવે છે. પછી 'પ્રાણમય'

કોષ બતાવ્યો છે અને તે અન્નરસમય કરતાં જુદો અને અન્નરસમયમાં રહેનાર છે. આ 'પ્રાણમય' બીજો કોષ કહેવાય છે.

પછી 'મનોમય' કોષ બતાવ્યો છે, તે પ્રાણમય કોષ કરતાં જુદો અને પ્રાણમય કોષમાં રહેનાર છે. આ 'મનોમય' ત્રીજો કોષ છે.

પછી 'વિજ્ઞાનમય' કોષ બતાવ્યો છે તે 'મનોમય' કોષ કરતાં જુદો અને 'મનોમય' કોષમાં રહેનાર છે. આ ચોથો કોષ છે.

પછી 'વિજ્ઞાનમય' કોષ કરતાં જુદો અને 'વિજ્ઞાનમય' કોષમાં રહેનાર 'આનંદમય' કોષ છે આ પાંચમો કોષ છે.

આમ શરીર, પ્રાણ, મન અને જીવાત્મારૂપ પુરુષને બતાવ્યા પછી 'આનંદમય' કોષ બતાવ્યો છે, તે આનંદમય પુરુષ પરમાત્મા અથવા પરબ્રહ્મ જ છે. આમાં કારણ એ આપવામાં આવ્યું છે કે આ 'આનંદમય' પરબ્રહ્મને માટે વારંવાર 'આનંદ' શબ્દ વાપરવામાં આવ્યો છે. આ જ 'આનન્દમય'ને માટે 'રસ' શબ્દ વાપર્યો છે, જેમકે रसो वै सः, रसं ह्येवाय लब्ध्वाऽऽनन्दी भवति । એ રસ છે, રસને પ્રાપ્ત થઈને આ જીવાત્મા આનંદી થાય છે.

एतमानन्दमयमात्मानमुपसंक्रामति । तै. उप. २–८. જીવાત્મા આ આનંદમયને પ્રાપ્ત થાય છે.

'आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन' । तै. उप. २–९. બ્રહ્મના આનંદને જાણનાર વિદ્વાન કોઈથી પણ ડરતો નથી.

विज्ञानमानन्दं ब्रह्म । बृह. ३–९–२८. ચેતન અને આનંદરૂપ બ્રહ્મ છે. આ પ્રમાણે આનંદ શબ્દનો બહુ વખત પ્રયોગ કરવામાં આવ્યો છે. તૈત્તિરીય ઉપનિષદની બીજી વલ્લીની શરૂઆતમાં 'सत्य ज्ञानमनन्त ब्रह्म' કહેવામાં આવ્યું છે, તે જ બ્રહ્મ 'આનન્દમય' બીજો કોઈ જીવાત્મા નહિ.

એ બ્રહ્મને કોઈ વખત 'આનંદમય' તો કોઈ વખત 'આનન્દ' કહેવામાં આવેલ છે. કોઈ વખત 'મય'ને પડતો મૂકવામાં આવ્યો છે, અને કેવળ 'આનન્દ' કહેવામાં આવેલ છે. વ્યવહારમાં પણ એમ કહેવાય છે. જેમકે—ભીમસેનને કોઈ વખત ભીમસેન અને કોઈ વખત 'ભીમ' પણ કહેવાય છે. આનંદમય બ્રહ્મ સર્વાન્તર છે, એટલે કે સર્વની અંદર છે. વ્યાપક છે. આ જ આનંદમય બ્રહ્મ જગતને બનાવવા ઈક્ષણ કરે છે અને પછી એ જ જગતને બનાવે છે.

જગતને બનાવવાનું કામ કોઈપણ જડ પદાર્થનું નથી, તેમ કોઈપણ જીવાત્માનું નથી.

પ્રશ્ન:– 'વિજ્ઞાનમય' શબ્દનો અર્થ જીવાત્મા શી રીતે થઈ શકે? વિકારના અર્થમાં 'મય' પ્રત્યય આવે છે એટલે એનો અર્થ વિજ્ઞાનનો વિકાર થાય. જેમ—જે માટીનો વિકાર હોય તે મૃણ્મય કહેવાય છે, તેમ વિજ્ઞાનમયનો અર્થ વિજ્ઞાનનો વિકાર કહી શકાય. જીવાત્મા શું વિજ્ઞાનનો વિકાર છે?

ઉત્તર:– આપનો પ્રશ્ન ઠીક છે, પણ 'વિજ્ઞાનમય'નો અર્થ જેમાં બહુવિજ્ઞાન હોય તે પણ 'વિજ્ઞાનમય' કહેવાય છે. જેમકે–જેમાં ખૂબ અન્નનો ઉપયોગ થતો હોય તે 'અન્નમય' યજ્ઞ કહેવાય છે. આવા અર્થમાં 'વિજ્ઞાનમય'નો અર્થ જીવાત્મા થઈ શકે. જેમાં પુષ્કળ વિજ્ઞાન હોય તે વિજ્ઞાનમય જીવાત્મા કહી શકાય, પણ ઉપનિષદમાં તો 'વિજ્ઞાન'ને પણ જીવાત્મા કહેવામાં આવ્યો છે. સાંભળો.

विज्ञानं यज्ञं तनुते कर्माणि तनुतेऽपि च ।
विज्ञानं देवाः सर्वे ब्रह्मज्येष्ठ मुपासते ॥

અર્થ:– વિજ્ઞાન યજ્ઞ કરે છે, વિજ્ઞાન કર્મ પણ કરે છે, બધી ઈંદ્રિયોરૂપી દેવો વિજ્ઞાનરૂપ જ્યેષ્ઠબ્રહ્મની ઉપાસના કરે છે. આ

ઠેકાણે જીવાત્માને ઈંદ્રિયો કરતાં જ્યેષ્ઠ અર્થાત્ ઉત્તમ કહેલ છે. હવે વિચારો કે યજ્ઞ કરવો અને કર્મ કરવાં એ જીવાત્મા સિવાય બીજો કોણ કરે? શું નિરાધાર જ્ઞાન યજ્ઞ કરી શકે? શું જ્ઞાનરૂપ ગુણમાં ક્રિયા હોવાની શક્યતા છે? કદી જ નહિ. આ કારણથી 'વિજ્ઞાનમય' શબ્દનો અર્થ જીવાત્મા થાય છે.

પ્રશ્નઃ– પરમાત્મા પાસેથી જીવાત્મા આનંદ મેળવે છે, એમાં કંઈ પ્રમાણ છે?

ઉત્તરઃ– હા, रस ह्येवायं लब्ध्वानन्दी भवति ।

एष ह्येव आनन्दयाति । તૈ. ઉપ. ૨–૭

રસસ્વરૂપ બ્રહ્મને મેળવી આ જીવાત્મા આનંદી થાય છે. રસસ્વરૂપ પરમાત્મા (જીવાત્માને) આનંદી કરે છે.

પરબ્રહ્મ જેમ સત્ય, જ્ઞાન અને અનંત છે, તેમ તેમાં આનંદ પણ અસીમ છે. માટે તે આનંદ કહેવાય છે.

વિષયોનો ઉપભોગ ન કરનાર મહાયોગીઓ અને ઉત્તમ ભક્તોને જે આનંદ મળે છે, તે પરબ્રહ્મ તરફથી જ મળે છે. બ્રહ્મને જાણનાર જીવાત્મા મોક્ષરૂપ આનંદને પામે છે.

પ્રશ્નઃ–'આનંદમય' આત્મા જ પરબ્રહ્મ છે, એમ આપ કહો છો, પણ 'આનંદમય' આત્માને તો 'શારીર' આત્મા કહેવામાં આવ્યો છે. જેને શરીર હોય તે 'શારીર' કહેવાય છે. शरीरे भवः स शारीरः જેને શરીર હોય તે શારીર કહેવાય છે. પરબ્રહ્મને શરીર નથી. વેદોમાં એને अकायम्, अनणम् અને अस्नाविरम् કહ્યો છે. જુઓ, યજુર્વેદ અ. ૪૦ – ૮. આ કારણથી 'આનંદમય' આત્મા બ્રહ્મથી ભિન્ન હોવો જોઈએ.

ઉત્તર :– 'આનંદમય' આત્મા જ પરબ્રહ્મ છે એવું ઉપનિષદનું તાત્પર્ય જણાય છે. તૈ. ઉપનિષદમાં પ્રથમ 'અન્નમય' પુરુષ બતાવ્યો

છે, તેની અંદર 'પ્રાણમય' અને તેની અંદર 'મનોમય' અને તેની અંદર 'વિજ્ઞાનમય' અને છેવટે તેની અંદર 'આનંદમય' આત્મા બતાવ્યો છે. 'આનંદમય' આત્મામાં કોઈ બીજો આત્મા બતાવવામાં આવ્યો નથી. (૧) શરીર, (૨) પ્રાણ, (૩) મન અને બીજી ઇંદ્રિયો, (૪) જીવાત્મા અને (૫) પરમાત્મા. આ પાંચ કોષો અથવા પુરુષો બતાવવામાં ઉપનિષદનું તાત્પર્ય સમાયું છે. આ કારણથી 'આનંદમય' આત્મા જ પરબ્રહ્મ છે એમ સમજાય છે.

'આનંદમય' આત્માને 'શારીર' કહ્યો છે એ વાત ખરી, પણ એ તો પરબ્રહ્મ સર્વવ્યાપક હોવાથી શરીરમાં પણ છે એટલો જ અર્થ બતાવે છે. સુખદુઃખ ભોગવવા માટે કર્મથી જે શરીર મળે છે તે શરીર પરબ્રહ્મને નથી. સર્વવ્યાપક હોવાથી તે સર્વનો અન્તર્યામી પણ છે. 'શારીર' આત્મા બ્રહ્મને કહ્યો છે તેથી તેને કર્મજન્ય શરીર છે એમ ન સમજવું. એ જ 'આનંદમય' આત્માએ જગત બનાવવા માટે ઈક્ષણ કર્યું, બીજા કોઈએ નહિ. 'આનંદમય' શબ્દ બ્રહ્મના સ્વરૂપને જણાવે છે. બ્રહ્મનું સ્વરૂપ સત્ય, જ્ઞાન, અનંત અને આનંદ છે. ॥ ૧૨ ॥

'આનંદમય' આ શબ્દમાં 'મય' પ્રત્યય આનંદની પાછળ જોડયો છે, એ 'મય' પ્રત્યયનો અર્થ વિકાર થાય છે. 'આનંદમય' એટલે આનંદનો વિકાર. હવે તમે જ વિચારો કે પરબ્રહ્મમાં આનંદનો વિકાર શી રીતે સંભવે? એ તો અવિકાર છે, એમ શ્રુતિ, સ્મૃતિ આદિ શાસ્ત્રોમાં ઉપદેશવામાં આવ્યું છે. આ કારણથી 'આનંદમય' આત્મા બ્રહ્મ નથી પણ બ્રહ્મથી ઊતરતો કોઈ જુદો જ જ્ઞાન અને શક્તિથી ભરેલો આત્મા છે. પરબ્રહ્મ તો કેવળ 'આનંદ' જ છે. આવી શંકાનું સમાધાન આ નીચેના સૂત્રમાં બતાવવામાં આવ્યું છે.

विकारशब्दान्नेति चेन्न प्राचुर्यात् ॥ १३ ॥

પદાર્થઃ– (विकारशब्दात्) 'આનંદમય' શબ્દ વિકારરૂપ અર્થને

જણાવતો હોવાથી (ન) બ્રહ્મનો વાચક નથી (इति चेत्) જો એમ માનવામાં આવે તો એ (ન) ઠીક નથી (प्राचुर्यात्) આનંદની પ્રચુરતાને બતાવતો હોવાથી.

ભાવાર્થઃ– 'આનંદ' શબ્દને વિકારના અર્થમાં 'મય' લાગી 'આનંદમય' શબ્દ બન્યો છે. (જુઓ, પાણિનિ-વ્યાકરણ. સૂત્ર, ૫–૪–૨૧.) આથી 'આનંદમય' શબ્દનો અર્થ 'આનંદનો વિકાર' એવો થાય છે. બ્રહ્મ આનંદનો વિકાર નથી, એ તો અવિકાર્ય છે, માટે 'આનંદમય'નો અર્થ 'બ્રહ્મ' નહિ પણ કોઇ બ્રહ્મથી ભિન્ન જે આનંદનો વિકાર હોય તેને 'આનંદમય' સમજવો.

આ કથન પણ ઠીક નથી, કારણ કે 'मय' પ્રત્યય પ્રચુરતાના અર્થમાં પણ આવે છે, જેમકે 'અન્નમય' યજ્ઞ, 'તેજોમય' સૂર્ય, અહીં યજ્ઞ એ કંઈ અન્નનો વિકાર નથી; પણ યજ્ઞમાં પુષ્કળ અન્ન વપરાય છે માટે યજ્ઞને અન્નમય કહેવામાં આવે છે. સૂર્યમાં પુષ્કળ તેજ છે માટે સૂર્યને પણ તેજોમય કહેવામાં આવે છે. તેમ પરબ્રહ્મમાં પ્રચુર આનંદ હોવાને લીધે તેને પણ આનંદમય કહે છે.

મૃણ્મય, આમ્રમય, સુવર્ણમય, કાષ્ઠમય અને ચર્મમય વગેરે શબ્દો વિકારાર્થક છે, કારણ કે તે માટી વગેરેના વિકારો છે, પણ બ્રહ્મ આનંદનો વિકાર ન હોવાથી ત્યાં વિકારના અર્થમાં 'આનંદમય' શબ્દને ગણવો ન જોઇએ, પણ પ્રચુર આનંદવાળો મહાન્ પરમાત્મા એવો જ અર્થ 'આનંદમય'નો કરવો જોઇએ.

વળી 'મય' પ્રત્યય સ્વાર્થમાં પણ લઈ શકાય. સ્વાર્થ એટલે પ્રકૃતિ. આનંદમય શબ્દમાં પ્રકૃતિ 'આનંદ' છે અને 'મય' પ્રત્યય છે. એટલે आनन्द एव आनन्दमय, જે આનંદ છે તે જ આનંદમય, એવો પણ અર્થ લઈ શકાય છે. વૈદિક ભાષા સંપૂર્ણ-પણે પાણિનીય વ્યાકરણથી બંધાયેલી નથી. વૈદિક શબ્દો ઉપર

વિચાર કરી તેના નિયમો બાંધી શકાય છે. 'આનંદમય' શબ્દ જો વિકારાર્થક ન બની શકતો હોય તો પ્રચુરાર્થક લેવામાં કોઈ પણ વાંધો ન જ હોવો જોઇએ.

આથી સિદ્ધ થાય છે કે 'આનંદમય' શબ્દનો અર્થ પ્રચુર આનંદવાળો થાય છે અને તે પરબ્રહ્મનો જ વાચક છે. અથવા 'આનંદમય' શબ્દનો અર્થ આનંદ છે અને તેથી પરમાત્મા આનંદસ્વરૂપ છે એમ સૂચિત થાય છે. ॥ ૧૩ ॥

હવે, પરબ્રહ્મ 'આનંદમય' છે એમાં સૂત્રકાર પોતે જ બીજું કારણ બતાવે છે.

तद्धेतुव्यपदेशाच्च ॥ १४ ॥

પદાર્થઃ– (च) અને (तद्धेतुव्यपदेशात्) અન્યના આનંદનું કારણ હોવાથી. બ્રહ્મ 'આનંદમય' છે.

ભાવાર્થઃ– સર્વ જીવોના આનંદનુ મૂળકારણ પરમાત્મા જ છે. एष ह्येव आनन्दयाति । तैत्ति. उप. २–७. આ પરબ્રહ્મ પરમાત્મા જ બીજાને આનંદ આપે છે. જેમાં પુષ્કળ આનંદ હોય તે જ બીજાઓને આનંદ આપી આનંદિત કરી શકે છે. જે આનંદમય પરમાત્માને પામે છે તે અભય બની જાય છે, તેને કોઈપણ પ્રકારનું દુઃખ રહેતું નથી. જે પરમાત્માને ભૂલી જાય છે તેને જ ભય લાગે છે. आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कदाचन બ્રહ્મના આનંદને માણતો જીવાત્મા કોઇથી પણ ડરતો નથી.

જેમાં પુષ્કળ વિદ્યા હોય તે બીજાને વિદ્યા આપી વિદ્વાન્ બનાવી શકે છે, જેમાં પુષ્કળ તેજ હોય તે બીજાને તેજ આપી તેજસ્વી બનાવી શકે છે, તેમ જ જેનામાં પુષ્કળ આનંદ હોય તે બીજાને આનંદ આપી આનન્દિત કરી શકે છે. ઉપર આપેલા પ્રમાણુથી સિદ્ધ થાય છે કે બ્રહ્મ બધાને આનંદ આપે છે, માટે તે પુષ્કળ અથવા પ્રચુર આનંદવાળો છે અને તેથી તે 'આનંદમય' કહેવાય છે. આ કારણથી પરબ્રહ્મ જ 'આનંદમય' છે. ॥ ૧૪ ॥

'આનંદમય'નો અર્થ બ્રહ્મ જ થાય છે, તેનું એક વધારાનું કારણ આ સૂત્રમાં બતાવવામાં આવે છે.

मान्त्रवर्णिकमेव च गीयते ॥ १५ ॥

પદાર્થઃ– (च) અને (मान्त्रवर्णिकम्) મંત્રના વર્ણોમાં ઉપદેશવામાં આવેલું બ્રહ્મ (एव) જ (गीयते) આગળ બ્રાહ્મણ ગ્રંથમાં ગવાય છે.

ભાવાર્થઃ– ओ३म् ब्रह्मविदाप्नोति परम् । तै. उप. ૨–૧. બ્રહ્મને જાણનાર પરબ્રહ્મને પામે છે. એ પરબ્રહ્મનું કેવું સ્વરૂપ છે? તેને માટે तदेषाऽभ्युक्ता આ ઋચા અર્થાત્ મંત્ર કહેવામાં આવ્યો છે. એ મંત્ર આ પ્રમાણે છે:

सत्य ज्ञानमनन्त ब्रह्म यो वेद निहितं गुहायाम् ।
सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता ॥ तै. उप. २–१.

જગતને બનાવનાર બ્રહ્મનું સ્વરૂપ સત્ય, જ્ઞાન અને અનન્ત છે, તે બુદ્ધિરૂપ ગુહામાં વિદ્યમાન છે; તેને જે જાણે છે તે જ્ઞાન-સ્વરૂપ બ્રહ્મની સાથે રહી સર્વ વિષયોને પામે છે. એટલે બ્રહ્મને પામ્યા પછી કોઈપણ વિષય પ્રાપ્ત કરવા જેવો નથી. દરિયામાં જેણે સ્નાન કર્યું તેણે બધી નદીઓમાં સ્નાન કર્યું એમ કહી શકાય. કારણ કે બધી નદીઓ મહાસાગરમાં આવીને જ પડે છે.

આ મંત્રમાં બ્રહ્મનું પ્રતિપાદન કરવામાં આવ્યુ છે અને આગળ એની જ વ્યાખ્યા કરવામાં આવી છે. મંત્રમાં બ્રહ્મનો ઉપદેશ હોય અને તેની વ્યાખ્યામાં જીવનો ઉપદેશ બતાવવામાં આવે તો મંત્ર અને મંત્રની વ્યાખ્યામાં એકવાક્યતા જ રહે નહિ. આરંભ અને ઉપસંહાર એક જ વિષયમાં હોવો જોઈએ.

तस्माद् वा एतस्माद् विज्ञानमयात् । अन्योऽन्तर आत्मानन्दमयः । तै. उप. ૨–૫. ઉપર બતાવેલા મંત્રની આ વ્યાખ્યા જ છે અને અહીં સ્પષ્ટ જણાવ્યું છે કે વિજ્ઞાનમય (જીવાત્મા)થી ભિન્ન અને જીવાત્મામાં રહેલો આનંદમય આત્મા છે. આ જ પરબ્રહ્મ છે.

'આનન્દમય' આત્મામાં કોઈ બીજો આત્મા બતાવવામાં આવ્યો નથી, માટે આનંદમય આત્મા જ પરબ્રહ્મ છે. મંત્રમાં બ્રહ્મનું વર્ણન કર્યું છે અને તેની વ્યાખ્યામાં બ્રહ્મને આનંદમય તરીકે સમજાવવામાં આવ્યું છે. આમ માનવાથી આરંભ અને ઉપસંહાર એક જ વિષયમાં થઇ શકે છે.

મંત્રમાં ઉપદેશવામાં આવેલા બ્રહ્મને સમજાવવાની શરૂઆત અને છેવટે 'આનંદમય' આત્મા કોઇ જીવાત્મા છે અને તે બ્રહ્મથી જુદો છે, આમ ઉપસંહાર કરવો એ તદ્દન અસંગત છે. આરંભ બ્રહ્મને સમજાવવાનો અને ઉપસંહાર જીવાત્મામાં કરવો એ તદ્દન ખોટું છે, માટે 'આનંદમય' આત્મા પરબ્રહ્મ જ છે, એ જ માનવું યોગ્ય છે અને પ્રામાણિક છે. ॥ ૧૫ ॥

હવે નિષેધમુખ દ્વારા 'આનંદમય' પરમાત્મા જીવ થઇ શકતો નથી તે આ સૂત્રમાં બતાવે છે.

नेतरोऽनुपपत्तेः ॥ १६ ॥

પદાર્થ:– (इतरः) બીજો (न) નહીં (अनुपपत्तेः) ઉપપત્તિ થઈ શકતી ન હોવાથી.

ભાવાર્થ:–પરમાત્માથી ભિન્ન જીવાત્માઓમાંથી કોઈપણ જીવાત્મા 'આનંદમય' થઈ શકતો નથી. કારણ કે ઉપપત્તિ અર્થાત્ આનંદમયમાં બતાવેલા ધર્મોની જીવાત્મામાં સિદ્ધિ થતી નથી. 'આનંદમય'નો ઉદ્દેશ કરીને લખ્યું છે કે सोऽकामयत । तै. ૨-૬. તેણે કામના કરી. હવે વિચારો કે, સૃષ્ટિ બન્યા પહેલાં જીવાત્માઓ અશરીરી હતા, તો અશરીરી જીવાત્માઓમાં કામના શી રીતે સંભવી શકે?

જીવાત્મા જ્યારે શરીરમાં રહી મન સાથે વિશિષ્ટ સંબંધ પામે છે ત્યારે જ કામના અથવા ઇચ્છા કરી શકે છે. અશરીરી જીવાત્મામાં કામના થઈ શકતી ન હોવાથી જીવાત્મા 'આનંદમય' નથી.

'આનંદમય' આત્માને રસસ્વરૂપ કહ્યો છે. જેમકે, 'रसो वै सः' તે 'આનંદમય' આત્મા 'રસ' છે અને રસ એટલે આનંદ. કોઇપણ જીવાત્મા રસસ્વરૂપ નથી માટે જીવાત્મા આનંદમય નથી.

જીવાત્મા અવ્યાપક અને અલ્પજ્ઞ છે, તેથી જગતના ઉપાદાનકારણ પરમાણુઓ અથવા પ્રકૃતિ સાથે સંપૂર્ણ સંબંધ થઈ શકતો નથી અને ઉપાદાનકારણોનું પ્રત્યક્ષ જ્ઞાન પણ એને થઈ શકતું નથી, તેથી તે સંસારના નિખિલ કાર્યોને મૂળ ઉપાદાનકારણમાંથી બનાવી શકતો નથી. આથી સિદ્ધ થાય છે કે 'આનંદમય' આત્મા કોઈપણ જીવાત્મા નથી.

વળી 'एतस्मात् विज्ञानमयात् अन्यः अन्तरः आत्मा आनंदमयः' આ ઉપનિષદ-વાક્યમાં જીવાત્માથી ભિન્ન અને જીવાત્માની અંદર પણ 'આનંદમય' આત્મા છે, તે સર્વાન્તર્યામી છે એમ પણ કહ્યું છે. આ બધા ધર્મો જીવાત્મામાં નથી તથા ઉપનિષદોમાં જીવાત્મા સાથેનો ચોખ્ખો ભેદ પાંચમા કોષમાં બતાવ્યો છે. તેથી જીવાત્મા 'આનંદમય' નથી પણ પરબ્રહ્મ પરમાત્મા જ 'આનંદમય' છે. ॥ १६ ॥

આ સત્તરમું સૂત્ર પણ 'આનંદમય' આત્મા અને જીવાત્મામાં ભેદ બતાવે છે.

भेदव्यपदेशाच्च ॥ १७ ॥

પદાર્થ.– (च) અને (भेदव्यपदेशात्) બંનેમાં ભેદનો વ્યપદેશ અર્થાત્ કથન હોવાથી.

ભાવાર્થ:– તૈત્તિરીય ઉપનિષદ ૨–૭ માં સ્પષ્ટ જણાવ્યું છે કે रसो वै सः પરમાત્મા રસસ્વરૂપ છે रस ह्येवाय लब्ध्वा आनन्दी भवति। રસસ્વરૂપ પરમાત્માને મેળવીને જીવાત્મા આનંદી થાય છે. एष एव हि आनन्दयाति 'આનંદમય' આત્મા જ બીજા જીવાત્માઓને આનંદિત કરે છે. અહીં એક આપનાર તરીકે અને બીજો લેનાર તરીકે એમ બે આત્માઓ બતાવવામાં આવ્યા છે. જે આપનાર કર્તા છે તે જ લેનાર કેવી રીતે હોઈ શકે? 'ગાડી

અમદાવાદ પહોંચી.' અહીં પ્રાપ્ત થનારી ગાડી છે અને પ્રાપ્તિને યોગ્ય અમદાવાદ શહેર છે. આ ઠેકાણે જેમ ગાડી અને શહેર એક નથી તેમ જીવ અને આનંદમય આત્મા એ બન્ને એક નથી.

બીજા ઉપનિષદમાં પણ આત્મા અને પરમાત્માનો ભેદ બતાવ્યો છે. જેમ કેઃ— समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः । जुष्टं यदा पश्यत्यन्यमीशमस्य महिमानमिति वीतशोकः । श्वेताश्व. ૪-૭.

પ્રકૃતિરૂપ વૃક્ષમાં નિમગ્ન થયેલો જીવાત્મા પોતાની અશક્તિને લીધે મુંઝવણમાં અથડાતો મોહ પામે છે, પણ જ્યારે આ વૃક્ષની સાથે સંબંધ ધરાવતા અને સમર્થ આત્માને જુએ છે ત્યારે તે શોકરહિત થાય છે. અહીં અન્ય શબ્દનો પ્રયોગ કરી સ્પષ્ટ ભેદ બતાવ્યો છે.

આ જ પ્રમાણે ऋतं पिबन्तौ ઈત્યાદિ ૧-૩ કઠોપનિષદમાં પણ જીવ અને પરમાત્મામાં ભેદ બતાવ્યો છે, માટે આનંદમય આત્મા જીવાત્માથી જુદો છે ॥ ૧૭॥

આ સૂત્ર પણ 'આનંદમય' બ્રહ્મ જ છે બીજું કોઇ નહિ, એમ બતાવે છે.

कामाच्च नानुमानापेक्षा ॥१८॥

પદાર્થઃ- (च) અને (कामात्) કામના બતાવેલી હોવાથી (अनुमानापेक्षा) અનુમાનગમ્ય પ્રધાન, પરમાણુ આદિ જડ પદાર્થની અપેક્ષા (न) નથી.

ભાવાર્થઃ- સુખ, દુઃખ, જ્ઞાન, ઈચ્છા આદિ ગુણો પણ જડના જ પરિણામો છે, એમ કેટલાક જડકારણતાવાદીઓ માને છે અને તેઓ કાર્ય દ્વારા જગતના મૂળકારણની શોધ કરવી એમ માને છે. આમ કાર્યરૂપ હેતુ દ્વારા તેઓએ મૂળ પ્રકૃતિ શોધી છે અને તે અચેતન છે એમ પણ સ્વીકારે છે; છતાં તેમાં જ્ઞાન આદિ ગુણો છે એમ ચોક્કસપણાથી કહે છે. કેટલાક જડકારણતાવાદીઓ જગતનું નિમિત્તકારણ પણ જડ જ છે એમ પણ કહે છે.

જે લોકો ચેતનરૂપ બ્રહ્મને જ ઉપાદાનકારણ અને નિમિત્તકારણ માને છે તે બ્રહ્માદ્વૈતવાદીઓ છે અને જેઓ જડને જ ઉપાદાનકારણ તથા નિમિત્તકારણ માને છે તે જડાદ્વૈતવાદી છે. આ સૂત્રમાં બંનેનું ખંડન સૂચવે છે. કોઈપણ જડકારણમાં આનંદ હોઈ શકે નહિ, તેથી જગતનું મૂળ ઉપાદાનકારણ જડ આનંદ અને જ્ઞાનાદિ ગુણોથી રહિત છે એમ માનવું જોઈએ. જગતનું નિમિત્તકારણ એ જ કર્તા કહેવાય છે. એ જ કર્તા 'આનંદમય' છે, ચેતન છે, જ્ઞાનસ્વરૂપ છે અને અનંત પણ છે. આ ચેતન કર્તારૂપ કારણથી જડ પ્રકૃતિમાંથી જગત્ ઉત્પન્ન થાય છે. ચેતન બ્રહ્મે જ જગત બનાવવાની ઈચ્છા કરી છે બીજા કોઈએ નહિ, માટે બ્રહ્મ જ 'આનંદમય' છે. सोऽकामयत बहुस्या प्रजायेय । तै. उप. २-६. પરમાત્મા બ્રહ્મે ઈચ્છા કરી કે હું બહુ થાઉં અર્થાત્ પ્રકૃતિને કાર્યરૂપમાં લાવું અને જીવાત્માઓને તેનાં કર્મ પ્રમાણે શરીર સાથે જોડું, એટલે હું બહુ થયો.

વિશેષમાં એમ પણ ઉપદેશવામાં આવ્યું છે કે બહુ થવાની ઈચ્છા કરનાર 'આનંદમય' બ્રહ્મે તપ પણ કર્યું સ तपोऽतप्यत तपस्तप्त्वा इद सर्वमसृजत । तै. २-६. અને આ બધું બનાવ્યું. બ્રહ્મનું 'તપ' એટલે એનું જ્ઞાન, यस्य ज्ञानमय तपः પરબ્રહ્મને જ્ઞાન એ જ તપ છે. तत्सृष्ट्वा तदेवानुप्राविशत् । तै. २-६. જગત સર્જી પરમાત્મા તેમાં પ્રવિષ્ટ થયા. સર્વવ્યાપક હોવાથી તે સર્વમાં અનુપ્રવિષ્ટ કહેવાય છે.

હવે વિચારો કે તપ કરવો, ઈચ્છા કરવી, એ શું જડ અર્થોમાં સંભવી શકે? આનો ઉત્તર નકાર સિવાય બીજો નથી. આ કારણથી પણ 'આનંદમય' ચેતનસ્વરૂપ બ્રહ્મ જ છે.

કેટલાક સાંખ્યાચાર્યોએ માની લીધું છે કે 'આનંદ' એ તો જડ પ્રકૃતિના સત્વગુણનો જ પરિણામ છે, ચેતનનો એ ગુણ નથી. ચેતન તો 'અસંગ' છે એટલે કે એમાં કોઈપણ ગુણનો સંબંધ નથી.

જેમકે :— प्रीत्यप्रीतिविषादात्मकाः કા. ૧૨. પ્રીતિ એ સત્વગુણનો પરિણામ છે. અપ્રીતિ અર્થાત્ દુઃખ, એ રજોગુણનો પરિણામ છે, અને મોહ એ તમોગુણનો પરિણામ છે. 'પ્રીતિ' શબ્દ આનંદનો જ પર્યાયવાચક શબ્દ છે. જેમકે:—

मुत्प्रीतिः प्रमदो हर्षः प्रमोदामोद समदाः ।

स्यादानन्दथुरानन्द शर्मशातसुखानि च ॥ अमरकोष કા. ૧–૨૪ શ્લોક ૨૫.

અર્થઃ- મુદ્, પ્રીતિ, પ્રમદ, હર્ષ, પ્રમોદ, આમોદ, સંમદ, આનંદથુ, આનંદ, શર્મ, શાત અને સુખ, આ બધા શબ્દો એક જ અર્થના વાચક છે, માટે પ્રીતિ, આનંદ અને સુખમાં કશો ભેદ નથી; તેથી 'આનંદ' એ પ્રકૃતિના સત્વગુણનો પરિણામ છે એવું જે સાંખ્યના આચાર્ય શ્રી ઈશ્વરકૃષ્ણે કહ્યું છે તેનુ આ સૂત્રમાં સ્પષ્ટ ખંડન જણાય છે.

અહીં એ પણ યાદ રાખવું જોઈએ કે 'આનંદમય' અને 'આનંદ' બંને એક જ છે. 'मय' પ્રત્યયને સ્વાર્થમાં માનવો એ જ યોગ્ય જણાય છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે જગતનો કર્તા 'આનંદમય' પરબ્રહ્મ પરમાત્મા જ છે. ॥ ૧૮ ॥

હવે શાસ્ત્રકાર 'આનંદમય' અધિકરણનુ અંતિમ સૂત્ર લખે છે અને તેમાં પણ 'આનંદમય' શબ્દનો અર્થ પરબ્રહ્મ જ બતાવે છે અને જીવાત્મા તેનાથી જુદો છે એમ પણ બતાવે છે.

अस्मिन्नस्य च तद्योगं शास्ति ॥ १९ ॥

પદાર્થઃ- (च) અને (अस्मिन्) આ આનંદમય પરમાત્મામાં (अस्य) આ પ્રત્યગાત્મા–જીવાત્માને (तद्योगम्) આનંદનો સંબંધ (शास्ति) વેદાંત શાસ્ત્રમાં જણાવે છે.

ભાવાર્થઃ- रसो वै सः । रस ह्येवाय लब्ध्वानन्दी भवति । तैत्ति. उप. ૨–૭. અહીં રસ શબ્દથી 'આનંદમય' પરમાત્માનુ ગ્રહણ થાય

છે. પરમાત્માને પામીને ઉપાસક જીવાત્મા આનંદી બને છે એટલે કે તે પરમાત્મામાંથી આનંદ મેળવે છે. જેમાંથી આનંદ મેળવાતો હોય તે, અને જે આનંદ મેળવતો હોય તે, આ બંને જુદા હોય છે એટલે કે બંનેમાં પરસ્પર ભેદ–જુદાઈ હોય છે.

विज्ञानमानन्दं ब्रह्म । बृह. उप. ५–२–२८. અહીં પણ 'આનંદ' શબ્દથી 'આનંદમય' પરમાત્માનું પ્રત્યભિજ્ઞાન થાય છે. બ્રહ્મ અને આનંદનો આધારાધેયભાવસંબંધ પણ બતાવવામાં આવ્યો છે. જેમકે:– आनन्द ब्रह्मणो विद्वान् न बिभेति कदाचन । બ્રહ્મના આનંદને જાણનાર કદી પણ ભય પામતો નથી. બ્રહ્મનો આનંદ એટલે બ્રહ્મમાં રહેલો આનંદ.

आनन्दमयमात्मानमुपसंक्रामति । तैत्ति. उप. भृ. व. ઉપાસક જીવાત્મા પોતાના અજ્ઞાનને દૂર કર્યા પછી તે આનંદમય પરમાત્મામાં ઉપસંક્રમણ કરે છે.

'आनन्दो ब्रह्म' અહીં પણ આનંદ શબ્દથી 'આનંદમય' પરમાત્મા જ સમજાય છે.

આ પ્રમાણે પ્રાપ્ય અને પ્રાપકનો ભેદ હોવાથી 'આનંદમય' પરમાત્મા જ છે અને તે જીવાત્માથી ભિન્ન છે.

સ્વામી શંકરાચાર્ય બ્રહ્મને નિર્વિશેષ માને છે, તેથી તે કેવળ આનંદને બ્રહ્મ માને છે અને 'આનંદમય' આત્મા તો કોઈ ઉચ્ચકોટિનો આત્મા છે એમ માને છે. પણ આ અર્થ સૂત્રોની સાથે સંગતિ રાખતો હોય એમ જણાતું નથી, માટે 'આનંદમય' પરબ્રહ્મ છે એમ માનવું યોગ્ય છે. ॥ ૧૯ ॥

હવે છાંદોગ્ય ઉપનિષદમાં આદિત્યની અંદર દેખાતા સુવર્ણ-મય પુરુષની ઉપાસના ઉપદેશવામાં આવી છે, તે આદિત્ય પુરુષ કોણ છે, તે આ સૂત્રમાં સમજાવે છે. આ પ્રકરણને 'અન્તરાધિકરણ' કહેવામાં આવે છે.

अन्तस्तद्धर्मोपदेशात् ॥ २० ॥

પદાર્થ:- (अन्तः) આદિત્યની અંદર જે પુરુષ દેખાય છે તે (तद्धर्मोपदेशात्) બ્રહ્મ છે, કારણ તેમાં બ્રહ્મના ધર્મોની પ્રતીતિ થાય છે.

ભાવાર્થ:- अथ य एषोऽन्तरादित्ये पुरुषो दृश्यते, हिरण्यश्मश्रुर्हिरण्यकेश आप्रणखात् सर्व एव सुवर्णः, तस्य यथा कप्यास पुडरीकमेवमक्षिणी तस्योदिति नाम स एष सर्वेभ्यः पाप्मभ्य उदितः, उदेति ह वै सर्वेभ्यः पाप्मभ्यो य एवं वेद । छांदोग्य उप. १-६-६.

અર્થ:- આદિત્યમાં જે આ 'હિરણ્યમય' પુરુષ દેખાય છે, તે હિરણ્ય મૂછવાળો, હિરણ્ય કેશવાળો નખથી શિખા સુધી સુવર્ણ છે, લાલ કમળ જેવી તેની આંખો છે, તેનું નામ 'उत्' છે, કારણ કે તે બધાં જ પાપથી ઉપર ગયેલ છે એટલે કે સર્વ પાપથી રહિત છે. જે ઉપાસક પુરુષ આ પુરુષને સમજી શકે છે તે પણ બધાં પાપોથી રહિત થઇ જાય છે. આ 'અન્તરાધિકરણ'નો નીચે પ્રમાણે વિચાર કરવામાં આવે છે.

પ્રથમ, અધિકરણ કોને કહેવાય છે, તેનો વિચાર કરીએ.

विषयोऽविषयश्चैव पूर्वपक्षस्तथोत्तरः ।

प्रयोजनं च पञ्चैते प्राञ्चोऽधिकरणं विदुः ॥

પ્રાચીન લોકોના મતમાં (૧) વાક્યનો વિષય, (૨) અવિષય અર્થાત્ જે વિષય ન હોય તે, (૩) પૂર્વપક્ષ, (૪) ઉત્તરપક્ષ અને (૫) પ્રયોજન; આ પાંચ બાબતનો જેમાં વિચાર કરવામાં આવ્યો હોય તેનું નામ 'અધિકરણ' છે.

ઉપર બતાવેલા ઉપનિષદમાં જે આદિત્ય પુરુષ બતાવ્યો છે, તે કોઇ ઉચ્ચકોટિનો જીવાત્મા હોય એમ જણાય છે, કારણ કે તેને મૂછ અને આંખ આદિ અવયવો બતાવ્યા છે, એના ઐશ્વર્યની મર્યાદા પણ બતાવી છે.

આદિત્ય-પુરુષ બ્રહ્મ છે એમ પણ સમજાય છે, કારણ કે એ પુરુષનું નામ 'उत्' આપ્યું છે. 'उत्' એટલે જે સર્વ પાપથી સદૈવ રહિત હોય તે. શું એવો કોઇ જીવાત્મા છે કે જે સદૈવ સર્વ-પાપરહિત હોય ? નહીં જ. પાપાદિથી સદૈવ રહિત તો પરમાત્મા જ છે. આદિત્ય પુરુષ અને અક્ષિ પુરુષ એક જ છે એમ પણ કહ્યું. તેથી એ પુરુષ બ્રહ્મ છે એમ સમજાય છે. બે જીવાત્માઓ એક કદી પણ હોઇ શકે નહિ. આવા વર્ણનથી સંશય થાય છે કે આદિત્ય પુરુષ કોઇ ઉચ્ચકોટિનો જીવ છે કે તે પુરુષ બ્રહ્મ છે ?

આ ઉપનિષદના વાક્ય ઉપર વિચાર કરવાથી સ્પષ્ટ સમજાશે કે તે આદિત્ય પુરુષ બ્રહ્મ જ છે. મૂછ, આંખ આદિ અવયવો બતાવવામાં આવ્યા છે એ તો પરમાત્મા સર્વવ્યાપક હોવાથી માત્ર કલ્પના કરી છે. પરમાત્માને કોઇ રૂપ નથી. જુઓ, अशब्दमस्पर्शमरूपमव्ययम् । કઠોપ. ૧–૩–૧૫. પરમાત્મામાં શબ્દ, સ્પર્શ, રૂપ અને વ્યયરૂપ ધર્મો નથી. છતાં રૂપ બતાવ્યું છે તે પણ કલ્પના છે.

अशरीरं शरीरेष्वनवस्थेष्ववस्थितम् । કઠોપ. ૧–૨–૨૨.

પરમાત્મા શરીરરહિત છે અને વિનાશિ શરીરોમાં તે વ્યાપક હોવાથી હોય છે.

પરબ્રહ્મ વ્યાપક હોવાથી તે આદિત્યમાં છે અને આંખમાં પણ છે. બ્રહ્મનું આદિત્યમાં હોવાનું બતાવવું એ આધિદૈવિક વર્ણન છે અને આંખમાં હોવાનું બતાવવું એ આધ્યાત્મિક વર્ણન છે. આધિદૈવિક અને આધ્યાત્મિક વર્ણન સર્વવ્યાપક આત્માનું જ થઈ શકે, અવ્યાપક જીવાત્માનુ નહિ. આવા વર્ણનથી ઉપનિષત્કારે પરમાત્માની સર્વવ્યાપકતા બતાવી છે.

આદિત્ય-પુરુષ ઉપરના લોકોનો સ્વામી છે અને અક્ષિ-પુરુષ નીચેના લોકોનો સ્વામી છે, એ પણ માત્ર કલ્પના જ છે. જ્યારે આદિત્ય-પુરુષ અને અક્ષિ-પુરુષ એક જ છે તો

પછી એનું ઐશ્વર્ય પણ નિર્મર્યાદ છે એમ માનવું રહ્યું. ઉપરના લોકોનો અને નીચેના લોકોનો—અરે, બધા લોકોનો એ એક જ સ્વામી છે. સમગ્ર જગતનો એ જ એક અદ્વિતીય સ્વામી છે. જેમકે–सर्वान् लोकान् ईशते ईशनीभ्यः। श्वेताश्व उप. ૩–૨. પરમાત્મા પોતાની વિવિધ શક્તિઓથી સર્વ લોકોનો સ્વામી છે. यस्मात् परं नापरमस्ति किंचित्। ૩–૯ श्वेताश्व उप.। પરમાત્માથી બીજું કોઈ મોટું નથી. પરમાત્માનો આધાર પણ સૂર્ય થઈ શકે નહિ, કારણ કે તે સૂર્ય કરતાં પણ મોટો છે. ખરી રીતે જોતાં સૂર્યમાં કોઈ પુરુષ દેખાતો નથી તેમ આંખ પણ એવો કોઈ સાકાર અર્થાત્ શરીર-ધારી પુરુષ નથી; આ તો માત્ર ઉપાસનાને ખાતર કલ્પના કરી છે. સૂર્ય તરફ દૃષ્ટિ-ધ્યાન કરવું અથવા આંખ મીંચી નાસાગ્ર ઉપર દૃષ્ટિ ઠેરવીને ધ્યાન કરવું એવો ઉક્ત ઉપનિષદનો ભાવ છે. પરબ્રહ્મ તો નિરંજન અને નિરાકાર છે.

---

કેટલાક આચાર્યો એમ માને છે કે આદિત્ય પુરુષ ઉપનિષદમાં જેવો બતાવ્યો છે તે જ વાસ્તવિક બ્રહ્મ છે. નિરંજન નિરાકાર પરબ્રહ્મ ઉપાસકના ભલાને ખાતર આવું રૂપ ધારણ કરે છે. અમને આ વાત વેદથી વિરુદ્ધ લાગે છે. વેદમાં પરમાત્મા શરીર ધારણ કરે છે એવું ક્યાંય પણ લખ્યું નથી, તેમ ઉપદેશ્યું પણ નથી. સાધક અને ભક્તોનું કલ્યાણ તો તે પોતાનાં સ્વરૂપમાં રહીને કરી શકે છે. સૂત્રનો ભાવ એટલો જ છે કે જે પરબ્રહ્મ સૂર્યમાં છે તે જ પરબ્રહ્મ આંખમાં પણ છે, અને તે સર્વ પાપોથી રહિત છે. સર્વ કોઈને એનો જ આધાર છે, એને કોઈનો પણ આધાર નથી, એ સર્વશક્તિમાન્ અને સર્વજ્ઞ છે. ॥૨૦॥

આદિત્યમાં કોઈ ઉચ્ચકોટિનો મહાન્ શક્તિશાળી જીવાત્મા હિરણ્મય શ્મશ્રુ આદિ અવયવો વાળું શરીર ધારણ કરીને રહે છે, તે જ પરબ્રહ્મ છે. એવું જે વિદ્વાનો માને છે તેનું ખંડન આ નીચેના સૂત્રમાં સ્પષ્ટ છે.

भेदव्यपदेशाच्चान्यः ॥ २१ ॥

પદાર્થ:- (च) અને (भेदव्यपदेशात्) આદિત્યનિષ્ઠ પુરુષથી પરબ્રહ્મ પરમાત્મા (अन्यः) જુદો છે.

ભાવાર્થ:- આદિત્ય પુરુષ કરતાં પરબ્રહ્મ પરમાત્મા જુદો છે. य आदित्ये तिष्ठन्, आदित्यात् अन्तरः, यमादित्यो न वेद, यस्य आदित्यः शरीरं य आदित्यमन्तरो यमयति एष त आत्मा अन्तर्याम्यमृतः ॥ बृह. उप. ૩-૭-૯.

અર્થ:- જે આદિત્યમાં રહેતો આદિત્યથી જુદો છે, જેને આદિત્ય જાણતો નથી, આદિત્ય જેનું શરીર છે, જે આદિત્યમાં રહી આદિત્યને નિયમમાં રાખે છે એ જ તારો આત્મા છે. એ અન્તર્યામી છે અને અવિનાશી છે.

જે લોકો આદિત્યમાં પુરુષવિશેષને માને છે તેઓના મતે એ આદિત્ય પુરુષથી પરબ્રહ્મ પરમાત્મા જુદો છે અને એ આદિત્ય પુરુષની અંદર પણ છે; એ જ અન્તર્યામી છે અને એ અવિનાશી છે.

જે લોકો આદિત્યમાં પુરુષવિશેષને નથી માનતા તેમના મતે પણ પરબ્રહ્મ પરમાત્મા આદિત્યમાં છે અને આદિત્યથી જુદો છે. ઈત્યાદિ કહી પરમાત્માની સર્વવ્યાપકતા અને સર્વસ્વામિતા બતાવી છે, અને પરમાત્મા જીવ અને જગતથી સ્વરૂપે જુદો છે, એમ બતાવવામાં આવ્યું છે. ॥ ૨૧ ॥

'આકાશ,' 'વ્યોમ,' 'ખ' અને 'અનન્ત' આ ચાર શબ્દો લૌકિક સંસ્કૃત ભાષામાં ભૂતાકાશના વાચક છે પણ ઉપનિષદમાં ઉક્ત શબ્દો પરબ્રહ્મ પરમાત્માના અર્થમાં પણ વપરાયા છે, માટે જ્યારે-જ્યારે એ શબ્દો ઉપનિષદમાં જોવામાં આવે ત્યારે વિચાર કરવો ઉચિત છે કે એ શબ્દો ભૂતાકાશના વાચક છે કે પરબ્રહ્મ પરમાત્માના? આ સૂત્રમાં 'આકાશ' શબ્દ માટે વિચાર સૂચવ્યો છે.

आकाशस्तल्लिङ्गात् ॥२२॥

પદાર્થ – (आकाशः) આકાશ શબ્દ પરબ્રહ્મ પરમાત્માને માટે વપરાય છે (तल्लिङ्गात्) પ્રકરણમાં અને વાકયશેષમાં આકાશગત ધર્મો પરબ્રહ્મના જણાતા હોવાથી.

ભાવાર્થ:– છાંદોગ્ય ઉપનિષદમાં શિલક અને પ્રવાહણનો આ પ્રમાણે સંવાદ છેઃ अस्य लोकस्य का गतिः? આ લોકનો આધાર કોણ છે?

પ્રવાહણ રાજાએ ઉત્તર આપ્યો કે आकाश इति सर्वाणि ह्या इमानि भूतानि आकाशादेव समुत्पद्यन्ते आकाश प्रत्यस्तं यन्ति, आकाशो ह्येव एभ्यो ज्यायान्, आकाशः परायणम्। छादोग्य उप. १–९–१.

અર્થ:— આ બધાં ભૂતો આકાશમાંથી જ ઉત્પન્ન થાય છે અને આકાશમાં અસ્ત પામે છે. આકાશ જ એનુ પરાયણ છે અર્થાત્ આકાશ જ ભૂતોની ગતિ–આધાર છે, સર્વ ભૂતોને આકાશ જ ઉત્પન્ન કરે છે. તો અહીં વિચારણીય વિષય એ છે કે કાર્યને ઉત્પન્ન કરવામાં ઈચ્છા, જ્ઞાન અને પ્રયત્નની અવશ્ય અપેક્ષા રહે છે. ઈચ્છા, જ્ઞાન અને પ્રયત્ન જડ આકાશમાં શું હોઇ શકે? જ્ઞાનાદિ તો ચેતનમાં જ સંભવે છે, માટે આ ઠેકાણે 'આકાશ' શબ્દ બ્રહ્મનો જ વાચક છે. ઉત્પન્ન કર્યા પછી તેની વ્યવસ્થા કરવી એ પણ ચેતનનું જ કામ છે, જડનુ નહિ. આ ઠેકાણે આકાશને કર્તૃકારણ તરીકે ઉપનિષત્કારે બતાવ્યું છે. કર્તૃત્વ ચેતનમાં જ સંભવે છે. માટે પંચમહાભૂતમાં ગણાવેલું જડ આકાશ ઉકત છાંદોગ્યના પ્રકરણમાં નથી પણ આકાશપદથી ચેતન બ્રહ્મ જ લેવાનું છે. તૈત્તિરીય ઉપનિષદમાં આકાશને 'આનંદ' કહેવામાં આવેલ છે, આનંદ જડમાં હોતો નથી પણ ચેતનમાં જ હોય છે માટે આકાશપદથી બ્રહ્મ જ લઈ શકાય છે. જડ આકાશ તો માત્ર અવકાશ આપે છે અથવા તેમાં શબ્દગુણ ઉત્પન્ન થાય છે આથી વધારે જડાકાશમાં કશું નથી. વળી સર્વ ભૂતોની ઉત્પત્તિ

આકાશમાંથી થાય છે તો શું સર્વ ભૂતોમાં આકાશ બાકી રહ્યું ? નહિ. ત્યારે શું આકાશની ઉત્પત્તિ આકાશમાંથી માનવી ? શું એ સંભવિત છે ? પોતાની ઉત્પત્તિમાં પોતે જ કારણ હોય એ કદી પણ બની શકે નહિ, માટે છાંદોગ્યમાં સર્વની ગતિ આકાશ છે એમ કહ્યું છે ત્યાં આકાશ શબ્દથી પરબ્રહ્મનું ગ્રહણ સમજવું.

જ્યાં વાક્યશેષમાં જડાકાશના ધર્મો જણાતા હોય અને બ્રહ્મના ધર્મ ન જણાતા હોય ત્યાં 'આકાશ' પદથી જડાકાશ લઈ શકાય; સર્વત્ર નહિ. આકાશ, વ્યોમ, ખ, અને અનન્ત, આ ચારેય નામો ઉપનિષદમાં બ્રહ્મને માટે પ્રયુક્ત થયેલાં છે અને લૌકિક સંસ્કૃત ભાષામાં એ ચારેય શબ્દો જડાકાશના જ પર્યાય-વાચક છે. અમરકોષમાં જડ-આકાશના પર્યાયોમાં જ એ શબ્દોને ગણાવ્યા છે. આમ જોતાં આકાશની પ્રસિદ્ધિ પંચમહાભૂતોમાંના એકમાં છે. છતાં વેદ અને ઉપનિષદોમાં જ્યાં-જ્યાં વાક્યશેષ આદિથી બ્રહ્મના ધર્મો જણાતા હોય ત્યાં-ત્યાં આકાશ આદિ શબ્દો બ્રહ્મના જ વાચક છે એમ સમજવું જોઈએ.

आकाशो वै नामरूपयो र्निर्वहिता । ते यदन्तरा तद्ब्रह्म । આ ઠેકાણે આકાશ શબ્દ બ્રહ્મનો વાચક છે.

ओ३म् क ब्रह्म, ख ब्रह्म. આ ઠેકાણે 'ખ' શબ્દ બ્રહ્મનો જ વાચક છે.

ऋचोऽक्षरे परमे व्योमन् यस्मिन् देवा अधि विश्वे निषेदुः । ऋग्वेद ૧-૧૬૪-૩૯. આ મંત્રમાં વ્યોમ શબ્દ બ્રહ્મનો વાચક છે.

सत्यं ज्ञानमनन्तं ब्रह्म। तैत्ति. ૨-૧-૧. અહીં 'અનંત' શબ્દ બ્રહ્મનો વાચક છે. ॥ ૨૨ ॥

ઉપનિષદમાં જ્યાં-જ્યાં વાક્યમાં પ્રાણ શબ્દ વપરાયો હોય અને તેના અનુસંધાનમાં આવેલાં શેષ વાક્યોમાં બ્રહ્મના ધર્મો જણાવ્યા હોય તો ત્યાં 'પ્રાણ' શબ્દ પણ બ્રહ્મનો વાચક છે એમ સમજવું, તેને માટે આ અતિદેશ સૂત્ર શાસ્ત્રકારે બનાવ્યું છે.

अतएव प्राणः ॥ २३ ॥

પદાર્થ:– (अतएव) આ કારણથી એટલે કે વાકયશેષમાં બ્રહ્મના ધર્મો જણાતા હોવાથી (प्राणः) 'પ્રાણ' શબ્દ પણ આકાશ શબ્દની પેઠે બ્રહ્મનો વાચક છે.

ભાવાર્થ:– છાંદોગ્ય ઉપનિષદમાં ઉલ્લેખ છે કે, ચાક્રાયણ ઉષસ્તિ ઋષિએ યજ્ઞ કરનાર ઋષિઓમાંથી પ્રસ્તોતાનું કામ કરનાર ઋત્વિજને પૂછ્યું કે, प्रस्तोतर्, या देवता प्रस्तावमन्वायत्ता तां चेदविद्वान् प्रस्तोष्यसि, मूर्धा ते विपतिष्यति । छा. १–११–४.

અર્થ:– હે પ્રસ્તોતર, તું પ્રસ્તાવની દેવતાને જાણ્યા વગર જો પ્રસ્તાવનું ગાન કરીશ તો તારું માથું નીચે નમી પડશે; એટલે કે તારું માથું શરમને લીધે નમી પડશે અને મોઢું ફિક્કુ પડી જશે. વિદ્વાનોની સમક્ષ સમજ્યા વગર બોલવું અથવા ગાવું એમાં પોતાને અપમાન સિવાય બીજું કશું મળતું નથી.

ઉષસ્તિનો પ્રશ્ન સાંભળી પ્રસ્તોતા નમ્ર બની ગયો અને ઋષિને વિનંતી કરી કે, હે મહાત્મન્ ! હું પ્રસ્તાવની દેવતાને જાણતો નથી. દેવતાના જ્ઞાન વગર જ પ્રસ્તાવગાન કરું છું. આપ મહાન્ વિદ્વાન્ જણાવ છો, તો મારા ઉપર દયા કરો અને પ્રસ્તાવનો દેવતા કોણ છે તે મને સમજાવો. ઋષિએ ઉત્તરમાં પ્રસ્તોતાને જણાવ્યું કે, प्राण इति होवाच । छा. १-११-५. પ્રસ્તાવનો દેવ પ્રાણ છે.

सर्वाणि ह वा इमानि भूतानि प्राणमेवाभिसंविशन्ति प्राणमभ्युज्जिहते । सैषा देवता प्रस्तावमन्वायत्ता । छा. १–११–५.

અર્થ:– બધાં કાર્યો પ્રાણમાં જ લીન થઇ જાય છે અને પ્રાણમાંથી પાછાં ઉત્પન્ન થાય છે. એ જ 'પ્રાણ' દેવતા પ્રસ્તાવને અનુગત છે.

આ ઠેકાણે પ્રાણનો અર્થ બ્રહ્મ થાય છે. અહીં પ્રાણ એટલે વાયુનો વિકાર લેવાનો નથી.

પ્રાણ શબ્દ બ્રહ્મનો પણ વાચક છે, જેમકે--प्राणवन्धनं हि सौम्य मनः । છા. ૬–૮–૨. ઉદ્દાલક ઋષિ પોતાના પુત્ર શ્વેતકેતુને કહે છે કે, હે સૌમ્ય ! મનનું બંધન પ્રાણ છે. એટલે કે મનનું બંધન બ્રહ્મ છે. બ્રહ્મને પ્રાપ્ત થઈ મન શાંત થાય છે. प्राणस्य प्राणम् । બૃહ. ૪–૪–૧૮. બ્રહ્મ તો પ્રાણનો પણ પ્રાણ છે.

આ પ્રમાણે બ્રહ્મવિષયક 'પ્રાણ' શબ્દ ઉપનિષદ આદિ શાસ્ત્રોમાં પ્રયોજાયેલો છે, અને પ્રાણ એ વાયુનો વિકાર છે એ તો પ્રસિદ્ધ છે.

આમ પ્રાણ શબ્દ બ્રહ્મ અને વાયુવિશેષમાં સાધારણ હોવાથી એ સંશયનું કારણ બન્યો છે. માટે સૂત્રકારે પ્રાણ શબ્દનો અર્થ ઉક્ત સ્થળે બ્રહ્મ બતાવ્યો છે અને તેના આધારમાં વાક્યશેષોમાં બ્રહ્મના ધર્મો પણ સમજાવ્યા છે.

છાંદોગ્ય ઉપનિષદમાં આગળ જતાં ઉદ્ગીથની દેવતા આદિત્ય અને પ્રતિહારની દેવતા અન્ન છે, એમ ઋષિએ જણાવ્યું છે. પણ 'આદિત્ય' અને 'અન્ન' શબ્દો સાધારણ નથી અર્થાત્ પ્રાણની માફક આદિત્યનો અર્થ બ્રહ્મ થતો નથી તેમ અન્નનો અર્થ પણ બ્રહ્મ થતો નથી. આ કારણથી 'આદિત્ય' અને 'અન્ન' શબ્દો સંશય ઉત્પન્ન કરતા નથી. આદિત્યનો અર્થ સૂર્ય જ થાય છે અને અન્નનો અર્થ જે ખાઈ શકાય તે છે.

આ કારણે સૂત્રકારે 'પ્રાણ' શબ્દને ઉપનિષદમાં ઉપરના સ્થળમાં બ્રહ્મ બતાવ્યો છે અને બ્રહ્મ અર્થ કરવામાં યુક્તિ અને પ્રમાણો પણ બતાવ્યાં છે. આ કારણથી પ્રસ્તાવનું ગાન કરતી વખતે પ્રાણનામક બ્રહ્મનું ધ્યાન કરવું જોઈએ.

(૧) હિંકાર, (૨) પ્રસ્તાવ, (૩) ઉદ્ગીથ, (૪) પ્રતિહાર અને (૫) નિધન, આ પાંચ સામગાનના ભાગો છે. આ સંબંધી વિશેષ સમજવાની ઇચ્છા રાખનારે ઉક્ત ઉપનિષદનું એ પ્રકરણ સમજવા પ્રયત્ન કરવો. ॥ ૨૩ ॥

'જ્યોતિઃ' શબ્દ પણ ઉપનિષદમાં બ્રહ્મના અર્થમાં વપરાયો છે. તે આ સૂત્રમાં સમજાવે છે.

ज्योतिश्चरणाभिधानात् ॥ २४ ॥

પદાર્થઃ– (ज्योतिः) 'જ્યોતિ' શબ્દનો અર્થ આ ઠેકાણે બ્રહ્મ થાય છે. (चरणाभिधानात्) એક ચરણનું કથન હોવાથી.

ભાવાર્થઃ– अथ यदतः परो दिवो ज्योतिर्दीप्यते विश्वतः पृष्ठेषु सर्वतः पृष्ठेषु अनुत्तमेषु उत्तमेषु लोकेषु, इदं वाव तद् यदिमस्मिन्नन्तः पुरुषे ज्योतिः । छां. ३–१३–७.

અર્થઃ– 'દિવ લોક ઉપર જ્યોતિ પ્રદીપ્ત છે. વિશ્વના પૃષ્ઠ ઉપર, સર્વના પૃષ્ઠ ઉપર અનુત્તમ અને ઉત્તમ લોકમાં પણ જ્યોતિ દેદીપ્યમાન છે, તે જ જ્યોતિ પુરુષની અંદર પણ છે.' આ ઠેકાણે જ્યોતિ શબ્દ ભૌતિક જ્યોતિ અર્થાત્ પ્રકાશનો વાચક છે, કારણ કે બ્રહ્મ તો રૂપરહિત હોવાથી તેનો પ્રકાશ હોવો સંભવિત નથી. વળી બ્રહ્મ સર્વવ્યાપક હોવાથી તેની મર્યાદા પણ ન હોવી જોઈએ, જ્યારે આ વાક્યમાં તો દિવલોકને મર્યાદા તરીકે બતાવ્યો છે. દિવલોકની ઉપર જ્યોતિપ્રકાશ છે; આવી મર્યાદા અર્થાત્ સીમા સર્વવ્યાપક બ્રહ્મને ન હોય. આ કારણથી આ ઠેકાણે 'જ્યોતિ' શબ્દ ભૌતિક જ્યોતિનો વાચક છે આવું પૂર્વપક્ષનું માનવું છે.

સિદ્ધાંતપક્ષવાદીનું કથન છે કે અહીં સર્વવ્યાપક બ્રહ્મનું એક જ ચરણ બતાવ્યું છે. દિવલોક ઉપર બ્રહ્મનું એક ચરણ પ્રકાશે છે. બ્રહ્મના કાલ્પનિક ચાર ચરણ કહેવામાં આવ્યા છે. તેમાંથી એક ચરણ દિવલોક ઉપર પ્રકાશે છે, બીજા ત્રણ ચરણ અન્યત્ર સર્વ ઠેકાણે પ્રકાશી રહ્યા છે. આ ઠેકાણે પ્રકાશ પણ અભૌતિક પ્રકાશ લેવાનો છે. બ્રહ્મના અલૌકિક પ્રકાશને લીધે જ સૂર્ય આદિ ભૌતિક પ્રકાશ પ્રકાશી રહ્યા છે.

આ પ્રમાણે ઉક્ત વાક્યમાં ચરણનું જ કથન હોવાથી જ્યોતિઃ શબ્દનો અર્થ બ્રહ્મ થાય છે. જે જ્યોતિ બહાર પ્રકાશે છે તે જ

જ્યોતિ પુરુષની અંદર પણ પ્રકાશે છે, એ બ્રહ્મ નામક જ્યોતિની સર્વવ્યાપકતા બતાવે છે.

બ્રહ્મના ચાર ચરણ ઉપનિષદમાં આ પ્રમાણે બતાવવામાં આવ્યા છેઃ तावानस्य महिमा ततो ज्यायाश्च पूरुषः। पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि इति। છા. ૩-૧૨-૬.

અર્થઃ- આનો મહિમા તેટલો છે, તેના કરતાં વધારે મોટો પૂરુષ છે. બધાં ભૂતો અર્થાત્ કાર્યો આ બ્રહ્મ પુરુષનો એક પાદ-ચરણ છે, અને ત્રણ ચરણ અમૃતમય છે અને તે અલૌકિક પ્રકાશમાં છે, એટલે કે બ્રહ્મમાં છે. અખંડ, અવિકારી, સર્વવ્યાપક પરબ્રહ્મના માત્ર કલ્પનારૂપે ચાર ચરણ કહ્યા છે.

'ગાયત્રી' નામ પણ બ્રહ્મનું છે. ગાયત્રીના ચાર ચરણ બતાવ્યા છે તે બ્રહ્મના જ ચાર ચરણ સમજવા.

જોકે અક્ષરાત્મક ગાયત્રીને ત્રણ પાદ હોય છે, છતાં બીજી રીતે ગાયત્રીને ચાર ચરણ બતાવવામાં આવ્યા છે.

જેમકેઃ- सैषा चतुष्पदा षड्विधा गायत्री। પ્રકારાન્તરે ગાયત્રી ચાર ચરણવાળી છે; એટલે કે જો ગાયત્રીનો એક ચરણ છ અક્ષરનો ગણીએ તો ગાયત્રી ચાર ચરણવાળી થાય છે અને આઠ અક્ષરનો ચરણ ગણતાં ગાયત્રી ત્રણ ચરણની થાય છે. આ ગાયત્રી સાથે બ્રહ્મનો અભેદ સંબંધ ઉપનિષદમાં બતાવવામાં આવ્યો છે. એટલે કે ગાયત્રીના ચાર ચરણ બરાબર બ્રહ્મના ચાર ચરણ. એક ચરણમાં બધા લોક-લોકાન્તર સમાવિષ્ટ છે અને ત્રણ ચરણ અલૌકિક પ્રકાશમય સમસ્ત સંસારથી મુક્ત છે.

વ્યાપક બ્રહ્મની જ આવી કલ્પના કરી શકાય. ચોવીસ અક્ષરવાળી ગાયત્રીની આવી કલ્પના ન થઈ શકે. જે કંઇ છે તે બધું ગાયત્રી છે આવી સર્વાત્મકતા બ્રહ્મની હોઈ શકે, અક્ષરાત્મક ગાયત્રીની નહિ. ગાયત્રીનો બ્રહ્મની સાથે અભેદ બતાવવાથી ગાયત્રી છંદનો પણ મહિમા વધી જાય છે.

'अथ यदतः परो दिवः' અહીં દિવ્ શબ્દ પાંચમી વિભક્તિમાં પ્રયુક્ત થયેલો છે; તેનાથી त्रिपादस्यामृतं दिवि સાતમી વિભક્તિમાં વપરાયેલા દિવ્ શબ્દનો પરામર્શ કેવી રીતે થઈ શકે ? સપ્તમી વિભક્તિવાળો 'દિવ્' શબ્દ બારમા ખંડના સાતમા મંત્રમાં છે અને પાંચમી વિભક્તિવાળો 'દિવ્' શબ્દ તેરમા ખંડના સાતમા મંત્રમાં છે. ભિન્ન વિભક્તિમાં વપરાયેલા દિવ્ શબ્દનો પરામર્શ ન થઇ શકતો હોવાથી અહીં अतः परो दिवो ज्योतिर्दीप्यते ચરણનુ કથન છે એ કેમ માની શકાય ? માટે અહીં જ્યોતિરૂપ અર્થની મર્યાદા–હદ બતાવેલી હોવાથી જ્યોતિ શબ્દ બ્રહ્મનો વાચક નથી. આ શંકાનું સમાધાન એમ થઈ શકે છે કે, આ ઠેકાણે પાંચમી અને સાતમી વિભક્તિમાં કશો ફરક નથી. જેમકેઃ— ઝાડ ઉપર પંખી છે અને ઝાડથી પરે ઉપર પંખી છે. આ બને વાકયના અર્થમાં કશો ફરક નથી તેમ दिवः परः અને दिवि अमृतम्, અહીં પણ અર્થમાં કશો ફરક પડતો નથી.

બ્રહ્મ અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરે છે માટે તેને 'જ્યોતિ.' કહેવામાં આવેલ છે. दीप्यते પદ પણ અલૌતિક પ્રકાશ આપનાર હોવાથી બ્રહ્મને માટે વપરાયું છે.

જે જ્યોતિ બહાર છે તે જ પુરુષની અંદર પણ છે. આમ મંત્રમાં સ્પષ્ટ કહ્યું છે, તેથી બ્રહ્મની સર્વવ્યાપકતા કહી છે અને અંદર તથા બહાર એક જ બ્રહ્મ છે એમ સ્પષ્ટ થાય છે.

કોઇપણ લૌતિક જ્યોતિ અંદર અને બહાર એક હોઈ શકે નહિ. શું જે ભૌતિક સૂર્યરૂપ જ્યોતિ બહાર છે તે જ પુરુષની અંદર પણ છે એમ કહી શકાય ? કદી નહિ. ભૌતિક તેજો અંદર અને બહારનાં જુદાં હોય છે. આ કારણથી સ્પષ્ટ થાય છે કે 'જ્યોતિ' શબ્દ બ્રહ્મનો વાચક છે અને દિવની પરે પ્રકાશે છે. એ જે હદ બતાવી છે તે તો બ્રહ્મના એક કાલ્પનિક ચરણની જ વાત છે. ॥ ૨૪ ॥

હવે, ગાયત્રી એ છન્દનું જ નામ છે અને એનુ વર્ણન કરવામાં આવ્યું છે—એ શંકા ઉઠાવી તેનું સમાધાન દૃષ્ટાન્ત આપીને આ આ સૂત્રમાં બતાવે છે.

छन्दोऽभिधानान्नेति चेन्न तथा चेतोर्पणनिगदात् तथाहि दर्शनम् ॥२५॥

પદાર્થઃ– (छन्दोऽभिधानात्) ગાયત્રી છંદના ચરણનું જ છાંદોગ્ય ઉપનિષદમાં ઉક્ત સ્થળે કથન હોવાથી બ્રહ્મના ચરણનું વર્ણન નથી (इति चेत् न) જો એમ કહેવામાં આવે તો એ ઠીક નથી (तथा) બ્રહ્મનું ચરણ માનવાથી તેમાં ચિત્તનું અર્પણ થાય છે તેથી બ્રહ્મનું ચરણ જ આલંકારિક રીતે માનવું જોઈએ. (तथाहि दर्शनम्) છંદો-વાચક શબ્દ અન્ય અર્થમાં વપરાયેલો હોવાથી.

ભાવાર્થઃ– ગાયત્રીને બ્રહ્મ તરીકે માનવાથી તેમાં ચિત્તનું સમર્પણ કરી શકાય છે અને ચિત્ત શાંત થાય છે. જોકે ગાયત્રી એક જાતનો છંદ છે, છતાં તેમાં બ્રહ્મનો અભેદ આરોપાયેલો છે. છંદ અને બ્રહ્મનો વાસ્તવિક અભેદ નથી. ઉપનિષદમાં એ ઠેકાણે આલંકારિક ભાષા વાપરી ગાયત્રીને જ બ્રહ્મ કહેલ છે.

ગાયત્રીને બ્રહ્મ કહેવાનું કારણ એ છે કે જેથી કરી ગાયત્રીરૂપ બ્રહ્મમાં ચિત્તનું સમર્પણ કરી શકાય અને તેથી મનને સ્થિર કરી શકાય.

છાંદોગ્ય ઉપનિષદમાં ઉક્ત ઠેકાણે ગાયત્રી શબ્દ બ્રહ્મરૂપ અર્થને બતાવતો હોવાથી ગાયત્રી શબ્દ પણ ગૌણ બની જાય છે, કારણ કે ગાયત્રીનો વાચ્ય અર્થ તો એક જાતનો છંદ છે, કે જે છંદના ત્રણ અથવા ચાર ચરણ છે અને ચોવીસ અક્ષરોમાં તે ત્રિપદા અથવા ચતુષ્પદા ગાયત્રી કહેવાય છે. આઠ અક્ષરનો ચરણ ગણવામાં આવે તો ત્રિપદા ગાયત્રી અને છ અક્ષરોનો ચરણ ગાનવામાં આવે તો ચતુષ્પદા ગાયત્રી કહેવાય છે.

બ્રહ્માર્થક ગાયત્રી શબ્દ ગૌણવૃત્તિથી પ્રયોજાયેલો છે. બીજા છંદોવાચક શબ્દ પણ ગૌણવૃત્તિથી અન્ય અર્થમાં પ્રયોજાયેલા છે.

જેમકે- છાંદોગ્ય ઉપનિષદ ૪-૩-૮માં દશ અક્ષરવાળા વિરાટ છંદને વાયુ આદિ [1]દસ દ્રવ્યોના સમુદાયમાં વાપર્યો છે. જેમ વિરાટ્ છંદ ગૌણવૃત્તિથી બીજા અર્થમાં વાપર્યો છે તેમ અહીં ગાયત્રી શબ્દ પણ ગૌણવૃત્તિથી બ્રહ્મના અર્થમાં વાપર્યો છે.

આ કારણથી બ્રહ્મના કાલ્પનિક ચરણનું કથન दिवः परो ज्योतिर्दीप्यते આ ઠેકાણે હોવાથી જ્યોતિ શબ્દ બ્રહ્મનો જ વાચક છે. ॥૨૫॥

भूतादिपादव्यपदेशोपपत्तेश्चैवम् ॥ २६ ॥

પદાર્થઃ- (च) અને (भूतादिपादव्यपदेशोपपत्तेः) ભૂત આદિ પાદોના વ્યપદેશની સિદ્ધિ થતી હોવાથી, (एवम्) ગાયત્રી પદ બ્રહ્મને માટે જ પ્રયુક્ત થયેલું છે.

ભાવાર્થઃ- गायत्री वा इदम् सर्वम्। छा. ૩-૧૨-૧. આ ઠેકાણે ગાયત્રી શબ્દ બ્રહ્મને માટે જ પ્રયુક્ત થયેલો છે. કારણ કે ભૂત, પૃથ્વી, શરીર અને હૃદય આ ચાર ગાયત્રીના ચરણ છે એમ ઉક્ત સ્થળમાં ઉપદેશવામાં આવ્યુ છે. જે છંદઃસ્વરૂપ અક્ષરાત્મક ગાયત્રી છે, તેના ચરણ પૃથ્વી આદિ કેવી રીતે હોઈ શકે? ગાયત્રી છંદના ચાર ચરણ કહેવામાં આવે તો છ-છ અક્ષરોનો એક-એક ચરણ થાય. પૃથ્વી આદિરૂપ ચરણ ગાયત્રી છંદના ન હોઈ શકે, માટે ગાયત્રી શબ્દનો અર્થ આ ઠેકાણે બ્રહ્મ જ માનવો જોઇએ. ભૂત, પૃથ્વી, શરીર અને હૃદય આ ચાર ચરણ બ્રહ્મના બની શકે. બ્રહ્મ વ્યાપક હોવાથી આવી રીતે ચરણની કલ્પના કરવામાં કોઈ જાતનો વાંધો નથી. આ કારણથી પાદ શબ્દથી બ્રહ્મનો જ પાદ-ચરણ લેવો જોઇએ અને તેથી જ્યોતિઃ શબ્દ બ્રહ્મનો વાચક છે એમ સમજવું યોગ્ય થઇ શકે છે.

---

૧- અગ્નિ, સૂર્ય, ચંદ્ર, પાણી, વાયુ, વાક્, ચક્ષુ, શ્રોત્ર, મન અને પ્રાણ, આ દસ દ્રવ્યોના સમુદાયને 'કૃત' એવું નામ આપવામાં આવ્યું છે. જુઓ, છાંદોગ્ય ઉપનિષદ અને તેના ઉપરનું ભાષ્ય.

વળી આગળ જતાં લખે છે કે यद्वै तद्ब्रह्मेति, આ સ્પષ્ટ બ્રહ્મ શબ્દનો નિર્દેશ પણ હોવાથી ગાયત્રી શબ્દનો અર્થ આ ઠેકાણે બ્રહ્મ જ થાય છે. ॥ ૨૬ ॥

उपदेशभेदान्नेति चेन्नोभयस्मिन्नप्यविरोधात् ॥ ૨૭ ॥

પદાર્થ :– (उपदेशभेदात्) ઉપદેશમાં ભેદ હોવાથી (न इति चेत् न) એક જ બીજે ઠેકાણે પરામૃષ્ટ થઈ શકે નહિ, જો એમ માનવામાં આવે તોપણ એ ઠીક નથી. (उभयस्मिन् अपि) ઉપદેશ બે પ્રકારના હોવા છતાં તેમાં (अविरोधात्) વિરોધ નથી.

ભાવાર્થ :– दिवि અને दिवः આમ બે પ્રકારનાં કથન છે. ઋચામાં (दिवि) સાતમી વિભક્તિમાં બતાવ્યો છે. એનો અર્થ એ થાય છે કે દિવ રૂપ આધારમાં. दिवः परः આ ઠેકાણે દિવ્ શબ્દ પાંચમી વિભક્તિમાં બતાવવામાં આવ્યો છે અને તે 'દિવ'ને હદ તરીકે બતાવે છે; માટે ઋચામાં કહેલા 'દિવ' શબ્દનું પ્રત્યભિજ્ઞાન અહીં ન થાય એ સ્વાભાવિક છે.

આનો ઉત્તર એ છે કે, આધાર પણ કોઈ ઠેકાણે હદ તરીકે પણ જણાયે છે. જેમકે–'वृक्षाग्रे श्येनः' અહીં વૃક્ષ આધાર તરીકે ઉપદેશાયેલ છે અને 'वृक्षाग्रात् परतः श्येनः' વૃક્ષના શિખરથી આગળ શ્યેન પંખી છે. આ ઠેકાણે જે વૃક્ષ શ્યેન પખીના આધાર તરીકે છે તે જ વૃક્ષ શ્યેન પંખીની હદ તરીકે પણ છે. તે જ પ્રમાણે એક જ દિવ રૂપ અર્થ બ્રહ્મનું ચરણ છે. આ પ્રમાણે સમસ્ત વિશ્વ બ્રહ્મનું એક ચરણ બતાવ્યું છે અને ત્રણ ચરણ અમૃત તરીકે બતાવ્યાં છે. આથી ગાયત્રી શબ્દ બ્રહ્મના અર્થમાં જ વપરાયેલ છે. ગાયત્રીનું ચરણ એટલે બ્રહ્મનું ચરણ સમજવું. દિવની ઉપર જ્યોતિ પ્રકાશે છે, એટલે દિવની ઉપર પણ બ્રહ્મરૂપ જ્યોતિ છે એમ સમજવું. બ્રહ્મરૂપ જ્યોતિના એક જ ચરણમાં સમસ્ત વિશ્વો છે અને ત્રણ ચરણ તો કોઈપણ ભૌતિક અર્થથી અસ્પૃષ્ટ જ રહ્યાં છે. આમ કરી જ્યોતિરૂપ બ્રહ્મની અસીમ વ્યાપકતા બતાવવામાં આવી છે. આવો

અર્થ પુરુષસૂક્તમાં પણ ઉપદેશવામાં આવ્યો છે. જેમકે–पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि ઈત્યાદિ. આ કારણથી છાંદોગ્ય ઉપનિષદમાં ઉક્ત ઠેકાણે જ્યોતિઃ શબ્દ બ્રહ્મનો જ વાચક છે ॥ ૨૭॥

હવે, કૌષીતકિ બ્રાહ્મણોપનિષદમાં પ્રતર્દનવિદ્યા છે, તેમાં પ્રાણ-શબ્દ આવેલો છે. આ પ્રાણ શબ્દ બ્રહ્મને માટે વપરાયો છે, કે શરીરમાં ફરનાર જડ વાયુને માટે વપરાયો છે, કે કોઈ વિશિષ્ટ જીવાત્માને માટે વપરાયો છે? કારણ કે વાક્યશેષોમાં ત્રણેનાં ચિહ્નો જણાય છે. આ કારણથી તે પ્રકરણમાં આવેલા પ્રાણ શબ્દનો અર્થ સિદ્ધાંત તરીકે આ સૂત્રમાં બતાવે છે.

प्राणस्तथानुगमात् ॥ २८ ॥

પદાર્થઃ– (प्राण) પ્રાણ શબ્દ બ્રહ્મનો વાચક જ છે (तथा) તે પ્રકરણમાં તેવો જ (अनुगमात्) અનુગમ થતો હોવાથી.

ભાવાર્થઃ– પ્રતર્દન-વિદ્યાનો આ પ્રમાણે ઉપન્યાસ છે. प्रतर्दनो ह वै दैवोदासिरिन्द्रस्य प्रियं धाम उपजगाम इत्यादि । कौषीतकि ब्राह्मणोपनिषद ३–१.

દિવોદાસનો પુત્ર પ્રતર્દન ઇંદ્રના પ્રિયધામમાં ગયો. તે પોતાના પૌરુષ વડે અને યુદ્ધ કરીને ઇંદ્ર પાસે પહોંચ્યો. ઇંદ્રિ પ્રતર્દનનાં પૌરુષ અને લડાઈમાં કૌશલ જોઇ તેના ઉપર પ્રસન્ન થયો, તેથી પ્રતર્દનને વરદાન માગવા કહ્યું. પ્રતર્દને ઉત્તર આપ્યો કે તમે જ જે હિતતમ હોય એવું વરદાન મને આપો. ઇંદ્રે કહ્યું કે તું મને જ ઓળખી લે. 'હું પ્રાણ છું, પ્રજ્ઞાત્મા છું. આ પ્રાણ આનંદ, અજર અને અમૃત છે.' ઇત્યાદિ રસમય અને ગૂઢાર્થ ભરેલી કથા છે.

આમાં જે પ્રાણ શબ્દ પ્રયુક્ત થયો છે તેને માટે પ્રજ્ઞાત્મા, જ્ઞાનસ્વરૂપ આનંદ, અજર અને અમર વિશેષણો આપેલાં છે. આ વિશેષણોનો અનુગમ અર્થાત્ સંબંધ બ્રહ્મની સાથે જ થઇ શકે છે. હિતતમ વર પણ બ્રહ્મપ્રાપ્તિ સિવાય બીજો કોઇ હોઈ શકે નહિ. આ

કારણથી પ્રતર્દન-વિદ્યામાં વપરાયેલો 'પ્રાણ' શબ્દ પણ બ્રહ્મનો જ વાચક છે, કારણ કે પ્રજ્ઞાત્મત્વ, આનંદ, અજરત્વ અને અમરત્વ, આ ધર્મો બ્રહ્મ સિવાય બીજે કયાંય પણ હોવા સંભવિત નથી. જડ પ્રાણમાં પ્રજ્ઞાત્મતા આદિ ધર્મો નથી. કોઇપણ જીવાત્મામાં પણ અનંતજ્ઞાન અને અનંત આનંદ પણ નથી. આ કારણથી એ પ્રકરણમાં પ્રાણ શબ્દ વાચ્ય બ્રહ્મ જ છે. ॥૨૮॥

આ નીચેના સૂત્રમાં, ઇંદ્ર પોતે જ પ્રાણ શબ્દ વાચ્ય છે, એવી શંકા કરી તેનું સમાધાન કરે છે અને પ્રાણ શબ્દ બ્રહ્મને માટે જ પ્રયુક્ત થયેલો છે એમ જણાવે છે.

न वक्तुरात्मोपदेशादिति चेदध्यात्मसम्बधभूमा ह्यस्मिन् ॥२९॥

પદાર્થ :– (वक्तुः) વક્તાના (आत्मोपदेशात्) પોતાના આત્માનો ઉપદેશ હોવાથી ઇન્દ્ર પોતે જ પ્રાણ શબ્દ વાચ્ય છે. (इति चेत्) જો એમ માનવામાં આવે તો (न) એ ઠીક નથી (हि) કારણ કે (अस्मिन्) આ પ્રતર્દન પ્રકરણમાં (अध्यात्मसम्बन्धभूमा) પરમાત્મગત ધર્મોનો સંબંધ પુષ્કળ પ્રમાણમાં બતાવવામાં આવ્યો છે.

ભાવાર્થ:– આ પ્રતર્દન પ્રકરણમાં ઇન્દ્રે પોતાને જ પ્રાણ કહ્યો છે. मामेव विजानीहि। હે પ્રતર્દન! તું મને જ જાણ. प्राणोऽस्मि प्रज्ञात्मा। હું પ્રાણ છું અને પ્રજ્ઞાત્મા અર્થાત્ જ્ઞાનસ્વરૂપ છું. प्रतर्दन, वरं ते ददामि, હે પ્રતર્દન, હું તને વરદાન આપું છું. તું મને ઓળખી લે, એ જ મનુષ્ય માટે હિતતમ વરદાન છે. त्रीशीर्षाणं त्वाष्ट्रमहनम् अरा-न्मुखान् यतीन् सालावृकेभ्यः प्रायच्छम्...न लोम च मा मीयते। કૌષી. ૩–૧. મેં ત્રણ માથાવાળા ત્વાષ્ટ્રને મારી નાખ્યો છે, મેં વેદાન્તથી વિરુદ્ધ મત ધરાવનાર યતિઓને સાલાવૃકોને આપી દીધા, છતાં મારો વાળ પણ વાંકો થયો નથી. આ પ્રમાણે પોતે પોતાના પુષ્કળ કર્મોનું વર્ણન કર્યું છે અને એમ પણ કહ્યું છે કે તું મારી જ ઉપાસના કર.

આ બધા વર્ણનથી અને આવા પ્રકારના સંવાદથી તો એમ જ

સમજી શકાય છે કે ઇંદ્ર પોતે જ પ્રાણ છે, ઇંદ્ર પોતે જ ઉપાસ્ય છે અને બ્રહ્મ પણ ઇંદ્ર પોતે જ છે.

આનો ઉત્તર એ છે કે, આ પ્રતર્દન પ્રકરણમાં બ્રહ્મના ધર્મનો પુષ્કળ સબંધ બતાવવામાં આવ્યો છે. જેમકે– रथस्यारेषु नेमिरर्पिता नाभावरा अर्पिता एवमेवैता भूतमात्राः प्रज्ञामात्रास्वर्पिताः । प्रज्ञामात्रा प्राणेऽर्पिताः स एष प्राण एव प्रज्ञात्मानन्दोऽजरोऽमृतः । कौपी. उप. ३-९.

અર્થઃ– નેમિ જેમ આરા ઉપર અર્પિત છે તથા આરા જેમ ચક્રની નાભિમાં અર્પિત છે, તેમ બધી જ ભૂતમાત્રાઓ જ્ઞાનસ્વરૂપ આનંદાત્મક અજર અને અમર પ્રાણમાં અર્પિત છે. આ ધર્મો શરીરધારી જીવાત્મવિશેષ ઇન્દ્રને લાગુ પડી શકે નહિ. કોઇપણ વિશિષ્ટ જીવાત્મામાં બધી જ ભૂતમાત્રાઓ અર્પિત નથી. આથી પ્રાણ શબ્દ જીવાત્મવિશેષ ઇંદ્રનો વાચક નથી, પણ બ્રહ્મનો જ વાચક છે. ઇંદ્ર શબ્દનો અર્થ બળવાન્ અને ઐશ્વર્યવાન્ શરીરધારી કોઇ જીવવિશેષ થઇ શકે છે. એમાં જડ-ચેતનાત્મક જગત્ પરોવાયુ નથી. જગત્ પરબ્રહ્મ પરમાત્મામાં પરોવાયું છે, અને એ જ બ્રહ્મ પ્રાણ કહેવાય છે. આ પ્રતર્દન પ્રકરણમાં એ જ નિરંજન, નિરાકાર, જ્ઞાનસ્વરૂપ અને સર્વશક્તિમાન્ પરમેશ્વરને જ પ્રાણ તરીકે સંબોધવામાં આવેલ છે. શરીરધારી ઇંદ્ર બ્રહ્મ નથી તેમ તેનું નામ પ્રાણ પણ નથી ॥ ૨૬ ॥

જ્યારે ઇંદ્ર પોતે ઉચ્ચકોટિનો ઐશ્વર્ય અને શક્તિ ધરાવનાર શરીરધારી જીવવિશેષ છે, તો પછી તેણે પ્રતર્દનને પોતાને જ જાણવા અને પોતાની જ ઉપાસના કરવા શામાટે કહ્યું ? ઉપાસના તો પરમેશ્વરની–પરબ્રહ્મની જ હોઇ શકે, કોઇ જીવવિશેષની નહિ. ઈન્દ્ર ગમે તેટલી ઉચ્ચકોટિએ પહોચ્યો હોય તોપણ તે તો શરીરધારી જીવવિશેષ જ છે, બ્રહ્મ નહિ. ઈન્દ્રે પોતાની ઉપાસના કરવાનું પ્રતર્દનને કહ્યું, શું એ મિથ્યા નથી ? આનો ઉત્તર આ સૂત્રમાં શાસ્ત્રકાર આપે છે.

शास्त्रदृष्ट्या तूपदेशो वामदेववत् ॥ ३० ॥

પદાર્થ :– (तु) 'तु' શબ્દ ઈન્દ્રમાં વાસ્તવિક બ્રહ્મત્વનો નિષેધ બતાવે છે (उपदेशः) 'મારી ઉપાસના કર' વગેરે જે ઉપદેશ આપ્યો છે તે તો (शास्त्रदृष्ट्या) શાસ્ત્રીય દૃષ્ટિને ધ્યાનમાં લઈ કર્યો છે. (वामदेववत्) જેમ વામદેવ ઋષિએ ઉપદેશ કર્યો છે તેમ.

ભાવાર્થ :– 'હું' 'તું' વગેરે શબ્દો કેવળ ચૈતન્યહીન શરીરના વાચક નથી, પણ શરીરમાં રહેનાર આત્માના પણ વાચક છે. ખરું કહીએ તો આત્માને લીધે જ શરીરને 'હું' શબ્દ અથવા 'તું' શબ્દ લાગુ પડે છે.

બ્રહ્મ સર્વવ્યાપક અને સર્વનો અન્તરાત્મા છે. જીવરૂપ ચેતનનો પણ બ્રહ્મ અન્તરાત્મા છે. જેમકે:– यो विज्ञाने तिष्ठन् विज्ञानाद् अन्तरो य विज्ञान न वेद यस्य विज्ञान शरीरं यो विज्ञानमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः । बृह. उप. ३–७–२२. અહીં વિજ્ઞાન શબ્દનો અર્થ જીવાત્મા થાય છે. જે જીવાત્મામાં પણ રહે છે, જીવાત્માથી ભિન્ન છે, જેને જીવાત્મા જાણતો નથી, જેનું શરીર જીવાત્મા છે, જે જીવાત્મામાં રહી જીવાત્માનું નિયમન કરે છે એ જ તારો આત્મા છે અને એ અમૃત છે. આ ઉપદેશથી સિદ્ધ થાય છે કે, ઇંદ્ર પોતે જ પરબ્રહ્મનું શરીર છે. આથી ઇન્દ્ર કહેવાથી ઈન્દ્રમાં રહેલો અન્તર્યામી બ્રહ્મરૂપ મહાન્ આત્મા પણ સમજી શકાય છે. એ અન્તર્યામી આત્માને ધ્યાનમાં લઈ ઈન્દ્રે પ્રતર્દનને ઉપદેશ આપ્યો છે કે તું મને જાણ, અર્થાત્ મારો આત્મા કે જે બ્રહ્મ છે, તેને જાણ. મારી ઉપાસના કર, એટલે કે મારા અન્તરાત્મા બ્રહ્મની ઉપાસના કર. આમ શાસ્ત્રના ઉપદેશને ધ્યાનમાં રાખી ઈન્દ્રે પ્રતર્દનને ઉપદેશ આપ્યો છે. વાસ્તવમાં ઇન્દ્રે પોતાને બ્રહ્મ કહ્યો નથી.

વળી કૌષીતકિ બ્રાહ્મણોપનિષદમાં ઇન્દ્રે જે પોતાને માટે કહ્યુ છે કે મેં ત્વાષ્ટ્રને મારી નાખ્યો, વેદાન્તવિમુખ ઋષિઓને પણ

સાલાવૃકોને આપી દીધા, છતાં મને પાપ લાગ્યું નથી, એ હિંસાથી (મારો વાળ પણ વાંકો થયો નથી વગેરે. આમાં ઇન્દ્રે પોતાની સ્તુતિ કરી નથી પણ બ્રહ્મજ્ઞાનની સ્તુતિ કરી છે. બ્રહ્મજ્ઞાન સૌથી વધારેમાં વધારે પવિત્ર છે; જેને બ્રહ્મજ્ઞાન થયું છે તેને પાપ લાગતું નથી. વળી ઉપર જે હિંસા બતાવી છે તે પણ વાસ્તવિક હિંસા નથી, માત્ર એ તો બ્રહ્મજ્ઞાનની સ્તુતિ કરવા કાલ્પનિક સંવાદ છે. બ્રહ્મજ્ઞાની કોઇની હિંસા કરતો જ નથી. ઇન્દ્રે પ્રતર્દનને જે કંઇ કહ્યું છે તે બધું શાસ્ત્રની દૃષ્ટિએ કહ્યું છે. ઇન્દ્રે પોતાને બ્રહ્મ તરીકે જણાવ્યો નથી.

આવી રીતે બ્રહ્મજ્ઞાની ઋષિઓ અને મહાત્માઓ ઉપદેશ આપે છે. વામદેવ ઋષિએ ઉપદેશ્યું છે કે. હું મનુ હતો, હું સૂર્ય હતો, અને હું કક્ષીવાન્ ઋષિ પણ હતો. અહીં પણ વામદેવે પોતામાં, મનુમાં, સૂર્યમાં અને કક્ષીવાન્ ઋષિમાં રહેલા અંતરાત્માનો જ ઉપદેશ આપ્યો છે અને એ અંતરાત્મા પરબ્રહ્મ જ છે. વામદેવ, મનુ. સૂર્ય અને કક્ષીવાનના આત્માઓ ઉપર બતાવેલા શાસ્ત્રને આધારે બ્રહ્મનાં જ શરીર હતાં. શરીર, જીવાત્માઓ અને શરીરી સર્વનો અન્તર્યામી પરબ્રહ્મ પરમાત્મા જ છે એમ સમજવું. ભાવ એ છે કે ઇન્દ્રે અને વામદેવે પોતાને બ્રહ્મ તરીકે જણાવ્યા નથી. બ્રહ્મ–પરમાત્મા તો સર્વનો અન્તરાત્મા સૌથી જુદો જ છે. ॥૩૦॥

કૌષીતકિ બ્રાહ્મણોપનિષદના પ્રતર્દન પ્રકરણમાં એક બ્રહ્મની જ ઉપાસના કરવા જણાવ્યું છે. ઇન્દ્રનામક કોઇ વિશિષ્ટ જીવાત્મા, કે મુખ્ય પ્રાણ, કે જે જડ છે તેની ઉપાસના કરવા જણાવ્યું નથી; એ વાતનું આ સૂત્રમાં સમર્થન કરે છે.

जीवमुख्यप्राणलिङ्गान्नेति चेन्नोपासात्रैविध्यादाश्रितत्वादिह तद्योगात् ॥ ३१ ॥

પદાર્થઃ– (जीवमुख्यप्राणलिङ्गात्) પ્રતર્દન પ્રકરણમાં જીવાત્મા

शास्त्रदृष्ट्या तूपदेशो वामदेववत् ॥ ३० ॥

પદાર્થ :– (तु) 'તુ' શબ્દ ઈન્દ્રમાં વાસ્તવિક બ્રહ્મત્વનો નિષેધ બતાવે છે (उपदेशः) 'મારી ઉપાસના કર' વગેરે જે ઉપદેશ આપ્યો છે તે તો (शास्त्रदृष्ट्या) શાસ્ત્રીય દૃષ્ટિને ધ્યાનમાં લઈ કર્યો છે. (वामदेववत्) જેમ વામદેવ ઋષિએ ઉપદેશ કર્યો છે તેમ.

ભાવાર્થ :– 'હું' 'તું' વગેરે શબ્દો કેવળ ચૈતન્યહીન શરીરના વાચક નથી, પણ શરીરમાં રહેનાર આત્માના પણ વાચક છે. ખરું કહીએ તો આત્માને લીધે જ શરીરને 'હું' શબ્દ અથવા 'તું' શબ્દ લાગુ પડે છે.

બ્રહ્મ સર્વવ્યાપક અને સર્વનો અન્તરાત્મા છે. જીવરૂપ ચેતનનો પણ બ્રહ્મ અન્તરાત્મા છે. જેમકે:– यो विज्ञाने तिष्ठन् विज्ञानाद् अन्तरो य विज्ञान न वेद यस्य विज्ञान शरीर यो विज्ञानमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः । बृह. उप. ३–७–२२. અહીં વિજ્ઞાન શબ્દનો અર્થ જીવાત્મા થાય છે. જે જીવાત્મામાં પણ રહે છે, જીવાત્માથી ભિન્ન છે, જેને જીવાત્મા જાણતો નથી, જેનું શરીર જીવાત્મા છે, જે જીવાત્મામાં રહી જીવાત્માનુ નિયમન કરે છે એ જ તારો આત્મા છે અને એ અમૃત છે. આ ઉપદેશથી સિદ્ધ થાય છે કે, ઇંદ્ર પોતે જ પરબ્રહ્મનુ શરીર છે. આથી ઇન્દ્ર કહેવાથી ઈન્દ્રમાં રહેલો અન્તર્યામી બ્રહ્મરૂપ મહાન્ આત્મા પણ સમજી શકાય છે. એ અન્તર્યામી આત્માને ધ્યાનમાં લઈ ઈન્દ્રે પ્રતર્દનને ઉપદેશ આપ્યો છે કે તું મને જાણ, અર્થાત્ મારો આત્મા કે જે બ્રહ્મ છે, તેને જાણ. મારી ઉપાસના કર, એટલે કે મારા અન્તરાત્મા બ્રહ્મની ઉપાસના કર. આમ શાસ્ત્રના ઉપદેશને ધ્યાનમાં રાખી ઈન્દ્રે પ્રતર્દનને ઉપદેશ આપ્યો છે. વાસ્તવમાં ઇન્દ્રે પોતાને બ્રહ્મ કહ્યો નથી.

વળી કૌષીતકિ બ્રાહ્મણોપનિષદમાં ઇન્દ્રે જે પોતાને માટે કહ્યું છે કે મેં ત્વાષ્ટ્રને મારી નાખ્યો, વેદાન્તવિમુખ ઋષિઓને પણ

સાલાવૃકોને આપી દીધા, છતાં મને પાપ લાગ્યું નથી, એ હિંસાથી મારો વાળ પણ વાંકો થયો નથી વગેરે. આમાં ઇન્દ્રે પોતાની સ્તુતિ કરી નથી પણ બ્રહ્મજ્ઞાનની સ્તુતિ કરી છે. બ્રહ્મજ્ઞાન સૌથી વધારેમાં વધારે પવિત્ર છે; જેને બ્રહ્મજ્ઞાન થયું છે તેને પાપ લાગતું નથી. વળી ઉપર જે હિંસા બતાવી છે તે પણ વાસ્તવિક હિંસા નથી, માત્ર એ તો બ્રહ્મજ્ઞાનની સ્તુતિ કરવા કાલ્પનિક સંવાદ છે. બ્રહ્મજ્ઞાની કોઇની હિંસા કરતો જ નથી. ઇન્દ્રે પ્રતર્દનને જે કંઇ કહ્યું છે તે બધું શાસ્ત્રની દૃષ્ટિએ કહ્યું છે. ઇન્દ્રે પોતાને બ્રહ્મ તરીકે જણાવ્યો નથી.

આવી રીતે બ્રહ્મજ્ઞાની ઋષિઓ અને મહાત્માઓ ઉપદેશ આપે છે. વામદેવ ઋષિએ ઉપદેશ્યું છે કે. હું મનુ હતો, હું સૂર્ય હતો, અને હું કક્ષીવાન્ ઋષિ પણ હતો. અહીં પણ વામદેવે પોતામાં, મનુમાં, સૂર્યમાં અને કક્ષીવાન્ ઋષિમાં રહેલા અંતરાત્માનો જ ઉપદેશ આપ્યો છે અને એ અંતરાત્મા પરબ્રહ્મ જ છે. વામદેવ, મનુ. સૂર્ય અને કક્ષીવાનના આત્માઓ ઉપર બતાવેલા શાસ્ત્રને આધારે બ્રહ્મનાં જ શરીર હતાં. શરીર, જીવાત્માઓ અને શરીરી સર્વનો અન્તર્યામી પરબ્રહ્મ પરમાત્મા જ છે એમ સમજવું. ભાવ એ છે કે ઇન્દ્રે અને વામદેવે પોતાને બ્રહ્મ તરીકે જણાવ્યા નથી. બ્રહ્મ–પરમાત્મા તો સર્વનો અન્તરાત્મા સૌથી જુદો જ છે. ॥૩૦॥

કૌષીતકિ બ્રાહ્મણોપનિષદના પ્રતર્દન પ્રકરણમાં એક બ્રહ્મની જ ઉપાસના કરવા જણાવ્યું છે. ઇન્દ્રનામક કોઇ વિશિષ્ટ જીવાત્મા, કે મુખ્ય પ્રાણ, કે જે જડ છે તેની ઉપાસના કરવા જણાવ્યું નથી; એ વાતનું આ સૂત્રમાં સમર્થન કરે છે.

जीवमुख्यप्राणलिङ्गान्नेति चेन्नोपासात्रैविध्यादाश्रितत्वादिह तद्योगात् ॥ ३१ ॥

પદાર્થઃ– (जीवमुख्यप्राणलिङ्गात्) પ્રતર્દન પ્રકરણમાં જીવાત્મા

ઉપાસના નથી પણ એક જ ઉપાસના છે અને તે બ્રહ્મની જ ઉપાસના સમજાવી છે. ॥ ૩૧ ॥

इति वेदान्तदर्शने गुर्जरभाषाभाष्ययुते
प्रथमाध्यायस्य प्रथमः पादः ।

* * *

अथ प्रथमाध्यायस्य द्वितीयः पादः ।

હવે આ પહેલા અધ્યાયના બીજા પાદમાં ઉપનિષદના કેટલાંક વાકયોનો સંદિગ્ધ અર્થ છે તેને સ્પષ્ટ કરે છે. આ પાદમાં વિચારાતાં વાકયો બ્રહ્મનું પ્રતિપાદન કરે છે, છતાં કેટલાક વિદ્વાનો અન્ય અર્થનું પ્રતિપાદન કરનારાં જણાવે છે; માટે એના ઉપર વિચાર કરી નિર્ણય બતાવવામાં આવે છે.

सर्वत्र प्रसिद्धोपदेशात् ॥ १ ॥

પદાર્થ.- (सर्वत्र) સર્વ વેદાન્તોમાં બ્રહ્મનો (प्रसिद्धोपदेशात्) પ્રસિદ્ધ ઉપદેશ હોવાથી પ્રસ્તુત વાકયોમાં પણ બ્રહ્મનો ઉપદેશ છે.

ભવાર્થ.- છાંદોગ્ય ઉપનિષદમાં જણાવવામાં આવ્યું છે કે स क्रतु कुर्वीत । ૩-૧૪-૨. જીવાત્માએ ઉપાસના કરવી જોઈએ. क्रतु એટલે સંકલ્પ અને ધ્યાન. ઉપાસના પણ ધ્યાન જ કહેવાય છે.

હવે અહીં શંકા એ ઉત્પન્ન થાય છે કે ઉપાસના કોની કરવી ? આનો ઉત્તર એ આપવામાં આવ્યો છે કે જે મનોમય, પ્રાણશરીર અને ભારૂપ પુરુષ છે તેની ઉપાસના કરવી.

અહીં પૂર્વપક્ષવાદી વિદ્વાનો કહે છે કે જીવાત્મા કરણનો= ઈંદ્રિયોનો અધિપ છે, માટે મન અને પ્રાણનો સંબંધ જીવાત્માને જ હોય છે, બ્રહ્મરૂપ પરમાત્માને નહિ. બ્રહ્મ તો अप्राणो ह्यमनाः शुभ्रः । મુ. ઉપ. ૨-૨. પ્રાણના સંબંધથી અને મનના સંબંધથી રહિત છે અને તે શુભ્ર અર્થાત્ શુદ્ધ છે. આ ઉપરથી 'મનોમય'રૂપ

કોઈ વિશિષ્ટ જીવાત્માની ઉપાસના કરવા આ ઠેકાણે છાંદોગ્ય ઉપનિષદમાં જણાવ્યું છે.

આ પૂર્વપક્ષનો ઉત્તર એ છે કે 'मनोमय' અને 'प्राणशरीर' આ નામ પરબ્રહ્મ પરમાત્માને માટે પ્રયોજાયાં છે અને તેથી બ્રહ્મ જ ઉપાસ્ય છે.

सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्त उपासीत। છા. ૩-૧૪-૧. આ બધું જગત્ બ્રહ્મ છે એટલે કે બ્રહ્મથી જ ઓતપ્રોત છે. બ્રહ્મને લીધે જ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયો થયા કરે છે. માટે ઉપાસક મુમુક્ષુ જીવાત્માએ સર્વસંશયોથી મુક્ત થઈ પરમ શાંતિ રાખી मनोमय અને प्राणशरीर પરબ્રહ્મ પરમાત્માની ઉપાસના કરવી જોઈએ.

પરબ્રહ્મ પરમાત્માને मनोमय એટલા માટે કહ્યા છે કે એ વિશુદ્ધ મનથી ગ્રાહ્ય છે. મન પવિત્ર હોય, એમાં કોઈપણ રાગ-દ્વેષ ન હોય અને પરમાત્માના મનનમાં જ નિમગ્ન હોય તો તેવા મનથી પરમાત્માનું ગ્રહણ કરી શકાય છે. પરમાત્મા મનથી પણ ગ્રહણ કરી શકાતો નથી એ કથન તો અશુદ્ધ મનને ઉદ્દેશીને કહેવામાં આવ્યું છે. मनसैवेदमाप्तव्यम्। કઠોપ. ૨-૧-૧૧. આ પણ ઉપનિષદ્નું કથન છે અને એનો અર્થ એ જ છે કે બ્રહ્મ વિશુદ્ધ મનથી મેળવી શકાય છે.

'प्राणशरीर' પરમાત્મા એટલા માટે છે કે, એ પ્રાણનો પણ પ્રાણ છે. પ્રાણમાં એ પરબ્રહ્મ પરમાત્મા વિદ્યમાન છે. મન અને પ્રાણનો સંબંધ જીવાત્માને કર્મને લીધે છે અને પરમાત્માને એનો સંબંધ પરમાત્માની વ્યાપકતાને લીધે છે—આમ બંનેના સંબંધમાં પણ ફરક છે. આથી સ્પષ્ટ થાય છે કે, ઉપાસક, જિજ્ઞાસુ અને મુમુક્ષુઓએ मनोमय અને प्राणशरीर પરબ્રહ્મ પરમાત્માની ઉપાસના કરવી જોઈએ. કારણ કે સર્વ ઉપનિષદોમાં તથા અન્ય સત્શાસ્ત્રોમાં પરબ્રહ્મ પરમાત્માની ઉપાસના કરવાનો પ્રસિદ્ધ ઉપદેશ છે. ॥ ૧ ॥

'मनोमय' અને 'प्राणमय' જીવાત્મા પણ છે, કારણ કે કર્મને લીધે જીવનો મન અને પ્રાણ સાથે સંબંધ છે; તો પછી એ શબ્દોથી કોઈ વિશિષ્ટ જીવાત્માને શામાટે ન લેવો? અને તેની ઉપાસના શામાટે ન કરવી? આનો ઉત્તર આ નીચેના સૂત્રમાં આપવામાં આવે છે.

विवक्षितगुणोपपत्तेश्च ॥ २ ॥

પદાર્થ :– (च) અને (विवक्षितगुणोपपत्तेः) આગળ આત્મામાં જે ગુણોની વિવક્ષા કરી છે તેની ઉપપત્તિ બ્રહ્મમાં જ થઈ શકે છે.

ભાવાર્થ :– मनोमय શબ્દનો અર્થ–જે આત્માનું વિશુદ્ધ મનથી ગ્રહણ થાય તે. પરમાત્માનું વિશુદ્ધ મનથી ગ્રહણ થાય છે તેથી, તે 'મનોમય' આત્મા કહેવાય છે. પરમાત્મા પ્રાણનો પણ પ્રાણ છે. પ્રાણને ઉત્પન્ન કરનાર અને તેને સ્થિતિમાં રાખનાર પરમાત્મા છે. પરમાત્મા સર્વવ્યાપક હોવાથી પ્રાણમાં પણ વિદ્યમાન છે; માટે એ 'પ્રાણશરીર' પણ કહેવાય છે. છતાં પણ પૂર્વપક્ષવાદીના મત પ્રમાણે જીવાત્મા કર્મના સંબંધને લીધે મન અને પ્રાણ સાથે જોડાય છે, તેથી 'મનોમય' અને 'પ્રાણશરીર' જીવાત્મા જ છે અને એની જ ઉપાસના કરવી જોઇએ. જો આ વાત સ્વીકારવામાં આવે તો આ જ પ્રકરણમાં આગળ જે ગુણો બતાવવામાં આવ્યા છે તે જીવાત્મામાં હોવા સિદ્ધ થઈ શકતા નથી, તેનું શું? જેમકે– 'સત્યસંકલ્પ;' શું જીવાત્મા સત્યસંકલ્પ છે? જીવાત્માના ઘણા યે સંકલ્પ ખોટા પડે છે. જગત બનાવવાનો એનો સંકલ્પ સાચો થઈ શકતો નથી. તેમ જ ઉપાસનીય આત્માને 'આકાશાત્મા' કહ્યો છે. આકાશની માફક જે વ્યાપક છે તે આત્મા આકાશાત્મા કહેવાય છે. શું જીવાત્મા સર્વવ્યાપક છે? નહીં જ. વળી આગળ જતાં એ આત્માને સર્વકર્મા, સર્વકામ, સર્વગંધ, સર્વરસ, સર્વને ગ્રહણ કરીને જે રહ્યો છે सर्वमिदम् अभ्यात्तः કહ્યો છે; આ બધા ગુણો જીવાત્મામાં સંભવી શકતા નથી અને પરમાત્મામાં સંભવી શકે છે.

શ્રી લોકમાન્ય તિલકે લખ્યું છે કે 'અનેક દેવતાની ઉપાસના કરવી એ હિંદુ ધર્મનું લક્ષણ છે.' પણ આ વાત આ બ્રહ્મવાક્ય સાથે બંધ બેસતી નથી. બ્રહ્મ સિવાય બીજા કોઈ આત્મા ઉપાસ્ય નથી એમ વેદાંત કહે છે.

આ સૂત્રમાં સ્વામીશ્રી શંકરાચાર્યજીએ 'વિવક્ષિત' શબ્દ ઉપર શંકા ઉઠાવી સમાધાન કર્યું છે. તે આ પ્રમાણે છે: 'ઉપનિષદ એ વેદો છે. વેદો અનાદિ છે તેથી તેમાં કોઈની વિવક્ષા હોઇ શકે નહિ. માટે વિવક્ષિત ગુણો એટલે ઉપાદેય ગુણો, અર્થાત્ ઉપાસના કરવામાં ગ્રહણ કરવા યોગ્ય ગુણો.'

અહીં એમણે કયાં ઉપનિષદો વેદો છે? શું બધા જ ઉપનિષદો વેદો છે? એનો કશો ખુલાસો કર્યો નથી ઉપનિષદો તો સો ઉપરની સંખ્યામાં ઉપલબ્ધ થાય છે. આ બધાં અનાદિ હોય એમ તે-તે ઉપનિષદોનો અભ્યાસ કરતાં યોગ્ય લાગતું નથી. અમને તો ઉપનિષદો ઋષિઓની રચના લાગે છે. વાક્યોમાં જે ગુણોનો ઉપદેશ છે તે તે વક્તાના ગુણોનું પ્રતિબિંબ છે, માટે ઉપનિષદનાં વાક્યોમાં જણાતા ગુણોને વિવક્ષિત ગુણો કહેવામાં અમને કશું અનુચિત જણાતું નથી.

मनसैवेदमाप्तव्यम् । कठोप. ૨-૧૧. આ ઉપનિષદ-વાક્યથી સમજાય છે કે વિશુદ્ધ મનથી બ્રહ્મનું ગ્રહણ થઇ શકે છે, એટલે કે વિશુદ્ધ મનથી બ્રહ્મ જાણી શકાય છે; માટે બ્રહ્મ આત્મા 'મનોમય' છે એમ કહેવામાં કંઇ ખોટું નથી. સાર એ નીકળે છે કે मनोमय, प्राणशरीर, भारूप અને सत्यसंकल्प આદિ ગુણવાળા પરમાત્માની જ ઉપાસના કરવી જોઇએ. 'सर्वं खल्विदम् ब्रह्म' જ્યાં-જ્યાં નજર કરો ત્યાં-ત્યાં બ્રહ્મ છે, કારણ કે તે વ્યાપક છે; માટે શાંત થઈ એની ઉપાસના કરવી જોઇએ ॥ ૨ ॥

મનનો અને પ્રાણનો સંબંધ જીવાત્મા સાથે કર્મને લીધે થયો છે. જીવ જ્યાંસુધી મુક્ત ન થાય ત્યાંસુધી તે મનથી અને

પ્રાણથી રહિત થઇ શકતો નથી. માટે मनोमय અને ' प्राणमय ' આત્મા શારીર ( જીવાત્મા ) જ હોવો જોઇએ અને એને જ ઉપાસ્ય માનવો જોઈએ. આનો ઉત્તર આ સૂત્રમાં આપવામાં આવે છે.

अनुपपत्तेस्तु न शारीरः ॥ ३ ॥

પદાર્થ:–(तु) શંકાની નિવૃત્તિને સૂચવે છે. (अनुपपत्तेः) અન્ય ગુણોની ઉપપત્તિ જીવાત્મામાં થતી ન હોવાથી मनोमय આત્મા (शारीरः) જીવાત્મા (न) નથી પણ બ્રહ્મ છે.

ભાવાર્થ:– મનોમયત્વ અને પ્રાણમયત્વ ધર્મો જીવાત્મામાં છે એની ના નથી, પણ આગળના બીજા સત્યસંકલ્પત્વ આદિ ધર્મો જીવાત્મામાં સંભવી શકતા નથી. માટે સત્યસંકલ્પત્વ આદિ ધર્મોના પ્રવાહમાં પડેલા મનોમયત્વ અને પ્રાણશરીરત્વ ધર્મો પણ બ્રહ્મના જ ધર્મ માનવા યોગ્ય છે. આ કારણથી મનોમય, પ્રાણશરીર, ભારૂપ, સત્યસંકલ્પ, આકાશાત્મા, સર્વકર્મા, સર્વકામ, સર્વગંધ, સર્વરસ, સર્વનું ગ્રહણ કરનાર, અવાકી અને અનાદર (પરત્મામા 'આપ્તકામ' અથવા 'અકામ' હોવાથી એને કોઈપણ વિષયભોગનો આદર નથી, માટે તેને 'અનાદર' કહ્યા છે ) આદિ ગુણવાળો આત્મા બ્રહ્મ જ સંભવી શકે છે, જીવાત્મા નહિ. માટે બ્રહ્માત્મા જ ઉપાસ્ય છે. ॥ ૩ ॥

कर्मकर्त्तृव्यपदेशाच्च ॥ ४ ॥

પદાર્થ:– (च) અને (कर्मकर्तृव्यपदेशात्) કર્મ અને કર્તાનો વ્યપદેશ–કથન હોવાથી.

ભાવાર્થ:– પ્રાપ્ત થનાર અને પ્રાપ્ત કરવા યોગ્ય પદાર્થ, આ બે જુદા-જુદા હોય છે. પ્રાપ્ત થનાર કર્તા કહેવાય છે અને પ્રાપ્ત કરવા યોગ્ય પદાર્થ કર્મ કહેવાય છે. ઉપાસક પ્રાપ્ત થનાર હોય છે અને ઉપાસ્યનો અર્થ પ્રાપ્ત કરવા યોગ્ય હોય છે. આમ કર્તા અને કર્મમાં સ્પષ્ટ ભેદ હોય છે. इतः प्रेत्य अभिसंमवितास्मि ॥ છાં. ઉપ. ૩–૪. ઉપાસક કહે છે કે, ' હું આ શરીરમાંથી નીકળી મારા ઉપાસ્ય દેવ પરબ્રહ્મને પ્રાપ્ત થઇશ.' આ કથન સ્પષ્ટ કરે છે કે

'મનોમય' અને 'પ્રાણુશરીર' આદિ શબ્દ વાચ્ય અર્થ પરબ્રહ્મ પરમાત્મા જ છે અને એ જ ઉપાસ્ય છે. જીવાત્મા તો ઉપાસક છે. ઉપાસક અને ઉપાસ્ય એક હોતા નથી. ॥ ૪ ॥

વેદાંતમાં તો એક જ આત્મા હોવાનુ જણાવ્યુ છે. 'सर्वं खल्विदं ब्रह्म,' આ વાક્યથી પણ એક જ આત્મા છે એમ જણાય છે. શારીર અર્થાત્ જીવાત્મારૂપ બીજો કોઈ આત્મા નથી, તો પછી શારીર આત્મામા સત્યસંકલ્પત્વાદિ ગુણોની ઉપપત્તિ થઈ શકતી નથી એમ કહેવાનો શો અર્થ છે? नान्योऽतोऽस्ति द्रष्टा, પરમાત્મા સિવાય બીજો કોઈ દ્રષ્ટા જ નથી એમ બૃહદારણ્યક ઉપનિષદમાં ઉપદેશ્યું છે; તો પછી બે આત્માની વાત ક્યાંથી ઉત્પન્ન થાય છે? આનો ઉત્તર આ સૂત્રમાં છે.

शब्दविशेषात् ॥ ५ ॥

પદાર્થઃ– (शब्दविशेषात्) બીજો શારીર આત્મા હોવામાં શબ્દ-પ્રમાણ હોવાથી.

ભાવાર્થ.– બીજો શારીર આત્મા હોવામાં પુષ્કળ પ્રમાણો છે. જેમકે :– व्रीहिर्वा यवो वा श्यामाको वा, श्यामाकतण्डुलो वा एवमयमन्तरात्मन् पुरुषो हिरण्मयः। शतपथ ब्राह्मण–१०–६–३–२. આ પ્રમાણમાં જણાવ્યું છે કે શારીર આત્માની અંદર સૂક્ષ્મ આત્મા રહેલો છે અને તે હિરણ્મય છે. अन्तरात्मन् આ શબ્દ સાતમી વિભક્તિમાં પ્રયોજાયો છે અને તેમાં રહેલો पुरुषः પહેલી વિભક્તિમાં પ્રયોજાયો છે. આથી પરમાત્મા અને જીવાત્મા એમ બે આત્મા હોવાનુ સ્પષ્ટ જણાય છે. આ સિવાય બીજાં પણ શારીર આત્મા અને પરમ આત્મા હોવાનાં પ્રમાણો છે. જેમકે:–

ज्ञाज्ञौ द्वावजावीशानीशौ। (श्वेताश्व उपनिषद)

આ પ્રમાણમાં તો द्वौ (બે) એવો સ્પષ્ટ ઉલ્લેખ છે.

नित्यो नित्यानां चेतनश्चेतनानाम्। (श्वेताश्व उपनिषद)

નિત્ય અને ચેતન આત્માઓ ઘણા છે. તેમાં પરમાત્મા એક છે અને તે નિત્ય, ચેતન અને સર્વવ્યાપક છે. જ્યાં પરમાત્માને સૂક્ષ્મ બતાવેલ છે તે તો સ્થાનની ઉપાધિને લીધે છે અને ધ્યાન કરવા માટે ઉપદેશેલ છે. આથી સ્પષ્ટ છે કે જીવાત્મા અને પરમાત્મા બંને છે. પરમાત્મા ઉપાસ્ય છે અને જીવાત્મા ઉપાસક છે. વિશુદ્ધ મનથી પરમાત્માનું ગ્રહણ થતું હોવાથી એ મનોમય છે અને જીવાત્માને મન સાથે કર્મને લીધે મનનો સંબંધ છે, માટે જીવાત્મા પણ 'મનોમય' છે; પણ ઉપાસ્ય તરીકે મનોમય આત્મા તો પરમાત્મા જ છે. ॥ ૫ ॥

જેમ શ્રુતિમાં જીવાત્મા અને પરમાત્મા બે ભિન્ન છે એમ જણાવ્યું છે, તેમ સ્મૃતિમાં પણ જણાવવામાં આવ્યું છે તે આ સૂત્રમાં સમજાવે છે.

स्मृतेश्च ॥ ६ ॥

પદાર્થઃ– (च) અને (स्मृतेः) સ્મૃતિથી પણ બે આત્મા હોવાનું સિદ્ધ થતું હોવાથી.

ભાવાર્થઃ– વેદ અને ઉપનિષદ ઉપરાંત સ્મૃતિગ્રંથથી પણ બ્રહ્મ અને શારીર આત્મા (જીવાત્મા) હોવાનું સિદ્ધ થાય છે. જેમકે:–

ईश्वरः सर्वभूताना हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥ गीता १८-६१.

ગીતાને સ્મૃતિ કહેવામાં આવે છે કારણ કે એ મહાભારતનું એક પ્રકરણ છે; અને મહાભારતના કર્તા વ્યાસ છે એટલે તે વ્યાસ મુનિની સ્મૃતિ છે. ગીતામાંના ઉપરના શ્લોકનો અર્થ આ પ્રમાણે છે કેઃ– 'ઈશ્વર સર્વ પ્રાણીઓના હૃદયમાં વસે છે અને તે પોતાની શક્તિથી યંત્રારૂઢ થયેલાં સર્વ જડ અને ચેતનતત્ત્વોને ચલાવે છે. આમાં ઈશ્વર અને જીવાત્માઓમાં સ્પષ્ટ ભેદ બતાવ્યો છે. ઈશ્વર એટલે બ્રહ્મ. આ પ્રમાણે શારીર આત્મા અને પરબ્રહ્મ આત્મા બંને જુદા-જુદા છે.

આ સૂત્રમાં સ્વામીશ્રી શંકરાચાર્યજીએ વસ્તુતઃ આત્મા તો એક જ છે અને તે વ્યાપક છે, છતાં દેહ, ઈંદ્રિય, મન અને બુદ્ધિરૂપ ઉપાધિથી એ જ આત્મા શારીર આત્મા એટલે કે જીવાત્મા બને છે. જેને અંતઃકરણરૂપ ઉપાધિઓ લાગી છે તે જીવાત્મા અને જેને ઉપાધિ નથી લાગી તે પરબ્રહ્મ આત્મા છે એમ જણાવ્યું છે. પણ આ કથનને વેદનો આધાર નથી.

ઉપાસક શારીર આત્મા હોય છે જ્યારે ઉપાસ્ય પરબ્રહ્મ આત્મા હોય છે. આમ સ્પષ્ટ ભેદ છે. ॥ ૬ ॥

પરમાત્માનું સ્થાન જો હૃદય અથવા બુદ્ધિરૂપ ગુહા હોય તો પરમાત્મા એકદેશી અને અવ્યાપક બની જાય, વેદ વેદાંતમાં તો પરમાત્માને વ્યાપક કહ્યો છે માટે તે કોઈ અલ્પ સ્થાનમાં આધેય તરીકે ન હોઇ શકે. આ શંકાનું સમાધાન આ સૂત્રમાં આપવામાં આવે છે.

अर्भकौकस्त्वात् तद्व्यपदेशाच्च नेति चेन्न निचाय्यत्वा
देवं व्योमवच्च ॥ ७ ॥

પદાર્થ :– (अर्भकौकस्त्वात्) अर्भकम्=अल्पम् ओकः=स्थान यस्य सः अर्भकौकाः तस्य भावः, अर्भकौकस्त्वम् तस्मात्– હૃદયાદિ સ્થાનો નાનાં હોવાથી જો પરમાત્મા આધેય તરીકે તેમાં સમાવિષ્ટ થતો હોય તો પરમાત્મા પરિચ્છિન્ન થઈ જાય છે તેથી (च) અને (तद्व्यपदेशात्) ઉપનિષદમાં જ આત્માને સૂક્ષ્મ કહેલ હોવાથી, હૃદયાદિ સ્થાનોમાં રહેલ આત્મા પરમાત્મા નથી, કિન્તુ એ સ્મૃતિનું કથન જીવાત્મા માટે હોવું જોઈએ, અને મનોમય, પ્રાણશરીર અને ભારૂપ આત્મા પણ જીવાત્મા છે એમ માનવું જોઇએ. (इति चेत्) જો એવી શંકા કરવામાં આવે તો એ (न) ઠીક નથી. (निचाय्यत्वात्) હૃદયાદિ અલ્પસ્થાનમાં મહાન્ પરમાત્માનો સાક્ષાત્કાર કરવાનું કહેલ હોવાથી, (एवम्) એવો નિર્દેશ કર્યો હોવાથી (च) અને (व्योमवत्) પરમાત્મા

આકાશની પેઠે નાના-મોટા સર્વ સ્થાનોમાં પ્રાપ્ત થયેલ છે. અહીં પરમાત્માને આધેય તરીકે કહેવાનો અર્થ નથી.

ભાવાર્થ :- सर्वं खल्विद ब्रह्म तज्जलानिति शान्त उपासीत। છાંદોગ્ય ઉપનિષદના આ પ્રકરણમાં બ્રહ્મનું સ્થાન બહુ જ અલ્પ બતાવ્યું છે. જેમકે- एप म आत्मा अन्तर्हृदये अणीयान् व्रीहेः, મારા હૃદયમાં આ બ્રહ્મરૂપ આત્મા વિદ્યમાન છે અને વ્રીહિ અને જવના દાણા કરતાં પણ વધારે નાનો એ આત્મા છે.

હવે ધારો કે જેને રહેવાનું સ્થાન બહુ જ નાનું હોય તે સર્વવ્યાપક કેવી રીતે હોઇ શકે ? વળી ઉપનિષદમાં જ अणीयान् व्रीहेर्यवाद् वा ઇત્યાદિ કથનોથી અલ્પ કહેલ છે; આથી સ્પષ્ટ સમજાય છે કે હૃદયાદિરૂપ અલ્પ સ્થાનોમાં રહેનાર અને સમાનાર આત્મા બ્રહ્મ નથી પણ જીવાત્મા છે. બ્રહ્મ તો મુંડક ઉપનિષદમાં બતાવ્યા પ્રમાણે સર્વકાર્યોનું કારણ અને વ્યાપક છે. જેમકે:- नित्य विभु सर्वगतं सुसूक्ष्मं तदव्यय यद् भूतयोनि परिपश्यन्ति धीराः ॥ मुडक उप. १-१-६.

બ્રહ્મને માટે એવી શંકા કરવી એ બરાબર નથી, કારણ કે, બ્રહ્મ તો સર્વવ્યાપક જ છે. હૃદયાદિ સ્થાનોમાં ય છે અને તેની બહાર પણ છે, એ કોઇનો આધેય નથી, છતાં હૃદયાદિ સ્થાનો તો તેમાં બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા માટે બતાવેલ છે. હૃદયાદિ સ્થાનોમાંના કોઈપણ સ્થાનમાં જો બ્રહ્મનો સાક્ષાત્કાર થાય તો બ્રહ્મ હૃદયમાં જ છે અને બીજે નથી એમ માનવાનું નથી, એ તો તેનાથી બહાર પણ છે. નર્મદા નદીને ભરૂચ શહેર પાસે જોઇ તેથી એમ ન માની શકાય કે એ નદી બીજે ઠેકાણે નથી.

દાખલા તરીકે આકાશ: આકાશ વ્યાપક છે છતાં સોયના નાકામાં આકાશ અલ્પ છે એમ કહેવાય છે, તેથી નિષ્પ્રદેશ આકાશ અલ્પ બની જતું નથી, એ તો સોયના નાકા બહાર સર્વત્ર વિદ્યમાન છે. આ પ્રમાણે હૃદયાદિ અલ્પ સ્થાનોમાં બ્રહ્મ છે એ કથન બ્રહ્મનો એમાં સાક્ષાત્કાર કરવા માટે કહેલ છે. હૃદયમાં જ બ્રહ્મ

છે અને બીજે નથી એમ કહેવાનું તાત્પર્ય નથી. એ તો ज्यायान् पृथिव्याः, ज्यायान् अन्तरिक्षात् । ज्यायान् दिवः, ज्यायान् एभ्यो लोकेभ्यः । પૃથ્વી, આકાશ, દ્યુલોક અને સર્વ લોકોથી વધારે મોટો બ્રહ્મ-આત્મા છે. વિશુદ્ધ મનથી એ મહાન્ આત્માનો હૃદયમાં સાક્ષાત્કાર થાય છે. ॥ ૭ ॥

જો પરમાત્માને સર્વવ્યાપક માનવામાં આવે તો એ જીવાત્મામાં પણ ઓતપ્રોત હોવાથી જીવાત્મામાં જે રાગ, દ્વેષ અને મોહાદિ દોષો છે તે બ્રહ્મમાં પણ આવી જાય. દુર્ગન્ધવાળા સ્થાનમાં જો માણસ જાય તો તે દુર્ગન્ધ તે માણસમાં પણ આવે છે, તેમ જીવાત્મામાં સુખ દુઃખ છે તે પરમવ્યાપક પરમાત્મામાં પણ આવવાં જોઈએ. આ શંકાનો ઉત્તર આ સૂત્રમાં આપવામાં આવે છે.

संभोगप्राप्तिरिति चेन्न वैशेष्यात् ॥ ८ ॥

પદાર્થઃ- (सम्भोगप्राप्ति) જીવાત્માને જે સુખ-દુઃખનો ભોગ છે તે પરમાત્માને પ્રાપ્ત થવો જોઈએ (इति चेत्) જો એવી શંકા કરવામાં આવે તો (न) એ ઠીક નથી (वैशेष्यात्) વિશેષતા હોવાથી.

ભાવાર્થઃ- પરમવ્યાપક જો પરમાત્મા હોય તો તેને જીવાત્માની અંદર બહાર સર્વત્ર માનવા ઘટે અને તેથી જીવાત્મામાં જે સુખ-દુઃખરૂપ સંભોગ છે તે બ્રહ્મને પણ પ્રાપ્ત થાય જ. માટે પરમાત્માને વ્યાપક ન માનવા જોઈએ.

આ શંકા બરાબર નથી, કારણ કે પરમાત્મા તો તપાપ્મા (પાપરહિત) છે. પરમાત્મામાં ધર્મ અને અધર્મ નથી, અને સુખ-દુઃખ વગેરે ધર્મ અને અધર્મનાં ફળ છે. માટે ધર્મ અને અધર્મના અભાવને લીધે પરમાત્મામાં સુખ-દુઃખરૂપ સંભોગ નથી. તેમ પરમાત્મામાં અજ્ઞાન નથી, તેથી અજ્ઞાનમૂલક રાગદ્વેષ પણ તેમાં નથી. કેવળ વ્યાપકતાને લીધે બીજાના દોષો પરમાત્મામાં માનવા એ પ્રમાણભૂત નથી.

વસ્તુની શક્તિનો પણ વિચાર કરવો જોઈએ. જેમકે : અગ્નિ

બધાને બાળે છે પણ આકાશ અગ્નિમાં હોવા છતાં અગ્નિ આકાશને બાળી શકતો નથી. આનું કારણ એ છે કે આકાશમાં બળવાની જ શક્તિ નથી. આ જ કારણથી વેદમાં તથા ઉપનિષદોમાં પરમાત્માને અભોક્તા કહેલ છે. જેમકેઃ अनश्नन् अन्योऽभिचाकशीति; પરમાત્મા અભોક્તા છે અને સર્વ કોઇને જોઇ રહ્યો છે. પૂર્ણકામ પરમાત્મામાં કોઇપણ રીતે સુખ-દુઃખરૂપ ભોગ સંભવી શકે નહિ.

સર્વજ્ઞાનવાળો પરમાત્મા છે તેથી રાગ, દ્વેષ અને મોહ પણ પરમાત્મામાં હોઇ શકે નહિ. અજ્ઞાન હોય તો જ રાગાદિ દોષો સંભવી શકે. પરમાત્મામાં અજ્ઞાન નથી તો રાગાદિ દોષો પણ નથી. જ્યાં મૂળ જ નથી ત્યાં શાખા આદિ હોવાનો સંભવ જ કયાંથી હોય.

આ કારણથી પરમાત્માને સર્વવ્યાપક માનવામાં કોઈપણ જાતનો દોષ નથી. પરમાત્માનું સર્વવ્યાપકત્વ હોવું એ વેદશાસ્ત્ર અને વેદાન્ત-સંમત છે, તથા યુક્તિ અને પ્રમાણથી પણ એ સિદ્ધ છે. ॥ ૮ ॥

अत्ता चराचरग्रहणात् ॥ ९ ॥

પદાર્થઃ- (चराचरग्रहणात्) ચર અને અચર સંપૂર્ણ જગતનો પ્રલય-કર્તા (अत्ता) પરમાત્મા અત્તા છે, એટલે કે અદન કરનાર છે.

ભાવાર્થઃ- કઠોપનિષદમાં આ પ્રમાણે ઉપદેશ છેઃ

यस्य ब्रह्म च क्षत्रं च उभे भवति ओदनः ।
मृत्युर्यस्योपसेचनं क इत्था वेद यत्र सः ॥ कठोप. १-२-२५.

આ મંત્રમાં બ્રાહ્મણ અને ક્ષત્રિય વગેરે સર્વ કાર્યાત્મક જગતને ઓદન રૂપે જણાવ્યું છે અને મૃત્યુને પણ (ઉપસેચન) ઘી અથવા ગોળના રૂપમાં જણાવ્યું છે. છતાં એ કયાં રહે છે એની કોઇને ખબર નથી. તો આ ઓદન-ભાત અને ઘીને ખાનારો કોણ છે? અને એવો ખાનારો રહે છે કયાં?

આનો ઉત્તર એ છે કે-આ સર્વને ખાનારો એટલે કે પ્રલયનો

કરનાર પરમાત્મા છે. પ્રલય કરે છે માટે તે 'અત્તા' પણ કહેવાય છે. અત્તા એટલે અદન કરનાર ખરો, પણ તે ભોજન કરનાર નહિ. ભોજન અને પ્રલય આ બન્ને શબ્દના અર્થમાં ભેદ છે; માટે પરમાત્માને 'અત્તા' કહેવાથી તેનામાં ભોગ છે એમ કહી શકાય નહિ.

શંકાઃ– અત્તા પરમાત્મા એટલે બ્રહ્મ જ શા માટે? શું કોઈ એવો ભયંકર રાક્ષસરૂપ જીવાત્મા ન હોય કે જે સર્વને ખાઈ જતો હોય અને કયાં રહે છે એની કોઇને પણ ખબર ન હોય? આનો ઉત્તર આ સૂત્રમાં છે.

प्रकरणाच ॥ १० ॥

પદાર્થઃ- (च) અને (प्रकरणात्) એ પ્રકરણ પરમાત્માનું છે.

ભાવાર્થ– કઠોપનિષદમાં પરમાત્માના પ્રકરણમાં એ મંત્ર આવેલો છેઃ 'महान्त विभुमात्मान मत्वा धीरो न शोचति।' કઠોપ. ૧–૨–૨૨. મહાન્ વિભુ આત્માને જાણીને વિદ્વાન માણસને શોક રહેતો નથી.

'नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन। यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्।' કઠોપ. ૧–૨–૨૩.

પરમાત્માનો સાક્ષાત્કાર પ્રવચનો કરવાથી થતો નથી, બહુ બુદ્ધિ હોવાથી પણ થતો નથી, બહુ શાસ્ત્રો ભણવાથી પણ થતો નથી; પણ જ્યારે એ પરમાત્મા જ ઉપાસક ઉપર પ્રસન્ન થાય ત્યારે જ ઉપાસક વડે તે પ્રાપ્ય બને છે અને ત્યારે પરમાત્મા પોતાનું સ્વરૂપ ઉપાસક સમીપ ખુલ્લું કરે છે.

नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः।
नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात्॥' કઠોપ. ૧–૨–૨૪.

માણસ દુરાચારમાંથી જ્યાંસુધી અટકયો નથી, શાન્ત થયો નથી, મનમાં સંશયરહિત જ્યાંસુધી થયો નથી અને જેનું મન પણ શાંત થયુ નથી, ત્યાંસુધી માણસને પરમાત્માનું જ્ઞાન થતું નથી અને એવા ઉપાસકને એ મળતો પણ નથી. પરમાત્મા જ્યારે સદાચારી,

શાન્ત, સમાહિત અને શાંત મનવાળા ઉપાસક ઉપર દયા કરે છે ત્યારે તેનો સાક્ષાત્કાર થાય છે. આ પ્રમાણે પરમાત્માનું જ પ્રકરણ હોવાથી સર્વનો અત્તા પરમાત્મા જ છે અને અત્તા હોવાં છતાં એ ભોક્તા નથી. કારણ કે, અત્તાનો અર્થ થાય છે પ્રલયકર્તા. પ્રલય અને ભોજન એક નથી. ॥ ૧૦ ॥

હવે કઠોપનિષદમાં યમાચાર્યે નચિકેતાને જે ઉપદેશ આપ્યો છે તેમાંના એક સંદિગ્ધ વાક્ય ઉપર વિચાર સૂચવતું આ નિમ્ન સૂત્ર છે.

गुहां प्रविष्टावात्मानौ हि तद्दर्शनात् ॥ ११ ॥

પદાર્થ:– (गुहाम्) હૃદયરૂપ ગુફામાં (प्रविष्टौ) પ્રવેશ પામેલા (आत्मानौ) બે આત્માઓ છે (हि) કારણ કે (तद्दर्शनात्) એ પ્રકરણના આગળ પાછળના વાક્યો ઉપર વિચાર કરતાં બે આત્માઓનું દર્શન-જ્ઞાન થતું હોવાથી.

ભાવાર્થ.– ऋतं पिबन्तौ सुकृतस्य लोके ।
गुहां प्रविष्टौ परमे परार्द्धे ॥
छायातपौ ब्रह्मविदो वदन्ति ।
पञ्चाग्नयो ये च त्रिणाचिकेताः ॥ કઠોપ. ૧–૩–૧.

અર્થ:– 'સત્કર્મથી પ્રાપ્ત થયેલા માનવ-શરીરની અંદર રહેલી હૃદયરૂપ ગુફામાં કર્મના ફળને ભોગવનાર કોઇ બે વ્યક્તિઓ પ્રવેશ પામેલી છે અને તે બંને પરસ્પર-વિરુદ્ધ સ્વભાવવાળા અંધકાર અને પ્રકાશ જેવી છે એમ બ્રહ્મ જાણનાર અને અગ્નિકર્મ કરવામાં નિષ્ઠાવાળા મહાત્માઓ કહે છે.

આ મંત્રમાં ઋતનો અર્થ કર્મનું ફળ છે. કારણ કે, કર્મનું ફળ ચોક્કસ મળે છે, અવશ્યંભાવિ છે, સત્ય છે.

અહીં શંકા એ થાય છે કે હૃદયની અંદર આ બે વ્યક્તિઓ કોણ છે? જીવાત્માનું સ્થાન હૃદયમાં છે માટે એક વ્યક્તિ તો

જીવાત્મા જ છે એમાં શંકા ન રહેવી જોઇએ, પણ બીજી વ્યક્તિ કોણુ છે?

ઉત્તરઃ– જીવાત્મા ચેતન છે તો તેની સાથે બીજો રહેનાર પણ ચેતન જ હોવો જોઇએ. ભલે કેટલાક અંશમાં એ બે વ્યક્તિઓમાં વિરોધી ગુણ-સ્વભાવ હોય; પણ ચૈતન્ય તો બન્નેમાં એકસરખું જ છે માટે કેટલેક અંશે એ બંને સમાન છે. જેમકેઃ–'આ ઘોડો સારો છે, પણ આનો જોડીદાર કોઈ બીજો મેળવવો જોઇએ, તો બીજો કોણ હોઈ શકે? ઘોડો જ. કોઈ પુરુષ અથવા બળદ આદિ ન જ હોઇ શકે, કારણ કે તેમાં સમાનતા નથી. તેમ એક ચેતન તો હૃદયમાં છે પણ બીજું કોણ છે? તો તેનો ઉત્તર એ જ છે કે તેની સાથે સમાનતા રાખનાર બીજો પણ ચેતન જ હોવો જોઇએ; માટે હૃદયમાં બે ચેતન આત્માઓ છે એવું અનુભવી મહાત્માઓનું માનવું છે.

આ સૂત્રમા અન્ય ચેતન હોવાનુ કારણ સૂચવીને જણાવ્યુ છે કે બીજો પણ આત્મા જ છે, કારણ કે આ પ્રકરણના પૂર્વાપરના વાકયોના અર્થ ધ્યાનમાં લેતાં બીજો પણ મહાન્ આત્મા જ જીવાત્મા સાથે રહેલો છે. એમ સ્પષ્ટ જણાય છે.

હવે બીજી શંકા એ ઉત્પન્ન થાય છે કે જો પરમાત્મા જીવાત્મા સાથે હૃદયમાં રહેતો હોય તોપણ એ કર્મનુ ફળ તો ન ભોગવે. કર્મનુ ફળ તો શરીરવાળો આત્મા જ ભોગવે. કર્મનું ફળ કાં તો સુખ અને કાં તો દુઃખ. પરમાત્મા પૂર્ણકામ છે, આનંદસ્વરૂપ છે, ધર્મ અને અધર્મથી પર છે, શરીર અને ઇન્દ્રિયોથી પણ સદૈવ રહિત છે, તો તે કર્મનું ફળ સુખ-દુઃખ કેવી રીતે ભોગવે? અર્થાત્ ન જ ભોગવે. તો પછી આ સૂત્રમાં બંનેને કર્મફળના પાન કરનારા શામાટે કહ્યા?

આનો ઉત્તર એ છે કે, એક ભોગવનાર અને બીજો ભોગવાવનાર છે, માટે પ્રયોજ્ય અને પ્રયોજક બંનેને કર્મફળ પીનારા કહ્યા છે;

વાસ્તવમાં પરમાત્મા કર્મનું ફળ ભોગવતો નથી. अनश्नन् अन्योऽभिचाकशीति, એવું બીજા વેદાન્ત-વાક્યમાં પણ કહેવામાં આવ્યું છે, માટે હૃદયમાં બે આત્માઓ છે એમ માનવામાં કશો વાંધો જણાતો નથી.

આ મંત્રમાં 'જીવાત્મા' એક વ્યક્તિ નહિ પણ સામાન્ય નામ હોવાથી સમષ્ટિવાચક છે એમ સમજવું. પરમાત્મા તો એક જ વ્યક્તિ છે માટે તે વ્યષ્ટિવાચક છે. ઘણા છત્રીવાળા હોય અને તેમાં એક છત્રી વગરનો માણસ હોય, તોપણ તે બધાને 'છત્રીવાળા જાય છે' એમ કહેવાય છે. આ 'છત્રિન્યાય' પણ અહીં લાગુ પડે છે. ઘણા જીવાત્માઓ કર્મનું ફળ ભોગવે છે તેમાં એક પરમાત્મા સાથે રહેવા છતાં કર્મનું ફળ ન ભોગવતો હોવા છતાં તેની પણ ગણત્રી કર્મફળ ભોક્તા તરીકે ઔપચારિક રીતે થઈ શકે. પરમાત્મા વ્યાપક હોવાથી સર્વના હૃદયમાં રહી શકે છે. ॥ ૧૧ ॥

હવે બીજો આત્મા પરમાત્મા જ હૃદયમાં છે તે આ સૂત્રમાં પણ સૂચવે છે.

विशेषणाच्च ॥ १२ ॥

પદાર્થ :– (च) અને (विशेषणात्) આ પ્રકરણમાં જીવ અને પરમાત્માના વિશેષણો હોવાથી.

ભાવાર્થ :– નચિકેતા અને યમાચાર્યના પ્રકરણમાં યમાચાર્યે જીવ અને પરમાત્માના વિશેષણો આપ્યાં છે, તેથી સમજાય છે કે હૃદયરૂપ ગુફામાં જીવ અને પરમાત્મા બંને વિદ્યમાન છે. જેમકેઃ– तं दुर्दर्शं गूढमनुप्रविष्टं गुहाहितं गह्वरेष्ठं पुराणम्। अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्षशोकौ जहाति । ૧–૨–૧૨. આ મંત્રમાં હૃદયરૂપ ગુહામાં રહેલા બ્રહ્મનું જ વર્ણન છે. બ્રહ્મ 'दुर्दर्श', અતિ એકાગ્ર-ચિત્ત અને પરમશ્રદ્ધાથી જાણી શકાય છે એમ કહ્યું છે અને એ વિશેષણ બ્રહ્મનું જ છે. धीरः એ વિશેષણ જીવનું છે. પરમબ્રહ્મને માનીને અર્થાત્ એનો સાક્ષાત્કાર કરીને જ્ઞાની જીવાત્મા હર્ષ અને શોકથી

રહિત થઈ જાય છે. एतदालम्बनं श्रेष्ठमेतदालम्बनं परम् एतदालम्बनं ज्ञात्वा ब्रह्मलोके महीयते। કઠોપ. ૧-૨-૧૭.

અહીં આલંબન તરીકે બ્રહ્મ છે અને એને જાણનાર અને મુક્તિમાં આનંદ માણનાર જીવાત્મા છે એમ કહ્યું છે.

आसीनो दूरं व्रजति शयानो याति सर्वतः।
कस्तं मदामदं देवं मदन्यो ज्ञातुमर्हति ॥ કઠોપ. ૧-૨-૨૧.

અહીં ઉપર ઉપરથી વિરુદ્ધ જણાતા ધર્મો બ્રહ્મના જ છે, કારણ કે તે વ્યાપક છે. જીવના પણ એ ધર્મો સંભવી શકે છે, કારણ કે બેસવું, દૂર જવું, સૂવું અને સર્વ દિશાઓમાં ફરવા જવું, એ શરીર દ્વારા જીવનું જ કર્તવ્ય છે. વળી કોઈ વખતે હર્ષ થવો તો કોઈ વખતે ગ્લાનિ થવી, એ પણ મનો દ્વારા જીવમાં સંભવી શકે છે.

'आत्मानं रथिनं विद्धि।' કઠોપ. ૧-૩-૩.

આ વાક્યમાં જીવને જ રથી તરીકે બતાવ્યો છે. यः सेतुरीजानानाम्। કઠોપ. ૧-૩-૨. આ વાક્યમાં પણ યજ્ઞ કરનારાઓને સદ્‌ગતિ આપનાર, સંસાર-સાગરમાંથી પાર પહોંચાડનાર બ્રહ્મ જ છે એમ બતાવ્યું છે.

'एष सर्वेषु भूतेषु गूढोत्मा न प्रकाशते।' કઠોપ. ૧-૩-૧૨. અહીં પણ પૃથ્વી આદિ સર્વ ભૂતોમાં ગૂઢ રહેલો પરમાત્મા છે તે અજ્ઞાનીઓને પ્રકાશિત થતો નથી, એમ કહ્યું છે.

આવાં પુષ્કળ વાક્યો બ્રહ્મ અને જીવને બતાવનારાં આ પ્રકરણમાં છે. માટે ઋતપાન કરનાર જીવ અને બ્રહ્મ બંને હૃદય-ગુફામાં છે એમ સમજવું.

आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः। કઠોપ. ૧-૩-૪.

ઇન્દ્રિય અને મનથી જે આત્મા યુક્ત છે તે જ ભોક્તા છે, એમ મનીષી મહાત્માઓ કહે છે. કર્મ દ્વારા જીવને જ ઇન્દ્રિય, મન અને શરીર મળેલાં છે; માટે સાચો ભોક્તા તો જીવ જ છે.

બ્રહ્મ તો તેની સાથે રહેવાથી કેવળ ગૌણ તરીકે 'ભોક્તા' એવા વ્યપદેશને પામે છે, એવું ऋतं पिबन्तौ... મંત્રમાં સૂચવવામાં આવ્યુ છે ॥ ૧૨ ॥

હવે 'અન્તર' નામનું અધિકરણ શરૂ થાય છે. તેમાં બ્રહ્મ-વિદ્યામાં આવેલા 'અન્તર' શબ્દના અર્થનો વિચાર કરવામાં આવ્યો છે. આ અધિકરણમાં સત્યકામ જાબાલ મુનિ અને તેના શિષ્ય ઉપકોસલના વૃત્તાન્તને સૂચિત કરે છે. વૃત્તાન્ત આ પ્રમાણે છેઃ—

"ઉપકોસલ જાબાલ મુનિના આશ્રમમાં રહી વિદ્યાભ્યાસ કરતો હતો. બાર વરસમાં તેણે વિદ્યાભ્યાસ સંપૂર્ણ કર્યો પણ આચાર્ય જાબાલ મુનિ તેનો સમાવર્તન સંસ્કાર કરી ઘેર જવાની રજા આપતા ન હતા. જાબાલ મુનિના પત્ની બહુ દયાળુ હતાં, તેણે એક દિવસ આચાર્ય સત્યકામને કહ્યું કે, તમે ઉપકોસલને ઘેર જવાની રજા કેમ નથી આપતા? એના સહાધ્યાયીઓને તો તમે ઘેર મોકલ્યા, પણ આને શામાટે રોકી રાખ્યો છે? એનો અભ્યાસ તો સંપૂર્ણ થયો છે અને બીજા અંતેવાસી કરતાં પણ એ હોશિયાર અને આચાર્ય ઉપર ખૂબ ભક્તિ રાખનાર છે. શું એને હવે ઘેર જવાની ઈચ્છા ન થાય? આચાર્યે આનો કશો ઉત્તર આપ્યો નહિ અને એ પ્રવાસમાં ચાલ્યા ગયા.

ઉપકોસલ હવે ખૂબ કંટાળ્યો હતો પણ આચાર્યની આજ્ઞા ન પાળવામાં એ મોટું પાપ સમજતો હતો. આચાર્ય જ્યાંસુધી રાજી થઈ રજા ન આપે ત્યાંસુધી એ આશ્રમ છોડવાની ઈચ્છા શી રીતે કરે? ઉપકોસલ ખૂબ મુંઝાતો હતો તેથી તે આચાર્યના પ્રવાસમાં ગયા પછી ઉપવાસ ઉપર ઊતર્યો. આચાર્યની પત્ની આ બનાવથી ખૂબ દુઃખી થયાં. એમણે ઉપકોસલને ઉપવાસ બંધ કરવા વિનવ્યો, અને કહ્યું કે, 'ब्रह्मचारिन्, अशान' હે બ્રહ્મચારી, તું ભોજન કર. ઉપકોસલે ઉત્તરમાં જણાવ્યું કે, 'માતાજી, હું અનેક

જાતની ચિંતાઓ અને કામનાઓથી ઘેરાઈ રહ્યો છું, મને ભૂખ લાગતી નથી, મને અન્ન લેવાની જરૂર નથી.

આચાર્ય સત્યકામ પ્રવાસમાંથી જ્યારે પાછા આવ્યા ત્યારે તેને ઉપકોસલનો ચહેરો ખૂબ તેજસ્વી જણાયો. આચાર્યે પૂછ્યું કે: 'ઉપકોસલ, તારા મોઢા ઉપર ખૂબ તેજ ચળકે છે, એ જોઇ મને આનંદ થાય છે. હું જે તને આપવા ઇચ્છતો હતો તે તને મળી ગયું લાગે છે, માટે સાચું બોલ, તને કોણે બ્રહ્મજ્ઞાન આપ્યું?

ઉપકોસલે ઉત્તર આપ્યો કે: અહીં મને આપના સિવાય કોણ બ્રહ્મજ્ઞાન આપી શકે એમ છે? આચાર્યે ફરીથી પૂછ્યું: ઉપકોસલ, છુપાવ નહિ. સત્ય બોલવું અને ધર્મ પ્રમાણે વર્તવું એ તારો ધર્મ છે. ઉપકોસલે હાથ જોડી ગુરુના ચરણમાં માથું નમાવી કહ્યું કે મને બ્રહ્મજ્ઞાન આપનાર માણસો ન હતા

આચાર્ય:– ત્યારે કોણ હતા, એ તને કેવા દેખાતા હતા?

ઉપકોસલ:– તેઓ અન્યાદશ હતા એટલે કે તેઓ મનુષ્યોથી જુદી જાતના હતા. અત્યંત વિદ્વાન હતા અને લોકોત્તર તેજસ્વી વ્યક્તિઓ હતા.

આચાર્ય:– તેઓએ તને શું શીખવ્યું? ઉપકોસલ જે કંઈ તેમની પાસેથી શીખ્યો હતો તે અક્ષરેઅક્ષર આચાર્યને કહી ગયો. આચાર્ય ઉપકોસલની ધારણાશક્તિ અને ગ્રહણ કરવાની શક્તિથી પ્રસન્ન થયા અને કહ્યું કે, હવે આગળ હું તને એવું શિખવવા માગું છું કે, તું પાપ અને પુણ્યથી પર થઈ જશે. જળમાં રહેલા કમળપત્ર માફક તું નિર્લેપ રહીશ અને લોકોત્તર આનંદ ભોગવીશ.

ઉપકોસલ આચાર્યના પગમાં પડ્યો અને બોલ્યો કે, 'ગુરુજી, આપની મારા ઉપર અપાર દયા છે, આપ આપના આ તુચ્છ શિષ્યને પાવન કરો.' પછી આચાર્ય બ્રહ્મને સમજાવવા આ નીચેનું અધિકરણ શરૂ કરે છે જે પ્રથમ સૂત્ર આ પ્રમાણે છે:

अन्तर उपपत्तेः ॥ १३ ॥

પદાર્થ :- (अन्तरः) આંખમાં રહેલો પુરુષ બ્રહ્મ છે (उपपत्तेः) કારણ કે તેની જ ઉપપત્તિ થઇ શકતી હોવાથી.

ભાવાર્થ:- 'य एषोऽक्षिणि पुरुषो दृश्यते एष आत्मेति होवाच एतदमृतमभयमेतद् ब्रह्मेति ।'

આંખમાં જે પુરુષ દેખાય છે તે આ આત્મા છે. એ અમર અને અભય છે. અહીં પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે આંખમાં તો કોઇ પુરુષ દેખાતો નથી. હા, પુરુષનું પ્રતિબિંબ દેખાય છે અને પ્રતિબિંબ એ કંઇ પરબ્રહ્મ નથી. પ્રતિબિંબ તો જડ વસ્તુ છે. આંખની સામે કોઇ પુરુષ ન હોય તો તેનુ પ્રતિબિંબ પણ આંખમાં હોતું નથી.

જીવ આંખમાં દેખાય છે એમ પણ કહી શકાય નહિ; જીવ-આત્મા અરૂપ હોવાથી તે જોઈ શકાતો નથી. પરમાત્મા પણ અરૂપ હોવાથી ન જ દેખાય.

આ પ્રશ્નનો ઉત્તર આ પ્રમાણે છે: પ્રતિબિંબ અને જીવ આંખમાં નથી એ સાચું છે, પણ પરમાત્મા નથી એમ ન કહી શકાય. પરમાત્મા સર્વવ્યાપક હોવાથી આંખમાં પણ છે. આંખમાં એનું હોવું એ એના અન્યત્ર હોવાનો નિષેધ નથી કરતું. પરમાત્મા આંખમાં પણ દેખાતો નથી એ વાત સાચી છે, પણ દેખાવાનો અર્થ અહીં જાણવું છે અને તે શાસ્ત્રીય અર્થ છે. આંખમાં જાણી શકાય છે એમ માનવામાં કશો વાંધો નથી પરમાત્મા સિવાય બીજો કોઈ પુરુષ આંખમાં નથી. પરમાત્મા નિરાકાર, અભય, અમૃત, ફળદાતા, આનંદસ્વરૂપ વગેરે વિશેષણવાળો છે. તે આંખમાં એટલા માટે બતાવ્યો છે કે આંખ ઉત્તમ તેજસ્વી સ્થાન છે. ઉપાસક પુરુષ એવી ભાવના કરી આંખમાં મનને સ્થિર કરે તો સફળ ઉપાસના કરી શકે, માટે જે પુરુષ બતાવવામાં આવ્યો છે તે

પુરુષ બ્રહ્મ જ છે. આથી કોઇએ એમ ન સમજવું કે પરમાત્મા સાકાર થઇને આંખમાં બેઠો છે, માત્ર સર્વવ્યાપક બ્રહ્મની ત્યાં સત્તા જ બતાવી છે. સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર આદિ સર્વમાં એની સત્તા છે. ॥ ૧૩ ॥

કેવળ આંખ જ શામાટે ? બીજાં પણ બ્રહ્મનાં સ્થાનો બતાવવામાં આવ્યાં છે. તે બાબતનુ સૂચન કરતું સૂત્ર.

स्थानादिव्यपदेशाच्च ॥ १४ ॥

પદાર્થઃ- (च) અને (स्थानादिव्यपदेशात्) પૃથ્વી આદિ બીજાં સ્થાનો પણ બતાવવામાં આવ્યાં છે.

ભાવાર્થઃ- કેવળ આખ જ પરમાત્માનું સ્થાન છે અને બીજાં સ્થાનો નથી એમ નહિ. પૃથ્વી, પાણી, વાયુ, તેજ, તમસ્ આકાશ, જીવાત્મા વગેરે અનેક સ્થાનોમાં બ્રહ્મ છે એમ બૃહદારણ્યક ઉપનિષદના અ. ૩. બ્રા ૭ માં બતાવવામાં આવ્યું છે. સર્વ સ્થાનોમાં બ્રહ્મ છે અને એ સ્થાનોમાં બ્રહ્મનુ જ નિયમન છે વગેરે ઋષિ યાજ્ઞવલ્કયે બૃહદારણ્યકમાં બતાવ્યું છે માટે અક્ષિગત પુરુષ બ્રહ્મ જ છે ॥ ૧૪ ॥

सुखविशिष्टाभिधानादेव च ॥ १५ ॥

પદાર્થ.- (च) અને (सुखविशिष्टाभिधानात्) અક્ષિગત પુરુષ સુખથી વિશિષ્ટ છે એમ કહેવાથી (एव) એ બ્રહ્મ જ છે.

ભાવાર્થ.- અક્ષિગત પુરુષને સંયદ્વામ કહેવામાં આવ્યો છે. સંયદ્વામ એટલે જેના તરફથી જીવાત્માઓને કર્મનાં ફળ મળે છે તે. વામ એટલે કર્મનુ ફળ. सयत् वाम यस्मात्। स=सयद्वाम, સંયત્ એટલે પ્રાપ્ત થતું. વામ એટલે સુખ-દુઃખાદિ કર્મફળ. ભાવ એ છે કે અક્ષિગત પુરુષ કર્મફળનો પણ દાતા છે. વળી તે क રૂપ અને ख રૂપ પણ છે. क=સુખ અને ख=આકાશ. આ બંને પરસ્પર વિશેષણ-વિશેષ્યભાવને પ્રાપ્ત થાય છે અને તેમાંથી સાર

નીકળે છે કે અક્ષિગત પુરુષ અપરિચ્છિન્ન સુખસ્વરૂપ છે. સુખનો અર્થ અહીં વિષય-જન્ય સુખ ન સમજવું, કારણ કે, વિષય-સેવનથી જે સુખ મળે છે તે તો અનિત્ય અને પરિમિત હોય છે. જ્યારે આ પુરુષમાં જે સુખ છે તે તો જેમ આકાશ અપરિચ્છિન્ન અને નિત્ય છે તેમ એ બ્રહ્મમાં જે સુખ છે તે નિત્ય અને અપરિચ્છિન્ન છે. આ સુખને ઉપનિષત્કારો આનંદ કહે છે. એટલે અક્ષિગત પુરુષ નિત્ય આનન્દમય છે.

વળી એ પુરુષને માટે 'ભામની' શબ્દનો પણ પ્રયોગ કર્યો છે. 'एष उ एव भामनीरेष हि सर्वेषु लोकेषु भाति ।' છાંદોગ્ય ૪–૫–૪. પરમાત્મા સર્વત્ર પ્રકાશમાન હોવાથી તે भामनी છે. भाति इति= भामनी. પરમાત્માને લીધે સૂર્યચંદ્રાદિ લોકો પ્રકાશી રહ્યા છે. 'तमेव भान्तमनुभाति सर्वम्' એ જ બ્રહ્મ અક્ષિ–આંખમાં છે. માત્ર આંખમાં જ નહિ પણ દરેક નાના-મોટા પદાર્થમાં છે. ધ્યાન કરતી વખતે મનને આંખમાં સ્થિર કરો અને ત્યાં બ્રહ્મની ભાવના કરો. એટલા માટે આંખમાં બ્રહ્મ છે એમ બતાવ્યું છે. ॥ ૧૫ ॥

અક્ષિપુરુષ 'બ્રહ્મ' જ છે, તેમાં એક બીજો હેતુ આપે છે.

श्रुतोपनिषत्कगत्यभिधानाच्च ॥ १६ ॥

પદાર્થઃ– (च) અને (श्रुतोपनिषत्कगत्यभिधानात्) જેણે ઉપનિષદ્–બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરી છે, તેની ગતિનું કથન કરેલું હોવાથી.

ભાવાર્થઃ– જેણે ઉપનિષદનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કર્યું છે અને તેથી જેનામાં અવિદ્યા અને તેમાંથી ઉત્પન્ન થતા રાગાદિ દોષો નાશ પામ્યા છે તેની દેવયાન માર્ગથી ગતિ થાય છે, એટલે કે એ દેવયાન માર્ગદ્વારા ઉપાસકનો આત્મા જાય છે અને ક્રમે કરી મુક્તિ અર્થાત્ પરમાત્માના સ્વરૂપને પામે છે. એવું ઉપનિષદોમાં લખ્યું છે. જેમકેઃ– अथोत्तरेण तपसा ब्रह्मचर्येण श्रद्धया विद्ययात्मानमन्विष्यादित्यमभिजयन्ते एतद्वै प्राणानामायतनमेतदमृतमभयमेतत्परायणमेतस्मान्न पुनरावर्तन्ते । प्रश्नोपनिषद् १–१०.

અર્થ:- જે ઉપાસકે તપ કર્યું છે, બ્રહ્મચર્યનું પાલન કર્યું છે, શ્રદ્ધાથી અને વિદ્યાથી આત્માની ખોજ કરી છે તે ઉત્તર માર્ગદ્વારા આદિત્યને પ્રાપ્ત થાય છે. એ પ્રાણોનું આયતન છે, એ અમૃત છે, એ અભય છે, એ પરાયણ છે, ત્યાંથી કલ્પાંતકાળ સુધી પાછો આવતો નથી.

આ જ ગતિ અક્ષિપુરુષને જાણનારને પણ મળે છે. જેમકે:- अर्चिषमभिसमवन्ति । છાંદોગ્ય ૪-૧૫-૫. અક્ષિપુરુષરૂપ બ્રહ્મને જાણનાર ઉપાસક દેહ છૂટયા પછી અર્ચિમાર્ગે પ્રયાણ કરે છે અને स एनान् ब्रह्म गमयति देवपथः, ब्रह्मपथः एतेन प्रतिपद्यमाना इम मानव मावर्तं नावर्तन्ते । આ દેવમાર્ગ ઉપાસકોના વિદેહ આત્માઓને બ્રહ્મ પ્રાપ્ત કરાવે છે અને તેને પ્રાપ્ત થયેલા આ માનવ-આવર્તમાં કલ્પાંતકાળ સુધી પાછા ફરતા નથી.

આ પ્રમાણે બ્રહ્મજ્ઞાનીઓની અને અક્ષિપુરુષને જાણનારાઓની મર્યા પછી એક જ ગતિ હોવાથી અક્ષિપુરુષ બ્રહ્મ જ છે એમ સમજવું. સર્વવ્યાપી બ્રહ્મ જ ઉપાસ્ય હોઇ શકે અન્ય કોઈ નહિ. ॥ ૧૬ ॥

હવે 'અક્ષિપુરુષ' બ્રહ્મ જ છે, એ સમજાવનાર નિષેધમુખ હેતુ આ સૂત્રમાં આપે છે.

अनवस्थितेरसंभवाच्च नेतरः ॥ १७ ॥

પદાર્થ:- (अनवस्थितेः) અસ્થિર હોવાથી (च) અને (असंभवात्) આપેલા હેતુઓ અન્યમાં સંભવિત ન હોવાથી (इतरः) બીજો (न) કોઈ આત્મા બ્રહ્મ નથી.

ભાવાર્થ:- સમીપમાં આવેલા પુરુષનું પ્રતિબિંબ આંખમાં પડે છે ખરું, પણ એ પ્રતિબિંબાત્મક પુરુષ અસ્થિર હોય છે. આંખ સામેથી પુરુષ હટી ગયા પછી આંખમાં પુરુષનું પ્રતિબિંબ રહેતું નથી.

વળી અમૃતત્વ, અભય, સર્વત્ર પ્રકાશમાન હોવું અને નિર્લેપત્વ આદિ ગુણો પ્રતિબિંબાત્મક પુરુષમાં સંભવી શકતા નથી, માટે પ્રતિબિંબ-પુરુષ બ્રહ્મ નથી.

કોઈ જીવાત્મા પણ આંખમાં બેઠો નથી, એનું સ્થાન તો હૃદય છે. જીવાત્મા વ્યાપક નથી અને એના ભયથી જગત ચાલતું પણ નથી, માટે કોઈ જીવાત્મા પણ અક્ષિપુરુષ નથી. એ અક્ષિપુરુષ તો બ્રહ્મ જ છે. 'दृश्यते' પદ આપ્યું છે તે જરૂર સંદેહ ઉત્પન્ન કરે છે, પણ 'दृश्यते'નો અર્થ अनुभूयते કરવામાં આવતાં સંદેહ રહેતો નથી. य एष अक्षिणि पुरुषो दृश्यते એ વાક્યનો અર્થ આંખમાં જે પુરુષ અનુભવાય છે એવો કરવો. માટે અક્ષિપુરુષ બ્રહ્મ જ છે બીજો કોઈ નહિ. ॥ ૧૭ ॥

इति अन्तराधिकरणम् ।

હવે 'अन्तर्यामी'નું અધિકરણ શરૂ કરે છે અને તેમાં અન્તર્યામી શબ્દ ઉપર વિચાર કરવામાં આવ્યો છે.

अन्तर्याम्यधिदैवादिषु तद्धर्मव्यपदेशात् ॥ १८ ॥

પદાર્થઃ– (अधिदैवादिषु) પૃથ્વી, પાણી, અગ્નિ, અન્તરિક્ષ, વાયુ, આદિત્ય, દિશા, ચંદ્ર અને તારા આદિ પદાર્થોમાં (अन्तर्यामी) અન્તર્યામી નામે કોઈ વ્યક્તિ વિદ્યમાન છે એમ ઉપનિષદમાં બતાવ્યું છે. તે (तद्धर्मव्यपदेशात्) તેમાં બ્રહ્મના ધર્મો બતાવવામાં આવ્યા છે, માટે અંતર્યામી નામ ધરાવનાર વ્યક્તિ બ્રહ્મ જ છે.

ભાવાર્થ:– બૃહદારણ્યક ઉપનિષદમાં ત્રીજા અધ્યાયના સાતમા બ્રાહ્મણમાં ઉદ્દાલક અને યાજ્ઞવલ્ક્ય મુનિઓનો સંવાદ છે. તેમાં જણાવ્યું છે કે આ લોક, પરલોક અને બધાં ભૂતો કયા સૂત્રમાં પરોવાયાં છે? તથા પૃથ્વ્યાદિ સર્વ ભૂતો, દિવ્ય પદાર્થો, ઈન્દ્રિય અને જીવાત્મા વગેરેમાં જે અન્તર્યામી નામે વ્યક્તિ છે તે કોણ છે? પ્રશ્ન કરનાર ઉદ્દાલક મુનિ છે અને ઉત્તર આપનાર યાજ્ઞવલ્ક્ય

મુનિ છે. યાજ્ઞવલ્કય મુનિએ સંતોષકારક ઉત્તર આપ્યો છે. આ સંવાદમાં વાચક્નવી (ઉત્તમવક્ત્રી) ગાર્ગીએ પણ ભાગ લીધો હતો. યાજ્ઞવલ્કય અન્તર્યામીને માટે આ પ્રમાણે કહ્યું છે: यः पृथिव्यां तिष्ठन् पृथिव्या अन्तरो यं पृथिवी न वेद, यस्य पृथिवी शरीरं यः पृथिवी मन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ॥ અર્થ:- જે પૃથ્વીમાં વિદ્યમાન છે, પૃથ્વીથી જુદો છે, જેને પૃથ્વી જાણતી નથી, પૃથ્વી જેનું શરીર છે અને એ જુદો રહેલો પૃથ્વીને નિયમમાં રાખે છે એ જ તારો અન્તર્યામી આત્મા છે; એ અમૃત-અવિનાશી છે. યાજ્ઞવલ્કય આ અન્તર્યામી આત્માથી શું કહેવા માગે છે? શું કોઇ યોગીશ્વર જીવાત્મા છે કે સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્મા છે? કોઈ જડ પદાર્થનો તો સંભવ જ નથી. દેવની ગણત્રી તો જીવાત્માઓમાં જ થઇ જાય છે; પરમાત્મા સિવાય બધા જ શરીરીઓ જીવાત્મા કહેવાય છે. માટે અન્તર્યામી કોઇ દેવ અથવા બ્રહ્મ હોવો જોઈએ. આનો નિર્ણય એવો કરવામાં આવ્યો છે કે અન્તર્યામી બ્રહ્મ જ છે. કારણ કે અન્તર્યામીને અમૃત-અવિનાશી કહ્યો છે. કોઇ શરીરી જીવ કે દેવ અવિનાશી નથી. શરીરી માત્ર વિનાશી છે. શરીર રહિત જીવાત્મા પણ સર્વ જગતનું નિયમન ન કરી શકે; કારણ કે તે અલ્પશક્તિ છે. અરે, જ્યારે કોઈ માણસ બીમાર પડે છે ત્યારે તે પોતાના શરીરનું પણ નિયમન નથી કરી શકતો, તો સમસ્ત જગતના નિયમનની તો વાત જ કયાં રહી? આ કારણથી બ્રહ્મપરમાત્માને જ અન્તર્યામી કહેવામાં આવ્યા છે. તે સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ છે માટે સમસ્ત જગતનું નિયમન કરે છે અને પોતે અવિનાશી પણ છે અને સર્વવ્યાપક હોવાથી અન્તર્યામી પણ છે. ॥ ૧૮ ॥

અન્તર્યામી બ્રહ્મ જ છે, તેમાં એક વધારાનો હેતુ બતાવતું સૂત્ર.

न च स्मार्तमतद्धर्माभिलापात् ॥ १९ ॥

પદાર્થ:- (च) અને (स्मार्तम्) સ્મૃતિમાં કહેલું (न) નથી (अतद्धर्माभिलापात्) એમાં ચેતનના ધર્મનું કથન ન હોવાથી.

ભાવાર્થ :– કપિલ, કણાદ અને મનુ આદિ મુનિઓએ કહેલું મૂળકારણ અન્તર્યામીશબ્દવાચ્ય નથી, કારણ એ કારણો બધાં ય જડ છે. જ્યારે અન્તર્યામી તો ચેતન છે, સર્વનો દ્રષ્ટા છે. ચેતનત્વ, દ્રષ્ટૃત્વ અને મન્તૃત્વ આદિ ધર્મો અચેતનમાં ન સંભવી શકે.

અહીં કપિલ, કણાદ વગેરેના દર્શનને સ્મૃતિ કહેવામાં આવી છે. કેવળ ઉપનિષદના કથન સિવાય બધું જ સ્માર્ત છે એવો સૂત્રકારનો આશય જણાય છે.

પ્રકૃતિ–પ્રધાન આ મૂળકારણ છે. કારણ (ઉપાદાનકારણ) હમેશાં કાર્યાનુગત હોય છે એટલે તે પણ અન્તર્યામી એક રીતે કહી શકાય, પણ આ ઠેકાણે જે અન્તર્યામી કહેવામાં આવેલ છે તે તો કેવળ સર્વમાં અનુગત છે, એટલું જ નહીં પણ એ તો સર્વનો નિયામક આત્મા છે. નિયમન કરવું એ જડનો ધર્મ નથી. સમસ્ત કાર્યાત્મક જગતનું ઉપાદાનકારણ પ્રકૃતિ તો જડ છે. માટે તે અન્તર્યામી નથી, આત્મા પણ નથી.

વળી પ્રકૃતિ તો તેનાં કાર્યોમાં જ અંતર્યામી–અનુગત છે, જ્યારે અહીં કહેવામાં આવેલ અન્તર્યામી તો આત્માદિ નિત્ય પદાર્થોમાં પણ છે. 'यः आत्मनि तिष्ठन्...' ઇત્યાદિ બૃહદારણ્યકનાં વાક્યો ધ્યાનપૂર્વક વાંચો. આ કારણથી પ્રકૃતિ, પરમાણુ અથવા બીજાં કોઇપણ કાર્યજગતનાં ઉપાદાનકારણ અન્તર્યામી નથી. અહીં તો જે અન્તર્યામી તરીકે બતાવવામાં આવેલ છે તે તો પરબ્રહ્મ પરમાત્મા જ છે. ॥ ૧૯ ॥

જીવાત્મા પણ અન્તર્યામી થઇ શકે નહિ; એ બતાવતું સૂત્ર આ પ્રમાણે છે:

शारीरश्चोभयेऽपि हि भेदेनैनमधीयते ॥ २० ॥

પદાર્થ :– (च) અને (शारीरः) શરીરધારી જીવાત્મા પણ અન્તર્યામી થઇ શકે નહિ. (हि) કારણ કે, (उभये अपि) બંને પક્ષના

આચાર્યો (एनम्) આ અન્તર્યામી આત્માને (भेदेन) જીવથી ભિન્ન છે એમ (अधीयते) ભણે છે એટલે કે વારંવાર કહે છે.

ભાવાર્થ:- શારીર=જીવાત્મા, કે જે શરીરધારી છે તે પણ અન્તર્યામી થઈ શકે નહિ. આ ઠેકાણે 'न' શબ્દની અનુવૃત્તિ ઉપરના ૧૯મા સૂત્રમાંથી લાવવી.

શરીરધારી જીવાત્મા સૂક્ષ્મ છે, જે સૂક્ષ્મ હોય તે સર્વનો અન્તર્યામી થઈ શકે નહિ; છતાં જીવાત્માની અન્તર્યામી તરીકે શંકા શામાટે કરી? આનો ઉત્તર એ છે કે, જીવાત્મા એ સામાન્ય નામ છે માટે સમસ્ત જીવાત્માઓના અભિપ્રાયે શંકા થઈ શકે. હરેક ઠેકાણે ઝાડ પાન ઘાસ વગેરેમાં કોઈ ને કોઇ જીવવ્યક્તિ છે, તેથી તે જીવ-સામાન્ય કદાચ અન્તર્યામી હોઈ શકે, તેથી જીવાત્માની શંકા કરી છે.

એ શંકાનું સમાધાન આ પ્રમાણે છે કેઃ જીવાત્મા સમષ્ટિ પણ અન્તર્યામી થઇ શકે નહિ. કારણ કે, એક જીવાત્મા બીજા જીવા-ત્માનો અન્તર્યામી નથી. પરમાત્માનો પણ તે અન્તર્યામી નથી, એ સર્વજ્ઞ નથી, સર્વશક્તિમાન પણ નથી, તો સર્વાન્તર્યામી કેવી રીતે થઇ શકે? જીવાત્મા અદૃશ્ય છે, આત્મા છે, ચેતન છે, પણ બીજા વ્યાપકત્વ અને સર્વજ્ઞાનાદિ ધર્મો ન હોવાને કારણે એ સર્વાન્તર્યામી નથી.

વળી કાણ્વ શાખાવાળા અને માધ્યંદિની શાખાવાળા પણ અન્તર્યામી આત્મા અને જીવાત્માઓમાં ભેદ માને છે. કાણ્વશાખા કહે છે કે, यः विज्ञाने तिष्ठन्...ઇત્યાદિ, વિજ્ઞાનસ્વરૂપ શારીર આત્મામ પણ પરબ્રહ્મ અન્તર્યામી થઇને રહ્યા છે. માધ્યંદિની શાખાવાળ કહે છે કે, यः आत्मनि तिष्ठन्.... જે શારીર આત્માનો (જીવાત્માનો) અન્તર્યામી છે તે પરબ્રહ્મ છે. આ ઠેકાણે अधीयते ક્રિયાપદ એટલ માટે મૂકયું છે કે આ વાકયોનું તેઓ નિત્ય અધ્યયન કરે છે.

આ ઠેકાણે સ્વામી શંકરાચાર્યજીએ જીવ અને બ્રહ્મનો અભે માન્યો છે અને માયારૂપ ઉપાધિ માની વળી એક જ બ્રહ્મમાંથી શારીર આત્માને અધ્યાસદૃષ્ટિથી જુદો પાડ્યો છે, તે પણ

રીતે તો નહિ જ. આ બધું એમનું માનવું સૂત્ર સાથે મેળ ખાતું નથી. સૂત્રકાર વ્યાસ ભગવાન પણ શંકરાચાર્યજી કહે છે તેમ અધ્યાસ-દૃષ્ટિથી માયિક જીવ બને છે એમ માનતા હોય એવું આ અધિકરણ વાંચીને જાણી શકાતું નથી. આથી બ્રહ્મ જીવાત્માઓથી, પ્રકૃતિથી અને પ્રાકૃત કાર્યોથી પણ ભિન્ન છે અને તે બધાનો અંતર્યામી છે, એ વૈયાસિક વૈદિક સિદ્ધાંત છે. અહીં અન્તર્યામિ-અધિકરણ પૂર્ણ થાય છે. ॥ ૨૦ ॥

હવે 'અદૃશ્યત્વગુણક' નામનું અધિકરણ સમજાવે છે. એ અધિકરણનું આ પહેલું સૂત્ર છેઃ

अदृश्यत्वादिगुणको धर्मोक्तेः ॥ २१ ॥

પદાર્થઃ–( अदृश्यत्वादिगुणकः ) અદૃશ્યત્વ આદિ ગુણવાળા પરમાત્મા આ પ્રકરણમાં કહેવામાં આવ્યા છે, કારણ કે ( धर्मोक्तेः ) પરબ્રહ્મના અસાધારણ ધર્મ પણ એમાં જ કહેવામાં આવ્યા છે.

ભાવાર્થઃ– આ અધિકરણમાં મુંડક ઉપનિષદમાં કહેલી વિદ્યાના વિષયનું વિવેચન છે. 'પરા' વિદ્યાનો વિષય 'અક્ષર' છે. यया तदक्षरमधिगम्यते सा 'परा।' જે વિદ્યાથી તે પ્રસિદ્ધ અક્ષરનું જ્ઞાન થાય તે परा વિદ્યા–બ્રહ્મવિદ્યા છે. હવે 'અક્ષર' એટલે શું? તેનો નિર્ણય કરવો જોઇએ. આનો ઉત્તર ઉપનિષત્કાર પોતે જ જણાવે છે કેઃ 'यत् तद् अद्रेश्यमग्राह्यमगोत्रमवर्णम् अचक्षुःश्रोत्रं तदपाणिपादम् । नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मं तदव्ययं यद् भूतयोनिं परिपश्यन्ति धीराः । ૧–૧–૬ મું. ઉપ.।

અર્થઃ– જે અદૃશ્ય છે, અગ્રાહ્ય છે, અગોત્ર છે; ( જેને કોઇ ગોત્ર નથી ), જેને બ્રાહ્મણ, ક્ષત્રિય આદિમાંનો કોઈ વર્ણ નથી, જેને આંખ અને કાન નથી, જેને હાથ-પગ નથી, જે નિત્ય છે, વિભુ છે, સર્વગત છે, અત્યંત સૂક્ષ્મ છે, જે અવ્યય છે, જે સમસ્ત કાર્યોનું કારણ છે–એમ ધીર પુરુષો એટલે વિદ્વાન પુરુષો જાણે છે, તે 'અક્ષર' છે.

આ ઉપનિષદમાં જીવ, ઈશ્વર, અને પ્રકૃતિ—આ ત્રણ તત્ત્વો માન્યાં છે. (જુઓ, ૩-૧-૧ મું. ઉ.) આ ત્રણે તત્ત્વો નિત્ય છે, સૂક્ષ્મ છે, અદૃશ્ય છે. ત્યારે ઉપરના મંત્રમાં જે 'અક્ષર' તત્ત્વ બતાવ્યું છે તે આ ત્રણમાંથી કયું તત્ત્વ છે? અહીં વિદ્વાનોએ અને સૂત્રકારે નિર્ણય કર્યો છે કે અહીં 'અક્ષર' શબ્દ પરબ્રહ્મ જ સમજવું. કારણ કે, બ્રહ્મના ધર્મોનું કથન અહીં કહેલા અક્ષરમાં જ સંગત થાય છે. ઉપરના મંત્રમાં વિભુ અને સર્વગત આ બે વિશેષણો પ્રકૃતિ અને જીવાત્માને લાગુ પડતાં નથી. કારણ કે, પ્રકૃતિ વિભુ અર્થાત્ સર્વવ્યાપક નથી. સમસ્ત વિકારાત્મક કાર્યોની એ ભલે વ્યાપક હો, તેથી કરી તે સર્વવ્યાપક ન બની શકે. સર્વવ્યાપક તો પરમાત્મા જ છે. શું પ્રકૃતિ પરમાત્માની પણ વ્યાપક થઈ શકે? નહીં જ. વેદમાં સ્પષ્ટ કહ્યું છે કે સંપૂર્ણ જગત અથવા સંપૂર્ણ પ્રકૃતિ પરમાત્માના એક જ ભાગમાં છે; બાકી રહેલા ત્રણ ભાગમાં પ્રકૃતિ પહોંચી શકતી નથી. જુઓ, पादोऽस्य 'विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि ॥ (પુરુષસૂક્ત યજુર્વેદ.) જીવાત્મા પણ વિભુ અને સર્વગત નથી.

'અવ્યય' શબ્દનો અર્થ 'વિકારવગરનું' થાય છે, જ્યારે પ્રકૃતિ તો વિકારવાળી છે; માટે 'અવ્યય' શબ્દ પણ પ્રકૃતિને લાગુ પડતો નથી.

શારીર જીવને હાથ-પગ, આંખ, કાન વગેરે ઇંદ્રિયો પણ હોય છે, માટે શારીર જીવ પણ અક્ષર-શબ્દવાચ્ય થઈ શકે નહિ, તેથી અક્ષર-પદવાચ્ય આ ઠેકાણે પરબ્રહ્મ જ છે. વળી આગળ જઈ यः सर्वज्ञः सर्ववित्, 'यस्य ज्ञानमय तप.' (मु. उप. १-१-९) એમ કહ્યું છે. જે સર્વને જાણનાર છે અને જેણે સર્વને પ્રાપ્ત કરેલું જ છે તે 'અક્ષર' છે. માટે यत् तत् अद्रेश्यम्–ઇત્યાદિ ધર્મોવાળું બ્રહ્મ જ છે, એને જ 'અક્ષર' નામ આપેલુ છે. 'અક્ષર' શબ્દના બે યૌગિક અર્થો થઇ શકે છે. યોऽश्नुते सः अक्षरः જે સર્વવ્યાપક છે તે અક્ષર

રીતે તો નહિ જ. આ બધું એમનું માનવું સૂત્ર સાથે મેળ ખાતું નથી સૂત્રકાર વ્યાસ ભગવાન પણ શંકરાચાર્યજી કહે છે તેમ અધ્યાસ દૃષ્ટિથી માયિક જીવ બને છે એમ માનતા હોય એવું આ અધિ કરણ વાંચીને જાણી શકાતું નથી. આથી બ્રહ્મ જીવાત્માઓથી, તિથી અને પ્રાકૃત કાર્યોથી પણ ભિન્ન છે અને તે બધાનો ર્યામી છે, એ વૈયાસિક વૈદિક સિદ્ધાંત છે. અહીં અન્ત અધિકરણ પૂર્ણ થાય છે. ॥ ૨૦ ॥

હવે ' અદૃશ્યત્વગુણક ' નામનું અધિકરણ સમજાવે અધિકરણનું આ પહેલું સૂત્ર છેઃ

આ ઉપનિષદમાં જીવ, ઈશ્વર, અને પ્રકૃતિ—આ ત્રણ તત્ત્વો માન્યાં છે. (જુઓ, ૩-૧-૧ મું. ઉ:) આ ત્રણે તત્ત્વો નિત્ય છે, સૂક્ષ્મ છે, અદૃશ્ય છે. ત્યારે ઉપરના મંત્રમાં જે 'અક્ષર' તત્ત્વ બતાવ્યું છે તે આ ત્રણમાંથી કયું તત્ત્વ છે? અહીં વિદ્વાનોએ અને સૂત્રકારે નિર્ણય કર્યો છે કે અહીં 'અક્ષર' શબ્દ પરબ્રહ્મ જ સમજવું. કારણ કે, બ્રહ્મના ધર્મોનું કથન અહીં કહેલા અક્ષરમાં જ સંગત થાય છે. ઉપરના મંત્રમાં વિભુ અને સર્વગત આ બે વિશેષણો પ્રકૃતિ અને જીવાત્માને લાગુ પડતાં નથી. કારણ કે, પ્રકૃતિ વિભુ અર્થાત્ સર્વવ્યાપક નથી. સમસ્ત વિકારાત્મક કાર્યોની એ ભલે વ્યાપક હો, તેથી કરી તે સર્વવ્યાપક ન બની શકે. સર્વવ્યાપક તો પરમાત્મા જ છે. શું પ્રકૃતિ પરમાત્માની પણ વ્યાપક થઈ શકે? નહીં જ. વેદમાં સ્પષ્ટ કહ્યુ છે કે સંપૂર્ણ જગત અથવા સંપૂર્ણ પ્રકૃતિ પરમાત્માના એક જ ભાગમાં છે; બાકી રહેલા ત્રણ ભાગમાં પ્રકૃતિ પહોંચી શકતી નથી. જુઓ, पादोऽस्य 'विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि ॥ (પુરુષસૂક્ત યજુર્વેદ.) જીવાત્મા પણ વિભુ અને સર્વગત નથી.

'અવ્યય' શબ્દનો અર્થ 'વિકારવગરનું' થાય છે, જ્યારે પ્રકૃતિ તો વિકારવાળી છે; માટે 'અવ્યય' શબ્દ પણ પ્રકૃતિને લાગુ પડતો નથી.

શારીર જીવને હાથ-પગ, આંખ, કાન વગેરે ઇંદ્રિયો પણ હોય છે, માટે શારીર જીવ પણ અક્ષર-શબ્દવાચ્ય થઈ શકે નહિ, તેથી અક્ષર-પદવાચ્ય આ ઠેકાણે પરબ્રહ્મ જ છે. વળી આગળ જઈ यः सर्वज्ञः सर्ववित्, 'यस्य ज्ञानमय तपः' (मु. उप. १-१-९) એમ કહ્યું છે. જે સર્વને જાણનાર છે અને જેણે સર્વને પ્રાપ્ત કરેલું જ છે તે 'અક્ષર' છે. માટે यत् तत् अद्रेश्यम्-ઈત્યાદિ ધર્મોવાળું બ્રહ્મ જ છે, એને જ 'અક્ષર' નામ આપેલું છે. 'અક્ષર' શબ્દના બે યૌગિક અર્થો થઈ શકે છે. योऽश्नुते सः अक्षरः જે સર્વવ્યાપક છે તે અક્ષર

અને ન વિદ્યતે ક્ષરઃ યસ્ય સઃ, अक्षरः। જેનું ક્ષરણ–વિનાશ ન થાય તે અક્ષર, આ 'અક્ષર' શબ્દ અહીં બ્રહ્મનો જ બોધ કરાવે છે, જડ પ્રકૃતિ અને પરિચ્છિન્ન પરિમાણવાળા જીવાત્માનો નહિ.

જોકે પ્રકૃતિ વિનાશરહિત હોવાથી તે 'અક્ષર'-શબ્દવાચ્ય સંભવી શકે, પણ આ મંત્રમાં તો અક્ષર-શબ્દવાચ્ય પરમાત્મા જ છે. કારણ, એના વાક્યશેષમાં અક્ષરને સર્વજ્ઞ કહ્યો છે. આ વિશેષણ પ્રકૃતિને લાગુ ન જ પડે, કારણ કે પ્રકૃતિ જડ છે, જડમાં જ્ઞાન ન હોઇ શકે.

'भूतयोनि' શબ્દ પણ પ્રકૃતિ અને બ્રહ્મ બંનેને લાગુ પડે છે. भवन्तीति भूतानि, तेषा योनिः कारणम् ; જે ઉત્પન્ન થાય તે ભૂત એટલે કાર્ય અને સર્વ કાર્યોનું કારણ, પ્રકૃતિ હોય છે તેમ બ્રહ્મ પણ હોય છે. જો ઉપાદાનકારણ લઇએ તો પ્રકૃતિ ભૂતયોનિ કહેવાય અને નિમિત્તકારણ લઇએ તો બ્રહ્મ 'ભૂતયોનિ' કહેવાય. બ્રહ્મ કોઇનું પણ ઉપાદાનકારણ નથી. સર્વકાર્યોનું નિમિત્તકારણ જ બ્રહ્મ છે. એક ચેતનમાંથી બીજો ચેતન જન્મતો નથી, પણ જડ-શરીર જ્યારે ચેતનથી અધિષ્ઠિત થાય ત્યારે તેમાંથી કાર્ય ઉત્પન્ન થાય છે. કરોળિયો ચેતન અને જડ-શરીર બંનેના સમુદાયનું નામ છે. જ્યારે ચેતનથી કરોળિયાનું જડ-શરીર અધિષ્ઠિત થાય છે ત્યારે શરીરમાંથી તાંતણો કરોળિયો કાઢે છે. શરીર વગર શુદ્ધ-ચેતનમાંથી તાંતણો નીકળનો કોઇએ અનુભવ્યો નથી. આથી એ સમજવું કઠણ નથી કે કરોળિયાનું શરીર તાંતણાનું ઉપાદાનકારણ છે અને ચેતનરૂપ કરોળિયો નિમિત્તકારણ છે. તે જ પ્રમાણે બ્રહ્મથી અધિષ્ઠિત થયેલી પ્રકૃતિ ઉપાદાનકારણ છે અને ચેતન બ્રહ્મ નિમિત્તકારણ છે. માટે અક્ષરને ભૂતયોનિ કહેલ છે તે નિમિત્ત કારણની દૃષ્ટિએ સમજવું. ॥ ૨૧ ॥

विशेषणभेदव्यपदेशाभ्यां च नेतरौ ॥ ૨૨ ॥

પદાર્થઃ- (च) અને (विशेषणभेदव्यपदेशाभ्याम्) વિશેષણ અને

ભેદના કથનથી (इतरौ न) શારીર-જીવ અને પ્રધાન यत्तदद्रेश्य... આદિ વાક્યોનો અર્થ નથી.

ભાવાર્થઃ- दिव्यो ह्यमूर्तः पुरुषः सबाह्याभ्यन्तरो ह्यजः ।
अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात् परतः परः ॥ मुं.उ. २-१-१.

બ્રહ્મ દિવ્ય છે, અમૂર્ત છે, પુરુષ છે. સમસ્ત જગતની અંદર અને બહાર વ્યાપી રહ્યો છે, અજન્મા છે, અપ્રાણ છે અને મનોવિહીન છે, તથા અક્ષર અવિનાશિની પ્રકૃતિથી પર જીવાત્મા અને એનાથી પર બ્રહ્મ છે. એ જ બ્રહ્મ અક્ષર તેમજ સર્વજ્ઞ છે. પ્રથમ અદ્રેશ્ય આદિ વાક્યમાં જે 'અક્ષર' શબ્દ છે તે બ્રહ્મને માટે પ્રયોજાયો છે, અને આ શ્લોકમાં જે અક્ષર છે તે પ્રકૃતિને માટે પ્રયોજાયો છે અને તેનો અર્થ 'અવિનાશી' એ ધ્યાનમાં લેવું.

જીવથી પણ સર્વજ્ઞ-અક્ષરબ્રહ્મ ભિન્ન છે, તે પણ 'जुष्ट यदा पश्यत्यन्यमीशमस्य महिमानमिति वीतशोकः' (मु. उप. ३-१-२.) વાક્યથી સમજાય છે. જ્યારે જીવાત્મા પ્રકૃતિ સાથે સંયુક્ત બીજા (પોતાથી જુદા) ઈશને જુએ છે અને એના મહિમાને સમજે છે ત્યારે એ (જીવાત્મા) શોકરહિત થાય છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે અક્ષર-પદવાચ્ય બ્રહ્મ જ સર્વ કાર્યનું નિમિત્તકારણ છે અને એજ પરા વિદ્યાનો વિષય છે.

'यथा सतः पुरुषात् केशलोमानि तथाक्षरात् संभवतीह विश्वम्' જેમ જીવતા પુરુષમાંથી વાળ નીકળે છે અને વાળ જડ છે, જ્યારે પુરુષ ચેતન છે; તે જ પ્રમાણે અક્ષરરૂપ ચેતન-બ્રહ્મથી સમસ્ત વિશ્વ ઉત્પન્ન થાય છે.

આ વાક્યથી જડવિશ્વનું ઉપાદાનકારણ બ્રહ્મ છે, એવી ભૂલ ખાવી ન જોઈએ. આનો અર્થ એ છે કે ચેતન બ્રહ્મથી અધિષ્ઠિત થયેલી પ્રકૃતિમાંથી કાર્યાત્મક વિશ્વ ઉત્પન્ન થાય છે એટલે ચેતન તો નિમિત્તકારણ રહે છે. પુરુષમાંથી વાળ નીકળે છે ખરા, પણ તે તો ચેતનથી અધિષ્ઠિત થયેલા શરીરમાંથી નીકળે છે. ચેતનહીન

મુડદા શરીરમાંથી અથવા શરીરરહિત વિશુદ્ધ ચેતનમાંથી વાળ નીકળતા નથી; માટે જ્યાં-જ્યાં ચેતનથી અધિષ્ઠિત જડમાંથી જડ-કાર્ય ઉત્પન્ન થતું જણાય ત્યાં ચેતનને જડ-કાર્યનું ઉપાદાનકારણ માનવાની ભૂલ ન કરવી જોઈએ. ચેતન નિમિત્તકારણ અને જડ ઉપાદાનકારણ છે આ જ ભ્રમહીન નિયમ છે. ॥ ૨૨ ॥

હવે આ ઉપનિષદમાં જે રૂપક આપ્યું છે તે પણ ચેતનસ્વરૂપ અક્ષર-બ્રહ્મને જ લાગુ પડે છે તે આ સૂત્રથી બતાવે છે:

रूपोपन्यासाच्च ॥ २३ ॥

પદાર્થ:– (रूपोपन्यासात्) અગ્નિ આદિને અક્ષર પરમાત્માના રૂપનો ઉપન્યાસ–કથન કરવાથી (च) હેતુનો વધારો બતાવે છે. એટલે કે, च હેતુસમુચ્ચાયક છે.

ભાવાર્થ:– અક્ષરસ્વરૂપ પરબ્રહ્મ પરમાત્માના રૂપની એટલે કે શરીરના અવયવોની ઉત્પ્રેક્ષા કરેલી હોવાથી ભૂતયોનિ અક્ષર પરમાત્મા જ છે, જીવ અને પ્રધાન નહિ. અવયવોની ઉત્પ્રેક્ષા આ પ્રમાણે છે:

अग्निर्मूर्धा चक्षुषी चन्द्रसूर्यौ ।
दिशःश्रोत्रे वाग्विवृताश्च वेदाः ॥
वायुः प्राणो हृदयं विश्वमस्य ।
पद्भ्यां पृथिवी ह्येष सर्वभूतान्तरात्मा ॥ મું. ઉ. ૨-૧-૪.

અર્થ:– અક્ષર આત્માના મસ્તકરૂપે અગ્નિ, આંખરૂપે ચંદ્ર અને સૂર્ય, કાનરૂપે દિશાઓ, વાણીરૂપ વિવૃત વેદો, પ્રાણરૂપે વાયુ, હૃદયરૂપે વિશ્વ અને પગરૂપે પૃથ્વી છે; કારણ આ મહાન આત્મા સર્વભૂતોનો અન્તરાત્મા છે.

ખરી રીતે જોતાં અક્ષર-બ્રહ્મ પરમાત્માને સાચું શરીર જ હોતું નથી, કારણ કે શરીર તો સુખ-દુઃખ ભોગવવા માટે હોય છે;

બ્રહ્મ સદૈવ પૂર્ણકામ હોવાથી. એને શરીર ન જ હોય, પરંતુ બ્રહ્મ સર્વમાં વ્યાપક હોવાથી ઉપર પ્રમાણે કલ્પના કરી છે.

આવા અવયવો ભલે કાલ્પનિક હોય પણ તે પરબ્રહ્મના જ કહી શકાય, કોઈપણ જીવાત્માના નહિ. જીવાત્માને તો સાચું શરીર છે અને તે એનાથી સુખદુઃખ ભોગવે છે, તો પછી એ અણુ-પરિમાણ જીવ–આત્માને અગ્નિ આદિ મૂર્ધા તરીકે કલ્પના કેમ કરી શકાય ? અર્થાત્ ન જ કરી શકાય.

પ્રધાનને પણ એવી કલ્પના ન કરી શકાય કારણ કે એ જડ છે. જડને શરીર ન જ હોય માટે એને શારીરિક અવયવોની કલ્પના પણ ન કરી શકાય.

આ અવયવોની કલ્પનાથી પણ સિદ્ધ થાય છે કે મુંડક ઉપનિષદના ૧–૧–૬માં જે અદ્રેશ્ય આદિ વિશેષણો આપ્યાં છે તેમાં 'ભૂતયોનિ' પણ વિશેષણ આપ્યું છે તે, અને આગળ 'अक्षरात् समवतीह विश्वम्'માં જે 'અક્ષર' વિશેષણ આપ્યુ છે તે પરબ્રહ્મને જ સૂચવે છે, કારણ કે એને સર્વજ્ઞ વિશેષણ આપ્યું છે અને એમાં જ્ઞાનરૂપ તપ બતાવવામાં આવ્યું છે. ॥ ૨૩ ॥

હવે વૈશ્વાનરનામનું અધિકરણ શરૂ કરે છે. આ અધિકરણમાં 'વૈશ્વાનર' શબ્દના અર્થનો નિશ્ચય કર્યો છે. છાંદોગ્ય ઉપનિષદના પાંચમા અધ્યાયના અગ્યારમા ખંડમાં આ પ્રમાણે કથા છે:— પ્રાચીનશાલ, સત્યયજ્ઞ, ઈન્દ્રદ્યુમ્ન, જન અને બુડિલ આ પાંચ જણા વેદના સારા અભ્યાસી હતા અને નિયમથી અગ્નિહોમ કરતા હતા, પણ આત્મજ્ઞાનમાં અધૂરા હતા, તેથી તેઓ એક જ 'વૈશ્વાનર' નામે જુદા-જુદા અર્થોની ઉપાસના કરતા હતા. એક દિવસ તેઓ ભેગા મળી ઉપાસ્ય વૈશ્વાનર સંબંધી વિચાર કરવા લાગ્યા; પણ તેઓ કોઇ ચોક્કસ એક મતમાં આવી શક્યા નહિ. પછી તેઓએ નક્કી કર્યું કે ચાલો, આપણે ઉદ્દાલક ઋષિ પાસે જઈએ, એ પણ વૈશ્વાનર-દેવની ઉપાસના કરે છે અને તે બ્રહ્મજ્ઞાની પણ છે.

ઉદ્દાલક ઋષિએ કહ્યું કે હું તમારી શંકાનું નિવારણ કરી શકું તેમ નથી. ચાલો, આપણે બધા અશ્વપતિ રાજા પાસે જઈએ, એ આપણી શંકાઓનું નિવારણ કરશે

જ્યારે તેઓ અશ્વપતિ રાજા પાસે ગયા ત્યારે રાજાએ તેઓને બહુમાન આપ્યું અને ઘણા વિનયથી કહ્યું કે, 'મારાં અહોભાગ્ય છે કે આપ જેવા મહાત્માઓએ મારે ઘેર આવી મારા આંગણાંને પવિત્ર કર્યું અને મને ઘણું ગૌરવ આપ્યું. હવે આપને મારે એક વિનંતિ કરવાની છે, તે એ જ કે હું યજ્ઞ કરવાનો છું, હું બીજા ઋત્વિજોને જે દક્ષિણા આપીશ તે આપને પણ આપીશ. આપ મારે ત્યાં યજ્ઞ પૂરાં થાય ત્યાંસુધી રહો.

હું આપને ખાતરી આપુ છું કે, મારા રાજ્યમાં કોઇ ચોર નથી, કોઇ કંજૂસ નથી, કોઇ દારૂ પીનાર નથી, અગ્નિહોમ ન કરતો હોય એવો પણ કોઈ નથી, કોઇ વ્યભિચારી પુરુષ નથી તો વ્યભિચારિણી સ્ત્રી તો કયાંથી જ હોય ? તો મારી આટલી વિનંતિને આપ સ્વીકારો.'

આગન્તુક મહાત્માઓએ કહ્યું કે: 'હે રાજન્, તારી પવિત્રતામાં અમને જરાપણ શંકા નથી. પણ સંસારમાં એવો નિયમ છે કે, જેને જે વસ્તુ જોઇએ તે આપવી જોઇએ. અમે ધનની ઇચ્છા કરી આપની પાસે આવ્યા નથી. અમે તો વૈશ્વાનર ઉપાસ્ય દેવ કોણ છે ? તે સમજવા આપની પાસે આવ્યા છીએ, માટે અમને એ સમજાવો.'

રાજાએ પ્રથમ તેઓ વૈશ્વાનર શબ્દનો શો અર્થ સમજે છે એ જાણી લીધું અને પછી સમજાવ્યું કે, 'તમે બધા વૈશ્વાનરને પ્રાદેશમાત્ર એટલે કે એકદેશી સમજો છો, તમારામાંનો કોઇ દિવને (આકાશીય તેજસ્વી ગોળાઓને), કોઇ વિશ્વરૂપ ( સૂર્યને ), કોઈ વાયુને કે જે વાયુ જગતમાં ભિન્ન-ભિન્ન ગતિએ વહ્યા કરે છે, કોઈ આકાશને, કોઇ પાણીને અને કોઈ પૃથ્વીને વૈશ્વાનર શબ્દના અર્થરૂપે

સમજો છો, એ બરાબર નથી. ચાલો, આજે હું તમને ઉપાસ્યભૂત વૈશ્વાનર શબ્દનો સત્ય અર્થ સમજાવું.' અશ્વપતિ રાજાએ એ સંબંધમાં જે ઉપદેશ આપ્યો તે આ સૂત્રમાં સૂત્રકારે સમજાવ્યું છે.

वैश्वानरः साधारणशब्दविशेषात् ॥ २४ ॥

પદાર્થઃ– ( वैश्वानरः ) વૈશ્વાનર શબ્દનો અર્થ પરમાત્મા છે ( साधारणशब्दविशेषात् ) વૈશ્વાનર અને આત્મા શબ્દ સાધારણ હોવા છતાં એમાં વિશેષ છે કે જેથી એ શબ્દનો અર્થ પરમાત્મા થઇ શકે છે.

ભાવાર્થઃ– વૈશ્વાનર શબ્દના સાધારણ રીતે ત્રણ અર્થ છેઃ- સામાન્ય અગ્નિ, જાઠર અગ્નિ અને પરમેશ્વર. આત્મા શબ્દના બે અર્થ છેઃ એક આત્મા અને બીજો પરમાત્મા. આમ વૈશ્વાનર અને આત્મા શબ્દ સાધારણ હોવા છતાં એક એવું વિશેષ વાક્ય આ પ્રકરણમાં છે કે જેથી પરમાત્મા–પરબ્રહ્મ અર્થ જ લઇ શકાય છે. તે વાક્ય આ પ્રમાણે છેઃ

तस्य ह वा एतस्य आत्मनो वैश्वानरस्य मूर्धैव सुतेजाश्चक्षुर्विश्वरूपः प्राणः पृथग्वर्त्मात्मा संदेहो बहुलो बस्तिरेव रयिः पृथिव्येव पादावुर एव वेदिर्लोमानि बर्हिर्हृदय गार्हपत्यो मनोऽन्वाहार्यपचन आस्यमाहवनीयः। छा. ५–१८–२.

વૈશ્વાનર આત્માનું દ્યુલોક મસ્તક છે, જેમાં ખૂબ તેજ છે તે સૂર્ય આંખ છે, જુદી-જુદી દિશામાં વહન કરતો વાયુ પ્રાણ છે, બહુલ એટલે વ્યાપક આકાશ એના શરીરનો મધ્યભાગ છે, રયિ ( પાણી ) એની બસ્તિ ( મૂત્રસ્થાન ) રૂપે છે, પૃથ્વી એના પગરૂપે છે, વેદિ એની છાતીરૂપે છે, દર્ભ વાળરૂપે છે, ગાર્હપત્ય અગ્નિ એના હૃદયરૂપે છે, અન્વાહાર્યપચન નામનો અગ્નિ એના મન રૂપે છે અને આહવનીય નામનો અગ્નિ એના મુખરૂપે છે. तद्यथा इषीकातूलमग्नौ प्रोतं प्रदूयेत एव हास्य सर्वे पाप्मानः प्रदूयन्ते य एतद् एव विद्वान् अग्निहोत्रं जुहोति। छा. ५–२४–३. કપાસ જેમ અગ્નિમાં બળી જાય છે તેમ

ઉપર વર્ણવેલા વશ્વાનરને જાણનાર અને ઉપાસના કરનારનાં બધાં પાપો બળી જાય છે.

વૈશ્વાનર જો પરમાત્મા હોય તો જ ઉપર બતાવ્યા પ્રમાણે તેનું રૂપક બાંધી શકાય. લૌતિક-અગ્નિ કે જાઠર-અગ્નિનું અથવા કોઈ જીવાત્માનુ એવું રૂપક બાંધી શકાય નહિ. વળી એ વૈશ્વાનરને જાણનારનાં બધાં જ પાપ બળી જાય છે—એમ કહેવું એ વૈશ્વાનર પરબ્રહ્મ હોય તો જ કહી શકાય. કોઈપણ અગ્નિને જાણવાથી મનુષ્યનાં પાપ બળી જતાં નથી, તેમ કોઈપણ જીવાત્માને જાણવાથી સર્વ પાપો બળી જતાં નથી. પરમાત્માને જાણવાથી જ બધાં પાપ બળી જાય છે, માટે આ ઠેકાણે વૈશ્વાનરનો અર્થ પરબ્રહ્મ છે.

ઉપરના રૂપકથી પરમાત્મા સાકાર છે એમ ન સમજવું, પણ પરમાત્મા સર્વમાં વ્યાપક હોવાથી એવું રૂપક બાંધ્યું છે અને દ્યુલોક વગેરેની એના મસ્તક આદિ રૂપની કલ્પના કરી છે. આત્મા કદીપણ આંખથી જોઈ શકાતો નથી. પરમાત્મા જડરૂપે છે અને ચેતનરૂપે છે એમ માનવું એ પણ ખોટું છે. કચરો કાંઈ પરમાત્મા નથી, એ તો જડ છે, એ ચેતનથી ભિન્ન છે. શરીર અને આત્મા અરસપરસ જુદા જ છે, એ શાસ્ત્રનો પણ સિદ્ધાંત છે. જુદા છે માટે જ જ્યારે આત્મા શરીરને છોડી દે છે ત્યારે મુડદાંને બાળી નાંખવામાં આવે છે. જો મુડદું પણ પરમાત્મા હોત તો તે બળત નહિ. આથી સ્પષ્ટ સમજાય છે કે વશ્વાનર એ પરમાત્મા છે અને જડથી જુદો હોઈ દ્યુલોક આદિમાં વ્યાપક છે. ॥ ૨૪ ॥

સ્મૃતિ-વાક્ય પણ વૈશ્વાનરને પરબ્રહ્મ તરીકે બતાવે છે. જેમકે :–

स्मर्यमाण मनुमानं स्यादिति ॥ २५ ॥

પદાર્થ :– (स्मर्यमाणम्) સ્મૃતિમાં કહેવામાં આવતું કથન (अनुमानम्) શ્રુતિનું અનુમાન કરાવનાર (स्यात्) થઈ શકે.

ભાવાર્થ :– સ્મૃતિઓમાં પણ પરમાત્માનાં એવાં રૂપકો બાંધ્યાં

છે અને પરબ્રહ્મની સ્તુતિ કરી છે. જેમકેઃ—

यस्याग्निरास्यं द्यौर्मूर्द्धा ।
खं नाभिश्चरणौ क्षितिः ॥
सूर्यश्चक्षुर्दिशः श्रोत्रं ।
तस्मै लोकात्मने नमः ॥

અગ્નિ જેનું મોઢું છે, દ્યુલોક જેનું માથું છે, આકાશ જેની નાભિ છે, પૃથ્વી જેના પગ છે, સૂર્ય જેની આંખ છે, દિશાઓ જેનાં કાન છે, તે સર્વલોકના આત્માને નમસ્કાર હો.

આ પણ રૂપક છે અને પરમાત્માની સ્તુતિ છે. આવી સ્મૃતિ પણ શ્રુતિનું અનુમાન કરાવે છે કે, વેદમાં પણ પરમાત્માની કોઈક ઠેકાણે આવી સ્તુતિ છે કે જેનો અભ્યાસ કરી વિદ્વાનોએ સ્મૃતિમાં આ પ્રમાણે સ્તુતિ કરી છેઃ श्रुतेरिवार्थं स्मृतिरन्वगच्छत्, સાચી સ્મૃતિ શ્રુતિના અર્થનો જ ઉલ્લેખ કરે છે. આવું કવિઓ પણ કહી ગયા છે. અથર્વવેદ ૧૦–૭–૩૨–૩૩માં રૂપક આપી પરમાત્માનું વર્ણન કર્યું છે કે, यस्य भूमिः प्रमाऽन्तरिक्षमुतोदरम् दिवं यश्चक्रे मूर्धानं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ।

વેદાન્તમાં સ્મૃતિને અનુમાન અને શ્રુતિને પ્રત્યક્ષ કહેવામાં આવે છે. આવી સ્મૃતિઓથી પણ સ્પષ્ટ થાય છે કે, વૈશ્વાનરનો પ્રકરણાનુસાર અર્થ પરમાત્મા પણ થઈ શકે છે. માટે ઉપર કહેલા છાંદોગ્યના વાક્યમાં વૈશ્વાનરનો અર્થ પરમાત્મા થાય છે અને તે રૂપકો ઉપરથી પણ સમજી શકાય છે કે તે સર્વાન્તર્યામી અને સર્વથી જુદો છે. પ્રત્યક્-ચેતન છે ॥ ૨૫ ॥

આ સૂત્રમાં પણ વૈશ્વાનરના બ્રહ્મત્વ માટે શંકા કરીને સમાધાન કરે છે અને બ્રહ્મ જ વૈશ્વાનર છે એમ સિદ્ધ કરે છેઃ

शब्दादिभ्योऽन्तःप्रतिष्ठानाच्च नेति चेन्न तथा दृष्ट्युप-
देशादसम्भवात् पुरुषमपि चैनमधीयते ॥ २६ ॥

પદાર્થઃ– (शब्दादिभ्यः) અગ્નિ સાથે સામાનાધિકરણ્ય બતાવનાર

શબ્દો હોવાથી (अन्तःप्रतिष्ठानात् च) અને શરીરની અંદર વૈશ્વાનર પ્રતિષ્ઠિત છે એવું કથન હોવાથી વૈશ્વાનર બ્રહ્મ નથી (इति चेत् न) જો એવી શંકા કરવામાં આવે તો તે ઠીક નથી. (तथादृष्ट्युपदेशात्) તેવી દૃષ્ટિનું કથન હોવાથી (असम्भवात् च) અને સંભવ ન હોવાથી (एन पुरुषम् अपि अधीयते) વૈશ્વાનરને પુરુષ તરીકે પણ વર્ણવેલ હોવાથી.

ભાવાર્થ:- આ પ્રકરણમાં એવા પણ શબ્દો છે કે જે વૈશ્વાનરને અગ્નિ તરીકે સિદ્ધ કરે છે. જેમકે:-स एषोऽग्निर्वैश्वानरः તે આ અગ્નિ જ વૈશ્વાનર છે. पुरुषेऽन्तः प्रतिष्ठित वेद પુરુષની અંદર વૈશ્વાનર અગ્નિ પ્રતિષ્ઠિત છે. આવા શબ્દોથી વૈશ્વાનરનો અર્થ સામાન્ય અગ્નિ અથવા જઠરનો અગ્નિ જ સમજાય છે.

આ શંકાનું સમાધાન એ છે કે, સામાન્ય અગ્નિ અને જઠરાગ્નિને જે આગળ રૂપક આપ્યું છે તે ઘટી શકે નહિ. શું જાઠર-અગ્નિનું માથું દ્યુલોક છે એમ સંભવી શકે? શું સામાન્ય અગ્નિને મસ્તક અને ઇંદ્રિયો બતાવી શકાય? કદીપણ નહિ. જડ અગ્નિને એવું રૂપ આપી શકાય નહિ. હા, પરમાત્મારૂપ વૈશ્વાનર સર્વાન્તર્યામી હોવાથી એ પુરુષની અંદર છે એમ કહી શકાય.

વળી વૈશ્વાનરને પુરુષ તરીકે પણ બતાવ્યો છે. પુરુષસૂક્તમાં એ વર્ણન આપણને સ્પષ્ટ સમજાય છે. કોઈ અલ્પદેશમાં જ્યારે વ્યાપક પરમાત્માને બતાવવામાં આવે ત્યારે તે અલ્પદેશથી બહાર નથી એમ ન સમજવું. કરોડાધિપતિને અમુક દૃષ્ટિએ લાખોપતિ પણ કહી શકાય, આથી એનું કરોડાધિપતિપણું મટતું નથી. આવી રીતે પરમાત્માનું પણ સમજવું. નાની વસ્તુમાં મોટી વસ્તુનો આરોપ પણ કરી શકાય, તેથી કરી તે મોટી વસ્તુ બનતી નથી. જે રાજ્યમાં પ્રધાનનું ખૂબ ચાલતું હોય તે દેશના લોકો એમ કહી શકે કે અહીં તો પ્રધાન જ રાજા છે. પણ ખરી રીતે તો એ રાજા નથી જ. આ જ દૃષ્ટિ વૈશ્વાનર પરમાત્માને માટે છે. માટે

વૈશ્વાનર પરમાત્મા જ છે, જીવાત્મા કે જડ-અગ્નિ નહિ.

હા, કોઈ પ્રકરણ એવું હોય અને તેમાં વૈશ્વાનરને અગ્નિ તરીકે જ બતાવ્યો હોય તો ત્યાં વૈશ્વાનરને અગ્નિ સમજવામાં હરકત નથી. પ્રકરણ પ્રમાણે શબ્દો નિયમિત થાય છે. આ પ્રકરણમાં તો વૈશ્વાનર શબ્દનો અર્થ પરમાત્મા—પરબ્રહ્મ તરીકે જ છે. ॥ ૨૬ ॥

अतएव न देवता भूतं च ॥ २७ ॥

પદાર્થઃ— (अतएव) ઉપર બતાવવામાં આવેલા હેતુઓથી (देवता) કોઈ દેવતા (च) અને (भूतम्) ભૂતાગ્નિ (न) નથી.

ભાવાર્થઃ— આગળના સૂત્રમાં જે હેતુઓ આપ્યા છે તે જ હેતુઓથી વૈશ્વાનર પરમેશ્વરથી ભિન્ન કોઈ દેવ નથી, અને મહામુનિ કણાદે ગણાવેલાં નવ દ્રવ્યોમાંનું ત્રીજું તેજોરૂપ ભૂત પણ નથી અર્થાત્ ભૌતિક અગ્નિ પણ નથી. એ હેતુઓ છે કે સામાન્ય અગ્નિના અવયવો સૂર્ય, વાયુ અને આકાશ આદિ થઈ શકે નહિ. વળી સામાન્ય અગ્નિને પુરુષ પણ કહેવામાં આવ્યો નથી. સામાન્ય અગ્નિને આત્મા પણ કહેવામાં આવ્યો નથી. જયારે સામાન્ય અગ્નિ આ પ્રકરણમાં વૈશ્વાનર નથી તો પછી જાઠરાગ્નિ તો કયાંથી જ થઈ શકે ? સામાન્ય અગ્નિ અભિવિમાન એટલે વ્યાપક પણ નથી. કોઈ દેવ એવો નથી કે જે અપરિચ્છિન્ન સંભવી શકે. પરમેશ્વર અથવા પરબ્રહ્મ જ એવો અર્થ છે કે જે ઉક્ત હેતુઓ તેમાં સંભવી શકે. માટે વૈશ્વાનર શબ્દનો અર્થ પરમાત્મા—પરબ્રહ્મ જ છે. ॥ ૨૭ ॥

साक्षादप्यविरोधं जैमिनिः ॥ २८ ॥

પદાર્થઃ— (जैमिनिः) જૈમિનિ આચાર્ય (साक्षात्) વૈશ્વાનર શબ્દનો શકય અર્થ પરબ્રહ્મ કરવામાં (अपि) પણ (अविरोधम्) અવિરોધ માને છે.

ભાવાર્થઃ- જૈમિનિ આચાર્યનું એવું માનવું છે કે, વૈશ્વાનર અગ્નિની ઉપાધિ દ્વારા બ્રહ્મવાચક થાય છે એમ માનવાની કશી જરૂર નથી. विश्वस्मिन् समस्तससारे नरः स विश्वानर. સમસ્ત સંસારમાં જે નર અર્થાત્ પુરુષ છે તે विश्वानर; અને એ જ વિશ્વાનરને સ્વાર્થિક અ પ્રત્યય લગાડી વૈશ્વાનર શબ્દ સિદ્ધ થાય છે. જેમ रक्षस् ને જ રાક્ષસ કહેવામાં આવે છે તેમ. આ પ્રમાણે અવયવોની કલ્પના કર્યા વગર જ 'વૈશ્વાનર' શબ્દ સીધો પરબ્રહ્મનો વાચક છે. ॥ ૨૮ ॥

अभिव्यक्ते रित्याश्मरथ्यः ॥ २९ ॥

પદાર્થઃ- (आश्मरथ्यः) આશ્મરથ્ય આચાર્ય માને છે કે, (अभिव्यक्तेः) અલ્પ પ્રદેશમાં ઇશ્વરની અભિવ્યક્તિ થાય છે.

ભાવાર્થઃ- પરમાત્મા પ્રાદેશમાત્ર પણ છે એટલે સૂક્ષ્મ અર્થમાં પણ રહેતા હોવાથી પ્રાદેશમાત્ર છે અર્થાત્ સૂક્ષ્મ છે. પણ ખરું નિરુપાધિક સ્વરૂપ તો અભિવિમાન એટલે અપરિચ્છિન્ન છે. હૃદય એ અલ્પપ્રદેશ છે. ઉપાસક હૃદયમાં આનંદ અનુભવે છે, એ આનંદ પરમાત્માનું સ્વરૂપ છે. વિષય અને ઇંદ્રિયોના સંબંધ-વગર હૃદયમાં કેવળ મનથી આનંદ અનુભવવો એ આનંદ બ્રહ્મ જ છે. એમ આશ્મરથ્ય આચાર્ય માને છે. ॥ ૨૯ ॥

अनुस्मृते र्बादरिः ॥ ३० ॥

પદાર્થઃ- (बादरिः) બાદરિ આચાર્ય (अनुस्मृतेः) સ્મરણ કરવા માટે મૂર્ધા આદિની કલ્પના કરી છે એમ માને છે.

ભાવાર્થઃ- બાદરિ આચાર્યનું માનવું એવું છે કે, વૈશ્વાનર-રૂપ સર્વવ્યાપક પરમાત્માના મસ્તક આદિની જે કલ્પના કરવામાં આવી છે તે સ્મરણને માટે છે. ધુલોક એ પરમાત્મા વૈશ્વાનરના મૂર્ધસ્થાન રૂપે છે. આવું રૂપક આપવાથી અને ઉપાસના વખતે એવી ભાવના કરવાથી ઉપાસક જ્યારે-જ્યારે ધુલોક તરફ જુએ છે ત્યારે ત્યારે એને વૈશ્વાનર પરમાત્માનું સ્મરણ થાય છે. એ જ

પ્રમાણે સૂર્યને આંખનું રૂપક આપવાથી સૂર્ય આદિને જોઇ ઉપાસકને તુરત પ્રભુનું સ્મરણ થાય છે. સંસારના કોઇપણ પદાર્થને જોઇ પરમાત્માની સ્મૃતિ થઈ આવવી એ જ રૂપક આપવાનું પ્રયોજન છે ॥ ૩૦ ॥

सम्पत्तेरिति जैमिनिस्तथा हि दर्शयति ॥ ३१ ॥

પદાર્થઃ– (सम्पत्तेः इति) અગ્નિહોત્રનું રૂપ આપવા માટે (जैमिनिः) જૈમિનિ આચાર્ય માને છે (तथा हि) તે પ્રમાણે (दर्शयति) બતાવે છે.

ભાવાર્થઃ- જૈમિનિ આચાર્ય એમ માને છે કે, ઉપાસક અગ્નિહોત્રીની છાતી એ વેદિ છે, એના ઉપર રહેલા વાળ એ વેદિ ઉપર પાથરેલા દર્ભ છે. આવું રૂપક બાંધવાથી અગ્નિહોત્રનું સ્વરૂપ સમજાય છે અને તેથી અગ્નિહોત્રની પ્રશંસા થાય છે. અગ્નિહોત્રનો દેવતા વૈશ્વાનર પરમાત્મા છે અને ઉપાસક પોતે જ અગ્નિહોત્રરૂપ છે. ઉપાસકના શરીરના અવયવો કોઈ વેદિરૂપ, તો કોઈ વાળરૂપ તો કોઇ આહવનીય અગ્નિરૂપ છે એમ માનવાથી ઉપાસકનું મન અગ્નિહોત્ર કરવાથી પવિત્ર બને છે. अथ य एव विद्वान् अग्निहोत्रं जुहोति, तस्य सर्वेषु लोकेषु सर्वेषु भूतेषु हुतं भवति । જે ઉપાસક આવી સમજણથી અગ્નિહોત્ર કરે છે તે સર્વલોકમાં સર્વભૂત( પૃથ્વ્યાદિભૂત )માં હવન કરી રહ્યો છે એવું ઉપનિષત્કાર ઋષિ બતાવે છે.

જે ઉપાસક અગ્નિહોત્રી વૈશ્વાનરના સ્વરૂપને સમજ્યા વગર હોમે છે તે અગ્નિને દૂર કરી રાખમાં જ હોમ કરે છે. એટલે જ્ઞાન વગર અગ્નિહોત્ર કરવો નકામો છે. જે માણસ પરમાત્માનો સર્વત્ર સાક્ષાત્કાર કરતો હોમ કરે છે, તે જ સાચો અગ્નિહોત્ર કરે છે અને તેનાં જ બધાં પાપો અગ્નિમાં પડેલાં રૂની જેમ બળી જાય છે. જ્ઞાનપૂર્વકના અગ્નિહોત્રની ઉપનિષદમાં આ પ્રમાણે મહત્તા ગાઈ છેઃ

यथेह क्षुधिता बाला मातरं पर्युपासते ।
एवं सर्वाणि भूतानि अग्निहोत्रमुपासते ॥ छां. ५–२४–५.

જેમ ભૂખ્યાં બાળકો માની આસપાસ ફરી વળે છે તેમ બધાં જ ભૂતો–પ્રાણીઓ અગ્નિહોત્રની ઉપાસના કરે છે. ॥ ૩૧ ॥

आमनन्ति चैनमस्मिन् ॥ ३२ ॥

પદાર્થઃ- (च) અને (एवम्) આ પ્રમાણે (अस्मिन्) છાંદોગ્ય ઉપનિષદના આ વૈશ્વાનરના પ્રકરણમાં (आमनन्ति) વારંવાર ઉપદેશ આપવામાં આવે છે.

ભાવાર્થઃ- છાંદોગ્ય ઉપનિષદના આ વૈશ્વાનર પ્રકરણમાં વૈશ્વાનર પરમાત્માનું સત્ય સ્વરૂપ તો अभिविमान=અપરિચ્છિન્ન પરિમાણવાળું છે, પણ પ્રાદેશમાત્ર પરિચ્છિન્નરૂપ તો એના સ્મરણને માટે, એની અગાધશક્તિની ઓળખાણને માટે છે. ઉપાસકના શરીરની બહાર દ્યુલોક આદિ એના અવયવ તરીકે અને શરીરની અંદર પણ વૈશ્વાનર પ્રભુને પુરુષાકાર કલ્પવામાં આવે છે.

આ પ્રમાણે અશ્વપતિ રાજાએ વૈશ્વાનર આત્માનો જે ખુલાસો કર્યો છે અને ઋષિઓને સમજાવ્યો છે તે એ કે, વૈશ્વાનર એ પરબ્રહ્મ જ છે અને તે અપરિચ્છિન્ન છે, છતાં અમુક દૃષ્ટિએ પરિચ્છિન્ન પદાર્થોમાં પ્રાદેશમાત્રનું રૂપક આપવામાં આવ્યું છે અથવા વૈશ્વાનર આત્માની પ્રાદેશમાત્ર પદાર્થોમાં પ્રાદેશમાત્ર તરીકે ઉત્પ્રેક્ષા કરવામાં આવી છે. માટે આ વૈશ્વાનર પ્રકરણ કોઈ અગ્નિ કે કોઈ જીવાત્મા નથી પણ પરમાત્મા જ છે. ॥ ૩૨ ॥

इति वेदान्तदर्शने गुर्जरभाषाभाष्ययुते प्रथमाध्यायस्य द्वितीयः पादः।

• • •

अथ वेदान्तदर्शने प्रथमाध्यायस्य तृतीयः पादः

હવે બહુ જટિલ ન હોય તેવાં કેટલાક વેદાન્ત-વાક્યોનો વિચાર આ ત્રીજા પાદમાં કરવામાં આવે છે.

द्युभ्वाद्यायतनं स्वशब्दात् ॥ १ ॥

પદાર્થઃ- (द्युभ्वाद्यायतनम्) द्यौश्च भूश्च आदी च येषां तानि द्युभ्वादीनि

तेषाम्, आयतनम्=द्युभ्वाद्यायतनम्। દ્યુલોક અને પૃથ્વી આદિનું (आयतनम्) આયતન-આધાર છે. (स्वशब्दात्) આત્મશબ્દનું કથન હોવાથી.

ભાવાર્થઃ- દ્યુલોક, પૃથ્વી આદિનો આધાર પરમાત્મા-બ્રહ્મ છે. આ સૂત્ર મુંડક ઉપનિષદમાં આવેલા એક વાકયનું સૂચન કરે છે. એ વાકય આ પ્રમાણે છેઃ

यस्मिन् द्यौः पृथिवी चान्तरिक्ष मोतं मनः सह प्राणैश्च सर्वैः। तमेवैकं जानथ आत्मानमन्या वाचो विमुञ्चथामृतस्यैष सेतुः। मुं. २-२-५.

અર્થઃ- જેમાં દ્યુલોક, પૃથ્વી, અંતરિક્ષ, બધી ઇંદ્રિયો સાથે મન પરોવાયાં છે એ જ એક આત્માને જાણો, બીજાને આત્મા તરીકે (પરમાત્મા તરીકે) જાણવાની વાત મૂકી દો, કારણ કે મોક્ષ મેળવવા માટે એ સેતુસ્વરૂપ છે. આ સંસારરૂપ સાગરને સામે કાંઠે મુક્તિ છે, પરમાનંદ છે અને સાગરને સામે કાંઠે પહોંચવા માટે પરબ્રહ્મ પોતે જ સેતુ અર્થાત્ પુલરૂપ છે.

હવે અહીં વિચારવા યોગ્ય એ છે કે કોની અંદર દ્યુલોક આદિ પરોવાયા છે? એટલે કે એ બધાંનો આધાર કોણ છે? કે જે સેતુરૂપે છે.

કારણ એટલે કે સમવાયિકારણ અથવા ઉપાદાનકારણ કાર્યનો આધાર સંભવી શકે છે. સમસ્ત કાર્ય-દ્રવ્યોનું સમવાયિકારણ કોઇ જડ પદાર્થ જ હોઈ શકે; પછી એ પરમાણુઓ હોય કે પ્રકૃતિ.

જેમ શરીરનો આધાર એના અવયવો છે અને તે જડ છે, તેમ સમસ્ત દ્રવ્યરૂપ કાર્યોનો આધાર કોઈ જડ દ્રવ્ય જ હોવું જોઇએ.

અવયવો અને અવયવીનો સંબંધ સમવાય હોય છે. જો સમવાયસંબંધથી આધાર માનવામાં આવે તો તો કોઈ જડ-દ્રવ્ય આધાર તરીકે છે એમ માનવામાં કશો વાંધો નથી. પણ અહીં

તો એ આધારને આત્મા કહ્યો છે અને આત્મા કોઈપણ કાર્ય-દ્રવ્યનું સમવાયિકારણ હોતું નથી એટલે કે સમવાયસંબંધથી આધાર હોતો નથી; માટે સમવાયસંબંધથી આધાર કહ્યો નથી એમ સ્પષ્ટ થાય છે. આ કારણને લીધે સંયોગ-સંબંધથી આધાર સમજવો જોઈએ.

પરમાત્મા સંયોગ-સંબંધથી સર્વ કાર્યદ્રવ્યોના આધાર છે એમ માનવામાં કશો વાંધો નથી. જોકે જીવાત્મા પણ સંયોગ-સંબંધથી અમુક-અમુક કાર્યદ્રવ્યનો આધાર છે, પણ સર્વ કાર્યદ્રવ્યોનો આધાર તો પરમાત્મા જ છે. માટે ઉપરના ઉપનિષદ્-વાક્યમાં આવેલા 'यस्मिन्' સર્વનામથી પરમાત્માનો પરામર્શ કરવો. બ્રહ્મમાં સમસ્ત શક્તિઓ હોવાથી અને સર્વજ્ઞાન હોવાથી સર્વનો આધાર હોવામાં શંકા જ નથી.

આગળ પણ લખવામાં આવ્યું છે કે અજ્ઞાનથી રહિત, કલ્યાણ-ગુણાકર પરમાત્માનું ઓમ્ સ્વરૂપે ધ્યાન કરો, કારણ કે તે જ તમને મુક્તિ આપશે.

॥ ओमित्येवं ध्यायथ आत्मानं स्वस्ति वः
पाराय तमसः परस्तात् ॥

વળી આગળ જણાવ્યું છે કે:

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥ मुं. २-२-८.

પરમાત્માનો સાક્ષાત્કાર થયા પછી હૃદયમાં પડેલી અજ્ઞાનરૂપ ગાંઠ ભેદાય છે, બધા સંશયો છેદાય છે અને કર્મોનો ક્ષય થાય છે. ॥૧॥

દ્યુલોક અને ભૂઆદિનું આયતન ચેતન પરમાત્મા જ છે, બીજી કોઈ જડ-વસ્તુ નથી, એમાં સૂત્રકાર પ્રથમ હેતુ આપે છે.

मुक्तोपसृप्यव्यपदेशात् ॥ २ ॥

પદાર્થ :– (मुक्तोपसृप्यव्यपदेशात्) રાગદ્વેષાદિ દોષોથી મુક્ત થયેલા પુરુષોના પ્રાપ્ય હોવાનો ઉપદેશ હોવાથી.

ભાવાર્થ :– જે પુરુષો રાગદ્વેષથી રહિત થયા છે, ઈશ્વરની ભક્તિથી જેઓનું મન પવિત્ર બન્યું છે તેઓનો પ્રાપ્ય દેવ ચેતન-બ્રહ્મ જ છે; એવો ઉપદેશ એ જ ઉપનિષદમાં આપ્યો છે, કોઈ જડ વસ્તુનો શાશ્વત સુખને માટે ઉપદેશ આપેલો જણાતો નથી. જેમકે:–

धनुर्गृहीत्वौपनिषदं महास्त्रं शरं ह्युपासा निशितं सधयीत । आयम्य तद्भावगतेन चेतसा लक्ष्यं तदेवाक्षरं सौम्य विद्धि ॥ मु. २–२–३.

ઉપનિષદોને ધનુષ બનાવો, ઉપાસના કરીને પવિત્ર થયેલા આત્માને બાણુ બનાવો, પછી લક્ષ્યભૂત પરબ્રહ્મ પરમાત્મામાં એકાગ્ર થઈ જાવ અને આત્મારૂપ બાણુને બ્રહ્મ સાથે જોડી દ્યો. અહીં પ્રાપ્ય બ્રહ્મનો ઉપદેશ આપવામાં આવ્યો છે. यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्तं गच्छन्ति नामरूपे विहाय । तथा विद्वान् नामरूपाद् विमुक्तः परात्परं पुरुष मुपैति दिव्यम् ॥

જેમ વહેતી નદીઓ સમુદ્રમાં પ્રાપ્ત થઈ નામ રૂપને છોડી દઈ દરિયામાં મળી જાય છે તેમ બ્રહ્મને જાણનાર વિદ્વાન્ પુરુષ પોતાનાં નામ અને રૂપને છોડી દઈ કેવળ ચેતનરૂપ બની પરમાત્મામાં વ્યાપ્ય તરીકે રહે છે અને તેમાંથી નિત્ય-આનંદનો ઉપભોગ કરે છે. પરમાત્મા અને આત્માનું ચેતનસ્વરૂપ તો સરખું જ છે, પણ એક વ્યાપક છે જ્યારે બીજો વ્યાપ્ય છે.

જ્યારે જીવાત્મા શુદ્ધ થાય છે ત્યારે તે પણ નિરંજન કહેવાય છે; એટલે નિરંજન મહાચેતનમાં આ લઘુચેતન પ્રાપ્ત થઈને પરમ સામ્યને પામે છે. तदा विद्वान् पुण्यपापे विधूय निरञ्जनः परमं साम्य मुपैति ॥ ३ ॥ मुं. उप. ३-१-३.

પોતાના જ શરીરમાં શુભ્ર જ્યોતિર્મય આત્મા રહેલો છે, તેને તે ઉપાસક લોકો જોઈ શકે છે કે જેના દોષો ક્ષીણ થયા છે.

अन्तः शरीरे ज्योतिर्मयो हि शुभ्रो यं पश्यन्ति यतयः क्षीणदोषाः। मुं. ३-१-५.

આ પ્રમાણે પવિત્ર અંતઃકરણવાળા ઉપાસકોને બ્રહ્મ પ્રાપ્ય તરીકે બતાવ્યું છે. કોઈ જડ પદાર્થ મુમુક્ષુઓને પ્રાપ્ય તરીકે

બતાવવામાં આવ્યો નથી, તેથી સમજાય છે કે દ્યુ અને ભૂ આદિનો આધાર—ટકાવી રાખનાર પરમાત્મા જ છે. જેમ જીવાત્મા પોતાના શરીરને ટકાવી રાખે છે તેમ પરમાત્માએ સૂર્યાદિ ગોળાઓને ટકાવી રાખ્યા છે અને એની શક્તિથી જ તેઓ નિયમિત ઘૂમ્યા કરે છે. ॥ ૨ ॥

બીજો હેતુ આપે છે.

नानुमानमतच्छब्दात् ॥ ३ ॥

પદાર્થ:– ( अनुमानम् ) અનુમાન કરીને જાણ્યું હોય એવું કોઈપણ જડ કારણ ( न ) આધાર તરીકે નથી. કારણ કે ( अतच्छब्दात् ) સૂર્યાદિ પદાર્થોનો આધાર કોઈ જડ હોવાનુ શબ્દપ્રમાણ નથી, એટલે કે વેદાન્તમાં ( ઉપનિષદોમાં ) એવું કોઈ વાક્ય નથી.

ભાવાર્થ:– દ્યુ અને ભૂ આદિનો આધાર જડ પ્રકૃતિ નથી, જડ પરમાણુઓ પણ નથી, જડ આકાશ પણ નથી અને ગતિ આદિ જડ કર્મવિશેષ પણ નથી. ફરતો ભમરડો તેમાં ઉત્પન્ન થયેલી ગતિને લીધે ફરતો જણાય છે, તેમ સૂર્યાદિ પદાર્થો તેમાં ઉત્પન્ન થયેલી ગતિ અથવા કોઈના આકર્ષણને લીધે દ્યુ, ભૂ આદિ ટકી રહ્યા છે એવું અનુમાન કોઈ કરે તોપણ તે ઠીક નથી, કારણ કે, ભમરડામાં ગતિ કોણે ઉત્પન્ન કરી ? કોઈ માણસે એને ફેરવ્યો તેથી તે ફરે છે, તેમ સૂર્યાદિ પદાર્થોને પ્રથમ ફેરવનાર કોણ છે ? તો તેનો ઉત્તર બ્રહ્મ સિવાય બીજો કોઈ મળી શકે એમ નથી.

અનાદિકાળથી સૂર્યાદિ તેજસ્વી ગોળાઓમાં ગતિ છે એમ કહેવામાં આવે તો. સૂર્યાદિ આકાશીય ગોળાઓ જ અનાદિ નથી તો તેમાં ગતિ અનાદિ છે એમ કેમ કહી શકાય? સૂર્યાદિની ઉત્પત્તિ આપોઆપ થઈ નથી. ક્રિયામાત્ર કર્તાને આધીન છે, ઉત્પત્તિ પણ ક્રિયા છે, માટે એનો કર્તા જરૂર છે જ. એટલે જેણે સૂર્યને ઉત્પન્ન કર્યો છે તેણે જ તેમાં ગતિ મૂકી છે, એમ માન્યા

સિવાય છૂટકો નથી. એટલે સાર એ નીકળ્યો કે દ્યુ અને ભૂ (પૃથ્વી) આદિનો આધાર પરમાત્મા ચેતન બ્રહ્મ જ છે કોઈપણ જડ પદાર્થ એનો આધાર નથી. स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम । यजुः. ૧૩-૪. આવું શ્રુતિનુ પ્રમાણુ પણ સ્પષ્ટ છે.

यस्मिल्लोका निहिता लोकिनश्च । मु. २-१-२.

અર્થ:- જેમાં બધા લોકો અને લોકાધિપતિઓ નિહિત છે અર્થાત્ આધેય તરીકે રહ્યા છે.

दिव्यो ह्यमूर्त्तः पुरुषः स बाह्याभ्यन्तरो ह्यजः ।
अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात्परतः परः ॥
एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च ।
खं वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी ॥ मु. २-१-२-३.
द्यावाभूमी जनयन् देव एकः । श्वेताश्व. ३-३.
ऋचो अक्षरे परमे व्योमन् यस्मिन् देवा अधि विश्वे निषेदुः ।
श्वेताश्व. ४-८.

આ બધાં પ્રમાણો બ્રહ્મને જ સર્વના આધાર તરીકે જણાવે છે. માટે જેમાં શ્રુતિ અથવા ઉપનિષદનુ પ્રમાણુ ન હોય એવું કોઇપણ અનુમાનમાત્રથી જાણેલુ દ્રવ્ય, ગુણુ કે કર્મ દ્યુ, ભૂ આદિનો આધાર નથી. ॥ ३ ॥

प्राणभृच्च ॥ ४ ॥

પદાર્થ:- (च) અને (प्राणभृत्) કોઈપણ પ્રાણુધારી દ્યુ, ભૂ આદિનો આધાર નથી.

ભાવાર્થ:- આ ત્રીજા સૂત્રમાંથી न અને अतच्छब्दात् આ બે શબ્દોની અનુવૃત્તિ આવે છે, એટલે અર્થ આ પ્રમાણે સ્પષ્ટ થાય છેઃ કોઇ પણ પ્રાણુધારી જીવાત્મા પણ દ્યુ અને ભૂ આદિનો આધાર નથી, કારણુ કે, એવું કોઇ શબ્દ પ્રમાણુ નથી. અર્થાત્ ઉપનિષદોમાં ક્યાંય પણ એવું વાક્ય નથી કે જેથી સિદ્ધ થાય કે અમુક

પ્રાણધારી જીવાત્મા દ્યુ અને ભૂ આદિનો આધાર છે.

શંકાઃ– ઉપનિષદમાં જીવાત્મા છે એવું કોઇ પ્રમાણ નથી, તથા જીવની ઉત્પત્તિ થાય છે એવું પણ પ્રમાણ નથી, તો પછી એ પ્રશ્ન જ ક્યાં ઉપસ્થિત થાય છે કે કોઇ પ્રાણધારી જીવાત્મા સર્વનો આધાર છે. માટે આ સૂત્ર હોવું જ ન જોઇએ ? મુંડક ઉપનિષદની શરૂઆતમાં શૌનક ઋષિએ અંગિરા ઋષિને પૂછયું કે कस्मिन् नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवति । શું જાણવાથી આ બધું જાણી શકાય ?

અંગિરાએ જવાબ આપ્યો કે : બે વિદ્યા છે, એક પરા અને બીજી અપરા. અપરા વિદ્યા ઋગ્વેદ આદિ શાસ્ત્રો છે અને પરા વિદ્યા એ છે કે જેનાથી અક્ષર-બ્રહ્મ જાણી શકાય છે. અક્ષર-બ્રહ્મમાંથી બધું ઉત્પન્ન થયુ છે એ બતાવ્યું છે. આમાં જીવાત્માની ઉત્પત્તિ ક્યાંય પણ બતાવી નથી, માટે બ્રહ્મથી જુદો કોઈ પ્રાણભૃત્ નથી.

સમાધાનઃ–બ્રહ્મથી જુદો પ્રાણભૃત જીવાત્મા છે. હા, એની ઉત્પત્તિ નથી. તેથી તેની ઉત્પત્તિ ઉપનિષદમાં બતાવી નથી. જીવાત્મા તો અનાદિ છે, એ પ્રાણધારી છે, આત્મા છે અને ચેતન પણ છે; એ બધું મુંડક ઉપનિષદમાં બતાવ્યું છે તે અહીં આગળના સૂત્રોમાં પણ સ્પષ્ટ થશે. માટે ' प्राणभृच्च ' એ સૂત્રનું ઉત્થાન અયોગ્ય નથી. ॥ ૪ ॥

જો કોઈ શંકા કરે કે બ્રહ્મ જ એક ચેતન છે, પ્રાણધારી કોઈ ચેતન છે જ નહિ, તો તેનો એનો ઉત્તર આ નીચેનાં સૂત્રમાં જોઈ લેવો ઘટે.

भेदव्यपदेशात् ॥ ५ ॥

પદાર્થઃ– ( भेदव्यपदेशात् ) જીવાત્માથી બ્રહ્મનું જુદી રીતે કથન હોવાથી.

ભાવાર્થઃ– જીવાત્મા કરતાં બ્રહ્માત્મા સ્વભાવે, કર્મથી અને ગુણોથી જુદો વર્ણવ્યો છે. જીવ માયાથી મુંઝાય છે જ્યારે બ્રહ્મ

માયાનો સ્વામી છે, દ્યુ અને પૃથ્વી આદિનો આધાર છે. જીવાત્મા બ્રહ્મથી ભિન્ન હોવામાં નીચેનાં પ્રમાણો છેઃ तमेवैकं जानथ તે એક જ આત્માને જાણો; અહીં જાણનાર જીવાત્મા અને જાણવા યોગ્ય જ્ઞેય બ્રહ્મ છે એમ બતાવ્યું છે. एषोऽणुरात्मा चेतसा वेदितव्यो यस्मिन् प्राणः पञ्चधा संविवेश । મું. ૩–૧–૯. જીવાત્મા અણુ છે એને મનદ્વારા જાણવો. પાંચ પ્રાણો શરીરમાં એને આધારે રહે છે. जुष्टं यदा पश्यत्यन्यमीशमस्य महिमानमिति वीतशोकः । મું. ૩–૧–૨. સંસારમાં જીવાત્મા જ્યારે પોતાનાથી જુદો પરમાત્મા છે એમ જાણે છે અને એના મહિમાને એટલે કે શક્તિને સમજે છે ત્યારે જીવાત્મા શોકરહિત થાય છે. બ્રહ્મ અને જીવ બંને અનાદિ છે.

આ બધાં પ્રમાણોથી જીવાત્મા અને પરમાત્મામાં ભેદ છે એમ સ્પષ્ટ સમજાય છે. આ જીવાત્મા પ્રાણોને ધારણ કરે છે માટે પ્રાણભૃત્ છે અને એ એકદેશી અને અલ્પશક્તિવાળો હોવાથી સૂર્યાદિ લોકોનો આધાર થઈ શકતો નથી, માટે અક્ષર-બ્રહ્મ આત્મા જ સર્વનો આધાર છે.

કેટલાક ભાષ્યકારો એમ માને છે કે, બ્રહ્મ એક જ છે અને તે નિર્વિશેષ છે છતાં માયારૂપ ઉપાધિથી તેમાંથી જીવ બને છે. જ્યારે અન્ય ભાષ્યકારો બ્રહ્મને અનેકાત્મક માને છે અને તેમાંથી વિદ્યમાન જ જીવો નીકળે છે એમ માને છે; પણ ઉપર આપેલાં પ્રમાણો એ મતોનું સમર્થન કરતાં નથી. આથી સ્પષ્ટ થાય છે કે જીવ અને બ્રહ્મ જુદા છે અને સર્વાધાર બ્રહ્મ છે, જીવ નથી. ॥ ૫ ॥

प्रकरणात् ॥ ६ ॥

ભાવાર્થઃ– સમસ્ત મુંડક ઉપનિષદમાં અક્ષર-બ્રહ્મ જ મુખ્યતયા સમજાવવામાં આવ્યુ છે. શૌનક ઋષિને અંગિરા ઋષિએ સમજાવ્યું છે કે, પરા અને અપરા બે વિદ્યા છે. ઋગ્વેદ આદિ અપરા વિદ્યા છે અને અક્ષર-બ્રહ્મ જેનાથી જાણી શકાય છે તે 'પરા' વિદ્યા છે. અક્ષર-બ્રહ્મ અદ્રશ્યત્વ આદિ ગુણોથી યુક્ત છે અને દ્યુ, ભૂનો આધાર

છે. આ રીતે બ્રહ્મને સમજાવવામાં જ અંગિરા ઋષિનો ઉપદેશ સમાપ્ત થાય છે, માટે મુંડક ઉપનિષદ બ્રહ્મનું જ પ્રકરણ છે, તે પ્રકરણથી બ્રહ્મ જ દ્યુ, ભૂ આદિનો આધાર છે. આયતન શબ્દનો અર્થ આ ઠેકાણે આધાર જ લેવો ઉચિત જણાય છે. ચેતન જડને વશમાં રાખે છે અને તેને પોતાની ઈચ્છા પ્રમાણે ચલાવે છે માટે પોતાના પ્રયત્નરૂપ ગુણને લીધે એ જડનો આધાર થઈ શકે છે ॥ ૬ ॥

સ્થિતિ અને અદન આ બે ધર્મોને લીધે જીવાત્માથી બ્રહ્મઆત્મા જુદો પડે છે.

स्थित्यदनाभ्यां च ॥ ૭ ॥

પદાર્થ :– (स्थित्यदनाभ्याम्) જીવાત્મામાં સ્થિતિ અને અદન બને હોવાથી (च) હેતુનો વધારો સૂચવે છે.

ભાવાર્થ :– જીવાત્મા પ્રકૃતિ સાથે પોતાની સ્થિતિ રાખે છે અને પ્રકૃતિમાંથી ઉત્પન્ન થતાં ફળોનો ઉપભોગ કરે છે. પરમાત્મા પ્રકૃતિ સાથે પોતાની સ્થિતિ રાખે છે પણ તેમાંથી ઉત્પન્ન થતાં ફળોનો ઉપભોગ કરતો નથી. આ કારણથી પરમાત્મા જીવાત્માથી જુદો પડે છે. જે પ્રકૃતિના ફળનો ઉપભોગ નથી કરતો, કેવળ દ્રષ્ટા તરીકે પ્રકૃતિ સાથે સંબંધ રાખે છે તે જ પરમાત્મા–પરબ્રહ્મ દ્યુ અને ભૂનો આધાર છે. જે જીવાત્મા છે તે પ્રકૃતિના ફળોનું અદન કરે છે, માટે તે પરમાત્માથી જુદો છે અને તે સૂર્યાદિ લોકોનો આધાર પણ નથી. આમ જીવાત્માથી બ્રહ્મને ભિન્ન માનવામાં આવ્યો છે. આ વાત *द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते तयोरन्यः पिप्पलं स्वाद्वत्ति अनश्नन् अन्योऽभि चाकशीति।* मु. ૩–૧–૧. આ મંત્રમાં છે. એટલે કે મુંડક ઉપનિષદમાં અંગિરા ઋષિએ જે બ્રહ્મ શૌનક ઋષિને સમજાવ્યું તે જીવાત્માથી જુદું છે આમ માનવાથી આ મંત્રની અહીં સંગતિ થઈ શકે છે, નહીં તો એ મંત્રનો ઉલ્લેખ અપ્રામાણિક અને અસંગત બની જાય છે.

જોકે કઠોપનિષદમાં પરમાત્માને બ્રહ્મ, ક્ષત્ર અને મૃત્યુનો અદન કરનાર બતાવ્યો છે પણ તે અદન તો પ્રલયને સૂચવે છે, કર્મફળના ભોગને નહિ. પરમાત્મા ચર અને અચર કાર્યોનો પ્રલય કરે છે માટે તે 'અત્તા' કહેવાય છે. કર્મનું ફળ ભોગવવું અને ચરાચર સંસારનો પ્રલય કરવો એ બંને જુદી જ વાત છે. આ પ્રમાણે દ્યુ અને ભૂ આદિનો આધાર પરમાત્મા છે, જીવ કે કોઈ જડ પદાર્થ નહિ. એ વિષયનું અધિકરણ અહીં સંપૂર્ણ થાય છે. ॥૭॥

સનત્કુમારે નારદ ઋષિને ભૂમવિદ્યાનો ઉપદેશ કર્યાનો ઉલ્લેખ છાંદોગ્ય ઉપનિષદમાં છે. આ ઉપદેશમાં 'ભૂમા' શબ્દનો અર્થ શો છે અને એનું મહત્વ શું છે? તે આ બે સૂત્રોમાં સમજાવવામાં આવ્યું છે.

भूमा सम्प्रसादादध्युपदेशात् ॥ ८ ॥

પદાર્થઃ– (भूमा) ભૂમા એટલે પરમાત્મા આ ઉપદેશમાં સમજવા, કારણ કે (सम्प्रसादात्) સુષુપ્તિ સ્થાન કરતાં (अध्युपदेशात्) અધિકતાનો ઉપદેશ ભૂમામાં બતાવ્યો છે.

ભાવાર્થઃ– એક વખત નારદ સનત્કુમાર પાસે આવ્યા, અને ખૂબ નમ્રતા અને વિનય સાથે કુમારને પ્રાર્થના કરી કે, મહામુને, મને આત્મવિદ્યા શીખવો. સનત્કુમારે કહ્યું કે, હે નારદ! તમે અત્યાર સુધી જે કંઈ ભણ્યા હો તે મને કહી જાવ એટલે તમારી યોગ્યતા જોઈ હું આગળ તમને શીખવું. નારદ ઋગ્વેદાદિ ચાર વેદો, પિત્ર્યવિદ્યા, રાશિવિદ્યા, દૈવવિદ્યા, નિધિવિદ્યા વગેરે જે કંઈ શીખ્યા હતા તે તેણે જણાવી દીધું. અને વધારેમાં એ પણ કહ્યું કે, હે ભગવન્, હું મંત્રવિદ્ (મંત્ર જાણનાર) છું, પણ આત્મવિદ્ નથી. મેં આપ જેવા મુનિઓ પાસેથી સાંભળ્યું છે કે, तरतिशोकमात्मवित् । છા. ઉપ. ૭–૧૩. જે આત્મવિદ્ હોય છે તે શોકને તરી જાય છે, તેને શોક થતો નથી. હું આટલી બધી વિદ્યા શીખ્યો

છતાં મને શોક થયા કરે છે, માટે હે ભગવન્, મને શોક ન થાય એ વિદ્યા શીખવો.

સનત્કુમારે કહ્યું કે, નારદ, તમે જે કંઇ શીખ્યા છો તે બધું નામ છે. નામ એટલે અપર વિદ્યા. અપર વિદ્યા ભણવાથી શોકની અત્યંત નિવૃત્તિ થતી નથી

નારદે કહ્યું કે, નામ કરતાં વધારે શું છે ?

સનત્કુમારઃ નામ કરતાં અધિક વાક્ છે. વાક્ એટલે વાણી. વાણી જ ઋગ્વેદાદિ બધી નામ-વિદ્યાને જણાવે છે. નામ કરતાં વધારે મન, મન કરતાં વધારે ચિત્ત, ચિત્ત કરતાં વધારે ધ્યાન, ધ્યાન કરતાં વધારે વિજ્ઞાન, વિજ્ઞાન કરતાં વધારે બળ, બળ કરતાં વધારે અન્ન, અન્ન કરતાં વધારે પાણી, પાણી કરતાં વધારે તેજ, તેજ કરતાં વધારે આકાશ, આકાશ કરતાં વધારે સ્મર, સ્મર કરતાં વધારે આશા, આશા કરતાં વધારે પ્રાણ.

આ પ્રમાણે નામથી લઇ પ્રાણ સુધીમાં પંદર અર્થો બતાવ્યા છે, અને ક્રમથી એક કરતાં બીજો અર્થ અધિક છે. અધિક શા માટે છે ? તેનો ઉત્તર છાંદોગ્ય ઉપનિષદમાં જ આપ્યો છે માટે ત્યાં જ જોઇ લેવું

प्राणो ह पिता, प्राणो माता, प्राणो भ्राता, प्राणः स्वसा, प्राण आचार्यः, प्राणो ब्राह्मणः । પ્રાણ પિતા, માતા, ભાઇ, બેન, આચાર્ય અને બ્રાહ્મણ છે, આ ઉપરથી સમન્વય છે કે પ્રાણવિશિષ્ટ આત્મા એ જ આ ઠેકાણે પ્રાણ તરીકે કહેવામાં આવેલ છે.

નારદ ઋષિએ આગળ પ્રશ્ન ન કર્યો, એટલે શ્રી સનત્કુમારે કહ્યું કે. હે નારદ, एष तु अतिवदति यः सत्येनातिवदति, જે સત્યથી અતિવદન કરે છે તે જ સાચો અતિવાદી કહેવાય છે; એટલે કે, સત્યમાં જ સૌથી વધારે અધિકતા છે, માટે સત્ય જ જાણવું જોઇએ.

નારદે કહ્યું કે, ભગવન્ ! હું સત્ય જાણવાને ઇચ્છું છું, મને સત્ય સમજાવો. ગુરુએ કહ્યું કે, વિજ્ઞાન (યથાર્થ અનુભવ) થયું

હોય તો જ લોકો સત્ય બોલે છે, માટે પ્રથમ વિજ્ઞાન જાણવું જોઈએ. મનન કર્યો વગર વિજ્ઞાન પણ થતું નથી, માટે તેની પહેલાં મનન કરવું જોઈએ. શ્રદ્ધા વગર મનન પણ કરી શકાતું નથી, માટે પ્રથમ શ્રદ્ધા પ્રાપ્ત કરવી જોઈએ. નિષ્ઠા પામ્યા વગર શ્રદ્ધા પણ થતી નથી, માટે પ્રથમ નિષ્ઠા મેળવવી જોઇએ. નિષ્ઠા પણ કૃતિ વગર મળતી નથી, માટે કૃતિ જાણવી જોઇએ અને પ્રાપ્ત કરવી જોઇએ. સુખ વગર કૃતિ પણ થઈ શકતી નથી, માટે કૃતિ કરતી વખતે સુખ જોઇએ માટે સુખ શું છે એ જાણવું જોઇએ. આ પ્રમાણે સનત્કુમાર ગુરુએ નારદ ઋષિના મનમાં સુખની જિજ્ઞાસા ઉત્પન્ન કરી આ બધાનું રહસ્ય ઉપનિષદમાં સ્પષ્ટ બતાવવામાં આવ્યું છે. અહીં તો સૂત્રકારને 'ભૂમા' શું છે એ જ બતાવવાનુ છે. નારદે કહ્યુ કે, सुख भगवो विजिज्ञासे इति, હું સુખને જાણવા ઇચ્છુ છું, કૃપા કરી તે મને જણાવો.

ગુરુએ કહ્યું કે यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति भूमैव सुखं भूमा त्वेव विजिज्ञासितव्यः, જે ભૂમા છે તે જ સુખ છે, અલ્પમા (થોડામાં) સુખ નથી. સાવધિક બધું જ સુખ શોકને ઉત્પન્ન કરે છે, રાગ-દ્વેષને પણ ઉત્પન્ન કરે છે, માટે 'ભૂમા' ને જ જાણવો જોઇએ અને તેને પ્રાપ્ત કરવો જોઇએ, એટલે પછી શોક થતો નથી. રાગ-દ્વેષ કે ઇર્ષ્યા પણ રહેતાં નથી.

નારદે કહ્યુ કે, હે ભગવન્ 'ભૂમા' શું છે તે હું જાણવા ઇચ્છું છું, મને તે સમજાવો.

સનત્કુમાર:- यत्र नान्यत् पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमा, अथ यत्रान्यत् पश्यति. अन्यच्छृणोति, अन्यद् विजानाति तदल्पं, यो वै भूमा तदमृतमथ यदल्पं तन्मर्त्यं स भगवः कस्मिन्प्रतिष्ठित इति स्वे महिम्नि ॥ જ્યાં આ આત્મા બીજું જોતો નથી, સાંભળતો નથી, જાણતો નથી તે 'ભૂમા' છે. જ્યાં બીજું જુએ છે, સાભળે છે, જાણે છે તે 'અલ્પ' છે. જે 'ભૂમા' છે તે અમૃત છે. જે 'અલ્પ' છે, તે મર્ત્ય

(મરણવાળું છે.) નારદે આગળ પૂછ્યું કે, હે ભગવન્, તે (ભૂમા) શામાં પ્રતિષ્ઠિત છે? ગુરુએ ઉત્તર આપ્યો કે 'પોતાના મહિમામાં.'

હવે 'ભૂમા'નો વિચાર કરીએ. 'ભૂમા' એ 'અલ્પ'નો વિરોધી છે. એટલે 'ભૂમા'નો અર્થ 'બહુત્વ' અથવા 'વિપુલતા' એવો થાય છે.

બહુ શબ્દને इमनिच् પ્રત્યય લાગ્યો છે. પ્રત્યય ભાગમાંથી માત્ર મન્ પ્રત્યય બાકી રહે છે. 'બહુ' શબ્દને 'ભૂ' આદેશ થાય છે એટલે 'ભૂમન્' શબ્દ બને છે; અને 'ભૂમા' પહેલી વિભક્તિના એક-વચનમાં રૂપ છે. बहोर्भावः = भूमा. બહુનો જે ભાવ તે 'ભૂમા.' આ પ્રમાણે વ્યાકરણની રીતે એ શબ્દ વ્યુત્પન્ન થાય છે. જેવો 'મહિમા' શબ્દ ભાવવાચક છે તેવો 'ભૂમા' શબ્દ પણ ભાવવાચક છે.

પણ ઉપનિષત્કારે 'ભૂમા'નો અર્થ નિરવધિક સુખ જેમાં થાય છે તે 'ભૂમા' છે, એમ ઉપર સમજાવ્યું છે. એવું શું છે કે જેમાં માણુસ સુખ, સુખ ને સુખ જ જુએ છે, બીજું કશું જ જોતો નથી. વિચાર કરતાં 'સુષુપ્તિ' દશા એવી છે કે જેમાં સુખ સિવાય બીજું કશું જ જણાતું નથી, ત્યાં દુઃખનું નામનિશાન પણ હોતું નથી. સુષુપ્તિ-માંથી જાગેલો માણુસ કહે છે કે આજે તો હું ખૂબ સુખમાં ઊંઘ્યો.

સુષુપ્તિને સમ્પ્રસાદ પણ કહે છે, કારણ કે संप्रसीदन्ति इन्द्रियाणि यस्मिन् स सम्प्रसादः જેમાં બધી ઈન્દ્રિયો શાંત થઈ જાય છે, તે સંપ્રસાદ, ત્યારે શું સંપ્રસાદ સુષુપ્તિ એ જ ભૂમા છે? સુષુપ્તિમાં પ્રાણ પણ ચાલુ હોય છે, તેથી પ્રાણ પણ ભૂમા હોવાની શંકા થાય છે. પ્રાણ જીવાત્માને લીધે ચાલુ હોય છે માટે પ્રાણવિશિષ્ટ જીવાત્મા પણ 'ભૂમા' હોવાની શંકા થાય છે. પણ આ બધી શંકાઓનું નિવારણ ઉપનિષત્કાર આ પ્રમાણે કરે છે કે 'ભૂમા' અમૃત છે, જ્યારે સુષુપ્તિ અમૃત નથી. થોડા સમયને માટે સુષુપ્તિ હોય છે. પ્રાણ પણ અમૃત-અમર નથી. બાકી રહે છે જીવાત્મા, તેનું નિવારણ આ પ્રમાણે થાય છે કે તે પોતાના મહિમામાં પ્રતિષ્ઠિત

નથી. જીવાત્માની પ્રતિષ્ઠા તો ધન, ધાન્ય, જમીન, ઘર, વ્યાપાર, ખેતી અને ધંધા વગેરેની સમૃદ્ધિમાં છે, જ્યારે 'ભૂમા' તો પોતાનામાં જ પ્રતિષ્ઠિત છે. એટલે ભૂમાનો અર્થ સુખસ્વરૂપ પરમાત્મા જ થાય છે.

જોકે ભૂમા ભાવવાચક નામ છે, છતાં આ ઠેકાણે તો ભાવવાન્ પરમાત્મા જ છે, સર્વવ્યાપક, ચેતન અને સુખસ્વરૂપ દ્રવ્ય જ છે. सत्य ज्ञानमनन्तं ब्रह्म । તૈ. ઉપ. ૨–૧૦. બ્રહ્મ સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ અને અનન્ત છે. ભૂમા પણ એ જ બ્રહ્મ છે. સંપ્રસાદ 'ભૂમા' નથી, કારણ કે, જે વધારાના ધર્મો બતાવ્યા છે તે સુષુપ્તિ, પ્રાણ અથવા પ્રાણવિશિષ્ટ જીવાત્મામાં નથી અને બ્રહ્મમાં છે, માટે 'ભૂમા' એ બ્રહ્મ જ છે, પરમાત્મા છે. પરમાત્મા વ્યાપક હોવાથી આગળ, પાછળ, ઉપર, નીચે, સર્વ બાજુઓમાં, અંદર, બહાર જ્યાં-જ્યાં નજર પડે, મન દોડે ત્યાં-ત્યાં બ્રહ્મ જ છે; માટે ભૂમા પરમાત્મા જ છે ॥ ૮ ॥

धर्मोपपत्तेश्च ॥ ९ ॥

પદાર્થઃ– (च) અને (धर्मोपपत्तेः) ભૂમામાં જે-જે ધર્મો બતાવ્યા છે તે બધા બ્રહ્મમાં જ છે.

ભાવાર્થઃ- 'ભૂમા'માં જે ધર્મો બતાવ્યા છે તે બ્રહ્મમાં જ છે. 'ભૂમા'માં બધું સુખ બતાવ્યું છે, તો બ્રહ્મ સ્વયં આનંદરૂપ હોવાથી એમાં સુખ સિવાય દુઃખનું નામનિશાન પણ ક્યાંથી હોય ? यत्र त्वस्य सर्वमात्मैवाभूत् तत्केन क पश्येत् । બૃહ. ૪–૫–૧૫. જ્યાં ચારે કોર પરમાત્મા જ પરમાત્મા જણાય છે ત્યાં ક્યા સાધનથી કોને જુએ ? एषोऽस्य परमानन्दः, एतस्यैव आनन्दस्य अन्यानि भूतानि मात्रामुपजीवन्ति । પરમાત્મા જ પરમાનંદ છે, એ આનંદની માત્રાને જ મનુષ્યાદિ પ્રાણીઓ અનુભવે છે. આ સિવાસ જગત્કર્તૃત્વ, સર્વશક્તિમત્વ, સર્વકારણત્વ, સર્વાધારત્વ વગેરે ધર્મોની ઉપપત્તિ બ્રહ્મમાં જ થઈ શકે છે માટે બ્રહ્મ જ ભૂમા છે. ॥ ૯ ॥

બૃહદારણ્યક ઉપનિષદમાં ગાર્ગીને ઉત્તર આપવામાં યાજ્ઞવલ્કયે જે 'અક્ષર' શબ્દ વાપર્યો છે તે સંશયજનક હોવાથી તેનો નિર્ણય કરે છે.

अक्षरमम्बरान्तधृतेः ॥ १० ॥

પદાર્થ:- (अक्षरम्) અક્ષર શબ્દનો અર્થ પરમાત્મા છે (अम्बरान्तधृतेः)તે પૃથ્વીથી લઇ આકાશપર્યંત અર્થોનો ધારણકર્તા હોવાથી.

ભાવાર્થ:- બૃહદારણ્યક અધ્યાય ૩–૯ માં યાજ્ઞવલ્કયે ગાર્ગીને કહ્યું કે, દ્યુલોકનો ઉપરનો ભાગ અને પૃથ્વીનો નીચેનો ભાગ તેમ જ દ્યુલોક અને પૃથ્વીનો વચ્ચેનો ભાગ, કે જે થયો છે અને થશે, તે બધું જ આકાશમાં ઓતપ્રોત છે. ગાર્ગીએ ફરીથી પૂછ્યું કે, 'ભગવન્. આકાશ શામાં ઓતપ્રોત છે? યાજ્ઞવલ્કયે કહ્યું કે, 'एतद्वै तद् अक्षरम् गार्गि, ब्राह्मणा अभिवदन्ति अस्थूलमनण्वह्रस्वमदीर्घमलोहित-मस्नेहमच्छायमतमोऽवाय्वनाकाशमसङ्गमरसमगन्धमचक्षुष्कमश्रोत्रमवागमनोऽतेजस्कम-प्राणममुखममात्रमनन्तरमबाह्यं न तदश्नाति किञ्चन न तदश्नोति कश्चन ॥ ८ ॥

હે ગાર્ગિ, એ 'અક્ષર' છે. વિદ્વાનો કહે છે કે તે સ્થૂલ, અણુ, ટુંકુ, લાંબું, લાલ, ચિકણું, છાયાવાળું, અંધકાર, વાયુ, આકાશ, પ્રાણ, સંગમ, રસ, ગંધ, આંખવાળું, કાનવાળુ, વાણીવાળું, મનવાળું, તેજપ્રાણવાળું, મુખવાળું, અમુકમાત્રાવાળું, જેને અંદર હોય તેવું, અને જેને બહાર હોય તેવું નથી. એ કશું ય ખાતું નથી અને એને કોઈ ખાતું નથી; આવું એ 'અક્ષર' વિચિત્ર છે. સંસારમાં મુખ્ય ત્રણ તત્ત્વો છેઃ ઇશ્વર, જીવ, અને પ્રકૃતિ. આ ત્રણમાંથી 'અક્ષરવાચ્ય' આ ઠેકાણે કોણ છે ? ઉપનિષદમાં પ્રધાનને માટે અક્ષર શબ્દ વપરાયો છે, ગીતામાં જીવાત્માને માટે વપરાયો છે અને 'यथा सतः पुरुषात् केशलोमानि तथा अक्षरात् सम्भवतीह विश्वम्' આ ઠેકાણે પરમાત્માનો વાચક પણ અક્ષર શબ્દ વપરાયો છે. વળી अ, आ, इ, क, ग, આદિ વર્ણોને માટે પણ 'અક્ષર' શબ્દ વપરાય છે. એટલે સંદેહ થાય એ સ્વાભાવિક છે.

આ સંદેહનું નિવારણ સૂત્રમાં જ શાસ્ત્રકારે કર્યું છે કે, આ 'અક્ષર' પૃથ્વી આદિથી લઈ આકાશપર્યન્ત બધા પદાર્થોને ધારણ કરી રહ્યો છે, માટે 'અક્ષર'-વાચ્ય પરમાત્મા જ છે. સમસ્ત જગતને ધારણ કરવાની શક્તિ કોઈ જડ પદાર્થ કે જીવાત્મામાં નથી માટે આ ઠેકાણે 'અક્ષર' શબ્દથી બ્રહ્મ સમજવું. જોકે આ બધું ओंकार જ છે એમ કહેવામાં આવ્યુ છે, તેથી શબ્દરૂપ ઓંકાર લઇ શકાય નહિ. ઓંકાર શબ્દ તો જપ અને ધ્યાન માટે છે. કોઇપણ શબ્દ જગતને ધારણ કરી શકે નહિ. શબ્દ પોતે જ ગુણ હોવાથી એને આધારની જરૂર પડે છે, એટલે પોતે જ આકાશનો આશ્રય લઈ અસ્તિત્વમાં આવે છે; તો તે જગતને ધારણ કરે છે એ વાત જ ક્યાં રહી? ॥ ૧૦ ॥

જો કોઇ શંકા કરે કે કાર્યમાત્ર કારણને આધીન છે માટે જડ કારણ જ સર્વને ધારણ કરે છે. જેમ માટી ઘડાને ધારણ કરે છે, જેમ સૂત્ર વસ્ત્રને ધારણ કરે છે, તેમ મૂળ સમવાયી કારણ કાર્યમાત્રને ધારણ કરે છે. તો પછી 'અક્ષર'નું વાચ્ય બ્રહ્મ ક્યાં રહ્યું? આનો ઉત્તર આ સૂત્રમાં છે.

सा च प्रशासनात् ॥ ११ ॥

પદાર્થઃ- (सा च) અને તે ધૃતિ (प्रशासनात्) પ્રશાસનરૂપ હોવાથી.

ભાવાર્થઃ- સૂત્રમાં જે ધૃતિ શબ્દ આપ્યો છે તેનો અર્થ ધારણ કરવું એ છે, તેમ તેનો અર્થ પ્રશાસન પણ છે. પ્રશાસન એટલે આજ્ઞા. વેદ એ પરમાત્માની આજ્ઞા છે એ કોઈ જડ પદાર્થની આજ્ઞા નથી. એ અક્ષરના પ્રશાસનમાં જ સૂર્ય અને ચંદ્ર વિધૃત થઇ રહ્યા છે, એમ પણ ઉપનિષદમાં કહ્યું છે. જુઓ બૃ. ઉ. ૩-૮-૯.

મનુસ્મૃતિમાં પણ કહ્યું છે કે, प्रशासितारं सर्वेषाम् । ૧૨-૧૨૨.

સર્વનો પ્રશાસિતા પરમાત્મા જ છે, વળી અક્ષર ચેતન છે અને એ જ્ઞાનપૂર્વક સમસ્ત જગતને ચલાવે છે. શું જડ પદાર્થ જ્ઞાનપૂર્વક જગતને ચલાવી શકે? નહિ જ. માટે 'અક્ષર' શબ્દનો અર્થ અહીં પરમાત્મા–બ્રહ્મ જ છે. ॥ ૧૧ ॥

अन्यभावव्यावृत्तेश्च ॥ १२ ॥

પદાર્થ :– (च) અને (अन्यभावव्यावृत्तेः) બ્રહ્મભિન્ન કોઇ અર્થ અક્ષર-શબ્દ-વાચ્ય માનવામાં આવે તો તેનો નિષેધ થઈ શકતો હોવાથી.

ભાવાર્થ :– બ્રહ્મ સિવાય મૂળકારણભૂત બે જ અર્થો સંભવી શકે, કાં તો જડ પ્રકૃતિ અથવા જીવાત્મા. આ બે ય અર્થ પૃથ્વ્યાદિ અંબરાંત ધૃતિને માટે સમર્થ નથી તેમ યોગ્ય પણ નથી. પ્રકૃતિ જડ હોવાથી તે દ્રષ્ટ્રી નથી, પરમાણું પણ જડ હોવાથી દ્રષ્ટૃ નથી. જ્યારે અક્ષર સ્વયં અદષ્ટ છે અને દ્રષ્ટૃ પણ છે. (જુઓ બૃહદારણ્યક ઉપનિષદ ૩-૮-૧૧.) અક્ષર (પરમાત્મા) સિવાય બીજું કોઈપણ સર્વદ્રષ્ટૃ નથી. नान्योतोऽस्ति द्रष्टृ. જીવાત્મા અદષ્ટ અને દ્રષ્ટા સંભવી શકે છે પણ તે સર્વનો દ્રષ્ટા તો ન જ થઈ શકે. વળી અક્ષર અચક્ષુષ્ક છે એટલે કે તે ચક્ષુ આદિ ઇંદ્રિયોથી રહિત છે. જ્યારે જીવાત્મા તો ઇંદ્રિયોવાળો છે અને ઇન્દ્રિયો દ્વારા તે જ્ઞાન મેળવી શકે છે. અક્ષર તેવું નથી એ તો ઇન્દ્રિયોથી રહિત છે, જગત્કર્તૃ, નિત્યજ્ઞાનવાળું, સર્વજ્ઞ અને સર્વશક્તિવાળું છે, માટે ઉપર કહેલા પ્રકરણમાં પરબ્રહ્મ જ અક્ષર શબ્દનો વાચ્ય અર્થ છે. ॥ ૧૨ ॥

ધ્યાન અને સાક્ષાત્કારનો એક જ વિષય પરબ્રહ્મ છે.

ईक्षतिकर्मव्यपदेशात् सः ॥ १३ ॥

પદાર્થ :– (ईक्षतिकर्मव्यपदेशात्) ઇક્ષ ધાતુના કર્મ તરીકે નિર્દેશ હોવાથી (सः) પરબ્રહ્મ જ ઇક્ષણનો વિષય છે.

ભાવાર્થ :– परं च अपरं च ब्रह्म। પ્રશ્ન. ઉ. ૫–૨ પરબ્રહ્મ અને અપરબ્રહ્મ આમ બે બ્રહ્મ છે, એવો નિર્દેશ ઉપનિષદમાં કર્યો છે.

પરબ્રહ્મ એટલે પરમાત્મા, અને અપર બ્રહ્મ એટલે જીવાત્મા. જે ઉપાસક ओंकार દ્વારા ઉપાસના કરે છે તે બેમાંથી એકનો સાક્ષાત્કાર કરે છે. પરબ્રહ્મનો સાક્ષાત્કાર થાય એટલે પોતાના આત્માનો તો સાક્ષાત્કાર થઈ જ જાય છે. પરમાત્મા અને જીવાત્માનો નિત્ય સંબંધ છે, ફક્ત અજ્ઞાનને લીધે જીવાત્મા બેમાંથી એકે ય સ્વરૂપને જોઈ શકતો નથી, પણ ओंकारની ઉપાસના પરિપક્વ થયા પછી બંને આત્માઓને જોઈ શકાય છે એટલે એનો સાક્ષાત્કાર થઈ શકે છે.

स एतस्मात् जीवघनात् परात्परं पुरिशय पुरुषमीक्षते । પ્રશ્નોપ. ૫–૫. ઉપાસક આ પોતાના સૂક્ષ્મ આત્મ સ્વરૂપને જાણીને, પછી જગતરૂપ શરીરમાં વ્યાપક થઈને રહેલા પુરુષને જુએ છે. અહીં ईक्षति ધાતુના કર્મ તરીકે પુરુષને બતાવેલ છે માટે ઉપાસક પરમપુરુષનો સાક્ષાત્કાર કરે છે. ધ્યાનમાં ધ્યેયના સ્વરૂપની થોડી ઘણી પણ કલ્પના હોય છે પણ ઈક્ષણમાં–સાક્ષાત્કારમાં તો ધ્યેયનું વિશુદ્ધ યથાર્થ સ્વરૂપ જ સ્ફુરે છે. માટે ઉપાસક અજર, અમૃત, અભય અને પરબ્રહ્મનાં સ્વરૂપનો સાક્ષાત્કાર ओंकारेणैवायतनेन अन्वेति । प्रश्नोप. ૫–૭ ઓંકારના જપ અને તેના અર્થની ભાવના દ્વારા કરે છે. ॥ ૧૩ ॥

હવે 'દહર' શબ્દના અર્થનો વિચાર કરે છે. આને 'દહરાધિકરણ' કહેવામાં આવે છે.

दहर उत्तरेभ्यः ॥ १४ ॥

પદાર્થ:– ( दहरः ) 'દહર' પરબ્રહ્મનું નામ છે. ( उत्तरेभ्यः ) આગળ જે જે ધર્મોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે તે પરબ્રહ્મના જ અસાધારણ ધર્મો હોવાથી.

ભાવાર્થ:– આ અધિકરણનું વિષય-વાક્ય આ પ્રમાણે છે:–
यदिदमस्मिन् ब्रह्मपुरे दहरं पुण्डरीक वेश्म दहरोऽस्मिन्नन्तराकाशस्तस्मिन् यदन्तस्तदन्वेष्टव्य तद्वाव विजिज्ञासितव्यमिति छा. ८–१–१.

અર્થ:– આ 'બ્રહ્મપુર (શરીર)માં હૃદયરૂપ પુંડરીક (કમલ) રૂપ વેશ્મ=(ગૃહ) છે તેને 'દહર' કહેલ છે. એ દહરમાં પણ દહર આકાશ છે. તે શોધવું જોઇએ અને તેને જાણવું જોઈએ. અહીં હૃદય કમળરૂપ દહરમાં જે દહર=આકાશ કહ્યું છે. દહર એટલે સૂક્ષ્મ. તે પરબ્રહ્મ જ છે પરમાત્મા જ છે કારણ કે આગળ જે ધર્મો બતાવવામાં આવ્યા છે. તે પરમાત્માના જ અસાધારણ ધર્મો છે.

(૧) ભૌતિક આકાશ સાથે દહરાકાશને સરખાવવામાં આવ્યું છે. જેમ ભૌતિક આકાશ વ્યાપક છે તેમ દહરાકાશ પણ વ્યાપક છે. આ સર્વવ્યાપકત્વ ધર્મ પરબ્રહ્મનો જ હોઇ શકે. यावान् वा अयमाकाशस्तावानेषोऽन्तर्हृदय आकाशः उभे अस्मिन् द्यावापृथिवी अन्तरेव समाहिते उभावग्निश्च वायुश्च सूर्याचन्द्रमसा वुभौ विद्युन्नक्षत्राणि यच्चास्येहास्ति यच्च नास्ति सर्वं तदस्मिन् समाहितमिति । छा. उप. ८-१-३ વળી દ્યુલોક અને પૃથ્વી દહરની વચ્ચે જ ધારણ થઈ રહ્યાં છે. અગ્નિ, વાયુ વગેરે પણ દહરાકાશમાં ધારણ થઈ રહ્યાં છે, આ સર્વનું ધારણ કરવું એ પણ પરમાત્માનો જ ધર્મ છે. જીવ અથવા ભૌતિક આકાશ સર્વનો આધાર બની શકે નહિ. દહરાકાશને ભૌતિક આકાશ સાથે સરખાવવામાં આવ્યું છે. સરખામણી બે આકાશ જુદાં હોય તો જ બની શકે. એટલે અંદરનુ જે આકાશ છે તે બ્રહ્મ જ છે એમ સિદ્ધ થાય છે. જો અંદરના આકાશને પણ ભૌતિક આકાશ માનવામાં આવે તો બહારનું અને અંદરનું એક જ આકાશ થયું તો સરખામણી જ કોની સાથે રહી? સરખામણી ભેદ હોય તો જ થઇ શકે. બ્રહ્મપુરનો અર્થ છે જીવાત્મારૂપ અપરબ્રહ્મનું ભોગાયતન શરીર. (જીવાત્મા પણ અપરબ્રહ્મ છે એમ પ્રશ્નોપનિષદમાં કહ્યું છે.)

(૨) દહરાકાશને અન્તરાત્મા કહેવામાં આવ્યો છે. અને તે આત્મા પાપરહિત છે, ઘડપણ રહિત છે, અમર છે, શોકરહિત છે, ભૂખતરસ વગરનો છે. સત્ય ઇચ્છાવાળો છે, સાચા સંકલ્પવાળો છે, અને બધાં જ પ્રાણીઓ તેને લીધે જ જીવે છે. આ ધર્મો પણ

પરમાત્માના છે. જીવાત્મા પાપપુણ્યવાળો હોય છે. શોકાન્વિત હોય છે, ખોટા સંકલ્પ કરનાર પણ હોય છે માટે દહરાકાશ જીવાત્મા નથી. ભૌતિક આકાશ તો નથી જ એ ઉપર કહ્યું છે. વિશેષમાં દહરાકાશને આત્મા કહ્યો છે, ભૌતિક આકાશ આત્મા નથી એ તો સર્વ કોઇ જાણે છે. આ કારણને લીધે 'દહરાકાશ' અથવા 'દહર' પરબ્રહ્મ પરમાત્મા જ આ ઉપનિષદમાં આ ઠેકાણે કહેવામાં આવ્યો છે. અહીં એટલું પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે; ભૌતિક આકાશ કોઈ પણ દ્રવ્યનો આધાર નથી. પડતા પદાર્થને આકાશ ઝીલી શકતું નથી. તેથી જ આકાશીય ગોળાઓને ગતિ, આકર્ષણ, પ્રયત્ન વગેરેની જરૂર રહે છે. ॥ ૧૪ ॥

'દહરાકાશ' બ્રહ્મ જ છે એમાં બીજા હેતુઓ આપે છે.

गतिशब्दाभ्यां तथाहि दृष्टं लिङ्गं ॥ १५ ॥

પદાર્થઃ- (गतिशब्दाभ्याम्) ગતિ અને શબ્દથી પણ 'દહર' બ્રહ્મ છે એમ સિદ્ધ થાય છે. (तथा हि) તે પ્રમાણે જ વાક્ય શેષમાં (दृष्टम्) જોવામાં આવ્યુ છે, અને (लिङ्गं च) શબ્દનું સામર્થ્ય પણ છે.'

ભાવાર્થઃ- મનુષ્યમાત્રને જીવનમાં બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે પણ તે માણુસ સમજી શકતો નથી, કારણુ કે સાક્ષાત્કાર પછી તુરત અજ્ઞાન જીવાત્માને ઘેરી લે છે. જેમ ખેડુત પોતાનું ખેતર ખેડે છે, પણ ખેતરનાં ઊંડાણમાં અમુક જગ્યાએ સોનાનો ગુપ્ત નિધિ હોય તો તેને તે જાણી શકતો નથી. માત્ર ઉપર ઉપર ખેડયા કરે છે. તે જ પ્રમાણે હૃદયમાં રહેલા બ્રહ્મને જીવાત્મા જાણી શકતો નથી. માણુસની ત્રણ અવસ્થા છે. જાગરિત, સ્વપ્ન અને સુષુપ્તિ. સુષુપ્તિ અવસ્થામાં બ્રહ્મનો જ સાક્ષાત્કાર થાય છે. પણ વાસનાનો ક્ષય થયેલો હોતો નથી, તેથી થોડી જ વારમાં તે અજ્ઞાન- માયામાં સપડાઈ જાય છે. મુક્તિ અવસ્થા એ જીવાત્માની

ચોથી અવસ્થા છે અને તેમાં વાસનાનો ક્ષય થયેલો હોય છે. એટલે એ અવસ્થામાં જીવાત્મા આત્મારૂપે રહી બ્રહ્મનો આનંદ બહુ દીર્ઘકાળ સુધી ભોગવે છે.

સુષુપ્તિ અવસ્થામાં જીવાત્મા બ્રહ્મમાં ગતિ કરે છે તેમાં પ્રમાણ. हिरण्यनिधिं निहितमक्षेत्रज्ञा उपर्युपरि सचरन्तो न विन्देयुरेवमेवेमाः सर्वाः प्रजा अहरहर्गच्छन्त्य एत ब्रह्मलोकं न विन्दन्त्यनृतेन हि प्रत्यूढाः છાં. ૮-૩-૨. આ ઠેકાણે प्रजा શબ્દ જીવને માટે અને બ્રહ્મલોક શબ્દ બ્રહ્મને માટે વપરાયા છે.

બ્રહ્મમાં જીવોની ગતિ હોવી એ દહરાકાશને બ્રહ્મ તરીકે જ જણાવે છે. બીજા કોઈને નહિ.

બ્રહ્મલોક શબ્દ પણ બ્રહ્મનો જ વાચક છે, કારણ કે એ શબ્દ કર્મધારય સમાસથી બનેલો છે, અને એનો વિગ્રહ આ પ્રમાણે થાય છે. ब्रह्मैव लोकः ब्रह्मलोकः બ્રહ્મ એ જ લોક. આ પ્રમાણે 'કર્મધારય' સમાસ છે. 'બ્રહ્મનો લોક' એવો અર્થ કરવો નહિ. કારણ કે; સુષુપ્તિ અવસ્થામાં જીવાત્મા બ્રહ્મના કોઈ લોકમાં (દેશમાં) જતો નથી.

બ્રહ્મલોકનો અર્થ બ્રહ્મ જ થતો હોવાથી કર્મધારય સમાસ કરવો પડે છે. માટે એ શબ્દ દહરાકાશ બ્રહ્મ હોવાનું અનુમાન છે.

છાંદોગ્યમાં બીજે ઠેકાણે પણ જણાવ્યું છે કે સુષુપ્તિમાં જીવ સત્સ્વરૂપ બ્રહ્મમાં જાય છે. જેમકે एवमेव खलु सोम्य, इमाः सर्वाः प्रजाः सति संपद्य न विदुः सति सम्पद्यामह इति । ૬-૯-૨.

બૃહદારણ્યક ઉપનિષદમાં પણ જણાવ્યું છે एष ब्रह्मलोकः सम्राडिति ૪–૩–૨. હે સમ્રાટ (જનક) આ બ્રહ્મલોક છે કે જે અદૃષ્ટ અને અદ્વૈત પરમાત્મા છે અહીં પરમાત્માને જ બ્રહ્મલોક કહેવામાં આવેલ છે ॥ ૧૫ ॥

ધતિરૂપ હેતુથી પણ "દહર" એ પરમાત્મા જ છે.

धृतेश्च महिम्नोऽस्यास्मिन्नुपलब्धेः ॥ १६ ॥

પદાર્થ: (धृतेः च) અને ધૃતિથી 'દહર' એ પરમાત્માનું જ નામ છે એમ સમજાય છે. (अस्य महिम्नः) આ ધૃતિરૂપ મહિમાની (अस्मिन्) દહરાકાશરૂપ પરમાત્મામાં બીજા ઉપનિષદમાં (उपलब्धेः) ઉપલબ્ધિ થતી હોવાથી.

ભાવાર્થ:- 'अथ य आत्मा स सेतुर्विधृतिरेषां लोकानामसंभेदाय' છાંદો. ૮-૪-૧ દહરાકાશ રૂપ આત્મા આ સંસારના રક્ષણને માટે સેતુ (બંધ) સ્વરૂપ છે. જેમ ચારેકોર બંધ બાંધવાથી જળાશય (તળાવ) આદિનું રક્ષણ થાય છે, તેમ પરમાત્મા સર્વ જીવાત્માઓ અને સ્થાવર જંગમના બંધ તરીકે છે. પરમાત્મા કર્મનું ફળ આપી ચેતન જીવાત્માઓને નિયમમાં રાખે છે. તેમ જ એ પરમાત્મા પોતાના પ્રયત્નથી સર્વ સ્થાવર જંગમ જગતને ધારણ કરી રહ્યો છે. વળી આ જ દહરાકાશરૂપ પરમાત્માની ધારણશક્તિ કે જે એક એનો અદ્‌ભુત મહિમા છે, તેનું બીજા ઉપનિષદમાં વર્ણન છે. જેમકે एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौ विधृते तिष्ठतः ॥ बृह. ૩-૮-૯.

હે ગાર્ગિ, એ અક્ષર (દહરાકાશ) રૂપ પરમાત્માના પ્રશાસનમાં ધારણશકિતમાં નિયમિત થઈને રહ્યા છે. આ ધારણરૂપ મહિમા દહરાકાશમાં જ છે, માટે દહરાકાશ બ્રહ્મ જ છે. બ્રહ્મ સિવાય કોઇ બીજાનું નામ દહરાકાશ હોય તો ઉપર બતાવેલું ધારણ તેમાં થઈ શકે નહિ. પરમાત્મા સિવાય બીજા બધામાં પરિમિત શકિત છે પરમાત્મામાં જ સર્વશકિત અથવા અનંત શકિત છે. જે સર્વશકિતમાન્ હોય તે જ જગતનું ધારણ કરી શકે, માટે દહર એ પરમાત્માનું જ નામ છે. જગતનું ધારણ કરવું એ દહરનો ધર્મ છે અને એ જ દહરને પરમાત્મા તરીકે સાબિત કરે છે. ॥ ૧૬ ॥

પ્રસિદ્ધિ પણ દહરને પરમાત્મા તરીકે સિદ્ધ કરે છે.

प्रसिद्धेश्च ॥ १७ ॥

પદાર્થઃ- (प्रसिद्धेः च) આકાશ શબ્દ પરમાત્માનો વાચક છે, એ પ્રસિદ્ધિને લીધે પણ દહર શબ્દ બ્રહ્મનો વાચક છે.

ભાવાર્થઃ- 'दहरः अस्मिन् अन्तराकाशः ॥ छांदोग्य. ૮-૧-૧. 'દહરને' 'અન્તરાકાશ' એવું નામ આપવામાં આવ્યું છે. અહીં આકાશ શબ્દ પરમાત્માનો જ વાચક છે જેમકે आकाशो वै नामरूपयोः निर्वहिता । छा. ૮-૧૪.

આકાશ નામ અને રૂપનું નિર્વહણ કરે છે, એટલે કે નામ રૂપાત્મક સંસારનો નિર્વાહ આકાશ જ કરે છે को ह्येवान्यात् कः प्राण्यात् ? यदेष आकाश आनन्दो न स्यात् ॥ तैत्तिरीय. उप. ૨-૭. જો આકાશ આનંદ ન હોય તો કોઈ પણ જીવી શકે નહિ. આકાશ જ બધાને આનંદ આપે છે. આ ઠેકાણે આકાશ શબ્દ પરમાત્માનો જ વાચક છે અને દહરને આકાશ કહેવામાં આવેલ છે, માટે દહરાકાશ પરમાત્મા છે. જો કે આકાશ શબ્દ મહાભૂત કે જે જડ છે, તેનું વાચક છે. પણ તે આનંદ સ્વરૂપ નથી તેમાં આનંદ નથી, તે આત્મા નથી અને તે અપહતપાપ્મત્વાદિ ગુણવાળું પણ નથી. માટે દહરાકાશમાં દહર સાથે જોડાયેલો આકાશ શબ્દ પરમાત્માનો જ વાચક છે.

આ પ્રમાણે આકાશ શબ્દની પ્રસિદ્ધિ પરમાત્મામાં હોવાથી 'દહર' શબ્દ પરમાત્માનો વાચક છે. જીવાત્મામાં તો આકાશ શબ્દનો પ્રયોગ થયો જ નથી. તેથી પણ દહર પરમાત્મા જ છે. ॥ ૧૭ ॥

જીવ 'દહરાકાશ' નથી એ કારણપૂર્વક આ સૂત્રમાં બતાવે છે.

इतरपरामर्शात्स इति चेन्नासंभवात् ॥ १८ ॥

પદાર્થઃ- (इतरपरामर्शात्) જીવાત્માનો પરામર્શ થતો હોવાથી (सः) એ જીવાત્મા જ 'દહરાકાશ' છે, (इतिचेत् न) જો એમ

કહેવામાં આવે તો તે યોગ્ય નથી (असमवात्) કારણ કે દહરાકાશમાં બતાવેલા ધર્મો જીવાત્મામાં સંભવિત નથી.

ભાવાર્થ:- अथ यदिदमस्मिन् ब्रह्मपुरे दहर पुडरीक वेश्म दहरोऽस्मिन्नन्तराकाशः છા. ૮-૧-૧. ઇત્યાદિ વાકયના શેષ વાકયોથી જો 'દહર' શબ્દનો અર્થ પરબ્રહ્મ લેવામાં આવે તો બીજાં પણ શેષ વાકયો છે કે જેથી સિદ્ધ કરી શકાય કે 'દહર'નો અર્થ જીવાત્મા થાય છે, જેમકે:- स वा एष संप्रसादोऽस्मात् शरीरात् समुत्थाय पर ज्योतिरुपसपद्य स्वेन रूपेणाभिनिष्पद्यते। છા. ૮-૩-૪.

આ જીવાત્મા શરીરમાંથી સમુત્થાન કરી પરમ જયોતિને પ્રાપ્ત થઈને પોતાના સ્વરૂપવડે અભિ નિષ્પન્ન (પ્રાદુર્ભૂત) થાય છે. આ ઠેકાણે સંપ્રસાદ શબ્દનો અર્થ જીવાત્મા લેવામાં આવે છે. સંપ્રસાદ આમ તો સુષુપ્તિને કહે છે પણ સુષુપ્તિ અવસ્થાવાળા જીવાત્માને પણ સંપ્રસાદ કહે છે

જે સ્વરૂપથી જ નિષ્પન્ન થાય છે તે જ આત્મા છે એટલે કે સર્વપાપથી મુક્ત થયેલો જીવાત્મા જ આત્મા છે અને તે જ અમૃત, અભય અને બ્રહ્મ છે. આ વાકયશેષથી જીવાત્મા પણ 'દહર' શબ્દ વાચ્ય થઈ શકે છે. આ પ્રમાણે જીવાત્માને દહર તરીકે સિદ્ધ કરવા પ્રયત્ન કરવો એ ખોટું છે; કારણ કે, દહરાકાશમાં જે બીજા ધર્મો કહ્યા છે તેનો તેમાં સંભવ નથી. દહરને સંસારનો સેતુ કહ્યો છે તે જીવાત્મા થઇ શકે નહિ. દહરાકાશ સદૈવ અપાપ છે. જીવાત્મા અનાદિકાળથી અપાપ નથી. દહરમાં સત્યસંકલ્પ જ છે જીવાત્મામાં તો અસત્યસંકલ્પ પણ હોય છે, સંભવી શકે છે. આ કારણથી જીવાત્મા દહરાકાશ નથી.

આકાશ શબ્દનો યૌગિક અર્થ પ્રકાશ કરીએ તો આકાશ શબ્દ જીવાત્માનો વાચક કદાચ થઈ શકે કારણ કે જીવાત્મા શરીરમાં પ્રકાશે છે. પણ બીજા ધર્મો તો જીવાત્મામાં આવી શકતા નથી. જગતની રચના પણ એક ધર્મ જ છે, જે પરમેશ્વરમાં જ હોય છે,

મુક્ત જીવાત્મામાં પણ એ ધર્મ હોતો નથી આથી જીવાત્મા દહરાકાશ નથી, પણ પરબ્રહ્મ જ ‘દહરાકાશ’ છે. ॥ ૧૮ ॥

પ્રજાપતિ વાક્યમાં જીવ પણ દહર હોવાની શંકા ઉત્પન્ન કરે છે, માટે તેનું સમાધાન આ સૂત્રમાં કરે છે.

उत्तराचेदाविर्भूतस्वरूपस्तु ॥ १९ ॥

પદાર્થ :– (उत्तरात्) દહરપ્રતિપાદક વાક્ય પછી જે પ્રજાપતિનો ઉપદેશ છે તેનાથી જીવ દહર છે એમ સમજાય છે. (चेत्) જો એવી શંકા કરવામાં આવે તો (आविर्भूतस्वरूपः तु) જ્યારે જીવાત્મા પુણ્યપાપ વિહીન થઇ બ્રહ્મને પ્રાપ્ત થાય છે ત્યારે તે પોતાના શુદ્ધ સ્વરૂપમાં આવે છે, તો પણ એ ‘દહરાકાશ’ તો નથી.

ભાવાર્થ :– છાંદોગ્ય ઉપનિષદના આઠમા અધ્યાયના સાતમાં ખંડમાં પ્રજાપતિનો દેવો અને અસુરોને આ પ્રમાણે ઉપદેશ છે. “જે આત્મા અપહતપાપ્મા, અજર, અમર, વિશોક, ભૂખતરશ વગરનો, સત્યકામનાવાળો અને સત્યસંકલ્પ વાળો છે, તેને જાણવાની ઈચ્છા કરવી જોઇએ. તે આત્મા સર્વલોકોને પામે છે, સર્વકામનાઓને મેળવે છે, તેને જાણીને આત્મા જ્ઞાની બને છે.” આ પ્રમાણે પ્રજાપતિએ ઉપદેશ આપ્યો. આથી દેવોનો પ્રતિનિધિ ઈન્દ્ર અને અસુરોનો પ્રતિનિધિ વિરોચન બંને પ્રજાપતિ પાસે વિનમ્રભાવે ગયા, તેઓએ પ્રજાપતિ પાસે રહી બત્રીશ વરસ સુધી બ્રહ્મચર્ય પાળ્યું, પછી પ્રજાપતિએ કહ્યું કે, ‘તમે શું ઇચ્છીને અહીં રહ્યા છો ? તેઓએ કહ્યું કે અમે આપની પાસેથી આત્માને જાણવાની ઇચ્છા રાખી રહ્યાં છીએ.

પછી પ્રજાપતિએ તેમને કહ્યું કે આ આંખમાં જે પુરુષ દેખાય છે તે આત્મા છે. ઈન્દ્ર અને વિરોચને કહ્યું કે, પાણીમાં અને દર્પણમાં પણ દેખાય છે એ કોણ છે ? પ્રજાપતિએ ઉત્તર આપ્યો કે એ પણ આત્મા જ છે. જેમાં જેમાં પ્રતિબિંબ દેખાય છે તે

આત્મા છે. પછી તેઓએ પાણીથી ભરેલા પાત્રમાં જોયું, તેમાં પણ તેણે પોતાનું પ્રતિબિંબ જોયુ અને તેને આત્મા સમજી પાછા ગયા.

પ્રજાપતિએ મનમાં વિચાર્યું કે આ બંને વિદ્યાર્થીઓ આત્માને સમજ્યા વગર પાછા ગયા છે તેઓ. દેવો અને અસુરોને શું સમજાવશે? તેઓને આત્માનું જ્ઞાન થશે નહિ અને તેનો પરાભવ થશે. મેં તો એને ફક્ત જાગરિત અવસ્થાવાળો દ્રષ્ટા આત્મા સમજાવ્યો છે. શુદ્ધ આત્માને નહિ. શું એનામાં મનન શક્તિ નહીં હોય? આટલામાં ઇન્દ્ર પાછો આવ્યો અને કહ્યું કે, પિતાજી આ પ્રતિબિંબ બિંબ જેવું વિકારી અને અનિત્ય છે. મને આમાં કશું ફળ દેખાતું નથી મને સાચો આત્મા સમજાવો. પછી પ્રજાપતિએ તેને સ્વપ્નાવસ્થાવાળો અને પછી સુષુપ્તિ અવસ્થાવાળો આત્મા સમજાવ્યો અને ત્યાર પછી ચોથી અવસ્થાવાળો ઉપાધિ વગરનો શુદ્ધ આત્મા સમજાવ્યો. એ આત્મા જ ઉત્તમ આત્મા છે. પરમાત્માને પ્રાપ્ત થઈને જીવાત્મા શુદ્ધ સ્વરૂપમાં આવે છે. અહીં પ્રજાપતિએ જીવાત્માને ઉદ્દેશીને જ ઉપદેશ આપ્યો છે અને એ પરજ્યોતિ પરમાત્માને પ્રાપ્ત થઇ અપહતપાપ્મત્વાદિ ગુણવાળો બને છે, માટે વિશુદ્ધ સ્વરૂપને પામેલો જીવાત્મા જ 'દહરાકાશ' છે. પરમાત્મા નહિ.

આનું સમાધાન આ પ્રમાણે છે કે, 'દહરાકાશ' જે આત્મા છે તે તો નિત્ય આવિર્ભૂત સ્વરૂપ જ હોય છે જ્યારે જીવાત્મા પરમાત્માનો સાક્ષાત્કાર કર્યા પછી શુદ્ધસ્વરૂપમાં આવે છે. વળી શુદ્ધ સ્વરૂપ બન્યા પછી પણ જીવાત્માનું પરિમાણ તો સૂક્ષ્મ જ રહે છે, વ્યાપક નહિ. જગતને બનાવવાની શક્તિ અને ધારણ કરવાની શક્તિ પણ તેનામાં આવતી નથી. આથી તે જીવાત્મા નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વભાવરૂપ પરમાત્માનું સ્થાન લઈ શકતો નથી, તથા પરમાત્મામાં મળી જઈ પરમાત્મા પણ બનતો નથી.

હા, એને મુકત અવસ્થામાં શરીર ન હોવાથી વિષયજન્ય સુખ દુઃખ પ્રાપ્ત થતાં નથી, પણ આનંદસાગર પરમાત્મામાં તે આનંદ ભોગવે છે.

ઇંદ્ર ચાર વખત પ્રજાપતિ પાસે આવ્યો કારણ કે, ઉપદેશ ઉપર મનન કર્યા પછી તેને સત્ય આત્મા સમજાતો નહોતો. ચોથી વારનો ઉપદેશ જીવાત્માના સત્યસ્વરૂપને બતાવે છે. આ કથાથી એમ સમજાય છે કે, ઇંદ્રમાં ખૂબ મનન શકિત હતી અને તેણે ત્રણ વખત આવી બત્રીશ બત્રીશ વરસ બ્રહ્મચર્ય પાળ્યું, અને ચોથી વખત આવી પાંચ વરસ બ્રહ્મચર્ય પાળ્યું. આમ એકસોને એક વરસ સુધી બ્રહ્મચર્ય પાળ્યું અને ઉપદેશ ઉપર મનન કર્યા કર્યું ત્યારે તેને આત્માનું સત્યરૂપ સમજાયું.

અસુરોનો રાજા વિરોચન આત્મા ઉપર મનન કરવાની શકિત ધરાવતો નહોતો તેથી તેને આત્માનુ ખરૂં સ્વરૂપ હાથ લાગ્યું નહિ, અને નાસ્તિક જ રહી શરીરને પોષવામાં જીવન ગાળવા લાગ્યો. આ ઉપરથી સમજવું જોઈએ કે; બ્રહ્મચર્યનું પાલન અને મનન વગર આત્માના વિશુદ્ધ સ્વરૂપને પામી શકાતું નથી. ॥૧૯॥

છાંદોગ્ય ઉપનિષદના આઠમા અધ્યાયમાં જો સમગ્ર પ્રકરણ પરબ્રહ્મને સમજાવવા માટે હોય તો વચ્ચે પ્રજાપતિનો ઉપદેશ જીવના સ્વરૂપને સમજાવવા માટે છે એનો હેતુ શો છે? આનો ઉત્તર આ સૂત્રમાં છે.

अन्यार्थश्च परामर्शः ॥ २० ॥

પદાર્થઃ- (अन्यार्थः च) બીજા પ્રયોજનને માટે (परामर्शः) જીવના સ્વરૂપનો વિચાર કર્યો છે.

ભાવાર્થઃ- જીવાત્માની ચાર અવસ્થાનું સ્વરૂપ પ્રજાપતિએ ઈન્દ્રને સમજાવ્યું એનુ પ્રયોજન એ છે કે, જીવાત્મા સંસારમાં ઔપાધિક રૂપે જ અનુભવાય છે. કોઈ વખત એને જાગૃત

અવસ્થા, કોઇ વખતે સ્વપ્ન અવસ્થા તો કોઈ વખત સુષુપ્તિ હોય છે. આ અવસ્થાઓમાં જીવાત્માને દેહ. ઇન્દ્રિયો અને વાસનાની ઉપાધિ હોય છે તેથી તેનું ખરૂં સ્વરૂપ ઢંકાયેલું જ રહે છે. જીવાત્માનું મૂળ સ્વરૂપ તો પાપ, પુણ્ય, ભૂખ, તરસ વગેરે ગુણોથી રહિત છે.

પાપ પુણ્ય આદિ ગુણો તો ઉપાધિ રૂપે છે. પાપ અને પુણ્ય આદિ ગુણો તો ઇંદ્રિય, મન અને દેહથી ઉત્પન્ન થનારા છે અને તેનાથી વાસના જીવાત્મામાં સ્થિર થાય છે. આ ઔપાધિક સ્વરૂપને દૂર કરવામાં અને પોતાના મૂળ સ્વરૂપને પ્રાપ્ત કરવામાં જીવાત્માને પરમાત્માની સહાયતાની જરૂર પડે છે. પરમાત્માની દયા હોય તો જ જીવાત્મા પોતાના અને પરમાત્માના સત્ય સ્વરૂપને જોઇ શકે છે. આ વાત કઠોપનિષદમાં यमेवैष वृणुते तेन एष आत्मा लभ्यः ઇત્યાદિ વાક્યથી કહેવામાં આવી છે. પરમાત્માને જાણ્યા પહેલાં પોતાના સ્વરૂપને પણ જાણવું જ જોઇએ માટે પ્રજાપતિએ જીવાત્માનો પરામર્શ–વિચાર દર્શાવ્યો છે. પરમાત્માને જાણીને જ જીવાત્મા પોતાના મૂળ સ્વરૂપે પ્રકટ થાય છે. પરમાત્માને જાણ્યા સિવાય ત્રણે અવસ્થાઓમાં તે ઔપાધિક રૂપે ફર્યા કરે છે. આ ઔપાધિક સ્વરૂપ જીવાત્માને અનાદિકાળથી વળગ્યુ છે અને તે સકારણ પણ છે. એ કારણ પણ અનાદિ છે. જેમ અંધકારમાં અટવાતી આંખ સૂર્યના પ્રકાશને પામી પોતાના તેજસ્વી સ્વરૂપને પામે છે તેમ જીવાત્મા પણ પરમાત્માને પામી પોતાના શુદ્ધ સ્વરૂપને પામે છે. માટે જીવાત્માનો પરામર્શ કર્યો છે. ॥ ૨૦ ॥

'દહરાકાશ' જો પરમાત્મા હોય તો પરમાત્મા તો સર્વવ્યાપક અને વિભુ છે, જ્યારે 'દહરાકાશ' તો અલ્પ પરિમાણવાળા હૃદયમાં છે એમ કહ્યું છે એટલે 'દહરાકાશ' પણ અલ્પ પરિમાણવાળું છે એમ સ્પષ્ટ સમજાય છે આનું સમાધાન શું છે? આનો ઉત્તર આ સૂત્રમાં છે.

अल्पश्रुतेरिति चेत् तदुक्तम् ॥ २१ ॥

પદાર્થ :– (अल्पश्रुतेः इति चेत्) 'દહરાકાશ' અલ્પ પરિમાણવાળું ઉપનિષદમા કહ્યું છે, જો એવી શંકા કરવામાં આવે તો (तदुक्तम्) તેનો ઉત્તર આગળ આપવામાં આવ્યો છે.

ભાવાર્થ :– બ્રહ્મપુરશરીરમાં હૃદયરૂપ ઘરમાં દહરાકાશ છે એવું કથન ઉપનિષદમાં છે પણ તેથી તેને અલ્પ પરિમાણવાળું માનવું એ ભૂલ છે. દહરાકાશને તો અનન્ત ભૌતિક આકાશની સાથે સરખાવવામાં આવ્યુ છે. 'यावान् वा अय माकाशस्तावान् एषोऽन्तर्हृदय आकाशः' ઈત્યાદિ. તેથી દહરાકાશ વિભુ છે સર્વવ્યાપક છે; છતાં હૃદયમાં તેને જે બતાવવામાં આવ્યું છે તે તો હૃદયમાં તેનો સાક્ષાત્કાર થાય છે માટે તેનો ત્યાં નિર્દેશ કરવામાં આવ્યો છે આથી એમ ન સમજવું કે તે હૃદયમાં છે અને બહાર નથી. એ તો બહાર પણ છે. આનો ઉત્તર ૧–૨–૭ સૂત્રમાં આપવામાં આવ્યો છે. નર્મદા નદી ૯૦૦ માઇલ લાંબી છે છતાં એનો સાક્ષાત્કાર એનું દર્શન તો અમુક પ્રદેશમાં જ થાય છે તે પ્રમાણે 'દહરાકાશ' પરમાત્માના સાક્ષાત્કાર સંબધે સમજવું. પરમાત્મા તો વિશુદ્ધ મનથી હૃદયમાં જ સાક્ષાત્કારનો વિષય થઇ શકે છે. માટે તેને ઔપાધિક સૂક્ષ્મ અને અલ્પ પરિમાણવાળા સ્થાનમાં છે એવો ઉપદેશ કરવામાં આવ્યો છે. ॥ ૨૧ ॥

હવે પરમાત્મા જ સર્વને પ્રકાશ આપે છે એ પ્રકરણ શરૂ કરે છે.

अनुकृतेस्तस्य च ॥ २२ ॥

પદાર્થ :– (तस्य च) તેની જ (अनुकृतेः) અનુકૃતિ=અનુકરણ હોવાથી.

ભાવાર્થ :– મુંડક ઉપનિષદમાં ઉપદેશ કરવામાં આવ્યો છે કે, 'न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः । तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥' આ વાકયમાં જણાવ્યુ છે કે, ત્યાં સૂર્ય પ્રકાશતો નથી, ચંદ્ર તારાઓ અને વિદ્યુત પણ

પ્રકાશતાં નથી, તો પછી આ પાર્થિવ અગ્નિ તો ક્યાંથી પ્રકાશી શકે? તેના પ્રકાશની પાછળ આ બધું પ્રકાશી રહ્યું છે, તેના પ્રકાશથી આ બધું પ્રકાશે છે.' આ ઠેકાણે સમજવાનું એ છે કે, સૂર્ય ક્યાં નથી પ્રકાશી શકતો? કોને પ્રકાશિત નથી કરતો? કોની પાછળ સૂર્ય પ્રકાશે છે? કોના પ્રકાશથી સૂર્ય પ્રકાશે છે?

આનો ઉત્તર એ સમજાય છે કે કોઇ એવો મહાન્ પ્રકાશક ભૌતિક પદાર્થ છે કે, જેને લીધે સૂર્ય પ્રકાશે છે ચંદ્ર જેમ સૂર્યના પ્રકાશથી પ્રકાશે છે. તેમ કોઈ મહાન્ પ્રકાશક ભૌતિક અર્થથી સૂર્ય આદિ બધા જ પ્રકાશે છે. આ મહાન્ તેજસ્વી ભૌતિક અર્થ શોધવો જોઇએ,

આ વકયમા જે 'અનુકૃતિ' શબ્દ વાપર્યો છે તેનો અથ 'અનુભાન' 'અનુપ્રકાશ' કરવો.

આનો ઉત્તર એ છે કે, સૂર્યાદિને પ્રકાશ આપનાર કોઈ તેજસ્વી ભૌતિક અર્થ નથી પણ પ્રાજ્ઞ આત્મા અર્થાત્ પરમાત્મા જ છે. પરમાત્મા ચેતન છે અને પ્રકાશ સ્વરૂપ છે भारूपः सत्यसकल्पः। છા. ૩-૧૪-૨.

એક ભૌતિક પદાર્થ બીજા ભૌતિક પ્રકાશક પદાર્થને પ્રકાશિત નથી, પણ વધારે પ્રકાશક ભૌતિક પદાર્થ અલ્પપ્રકાશક ભૌતિક પદાર્થને ઝાંખો પાડી દે છે. એક દીવો બીજા દીવાને પ્રકાશિત નથી કરતો, કારણ કે બંને પ્રકાશ સ્વરૂપ છે તથા સૂર્યનો મહાન્ પ્રકાશ બધા તેજવાળા પદાર્થોના પ્રકાશને ઝાંખા પાડી દે છે, દિવસે સૂર્યના પ્રકાશમાં ચંદ્ર, તારાઓ અને દીવાબતીઓ તદ્દન ઝાખા પડી જાય છે. માટે સૂર્યને કોઇ બીજો સજાતીય-જડ તેજસ્વી પદાર્થ પ્રકાશિત કરે છે એ માનવું અયોગ્ય છે.

પરમાત્મા ચેતન અને અભૌતિક પ્રકાશવાળા છે માટે એ સૂર્યાદિને પ્રકાશિત કરી શકે. જીવાત્માનો પ્રકાશ જુદો છે અને શરીરનો પ્રકાશ પણ જુદો છે. શરીરમાં રહેલો જીવાત્મા

શરીરને પ્રકાશ આપે છે, ઓજસ્ આપે છે, કાંતિ આપે છે, અને એ જ શરીરમાંથી જ્યારે જીવાત્મા નીકળી જાય છે ત્યારે શરીર નિસ્તેજ બની જાય છે, ફીકકુ પડી જાય છે આથી સમજી શકાય છે કે ચેતન જ જડને પ્રકાશ આપે છે. માટે પરમાત્માના તેજથી જ સર્વ પ્રકાશી રહ્યું છે.

તેજસ્વી પરમાણુઓને પરમાત્મા કાર્યના રૂપમાં મૂકે છે એટલે કે ભાસ્વર શુક્લ રૂપ ગુણવાળા પરમાણુઓમાંથી પરમાત્મા જ સૂર્ય અને અન્ય તારાઓને બનાવે છે અને સર્વમાં એ પ્રકાશરૂપ–ભારૂપ મહાચેતન વ્યાપક થઇને રહ્યો છે, માટે સૂર્યાદિને પ્રકાશ આપનાર પરમાત્મા જ છે. ॥ ૨૨ ॥

अपि च स्मर्यते ॥ २३ ॥

પદાર્થઃ– ( अपि च स्मर्यते ) સ્મૃતિગ્રંથોમાં પણ ઉપદેશાયેલું છે.

ભાવાર્થઃ– સ્મૃતિઓમાં પણ ઉપદેશ આપ્યો છે કે આ બધું પરમાત્મા જ ચલાવી રહ્યો છે. કોઇને પ્રકાશક બનાવ્યા, કોઇને દ્રવાત્મક બનાવ્યા, કોઈને ઘનરૂપ બનાવ્યા તો કોઇને વાયુરૂપ બનાવ્યા. અને પોતે એ સર્વમાં વ્યાપક રૂપે રહેલા છે.

एष सर्वाणि भूतानि पञ्चभिर्व्याप्य मूर्तिभिः ।
जन्मवृद्धिक्षयै र्नित्य ससारयति चक्रवत् ॥
एव यः सर्वभूतेषु पश्यत्यात्मानमात्मना ।
स सर्वसमतामेत्य ब्रह्माभ्येति परं पदम् ॥ मनु-१२-१२४-१२५

સર્વ ભૂતોને પાંચ મહાભૂતો દ્વારા વ્યાપક રહી જન્મવૃદ્ધિ અને ક્ષય કરતા રહી ચક્રની માફક સંસારને એ પરમાત્મા જ ચલાવે છે.

જે કોઈ સર્વભૂતોમાં પરમાત્માને જુએ છે તે બ્રહ્મની સાથે સમતા પામે છે અને મોક્ષ મેળવે છે.

ગીતામાં પણ કહ્યું છે કે, સર્વમાં પરમાત્માનું તેજ છે. તે પરમાત્મા જ બધાના હૃદયમાં રહી સંસારને ચલાવી રહ્યો ॥ ૨૩ ॥

હવે આ અધિકરણ સૂત્રના વિષય વાક્ય તરીકે કઠોપનિષદમાં આવેલા अङ्गुष्ठमात्र पुरुषનો વિચાર કરે છે.

शब्दादेव च प्रमितः ॥ २४ ॥

પદાર્થઃ- (च) અને (शब्दात् एव) આગળ આવેલા શબ્દોથી જ (प्रमितः) એ પુરુષ બ્રહ્મ છે એમ પ્રમિત થાય છે. પ્રમિત એટલે પ્રમાણથી જાણેલુ.

ભાવાર્થઃ- કઠોપનિષદ ૨-૧-૧૨માં આ પ્રમાણે ઉલ્લેખ છે.

अङ्गुष्ठमात्रः पुरुषो मध्य आत्मनि तिष्ठति ।
ईशानो भूत भव्यस्य सएवाद्य स उ श्वः ॥ २-१-१२.
एतद्वैतत्

अङ्गुष्ठमात्रः पुरुषो ज्योतिरिवाधूमकः । २-१-१३.

શરીરના મધ્ય ભાગમાં અંગુષ્ઠપરિમાણવાળો પુરુષ છે. તે ભૂતકાળના ભવિષ્યકાળના અર્થો ઉપર સ્વામિત્વ ધરાવે છે. વર્તમાનકાળના અર્થો ઉપર પણ સ્વામિત્વ ધરાવે છે. તે આજે છે અને કાલે પણ રહેવાનો છે એટલે કે, પ્રકાશરૂપ અને નિત્ય છે.

આ ઠેકાણે આ પુરુષ બ્રહ્મ છે એમ સમજવું. અંગુઠા જેટલા પરિમાણથી એ જીવ છે એમ ન સમજવું. બીજે ઠેકાણે એ પરિમાણવાળો જીવ ભલે હોય પણ અહિં તો બ્રહ્મ જ છે કારણ કે, આગળ ઉપદેશવામાં આવ્યું છે કે એ ભૂતકાળ અને ભવિષ્યકાળનો પણ સ્વામી છે. આમ સર્વ જગત ઉપર સ્વામિત્વ ધરાવનાર પુરુષ સર્વશક્તિમાન્ બ્રહ્મ જ હોઈ શકે, જીવાત્મા નહિ.

નાચિકેતાએ બ્રહ્મને જ જાણવા માગ્યું હતું, તેનો ઉપર બતાવ્યા પ્રમાણે ઉત્તર છે. બ્રહ્મ ધર્મનું કે અધર્મનું ફળ નથી. તે કોઈ કાળથી પણ મપાયેલું નથી.

ईशानो भूतभव्यस्य આ શબ્દોથી અંગુઠા જેટલા પરિમાણવાળો પુરુષ પ્રમિત થાય છે એટલે કે પ્રમાનો વિષય બને છે (બ્રહ્મ જ પુરુષ છે એવું સત્ય તરીકે સમજાય છે.) ॥ ૨૪ ॥

અપરિચ્છિન્ન પરમાત્માને, અંગુઠા જેટલા પરિમાણવાળો કેમ કહી શકાય ? આનો ઉત્તર આ સૂત્રમાં છે.

हृद्यपेक्षया तु मनुष्याधिकारत्वात् ॥२५॥

પદાર્થ :– (हृदि) હૃદયમાં પરમાત્મા વિદ્યમાન છે. (तु), તેથી (अपेक्षया) હૃદયની અપેક્ષા કરીને પરમાત્માને પણ અલ્પ પરિમાણવાળા કહ્યા છે. અને એમ કહેવાનું કારણ એ છે કે-(मनुष्याधिकारत्वात्) મનુષ્યોને જ ઉપાસનામાં અધિકાર છે.

ભાવાર્થ :– પરમાત્મા સર્વગત છે એથી જ ઉપાસકના હૃદયમાં અંગુષ્ઠ જેટલા પરિમાણમાં પરમાત્માનું સ્થાન છે. પરમાત્મા અપરિચ્છિન્ન છે પણ હૃદય અપરિચ્છિન્ન નથી એ તો અંગુઠા જેટલા પરિમાણવાળું છે માટે અંગુઠા જેટલા પરિમાણવાળા હૃદયનું પરિમાણ પરમાત્મા ઉપર આરોપિત કર્યું છે. ઉપાસક પોતાના હૃદયમાં રહેલા પરમાત્માનું ધ્યાન કરે છે અને ઉપાસના કરે છે. આ રીતે સર્વવ્યાપક બ્રહ્મની ઉપર અલ્પ પરિમાણનો આરોપ માત્ર છે એટલે કે એનું અલ્પ પરિમાણ ઔપાધિક છે, સાચું નથી.

શિષ્ય :– શું બધાનાં હૃદય અંગુઠા જેવડાં હોય છે ? કીડીનું હૃદય શું અંગુઠા જેવડું છે ? હાથીનુ હૃદય શું એવડું જ છે ?

ગુરુ :– સર્વ પ્રાણીઓનાં હૃદય સરખાં હોતાં નથી. કીડીનું હૃદય અંગુઠા જેવડું ન જ કહી શકાય. પણ અહીં પ્રકરણ ઉપાસનાનું છે. અને ઉપાસના મનુષ્ય જ કરે છે. પશુ આદિ અને તેનાથી ઊતરતાં સૂક્ષ્મ જંતુઓને ઉપાસનાનું જ્ઞાન નથી, પ્રભુનો વિચાર નથી માટે અહીં એની ગણત્રી કરી નથી ફક્ત મનુષ્યનો ઉપાસનામાં અધિકાર છે, તેથી મનુષ્યનું હૃદય આ ઠેકાણે સમજવાનું છે અને મનુષ્યમાત્રનું હૃદય પોતપોતાના અંગુઠા જેટલુ અલ્પ પરિમાણવાળું છે એમ કહેવામાં કશો દોષ નથી અને હૃદયમાં પરમાત્માને પણ અલ્પપરિણામવાળો કહ્યો છે તે હૃદયની અપેક્ષાએ કહ્યો છે. ॥૨૫॥

મનુષ્ય કરતાં કોઇ ચડિયાતી યોનિ છે કે નહિ? અને જો હોય તો તેને બ્રહ્મની ઉપાસના કરવાનો અધિકાર છે કે કેમ? આનો ઉત્તર આ સૂત્રમાં છે.

तदुपर्यपि बादरायणः संभवात् ॥ २६ ॥

પદાર્થઃ– (तदुपर्यपि) મનુષ્ય યોનિ કરતાં ચડિયાતી યોનિ છે અને તેને પણ (संभवात्) બ્રહ્મની ઉપાસના કરવાનો અધિકાર છે.

ભાવાર્થઃ– બાદરાયણ એ વ્યાસમુનિનું નામ છે. સૂત્રકાર પોતે પણ બાદરાયણ છે. આ સૂત્રમાં પોતે જ પોતાનું નામ આપી કહે છે કે, મનુષ્ય કરતાં ચડિયાતી યોનિ પણ છે અને તેને બ્રહ્મની ઉપાસના કરવામાં અને બ્રહ્મને પ્રાપ્ત થવાનો અધિકાર છે. આ યોનિ તે દેવ-યોનિ. આ મત વ્યાસમુનિનો છે. બીજા મુનિયો એનાથી જુદા પડે છે. યાસ્ક મુનિ જણાવે છે કે દેવ એ કહેવાય કે જે પ્રકાશ આપે અને દાન આપે.

વ્યાસ મુનિ પોતે પણ ગીતામાં જણાવે છે કે,

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन् दैव आसुर एव च ।
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु १६–६.

આ સંસારમાં મનુષ્યોની બે પ્રકારની સૃષ્ટિ છે, એક દૈવસૃષ્ટિ અને બીજી આસુર સૃષ્ટિ. દૈવસૃષ્ટિ 'અભય સત્વસંશુદ્ધિ' આદિ સવિસ્તર જણાવી છે અને હવે હે અર્જુન, તું મારી પાસેથી આસુરસૃષ્ટિ સમજ. આમ કહી શ્રીકૃષ્ણ ભગવાનના મુખમાં આ પ્રમાણે શબ્દો મૂકે છે કે, 'प्रवृत्ति च निवृत्ति च जना न विदुरासुराः' જે માણસો પ્રવૃત્તિને અને નિવૃત્તિને ન સમજી શકે તે અસુર છે. અને તેમાં શૌચ શુદ્ધિ આદિ હોતાં નથી. આ ઉપરથી સમજી શકાય છે કે; દેવ અને અસુર એ પણ અમુક હદે પહોંચેલા માણસોના નામ છે. છતાં આ ઠેકાણે મનુષ્ય કરતાં દેવને જુદા જ

બતાવવામાં વ્યાસ મુનિનો શો અભિપ્રાય છે તે ચિંતનીય છે. મનુષ્ય કરતાં દેવની જુદી યોનિ માનવી એ વૈદિક સિદ્ધાંત નથી. વૈદિક દર્શન વેદથી વિરુદ્ધ પણ શી રીતે જઈ શકે? ॥ ૨૬ ॥

દેવો તો જડ છે. સૂર્ય પ્રકાશ આપે છે, વરુણ દેવ જળ આપે છે. આ દેવતાઓ જડ છે એવું પૂર્વપક્ષ માને છે, તેનો ઉત્તર આ સૂત્રમાં છે.

विरोधः कर्मणीति चेन्नानेकप्रतिपत्ते र्दर्शनात् ॥ ॥ २७ ॥

પદાર્થઃ– (कर्मणि) વૈદિક કર્મમાં (विरोधः) વિરોધ આવે છે (इति चेत्) જો એવું માનવામાં આવે તો (न) એ ઠીક નથી (अनेकप्रतिपत्तेः) અનેક શરીરોને એક સાથે ધારણનું (दर्शनात्) દર્શન થતું હોવાથી.

ભાવાર્થઃ– આ સૂત્રમાં સૂત્રકાર એવું પૂર્વપક્ષનું સમાધાન કરે છે. દેવો ચેતન છે અને તે શરીરધારી પણ છે જો શરીર ન હોય તો તે બ્રહ્મની ઉપાસના કરી શકે નહિ. અહીં પૂર્વપક્ષે એવી શંકા કરી છે કે, જો દેવ શરીરધારી હોય તો કર્મ કરવામાં વિરોધ ઊભો થાય અને તે આવી રીતે; ધારો કે ઈન્દ્ર શરીરધારી એક દેવ છે. હવે એકી સાથે અનેક ઠેકાણે યજ્ઞ થાય છે અને તેમાં ઈંદ્રને એક જ વખતે બોલાવવામાં આવે છે તો આ બધા યજ્ઞોમાં એક ઈંદ્ર એક જ વખતે કેવી રીતે જઇ શકે? જો ઈંદ્રની હાજરી ન હોય તો કર્મ અધુરૂં રહી જાય. આ શંકાનું સમાધાન સૂત્રકાર આ પ્રમાણે કરે છે કે દેવોને એવી શક્તિ હોય છે કે તેઓ અનેક શરીરોને એક સાથે ધારણ કરી શકે છે અને બધા યજ્ઞોમાં એક સાથે પણ જઇ શકે છે. બધા જ યજમાનોની ઈચ્છા એક સાથે પૂરી કરી શકે છે માટે કર્મમાં વિરોધ આવતો નથી.

અહીં એક બીજી શંકા ઉત્પન્ન થાય છે કે ઇંદ્ર અનેક શરીરોને તો ઉત્પન્ન કરે પણ જીવાત્માઓ ક્યાંથી પેદા કરે?

ઈન્દ્રનો આત્મા તો એક જ છે અને શરીરો તો હજારો ઉત્પન્ન કર્યાં તે બધામાં આત્મા ક્યાંથી લાવવો? આત્મા નિત્ય છે એ પેદા કરી શકાતો નથી. આત્મા વગરનાં શરીર તો મુડદાં જ કહેવાય.

આથી એ સ્પષ્ટ સમજાય છે કે, અનેક દેવોને મનુષ્ય કરતાં જુદી યોનિના માનવા, એ વેદ વિરુદ્ધ છે. પુરાણ આદિમાં પણ દેવોની આકૃતિ મનુષ્યના જેવી જ બતાવી છે તો, તે મનુષ્ય કરતાં જુદી યોનિ કેમ માની શકાય? માટે આ સૂત્ર વૈદિક સિદ્ધાંતને અનુકૂળ જણાતું નથી. ॥ ૨૭ ॥

જો દેવોને શરીર માનવામા આવે તો શરીરી અનિત્ય હોવાથી તેનુ વર્ણન કરનાર વેદમા પણ વિરોધ થઈ જાય. આ શંકાનો ઉત્તર આ સૂત્રમા છે.

शब्द इति चेन्नात प्रभावात् प्रत्यक्षानुमानाभ्याम् ॥ २८ ॥

પદાર્થઃ- (शब्दे इति चेत्) વદિક શબ્દમા વિરોધ આવશે જો એમ કહેવામા આવે તો (न) એ ઠીક નથી. (अत) વદિક શબ્દોથી (प्रभवात्) અર્થનો પ્રભવ થતો હોવાથી (प्रत्यक्षानुमानाभ्याम्) શ્રુતિ અને સ્મૃતિથી એ સિદ્ધ થાય છે.

ભાવાર્થઃ- જો ઇદ્રાદિ દેવોને શરીરી માનવામાં આવે તો શરીરી અનિત્ય હોય છે એ તો સર્વકોઇ જાણે છે. ઇન્દ્ર નામનો દેવ શરીર ઉત્પન્ન થયા પહેલાં ન હતો અને શરીર નષ્ટ થયા પછી તે નહી રહેતો. ઈન્દ્રની ગેરહાજરીમાં પણ વૈદિક ઇંદ્ર શબ્દ તો હોય જ છે, તો તે વખતે ઈન્દ્ર શબ્દનો વાચ્ય કોણ? અર્થાત્ કોઇ નહિ. આ પ્રમાણે દેવોને શરીરધારી માનવાથી વૈદિક શબ્દનાં વિરોધ આવે છે.

આ શંકાનુ સમાધાન સૂત્રકાર આ પ્રમાણે કરે છે કે, વૈદિક શબ્દોને ધ્યાનમાં લઇ પ્રજાપતિ અર્થો બનાવે છે ઈન્દ્ર શબ્દને

ધ્યાનમાં લઈ પરમાત્મા તરત બીજો ઈન્દ્ર બનાવશે, એટલે ઈન્દ્ર શબ્દ વાચ્યવિધુર નહિ બને, વળી ઈન્દ્ર આદિ વૈદિક શબ્દો વ્યક્તિ-વાચક નથી પણ જાતિવાચક છે. વ્યક્તિ નાશ પામે તો પણ તેમાં રહેલી જાતિ નાશ પામતી નથી. આથી પણ વૈદિક શબ્દમાં વિરોધ આવતો નથી. કોઇ એક ઘટ નષ્ટ થવાથી ઘટ શબ્દ વાચ્યવિધુર નથી બનતો એ તો લૌકિક વ્યવહાર પણ બતાવી રહ્યો છે.

શ્રુતિ અને સ્મૃતિથી એ વાત સિદ્ધ થાય છે અવ્યાકૃત શબ્દ સ્વરૂપે વેદ પ્રથમથી જ હતો. 'स मनसा वाच मिथुन' समभवत् । બૃહદા. ૧–૨–૪ સૃષ્ટિની શરૂઆતમાં મૃત્યુ નામના મહાપુરુષે મન અને વેદનુ મિથુન શોધ્યુ એટલે કે મનદ્વારા અવ્યાકૃત વેદને મનોદ્વારા વ્યાકૃત સ્વરૂપ આપ્યુ (મનદ્વારા તેણે વિદ્યમાન વેદને શોધી કાઢયો) 'धाता यथापूर्वमकल्पयत्' ઋગ્વેદ. આ વેદમંત્ર પણ પૂર્વ કલ્પમાં હતા, તેવા જ વેદને ધાતાએ=પરમાત્માએ આ કલ્પમાં પણ આવિર્ભૂત કર્યો. સ્મૃતિ પણ વેદનું નિત્યત્વ બતાવે છે.

सर्वेषां तु स नामानि कर्माणि च पृथक् पृथक्
वेदशब्देभ्य एवादौ पृथक्संस्थाश्च निर्ममे । मनु. १–२१.

પરમાત્માએ વેદના શબ્દોને ધ્યાનમાં લઇ બધાં નામો અને બધાનાં કર્મો નિર્મિત કર્યાં છે. આ પ્રમાણે વેદ નિત્ય છે અને તેનાથી દેવાદિ વ્યક્તિઓની ઉત્પત્તિ થઈ છે. દેવાદિને જો માનવ વિશેષ માનવામાં આવે તો આ સૂત્રમા વદિક દૃષ્ટિએ કશા વાંધા જેવું નથી. ॥ ૨૮ ॥

આ સૂત્ર પણ વેદ નિત્ય છે, એ માન્યતાને દૃઢ કરે છે.

अत एव च नित्यत्वम् ॥ २९ ॥

પદાર્થ :– (अत एव) આ કારણથી વેદની (नित्यत्वम्) નિત્યતા સિદ્ધ થાય છે.

ભાવાર્થ : સૂર્ય, ચંદ્ર, ઇન્દ્ર આદિ દિવ્ય પદાર્થો જાતિવાચક

હોવાથી અને જાતિ નિત્ય હોવાથી નિત્ય વૈદિક શબ્દો અને સૂર્યત્વાદિ નિત્ય જાતિઓનો સંબંધ પણ નિત્ય હોઈ શકે છે. વૈદિક શબ્દમાં કોઈનો પણ સંકેત નથી પરમાત્મા વેદના શબ્દોને લક્ષ્યમાં લઇ અર્થો બનાવતા હોવાથી વૈદિક શબ્દો અને તેના અર્થોનો સંકેતવિહીન કેવળ વાચ્યવાચકભાવ સંબંધ કાયમનો હોય છે. આ કારણથી વેદ 'નિત્ય' ઠરે છે.

વેદ નિત્ય હોવામાં આ એક અનુમાન પ્રમાણે પણ છે.

वेदः प्रलयेऽपि स्थायी, जगद्धेतुत्वात् ईश्वरवत्

વેદ પ્રલયમાં પણ વિદ્યમાન રહે છે, જગતનું કારણ હોવાથી. જેમ ઈશ્વર જગતનું કારણ હોવાથી પ્રલયમાં પણ તે વિદ્યમાન હોય છે. તેમ વેદ પણ હોય છે. વૈદિક શબ્દોને ધ્યાનમાં લઈ તેના અર્થો બનાવવા, આમાં વેદ જગતનુ કારણ છે એમ સ્પષ્ટ થાય છે. ॥૨૯॥

મહાપ્રલયમાં ગુરુ-શિષ્ય હોતા નથી અને એ બેની પરંપરા ઉપર વેદ ટકી શકે છે એના સિવાય વેદનું અસ્તિત્વ ન રહે. વળી બીજું, મહાપ્રલયમાં સૂર્ય, ચન્દ્ર, વરુણ વગેરે અર્થો પણ રહેતા નથી તો અર્થ વગરના વેદ કેવી રીતે હોય શકે? અર્થ વગર વૈદિક શબ્દો પણ વાચ્યહીન બની જાય છે. માટે વેદને નિત્ય માનવા ન જોઈએ. કાંતો મહાપ્રલય ન માનો, કાંતો વેદને નિત્ય ન માનો. બંને માનવામાં તો સ્પષ્ટ વિરોધ દેખાઇ આવે છે. આનો ઉત્તર આ સૂત્રમાં છે.

समाननामरूपत्वाच्चावृत्तावप्यविरोधो दर्शनात् स्मृतेश्च ॥ ३० ॥

પદાર્થઃ– (आवृत्तौ अपि) મહાપ્રલય પછી જ્યારે ફરીથી સંસાર બનવા લાગે છે ત્યારે (समाननामरूपत्वात्) મહાપ્રલય પહેલાં જે અર્થ હતા અને જે જેનું નામ હતું તેવા જ અર્થો અને તે જ તેનું નામ હોય છે તેથી (अविरोधः) વેદને નિત્ય માનવામાં વિરોધ નથી (दर्शनात् स्मृतेः च) દર્શન એટલે શ્રુતિ અને સ્મૃતિમાં પણ

આવું વિધાન છે.

ભાવાર્થ – પ્રલય છે અને મહાપ્રલય પણ છે. ખંડ સૃષ્ટિનો નાશ થવો એનું નામ પ્રલય અને સર્વસૃષ્ટિનો નાશ થવો એનું નામ મહાપ્રલય. મહાપ્રલય અવસ્થામાં પણ અત્યંત સૂક્ષ્મ રૂપે સૃષ્ટિનાં કારણો પરમાત્માના એકદેશી થઈને કાયમ રહે છે. અને એ કારણોમાંથી પરમાત્મા પાછી સૃષ્ટિ બનાવે છે અને મહાપ્રલય પહેલાંની જેવી સૃષ્ટિ હતી તેવી જ બનાવે છે. એવા જ સૂર્ય એવા જ તારાઓ ગ્રહો, એવી જ પૃથ્વી અને વનસ્પતિઓ અને એવાં જ પ્રાણીઓનાં શરીરો. કર્મ પણ સૂક્ષ્મરૂપે (સંસ્કારરૂપે) વિદ્યમાન હોવાથી સર્વ જીવાત્માઓને પોતપોતાના કર્માનુસાર શરીર આદિ મળી જાય છે.

મહાપ્રલય પછી સૃષ્ટિ થતી જ નથી એ વિચાર જ ખોટો છે.

મહાપ્રલયમાં કશું જ રહેતું નથી એ વિચાર પણ ખોટો છે. વિદ્યમાન કાર્યનું મૂળકારણ કદિપણ નષ્ટ થતું નથી. જે બને તે બગડે, પણ જે બનેલું નથી તેને બગડવાનો કે નાશ થવાનો પ્રશ્ન ક્યાં રહે છે?

आसीदिदं तमोभूतमप्रज्ञातमलक्षणम् ।
अप्रतर्क्यमविज्ञेय प्रसुतमिव सर्वतः ॥ મનુ. ૧–૫.

અર્થઃ- આ બધું હતું પણ તમોભૂત એટલે કે, કારણ રૂપે હતું, જાણવાનું કશું લક્ષણ ન હતું. તર્કગોચર ન હતું જ્ઞાનનો વિષય પણ નહોતો બધું જાણેકે સુષુપ્તિમાં પડયું હોય એવું હતું. તર્ક કરનારા, જાણનારા વિદ્વાનો પણ ન હતા.

तम आसीत् तमसा गूढमग्रे એ શ્રુતિ પણ સાક્ષી તરીકે છે.

મહાપ્રલય પહેલાંના જેવી સૃષ્ટિ બનાવી તેમાં પણ धाता यथापूर्वमकल्पयत् । ઇત્યાદિ ઋ. ૧૦–૯૦–૩ પ્રમાણે સુષુપ્તિમાંથી ઊઠયા પછી જેમ બધાં માણસો પોતપોતાનાં કાર્યોનું અનુસંધાન કરી કાર્ય પરાયણ બને છે તેમ મહાપ્રલય પછી પરમેશ્વરની શક્તિથી થાય છે.

આથી સમજી શકાય છે કે; વૈદિક શબ્દોના અર્થોનો મૂળ કારણ સહિત નાશ થતો નથી અને તેથી શબ્દોનો અને અર્થોનો સંબંધ પણ નાશ પામતો નથી. સૂક્ષ્મરૂપે = અવ્યાકૃતરૂપે તે રહે છે. આથી વેદના નિત્યત્વમાં કોઈ પણ દોષ ઉત્પન્ન થતો નથી. ગુરુ શિષ્યની પરંપરા મહાપ્રલયમાં ન રહે તેથી પણ વેદની નિત્યતા મટતી નથી કારણ કે ફરીથી તે ચાલુ થાય છે. સ્મૃતિઓમાં આ પ્રમાણે કહ્યું છે.

ऋषीणा नामधेयानि याश्च वेदेषु दृष्टयः ।
शर्वर्यन्ते प्रसूताना तान्येवैभ्यो ददात्यजः ॥
यथतुष्वृतुलिङ्गानि नाना रूपाणि पर्यये ।
दृश्यन्ते तानि तान्येव यथाभावा युगादिषु ॥
यथाभिमानिनोऽतीतास्तुल्यास्ते साम्प्रतैरिह ।
देवा देवैरतीतै र्हि रूपैर्नामभिरेव च ॥

અર્થ :- પરમાત્મા સૃષ્ટિના આદિ મહાન્ શરીરધારી આત્માઓને મંત્રો સાથે મંત્રના દેવતા, ઋષિયો અને દૃષ્ટિઓ આપે છે. દરેક ઋતુઓમાં જેમ ફળફુલ ઉત્પન્ન થાય છે તેમ નવી સૃષ્ટિની શરૂઆતમાં સર્વ બને છે. દેવો પણ પૂર્વ સૃષ્ટિ પ્રમાણે બને છે. આથી સ્પષ્ટ થાય છે કે વેદની અનિત્યતા નથી, તેમ તેમાં વિરોધ પણ નથી અને શરીરધારી દેવોને પણ બ્રહ્મવિદ્યામાં અધિકાર છે. આવું મન્તવ્ય બાદરાયણ મુનિનું છે. ॥ ૩૦ ॥

હવે જૈમિનિ મુનિનો મત દેવોની દેવોપાસના વિષે બતાવે છે.

मध्वादिष्वसंभवादनधिकारं जैमिनिः ॥ ३१ ॥

પદાર્થઃ- (मध्वादिषु) મધુ આદિ વિદ્યામાં (असंभवात्) સંભવ ન હોવાથી (अनधिकारम्) અધિકાર નથી એમ (जैमिनिः) જૈમિનિ મુનિ માને છે.

ભાવાર્થઃ- असौ वा आदित्यो देवमधु......છાં. ૩-૧-૧. આ આદિત્ય દેવમધુ (દેવોનું મધ) છે. આ ઠેકાણે આદિત્યની

ઉપાસના બતાવવામાં આવી છે. હવે વિચારો કે આદિત્ય સ્વયં દેવ છે, ઉપાસ્ય છે તો પછી આદિત્યદેવ પોતે જ પોતાનો ઉપાસક કેવી રીતે બને ? પ્રાપ્ય અને પ્રાપક જુદા જ હોવા જોઇએ. આ કારણથી જૈમિનિ મુનિ કહે છે કે દેવોની ઉપાસનામાં દેવોનો અધિકાર નથી. ॥ ૩૧ ॥

ज्योतिषि भावाच्च ॥ ३२ ॥

(च) અને (ज्योतिषि) પરબ્રહ્મમાં દેવોને ઉપાસનાનો (भावात्) અધિકાર હોવાથી.

ભાવાર્થ:– 'त देवा ज्योतिषा ज्योतिरायुर्होपासतेऽमृतम् । બૃહદા. ૪–૪–૧૬. અહીં જ્યોતિ શબ્દ પરમ બ્રહ્મનો વાચક છે અને આ ઠેકાણે દેવોને પણ બ્રહ્મોપાસનામાં એકસરખો અધિકાર છે. એવું શ્રવણ થાય છે. દેવોને અને મનુષ્યોને બ્રહ્મોપાસનામાં એકસરખો અધિકાર છે તો પછી દેવો જાતે ઉપાસ્ય છે એ તો આપોઆપ નિવૃત્ત થાય છે એટલે કે, આદિત્યાદિ દેવો ઉપાસ્ય નથી, આવું જૈમિનિ મુનિનુ માનવું છે. વૈદિક સિદ્ધાંત પણ એ જ બતાવે છે કે એક જ બ્રહ્માત્મા સર્વનો ઉપાસ્ય છે.

વળી જૈમિનિ મુનિ એ પણ માને છે કે આદિત્ય આદિ દેવો તો માત્ર પ્રકાશ આદિ આપનાર છે પોતે જાતે શરીરવાળા અને ચેતન પણ નથી એતો જડ છે, માટે એ ઉપાસ્ય તેમ ઉપાસક પણ નથી. ॥ ૩૨ ॥

भावं तु बादरायणोऽस्ति हि ॥ १–३–३३ ॥

પદાર્થ:– (तु) પણ (बादरायणः) બાદરાયણ મુનિ=વ્યાસ માને છે કે (अस्ति हि) દેવોને પણ મધુ આદિ વિદ્યામાં અધિકાર છે.

ભાવાર્થ:– મધુઆદિ વિદ્યામાં પણ દેવોને અધિકાર છે. આદિત્ય દેવ મધુવિદ્યાની ઉપાસના કરીને વસુ દેવ જન્માન્તરમાં થશે અને એ વસુ દેવ આયુષ્ય પુરૂં થયા પછી ભૌતિક દેહ છોડી

બ્રહ્મને પ્રાપ્ત થશે. આમ દેવોને બ્રહ્મભિન્ન દેવોની ઉપાસનામાં પણ અધિકાર છે અને બ્રહ્મની ઉપાસનામાં પણ અધિકાર છે. આ ઉપરથી સમજાય છે કે; વ્યાસમુનિ આદિત્ય વસુ આદિ દેવોને ચેતન, શરીરધારી અને દેવો તથા બ્રહ્મની ઉપાસનામાં અધિકારવાળા માને છે.

જૈમિનિ મુનિ વ્યાસમુનિથી આ બાબતમાં જુદા પડે છે. વૈદિક સિદ્ધાંત તો કહે છે કે બ્રહ્મ સિવાય બીજો કોઇ પણ દેવ ઉપાસ્ય નથી. આદિત્ય આદિ દેવો ચેતન નથી શરીરધારી પણ નથી. આદિત્ય કેવળ તેજનો ગોળો છે. વસુઆદિ દેવો પણ આ જ પ્રમાણે નિશ્ચેતન છે.

મનુષ્ય પોતે જ ઉત્તમ ચારિત્ર્ય, વધારેમાં વધારે વિદ્યા અને શક્તિને પ્રાપ્ત કરી દેવસંજ્ઞાને પ્રાપ્ત થાય છે. આવો વૈદિક સિદ્ધાંત છે. વ્યાસમુનિ કયા અભિપ્રાયથી દેવો વિષે આવો મત ધરાવે છે તે વિચારણીય છે. ॥ ૩૩ ॥

હવે છાંદોગ્ય ઉપનિષદમાં આવેલી સંવર્ગવિદ્યાના પ્રકરણમાં જાનશ્રુતિ રાજાને 'શૂદ્ર' તરીકે સંબોધવામાં આવેલ છે. અહીં 'શૂદ્ર' શબ્દનો શો અર્થ છે? શું શૂદ્ર શબ્દ રૂઢિના અર્થમાં પ્રયોજાયો છે કે અવયવાર્થમાં? નીચેના સૂત્રમાં એ સંબંધે વિચાર સૂચવાયેલો છે.

शुगस्य तदनादरश्रवणात् तदाद्रवणात् सूच्यते हि ॥ ३४ ॥

પદાર્થઃ- (अस्य) આ જાનશ્રુતિ રાજાને (तदनादरश्रवणात्) પોતાનો અનાદર સાંભળવાથી (शुक्) શોક ઉત્પન્ન થયો અને તેથી (तदाद्रवणात्) આદ્રવણ કરવાથી શૂદ્ર શબ્દ પ્રયોજાયો છે એવું (सूच्यते हि) કેવ શૂદ્ર શબ્દથી સકારણ સૂચવે છે.

ભાવાર્થઃ- છાંદોગ્ય ઉપનિષદના ચોથા અધ્યાયમાં આ પ્રમાણે

ઉલ્લેખ છે કે, પૌત્રાયણ (પુત્ર નામના રાજાના વંશમાં ઉત્પન્ન થયેલો) જાનશ્રુતિ રાજા હતો. તે બહુ જ ધાર્મિક વૃત્તિવાળો હતો. શ્રદ્ધાથી ખૂબ દાન આપતો હતો, ઠેકાણે ઠેકાણે રસોડાંઓ બંધાવી મૂકયાં હતાં જેથી અતિથિ અને યાત્રાળુઓને ભોજનની પૂરી સગવડ વગર પૈસે મળી રહે. પોતાના રાજ્યમાં ઠેકાણે ઠેકાણે ધર્મશાળાઓ પણ બંધાવી હતી. આવો ધાર્મિક અને ઉદારવૃત્તિવાળો રાજા હતો છતાં એને બ્રહ્મનું તત્ત્વજ્ઞાન નહોતું. આ રાજાની ચોતરફ કીર્તિ ફેલાઇ હતી.

આમ હોવાથી કેટલાક મહાનુભાવ અને વિદ્વાન્ સંન્યાસીઓને એમ લાગતું હતું કે આ રાજાને બ્રહ્મનું જ્ઞાન થાય તો સારૂં. એથી રાજા સાંભળે તેવી રીતે બે વિદ્વાન પરમહંસો (સંન્યાસીઓ) વાત કરતા હતા, કે આ રાજાની કીર્તિ તો ખૂબ છે અને તેનું તેજ પણ ખૂબ છે. છતાં રૈકવ ઋષિના જેટલું તેજ તો ન જ કહી શકાય. એના તેજ આગળ આ રાજાનું તેજ ફીકકું પડી જાય છે.

આ સાંભળી રાજાના મનમાં શોક ઉત્પન્ન થયો કે મારામાં બ્રહ્મજ્ઞાન નથી જેથી રૈકવ ઋષિના જેટલું મારૂં તેજ નથી, માટે હું રૈકવ પાસે કાલે જ જાઉં અને એની પાસેથી બ્રહ્મજ્ઞાન શીખું, પણ રૈકવ કયાં રહે છે? તેની મને ખબર નથી તેનો શો ઉપાય?

પહેલા બે પરમહંસોએ વાત-વાતમાં જણાવ્યું હતું કે, રૈકવ એક ગાડીની નીચે રહે છે. એની પાસે કશું ધન નથી, છતાં એનું તેજ આ રાજાના તેજ કરતાં ઘણું વધારે છે જેમકેઃ—

तमुहु परः प्रत्युवाच कम्वरे एवमेतत्सन्तं सयुग्वानमिव रैक्वमात्थेति ॥ છાં. ૪-૧-૩.

આ ઉપરથી રાજા એટલું સમજ્યો હતો કે ગાડીની નીચે બેઠેલા કોઈ મુનિ અથવા ઋષિને શોધી કાઢવા જોઇએ. એને પૂછવાથી રૈકવનો પત્તો લાગશે.

સવારમાં ચારે તરફ નોકરોને દોડાવ્યા અને કહ્યું કે, ગાડીની નીચે કોઈ મહાત્મા-મુનિ મળી આવે તો તુરત મને ખબર આપો. શોધતાં શોધતાં નોકરોને ખબર પડી કે અમુક ઠેકાણે આવા મુનિ રહે છે એટલે એમણે રાજાને સમાચાર પહોંચાડયા.

રાજા એક સુંદર હાર અને ગાડીમાં ભોજન વસ્ત્રઆદિની સારી સારી સામગ્રી નાંખી મહાત્મા રૈકવ પાસે પહોંચ્યો અને ખૂબ નમ્રભાવે કહ્યું કે, હે મહામુને, આ બધું આપ સ્વીકારો અને મને આપ બ્રહ્મનું સત્ય સ્વરૂપ સમજાવો હું આપની બધી રીતે સેવા કરવા તૈયાર છું.

રૈકવ મુનિએ ઉત્તર આપ્યો કેઃ– 'हारेत्वा 'शूद्र' तवैव सह गोभिरस्तु इति' । छा. उप. ૪-૪-૭. આ સુંદર હાર, ગાડી અને ગાયો વગેરે તારૂં ધન હે શૂદ્ર, તારી પાસે ભલે રહ્યું મારે નથી જોઈતું.

આ વાક્યમાં 'શૂદ્ર' શબ્દ મૂકયો છે. શું આ શબ્દ ચાર વર્ણમાંનો ચોથા વર્ણનો વાચક છે કે શબ્દના અવયવોના અર્થ પ્રમાણે કોઈ બીજા અર્થનો વાચક છે?

સૂત્રકાર કહે છે કે રાજાને પોતાને બ્રહ્મના અજ્ઞાનને લીધે શોક ઉત્પન્ન થયો હતો અને તેથી તેણે રૈકવ મુનિ તરફ આ દ્રવણ (ગમન) કર્યું માટે તેને શૂદ્ર તરીકે મુનિએ સંબોધ્યો હતો. शुचाद्रवति स 'शूद्रः' જે શોકને લીધે આદ્રવણ કરે તે શૂદ્ર કહેવાય. शुच्+र='शूद्र' વ્યાકરણના નિયમ પ્રમાણે ઉ દીર્ઘ અને ચૂનો દ્ થઈ 'શૂદ્ર' શબ્દ વ્યુત્પન્ન થયો છે. આમ શબ્દના અવયવોના અર્થને ધ્યાનમાં લઈ ઋષિએ શૂદ્ર શબ્દ ઉચ્ચાર્યો હતો. રૂઢ અર્થને ધ્યાનમાં લીધો ન હોતો.

રાજાને શોક થયો હતો એ વાત તો રૈકવ મુનિએ પોતાના યોગબળથી જાણી લીધી હતી. રાજા પણ 'શૂદ્ર' શબ્દનો અર્થ સમજી ગયો હતો, તેથી તેને ક્રોધ ન આવ્યો અને એમ પણ ન પૂછયું કે, મહારાજ! આપ મને 'શૂદ્ર' શા ઉપરથી કહો છો?

કારણ કે પોતે શોકને લીધે જ મુનિને શરણે આવ્યો હતો. સૂત્રનો અર્થ સમજવા માટે આટલું જ અવતરણ કરવું પૂરતું છે. આ સંબંધી જેને વધારે જાણવું હોય તેણે ઉપનિષદ વાંચવું. સૂત્રમાં આટલું સ્પષ્ટ થયું કે 'શૂદ્ર' શબ્દનો પ્રયોગ અહીં જાતિ કે વર્ણના વાચક તરીકે થયો નથી. આથી એ પણ સમજવું જોઈએ કે જાનશ્રુતિ રાજા 'જાતિશૂદ્ર' નહોતો. યૌગિક 'શૂદ્ર' શબ્દનો પ્રયોગ કરી રૈકવ મુનિએ રાજાના શોકનુ અને પોતાની પાસે આવવાનું સૂચન જ માત્ર કર્યું હતું. ॥ ૩૪ ॥

જાનશ્રુતિ રાજા ક્ષત્રિય હતો તેને માટે કારણ આપે છે.

क्षत्रियत्वगतेश्चोत्तरत्र चैत्ररथेन लिङ्गात् ॥ ૩૫ ॥

પદાર્થઃ– (उत्तरत्र) આગળના લેખમાં (चैत्ररथेन) ચૈત્રરથ અભિપ્રતારી નામના ક્ષત્રિય સાથે સમભિવ્યાહાર હોવાના (लिङ्गात्) કારણથી આ રાજાનું (क्षत्रियत्वगतेः) ક્ષત્રિયપણાનું જ્ઞાન થવાથી એ રાજા ક્ષત્રિય હતો. (च) સમુચ્ચયને સૂચવે છે.

ભાવાર્થઃ– છાન્દોગ્ય ઉપનિષદના આ જ સંવર્ગ પ્રકરણમાં આ પ્રમાણે ઉલ્લેખ છે. 'अथ ह शौनकं च कापेय मभिप्रतारिणं च काक्षसेनिं परिविष्यमाणौ ब्रह्मचारी बिभिक्षे । छा. ४-३-४.

કપિગોત્રનો શૌનક અને કક્ષસેનનો પુત્ર અભિપ્રતારી જમવા બેઠા હતા અને જ્યારે રસોયો તે બંનેને પીરસતો હતો ત્યારે એક બ્રહ્મચારી આવ્યો અને તેણે ભિક્ષા માગી. આ ખંડમાં સંવર્ગવિદ્યા બતાવવામાં આવી છે. શૌનક બ્રાહ્મણ હતો અને અભિપ્રતારી ક્ષત્રિય રાજા હતો. અભિપ્રતારી રાજાનું વિશેષણ ચિત્રરથ આપવામાં આવ્યું છે કારણ કે એના રથ બહુ સુંદર હતા. આ અભિપ્રતારી ક્ષત્રિય હતો તેનું પ્રમાણ બીજા ગ્રંથમાં પણ છે. तस्मात् चैत्ररथिर्नाम 'क्षत्रपतिरजायत' ચિત્રરથનો પુત્ર ચત્રરથિ ક્ષત્રપતિ તરીકે જન્મ્યો હતો. અહીં 'ક્ષત્રપતિ' એવું નામ છે

તેથી ચૈત્રરથિના પિતા ચિત્રરથ (સુંદર રથવાળો) અભિપ્રતારી નામે રાજા જાતે ક્ષત્રિય અને કપિગોત્રનો હતો. (જુઓ શાંકરભાષ્ય) એનો પુરોહિત શૌનક બ્રાહ્મણ પણ કપિગોત્રનો હતો. આમ ક્ષત્રિય રાજા અને બ્રાહ્મણ પુરોહિત બંને એક જ ગોત્રના હતા. છાંદોગ્ય ઉપનિષદમાં કહેલી સંવર્ગવિદ્યામાં બન્નેનો ઉલ્લેખ છે. આની સાથે જ બ્રાહ્મણ રૈક્વ અને જાનશ્રુતિનો સંવાદ મૂકવામાં આવ્યો છે. બંને સંવાદોની સહોક્તિ અને એકરૂપતા જોતાં જાનશ્રુતિ રાજા પણ જાતે ક્ષત્રિય જ હતો. સામાન્ય રીતે સમાન જાતિવાળાઓનું સમાન કથન હોય છે. જેમ શૌનક બ્રાહ્મણનો સંબંધ ક્ષત્રિય રાજા સાથે હતો તેમ તે જ પ્રકરણ સાથે આવેલા રૈક્વ બ્રાહ્મણનો સંબંધ પણ ક્ષત્રિય રાજા જોડે હતો એમ માનવું ઉચિત છે.

વળી રૈક્વે જાનશ્રુતિ રાજાની પુત્રીનો પોતાની પત્ની તરીકે સ્વીકાર કર્યો હતો. બ્રાહ્મણ ક્ષત્રિયની કન્યાને પરણે એતો તે જમાનામાં સામાન્ય વસ્તુ હતી, પણ બ્રાહ્મણ શૂદ્રની કન્યાને પરણે એ તો તે જમાનામાં અયોગ્ય ગણાતું હતું. રૈક્વ મુનિ આ બાબત સમજતા હોવાથી તે શૂદ્રની કન્યાને ન પરણે એ સ્વાભાવિક જ હતું. આ કારણથી પણ જાનશ્રુતિ રાજા ક્ષત્રિય હતો.

આ ૩૪ ૩૫ બંને સૂત્રનો અભિપ્રાય જણાવવામાં આવ્યો છે તે જ અમને યોગ્ય લાગે છે. બાકી શૂદ્રને બ્રહ્મવિદ્યામાં અધિકાર નથી અને તેના સમર્થન માટે સ્મૃતિ અને પુરાણોનો આશ્રય લેવો એ બધું અપ્રાસંગિક છે.

ભાષ્યકારોએ શૂદ્રના અધિકારની ચર્ચા શા માટે કરી તે અમને સમજાતું નથી. વેદમાં તો यथेमा वाचं कल्याणी मा वदानि जनेभ्यः। યજુઃ ૨૬-૨. આ મંત્રથી માનવ માત્રને વેદવિદ્યામાં અને બ્રહ્મવિદ્યામાં અધિકાર બતાવ્યો છે ॥ ૩૫ ॥

રૈક્વ મુનિએ જાનશ્રુતિ રાજાને બ્રહ્મજ્ઞાન આપ્યું તેમાં પોતાને

રાજા તરફથી ધન અને કન્યા મળ્યાં એ જ કારણ હતું કે કોઈ બીજું પણ કારણ હતું? આ બાબત નીચેના સૂત્રોમાં સમજાવવામાં આવી છે.

संस्कारपरामर्शात् तदभावाभिलापाच ॥ ३६ ॥

પદાર્થઃ– ( संस्कारपरामर्शात् ) સંસ્કારનો વિચાર કર્યા પછી (च) અને ( तदभावाभिलापात् ) અસૂયા આદિ દોષોના અભાવનું કથન કર્યા પછી વિદ્યાદાન કર્યું.

ભાવાર્થઃ- રૈકવમુનિને ધનની જરુર ન હતી એ તો ત્યાગી હતા. પોતાની પાસે જે વિદ્યા હતી તેને અયોગ્ય પાત્રમાં ન નાખવી એ પણ એ બરાબર સમજતા હતા. પાત્ર મળે તો તેને વિદ્યા આપવી એવું તેનું માનવું હતું.

જાનશ્રુતિ રાજા સંસ્કારી હતો, બહુ શ્રદ્ધાળુ હતો જનતાના કલ્યાણને માટે તે પોતાના ધનનો બહુ ત્યાગ કરતો હતો, છતાં એને એનુ જરા ય અભિમાન ન હોતું. તેનામાં ગર્વ ન હતો, અહં-ખાઈ ન હતી. ગ્રહણ અને ધારણની શક્તિ ધરાવતો હતો. સાચા વિશુદ્ધ ક્ષત્રિયના ગુણ પણ તેનામાં હતા તેથી તેને રૈકવમુનિએ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપ્યો હતો. ધન આદિ તો આનુષંગિક કારણ હતું. જો એને ધન અને કન્યાની જરૂર હોત તો એવા અપ્રતિમ જ્ઞાની, કલ્યાણગુણાકર અને સંયમીને એ દુર્લભ નહોતુ. બ્રહ્મજ્ઞાનીની માગણી કોઈપણ રાજા અથવા ધનાઢ્ય માણસ નકારી શકે નહિ. બ્રહ્મજ્ઞાની પોતાની પાસે માગે એ તો પોતનાં અહો-ભાગ્ય કહેવાય. એમ તે વખતના રાજાઓ સમજતા હતા.

રૈકવમુનિ સાચા બ્રહ્મજ્ઞાની હતા અને જાનશ્રુતિ રાજા વિદ્યા ગ્રહણ કરવાનો સાચો અધિકારી હતો. આમ એ સંસ્કારી હતો અને અસૂયા આદિ દુર્ગુણો એનામાં ન હતા, તેથી રૈકવમુનિએ તેને બ્રહ્મજ્ઞાન આપ્યું હતુ. ॥ ૩૬ ॥

तदभावनिर्धारणे च प्रवृत्तेः ॥ ३७ ॥

પદાર્થ;- (च) અને (तदभावनिर्धारणे) દોષોના અભાવનું નિર્ધારણ થયા પછી (प्रवृत्तेः) પ્રવૃત્તિ કરી હતી.

ભાવાર્થ:- જેનામાં અદેખાઇ હોય, ગુરુ તરફ ભક્તિ ન હોય, તિતિક્ષા ન હોય, નમ્રતા ન હોય, શ્રદ્ધા ન હોય તેને વિદ્યા આપવી ન જોઈએ. મનુસ્મૃતિમાં પણ કહ્યું છે કેઃ—

विद्ययैव सम काम मत्तव्य ब्रह्मवादिना ।
आपद्यपि हि घोराया न त्वेनामिरिणे वपेत् ॥ ૨–૧૧૩.

અર્થ:-બ્રહ્મજ્ઞાનીએ પોતાની વિદ્યા સાથે મરી જવું સારૂ. ગમે તેવી વિપત્તિ આવે તો પણ તે સહન કરવી પણ પવિત્ર વિદ્યાને ખારી ભૂમિમાં=અયોગ્ય પાત્રમાં વાવવી નહિ. ॥

विद्या ब्राह्मणमेत्याह शेवधिष्टे रक्ष माम् ।
असूयकाय मा मा दा स्तथा स्या वीर्यवत्तमा ॥ મનુ. ૨-૧૧૪.

વિદ્યા બ્રાહ્મણ=બ્રહ્મજ્ઞાની પાસે આવી અને કહ્યું કે, હું તારો નિધિ છું, તું મારૂં રક્ષણ કર. જેમાં અદેખાઈ હોય એવાને તું મને ન આપીશ. આમ કરવાથી હું બહુ બલિષ્ઠ થઈશ.

યોગ્ય પાત્રમાં વિદ્યા પડે તો જ વિદ્યાનો સુપ્રકાશ થાય. અયોગ્ય પાત્રમાં વિદ્યા પડવાથી વિદ્યાનો પ્રકાશ પડતો નથી અને સંસારમાં અનર્થ ફેલાય છે.

રૈકવમુનિએ આ બધું ધ્યાનમાં રાખ્યું હતું અને જાનશ્રુતિ રાજામાં કોઈ દુર્ગુણ નથી એવો નિશ્ચય કર્યા પછી જ તેને બ્રહ્મવિદ્યા આપવાની પ્રવૃત્તિ કરી હતી.

ગૌતમમુનિએ પણ સત્યકામ જાબાલની પરીક્ષા કરી હતી, અને જ્યારે એનામાં અસત્યવાદિતા આદિ દોષો નથી એવો નિર્ણય મુનિને જણાયો ત્યારે જ એને પોતાનો શિષ્ય બનાવ્યો અને વિદ્યા ભણાવી હતી.

રૈકવમુનિએ પણ આ જ સનાતન સત્યનું આચરણ કર્યું હતું. જેનામાં અસત્યવાદિતા અને અદેખાઇ આદિ દોષો ન હોય અને સેવા, શ્રદ્ધા, તિતિક્ષા આદિ ગુણો હોય એવા શિષ્યને વિદ્યાદાન આપવું એ આ સૂત્રનું તાત્પર્ય છે. ॥ ૩૭ ॥

श्रवणाध्ययनार्थप्रतिषेधात् स्मृतेश्च ॥ ३८ ॥

પદાર્થ :– ( श्रवणाध्ययनार्थप्रतिषेधात् ) જે દોષોથી ભરેલો માણસ હોય તેને વેદાદિ શાસ્ત્રના શ્રવણનો અધ્યયનનો અને એના અર્થનો પ્રતિષેધ થવાથી (च) તેમ જ ( स्मृतेः ) સ્મૃતિઓમાં એવાઓને ભણાવવાનો પ્રતિષેધ હોવાથી ન ભણાવવા જોઈએ.

ભાવાર્થ :– જેનામાં અસૂયા આદિ દોષો ભર્યા હોય તેને વેદાદિ શાસ્ત્રોના શ્રવણ, અધ્યયનનો અધિકાર અને એના અર્થ સમજવાનો પણ અધિકાર નથી. સ્મૃતિમાં એમ જ જણાવ્યું છે જેમ કે :–

इद ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥ ગીતા. અ. ૧૮–૬૭.

હે અર્જુન! જેનામાં સાચું તપ ન હોય, જે ગુરુઓ તરફ ભક્તિ ન રાખતો હોય, જેનામાં સેવા કરવાની વૃત્તિ ન હોય, અને જે ઈશ્વર તરફ અદેખાઇ ધરાવતો હોય તેને તત્ત્વજ્ઞાન તારે આપવું નહિ.

આ પ્રમાણે અપાત્રને વિદ્યાદાન આપવાનો પ્રતિષેધ છે, માટે પરીક્ષા કરી સત્પાત્રને જ વિદ્યાદાન આપવું એ આ સૂત્રનો અભિપ્રાય છે. ॥ ૩૮ ॥

*'શૂદ્ર' શબ્દનું નિર્વચન અને સત્પાત્રને બ્રહ્મવિદ્યા આપવી,* કુપાત્રને ન આપવી ઇત્યાદિનો વિચાર કરી હવે પ્રકૃત ઉપનિષદના એક વાક્ય ઉપર વિચાર સૂચવે છે.

कम्पनात् ॥ ३९ ॥

પદાર્થ :– (कम्पनात्) ભયને લીધે કંપ થાય છે અને કંપનને લીધે જાણે કે, બધું જગત્ નિયમથી ચાલી રહ્યું હોય.

ભાવાર્થ :– यदिदं किं च जगत्सर्वं प्राण एजति निःसृतम् । महद्भयं वज्रमुद्यतं य एतद्विदुरमृतास्ते भवन्ति । કઠોપનિષદ્ ઃ ૨–૩–૨ અર્થ :– આ બધું જગત પ્રાણના કંપનથી નિકળ્યું છે. પ્રાણ એ ભયજનક જાણે કે વજ્ર છે. આ પ્રાણ કોણ છે? એને જે જાણે છે તે અમૃત= મરણ રહિત બની જાય છે.

પ્રાણના પ્રયત્નથી સર્વ જગત્ ઉત્પન્ન થયું છે, અને એના જ ભયને લીધે બધા સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, વાયુ આદિ સાંચાઓ નિયમિત ચાલ્યા કરે છે. આ પ્રાણ કોણ છે? પ્રાણ શબ્દની પ્રસિદ્ધિ તો વાયુમાં છે એટલે વાયુના ભયને લીધે જગત્ ચાલી રહ્યું છે.

જેમ આ શરીર પ્રાણવાયુને લીધે ચાલે છે તેમ જગત્ શરીર પણ બાહ્ય વાયુને લીધે ચાલી રહ્યું છે એમ જણાય છે. વાયુને લીધે વરસાદ વરસે છે, સૂર્ય પણ એને લીધે જ તપે છે, વિદ્યુત્ પણ એને લીધે ચમકે છે. જેમ માથે કોઈ વજ્ર લઈને ઊભું હોય અને તેના ભયથી મનુષ્ય, પશ્વાદિ નિયમિત કામ કરતાં હોય તેમ જગત પ્રાણના ભયથી ચાલી રહ્યું છે. પ્રસિદ્ધિને ધ્યાનમાં લઈએ તો તો બાહ્ય જડ વાયુ જ પ્રાણ છે એમ સમજાય. પણ ઉપનિષદમાં પ્રાણ શબ્દ બ્રહ્મને માટે વપરાયો છે. બ્રહ્મ તો પ્રાણનો પણ પ્રાણ છે એમ બૃહદારણ્યક ઉપનિષદમાં કહેવામાં આવ્યું છે. જુઓ અ. ૩-૪. अतोऽन्यदार्त्तम् બ્રહ્મભિન્ન બધું આર્ત્ત છે, દુઃખી છે અને દુઃખનું કારણ છે. માટે પ્રાણ શબ્દથી બ્રહ્મ જ અર્થ સમજવો જોઈએ. વળી કઠોપનિષદમાં એ વાક્ય પહેલાં બ્રહ્મનું જ વર્ણન કર્યું છે તો પછી વાયુનું અકસ્માત્ વર્ણન શા માટે હોય? નચિકેતાએ બ્રહ્મને જાણવા માટે પ્રશ્ન કર્યો હતો, તો તેનો ઉત્તર જડ વાયુ કેવી રીતે હોઈ શકે? માટે આચાર્યે પ્રાણ શબ્દથી બ્રહ્મ જ સમજાવ્યું છે.

બ્રહ્મ અને જીવાત્મા સિવાય બધા જ અર્થો જડ છે. તો

એને ભય કેવી રીતે હોઈ શકે? બ્રહ્મ તો આનંદ સ્વરૂપ છે, આનંદમય છે તો તેનાથી બીજાને ભય કેવી રીતે સંભવી શકે?

આનો ઉત્તર એ છે કે કોઈ પણ જડ પદાર્થને ભયની લાગણી નથી તેમ જીવાત્માને પણ બ્રહ્મ તરફથી ભય નથી, પણ રાજકીય કાયદાનું પાલન ન કરવા પાછળ જેમ ભય હોય છે તેમ ઇશ્વરીય કાયદાનું પાલન ન કરવામાં જાણે કે ભય હોય છે. મનુષ્યસમાજમાં વ્યવસ્થા જેમ ભયને લીધે સચવાય છે તેમ કુદરતી સૃષ્ટિમાં જાણે કે બધું ભયથી જ વ્યવસ્થિત રીતે ચાલી રહ્યું છે. એવી ઉત્પ્રેક્ષા કરી છે. પ્રાણરૂપ બ્રહ્મ જો જગતનો નિયન્તા ન હોય તો જડ જગત ચાલી શકે નહિ. નિયમના સંચાલક ચેતન જ હોય છે. માટે આ સૂત્રમાં ભયહેતુક અને વજ્ર શબ્દથી સૂચિત થતા ભયનું કારણ પ્રાણશબ્દ–વાચ્ય બ્રહ્મ જ છે. ॥ ૩૯ ॥

હવે 'જ્યોતિઃ' શબ્દ બ્રહ્મનો વાચક છે તે સમજાવે છે.

ज्योतिर्दर्शनात् ॥ ४० ॥

પદાર્થ – (ज्योतिः) ઉપનિષદોમાં જ્યોતિ શબ્દ બ્રહ્મનો પણ વાચક છે. (दर्शनात्) આવાં પ્રકરણો જોવામાં આવવાથી.

ભાવાર્થઃ– 'જ્યોતિઃ' શબ્દ ભૌતિક પ્રકાશમાં રૂઢ છે તેમ ઉપનિષદોમાં પણ પરમાત્માના અર્થમાં પણ રૂઢ થયેલો જોવામાં આવે છે. જેમકેઃ– "एष सम्प्रसादः अस्मात् शरीरात् समुत्थाय परं ज्योतिरुपसम्पद्य स्वेनरूपेण अभिनिष्पद्यते स उत्तमपुरुषः"

આ વાક્યમાં 'સંપ્રસાદ' શબ્દ સુષુપ્તિસ્થ જીવાત્માનો વાચક છે. જીવાત્મા આ શરીરમાંથી નીકળીને પરમ જ્યોતિને (પરબ્રહ્મને) પ્રાપ્ત થઈ પોતાના વિશુદ્ધરૂપે પ્રકટ થાય છે. તે પરમ જ્યોતિ પરબ્રહ્મ છે, પરમાત્મા છે. આ વાક્યમાં વપરાયેલો જ્યોતિ શબ્દ પરમાત્માનો જ વાચક છે. સૂર્ય આદિ કોઈ તેજસ્વી અર્થનો વાચક નથી, કારણ કે, સૂર્યાદિ તેજસ્વી અર્થોને પ્રાપ્ત કરવાથી પોતાના ચેતન સ્વરૂપનો સાક્ષાત્કાર થઈ શકતો નથી.

तद् देवा ज्योतिषा ज्योतिषायुर्होपासतेऽमृतम् । बृह. ४-४-१६.

વિદ્વાનો પરમ જ્યોતિને અમૃત માની ઉપાસે છે એ જ ખરૂં આયુષ્યને હિતકારી છે. કારણ કે તેનાથી ભવસાગર તરી શકાય છે. આ ઠેકાણે પણ 'જ્યોતિ' શબ્દ બ્રહ્મનો જ વાચક છે.

अतः परो दिवो ज्योतिर्दीप्यते ॥ छा. ૩-૧૩-૭.

જ્યોતિર્મંડળથી આગળ પણ જ્યોતિ દેદીપ્યમાન છે. આ જ્યોતિ પરમાત્મા જ છે. પરમાત્મા સર્વવ્યાપક છે. બીજા જ્યોતિ અર્થો પરિમિત છે. આદિત્ય, બીજા તારાઓ અને નિહારિકા આદિ જ્યોતિ અર્થો પરમાત્મા કરતાં અલ્પ છે. પરમાત્માના એ બધા વ્યાપ્ય અર્થો છે.

પરમાત્માનો પ્રકાશ આંખથી જોઇ શકાતો નથી એને માટે તો દિવ્ય ચક્ષુ જ્ઞાનચક્ષુ જ જોઇએ. પરમ જ્યોતિ બ્રહ્મની સત્તાને લીધે જ સૂર્યાદિ જ્યોતિઓ પ્રકાશે છે. માટે પરમ જ્યોતિ પરમાત્મા જ છે. ॥ ૪૦ ॥

હવે છાંદોગ્ય ઉપનિષદના ૮ આઠમાં અધ્યાયના ૧૪મા ખંડમાં આવેલા 'આકાશ' શબ્દ ઉપર વિચાર સૂચવે છે.

आकाशोऽर्थान्तरत्वादिव्यपदेशात् ॥ ४१ ॥

પદાર્થઃ- (आकाशः) 'આકાશ' શબ્દના અર્થનો નિર્ણય કરવા યોગ્ય છે (अर्थान्तरत्वादिव्यपदेशात्) તેના પ્રકરણાનુસાર જુદા જુદા અર્થોનુ કથન થતું હોવાથી.

ભાવાર્થઃ- आकाशो वै नाम नामरूपयोर्निर्वहिता ते यदन्तरा तद् ब्रह्म, तद् अमृतम् स आत्मा । छा ૮-૧૪-૧.

અર્થઃ- આકાશ નામ અને રૂપનો એટલે કે શબ્દ અને અર્થો તો નિર્વાહક છે. આ શબ્દો અને અર્થો જેની અંદર છે એટલે કે જેના વ્યાપ્ય છે, ને બ્રહ્મ છે, તે અમૃત છે, તે આત્મા છે, અહીં કેટલાક આચાર્યો अन्तरा શબ્દનો અર્થ 'વિના' કરે છે

અને લખે છે કે બ્રહ્મ નામ અને રૂપથી રહિત છે. આ અર્થ સમુચિત જણાતો નથી કારણ કે બ્રહ્મ પણ અર્થ છે અને બ્રહ્મ વાચક તરીકે શબ્દ પણ છે. ભાવ એ છે કે બ્રહ્મ પણ નામ અને અર્થથી મુક્ત નથી. જેનું કોઈ નામ ન હોય એવો અર્થ જ નથી.

હવે આકાશ શબ્દનો વિચાર આ પ્રમાણે છે. આકાશ શબ્દ ભૂતાકાશમાં વપરાય છે, શાસ્ત્રમાં કોઈક ઠેકાણે બ્રહ્મના અર્થમાં પણ વપરાયો છે અને જીવાત્મા પણ આ ઠેકાણે આકાશ શબ્દનો અર્થ થઇ શકે છે.

ભૂતાકાશ નામ અને રૂપનો નિર્વાહ કેવળ અવકાશ આપીને કરે છે. જીવાત્માઓ પણ પ્રયત્નવાળા અને જ્ઞાની હોવાથી કરી શકે છે. બ્રહ્મ તો નામરૂપનો નિર્વાહ કરે જ છે. આ ત્રણમાંથી કયો અર્થ લેવો?

ઉત્તરઃ- ભૂતાકાશ કેવળ અવકાશ જ આપે છે એટલાથી કંઇ નામરૂપ જગતનો નિર્વાહ થઈ શકે નહિ. નિર્વાહ કરવા માટે જ્ઞાન અને શક્તિની જરૂર હોય છે તે ભૂત-આકાશ જડ હોવાથી જગતનો નિર્વાહ ન કરી શકે.

જીવાત્મા અથવા પ્રત્યગાત્મા સ્વયં અલ્પજ્ઞ અને અલ્પશક્તિ વાળા હોવાથી તેઓ પણ જગતનો નિર્વાહ ન કરી શકે. આ કારણથી બ્રહ્મ જ જગતનો નિર્વાહ કરી શકે છે, તે અતીન્દ્રિય પરમાણુ અને મૂળ પ્રકૃતિમાંથી ઇન્દ્રિયગ્રાહ્ય સકલ પદાર્થો બનાવે છે અને બનાવીને તેને નિયમ પ્રમાણે ચલાવે છે અને છેવટે નિયમ પ્રમાણે લય પણ કરે છે, માટે આ ઠેકાણે નામરૂપ જગતનો નિર્વાહક આકાશ શબ્દ વાચ્ય બ્રહ્મ પરમાત્મા જ છે. કારણમાંથી કાર્યરૂપ અથવા અવ્યાકૃતમાંથી વ્યાકૃતરૂપ જગત પરમાત્મા સિવાય બીજો કોઈ કરી શકે નહિ.

મુક્ત આત્માઓને તો જગત્ બનાવવાની શક્તિ જ નથી. કોઇ પણ જીવાત્મા શરીર વગર કશું જ કાર્ય કરી શકતો

નથી. અશરીરી પ્રત્યગાત્માને ધર્મ અને અધર્મ હોતા નથી અને તેના વગર શરીર પણ ન હોય, શરીર અને ઇન્દ્રિયો વગર એ કામ પણ ન કરી શકે, માટે આકશવાચ્ય પરમાત્મા જ નામરૂપ જગતનો નિર્વાહક છે "૪૧"

છાંદોગ્ય ઉપનિષદમાં અ. ૬. ખં. ૬–૭ આદીમાં एषोऽणिमा, ऐतदात्म्यमिदं सर्वं तत्सत्य स आत्मा तत्त्वमसि श्वेतकेतो, ઇત્યાદિ વાકયોથી જીવાત્મા = પ્રત્યગાત્મા અને પરમાત્માનો અભેદ બતાવ્યો છે એટલે પ્રત્યગાત્મા પણ બ્રહ્મ જ છે માટે એને પણ જગતનો નિર્વાહક શા માટે ન માનવો ? આનો ઉત્તર આ બે સૂત્રમાં છે.

सुषुप्त्युत्क्रान्त्यो र्भेदेन ॥ ४२ ॥

પદાર્થ – ( सुषुप्त्युत्क्रान्त्योः ) સુષુપ્તિ અને ઉત્ક્રાંતિમાં ( भेदेन ) ભેદથી પ્રત્યગાત્મા અને પરમાત્માનો ઉપદેશ કર્યો છે.

ભાવાર્થ :– પ્રત્યગાત્મા સુષુપ્તિ–અવસ્થામાં કશું પણ જાણતો નથી, સ્વપ્નને પણ જોતો નથી. તે વખતે તે પરમાત્મા વડે જ પરિષ્વક્ત હોય છે અને બહારનુ કે અંદરનું એને કશું જ જ્ઞાન હોતું નથી. પરમાત્માના સંબંધ માત્રથી આનંદમાં ડૂબી ગયો હોય છે. આ અવસ્થામાં બે આત્મા જ હોય, એક પરિષ્વંગ કરનાર અને બીજો પ્રાજ્ઞ આત્મા કે જેનો પરિષ્વંગ કરવામાં આવે છે તે, પ્રાજ્ઞ આત્મા, એ પરમાત્મા. આમ આત્મા અને પરમાત્માનો ચોખ્ખો ભેદ સુષુપ્તિ અવસ્થામાં ઉપનિષત્કારે બતાવ્યો છે.

શરીરમાંથી પ્રત્યગાત્માનું નીકળવું, તેને ઉત્ક્રાંતિ કહે છે ઉત્ક્રાંતિમાં પણ બંને આત્માનું અસ્તિત્વ જણાવ્યું છે, જેમકે, प्राज्ञेन आत्मना अन्वारूढः उत्सर्जन् याति । બૃહ. ૪–૩–૨૧ પ્રાજ્ઞ આત્માથી આરૂઢ થયેલો પ્રત્યગાત્મા ઉત્ક્રમણ શરીરમાંથી કરે છે. આથી પણ સિદ્ધ થાય છે કે, ઉત્ક્રાંતિમાં પણ બે આત્મા છે. માટે એક જ આત્મા છે એ કથન અસત્ય ઠરે છે. પરિષ્વંગ = સંબંધવિશેષ

ઉભયનિષ્ઠ જ હોય છે જો એક જ આત્મા હોય તો પરિષ્વંગ થઇ શકે નહિ.

આથી સિદ્ધ થાય છે કે ઉપરના સૂત્રમાં જે આકાશ શબ્દ બતાવ્યો છે તે પરમાત્માનો જ વાચક છે જીવાત્માનો નહિ. तत्वमसि ઇત્યાદિ વાકયોથી પણ એક જ આત્મા છે એ સિદ્ધ થતું નથી, અનાદિ વસ્તુઓનો ભેદ અનાદિ અને અનન્ત હોય છે. પ્રત્યગાત્મા પ્રાજ્ઞ આત્માથી સદૈવ સંબંદ્ધ હોય છે "૪૨"

આ સુત્ર પણ જીવાત્મા = પ્રત્યગાત્મા પરમાત્માથી જુદો છે એમ બતાવે છે.

पत्यादिशब्देभ्य : ॥ ४३-॥

ભાવાર્થ :- આ પરિષ્વંગ કરનાર પ્રાજ્ઞ આત્મા ઉપનિષદમાં પતિ આદિ શબ્દોથી વ્યપદિષ્ટ થયેલ છે. જેમકે सर्वस्य वशी, सर्वस्येशानः सर्वस्याधिपतिः स न साधुना कर्मणा भूयान् नो एव असाधुना कनीयान् एष सर्वेश्वर : एष भूताधिपतिः एष भूतपालः एष सेतुर्विधरण एषां लोकानामसंभेदाय तमेत वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसा अनाशकेन एतमेव विदित्वा मुनि र्भवति ॥ બૃ. ૪-૪-૨૨ અહીં પરમાત્માનું જ વર્ણન કર્યું છે જીવાત્માનું નહીં પરમાત્માને જાણીને જ પ્રત્યગાત્મા મુનિ થાય છે. तमेव विदित्वातिमृत्यु मेति પરમાત્માને જાણીને જ જીવાત્મા મુકત થાય છે. એ મંત્રથી પણ જીવાત્માથી પરમાત્મા જુદો છે એ સ્પષ્ટ થાય છે એનો જ ભૂતાધિપતિ, भूतपालः સંસાર સેતુ વગેરે શબ્દોથી વ્યપદેશ કર્યો છે. આથી સ્પષ્ટ થાય છે કે આકાશ શબ્દ-વાચ્ય પરમાત્મા જ નામરૂપનો નિર્વાહ કરનાર છે, પ્રત્યગાત્મા નહિ. જ્યાં કયાંય પરમાત્મા અને આત્માનો ઐક્ય તરીકે ઉપદેશ કર્યો હોય એવું જણાય ત્યાં, બ્રહ્મ શબ્દ સમૂહ વાચક છે એમ સમજવું. જેમકે सर्व खल्विदं ब्रह्म ॥ આ બધું બ્રહ્મ છે. છા ૩-૪-૧ જીવ, પરમાત્મા અને પ્રકૃતિ આ ત્રણના

સમૂહને પણ બ્રહ્મ કહેવામાં આવેલ છે. સમૂહ એક હોવા છતાં સમૂહી જુદા જુદા હોય છે. એ વિદ્વાન માણસોને સમજાવવાનું ન હેય. આમ ઉપનિષદ વાક્યથી સ્પષ્ટ થાય છે કે, જગતનો નિર્વાહક આકાશ નામક પરમાત્મા જ છે ॥ ૪૩ ॥

"इति गुर्जरभाषाभाष्ययुते वेदान्तदर्शने प्रथमाध्यायस्य तृतीयः पादः"

* * *

अथ प्रथमाध्याययस्य चतुर्थः पादः।

આ પ્રથમ અધ્યાયના ચતુર્થ પાદના પ્રથમ સૂત્રમાં કઠોપનિષદમાં આવેલા 'અવ્યક્ત' શબ્દ ઉપર વિચાર કરવામાં આવ્યો છે. સાંખ્યશાસ્ત્રમાં 'અવ્યક્ત' શબ્દથી પ્રધાનનો બોધ થાય છે. એ જ અર્થ ઉપનિષદમાં આવેલા અવ્યક્ત શબ્દનો છે કે કોઈ બીજો? આનો ઉત્તર આ સૂત્રમાં છે.

आनुमानिक मप्येकेपामिति चेन्न शरीररूपकविन्यस्तगृहीतेर्दर्शयति च ॥ १ ॥

પદાર્થઃ– ( आनुमानिकम् ) અનુમાનથી જણાયેલું' પ્રકૃતિ આદિ મૂળ કારણ અવ્યક્ત શબ્દનો અર્થ છે એવું ( एकेपाम् ) કેટલાકોનું માનવું હોય ( इति चेत् न ) તો એ ઠીક નથી. ( शरीररूपकविन्यस्तगृहीतेः ) શરીરનું જે રૂપક બાંધવામાં આવ્યુ છે. તેથી તેનું ગ્રહણ થતું ન હોવાથી. ( दर्शयति च ) અને અગળના ગ્રંથમાં પણ બતાવે છે

ભાવાર્થ :– આ સૂત્રમાં 'આનુમાનિક' નો અર્થ અનુમાન-ગમ્ય સાંખ્યશાસ્ત્ર પ્રતિપાદિત પ્રધાન જ મુખ્યતઃ લેવામાં આવ્યું છે.

महतः पर मव्यक्तमव्यक्तात् पुरुषः परः॥ કઠોપનિષદ. ૧–૩–૧૧.

અર્થઃ– મહત્ તત્ત્વ આગળ અવ્યક્ત તત્ત્વ છે અવ્યક્ત આગળ પુરુષ એટલે આત્મા છે.

અહીં અવ્યક્તનો અર્થ સાંખ્યોના મતમાં પ્રધાન થાય છે.

પ્રધાન તત્ત્વ એ કેવળ અનુમાનથી શોધવામાં આવેલું તત્ત્વ છે. ઉપનિષદમાં એ તત્ત્વનો ઉલ્લેખ નથી.

પ્રધાન અને પ્રકૃતિ એક જ અર્થના વાચક છે. એ જડ છે; છતાં એમાં જ્ઞાન છે અને કર્તૃત્વ પણ છે આવું પ્રધાન કેટલાક સાંખ્યશાસ્ત્રોના નિષ્ણાતો માને છે. આ સૂત્રમાં એનો નિષેધ કરવામાં આવ્યો છે.

ઉપરના ઉપનિષદમાં આવેલા અવ્યક્ત શબ્દનો અર્થ સૂક્ષ્મ શરીર થાય છે. કારણ કે, શરીરને રથનું રૂપક આપ્યું છે અને એને તથા ઇન્દ્રિયોને વશમાં રાખવાં, અયોગ્ય માર્ગમાં ન જવા દેવાં, તો જ પરબ્રહ્મની પ્રાપ્તિ થઇ શકે છે, અન્યથા નહીં. બાકી પ્રધાન સ્વતંત્ર ઉપાદાન કારણું અથવા જગતનું નિમિત્ત કારણ પણ છે અને તેનું અહીં પ્રતિપાદન કરવામાં આવ્યું છે. એ માન્યતા આ ઉપનિષદના ઉકત પ્રમાણથી વિરુદ્ધ છે. રથની કલ્પના આ પ્રમાણે છે.

आत्मान रथिनं विद्धि शरीर रथमेव तु ।
बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥
इन्द्रियाणि हयानाहु विंषयास्तेपु गोचरान् ।
आत्मेन्द्रियमनोयुक्त भौक्तेत्याहुर्मनीषिणः ॥

અર્થ ;– આત્મા રથમાં બેસનાર છે. શરીર રથ છે, બુદ્ધિ સારથિ છે, મન લગામ છે. ઇન્દ્રિયો ઘોડા છે અને વિષયો તેના માર્ગો છે. ઇન્દ્રિય અને મનથી જ્યારે આત્મા સાથે જોડાય છે ત્યારે તે ભોક્તા બને છે એમ મનીષી લોકો કહે છે.

यस्त्वविज्ञानवान् भवत्ययुक्तेन मनसा सदा ।
तस्येन्द्रियाण्यवश्यानि दुष्टाश्वा इव सारथेः ॥ ५ ॥

જેનામાં વિજ્ઞાન=અપરોક્ષ જ્ઞાન નથી, અયોગ્ય મન છે તેને ઇંદ્રિયો વશમાં રહેતી નથી. જેમ દુષ્ટ સારથિના વશમાં તોફાની ઘોડાઓ રહેતા નથી તેમ.

यस्तु विज्ञानवान् भवति युक्तेन मनसा सदा ।
तस्येन्द्रियाणि वश्यानि सदश्वा इव सारथेः ॥ ६॥
यस्त्वविज्ञानवान् भवत्यमनस्कः सदाऽशुचिः ।
न स तत्पदमाप्नोति संसार चाधिगच्छति ॥ ७॥ कठोप. १–३.

અર્થ:— જે માણુસ વિજ્ઞાનવાળો છે, પવિત્ર મનવાળો છે તેને ઈન્દ્રિયો વશમાં રહે છે. જેમ સારા ઘોડાઓ નિપુણ સારથિના વશમાં રહે છે. તેમ;

જે વિજ્ઞાનવાન નથી, પવિત્ર મનવાળો નથી સદા અપવિત્ર છે, તે પરમાત્માને પ્રાપ્ત કરી શકતો નથી અને સંસારમાં તે આથડ્યા કરે છે.

આવો ઉપદેશ કર્યા પછી આગળ ઉપદેશે છે કે

इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः
मनसस्तु परा बुद्धिर्बुद्धेरात्मा महान् परः कठोप. ३–१०.
महतः परमव्यक्तमव्यक्तात् पुरुषः परः ।
पुरुषान्न परं किंचित् सा काष्ठा सा परा गतिः ॥ कठोप. ३–११.

ઇદ્રિયો પ્રબળ છે પણ રૂપ રસ આદિ અર્થો એના કરતાં પણ પ્રબળ છે. જિતેન્દ્રિય મુનિયો પણ વિષય જ્યારે પાસે આવે છે ત્યારે ચલિત થઇ જાય છે, એવા દાખલાઓ જોવામાં અને જાણવામાં આવ્યા છે. અર્થો કરતાં મન પ્રબળ છે, મન કરતાં બુદ્ધિ પ્રબળ છે. કારણ કે મન કેવળ સંકલ્પ વિકલ્પ કરે છે, જ્યારે બુદ્ધિ નિશ્ચય કરે છે. સારા કે ખરાબ કામમાં નિશ્ચય કર્યા વગર તેમાં પ્રવૃત્તિ થતી નથી. બુદ્ધિથી આત્મા મહાન્ છે કે જે શરીરરૂપ રથમાં બેસે છે.

મહત્ તત્ત્વથી પર અવ્યક્ત–સૂક્ષ્મ શરીર છે અને એથી પર પુરુષ છે. આ બધું વર્ણન પ્રધાન જગતનું કારણ છે, એવું કશુંય

બતાવતું નથી. અહીં તો આત્માને જાણવાનો અને તેના સાધનોને પવિત્ર રાખવાનો ઉપદેશ છે. અવ્યક્ત શબ્દનો અર્થ પણ 'સૂક્ષ્મ' થાય છે. 'પ્રધાન'ને જે અવ્યક્ત કહેવામાં આવે છે તે તો એઓનો પારિભાષિક શબ્દ છે.

ઉપનિષત્કારોએ અવ્યક્ત શબ્દની કોઈ પરિભાષા બાંધી નથી. જે કોઈ સૂક્ષ્મ હોય તે અવ્યક્ત છે. સૂક્ષ્મ શરીર અવ્યક્ત છે. કારણ કે સૂક્ષ્મ છે, ઇંદ્રિયોથી તે જોઈ શકાતું નથી, જાણી શકાતું નથી, વાણીને મનમાં અને મનને આત્મામાં વિલીન કરવાનો ઉપદેશ છે. આથી સ્પષ્ટ સમજાશે કે કઠોપનિષદનું આ પ્રકરણ સાંખ્ય શાસ્ત્રના પ્રધાનનું સમર્થન કરતું નથી. પણ પરમાત્માને જાણવાની એક પ્રકારની પદ્ધતિ બતાવી છે.

एष सर्वेषु भूतेषु गूढोत्मा न प्रकाशते ।
दृश्यते त्वग्रयया बुद्धया सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥ १२ ॥

સર્વભૂતોમાં આ આત્મા–પરમાત્મા ગૂઢ છે. તે ગમે તેવા માણસને પ્રકાશ આપતો નથી. અત્યંત સૂક્ષ્મ બુદ્ધિથી તે દેખાય છે અને એને જોનારા પણ સૂક્ષ્મદર્શી અને અત્યંત પવિત્ર મહાપુરુષો હોય છે.

આ ઔપનિષદ ઉપદેશમાં સાંખ્યશાસ્ત્રની પ્રક્રિયાને અથવા એના માનેલા સ્વતંત્ર પ્રધાનને જગતના કારણ તરીકે સૂચવતું નથી. પ્રકૃતિ જડ છે, તેમાં જ્ઞાન નથી, અને તે પરમાત્માના પ્રયત્નથી જગતનુ ઉપાદાન કારણ બને છે એમ માનવામાં કશી હરકત નથી. આ ઔપનિષદ ઉપદેશમાં આવેલા 'અવ્યક્ત' શબ્દનો અર્થ સૂક્ષ્મ શરીર થાય છે. અવ્યક્ત–સૂક્ષ્મ શરીર કરતાં પુરુષ–આત્મા પર–શ્રેષ્ઠ છે કારણ કે, એ સૂક્ષ્મ શરીરનો પણ સ્વામી છે. ॥ ૧ ॥

જીવાત્મા જે શરીરનો આશ્રય લઈ ભોક્તા બને છે તે શરીર તો સ્થૂલ છે. રજ અને વીર્યમાંથી બનેલું છે. પ્રત્યક્ષ છે એ

સર્વ કોઇ સમજી શકે છે તો પછી એને અવ્યકત અને સૂક્ષ્મ શા માટે કહ્યું ? આનો ઉત્તર આ સૂત્રમાં છે.

सूक्ष्मं तु तदर्हत्वात् ॥ २ ॥

પદાર્થ:– (सूक्ष्मं तु) આ સ્થૂલ શરીરને સૂક્ષ્મ અથવા અવ્યકત કહેવામાં આવ્યુ છે, તે તો કારણદ્વારા કહેવામાં આવ્યું છે (तद् अर्हत्वात्) તે ભૂતસૂક્ષ્મને લીધે જ અવ્યકત શબ્દની વાચ્યતાને યોગ્ય હોવાથી.

ભાવાર્થ:– આ સ્થૂલ શરીર પ્રત્યક્ષ છે છતાં એને અવ્યકત પદ-વાચ્ય કહ્યું છે એ તો કારણને લીધે. કારણ અને કાર્યનો અમુક દૃષ્ટિએ અભેદ પણ માની શકાય. માટી અને ઘડો આ બંને અભિન્ન છે, કારણ કે, માટીને છોડી ઘટ પોતાનું અસ્તિત્વ રાખી શકતો નથી. નૈયાયિકોએ આવે ઠેકાણે સમવાયસંબંધ અને સમવાયિકારણ શબ્દો યોજ્યા છે. પણ આ માત્ર શબ્દમાં જ ભેદ છે અર્થમાં નહિ.

સ્થૂલ શરીર સૂક્ષ્મભૂતોમાંથી બનેલું છે. રજ અને વીર્ય પણ એનાં જ કાર્ય છે, સૂક્ષ્મભૂતો ઇન્દ્રિયગ્રાહ્ય નથી માટે તે અવ્યક્ત કહેવાય છે. કારણ શબ્દ પણ કાર્યમાં પ્રયોજાય છે. સોનામાંથી બનેલા અલંકારોને સોનું કહી શકાય તેમ સૂક્ષ્મભૂતોમાંથી બનેલું સ્થૂલ શરીર કારણ દ્વારા અવ્યકત પણ કહી શકાય. આ જ દૃષ્ટિએ સૂત્રકારે કારણમુખથી સ્થૂલ શરીરને સૂક્ષ્મ કહ્યું છે, અવ્યકત અને સૂક્ષ્મ બંને શબ્દોનો એક જ અર્થ છે માટે ઉપનિષદમાં સ્થૂલ શરીરને કારણમુખથી અવ્યકત કહ્યું છે કારણને લીધે જ સ્થૂલ શરીર અવ્યકત શબ્દથી કહેવાને યોગ્ય બન્યુ છે. ॥ ૨ ॥

જો તમે સૂક્ષ્મભૂતો કે, જે સ્થૂલ શરીરનાં કારણ છે તેને અવ્યકત કહેતા હો અને સ્થૂલ શરીરને ગૌણવૃત્તિથી અથવા કારણનો કાર્યમાં ઉપચાર કરીને અવ્યકત કહેતા હો તો સાંખ્ય-

શાસ્ત્રની પ્રક્રિયાને શામાટે માન આપતા નથી ? કારણકે સ્થૂલ શરીર આદિનું મૂળ કારણ તો પ્રકૃતિ છે એમ તેઓ માને છે, અને તેમાં અવ્યકત શબ્દનો પ્રયોગ છે એમ પણ કહે છે કારણ કે સૃષ્ટિની પ્રાગવસ્થામા તે અવ્યકત હતું. 'तेद्धेद तह्यव्याकृत मासीत्'। બૃ. ૧-૪-૭ આમ ઉપનિષદોપણ પ્રાગવસ્થામાં રહેલા કારણને અવ્યાકૃત કહે છે. અવ્યાકૃત, અવ્યકત અને સૂક્ષ્મ આ ત્રણે અર્થમાં કશો ભેદ નથી. આ પ્રશ્નનો ઉત્તર આ સૂત્રમાં છે.

तदधीनत्वादर्थवत् ॥ ३ ॥

પદાર્થ :– ( तदधीनत्वात् ) બ્રહ્મને આધીન હોવાથી પ્રકૃતિ=પ્રધાન ( अर्थवत् ) પ્રયોજનવાળું થઇ શકે છે,

ભાવાર્થ :– પ્રકૃતિ જગતનુ મૂળ ઉપાદાન કારણ છે અને તે અવ્યાકૃત અને અવ્યકત છે એમ કહેવામા પણ અમને વાંધો નથી, પણ સાંખ્યશાસ્ત્રના નિષ્ણાતો પ્રકૃતિને સ્વતંત્ર માને છે. કર્ત્રી પણ એ છે, જ્ઞાનવતી પણ એ છે, બધ અને મોક્ષ પણ એને જ છે, છતાં એ જડ તો છે જ. આવી વિચિત્ર માન્યતા કેટલાક સાંખ્યાચાર્યો ધરાવે છે તે ઉપનિષત્કારોને માન્ય નથી.

ઉપનિષત્કાર કહે છે કે જગતનુ મૂળ કારણ અવ્યકત છે, અવ્યાકૃત છે, જડ છે અને જ્ઞાનાદિ ગુણોથી રહિત છે જો આ તત્ત્વને સાંખ્યશાસ્ત્રો સ્વીકારે તો તેને શબ્દનો ( વેદનો ) પણ ટેકો છે. આ સિવાય અવ્યકત પ્રકૃતિ જડ હોવાથી તે ઇશ્વરને=બ્રહ્મને આધીન છે એમ પણ માનવું જોઇએ તો જ તે અવ્યકત, પ્રકૃતિ કે પ્રધાન સપ્રયોજન થઇ શકે નહીં તો એ નિરર્થક છે. જડ માત્ર ચેતનને આધીન હોય છે. જો જડને ચેતનની સહાયતા ન મળે તો તે કશું જ કરી શકે નહીં. પ્રકૃતિ=પ્રધાનને જો પરમાત્મા કાર્યરૂપમાં લાવવા પ્રયત્ન ન કરે તો તે સદાને માટે એ એમને એમ પડયું રહેશે. એમાંથી કદિપણ જગત બની શકશે નહિ. જડ પત્થર વરસો સુધી એક ને એક ઠેકાણે પડયો રહેશે જો તેને કોઇ

ચેતન કોઇ પણ ઉપયોગમાં નહિ લે તો. માટે જડ પ્રધાનની પ્રયોજનતા ચેતનને લીધે જ છે. સાંખ્ય-શાસ્ત્રીઓ આવું માનતા નથી માટે જ પ્રધાનને અવ્યક્ત કે અવ્યાકૃત કહેવા ઉપનિષત્કારો તૈયાર નથી. ॥ ૩ ॥

સાંખ્યશાસ્ત્રમાં પારિભાષિક થયેલું અવ્યકત આ ઉપનિષદમાં પ્રયુકત નથી એને માટે આ સૂત્રમાં હેતુ આપે છે.

ज्ञेयत्वावचनाच ॥ ४ ॥

પદાર્થ:- (च) અને (ज्ञेयत्वावचनात्) મુમુક્ષુએ અવ્યકત જરૂર જાણવું જોઈએ એવું કથન નથી.

ભાવાર્થ:- સાંખ્યશાસ્ત્રના પંડિતો કહે છે કે 'વ્યકત', 'અવ્યકત' અને 'જ્ઞ' ના જ્ઞાનથી મુકિત મળે છે. ઉપનિષદમાં આ ઠેકાણે અવ્યકતને જાણવું જોઇએ એવું કથન નથી, માટે સાંખ્યશાસ્ત્રની પ્રણાલિકાને અનુસરીને, મન, બુદ્ધિ અને અવ્યક્ત શબ્દોનો પ્રયોગ અહીં થયો નથી. કેવળ શબ્દોનું વિધાન છે જેમકે मनसस्तु परा बुद्धि र्बुद्धेरात्मा महान् परः । महतः परमव्यक्तमव्यक्तात्पुरुष परः ॥ ૧-૩-૧૧ ॥ જો સાંખ્યશાસ્ત્રે બતાવેલી પ્રણાલિકા પ્રમાણે શબ્દોનો અહીં વિન્યાસ હોત તો મન, મહત્તત્ત્વરૂપ બુદ્ધિ અને અવ્યક્ત જાણવાં જોઈએ એમ પણ કહેત. કારણ કે, એમના મત પ્રમાણે મન આદિ કાર્ય દૃષ્ટિએ વ્યક્ત છે. પ્રકૃતિ પરમ અવ્યકત છે એને પણ મુમુક્ષુએ જાણવાં જોઈએ. કારણ કે એમના મતમાં જડ અને ચેતનને મુમુક્ષુએ વિવેક દૃષ્ટિએ જાણવાં જોઇએ એમ જણાવ્યું છે. પણ અહીં તો કેવળ શબ્દોનો જ વિન્યાસ છે અને એ શબ્દો તો ઉપનિષદમાં પણ વપરાય છે. ઉપનિષત્કારના મતમાં તો મુમુક્ષુએ બ્રહ્મનો જ સાક્ષાત્કાર કરવાનો હોય છે અને તે આગળ જણાવ્યું પણ છે કે विज्ञानसारथिर्यस्तु मनः प्रग्रहवान् नरः ॥ 'सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमं पदम् ॥ ૩-૩-૯.

જેની પાસે વિજ્ઞાન સારથિ છે મનરૂપ લગામ છે તે જ માણસ સંસારના માર્ગને પાર કરે છે, અને એ જ (પાર) વિષ્ણુનું વ્યાપક પરમાત્માનું પરમ ધામ છે=પરમાત્માનું સ્વરૂપ છે. વેદમાં પણ જણાવ્યું છે કે तमेव विदित्वातिमृत्युमेति પરમાત્માને જાણીને જ મુમુક્ષુ મુક્તિને મેળવી શકે છે આથી સ્પષ્ટ થાય છે કે સાંખ્યશાસ્ત્રનાં તત્ત્વ અહીં જ્ઞાતવ્ય તરીકે બતાવ્યાં ન હોવાથી અને શબ્દોનો કેવળ વિન્યાસ જ હોવાથી 'અવ્યક્ત' શબ્દ સાંખ્યની પરિભાષાવાળો નથી. કેવળ અવ્યાકૃત અર્થમાં જ અવ્યક્ત શબ્દ વપરાયો છે. ॥ ૪ ॥

वदतीति चेन्न प्राज्ञो हि प्रकरणात् ॥ ५ ॥

પદાર્થ :– ( वदति ) પ્રધાનને પણ જ્ઞેયત્વ તરીકે કહે છે ( इति चेत् न ) એમ જો કહે તો તે ઠીક નથી (हि) કારણ કે (प्रकरणात्) પ્રકરણાનુસાર ( प्राज्ञः ) પરમાત્માનું કથન છે.

ભાવાર્થ :– अशब्दमस्पर्शमरूपमव्ययं तथा रसं नित्यमगन्धवच्च यत् ॥ अनाद्यनन्तं महतः परं ध्रुवं निचाय्य तं मृत्युमुखात्प्रमुच्यते ॥ કઠ ૩–૩–૧૫.

આ મંત્રમાં પ્રધાનને જ્ઞેય તરીકે કહ્યું છે, તેને જાણીને જિજ્ઞાસુજન મૃત્યુના મુખમાંથી મુક્ત થાય છે. માટે ઉપરના સૂત્રમાં જે કહ્યું છે કે પ્રધાનને જ્ઞેયત્વ તરીકે નથી જણાવ્યુ એમ જ કહ્યું છે, તે ખોટું છે. આ કારણથી 'અવ્યક્ત' શબ્દ આ પ્રકરણમાં પ્રધાનવાચક જ છે.

સાંખ્યવાદીઓનું આ કથન બરાબર નથી કારણ કે આ પ્રકરણ બ્રહ્મનું જ છે માટે ઉપરના મંત્રમાં જે સ્વરૂપ વર્ણન કર્યું છે તે પ્રાજ્ઞ આત્માનું એટલે કે બ્રહ્મનું જ વર્ણન છે. પ્રકરણ આ પ્રમાણે છે एष सर्वेषु भूतेषु गूढोत्मा न प्रकाशते ॥ ક. ૩-૩-૧૨. આ ઠેકાણે સર્વ ભૂતોમાં ગૂઢ આત્મા છે એમ સ્પષ્ટ કહ્યું છે અને એ આત્મા તે પ્રાજ્ઞ આત્મા–બ્રહ્મ.

વળી બીજી વાત એ છે કે ઉપરના મંત્રમાં (તેમાં શબ્દ નથી, રૂપ નથી, સ્પર્શ નથી અને ગંધ નથી. તેમ જ અવ્યય છે) એમ પણ કહ્યું છે. આ બધું બ્રહ્મને જ લાગુ પડે છે. કારણ કે, બ્રહ્મ જગતનું નિમિત્ત કારણ છે. 'પ્રધાન તો જગતનું ઉપાદાન કારણ છે' એમ સાંખ્યો માને છે. પ્રધાન કારણ છે. ભૂતાદિ સૃષ્ટિ કાર્ય છે. હવે વિચારો કે, પ્રધાનમાં જો રૂપ ન હોય, સ્પર્શ ન હોય તો સૂર્ય અને વાયુ આદિમાં રૂપ અને સ્પર્શ ક્યાંથી આવ્યા? ઉપાદાન-કારણમાં જે ગુણ હોય તે કાર્યમાં આવે છે એવો નિયમ છે. कारणगुणपूर्वकः कार्यगुणो दृष्टः । સૂર્ય અને વાયુ આદિમાં અકસ્માત્ રૂપ અને સ્પર્શની ઉત્પત્તિ થઇ એમ માનવું એ પ્રામાણિક ન હોવાથી બુદ્ધિ બહારની વાત છે, માટે અહીં પ્રધાનનું નિરૂપણ નથી. બ્રહ્મ તો જગતનું નિમિત્ત કારણ છે એટલે એના ગુણો કાર્યમાં ઉતરતા નથી. માટીના ગુણો ઘડામાં આવે છે કુંભારના નહિ. એ સર્વ કોઈને પ્રત્યક્ષ છે, માટે ઉપરના મંત્રમાં પ્રકરણને અનુરીને પ્રાજ્ઞ આત્માનુ જ વર્ણન છે.

વળી આ જ મંત્રમાં 'અવ્યય' એવું પણ વિશેષણ આપ્યું છે. અવ્યય એને કહે છે કે જે વિકારી ન હોય. શું સાંખ્યશાસ્ત્રના નિષ્ણાતો એમ કહી શકશે કે, પ્રધાન વિકારી નથી. સામ્ય-અવસ્થાનો ભંગ થવો એ જ વિકાર છે અને એ વિકારને લીધે જ મહદાદિ સૃષ્ટિ થાય છે. એ સાંખ્યનો સિદ્ધાંત છે.

બીજી વાત એ છે કે વેદાદિ સત્ય શાસ્રોમાં બ્રહ્મજ્ઞાન જ મુક્તિનું સાધન છે એમ બતાવ્યું છે, કોઇ પણ ઠેકાણે જડ પ્રકૃતિના જ જ્ઞાનથી મુક્તિ મળે છે એવું લખ્યુ નથી. આ કારણથી આ પ્રકરણમાં ઉક્તમંત્રમાં પ્રાજ્ઞ આત્માનું જ વર્ણન છે, જડ પ્રધાનનું નહિ. એથી મૂળમાં જે અવ્યક્ત પદ છે તે પણ પ્રધાનનું વાચક નથી. ॥ ૫ ॥

આ સૂત્રમાં પણ 'પ્રધાન' આ પ્રકરણમાં અવ્યક્ત પદનું વાચ્ય નથી એમ બતાવે છે.

त्रयाणामेव चैवमुपन्यासः प्रश्नश्च ॥ ६ ॥

પદાર્થ:- (त्रयाणाम् एव) ત્રણનું જ (च एवम्) એ પ્રમાણે (उपन्यासः) કથન છે (च) અને (प्रश्नः) પ્રશ્ન-પણ ત્રણનો જ છે.

ભાવાર્થ:- કઠોપનિષદમાં એવું જણાવ્યું છે કે મૃત્યુએ નચિકેતાને ત્રણ વરદાન આપ્યાં હતાં (૧) વરદાનમાં નચિકેતાએ પોતાના પિતાના મનની શાંતિ માગી હતી. (૨) બીજા વરદાનમાં સ્વર્ગ=સુખનું સાધન જે અગ્નિ વિદ્યા છે તે માગી હતી. (૩) અને ત્રીજામાં આત્મા શું છે? તે માગ્યું હતું. મૃત્યુએ-યમાચાર્યે પણ એ જ ત્રણ અર્થો નચિકેતાને ખૂબ વાત્સલ્યભાવે સમજાવ્યા હતા.

આત્મા બે પ્રકારના છે એક જીવાત્મા અને બીજો પરમાત્મા. પ્રથમ બંને આત્મામાં જે સામાન્ય છે તે બતાવ્યું અને પછી योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिनः। स्थाणुमन्येऽनुसंयन्ति यथाकर्म यथाश्रुतम् ॥ ૨-૧-૭. આત્મા શરીર ગ્રહણ કરવા માટે શુક્રશોણિતનો સંસ્પર્શી બને છે અને કોઇ વળી સ્થાવરતાને પામે છે. જેવાં જેનાં કર્મ અને જેવું જેનું જ્ઞાન. આમાં જીવાત્માનું વર્ણન છે.

अग्निर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव। एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥ કઠોપ. ૨-૨-૯. આ મંત્રમાં પરમાત્માનું એટલે પ્રાજ્ઞ આત્માનું વર્ણન કર્યું છે. આ પ્રમાણે આ સમગ્ર પ્રકરણમાં પ્રત્યાગાત્મ.-જીવાત્મા અને પ્રાજ્ઞ-આત્મા એટલે પરમાત્માનું બહુ પ્રકારે વર્ણન છે.

સમગ્ર કઠોપનિષદમાં (૧) પિતાનું સૌમનસ્ય (૨) સ્વર્ગ્ય અગ્નિ (૩) અને આત્મા આ ત્રણ સિવાય બીજા કોઇનું વર્ણન નથી. માટે અવ્યક્ત પદથી પ્રધાન લઈ શકાય નહિ. કારણ કે, આ ઉપનિષદમાં કોઈ પણ ઠેકાણે પ્રધાનનું વર્ણન જ નથી.

સ્વામી શ્રી શંકરાચાર્યજીએ જીવાત્મા અને પરમાત્માને પ્રથમ તો સ્વીકાર્યો પણ પછી તેના એ ભેદનું સમર્થન કરવા પ્રયત્ન

કર્યો છે જે બે આત્મા અનાદિ છે તેની એકતા માનવી એ પ્રમાણ વિરુદ્ધ છે. આ જ ઉપનિષદમાં ऋतं पिबन्तौ આદિમંત્રમાં પ્રત્યગાત્માં અને પ્રાજ્ઞ આત્માનો સ્પષ્ટ ભેદ બતાવ્યો છે. તો પછી એકતાને માટે પ્રયત્ન શામાટે જોઈએ ? ॥ ૬ ॥

ઉપમાન પ્રમાણથી પણ સિદ્ધ થાય છે કે, આ પ્રકરણમાં 'અવ્યંકત' શબ્દ પ્રધાન વાચક નથી. એ આ સૂત્રમાં બતાવે છે.

महद्वच ॥ ७ ॥

પદાર્થ :– ( च ) અને (महद्वत्) 'મહત્' શબ્દ પેઠે.

ભાવાર્થ :– સાંખ્યશાસ્ત્રના નિષ્ણાતોએ 'महत्' શબ્દ પ્રધાનમાંથી પ્રથમ પરિણમતા બુદ્ધિતત્વને માટે પ્રયોજ્યો છે જેમકે 'प्रकृतेर्महान्' પ્રકૃતિમાંથી = પ્રધાન પ્રધાનમાંથી મહતત્તત્વનો પરિણામ થયો. આમ છતાં વેદમાં તો મહત્ શબ્દનો પ્રયોગ બ્રહ્મને માટે થયો છે. જેમકે 'वेदाऽहमेत पुरुषं महान्तम्' હું એ મહાન્ આત્માને જાણું છું.

ઉપનિષદમાં પણ "महान्तं विभुमात्मान मत्वा धीरो न शोचति" મહાન્ વ્યાપક આત્માને જાણીને બુદ્ધિમાન માણસ શોક કરતો નથી.

તેજ પ્રમાણે 'અવ્યકત' શબ્દનો અર્થ શરીરપર કરવામાં કશો વાંધો અમને જણાતો નથી. સાંખ્યના નિષ્ણાતો પાસે એવી રાજાજ્ઞા તો નથી કે, 'અવ્યકત' શબ્દ પ્રધાન સિવાય બીજા અર્થમાં કોઇએ વાપરવો નહિ. માટે જેમ મહત્ શબ્દ પ્રધાનના પ્રાથમિક પરિણામ બુદ્ધિ તત્ત્વ સિવાય બીજા અર્થમાં પણ વપરાય છે તેમ અવ્યકત શબ્દ પણ 'પ્રધાન' સિવાય બીજા અર્થમાં અર્થાત શરીર આદિમાં પણ વપરાય છે. માટે આ પ્રકરણમાં 'અવ્યકત' શબ્દ શરીરના અર્થમાં વપરાયો છે પ્રધાનના અર્થમાં નહિ. ॥ ૭ ॥

હવે શ્વેતાશ્વતર ઉપનિષદમાં આવેલા 'અજા' શબ્દ ઉપર

વિચાર કરવામાં આવે છે. પ્રથમ ૭ સૂત્રનું પહેલું અધિકરણ પૂરું થયું અને બીજું અધિકરણ શરૂ કરે છે.

चमसवदविशेषात् ॥ ८ ॥

પદાર્થ :- ( चमसवत् ) 'ચમસ' શબ્દનો અર્થ જેમ પરિશેષ વાક્યથી નિર્ણીત થાય છે ( अविशेषात् ) તેમ અહીં કોઈ વાક્ય વિશેષ ન હોવાથી સાંખ્યોક્ત પ્રકૃતિ પરક અર્થનો નિર્ણય થઈ શકતો નથી.

ભાવાર્થ :- 'अजामेका लोहितशुक्लकृष्णा, वह्वीः प्रजाः सृजमाना सरूपाः। अजो ह्येको जुषमाणोऽनुशेतेजहात्येना भुक्तभोगामजोऽन्यः' श्वेताश्व उप. ४-५॥

અર્થ :- આ મંત્રમાં લોહિત, શુકલ અને કૃષ્ણ શબ્દો રજ, સત્ત્વ અને તમોગુણને સૂચવે છે अजा શબ્દ મૂળ પ્રકૃતિને સૂચવે છે કારણ કે તે કોઈની વિકૃતિ નથી અનાદિ સિદ્ધ છે. બંને અજ શબ્દો સાંસારિક અને મુક્ત જીવોને સૂચવે છે, કારણ કે, સાંસારિક જીવાત્મા પ્રકૃતિને ભોગવે છે અને મુક્ત આત્મા એનો ભોગ કરી વિવેક જ્ઞાન થયા પછી તજી દે છે. પ્રકૃતિને ભોગવવી એટલે પ્રકૃતિ જન્ય ફળોને ભોગવવાં. અજા પ્રકૃતિ પોતાના જેવી પ્રજાને એટલે કે સમાન પદાર્થોને ઉત્પન્ન કરે છે. મૂળ પ્રકૃતિ ત્રણ ગુણવાળી છે તો તેનાં બધાં જ કાર્યો ત્રણગુણવાળાં છે. આવો અર્થ સાંખ્યશાસ્ત્રના નિષ્ણાતો કરે છે જો કે અજા શબ્દનો અર્થ બકરી થાય છે પણ આ તો બ્રહ્મવિદ્યાનું પ્રકરણ છે તેમાં બકરી અર્થ લેવાનો કશો જ અર્થ નથી. આ પ્રમાણે જે નિરીશ્વર સાંખ્યના વિદ્વાનોએ જે પ્રકૃતિ અથવા અવ્યકત માન્યું છે. તેને ઉપનિષદનો પણ ટેકો છે એમ બીજાઓને સમજાવવા સાંખ્યના નિષ્ણાતો મથે છે.

ઉપનિષત્કાર કહે છે કે, આ મંત્રમાં સાંખ્યોકત પ્રધાનને કે પ્રકૃતિને કશો જ ટેકો નથી. કારણ કે, તેઓએ માનેલા પ્રકૃતિનો કોઈ અસાધારણ ધર્મ અહીં બતાવવામાં આવ્યો નથી. દાખલા તરીકે अर्वाग्बिलश्चमस ऊर्ध्वबुध्नः बृ. २-२-३ બૃહદારણ્યક ઉપનિષદમાં

જણાવ્યું છે કે નીચે જેનું છિદ્ર છે અને ઉપર જેનો પેટાળનો ભાગ છે એ ચમસ. ચમસ એટલે चम्यते अनेन स ' चमस ' જેનાથી ભક્ષણ થાય તે ' ચમસ ' (ભોજન કરવાનું સાધન) આથી આપણે કયા ચોક્કસ અર્થને 'ચમસ' સમજવો ? પર્વત આદિને પણ નીચે બિલ (ગુફા) હોય છે અને ઉપર પેટાળ ભાગ હોય છે. અહીં પણ વિશેષ=અસાધારણ ધર્મ બતાવ્યો ન હોવાથી 'અજા' શબ્દથી સાંખ્યોક્ત પ્રકૃતિ સમજી શકાય નહિ. દૃષ્ટાંતમાં તો આગળ પરિશેષ વાક્યમાં એમ લખ્યું છે કે इदं तच्छिरः આ તેનું માથું છે એમ કહેવાથી ચમસનો વિશેષ અર્થ સમજી શકાય છે. મુખ એ માથાનો ભાગ છે અને મુખ ભક્ષણ કરવાનું સાધન છે માટે તેની 'ચમસ' તરીકે કલ્પના કરી છે, અને તેથી પૂર્વોક્ત વાક્યના શેષભાગથી 'ચમસ' શબ્દના અર્થને સમજી શકાય છે. પણ ઉપરના મંત્રમાં એવું કશું જ કહ્યું નથી કે જેથી 'અજા' શબ્દથી સાંખ્યોક્ત મૂળ પ્રકૃતિ સમજી શકાય. અજાનો અર્થ તો નહીં જન્મેલી એટલો જ થાય છે એ અર્થતો ઉપનિષત્કારો જેને મૂળ પ્રકૃતિ કહે છે, તેને પણ લાગુ પડે છે. નિરીશ્વર સાંખ્યના નિષ્ણાતો પ્રકૃતિને સ્વતંત્ર કારણ માને છે, જ્યારે ઉપનિષત્કારો પ્રકૃતિને પરમાત્માને અધીન માને છે, અને તે અખિલ કાર્યોનું મૂળ કારણ છે એમ માને છે. આવાં કારણોથી ઉપનિષદો સાંખ્યથી જુદાં પડે છે. એટલે કે સાંખ્યશાસ્ત્રને ઉપનિષદનો ટેકો નથી. ॥ ૮ ॥

ઉપનિષત્કારો 'અજા' કોને કહે છે ? એ આ સૂત્રમાં સમજાવે છે.

ज्योतिरुपक्रमा तु तथा ह्यधीयत एके ॥ ९ ॥

પદાર્થ :– (ज्योतिरुपक्रमा) તેજ આદિ ત્રણ અર્થો (तु) પૂર્વપક્ષનું નિરાકરણ સૂચવે છે. (तथाहि) તેમ જ (एके) કેટલાક ઉપનિષત્કારો (अधीयते) કહે છે.

ભાવાર્થ :– પરમાત્મામાં અવ્યાકૃત રૂપે સૂક્ષ્મરૂપે રહેલી પ્રકૃતિ માયામાંથી ઉત્પન્ન થયેલાં તેજ, પાણી, અને પૃથ્વીમાંથી

સમસ્ત કાર્ય રૂપ જગત્ ઉત્પન્ન થયુ છે. માટે તેજ-પાણી અને પૃથ્વીને 'અજા' કહેવામાં આવી છે એનું જ બીજું નામ પ્રકૃતિ અને માયા છે. તેજનું લાલરૂપ છે, પાણીનું શુકલ રૂપ છે અને પૃથ્વીનું શ્યામ રૂપ છે. પૃથ્વીને ઉપનિષદમાં અન્ન કહેવામાં આવ્યુ છે તેનું કારણ એ છે કે પૃથ્વીમાંથી અન્ન ઉત્પન્ન થાય છે; કારણને કાર્યમાં ઉપચાર કર્યો છે. સાંખ્યશાસ્ત્રકારો લોહિત, શુકલ અને કૃષ્ણ ગુણોથી રજ, સત્વ અને તમ ગુણ માને છે તે પણ લોહિતાદિના વાચ્ય રૂપે નથી પણ ગૌણરૂપે છે.

अस्मान्मायी सृजते विश्वमेतत् । શ્વેતાશ્વ ૪-૯ આ માયારૂપ મળ કારણમાંથી માયી=માયાનો સ્વામી પરમેશ્વર આ વિશ્વને બનાવે છે, પ્રકૃતિને સ્વતંત્ર માનનાર સાંખ્યો આવું માનતા નથી. એના મતમાં વિશ્વનો કર્તા કોઇ છે જ નહિ. આવું નિરીશ્વર સાંખ્યોનું માનવું છે. अजामेका लोहितशुक्लकृष्णाम् ઈત્યાદિ મંત્ર જે બે 'અજ' બતાવ્યા છે તે જીવાત્મા અને પરમાત્માનો બોધ કરાવે છે. એટલે જીવાત્મા અને પરમાત્મામાં નિત્ય ભેદ છે એમ પણ સમજાય છે. આ પ્રમાણે અજા એ ઇશ્વરાધીન અને ઇશ્વરથી પ્રેરિત થતી પ્રકૃતિના નામની પણ વાચ્ય છે અર્થાત્ અજા અને ઔપનિષદી પ્રકૃતિમાં કશો જ ભેદ નથી. ॥ ૧ ॥

લોહિત, શુકલ અને શ્યામ આ ત્રણ ગુણોથી 'અજા' કેવી રીતે સમજી શકાય. આ ત્રણ ગુણો ઉપર અજાત્વ નામની કોઈ જાતિ નથી તેમ 'અજા'ની આકૃતિ પણ નથી. આનો ઉત્તર આ સૂત્રમાં આપે છે.

कल्पनोपदेशाच्च मध्वादिवदविरोधः ॥ १० ॥

(च) અને (कल्पनोपदेशात्) કેવળ કલ્પના તરીકે ઉપદેશ હોવાથી (मध्वादिवत्) મધુ આદિ પેઠે (अविरोधः) કોઇ વિરોધ નથી.

ભાવાર્થ :- મંત્રમાં જે 'અજા' શબ્દ મૂકયો છે તે જાતિના નિમિત્ત નથી. (જાતિવાચક નથી) તેમ ને શબ્દ યૌગિક પણ નથી.

એ તો કેવળ કલ્પનાને સૂચવે છે. લોહિત શુક્લ અને કૃષ્ણ રૂપમાં 'અજા'ની કેવળ કલ્પના કરી છે. ઉપનિષદમાં કલ્પનાસૂચક બીજાં પણ દૃષ્ટાંતો છે જેમકે ' असौ वा आदित्यो देवमधु ' छां ૩-૧-૧ 'આ સૂર્ય દેવમધુ છે.' અહીં સૂર્ય મધ ન હોવા છતાં મધ તરીકે કહેવામાં આવ્યો છે તથા वाचं धेनुमुपासीत । बृ. ૫-૮-૧ અહીં વાણી ધેનુ નથી છતાં તેને ધેનુ કહી છે એટલે અહીં પણ કેવળ કલ્પના જ કરી છે. આ કારણથી સમજી શકાય છે કે, અજા શબ્દનો અર્થ પ્રકૃતિ થાય છે ખરો, પણ તે ઉપનિષદમાં કહેલી પ્રકૃતિ સમજવી જેનું બીજું નામ માયા પણ છે. સાંખ્યોક્ત પ્રકૃતિ આનાથી જુદી પડે છે જે આગળ સમજાવવામાં આવ્યું છે. માયાનો અર્થ મિથ્યા નથી પણ પરમાત્માથી જ પ્રેરિત થતી સ્થૂલ જગતની મૂળ અવ્યાકૃત કારણ–શકિત. ॥ ૧૦ ॥

હવે બૃહદારણ્યક ઉપનિષદમાં આવેલા ' પંચ પંચ જનાઃ ' શબ્દ ઉપર વિચાર કરવામાં આવે છે.

न संख्योपसंग्रहादपि नानाभावादतिरेकाच्च ॥ ૧૧ ॥

પદાર્થ :– ( संख्योपसंग्रहाद् अपि) પચ્ચીસ સંખ્યાનું ગ્રહણ થાય તો પણ (न) પચ્ચીસ જ તત્ત્વો છે, એવું સિદ્ધ થતું નથી ( नाना-भावात् ) બધાં ય તત્ત્વો જુદાં જુદાં હોવાથી (च) અને (अतिरेकात्) પચ્ચીસ કરતાં વધી જતાં હોવાથી.

ભાવાર્થ :– નિરીશ્વર સાંખ્યવાદીઓ કહે છે કે, બૃહદારણ્યક ઉપનિષદમાં સાંખ્યશાસ્ત્રનું મૂળ જડી આવે છે. કારણ કે અમે પચ્ચીસ તત્ત્વો માનીએ છીએ અને બૃહદારણ્યક ઉપનિષદમાં પણ એક મંત્ર આવ્યો છે, જેનાથી સૂચિત થાય છે કે, ભૌતિક અને આધ્યાત્મિક જગતમાં મૂળ પચીસ જ તત્ત્વો છે. બૃહદારણ્યક ઉપનિષદનો મંત્ર આ પ્રમાણે છે.

यस्मिन् पञ्च पञ्चजना आकाशश्च प्रतिष्ठितः ।
तमेव मन्य आत्मानं विद्वान् ब्रह्मामृतोऽमृतम् ॥ बृ. उप. ૪-૪-૧૭.

અર્થ :- જેની અંદર પાંચ પંચ જનો અને આકાશ પ્રતિષ્ઠિત છે તે જ આત્મા છે એમ હું માનું છું. એવા અમૃત આત્માને જે માણસ જાણે છે તે જ અમૃત અર્થાત્ જીવન મુકત છે' અહીં પાંચ પંચ જનથી પચ્ચીસ તત્ત્વો સૂચિત થાય છે.

શિષ્ય :- સાંખ્યશાસ્ત્રના પચ્ચીસ તત્ત્વો કયાં તેનાં નામ તો આપો.

ગુરુ :- (૧) અનાદિ સિદ્ધ મૂળ પ્રકૃતિ. આ પ્રકૃતિ એક જ છે. એ કોઈની પણ વિકૃતિ નથી. માટે એક તત્વ તો એ.

(૨) પ્રકૃતિવિકૃતિરૂપ ૭ સાત તત્ત્વો છે કારણ કે, તે અમુક તત્ત્વની વિકૃતિ છે તો અમુક તત્ત્વની પ્રકૃતિ પણ છે. આનાં નામ આ પ્રમાણે છે. (૧) મહતતત્ત્વ. (૨) અહંકારતત્ત્વ. (૩) પાંચ-તન્માત્રા. એટલે ૧+૧+૫=૭ સાત તત્ત્વો થયાં.

(૪) સોળ કેવળ વિકૃતિઓ, જે કોઈ પણ તત્વ પણ પ્રકૃતિ નથી. એ બધી વિકૃતિઓનાં નામ આ પ્રમાણે છે. પાંચ સ્થૂલ મહા-ભૂત, પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ જ્ઞાન અને કર્મ ઈન્દ્રિયો મળી દસ ઈન્દ્રિયો અને એક મન મળી સોળ વિકૃતિઓ થઈ. એટલે ૧ મૂળ પ્રકૃતિ. ૭ પ્રકૃતિ-વિકૃતિઓ, ૧૬ કેવળ વિકૃતિઓ મળી ૧+૭+૧૬=૨૪ અને આ બધાથી જુદો પડતો આત્મા, મળી પચ્ચીસ તત્વ થાય છે.

શિષ્ય- જે વિકૃતિ હોય તેને પ્રકૃતિ કેમ કહી શકાય?

ગુરુ- પ્રકૃતિનું લક્ષણ એ છે કે જે કોઈ બીજા તત્ત્વને પ્રકટ કરે. એટલે વિકૃતિ હોવા છતાં જો તે કોઇ બીજા તત્ત્વને પ્રકટ કરે તો તેને પ્રકૃતિ કહેવામાં વાંધો નથી, એમ સાંખ્યશાસ્ત્ર નિષ્ણાતોનું માનવું છે.

સોળ વિકૃતિઓ કોઈ પણ તત્ત્વને પ્રકટ કરતી નથી યા ઉત્પન્ન કરતી નથી માટે તે કેવળ વિકૃતિ છે. આ પ્રમાણે ચોવીસ તત્ત્વ અથવા પદાર્થો અને પચ્ચીસમો પદાર્થ આત્મા છે.

ઉપર આપેલા ઉપનિષદના વાક્યમાં આ પચ્ચીસ તત્ત્વોનું સૂચન થાય છે.

વેદાન્તીઓ કહે છે કે એમાં પચ્ચીસ તત્ત્વોનું સૂચન નથી. પાંચ પંચક માનીએ તો પંચક ઉપર કોઈ સામાન્ય ધર્મ હોવો જોઈએ, પણ સાંખ્યના દરેક પંચક ઉપર કોઈ સામાન્ય ધર્મ નથી. જેમ પંચતન્માત્રા ઉપર પંચતન્માત્રાત્વ રૂપ ધર્મ છે તેમ અહંકાર, મહત્વ પ્રકૃતિ અને આત્મા ઉપર કોઈ સામાન્ય ધર્મ નથી કે જેથી ત્યાં પણ પાંચની ગણત્રી થાય. વળી 'પંચજન' એ તો સામાસિક શબ્દ છે, તેને જો પાંચ સંખ્યાનું વિશેષણ આપવામાં આવે તો તે બે શબ્દમાંથી જે છેલ્લો શબ્દ 'જન' છે તેને લાગુ પડી શકે, પૂર્વ શબ્દ જે પંચ છે તેને નહિ. કારણ કે 'જન' ત્યાં પ્રધાન છે. આમ કોઈ પણ રીતે 'પંચ પંચજનાઃ' શબ્દથી પચ્ચીસ સંખ્યાની પ્રતીતિ થતી નથી, છતાં પણ જો પચ્ચીસ અર્થોનો બોધ થાય છે એમ માનવામાં આવે તો પણ બે અર્થો વધી જાય છે. એક તો જેની અંદર એ પચ્ચીસ તત્ત્વો છે તે, અને બીજું આકાશ. આમ બે તત્ત્વો વધારે થવાથી પચ્ચીસને બદલે સત્તાવીસ તત્ત્વો થાય છે કે જેથી સાંખ્યના સિદ્ધાંતને હાનિ પહોંચે છે, માટે ઉપનિષદનું ઉપરનું વાક્ય સાંખ્યતત્ત્વોનું સમર્થક નથી. ॥ ૧૧ ॥

ત્યારે એ વાક્યનો અર્થ શો છે? અને 'પંચજના' શબ્દનો અર્થ શો છે? તે આ સૂત્રમાં બતાવે છે.

प्राणादयो वाक्यशेषात् ॥ १२ ॥

પદાર્થ:- (वाक्यशेषात्) શેષવાક્યોથી (प्राणादयः) પ્રાણ આદિ પાંચ 'પંચજન' શબ્દથી ગૃહીત થાય છે.

ભાવાર્થ:- ઉપર કહેલા બૃહદારણ્યક વાક્યના ઉત્તરવાક્યમાં આ પ્રમાણે કહ્યું છે. प्राणस्य प्राणमुत चक्षुषश्चक्षुरुतश्रोत्रस्य श्रोत्रं मनसो ये मनो विदुः । ते निश्चिक्युर्ब्रह्म पुराणमग्र्यम् ॥ बृ. उप. ૪-૪-૧૮. અહીં

પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, મન અને અન્ન. આ પાંચ પંચજન શબ્દથી લેવામાં આવે છે. પ્રાણાદિ પાંચ જડ છે માટે તેના પ્રેરક તરીકે કોઈ ચેતન હોવું જોઈએ. એ ચેતન તે પરમાત્મા જ છે. ઉપરના મંત્રમાં જોકે પ્રાણ આદિ ચાર જ બતાવ્યા છે પણ માધ્યંદિન-શાખાવાળા અન્ન શબ્દનો પણ ત્યાં પ્રયોગ કરે છે, એટલે કે અન્નનો પ્રેરક પણ પરમાત્મા છે. પ્રાણ આદિમાં જન શબ્દનો પ્રયોગ થાય છે. જેમકે प्राणो ह पिता प्राणो ह माता. છા. ૭૧૫-૧. પ્રાણ પિતા છે અને પ્રાણ માતા છે. પ્રાણ જીવનનો જનક છે. ચક્ષુ આદિ ઈંદ્રિયો જ્ઞાનનાં જનક છે તેથી પણ તેને 'જન' કહેવામાં આવે છે. એટલે પંચજન–પ્રાણાદિ પાંચ.

કેટલાક વિદ્વાનો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને નિષાદ આ પાંચને 'પંચજન' કહે છે. ઉક્ત બે પક્ષમાંથી ગમે તે પાંચ લઇ શકાય પણ 'पञ्च पञ्चजनाः' શબ્દથી સાંખ્યોક્ત પચ્ચીસ તત્ત્વો તો લઈ શકાય જ નહિ. ॥ ૧૨ ॥

જે લોકો પ્રાણાદિમાં 'अन्न'નો પાઠ નથી કરતા તેના મતમાં પાંચ સંખ્યા કેવી રીતે થઇ શકે? કાણ્વશાખાવાળા 'अन्न'નો પાઠ કરતા નથી એનો ઉત્તર આ સૂત્રમાં છે.

ज्योतिषैकेषामसत्यन्ने ॥ १३ ॥

પદાર્થઃ– (ज्योतिषा) જ્યોતિ શબ્દથી (एकेषाम्) કેટલાકના મતે (अन्ने असति) જો અન્ન શબ્દનો પાઠ ન કરતા હોય તો.

ભાવાર્થઃ– કાણ્વશાખા વાળા અન્ન શબ્દનો પાઠ કરતા નથી માટે તેના મતમાં 'यस्मिन् पञ्च पञ्चजनाः' ઈત્યાદિ મંત્ર પહેલાં तद्देवा ज्योतिषा ज्योतिः એવો પાઠ છે તેમાંથી 'જ્યોતિ' શબ્દની અનુવૃત્તિ લાવી પાંચની સંખ્યા પૂરી કરવી જેમકે પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, મન અને જ્યોતિઃ ।

માધ્યંદિન શાખાવાળાના મતમાં પ્રાણ. ચક્ષુ, શ્રોત્ર, મન અને અન્ન લેવાં અને આવી રીતે પાંચ સંખ્યા પૂરી કરવી. સર્વ વિદ્વાનોના

મતમાં પાંચ સંખ્યા સિદ્ધ થાય છે માટે 'પંચ પંચજન' શબ્દથી પાંચ પ્રાણો જ સ્વીકારવા યોગ્ય છે. ॥ ૧૩ ॥

ઉપનિષદોમાં સૃષ્ટિના મૂળકારણનું જુદા જુદા રૂપે પ્રતિપાદન કર્યું છે. એ માન્યતાનો ઉત્તર આ સૂત્રમાં આપે છે.

कारणत्वेन चाकाशादिषु यथाव्यपदिष्टोक्तेः ॥ १४ ॥

પદાર્થ :– (च) અને (आकाशादिषु) આકાશ આદિ પદાર્થોની સૃષ્ટિ (यथाव्यपदिष्टोक्तेः) જે પ્રમાણે કહેવામાં આવ્યું છે તે પ્રમાણે ભલે હો.

ભાવાર્થ :– તૈત્તિરીય ઉપનિષદમાં પરમાત્માએ પ્રથમ આકાશની ઉત્પત્તિ બતાવી છે જેમકે तस्माद् वा एतस्माद् आत्मनः आकाशः सभूतः। तै.उप

છાંદોગ્ય ઉપનિષદમાં પ્રથમ તેજની ઉત્પત્તિ બતાવી છે જેમકે तत् तेजोऽसृजत छा. ૬–૨–૩. પરમાત્માએ તેજ બનાવ્યું.

પ્રશ્નોપનિષદમાં પ્રથમ વાયુની ઉત્પત્તિ બતાવી છે જેમ કેઃ— स प्राणमसृजत प्राणात् श्रद्धाम्। प्रश्न उप. ૬–૨–૪. પરમાત્માએ પ્રાણ બનાવ્યો. આગળ વાયુની સૃષ્ટિ બતાવી છે એટલે અહીં સ્થૂલ વાયુ કરતાં સૂક્ષ્મ વાયુનું ગ્રહણ કરવું અને તે વધારે જીવનને ઉપયોગી છે એમ સમજવું

ઐતરેય ઉપનિષદમાં એકસાથે રચના બતાવી છે. જેમકે स इमान् लोकान् असृजत। ઐતરેય ઉપ. ૧–૧–૨. પરમાત્માએ આ લોકોને બનાવ્યા. ઉપનિષદનો આ પ્રતિપાદનમાં વિરોધ છે ખરો કે? ઉત્તરઃ– ખરી રીતે જોતાં આમાં કશો પણ વિરોધ નથી. ઉપલક દષ્ટિએ ભલે વિરોધ જણાય. તૈત્તિરીય ઉપનિષદ્‌માં ખાસ કોઈ ગુણને ધ્યાનમાં લઇ સૃષ્ટિ બતાવી નથી જ્યારે છાંદોગ્ય ઉપનિષદમાં ગુણોને ધ્યાનમાં લઈ સૃષ્ટિ બતાવી છે. રૂપ ગુણ ત્રણ મહાભૂતોમાં જ હોય છે. રોહિત (લાલ) રૂપ તેજનું, શુક્લ રૂપ પાણીનું

શ્યામ રૂપ પૃથ્વીનું બતાવ્યું છે, માટે તેજથી સૃષ્ટિ બનાવ્યાનું જણાવ્યું છે. આમ દષ્ટિભેદને લીધે જુદી જુદી રચના બતાવી હોય તો એમાં વિરોધ જેવું કશુ જ નથી. પ્રશ્નોપનિષદમાં મૂર્ત્તત્વ અને અધ્યાત્મતાને ધ્યાનમાં લઈ સૃષ્ટિ બતાવી છે. પ્રાણ મૂર્ત્ત પદાર્થ છે. મૂર્ત્ત એટલે પરિચ્છિન્ન પરિમાણવાળું દ્રવ્ય 'શ્રદ્ધા' એ આધ્યાત્મિક ગુણ વિશેષ છે, તેનો મહાભૂતોની સાથે કશો સંબંધ નથી.

સૂત્રકાર પોતે પણ આગળ જતાં અવિરોધ બતાવશે. છતાં ઉપલક દષ્ટિએ કોઇને વિરોધ જણાતો હોય તો પણ ઉપનિષદના હાર્દને (વિવક્ષિત અર્થને) કશો વાંધો આવતો નથી. ઉપનિષદ તો બ્રહ્મને જણાવવા જ પ્રવૃત્ત થયાં છે. કાર્યમાત્રને બનાવનાર બ્રહ્મ જ છે. આ બાબતમાં ક્યાંય પણ બેમત જોવામાં આવતા નથી. દરેક ઉપનિષદમાં 'જગતનું કારણ બ્રહ્મ જ છે' એમ બતાવવામાં આવ્યું છે. એ ઉપરથી સૂત્રકાર એ કહેવા માગે છે કે, સ્વતંત્ર જડકારણનું સમર્થન ઉપનિષદમાં ક્યાંય પણ નથી. જગતનું કારણ બ્રહ્મ છે અને બ્રહ્મને જાણીને જ મુક્તિ મેળવી શકાય છે. ब्रह्मविदाप्नोति परम् तै. २-१. तमेव विदित्वातिमृत्यु मेति ॥ શ્વેતાશ્વ. ઉપ. વગેરે જડ કાર્યોને જાણવાથી આત્મા અથવા પરમાત્માનું જ્ઞાન થતું નથી અને તેનાથી સંસારને પેલે પાર=બ્રહ્મપ્રકાશમાં પણ પહોંચાતું નથી એ ઉપનિષદોનું મહાસૂત્ર છે. ॥ ૧૪ ॥

હવે કારણવિષયક વિગાન (વિરોધિકથન)નું સમાધાન કરે છે.

समाकर्षात् ॥ १५ ॥

પદાર્થઃ- (समाकर्षात्) જ્યાં જગતનું કારણ બતાવ્યું છે ત્યાં અસ્પષ્ટ સ્થળોએ બ્રહ્મનું સમાકર્ષણ થાય છે.

ભાવાર્થઃ- ઉપનિષદમાં જે ઠેકાણે જગતનું મૂળ કારણ બ્રહ્મ સિવાય કોઈ અન્ય તત્ત્વ જણાય છે, ત્યાં ત્યાં બ્રહ્મની અનુવૃત્તિ લેવામાં આવે છે. જેમકે 'असद् वा इदमग्र आसीत् ॥ તૈ. ઉપ. ૨-૭.

પહેલાં અસત્ હતું. આ ઠેકાણે કેટલાક વિદ્વાનો એવું સમજે છે કે પ્રથમ કશું જ ન હતું. ततो वै सदजायत પછી 'સત્' ઉત્પન્ન થયું. આથી એવું સમજાય છે કે આ જગતની ઉત્પત્તિ શૂન્યમાંથી થઈ છે અને જગતનુ નિમિત્ત કારણ પણ શૂન્ય જ હતું' આ માન્યતા ખોટી છે. ઉપનિષદના અભ્યાસની પણ ઉક્ત વ્યાખ્યામાં ખામી જણાય છે.

ઉપરના વાકયમાં सोऽकामयत बहु स्या प्रजायेय પરમાત્માએ ઇચ્છયું કે હું જગતને બહુરૂપે બનાવું. स तपस्तप्त्वा इद सर्वमसृजत ॥ તૈ. ૨-૬. પરમાત્માએ જ્ઞાનરૂપ તપ કરી આ બધું બનાવ્યું. અહીં જે પરમાત્માનો નિર્દેશ થયો છે તેનું જ સમાકર્ષણ=અનુવૃત્તિ असद् वा इद मग्र असीत् વાકયમાં થાય છે. એટલે અર્થ આ પ્રમાણે થાય છે કે અવ્યાકૃત (असत्) બ્રહ્મ સૃષ્ટિ પહેલાં હતું. અભાવમાંથી ભાવ કદી થાય જ નહિ. જગત્‌ની સૂક્ષ્મઅવસ્થા–વિશિષ્ટ બ્રહ્મ જ असद् પદથી લેવામાં આવે છે. तद्धेद तर्ह्यव्याकृतमासीत् । બૃ. ૧-૪-૭.

જગત્ મૂળ ઉપાદાન કારણ પ્રથમ અવ્યાકૃત હતું. નામ રૂપના આકારે ન હતું. આ ઠેકાણે પણ નિરધ્યક્ષ એટલે કે ચેતન-રહિત કેવળ જડ જ હતું એમ માનવાનું નથી પણ, ચેતન બ્રહ્મસહિત જડતત્ત્વ અવ્યાકૃત સ્વરૂપમાં હતું, એમ સમજવું યોગ્ય છે. બ્રહ્મ અનાદિ સિદ્ધ વ્યાપક તત્ત્વ છે એનો અભાવ કદી પણ થઈ શકતો નથી, માટે કેવળ જડતત્ત્વ પ્રકૃતિ, માયા આદિ નામ-વાચ્ય જગતનું કારણ નથી. જડ તથા નિખિલ પ્રત્યગાત્માઓમાં બ્રહ્મ પ્રવિષ્ટ છે. એ જ સર્વનો પ્રશાસિતા=પ્રશાસન કરનાર છે. આ કારણથી કારણવાદમાં બ્રહ્મનું સ્થાન જ મુખ્ય છે. જડમાં સ્વયં ગતિ નથી. સ્વતઃજ્ઞાન નથી અને ઇચ્છા પણ નથી. માટે બ્રહ્મ જ જગતનું કારણ છે અને પ્રકૃતિની સમગ્ર ચેષ્ટા એને લીધે જ થાય છે. આથી સમજી શકાય છે કે બ્રહ્માધિષ્ઠિત જડતત્ત્વ જગતનું ઉપાદાન કારણ છે. ॥ ૧૫ ॥

હવે કૌષીતકિ બ્રાહ્મણોપનિષદમાં બાલાકિ અને અજાતશત્રુ વચ્ચે બ્રહ્મવિષયક જે સંવાદ થયો તેનું રહસ્ય આ સૂત્રમાં સમજાવે છે.

जगद्वाचित्वात् ॥ १६ ॥

પદાર્થઃ– (जगद्वाचित्वात्) यस्य वा एतत्कर्म અહીં કર્મ શબ્દ જગતનો વાચક હોવાથી.

ભાવાર્થ – કૌષીતકિ બ્રાહ્મણોપનિષદમાં બ્રહ્મર્ષિ બાલાકિ અને અજાતશત્રુ રાજાનો બ્રહ્મવિષયક સંવાદ આ પ્રમાણે છે. यो वै बालाक एतेषा पुरुषाणा कर्ता, यस्य वैतत्कर्म स वै वेदितव्यः ॥ कौ. ब्रा. ४-१८.

"ગર્ગગોત્રમાં ઉત્પન્ન થયેલ બાલાકિ ઉશીનર દેશમાં રહેતો હતો. તે વિદ્વાન્ હતો અને એ પોતાને બ્રહ્મજ્ઞાની સમજતો હતો, બ્રહ્મજ્ઞાનનું જરા અભિમાન પણ હતું. તે ફરતો ફરતો કાશીના રાજા અજાતશત્રુ પાસે આવ્યો અને રાજાને કહ્યું કે, હું તમને બ્રહ્મ શું છે એ સમજાવવા માગું છું. અજાતશત્રુ રાજા પણ વિદ્વાન્ હતો અને નિરભિમાન હતો. એણે ઉત્તર આપ્યો કે બહુ સારૂ, હું આના બદલામાં આપને હજાર રૂપિયા આપીશ. લોકો તો કહે છે કે બ્રહ્મજ્ઞાની તો જનક રાજા જ છે. આપ બ્રહ્મજ્ઞાની છો અને મારે ત્યાં પધારી મને બ્રહ્મજ્ઞાન આપો છો એ મારૂં અહો-ભાગ્ય છે આપની મોટી દયા છે.

બાલાકિ બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપવા લાગ્યો અને સૂર્યાદિ સત્તર પુરુષોને બ્રહ્મ તરીકે તેણે સમજાવ્યા, પણ અજાતશત્રુ રાજાએ દરેકમાં તેની અપૂર્ણતા સમજાવી. છેવટે બાલાકિને મૌન પકડવું પડ્યું એટલે અજાતશત્રુએ કહ્યું કે તેં જે પુરુષોને બ્રહ્મ કહ્યા છે એનો કર્તા અને આ જેનું કર્મ છે તેને જાણવો જોઈએ એ જ બ્રહ્મ છે.

બાલાકિનું અભિમાન ગળી ગયું અને તેણે વિચાર કર્યો કે આ

રાજાની પાસે મારે જ બ્રહ્મ સમજવું જોઇએ, તેથી હાથમાં સમિધા લઈ વિનમ્રભાવે તે રાજા પાસે ગયો અને બ્રહ્મ સમજાવવા વિનંતિ કરી.

રાજાએ કહ્યું કે, તું બ્રાહ્મણ છે અને હું ક્ષત્રિય છું. હું તને ઉપનયન આપી બ્રહ્મ સમજાવું એ તો પ્રતિલોમ ગણાય, એ મને અન્યાય લાગે છે, માટે તને જનોઇ આપ્યા વગર જ હું બ્રહ્મ સમજાવીશ.

ઉપર જે સંસ્કૃત વાકય આપવામાં આવ્યું છે તે વચન અજાતશત્રુ રાજાનું છે એમાં એમ કહ્યું છે કે, હે બાલાકે, એ પુરુષોનો કર્તા અને આ જેનું કર્મ છે તે બ્રહ્મ છે. પુરુષોના કર્તા એટલે જીવાત્માને કર્મ પ્રમાણે પુરુષનું શરીર આપવું તે. જીવાત્મા તો નિત્ય છે એનો કોઇ કર્તા નથી. यस्य एतत् कर्म જેનું આ કર્મ છે. અહીં 'આ કર્મ'નો ભાવ શો છે? સૂત્રકારે નિર્ણય કર્યો છે કે, આ કર્મ' એટલે જગત રૂપ કર્મ. એ પુરુષો અને એના સિવાય સમસ્ત જગત જેણે બનાવ્યું છે તે બ્રહ્મ છે અને એજ જાણવા યોગ્ય છે, તેં જે સૂર્યાદિ પુરુષો બતાવ્યા તે બ્રહ્મ નથી કારણ કે શરીરધારી પુરુષમાત્ર અસર્વજ્ઞ અલ્પશકિતવાળા અને જન્મ મરણવાળા હોય છે માટે બ્રહ્મ નથી. પણ એનો કર્તા અને એ સિવાય નિખિલ જગતનો જે કર્તા છે તે જ બ્રહ્મ છે ॥ ૧૬ ॥

અજાતશત્રુના ઉપદેશમાં જીવ અને મુખ્ય પ્રાણ પણ બ્રહ્મ તરીકે સમજાય છે એનો ઉત્તર આ સૂત્રમાં છે,

जीवमुख्यप्राणलिङ्गान्नेति चेत् तद्व्याख्यातम् ॥ १७ ॥

પદાર્થ :- ( जीवमुख्यप्राणलिङ्गात् ) જીવ અને મુખ્ય પ્રાણના ચિહ્ન હોવાથી (न) બ્રહ્મનું ગ્રહણ થતું નથી ( इति चेत् ) જો એમ કહેવામાં આવે તો ( तद्व्याख्यातम् ) તેનું વ્યાખ્યાન આગળ આવી ગયુ છે

ભાવાર્થ :- एष प्रज्ञात्मा एतैरात्मभिर्भुङ्क्ते । કૌષી બ્રા. ઉપનિષદ ૪-૨૦ આ બુદ્ધિમાન્ આત્મા આ આત્માઓ ( ઉપકરણો ) દ્વારા ઉપભોગ

કરે છે ઉપભોગ કરવો એ જીવાત્માનું ચિહ્ન છે. બ્રહ્મ ઉપભોગ કર્તા નથી.

अथ अस्मिन् प्राणे एकधा भवति । કૌષી. બ્રા. ઉપનિષદ. ૨–૧૯. છેવટે બધી ઇન્દ્રિયો અને મન પ્રાણમાં એકરૂપ બને છે. અહીં મુખ્ય પ્રાણ પ્રતીત થાય છે માટે એ પણ ઉપાસ્ય છે એમ માનવું જોઇએ આનો ઉત્તર એ છે કે, આ પ્રકરણની શરૂઆતમાં જ બ્રહ્મનો ઉપક્ષેપ કર્યો છે. જેમ કે ब्रह्म ते ब्रवाणि । કૌષી. બ્રા. ઉપ. ૪–૧. અહીં બાલાકિએ અજાતશત્રુને કહ્યું કે, ‘ હું તમને બ્રહ્મનો ઉપદેશ આપું ? ’ રાજાએ કહ્યું કે, ‘ આપો ’. પ્રકરણની મધ્યમાં પણ બ્રહ્મનો ઉપદેશ છે જેમકે यस्य चैतत्कर्म । કૌ. ૪–૧૮. આ જગતરૂપ કર્મ જેનું કર્મ છે તે બ્રહ્મ જ છે.

અંતમાં પણ બ્રહ્મનાં લક્ષણો જોવામાં આવે છે જેમકે सर्वान् पाप्मनोऽपहत्य सर्वेषां भूताना श्रैष्ठयं स्वाराज्यमाधिपत्यं पर्येति । કૌષી. ૪–૨૦. જે વિદ્વાન બ્રહ્મને આવી રીતે સમજે છે તે સર્વમાં શ્રેષ્ઠ બને છે. સ્વારાજ્ય મુક્તિ પામે છે અને સર્વનુ આધિપત્ય પણ મેળવે છે: આમ પ્રકરણનો ઉપક્રમ, મધ્ય ભાગ, અને ઉપસંહાર તપાસતાં આમાં બ્રહ્મનો જ ઉપદેશ આપવામાં આવ્યો છે, માટે જીવ અને મુખ્ય પ્રાણનો જે આભાસ જણાય છે તેનો પણ બ્રહ્મપરક જ અર્થ કરવો જોઇએ. બ્રહ્મને આશ્રિત થઈને જ જીવાત્મા ઉપભોગ કરે છે અને પ્રાણ પણ બ્રહ્મને જ આશ્રિત થઈને ટકી રહ્યો છે. માટે ત્યાં પણ બ્રહ્મ જ સમજવું જોઇએ. જો ત્રણેને વેદિતવ્ય અને ઉપાસનીય માનવામાં આવે તો ત્રણ પ્રકારની ઉપાસનાનો પ્રસંગ ઊભો થાય. અને એ તો અન્યાય્ય છે. પરમાત્મા એક જ ઉપાસ્ય છે. આ વાત આગળ ૧-૧-૩૧ સૂત્રના ભાષ્યમાં સમજાવવામાં આવી છે. ॥ ૧૭ ॥

આ પ્રકરણમાં જીવ અને મુખ્ય પ્રાણના ધર્મો જણાય છે તેનો ઉદ્દેશ મહર્ષિ જૈમિનિ જુદી રીતે સમજાવે છે. તેનું કથન આ સૂત્રમાં છે.

अन्यार्थं तु जैमिनिः प्रश्नव्याख्यानाभ्यामपि चैव मेके ॥ १८ ॥

પદાર્થઃ– (तु) આ તુ શબ્દ જીવથી બ્રહ્મ ભિન્ન છે એ બતાવવા માટે પ્રયુક્ત થયેલો છે (जैमिनिः) જૈમિનિ મુનિ (अन्यार्थम्) જીવના સ્વરૂપનું પ્રતિપાદન જીવથી બ્રહ્મ ભિન્ન છે એ માટે છે. (प्रश्नव्याख्यानाभ्याम् अपि) પ્રશ્ન અને વ્યાખ્યાનથી પણ (च एके) શાખાન્તરીય વિદ્વાનો માને છે એમ સમજાય છે.

ભાવાર્થઃ– કૌષીતકિ બ્રહ્મણોપનિષદમાં આ પ્રમાણે ઉપદેશ છે. બાલાકિ જ્યારે અજાતશત્રુ પાસે બ્રહ્મ સમજાવવા અસમર્થ બને છે, ત્યારે તે વિનમ્ર ભાવે અજાતશત્રુ પાસે જાય છે અને પોતાને બ્રહ્મ સમજાવવા જણાવે છે.

અજાતશત્રુ આ સંબંધે વિશેષ વ્યાખ્યાન ન આપતાં બાલાકિનો હાથ પકડી એક સુષુપ્ત પુરુષ પાસે જાય છે. પ્રથમ તો રાજાએ એ પુરુષને એના નામથી બોલાવ્યો પણ એ જાગ્યો નહિ. પ્રાણ તો શરીરમાં ચાલતો હતો. આથી એ સમજાયું કે, બોલાવવા છતાં પ્રાણ ઉત્તર આપતો નથી માટે પ્રાણ જડ છે, મૂળ જડ-તત્ત્વનો એ વિકાર છે માટે એ આત્મા નથી,

પછી રાજાએ એ સુષુપ્ત પુરુષને ખૂબ હચમચાવ્યો એટલે તે જાગ્યો અને શરીરમાં ચેતન આવ્યું એમ લાગ્યું. આથી રાજાએ બાલાકિને સમજાવ્યું કે, જે આ શરીરમાં અત્યારે ચેતન આવ્યું છે તે 'જીવ' છે, ઊંઘવું અને જાગવું એ જીવના ધર્મ છે બ્રહ્મના નહિ. પછી રાજાએ કહ્યું કે, આ ચેતન અત્યાર સુધી કયાં હતું અને કયાંથી આવ્યું? બાલાકિ કશું સમજ્યો નહિ એટલે રાજાએ કહ્યું કે, સુષુપ્તિમાં આ જીવાત્મા બ્રહ્મમાં સંયુક્ત થયો હતો અને જ્યારે આપણે ખૂબ હચમચાવ્યો ત્યારે તે બ્રહ્મમાંથી જ આવ્યો. કારણ કે, જીવાત્મા બ્રહ્મનો વ્યાપ્ય છે અને સુષુપ્તિ વખતે તે શરીર, ઇંદ્રિઓ અને મનથી રહિત બની જેમ સમુદ્રમાં માછલું રહે છે તેમ તે બ્રહ્મના એક ભાગમાં રહે

છે. આ ઠેકાણે ભાગની પણ કલ્પના જ કરવી પડે છે કારણ કે, બ્રહ્મ તો અખંડ છે, વાસના શેષ હોવાથી સુષુપ્ત પુરુષ બ્રહ્મમાંથી પાછો શરીરાદિમાં જોડાય છે.

પ્રાણમાં પરિસ્પંદ ક્રિયાના પરિણામો તો શરીરમાં સ્પષ્ટ અનુભવાય છે. હૃદયના ધબકારા વગેરે જાણી શકાય છે.

આમ જડ, જીવ અને પરબ્રહ્મ ત્રણે તત્ત્વો આ પ્રકરણમાં જણાવવા જીવ અને પ્રાણનો પરામર્શ કર્યો છે એમ જમિનિ મુનિનું માનવું છે.

વાજસનેયીય શાખાવાળા પણ એ જ જણાવે છે જેમકે 'यत्रैष एतत्सुप्तोऽभूद्य एष विज्ञानमयः पुरुषः तदेषा प्राणाना। विज्ञानेन विज्ञानमादाय य एषोऽन्तर्हृदय आकाशस्तस्मिञ्छेते' બૃ. ૨-૧-૧૭. આ વિજ્ઞાનમય જીવાત્મા=પુરુષ ઇંદ્રિયોની જ્ઞાન સાધનશક્તિને લઇને હૃદયની અંદર વિદ્યમાન આકાશમાં—પરબ્રહ્મમાં સ્થિર થાય છે. આકાશ શબ્દનો અર્થ બ્રહ્મ પણ થાય છે તે આગળ સમજાવવામાં આવ્યુ છે. ॥ ૧૮ ॥

હવે આત્મસાક્ષાત્કાર મુક્તિનું કારણ છે, તેમાં આત્માપદથી કયો આત્મા સમજવો ? ક્ષેત્રજ્ઞ (જીવાત્મા) કે પરમાત્મા તે નીચેના સૂત્રમાં સમજાવે છે.

वाक्यान्वयात् ॥ १९ ॥

પદાર્થ :– (वाक्यान्वयात्) વાકયોનો સંબંધ પરમાત્મામાં હોવાથી પરમાત્મવિજ્ઞાન મુક્તિનું સાધન છે.

ભાવાર્થ – બૃહદારણ્યકમાં યાજ્ઞવલ્કય અને મૈત્રેયીનો સંવાદ છે. જુઓ બૃહ. ૪-૫.

યાજ્ઞવલ્કયે મૈત્રેયીને પોતાની પાસે બોલાવી કહ્યું કે. 'હું હવે સંન્યાસ લેવા ઇચ્છુ છું. આપણી પાસે જે સંપત્તિ છે તે હું તને અને કાત્યાયનીને સરખે ભાગે વહેંચી આપું છું' મૈત્રેયી અને

કાત્યાયની અને યાજ્ઞવલ્કયની સ્ત્રીઓ હતી. મૈત્રેયી વિદુષી હતી જ્યારે કાત્યાયની અવિદુષી છતાં ઘરકામમાં કુશળ હતી.

મૈત્રેયીએ યાજ્ઞવલ્કયને કહ્યું કે, આપ મને ધનધાન્યથી ભરેલી પૃથ્વી આપો તેનાથી મને મુક્તિ મળે કે નહીં?

યાજ્ઞવલ્કય:- ના, ના; ધનધાન્ય આદિ જીવનનાં ઉત્તમ સાધન છે, તેનાથી સારી રીતે જીવી શકાય; બાકી ધન આદિથી મુક્તિ તો ન જ મળી શકે.

મૈત્રેયી:- જેનાથી હું મુક્ત ન થઈ શકું એવા સાધનોની મને જરૂર નથી. માટે તમે જે મુક્તિનું સાધન જાણતા હો તે મને કહો.

યાજ્ઞવલ્કય:- તારી આ જિજ્ઞાસાથી મને સંતોષ થાય છે અને આવી ઇચ્છાથી તેં મારામાં પ્રિયતા વધારી દીધી છે. જો સાંભળ, 'न वा अरे पत्युः कामाय पतिः प्रियो भवति आत्मनस्तु कामाय पतिः प्रियो भवति।' પતિમાં કામસુખ આપવાની શક્તિ છે તેથી પતિ પ્રિય નથી પણ એ સુખ આપવાની શક્તિ તો આત્મામાં છે, માટે આત્મા જ જાણવો જોઇએ. 'आत्मा वा अरे द्रष्टव्यः, श्रोतव्यो, मन्तव्यो निदिध्यासितव्यः मैत्रेयि, आत्मनि खल्वरे दृष्टे, श्रुते, मते विज्ञाते इदं सर्वं विदितम्।' આત્માને જાણવાથી આ બધું વિદિત થઈ જાય છે. આ ઠેકાણે જોકે 'આત્મા' પદથી જીવાત્મા સમજાય છે, કારણ કે કોઇ વસ્તુ પ્રિય લાગવી કોઇ પ્રિય ન લાગવી એ જીવાત્માનો ધર્મ છે,- પરમાત્માનો નહિ, છતાં પરમાત્મા જીવાત્મામાં પણ વ્યાપક હોવાથી અને આનંદસ્વરૂપ હોવાથી એ આત્માને જાણવાનું કહ્યું છે. એને જાણવાથી જીવાત્માનું સ્વરૂપ અને જડ સૃષ્ટિનું સ્વરૂપ પણ જણાઇ જાય છે. પતિ આદિ સાધનો દ્વારા પરમાત્મા જ બધાને આનંદ આપે છે. एष एव हि आनन्दयाति। तैत्ति. ૨-૭. પરમાત્માનું જ્ઞાન થયા પછી આનંદને માટે પત્યાદિ

સાધનોની જરૂર રહેતી નથી, તેમ શરીરની પણ જરૂર રહેતી નથી. અહીં કેટલાક શંકા કરે છે કે: મર્યા પછી જીવાત્મા જેવી કોઈ વસ્તુ જ રહેતી નથી તો પછી મુક્તિ ભોગવનાર કોણ? न प्रेत्य संज्ञा अस्ति । बृह. ૪-૫-૧૩. મર્યા પછી સંજ્ઞા રહેતી નથી. આનો ઉત્તર એ છે કે: મર્યા પછી કેવળ સંજ્ઞા જ રહેતી નથી, સ્વરૂપ તો રહે છે. ગંગા સમુદ્રમાં મળ્યા પછી ગંગા એવી સંજ્ઞા ન રહે પણ એના સ્વરૂપ (પાણી)નો નાશ થતો નથી. બ્રહ્મજ્ઞાન થયા પછી જીવાત્મા નામરૂપથી મુક્ત થઈ પરમાત્મામાં સ્વરૂપથી જ રહે છે અને આનંદ ભોગવે છે. अविनाशी वा अरे अयमात्मा. આ કારણથી આત્માને જાણવો જોઈએ, એટલે પરમાત્માને જ જાણવો જોઈએ, એવું સૂત્રકારનુ અહીં કથન છે. કારણ કે આત્માને જાણવાનું જે વાકય છે તેનો સંબંધ પરમાત્માને જ લાગુ પડે છે. ॥ ૧૯ ॥

આશ્મરથ્ય આચાર્યનું ક્ષેત્રજ્ઞ અને પરમાત્મા સંબંધી જે માનવું છે તે આ સૂત્રમાં બતાવે છે:

प्रतिज्ञासिद्धेर्लिङ्गमाश्मरथ्यः ॥ ૨૦ ॥

પદાર્થ:– (प्रतिज्ञासिद्धेः) પ્રતિજ્ઞાની સિદ્ધિ થતી હોવાથી (लिङ्गम्) પરમાત્મામાંથી જીવ ઉત્પન્ન થાય છે એમ માનવું જોઈએ (आश्मरथ्यः) એવું આશ્મરથ્ય આચાર્ય માને છે.

ભાવાર્થ:– માટીમાંથી ઘડો ઉત્પન્ન થાય છે માટે માટીને જાણવાથી ઘડાનું સ્વરૂપ જણાય છે; તેમ બ્રહ્મમાંથી જીવ ઉત્પન્ન થાય તો જ બ્રહ્મને જાણવાથી જીવાત્માનું સ્વરૂપ જણાય. જડ પદાર્થો પણ બ્રહ્મમાંથી જ ઉત્પન્ન થાય છે એમ માનવું જોઈએ, એટલે બ્રહ્મને જાણવાથી સમસ્ત જડ અને ચેતન જણાઈ જાય છે. જો બ્રહ્મમાંથી જડ અને ચેતન ન ઉત્પન્ન થતાં હોય અને અલગ જ એની સત્તા હોય તો બ્રહ્મને જાણવાથી બીજું શી રીતે જણાય? અન્યને જાણવાથી અન્ય ન જણાય. માટે બ્રહ્મ અને

જીવાત્માનો કાર્યકારણભાવ માનવો જોઈએ. બ્રહ્મ કારણ છે અને જીવ અને જડ એનાં કાર્ય છે. કારણને જાણવાથી કાર્ય પણ જાણી શકાય છે, કેમ કે કારણ અને કાર્યનો અભેદ હોય છે. ઘડાનું સ્વરૂપ નાશ પામે એટલે એ માટી જ બની રહે છે, તેમ જીવનું સ્વરૂપ નાશ પામ્યા પછી તેના કારણરૂપ બ્રહ્મ જ તે બની રહે છે. એટલે જીવની ઉત્પત્તિ પણ છે અને નાશ પણ છે. ઉપનિષદનાં વાક્યો પણ આ વાતને પુષ્ટ કરે છે. જેમકે, आत्मा वा इदमेक अग्र आसीत् । ઐતરેય ઉપ. ૧-૧-૧.

यथा सुदीप्तात् पावकाद् विस्फुलिङ्गा सहस्रशः प्रभवन्ते सरूपाः । तथा अक्षराद् विविधा सोम्य भावाः प्रजायन्ते अत्र चैवापि यन्ति ॥ આવું માનવું આશ્મરથ્ય આચાર્યનું છે, પણ આ વૈદિક સિદ્ધાંતને અનુસરતું નથી. ઉપનિષદના ઉપરનાં વાકયમાં જડ અને ચેતનની અપૂર્વ ઉત્પત્તિ બતાવી નથી. બ્રહ્મના એકદેશમાં અવ્યાપ્ય થઇ રહેલાં જડ અને ચેતનનું પ્રકટીકરણ જ માત્ર એમાં બતાવ્યું છે. આને માટે વિશેષ આગળ કહેવામાં આવશે. ॥ ૨૦ ॥

હવે ઔડુલોમિ આચાર્ય ક્ષેત્રજ્ઞ અને બ્રહ્મના સંબંધમાં પોતાનો મત બતાવે છે:

उत्क्रमिष्यत एवं भावादित्यौडुलोमिः ॥ २१ ॥

પદાર્થ:– (उत्क्रमिष्यतः) શરીરમાંથી ઉત્ક્રમણ કરનાર જીવાત્માનો (एवमभावात्) એવો ભાવ થતો હોવાથી (इति औडुलोमिः) આત્મ-શબ્દથી પરમાત્માનું પ્રતિપાદન કર્યું છે.

ભાવાર્થ:– ઔડુલોમિ આચાર્યનું એવું માનવું છે કે, મહર્ષિ યાજ્ઞવલ્ક્યે आत्मा द्रष्टव्यः આત્માનું દર્શન કરવું જોઈએ, આત્માને જાણ્યા પછી બધું જણાઈ જાય છે. आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति આત્માને લીધે જ બધું પ્રિય લાગે છે. આ ઠેકાણે સ્પષ્ટ રીતે આત્માનો અર્થ જીવાત્મા જ થાય છે, છતાં જ્યારે તે મુક્ત થાય છે ત્યારે

તેનો પરમાત્મા સાથે અભેદ થાય છે, માટે અભેદબુદ્ધિને ધ્યાનમાં રાખી જીવાત્માના અભિધાનથી પરમાત્માનું કથન કર્યું છે.

જીવાત્મા બ્રહ્મમાંથી ઉત્પન્ન થતો હોય તો न जायते म्रियते वा विपश्चित् । कठोप. ૧–૨–૧૮. 'આત્મા (જીવાત્મા અને પરમાત્મા) જન્મતો નથી અને મરતો નથી.' આ વેદાંત સાથે સ્પષ્ટ વિરોધ છે, માટે આશ્મરથ્ય આચાર્ય જીવની ઉત્પત્તિ માને છે તે ઠીક નથી.

વળી જો જીવાત્મા બ્રહ્મમાંથી ઉત્પન્ન થતો હોય તો બ્રહ્મ શુદ્ધ હોવાથી તેમાંથી ઉત્પન્ન થતો જીવ પણ શુદ્ધ હોવો જોઇએ. જો જીવાત્મા શુદ્ધ હોય તો આત્મશુદ્ધિને માટે લખવામાં આવેલાં બધાં શાસ્ત્રો નકામાં થઇ પડે. પરમાત્માના દર્શન કરવા માટે જીવાત્માને કશા પ્રયત્નની પણ જરૂર રહેતી નથી. જેમ માટીમાંથી ઉત્પન્ન થયેલો ઘડો વગર પ્રયત્ને માટી થઇ રહે છે, તેમ જીવાત્મા પણ મરણ પછી વગર પ્રયત્ને બ્રહ્મ થઈ રહેશે. વળી વગર કારણે બ્રહ્મનો ટુકડો થયો જ કેમ? જો પાપ અને પુણ્યને લીધે એ ટુકડો થયો હોય તો એ પાપ અને પુણ્યનો આધાર કોણ? બ્રહ્મ તો શુદ્ધ જ હતું એમાં પાપ અને પુણ્ય ન જ સંભવે. જીવાત્માનું તો અસ્તિત્વ જ નહોતું. આવા અનેક કારણોને લીધે જીવાત્માની ઉત્પત્તિ માનવી એ ઔડુલોમિ આચાર્યને ઠીક લાગતું નથી, માટે આ આચાર્યના મતમાં જીવની ઉત્પત્તિ નથી. પણ अथ य एष सम्प्रसादोऽस्मात् शरीरात् समुत्थाय परं ज्योतिरुपसपद्य स्वेन रूपेण अभिनिष्पद्यते । છા. ૮-૩-૪. આ જીવાત્મા અનેક જન્મજન્માંતરો સુધી શુદ્ધ થવાનો પ્રયત્ન કરી, આત્માનો સાક્ષાત્કાર કરી, શરીરમાંથી નીકળી પરમજ્યોતિસ્વરૂપ પરમાત્મામાં મળી જાય છે, એટલે કે પરમાત્મા રૂપે બની રહે છે.

આથી એમ સમજાય છે કે, ઔડુલોમિ આચાર્ય જીવાત્માની ઉત્પત્તિ માનતા નથી, પણ અંતે તો તે પરમાત્મામાં મળી અભિન્ન બને છે. ભાવ એ છે કેઃ મુક્ત થયા પછી જીવ અને બ્રહ્મનો

અભેદ, અને મુક્ત થયા પહેલાં સંસારી અવસ્થામાં જીવ અને બ્રહ્મનો ભેદ છે.

આ આચાર્યનો મત પણ વૈદિક સિદ્ધાંતને પૂરેપૂરો અનુસરતો નથી. જે અનાદિ સિદ્ધ એકમ હોય તે અન્યરૂપે કદીપણ બને જ નહિ, અનાદિ એકમનો ભેદ પણ અનાદિ જ હોય છે. આ સંબંધે પણ આગળ વિચાર થશે. ॥ ૨૧ ॥

હવે કાશકૃત્સ્નનો મત બતાવે છે:

अवस्थितेरिति काशकृत्स्नः ॥ २२ ॥

પદાર્થ:- ( अवस्थितेः ) સદૈવ અવસ્થિતિ હોવાથી જીવાત્મા સદૈવ બ્રહ્મથી ભિન્ન જ રહે છે ( इति ) એવું ( काशकृत्स्नः ) કાશકૃત્સ્ન આચાર્ય માને છે.

ભાવાર્થ:- કાશકૃત્સ્ન આચાર્યને ઔડુલોમિના મતમાં એ દોષ જણાય છે કે, સાંસારિક અવસ્થામાં જીવાત્મા અને પરમાત્માનો સ્વાભાવિક ભેદ છે, તો પછી જીવાત્માને મુક્તિ મળ્યા પછી પણ એ ભેદ રહેવો જ જોઇએ. જો જીવાત્માના ભેદનો નાશ થાય તો જીવાત્માના સ્વરૂપનો પણ નાશ જ થાય. અને જો એ વાત પણ સ્વીકારવામાં આવે તો મુક્તિ મેળવનાર અને ભોગવનાર કોણ? ભોક્તા વગર ભોગ હોય જ નહિ. જીવાત્માના સંબંધમાં કઠોપનિષદમાં લખ્યું છે કે न जायते म्रियते वा विपश्चिन्नायं कुतश्चिन्न बभूव कश्चित्। कठोप. ૧-૨-૧૮. જીવાત્મા જન્મતો નથી, મરતો નથી અને કોઇનાથી પણ થયો નથી. जीवापेतं वाव किलेदं म्रियते न जीवो म्रियते। छा. ૬-૧૧-૩. જીવ સિવાય બધી જ કાર્યવસ્તુઓ નાશ પામે છે, જીવ નાશ પામતો નથી. આથી સ્પષ્ટ થાય છે કે જીવની અવસ્થિતિ નિત્ય છે. પરમાત્માની પણ અવસ્થિતિ નિત્ય છે. બને ઉપર આત્મત્વ ધર્મ એકસરખો જ છે. સાંસારિક અવસ્થામાં પણ જીવાત્મા બ્રહ્મમાં છે પણ અજ્ઞાનસહિત છે, અને પુણ્યપાપાદિક પણ સાથે હોવાથી તે બ્રહ્મનો આનંદ મેળવી શકતો નથી, માટે એણે પરમાત્માનો સાક્ષાત્કાર કરવો જોઇએ. એને માટે શ્રવણ, મનન, નિદિધ્યાસન,

ઈંદ્રિયનિગ્રહ અને મનની પવિત્રતા વગેરે કરવાં જ જોઈએ, આનું નામ જ ઉપાસના છે. આત્મા (બ્રહ્મ)ને જાણ્યા પછી કશું અવિદિત રહેતું નથી. આવો ઉપદેશ યાજ્ઞવલ્કયે પોતાની સ્ત્રી મૈત્રેયીને આપ્યો હતો. કાશકૃત્સ્ન આચાર્યના મતમાં ઈશ્વર, જીવ અને પ્રકૃતિની અવસ્થિતિ કાયમની છે, માટે એ મત વૈદિક સિદ્ધાંતને અનુસરે છે. ॥ ૨૨ ॥

હવે 'પ્રકૃતિ'ને જગત અર્થાત્ કાર્યજગત્‌ના ઉપાદાન તરીકે બતાવે છેઃ

प्रकृतिश्च प्रतिज्ञादृष्टान्तानुपरोधात् ॥ २३ ॥

પદાર્થઃ– (च) અને (प्रकृतिः) પ્રકૃતિ ઉપાદાનકારણ છે (प्रतिज्ञादृष्टान्तानुरोधात्) પ્રતિજ્ઞા અને દૃષ્ટાન્તની સફલતા થતી હોવાથી.

ભાવાર્થઃ– બ્રહ્મ જગતનું નિમિત્તકારણ છે એ जन्माद्यस्य यतः ઈત્યાદિ સૂત્રોથી બતાવવામાં આવ્યું છે, પણ એકલા નિમિત્તકારણથી કોઈપણ કાર્ય બની શકતું નથી. એકલો સોની જ હોય અને તેની પાસે સોનું ન હોય તો તે કોઈપણ ઘરેણું બનાવી શકતો નથી અને માટી વગર કુંભાર ઘડો બનાવી શકતો નથી. માટે સોની અને કુંભારને ઉપાદાન તરીકે સોના અને માટીની જરૂર પડે છે. તેમ પરમાત્માને ઉપાદાન તરીકે પ્રકૃતિની જરૂર પડે છે. ભલે પછી એ પ્રકૃતિ સાંખ્યશાસ્ત્રાભિમત ન હોય, પણ જડકાર્યવર્ગનું કોઈ જડ ઉપાદાનકારણ તો હોવું જ જોઈએ, વેદમાં - પણ द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते । ऋग्वेद । પ્રકૃતિને વૃક્ષ તરીકે બતાવવામાં આવી છે અને એ જ ઉપાદાનકારણ છે. ઉપનિષદમાં પણ કહેવામાં આવ્યું છે કે ते ध्यानयोगानुगता अपश्यन् देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम् ॥ श्वेताश्व. ૧–૩. ઋષિઓએ ધ્યાનસ્થ થઈ મનન કર્યું તો તેમને સ્વગુણોથી નિગૂઢ એવી દેવાત્મશકિત જણાઈ. આ ઠેકાણે દેવાત્મશક્તિ એટલે પ્રકૃતિ અથવા માયા. માયામાંથી–પ્રકૃતિમાંથી

માયી=પ્રકૃતિનો અધિષ્ઠાતા પરમેશ્વર જગતનું સર્જન કરે છે. अस्मान्मायी सृजते विश्वमेतत् ॥ श्वेताश्व. ૪–૯.

પ્રતિજ્ઞા અને દૃષ્ટાંતની સફલતા પણ પ્રકૃતિને માનવાથી જ થઈ શકે છે. कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवति । मुण्डक. ૧–૧–૩. કોને જાણવાથી આ બધું વિજ્ઞાત થઈ જાય? आत्मनि खल्वरे दृष्टे श्रुते मते विज्ञाते इदं सर्वं विदितम् । આ વાક્યો પ્રતિજ્ઞાને સૂચવે છે. કોને જાણવાથી બધું જાણીતું થઈ જાય? પરમાત્માને જાણવાથી આ બધું વિદિત થઈ જાય છે. આ થઈ પ્રતિજ્ઞા.

एकेन लोहमणिना सर्वं लोहमयं विज्ञातं स्यात् । છા. ૬-૧-૪. यथा पृथिव्यामोषधयः सम्भवन्ति । मुण्डक ૧-૧-૭. આ દૃષ્ટાન્તો છે. એક લોઢાને જાણવાથી તેમાંથી બનેલી બધી જ વસ્તુ લોહમય છે એમ જાણી શકાય છે તથા પૃથ્વીમાંથી જેમ ઓષધિઓ ઉત્પન્ન થાય છે તેમ પરમાત્માની વ્યાપ્યભૂત પ્રકૃતિમાંથી ઓષધિ આદિ બધું જ ઉત્પન્ન થાય છે. પ્રકૃતિને માન્યા વગર આ દૃષ્ટાન્તો સમર્થિત થઈ શકે નહિ.

પરમાત્મા સર્વવ્યાપક છે એટલે એને જાણવાથી બધું જાણી શકાય છે. પ્રકૃતિમાં પણ એ વ્યાપક છે માટે પ્રકૃતિને પણ જાણી શકાય છે.

કેટલાક વિદ્વાનો કહે છે કે: ઉપાદાનકારણથી નિમિત્તકારણ અલગ હોવાથી નિમિત્તકારણ જાણવાથી ઉપાદાનકારણ અને તેનાં કાર્યો જાણી શકાય નહિ. કુંભારરૂપ નિમિત્તકારણને જાણવાથી માટી અને તેનાં કાર્યોને જાણી શકાતાં નથી.

આ ઠેકાણે સમજવાની એ ભૂલ થાય છે કે કુંભાર સર્વવ્યાપક નથી જ્યારે પરમાત્મા તો સર્વવ્યાપક છે, તે ઉપાદાનકારણથી અલગ હોઈ શકે જ નહિ. સદૈવ સાથે રહેવાથી નિમિત્તકારણ કંઈ ઉપાદાન બની જતું નથી. અન્નમાંથી જીવાત્મા શરીર બનાવે છે અને શરીરમાં સાથે જ રહે છે, એથી નિમિત્તકારણ-

૩૫ જીવાત્મા શરીરનું ઉપાદાનકારણ બનતો નથી. શરીરનું ઉપાદાનકારણ તો અન્નાદિ પદાર્થો જ હોય છે.

આથી સમજી શકાશે કે જગતનું ઉપાદાનકારણ પ્રકૃતિ છે અને નિમિત્તકારણ બ્રહ્મ છે. બ્રહ્મ અને એની પ્રકૃતિ=મૂળ અચેતન કારણ સદૈવ સાથે જ રહે છે. વ્યાપ્ય વસ્તુ વ્યાપકને છોડી અલગ ન રહે, એ સર્વ કોઇ સમજી શકે છે.

'બ્રહ્મમાંથી' જગત બને છે. અહીં બ્રહ્મને પાંચમી વિભક્તિ લાગી છે. પાંચમી વિભક્તિ અપાદાન કારકને જ લાગે છે અને જે અપાદાન કારક હોય તે જ ઉપાદાન હોય છે, આવું માનવાની પણ ભૂલ ન કરવી જોઇએ. અગ્નિમાંથી ધુમાડો નીકળે છે. અહીં પણ અગ્નિને પાંચમી વિભક્તિ લાગી છે; એટલે શું ધુમાડાનું ઉપાદાનકારણ અગ્નિ છે? નહીં જ. ધુમાડાનું કારણ તો પાણી છે અને અગ્નિ તેનું નિમિત્તકારણ છે, માટે જ લીલા ઈંધનમાંથી ધુમાડો નીકળે છે. अग्नेर्धूमो जायते । पर्वतो वह्निमान् धूमात् ॥ અહીં ધૂમને પાંચમી વિભક્તિ હેતુમાં આવી છે એ પણ ધ્યાનમાં લેવું જોઈએ. यतो वा इमानि भूतानि जायन्ते। तैत्तिरीय उप. ૩-૧. અહીં 'यतः' પાંચમી વિભક્તિના અર્થમાં 'तः' નથી પણ તૃતીયા વિભક્તિના અર્થમાં છે અને તેથી નિમિત્તકારણ પરમાત્મા જ સમજી શકાય છે. સર્વ વિભકિતના અર્થમાં तस् પ્રત્યય લાગે છે એ પાણિનીય વ્યાકરણ જાણનારા સમજી શકે છે. प्रमाणतोऽर्थप्रतिपत्तिः આ ઠેકાણે प्रमाणतः માં तस् પ્રત્યય ત્રીજી વિભક્તિના અર્થમાં આવેલો છે એટલે प्रमाणेन अर्थप्रतिपत्तिः પ્રમાણથી અર્થનું જ્ઞાન થાય છે. આવા પ્રયોગો પુષ્કળ છે. માટે यतो वा इमानि ઈત્યાદિમાં પરમાત્માને ઉપાદાન તરીકે બતાવેલ છે એવું માનવાનો આગ્રહ ન રાખવો જોઇએ.

'सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्।' છાંદોગ્ય. ૬-૨-૧. હે સોમ્ય શ્વેતકેતો, સૃષ્ટિ બન્યાં પહેલાં 'સત્' જ એક હતું અને તે

અદ્વિતીય હતું. આ ઉપરથી કેટલાક વિદ્વાનો સમજતા હોય છે કે સૃષ્ટિ પહેલાં બ્રહ્મ સિવાય બીજું કશું ન હોતું. પણ અહીં 'सत्' નો અર્થ સમજવો જોઈએ. જેમાં સત્તા હોય તે 'सत्' કહેવાય છે. સત્તા તો જેમ બ્રહ્મમાં છે તેમ પ્રકૃતિ અને જીવાત્મામાં પણ છે, માટે ત્રણે 'सत्' કહી શકાય. એટલે સૃષ્ટિ પહેલાં ઈશ્વર, જીવ અને પ્રકૃતિ હતાં. 'सत्' એ સામાન્ય નામ છે, માટે એકવચનમાં પ્રયુકત થયું છે. 'માણસ એકલો જ સ્પષ્ટ વાણી બોલી શકે છે.' અહીં શું એક જ માણસ–વ્યકિતનો બોધ થાય છે? નહીં જ. સર્વપુરુષ અને સર્વસ્ત્રીઓનો બોધ 'માણસ' શબ્દથી થાય છે. તેમ सत् શબ્દથી ઈશ્વર, જીવ અને પ્રકૃતિ અવગત થાય છે. અને ઉપનિષદમાં सत्‌ને સામાન્ય નામ તરીકે એકવચનમાં મૂકયું છે. બ્રહ્મ સચ્ચિદાનંદ છે, જીવાત્મા સચ્ચિત્ છે અને પ્રકૃતિ 'સત્' છે; આ પ્રયોગો પણ ધ્યાનમાં લેવા યોગ્ય છે; કારણ કે અહીં ત્રણેને માટે सत् શબ્દ પ્રયોજાય છે. આ ઉપરથી સમજી શકાય છે કે પ્રતિજ્ઞા અને પ્રકૃતિનો ઉપરોધ ન થતો હોવાથી પ્રકૃતિ જગતનું ઉપાદાનકારણ છે. અહીં એ પણ સમજવું જોઇએ કે, પ્રકૃતિને જેમ કેટલાક સાંખ્યશાસ્ત્રનિષ્ણાતો સ્વતંત્ર માને છે તેમ વેદાંતમાં પ્રકૃતિ સ્વતંત્ર માનવામાં આવી નથી, એ તો બ્રહ્મને આધીન છે અને બ્રહ્મના એકદેશમાં રહી છે. એને શક્તિ કહી છે અને એ શક્તિ બ્રહ્મની છે. ॥ ૨૩ ॥

અચેતન અને અસ્વતંત્ર પ્રકૃતિ વિચારપૂર્વક સૃષ્ટિના રૂપમાં પરિણમી શકતી નથી, માટે સર્જન પહેલાં જે વિચાર–સંકલ્પ જોઈએ તે કયાંથી આવે છે તે આ સૂત્રમાં બતાવે છે:

अभिध्योपदेशाच ॥ २४ ॥

પદાર્થ:– (च) च શબ્દ સંકલ્પમાં કારણતા સૂચવે છે. (अभिध्योपदेशात्) અભિધ્યાનો ઉપદેશ હોવાથી.

ભાવાર્થ :– अनागतेच्छा सकल्पः अभिध्या । ભવિષ્યની ઇચ્છાનો સંકલ્પ કરવો તેનું નામ અભિધ્યા છે. જડ પ્રકૃતિમાં સંકલ્પ અથવા અભિધ્યા હોઇ શકે નહિ, માટે ચેતન બ્રહ્મ જ સંકલ્પ કરે છે. सोऽकामयत बहु स्या प्रजायेय ॥ तैत्तिरीय उप. ૨–૬. પરમાત્માએ ઇચ્છા કરી કે હું બહુ થાઉં એટલે કે જગતને જન્માવું. આ પ્રમાણે ઇચ્છા કરી स तपोऽतप्यत તેણે તપ તપ્યો. તપ એટલે यस्य ज्ञानमय तपः જ્ઞાન એ જ પરમાત્માનું તપ છે. આ પ્રમાણે ઇચ્છા અને વિચારનું નામ 'અભિધ્યા' છે. આવી અભિધ્યા ચેતન બ્રહ્મ જ કરે છે. મનુસ્મૃતિમાં પણ કહ્યું છે કે: सोऽभिध्याय शरीरात् स्वात् सिसृक्षुर्विविधाः प्रजाः । अप एव ससर्जादौ तासु बीजमवासृजत् ॥ मनु. ૧ ૮. પરબ્રહ્મ પરમાત્માએ અભિધ્યા કરી અને પછી વિવિધ પદાર્થોને બનાવવાના ઇચ્છુ પરબ્રહ્મે પ્રથમ પ્રકૃતિરૂપ પોતાના શરીરમાંથી જળની સૃષ્ટિ કરી અને તેમાંથી પછી આગળ પદાર્થો બનાવ્યા. અહીં પણ મનુએ પ્રકૃતિને બ્રહ્મનુ શરીર બતાવ્યુ છે. આમ સૂક્ષ્મ પ્રકૃતિમાંથી સ્થૂલ સૃષ્ટિ પરમાત્માએ જ બનાવી છે. પ્રકૃતિમાં થયેલી આ બનાવટને જ પરિણામ કહે છે. આમ સંકલ્પપૂર્વક અને વિચારપૂર્વક આ સૃષ્ટિ થઈ છે. ॥ ૨૪ ॥

કાર્ય કરવામાં ઉપાદાનકારણ અને નિમિત્તકારણ બંને જોઇએ અને તેનો ઉપદેશ ઉપનિષદોમાં છે તે આ સૂત્રમાં બતાવે છે:–

साक्षाच्चोभयाम्नानात् ॥ ૨૫ ॥

પદાર્થ:– (च) અને ( साक्षात् ) ઉપનિષદોમાં ( उभयाम्नानात् ) બંનેનું આમ્નાન થતું હોવાથી.

ભાવાર્થ – ઉપનિષદમાં ઉપાદાન અને નિમિત્તકારણનું આમ્નાન–વારંવાર કથન આવે છે. અથવા અનાદિકથન છે. જેમકે 'अजामेका लोहितशुक्लकृष्णाम् ।' श्वेताश्व उप. ૪–૫. આ મંત્રમાં અનાદિ પ્રકૃતિ–ઉપાદાનકારણ બતાવવામાં આવ્યું છે અને એમાંથી अस्मान्मायी

सृजते विश्वमेत् । આ વિશ્વને માયાનો સ્વામી બનાવે છે. માયા એટલે પ્રકૃતિ.

स्वयंभूर्याथातथ्यतोऽर्थान् व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः । સ્વયંભૂ પરમાત્માએ શાશ્વત પ્રકૃતિરૂપ ઉપાદાનકારણમાંથી સત્ય પદાર્થો બનાવ્યા છે, મિથ્યા નહિ. આ પ્રમાણે ઉપાદાન અને નિમિત્ત બંને કારણો ભિન્ન-ભિન્ન છે. ॥૨૫॥

આત્માના પ્રયત્નથી પ્રકૃતિમાં પરિણામ થાય છે એ આ સૂત્રમાં બતાવે છે :

आत्मकृतेः परिणामात् ॥ २६ ॥

પદાર્થ :– (आत्मकृतेः) આત્માના પ્રયત્નથી (परिणामात्) પરિણામ થતો હોવાથી બ્રહ્મ નિમિત્ત અને પ્રકૃતિ ઉપાદાનકારણ છે.

ભાવાર્થ :– પરિણામ એટલે વિકાર. આત્મામાં અર્થાત્ પરમાત્મામાં પ્રયત્ન નામનો ગુણ છે તેને લીધે અચેતન પ્રકૃતિમાં– ઉપાદાનકારણમાં ગતિ ઉત્પન્ન થાય છે અને પછી તેમાં પરિણામ થવા માંડે છે. પરિણામ, વિકાર અને કાર્ય આ ત્રણે અર્થોમાં કશો ભેદ જણાતો નથી. तदात्मान स्वयमकुरुत । तैत्तिरीय उप. २–७. તે બ્રહ્મે આત્માને પોતાની જાતે બનાવ્યો. અહીં કર્તા તરીકે બ્રહ્માત્મા બતાવ્યો છે અને કર્મ તરીકે પણ આત્માને જ બતાવ્યો છે. આથી કર્તા અને કર્મ એક જ વસ્તુ જણાઈ આવે છે અને એ પ્રમાણે હોવું એ શક્ય નથી. કર્તા અને કર્મ જુદાં જ હોવાં જોઈએ. આનું સમાધાન કેટલાક આચાર્યો, વેદાન્ત કહે છે માટે કર્તા અને કર્મ એક પણ હોઈ શકે અને જુદા પણ હોઇ શકે. વૈદિક સિદ્ધાંત આથી જુદો પડે છે. ગમે તેટલો નટ હોશિયાર હોય તોપણ તે પોતાના જ ખભા ઉપર ચડી શકે નહિ. માટે અહીં ઉપનિષદનો ભાવ સમજવો જોઇએ. આ ઠેકાણે आत्मानम् જે કર્મ તર્ં તેનો અર્થ શરીર થાય છે

आत्मा चित्ते धृतौ यत्ने धिषणाया कलेवरे ।
परमात्मनि जीवे ऽर्के हुताशनसमीरयोः ॥

(જુઓ, અમરકોષની ટીકા)

આત્મા = ચિત્ત, ધૃતિ, યત્ન, ધિષણા, કલેવર (શરીર), પરમાત્મા, જીવ, અર્ક (સૂર્ય) હુતાશન, સમીર અને સ્વભાવ.

આ કોષ પ્રમાણે ઉક્ત વેદાન્ત-વાકયનો અર્થ 'પરમાત્માએ પોતાના શરીરભૂત અચેતન (પ્રકૃતિ) માં પરિણામ ઉત્પન્ન કર્યો' એમ થાય છે.

અહીં કેટલાક આચાર્યો બ્રહ્મમાં અનિર્વચનીય માયાનો આશ્રય લઇ એમ કહે છે કે તેમાં પરિણામ (વિવર્ત) બ્રહ્મ પોતે કરે છે; માટે બ્રહ્મનો જ પરિણામ થાય છે.

કેટલાક એમ કહે છે કે અચેતન વસ્તુ બ્રહ્મનું શરીર હોવાથી તેમાં સાક્ષાત્ પરિણામ થાય છે, માટે શરીરી બ્રહ્મનો જ પરિણામ થાય છે.

કેટલાક આચાર્યો શુદ્ધ બ્રહ્મને જ માને છે અને તેમાંથી જીવો અને અચેતન પૃથ્વી આદિ પરિણમે છે. માટે જીવ અને અચેતન પૃથ્વી આદિ પણ બ્રહ્મ જ છે. જીવ અને જડ એ બ્રહ્મની જ અવસ્થા-વિશેષ છે. જીવમાં આનંદનું તિરોધાન થયેલું છે અને અચેતન પૃથ્વી આદિમાં ચૈતન્ય અને આનંદનું તિરોધાન થયેલુ છે. આમ બ્રહ્મના સ્વરૂપનાં પણ તિરોધાન અને આવિર્ભાવ માને છે. આ આચાર્યોના મતમાં બ્રહ્મ સંકોચ અને વિકાસવાળું છે. આવું માનવું વૈદિક સિદ્ધાંત વિરુદ્ધ છે. છતાં વાચક વર્ગને મનન કરવાનો અધિકાર કોઈ છીનવી શકે નહિ.

વૈદિક સિદ્ધાંત પ્રમાણે તો ચેતન બ્રહ્મ જ અચેતનમાં ગતિ ઉત્પન્ન કરી તેમાંથી પરિણામ જન્માવે છે. જીવાત્મા ચેતન છે અને તે શરીરમાં રહી શરીરમાં ગતિ ઉત્પન્ન કરી ખાધેલા અન્ન આદિનો લોહી માંસ વગેરેમાં પરિણામ કરે છે, એ દૃષ્ટાંત તો સ્પષ્ટ

છે. આ સંબંધમાં વિશેષ ચર્ચા વિવેચક ઉપર છોડી દેવી યોગ્ય છે. ॥ ૨૬ ॥ \

નિમિત્તકારણ અને ઉપાદાનકારણ બંનેને માટે 'योनि' શબ્દનો પ્રયોગ થાય છે તે આ સૂત્રમાં બતાવે છેઃ

योनिश्च हि गीयते ॥ २७ ॥

પદાર્થઃ- (च) અને (योनिः) નિમિત્તકારણના અર્થમાં યોનિ શબ્દનો પ્રયોગ (गीयते) ગવાય છે (हि) તે કારણથી.

ભાવાર્થઃ- ઉપનિષદોમાં બ્રહ્મને માટે યોનિ શબ્દનો પ્રયોગ થયો છે અને યોનિ શબ્દ ઉપાદાનકારણનો વાચક છે, માટે બ્રહ્મ જગતનું ઉપાદાનકારણ પણ છે.

यद् भूतयोनिं परिपश्यन्ति धीराः । मुण्डक. १-१-६. અહીં બ્રહ્મને ભૂત-યોનિ કહેલ છે.

यदा पश्यः पश्यते रुक्मवर्णं कर्तारमीशं पुरुषं ब्रह्मयोनिम् ॥ मुण्डक. ३-१-३. અહીં પણ બ્રહ્મને માટે યોનિ શબ્દનો ઉલ્લેખ છે.

स विश्वकृद् विश्वविद् आत्मयोनिः । श्वेताश्व. उप. ६-१६. અહીં પણ બ્રહ્મને માટે યોનિ શબ્દનો પ્રયોગ થયો છે. योनि શબ્દનો અર્થ ઉપાદાનકારણ થાય છે માટે બ્રહ્મ જગતનું ઉપાદાનકારણ છે. આ પ્રમાણે પૂર્વપક્ષવાદીનું માનવું છે.

આનો ઉત્તર એ છે કે: યોનિ શબ્દ તો નિમિત્તકારણને પણ કહે છે. પરમાત્માને કર્તા કહેવામાં આવ્યા છે અને કર્તા કોઈ પણ કાર્યદ્રવ્યનું ઉપાદાનકારણ હોતો નથી પણ નિમિત્તકારણ જ હોય છે. યોનિ શબ્દનો અવયવ અર્થ પણ નિમિત્તકારણને જ સૂચવે છે.

योनिः कारणे भगतोययोः ॥ इति हैमः। કારણ, ભગ અને પાણી આ ત્રણના અર્થમાં યોનિ શબ્દ રૂઢ છે. કારણને ઉપાદાન અને નિમિત્ત બંને અર્થમાં લઇ શકાય, પણ કર્તાને માટે 'ઉપાદાન' શબ્દ કોઈ ઠેકાણે વપરાતો નથી. જડ કાર્ય પદાર્થના ઉપાદાનકારણમાં

જો યોનિ શબ્દ વપરાયો હોય તો જ તેનો અર્થ ઉપાદાનકારણ થાય, નહીં તો નહિ. અચેતન કારણ જ ઉપાદાનકારણ હોય છે અને ચેતન કારણ નિમિત્તકારણ હોય છે. આવો વિવેક છે. માટે યોનિ શબ્દ સામાન્ય કારણતાવાચક હોવા છતાં બ્રહ્મને માટે પ્રયુક્ત થયેલો યોનિ શબ્દ નિમિત્તકારણ જ છે. કુંભકાર ઘડાનો કર્તા છે, છતાં એ કદી એમ નથી કહેતો કે હું ઘડાનું ઉપાદાન-કારણ છું, લોકો પણ કુંભારને ઘડાનું ઉપાદાનકારણ માનતા નથી પણ નિમિત્તકારણ જ માને છે. માટે બ્રહ્મને માટે વપરાયેલો યોનિ શબ્દ નિમિત્તકારણ તરીકે જ પ્રયોજાયેલો છે એમ સમજવું એ જ સમુચિત છે. ॥ ૨૭ ॥

પહેલા અધ્યાયનો ઉપસંહાર બતાવે છે:

एतेन सर्वे व्याख्याता व्याख्याताः ॥ २८ ॥

પદાર્થઃ- (एतेन) આ પ્રથમ અધ્યાયના ચાર પાદમાં જે ન્યાય બતાવ્યો છે તે જ ન્યાય પ્રમાણે (सर्वे) બધા જ વેદાન્તોનું (व्याख्याताः व्याख्याताः) વ્યાખ્યાન થાય છે. એમ સમજવું જોઈએ. વ્યાખ્યાત શબ્દની આવૃત્તિ અધ્યાયની સમાપ્તિ સૂચવે છે.

ભાવાર્થઃ- 'जन्माद्यस्य यतः' આ સૂત્રથી લઈ આ પ્રથમ અધ્યાયની સમાપ્તિ સુધીમાં જે ન્યાયે બ્રહ્મની, જીવાત્માની અને પ્રકૃતિની સિદ્ધિ બતાવી છે તે જ પ્રમાણે સર્વ વેદાન્ત-વાક્યોમાં બ્રહ્મ આદિ અર્થોને સમજવા પ્રયત્ન કરવો જોઈએ. કર્તા કારણ તરીકે જે-જે વાક્યોમાં જે-જે બ્રહ્મના અસાધારણ ધર્મ જણાય તે બધાં જ વેદાન્ત-વાક્ય બ્રહ્મપરક છે એમ સમજવું. व्याख्यात પદની આવૃત્તિ કરી છે તે પુનરુક્તિ નથી, પણ અધ્યાયની સમાપ્તિ સૂચવે છે. ॥ ૨૮ ॥

इति वेदान्तदर्शने गुर्जरभाषाभाष्ययुते प्रथमाध्यायस्य चतुर्थः पादः ।

* * *

।अथ द्वितीयाध्यायस्य प्रथमः पादः।

હવે વેદાંત-વાક્યોના અર્થ સમજવામાં કોઇપણ શાસ્ત્રને અનુસરવું કે નહિ? તે વાત આ સૂત્રમાં કહે છેઃ

स्मृत्यनवकाशदोषप्रसंग इति इति चेन्नान्यस्मृत्यनवकाशदोषप्रसंगात् ॥ १ ॥

પદાર્થઃ- (स्मृत्यनवकाशदोषप्रसगः) એક સ્મૃતિ=શાસ્ત્રને અવકાશ ન મળવાનો પ્રસંગ આવશે (इति चेत्) જો એમ કહેવામાં આવે તો (न) એ ઠીક નથી કારણ કે (अन्यस्मृत्यनवकाशदोषप्रसगात्) બીજી સ્મૃતિઓને—બીજાં શાસ્ત્રોને અવકાશ ન મળવાનો પ્રસંગ ઊભો થતો હોવાથી.

ભાવાર્થઃ- વેદાન્ત-વાક્યોના અર્થ કરવામાં અમુક શાસ્ત્રને અનુસરવું જોઈએ; કેવળ સ્વતંત્ર બુદ્ધિથી અર્થ કરવો જોઈએ નહિ. કારણ કે શાસ્ત્રને અનુસરવામા ન આવે તો એ શાસ્ત્ર વેદાનુકૂળ ન થવાથી નિરર્થક થઇ પડે. આ કારણને લીધે સાંખ્યશાસ્ત્રને આધારે વેદાન્ત-વાક્યોનો અર્થ કરવો જોઇએ.

સાંખ્યશાસ્ત્રની મદદ એટલા માટે લેવી જોઈએ કે એ શાસ્ત્ર વેદાન્તને સંપૂર્ણ રીતે અનુસરે છે એવું ઘણા વિદ્વાનોનું માનવું છે. એ શાસ્ત્રના પ્રણેતા કપિલ મુનિનુ જનતામાં બહુમાન છે. કપિલ મુનિ મહાન્ વિદ્વાન્ હતા, તેઓ વેદથી વિરુદ્ધ લખે એ સંભવી શકે નહિ, કારણ કે એ પરમ આસ્તિક હતા. વેદમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખનાર હતા.

ऋषिं प्रसूत कपिल यस्तमग्रे ज्ञानैर्बिभर्ति जायमान च पश्येत्। श्वेताश्व. ઉપ. ૫-૨. કપિલ મુનિ સૃષ્ટિની શરૂઆતમાં ઉત્પન્ન થયા હતા. વિવિધ જ્ઞાનોથી તે ભરેલા હતા. આ પ્રમાણે ઉપનિષદમાં પણ તેમની સ્તુતિ કરવામાં આવી છે, માટે વેદાન્ત-વાક્યોનો અર્થ સમજતી વખતે એના શાસ્ત્રનો આધાર લેવો જોઇએ.

આનો ઉત્તર એ છે કે: જો વેદાન્ત-વાક્યોને સમજવા માટે કપિલ આદિ કોઈપણ એક શાસ્ત્રનો આધાર શોધવામાં આવે તો બીજાં શાસ્ત્રોનો આધાર શામાટે ન શોધવો ? જેવા કપિલ મુનિ વિદ્વાન્ અને આપ્ત હતા તેવા જ કણાદમુનિ અને મનુ મહારાજ પણ હતા. વિદ્વજ્જનતામાં તેઓની પ્રતિષ્ઠા કપિલ મુનિ કરતાં જરાપણ ઓછી નથી; માટે વેદાન્ત-વાક્યોનો અર્થ ખાસ કોઈ શાસ્ત્રને આધારે કરવો ન જોઈએ પણ વેદાન્ત-વાક્યોના તાત્પર્યને બરાબર સમજી તેનો અર્થ કરવો જોઈએ. કોઈપણ શાસ્ત્રનાં વચનો જો વેદાન્ત-વાક્યોને અનુસરતાં હોય તો તેને માન્ય રાખવામાં અમને કશો વાંધો નથી, પણ પ્રથમથી જ કોઈ શાસ્ત્રનો પૂર્વગ્રહ રાખવો એ યોગ્ય નથી.

અમને તો લાગે છે કે શાસ્ત્રોમાં જે વિરોધ જણાય છે તે તો ઉપલક દૃષ્ટિનું જ પરિણામ છે. ઘણી રીતે છયે દર્શનો વિરોધ ધરાવતાં નથી; ભિન્ન વિષયને લીધે વિરોધ જણાય તો એ વિરોધ ન કહી શકાય. ઈતિહાસ અને ભૂગોળ શાસ્ત્રનો વિરોધ એ વિરોધ ન કહી શકાય, કારણ કે બંને શાસ્ત્રનો પ્રતિપાદ્ય વિષય જ જુદો છે.

સાંખ્યશાસ્ત્રમાં જગતનુ ઉપાદાનકારણ પ્રકૃતિને માન્યું છે તે બરાબર છે, પણ પ્રકૃતિને સ્વતંત્ર માની છે અને જડ પ્રકૃતિમાં જ્ઞાન, કર્તૃત્વ અને ઈચ્છા માન્યાં છે તે વેદાંત-વાક્યોને અનુસરતાં નથી, માટે એટલા અંશમાં નવીન સાંખ્યોનો મત ત્યાજ્ય માનવો જોઈએ. આ જ રીત બીજાં શાસ્ત્રોને લગતી છે એમ સમજી વેદાંત-વાક્યોનો અર્થ કરવો જોઈએ. ॥ ૧ ॥

इतरेषां चानुपलब्धेः ॥२॥

પદાર્થઃ- (च) અને (इतरेषाम्) બીજા અર્થો પણ (अनुपलब्धेः) ઉપનિષદોમાં મળતાં નથી.

ભાવાર્થઃ- સાંખ્યશાસ્ત્રકાર પ્રધાનને જગતનું ઉપાદાનકારણ માને છે. પ્રધાન અને પ્રકૃતિ એક જ અર્થના વાચક છે. પ્રધાન

એટલા માટે કહેવામાં આવે છે કે, प्रधीयते समस्तं जगत् यस्मिन् तत् प्रधानम्। સમસ્ત કાર્યજગત્ જેનો આધાર લઇને રહ્યું છે તે પ્રધાન. આ પ્રધાન સ્વતંત્ર છે એમ કેટલાક સાંખ્યશાસ્ત્રના નિષ્ણાતો માને છે તે ખોટું છે, તે જડ હોવાથી પરમેશ્વરને આધીન છે—એમ માનવું જોઇએ.

બીજું, પ્રધાનનો પ્રથમ પરિણામ બુદ્ધિતત્ત્વ છે જેને મહત્-તત્ત્વ કહેવામાં આવે છે; અને મહત્-તત્ત્વમાંથી અહંકાર-તત્ત્વનો પરિણામ થાય છે અને તેમાંથી પાંચ સૂક્ષ્મ ભૂતો અને ઇંદ્રિયોનો પરિણામ થાય છે. આ માનવું પણ ઉપનિષદથી વિરુદ્ધ જણાય છે. મહત્-તત્ત્વ અને તેમાંથી પરિણમતું અહંકાર-તત્ત્વ છે આવું કોઇ પણ ઉપનિષદમાં જણાતું નથી; તો પછી સાંખ્યશાસ્ત્રનો આધાર ઉપનિષદના અર્થ કરવામાં કેવી રીતે લઈ શકાય ? વળી પ્રધાનને જડ માનવા છતાં, જ્ઞાન પણ તેમાં માનવું એ પણ ઠીક નથી; જ્ઞાન તો ચેતન આત્મામાં જ માનવું જોઈએ. આત્મા છે તે ચેતન પણ છે, એમ સાંખ્યશાસ્ત્રવાદીઓ માને છે, છતાં એમાં જ્ઞાનનો તેઓ સ્વીકાર કરતા નથી અને આત્માને સર્વધર્મથી રહિત માને છે. તે તો અસંગ છે એમ તેઓ ઉપનિષદને આધારે કહે છે; આ માનવું ઉપનિષદને અનુસરતું નથી. કપિલ મુનિ આવું માનતા હતા એનો કશો પુરાવો પણ નથી, કારણ કે કપિલ એ તો એક સંજ્ઞા છે. જગતમાં અત્યાર સુધીમાં ઘણા કપિલ મુનિઓ થઈ ગયા છે, એમાં કયા કપિલ મુનિએ સાંખ્યશાસ્ત્રનો ઉપદેશ આપ્યો છે અને તેમાં કશો ફેરફાર થયો નથી, એમાં પણ કોઈ પ્રમાણભૂત મત જણાતો નથી. વળી મનુ મહારાજ પણ કપિલ મુનિના પ્રધાનને સંપૂર્ણપણે અનુસરતા હોય એમ જણાતું નથી. આ કારણથી સાંખ્યસ્મૃતિ તથા બીજા ઋષિઓની સ્મૃતિઓનો આધાર લઇ વેદાન્તોનો અર્થાત્ ઉપનિષદોનાં વાક્યોનો અર્થ કરવાની કશી જરૂર નથી. વાક્યોના ઉપક્રમ અને ઉપસંહારને

લક્ષમાં રાખી તથા વેદમંત્રના અર્થોનો પણ ખ્યાલ રાખી ઉપનિષદોનો અર્થ કરવો જોઈએ.

આથી કપિલ, કણાદ આદિનાં શાસ્ત્રો અસત્ય છે એમ કહેવાનો ભાવ છે—એમ સમજવું નહિ. એમની પણ દૃષ્ટિ છે અને તે કયા અર્થ ઉપર પ્રકાશ ફેંકે છે તે જાણવું પણ જરૂરનું છે. ॥ ૨ ॥

ઉપરનો ન્યાય યોગશાસ્ત્રમાં પણ છેઃ

एतेन योगः प्रत्युक्तः ॥ ३ ॥

પદાર્થઃ- (एतेन) આ પ્રમાણે (योगः) યોગશાસ્ત્ર (प्रत्युक्तः) પ્રત્યે પણ કહેવાયું છે.

ભાવાર્થઃ– યોગશાસ્ત્રમાં સૃષ્ટિપ્રતિપાદક પ્રક્રિયા સાંખ્યશાસ્ત્રને મળતી જ છે. તેમાં પણ પ્રધાનને કેટલેક અંશે સ્વતંત્ર બતાવ્યું છે. જેમકે, निमित्त मप्रयोजकं प्रकृतीना वरणभेदस्तु ततः क्षेत्रिकवत्। योग. ४-३.

ધર્મ અથવા ઈશ્વર પ્રકૃતિના પ્રયોજક નથી. ધર્મ તો અધર્મને નિવૃત્ત જ કરે છે, બાકી બીજું પ્રકૃતિ અથવા પ્રધાન સ્વયં કરી લે છે. જેમ ખેતરમાં પાણી વાળનાર પાળને માત્ર તોડવાનું જ કામ કરે છે, પછી પાણી આપોઆપ કયારામાં ફરી વળે છે અને છોડના મૂળ મારફતે છોડમાં બધે રસરૂપ થઇ ફરી વળે છે; તેમ ધર્મથી અધર્મ દૂર થયા પછી પ્રકૃતિ પોતે જ ઉત્તમ દેહરૂપે પરિણમે છે. આમાં ઇશ્વર પણ કારણ નથી એવું નિરીશ્વર સાંખ્યવાદીઓનુ માનવું છે. સૃષ્ટિના કર્તા તરીકે યોગમાં ઇશ્વરની સિદ્ધિ કરી નથી, પણ સર્વના ગુરુ તરીકે ઇશ્વરની સિદ્ધિ કરી છે, અને તે ચિત્તવૃત્તિઓના નિરોધના કારણરૂપ હોઇ યોગી ઉપર તે દયા કરે છે. કેટલાક સાંખ્યનિષ્ણાતો ઇશ્વર પ્રકૃતિને પ્રવૃત્તિ આપનાર છે એમ પણ માને છે. જેમકે, निरीश्वरसांख्ये हि पुरुषार्थ एव अनागतः प्रकृतीना प्रवर्तकः। अस्माकं तु सेश्वराणां तदुद्देशेन ईश्वरः प्रवर्तकः इति उद्देश्यतया पुरुषार्थः प्रवर्तकः। (मणिप्रभा योग. ४-३.)

ઉદ્દેશ્યને અનુસરી ઇશ્વર જ પ્રકૃતિનો પ્રયોજક છે, પુરુષાર્થ તો ઉદ્દેશ્યતયા પ્રયોજક છે અર્થાત્ પ્રવર્તક છે. આમ નિરીશ્વર સાંખ્યની જે પ્રક્રિયા યોગમાં છે તેનું જ માત્ર ખંડન અહીં કરવામાં આવ્યું છે. બાકી યોગનાં સાધન તથા યોગનું ખંડન કરવામાં આવ્યું નથી. त्रिरुन्नतं स्थाप्य शरीरम् । (श्वे. २–८.) ता योगमिति मन्यन्ते स्थिरामिन्द्रियधारणाम् ॥ (कठोप. २–३–११.) ઇત્યાદિ ઉપનિષદોમાં યોગ-દર્શનની તો પ્રતિષ્ઠા છે. શિષ્ટ પુરુષોએ પણ યોગશાસ્ત્રદર્શિત યોગનું પાલન કર્યું છે અને હજી પણ તેઓ પાલન કરે છે. અમુક અંશે મતભેદ હોય તો તેથી એ શાસ્ત્રનો વેદાન્ત અનાદર કરે છે—એમ ન સમજવું. ॥ ૩ ॥

હવે અનુમાન અને શબ્દપ્રમાણના આધારે બ્રહ્મ જગતનું ઉપાદાન-કારણ નથી એ બતાવે છે: तर्क - reasoning

न विलक्षणत्वादस्य तथात्वं च शब्दात् ॥ ४ ॥

પદાર્થ:– (अस्य) આ જગતની (विलक्षणत्वात्) બ્રહ્મ કરતાં વિલ-ક્ષણતા હોવાથી (न) બ્રહ્મ કાર્યજગતનું ઉપાદાનકારણ નથી (च) અને (तथात्वं) વિલક્ષણત્વ (शब्दात्) ઉપનિષદનાં વાક્યથી પણ સ્પષ્ટ થાય છે.

ભાવાર્થ:– ઉપાદાન અને ઉપાદેયમાં સમાનતા હોય છે. માટી-માંથી ઉત્પન્ન થયેલા ઘડામાં સમાનતા છે. જેમ માટી જડ છે તેમ ઘડો પણ જડ છે. વળી કારણના ગુણો કાર્યમાં આવે છે. વાણો અને તાણો આ બંને જો સફેદ હશે તો તેમાંથી બનતું કાપડ પણ સફેદ જ થશે. માટીમાંથી સોનાનો અલંકાર કદીપણ બનશે નહિ, કારણ કે માટી અને સોનાનો અલંકાર બંને વિરૂપ છે, વિલક્ષણ છે. એ જ પ્રમાણે બ્રહ્મ અને જગતમાં વિલક્ષણતા સ્પષ્ટ જોવામાં આવે છે. બ્રહ્મ ચેતન છે જ્યારે કાર્યજગત બધું જડ છે; બ્રહ્મ શુદ્ધ છે જ્યારે જીવાત્મા અશુદ્ધ છે. દુઃખ, મોહ વગેરે જીવાત્મામાં અશુદ્ધિ ગણાય છે, જ્યારે બ્રહ્મ શુદ્ધ અને ચેતનસ્વરૂપ

છે; તો પછી તેમાંથી બનેલું જગત્ શુદ્ધ અને ચેતનસ્વરૂપ કેમ નથી? જો જીવાત્મા બ્રહ્મમાંથી બન્યો હોય તો તેમાં અશુદ્ધિ આવી ક્યાંથી?

જો કાર્ય અને કારણ બંને બ્રહ્મરૂપ હોય તો અત્યંત સામ્યને લીધે એકબીજાનો ઉપકાર પણ કોઇ કરી શકે નહિ. બે પ્રકાશ હોય, તો કહો કયો પ્રકાશ કયા પ્રકાશ ઉપર ઉપકાર કરશે?

બ્રહ્મમાં પૂર્ણતા હોવાથી તેના કાર્યમાં પણ પૂર્ણતા આવશે એમ માનવું જોઇએ. અપૂર્ણને જ ઉપકારની જરૂર પડે છે, પૂર્ણને નહિ. આથી પણ જગતમાં ઉપકાર્યોપકારકભાવ કે જે જગતમાં સ્પષ્ટ થઈ રહ્યો છે તેનો અભાવ માનવો પડશે.

બ્રહ્મ આનંદરૂપ હોવાથી તેમાંથી બનેલું જગત પણ આનંદરૂપ જ હોવું જોઇએ. તો પછી અજીર્ણના રોગથી પીડાતા માણસને અન્ન–ભોજન આનંદ કેમ નથી આપતું? વિવિધ રોગનાં જંતુઓ બ્રહ્મનાં કાર્ય હોવાથી તે પણ આનંદજનક કેમ નથી? શામાટે રોગનાં જંતુઓનો નાશ કરવા ઔષધનું અનુસરણ કરવું પડે છે? એક પત્થર અને લાકડાનો ટુકડો જ્ઞાનસ્વરૂપ અને આનંદસ્વરૂપ છે એમ કોઈપણ રીતે માની શકાય નહીં. જો તે બ્રહ્મનું કાર્ય હોય તો જ્ઞાનાનંદમય હોવા જ જોઇએ.

કોઈ એમ કહે કે ઉપનિષદ–વેદાંતો કહે છે કે બધું બ્રહ્મમાંથી ઉત્પન્ન થયું છે માટે પાષાણ અને લાકડામાં ચૈતન્ય અને આનંદ માનવાં જોઈએ. પ્રત્યક્ષ અનુભવ તો અસ્પષ્ટતાને લીધે પણ ન હોય. જાગ્રત અવસ્થામાં માણસમાં જે ચૈતન્ય હોય છે તે તેની મૂર્છિત અવસ્થામાં નથી જણાતું, તેથી એમ ન માની શકાય કે માણસમાં (જીવાત્મામાં) ચૈતન્ય નથી. તે જ પ્રમાણે પાષાણાદિ પૃથ્વ્યાદિમાં હોઇ શકે. આ વાત પણ બરાબર નથી. મૂર્છા ઊતર્યા પછી માણસમાં ચૈતન્ય જણાય છે તેમ પાષાણાદિમાં ચૈતન્ય કોઈ-પણ દિવસ જણાતું નથી.

જડ અને ચેતન આ બે પદાર્થો તો લોકમાં પ્રસિદ્ધ છે, તેનો અપલાપ કરી શકાય જ નહીં.

વેદાન્ત-વાક્યો પણ જડ અને ચેતનનો વિભાગ બતાવે છે. જેમકે, विज्ञात च अविज्ञात च (तै. उप. २–६) વિજ્ઞાત એટલે ચેતન અને અવિજ્ઞાત એટલે જડ આ પદાર્થો સંસારમાં છે.

આથી સ્પષ્ટ સમજાશે કે જડ-જગતનું ઉપાદાનકારણ બ્રહ્મ હોઈ શકે નહીં. જીવાત્મા તો નિત્ય હોવાથી તેની ઉત્પત્તિ માનવામાં આવતી નથી. માટે બ્રહ્મ કોઈ કાર્યજગતનું ઉપાદાનકારણ નથી. ॥ ૪ ॥

ભૂત અને ઇંદ્રિયો પણ ચેતન છે એવું માનનારાઓ પ્રત્યે આ સૂત્ર :

अभिमानिव्यपदेशस्तु विशेपानुगतिभ्याम् ॥ ५ ॥

પદાર્થઃ– (तु) આ શબ્દ પૂર્વપક્ષ તરફથી થતી આશંકાની નિવૃત્તિનો સૂચક છે (अभिमानिव्यपदेशः) અભિમાનીનો વ્યપદેશ છે (विशेपानुगतिभ्याम्) વિશેષ અને અનુગતિથી.

ભાવાર્થ – तत् तेज ऐक्षत તે તેજે ઈક્ષણ કર્યું, ता आप एमन्त वह्वयः स्याम (छादोग्य. ६-२-३-४) તે પાણીએ ઇક્ષણ કર્યું કે આપણે બહુ થઇએ. અહીં ઇક્ષણ કરવું એ ચેતનનો ધર્મ છે, તેજ અને પાણી ઈક્ષણ કરે છે એમ અહીં બતાવ્યું છે; માટે તેજ, પાણી, પૃથ્વી વગેરેને ચેતન માનવા જોઇએ. ઇંદ્રિયો અને પ્રાણનો પણ સંવાદ વેદાન્ત-વાક્યોમાં જણાવ્યો છે. જેમકે, ते ह प्राणाः प्रजापतिं पितरमेत्योचुः (छादोग्य. ५-१-७) પ્રાણો (ઇન્દ્રિયો) પ્રજાપતિ–પિતા પાસે ગયા અને કહ્યું. આ પ્રમાણે સંવાદ કરવો એ ચેતનનો ધર્મ છે; પૃથ્વી, પાણી, તેજ, ઇન્દ્રિયો અને પ્રાણો ચેતન છે માટે ચેતન બ્રહ્મમાંથી પૃથ્વી આદિ ચેતન પદાર્થો થયા છે. તેથી ચેતનનું ઉપાદાનકારણ ચેતન બ્રહ્મ છે એમ માનવું જોઇએ.

આનો ઉત્તર એ છે કે, પૃથ્વી આદિમાં જે ઈક્ષણ અને પ્રાણાદિમાં સંવાદ બતાવ્યો છે એ તો માત્ર અભિમાન છે. તે જડ હોવા છતાં એમાં ચેતનના ધર્મનો આરોપ કર્યો છે.

જો બધું જ ચેતન હોય તો ભોગ્ય કોણ? જડ પદાર્થ જ ભોગ્ય હોય છે. ચેતન ચેતનનો ઉપભોગ કરી શકે નહિ. ચેતન ભોક્તા અને જડ ભોગ્ય છે–આવો વિભાગ સંસારમાં સ્પષ્ટ છે.

अग्निर्वाग्भूत्वा मुख प्राविशत् (एतरेय उप. २-४) અહીં અગ્નિ વાણી થઈ મુખમાં પ્રવિષ્ટ થયો. એટલે અગ્નિની અનુગતિ બતાવી છે, તેથી અગ્નિને ચેતન માની શકાય નહિ. અહીં પણ ચેતનધર્મનો આરોપ માત્ર છે. માટે ચેતન બ્રહ્મ વિલક્ષણ જડ જગતનુ ઉપાદાનકારણ બની શકે નહીં. જડ જગતનું ઉપાદાનકારણ તો જડ જ હોઈ શકે અને તે પ્રકૃતિ અથવા પરમાણુઓ જ હોવાં યોગ્ય છે. બ્રહ્મ તો કેવળ નિમિત્તકારણ જ છે, છતાં એ વ્યાપક હોવાથી ઉપાદાન અને ઉપાદેયથી અલગ રહી શકતો નથી. લૌકિક દૃષ્ટાંતોમાં તો કુંભારરૂપ નિમિત્તકારણ અવ્યાપક હોવાથી માટી અને ઘડાથી અલગ રહી શકે છે. માટે બ્રહ્મ ઉપાદાનકારણ નથી. ॥ ૫ ॥

બ્રહ્મ ઉપાદાનકારણ ન હોવામાં બીજું કારણ આપે છે:

दृश्यते तु ॥ ६ ॥

પદાર્થ:– (तु) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે. (दृश्यते) દેખાય છે.

ભાવાર્થ:– જડ જગત દેખાય છે, આંખનો વિષય બની રહ્યો છે; પૃથ્વી, પર્વત, તરુ, સાગર વગેરે સ્થૂલ–સૂક્ષ્મ પદાર્થો આંખે જોઈ શકાય છે.

હવે જો બ્રહ્મનાં એ બધાં કાર્ય હોય એટલે કે એ બધાનું ઉપાદાનકારણ બ્રહ્મ હોય, તો તે આંખના વિષય ન થવા જોઈએ. બ્રહ્મ રૂપવાળું નથી, એ તો રૂપવિહીન છે. જેમકે, अशब्दमस्पर्शमरूपमव्ययम्। (कठोप. ૧-૩-૧૫.) બ્રહ્મ શબ્દ, સ્પર્શ, રૂપ અને પરિણામ વગરનું

છે. સૂત્રકાર-પણ આગળ લખશે કે- अरूपवदेव हि तत्प्रधानत्वात् । (૩-૨-૧૪) બ્રહ્મ તો રૂપવગરનું જ છે. दिव्यो ह्यमूर्त्तः पुरुषः । (મુંડક ૨-૧-૨.) પરમાત્મા દિવ્ય છે અને અમૂર્ત છે.

રૂપહીન અને અમૂર્ત ચેતન બ્રહ્મ પુરુષ છે. હવે વિચારો કે, જે રૂપવગરનું છે અને અમૂર્ત છે તેમાંથી રૂપવાળું અને મૂર્ત જગત્ બની શકે ખરું? વાયુ અરૂપ છે તો તેનું ઉપાદેય-કાર્ય મહાવાયુ શું રૂપવાન્ છે? નહીં જ. અરૂપમાંથી રૂપવાળું કદી બને જ નહિ. જેઓ આ નિયમ નથી સ્વીકારતા અને રૂપવગરના પદાર્થમાંથી રૂપવાળા પદાર્થ ઉત્પન્ન થયેલા માને છે તેને વાદી કહી શકે છે કે, વાંઝણી પણ પુત્ર જન્માવી શકે છે; વાંઝણી પણ માતા બની શકે છે.

આ બધું ખોટું છે; માટે રૂપવતી પ્રકૃતિ અથવા રૂપવાળાં પરમાણુઓને જ જગતનું ઉપાદાનકારણ અથવા સમવાયિકારણ માનવું એ યોગ્ય છે.

હા, એ બની શકે કે- જે અતિસૂક્ષ્મ રૂપવાળો પદાર્થ આંખથી ન દેખાય, પણ એ જ જ્યારે સ્થૂલરૂપમાં આવે ત્યારે આંખથી દેખી શકાય છે. પણ જેમાં રૂપનો અભાવ જ હોય તેમાંથી રૂપ કદીપણ ઉત્પન્ન થાય નહિ. એ સાર્વત્રિક અને સાર્વદિક નિયમ છે. ॥૬॥

ઉપરના કારણથી જો બ્રહ્મ જગતનું ઉપાદાનકારણ ન હોય તો બીજું કયુ જગતનું ઉપાદાનકારણ હોઇ શકે? પૂર્વપક્ષવાળા નીચે પ્રમાણે ઉત્તર આપે છે અને સિદ્ધાંતદષ્ટિએ તેનો પણ નિષેધ સૂત્રમાં બતાવવામાં આવે છે:

असदिति चेन्न प्रतिषेधमात्रत्वात् ॥ ७ ॥

પદાર્થ:- (असद्) અભાવ-જે સત્ ન હોય તે ઉપાદાનકારણ છે (इति चेन्न) જો એમ માનવામાં આવે તો તે બરાબર નથી, (प्रतिषेधमात्रत्वात्) કેવળ પ્રતિષેધરૂપ હોવાથી.

ભાવાર્થઃ- तद्धैक 'आहुरसदेवेदमग्र आसीत्' (છાંદોગ્ય. ૬-૨-૧.) કેટલાક કહે છે કે સૃષ્ટિ ઉત્પન્ન થયાં પહેલાં અસત્-અભાવરૂપે જ બધું હતું. અભાવમાંથી જ આ બધું બન્યું છે. હરકોઇ કાર્ય પોતે અસ્તિત્વમાં આવ્યા પહેલાં અભાવ જ હોય છે. આ અભાવને પ્રાગભાવ પણ કહેવામાં આવે છે. પ્રાગભાવ કાર્યનું કારણ છે એમ સર્વકોઈએ માનવું જ જોઈએ, કારણ કે જો અભાવ ન હોય તો ભાવરૂપ માનવું જોઈએ. જો ઉત્પત્તિ પહેલાં કાર્ય ભાવરૂપ હોય, તો પછી ઉત્પત્તિ કોની? એ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય; માટે પહેલાં બધું અભાવ જ હતું અને તે જ ઉપાદાન-કારણ છે એમ માનવું જોઈએ.

આ પૂર્વપક્ષના મંતવ્યનો ઉત્તર સૂત્રકાર પોતે જ આપે છે કે, એ તો કેવળ પ્રતિષેધ જ છે. પ્રતિષેધ એટલે અભાવ; અભાવમાંથી કોઈપણ કાર્ય બને નહિ. અભાવમાં રૂપ આદિ ગુણો નથી. હવે નિયમ એવો છે કે કારણમાં ગુણો હોય તે કાર્યમાં આવે જ છે. ઘડો જો અભાવમાંથી જન્મ્યો હોય તો ઘડામાં રહેલા રૂપ આદિ ગુણો ક્યાંથી આવ્યા? અભાવનું કોઈ સ્વરૂપ જ નથી, માટે તે નિરુપાખ્ય છે. આ કારણથી કાર્યજગતનું ઉપાદાનકારણ અભાવ નથી. જોકે પ્રાગભાવ કાર્યનુ કારણ છે, પણ એ તો કારણસામગ્રીનો એકમાત્ર ભાગ છે. ઉપાદાનકારણ સાથે કાર્યનો અભાવ કાર્યની ઉત્પત્તિ પહેલાં રહે છે એટલું કથનમાત્ર છે, બાકી ઘડાની ઉત્પત્તિ તો માટીમાંથી જ થાય છે. કોઈપણ કાર્યને બનાવવા માટે કાર્યાર્થી પુરુષો ઉપાદાનકારણને જ શોધે છે, તેના પ્રાગભાવને નહિ. અનાજને ઉત્પન્ન કરવા માટે બિયારણ મેળવાય છે, ભાવિ અનાજના પ્રાગભાવને નહિ. ઉપનિષદમાં પણ લખવામાં આવ્યું છે કે, कुतस्तु खलु सौम्यैवं स्यादिति होवाच कथमसतः सज्जायेतेति । सत् तु एव सौम्य इद मग्र आसीत् (છાં. ૬-૨-૨.)

હે સૌમ્ય, શ્વેતકેતો, એમ કેમ બને? અસત્માંથી સત્ કેવી રીતે થાય? માટે આ સત્ જ પહેલાં હતું. કાર્યરૂપે સત્ નહિ

પણ કારણરૂપે સત્ જ હતું એમ માનવું જોઇએ અને એમાંથી કાર્ય બન્યું છે. માટે કાર્યજગતનું ઉપાદાનકારણ સત્–જડપ્રકૃતિ અથવા પરમાણુઓ જ છે. ॥ ૭ ॥

ત્યારે સદ્રૂપ બ્રહ્મને ઉપાદાનકારણ માનવામાં આવે તો કયો દોષ આવે છે?

अपीतौ तद्वत् प्रसङ्गादसमञ्जसम् ॥ ८ ॥

પદાર્થ:– (अपीतौ) પ્રલય-અવસ્થામાં (तद्वत्) અશુદ્ધિ આદિ ધર્મવાળા કાર્યગત દોષવાળા ઉપાદાનકારણનો (प्रसगात्) પ્રસંગ આવવાથી (असमञ्जसम्) ઉપનિષદનુ દર્શન અસમંજસ થઈ જાય.

ભાવાર્થ:– પ્રલયનો સમય પૂરો થયા પછી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે અને સૃષ્ટિનો સમય પૂરો થયા પછી પ્રલય થાય છે. આ પરંપરા અનાદિ કાળથી ચાલી આવે છે અને ચાલુ રહ્યા કરશે.

હવે, જ્યારે સૃષ્ટિનો પ્રલય થશે ત્યારે સમસ્ત કાર્યજગત પ્રકૃતિમાં અર્થાત્ ઉપાદાનકારણમાં લીન થશે. नाशः कारणलयः કાર્યનો નાશ થવો એટલે કાર્યનું કારણમા અવિભક્તરૂપે થઈ જવું. કેવળ કારણનુ હોવું બાકી રહે ઘડો ફૂટી જાય એટલે તે માટીમાં લીન થઈ ગયો એમ જ કહેવાય; કારણ કે કાર્યરૂપ ઘટ નષ્ટ થયા પછી માટી જ દેખાય છે. હવે જુઓ કે, જગતમા જડત્વ છે, અશુદ્ધિ છે, સ્થૂલતા છે, જીવાત્મામાં પાપ આદિ દોષો પણ છે. જ્યારે કાર્યજગત્ કારણરૂપે થઇ જાય ત્યારે કાર્યના દોષો ઉપાદાન-કારણને દૂષિત અવશ્ય કરે. ઘડા ઉપર રહેલો ઘડાનો આકાર કયાં ગયો? તો એનો ઉત્તર એ જ મળે કે, માટીમાં અદૃશ્ય થઇ ગયો.

જો આ કાર્યજગત્ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયુ હોય તો પ્રલય વખતે પોતાના સર્વધર્મ સાથે તે બ્રહ્મમાં જ મળી જવું જોઈએ, જેમ ઘડો માટીમાં મળી ગયો તેમ. આમ માનવાથી જગતમાં

રહેલા જડત્વ અને સ્થૂલતા આદિ ધર્મો બ્રહ્મમાં મળવા જોઈએ અને બ્રહ્મ જડરૂપે–સ્થૂળરૂપે થવું જોઇએ. પાપ આદિ પણ બ્રહ્મમાં આવવાથી બ્રહ્મ પણ સદોષ થઇ જશે, કારણ કે જીવની ઉત્પત્તિ પણ બ્રહ્મમાંથી થાય છે એમ પૂર્વપક્ષવાદી માને છે. જેમ મીઠું પાણીમાં લીન થાય ત્યારે મીઠાની ખારાશ પણ પાણીમાં જાય છે અને પાણીને ખારું બનાવે છે. તેમ જડતાવાળું, સ્થૂલતાવાળું અને અશુદ્ધિવાળું જગત બ્રહ્મમાં લીન થઈ બ્રહ્મને જડ, સ્થૂલ અને અશુદ્ધ બનાવી દેશે; પણ આમ માનવું એ ઉપનિષદના દર્શનથી વિરુદ્ધ છે; કારણ કે બ્રહ્મ તો शुद्धम् अपापविद्धम् । ચેતન, શુદ્ધ અને અપાપવાળું છે; નિર્દોષ છે. માટે બ્રહ્મમાંથી જગત્ ઉત્પન્ન થતું નથી એમ માનવું જોઇએ. બ્રહ્મનો જેના ઉપર કાબૂ છે અને જે બ્રહ્મને લીધે કાર્યના રૂપમાં આવે છે એવી માયા અથવા પ્રકૃતિ જ જગતનું ઉપાદાનકારણ છે એમ માનવું જોઇએ. બ્રહ્મ તો કેવળ નિમિત્તકારણ છે. બ્રહ્મ વ્યાપક હોવાથી કાર્યકારણથી અલગ તો ન જ રહી શકે, પણ તેથી માયાના દોષો નિમિત્તકારણ બ્રહ્મમાં આવે નહિ. જીવાત્મા નિત્ય છે; ચેતનની ઉત્પત્તિ માની શકાય જ નહિ.

माया तु प्रकृतिं विद्धि मायिनं तु महेश्वरम् । (श्वेताश्व उप.) ‘ઉપનિષદમાં કહ્યું છે કે માયા પ્રકૃતિ છે અને માયી મહેશ્વર અર્થાત્ પરમાત્મા છે. આ પ્રકૃતિ એ સાંખ્યશાસ્ત્રની સ્વતંત્ર પ્રકૃતિ કરતાં જુદી છે. ઉપનિષદની પ્રકૃતિ તો પરમાત્માને આધીન હોય છે અને પરમાત્મા જ એને કાર્ય તરફ વાળે છે, માયા અથવા પ્રકૃતિ જ જગતનું ઉપાદાનકારણ છે. એમ માનવું એ જ યોગ્ય છે. ॥ ૮ ॥

ઉપનિષદમાં, બ્રહ્મને શરીર છે એમ કહેવામાં આવ્યું છે. (જુઓ બૃહદારણ્યક ઉપ. અ. ૩-૭-૩.) પૃથ્વી જેનું શરીર છે....ઈત્યાદિ. હવે વિચારો કે, જે શરીરવાળું ચેતન હોય તે સુખ-દુઃખથી મુક્ત કેમ રહી શકે ? શરીર જેને હોય તે શરીરી કહેવાય. બ્રહ્મ

શરીરી હોવાને લીધે એ પણ સુખ-દુઃખવાળું હોવું જોઇએ. મનુસ્મૃતિમાં પણ બ્રહ્મનું શરીર માનવામાં આવ્યું છે. જેમકે, સોડભિધ્યાય શરીરાત્ સ્વાત્ (અ. ૧, શ્લોક ૮.) ઇત્યાદિ. પરમાત્માએ વિવિધ પ્રજાને સર્જવાની ઈચ્છાથી પોતાના શરીરમાંથી સમસ્ત જગત બનાવ્યું. શરીરને લીધે બ્રહ્મને પણ શરીરના દોષોની અસર થાય તેથી તે શુદ્ધ રહે નહિ. જે શરીરી હોય તે સર્વશક્તિમાન્ અને સર્વજ્ઞ પણ ન હોય. આ શંકાનું નિરાકરણ કરવા આ સૂત્ર રચવામાં આવ્યું છેઃ

न तु दृष्टान्तभावात् ॥ ९ ॥

પદાર્થઃ– (न तु) શરીરભૂત પૃથ્વી આદિથી બ્રહ્મ સુખ-દુઃખ ધર્મવાળું થતું નથી. (दृष्टान्तभावात्) દૃષ્ટાન્ત હોવાથી.

ભાવાર્થઃ– બ્રહ્મને શરીર નથી. બૃહદારણ્યક ઉપનિષદનું જે પ્રમાણ બતાવવામાં આવ્યું છે તેનો પણ બરાબર ભાવ પૂર્વપક્ષવાદીથી સમજાયો હોય એમ લાગતું નથી. પરમાત્મા સર્વનો અન્તર્યામી છે, એવું બતાવવા માટે બૃહદારણ્યકમાં માત્ર પૃથ્વી આદિના દાખલા બતાવવામાં આવ્યા છે. ત્યાં શરીર શબ્દ તો ગૌણ તરીકે પ્રયુક્ત થયો છે. સ્થૂલ–સૂક્ષ્મ જડ પદાર્થો અને ચેતન જીવાત્મામાં પણ પરમાત્મા વ્યાપક છે, તે બધાના અંતર્યામી આત્મા છે, જેમ મણકાઓમાં સૂત્ર પરોવાયુ છે તેમ બ્રહ્મ સર્વમાં ઓતપ્રોત છે. એટલું જ તાત્પર્ય છે. જેમાં ઇન્દ્રિયો હોય, પ્રાણ, અપાન આદિ પાંચ પ્રકારના વાયુઓ હોય, અને જે ભોગનુ સાધન હોય તે જ સાચું શરીર કહેવાય છે. ન્યાયદર્શનમાં મહર્ષિ ગૌતમે શરીરનું લક્ષણ બાંધ્યુ છે કે, चेष्टेन्द्रियार्थाश्रयः शरीरम् । (૧-૧-૧૧.) ચેષ્ટા અને ઇન્દ્રિયોનો જે આશ્રય હોય અને જેમાં રહી સુખ-દુઃખ ભોગવી શકાય તે શરીર કહેવાય છે. વળી શરીર તો આત્માના પુણ્ય-પાપરૂપ કર્મથી પ્રાપ્ત થાય છે. પૃથ્વી આદિને જે બ્રહ્મના શરીર તરીકે બતાવવામાં આવ્યું છે તેમાં આવું કશું નથી.

શરીરને જેમ જીવાત્મા પોતાની ઈચ્છા પ્રમાણે ચલાવે છે તેમ પરમાત્મા સમસ્ત જડ વર્ગને ચલાવે છે અને જીવાત્માઓને તેના કર્મ પ્રમાણે શરીર આપી ઉપભોગપરાયણ બનાવે છે; આટલું જ સામ્ય લઈ ઉપનિષત્કારે પૃથ્વી આદિમાં શરીરનો પ્રયોગ કર્યો છે; બાકી ખરી રીતે પરમાત્માને શરીર નથી, કારણ કે તેને ઉપભોગ કે ભોગ કરવાનો હોતો નથી. આ કારણથી જ બીજા ઉપનિષદોમાં એને 'અકાય,' 'અવ્રણ' અને અસ્નાવિર કહેવામાં આવેલ છે. કઠોપનિષદમાં પણ કહ્યું છે કે:—

अशरीरं शरीरेष्वनवस्थेष्ववस्थितम् ।
महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥ १-२-२२.

પરમાત્મા સ્વયં અશરીરી છે અને અસ્થિર શરીરમાં તે વ્યાપક થઈને રહ્યો છે એ મહાન્ વિભુ આત્માનો સાક્ષાત્કાર કરી બ્રહ્મજ્ઞાની માણસ શોકરહિત થાય છે. આ બધાં પ્રમાણોથી સ્પષ્ટ થાય છે કે બ્રહ્મ શરીરી નથી, તેથી તે સુખ-દુઃખથી રહિત છે. જે અશરીરી હોય છે તેને પ્રિય અને અપ્રિયનો સંબંધ હોતો નથી—આવું છાંદોગ્ય ઉપનિષદમાં પણ કહ્યું છે.

બ્રહ્મ નિમિત્તકારણ છે, પૃથ્વી આદિ ગૌણરૂપે તેનાં શરીર છે, તે વિભુ છે અને કર્મનાં ફળોનો ભોક્તા નથી. દુઃખનો જરાપણ એને સ્પર્શ નથી; કોઈપણ દોષ કે નિર્બળતા એનામાં નથી; એ સદૈવ પૂર્ણકામ છે.

મનુ મહારાજે પણ કાર્યકારણરૂપે રહેલા સમસ્ત જડ વર્ગને શરીર કહ્યું છે, તે એટલા જ માટે કે એ જડવર્ગ પરમાત્માને આધીન છે, પરમાત્મા એનો વિનિયોગ કરે છે અને પોતે તેમાં વ્યાપક છે. એટલે સમસ્ત પ્રકૃતિ પરમાત્માનું શરીર છે એમ ગૌણવૃત્તિથી કહેવામાં આવ્યું છે. આમાં પરમાત્માને સૃષ્ટિ—જગતનું ઉપાદાન-કારણ કહેવાનો હેતુ નથી. ॥ ९ ॥

બ્રહ્મને ઉપાદાનકારણ માનવામાં દોષ છે તે આ સૂત્રમાં બતાવે છેઃ

स्वपक्षदोषाच्च ॥ १० ॥

પદાર્થ:– (च) અને (स्वपक्षदोषात्) પોતાના પક્ષમાં દોષ આવતો હોવાથી.

ભાવાર્થ:– બ્રહ્મ કેવળ ચેતનસ્વરૂપ છે અને તેનો વિલક્ષણ પરિણામ થાય છે. જેમકે, બ્રહ્મ ચેતન હોવા છતાં તેમાંથી પૃથ્વી આદિ જડ પદાર્થો પરિણમે છે—આ માનવું ઠીક નથી. ઉપાદાન જેવું હોય તેવું ઉપાદેય કાર્ય બને છે. માટીમાંથી જે કાર્ય બને છે તે માટીરૂપે જ હોય છે; સુવર્ણમાંથી જે કાર્ય બને તે સુવર્ણરૂપે જ બને છે; તેમ ચેતનમાંથી જો કોઈ કાર્ય બને તો તે ચેતનરૂપે જ હોવું એ ન્યાય્ય છે. ઉપાદાન વિલક્ષણ કાર્યને બનાવી શકતું નથી, માટે બ્રહ્મને નિમિત્તકારણ માનવું એ જ યોગ્ય છે.

આ જ કારણથી વિશિષ્ટાદ્વૈતવાદીઓએ જડ પદાર્થને બ્રહ્મનું શરીર માન્યું છે અને એ જ જડ પદાર્થ કાર્યરૂપ–જડજગતરૂપે પરિણમે છે.

અણુભાષ્યકારે બ્રહ્મને સત્, ચિત્ અને આનંદ એમ ત્રણ અર્થોના સમુદાયરૂપે માન્યું છે. અને સત્ કે જે જડસ્વરૂપ છે, જેમાં આનંદ અને ચેતન તિરોહિત થઇ ગયાં છે, તે જ જગતરૂપે પરિણમે છે—એમ તેઓએ કહ્યું છે આનંદરૂપ બ્રહ્મનો પરિણામ થતો નથી. સ્વામી શ્રી શંકરાચાર્યને આ દોષ દૂર કરવા માટે અનિર્વચનીય માયાનો આશ્રય લેવો પડ્યો છે. આ બધું સૂચવે છે કે કેવળ એક જ ચેતનરૂપ બ્રહ્મનો વિલક્ષણ પરિણામ થતો નથી; માટે એક જ....કેવળ એક જ ચેતનસ્વરૂપ બ્રહ્મને ઉપાદાનકારણ માનવાથી પોતાના પક્ષમાં ચોક્કસ દોષ આવે છે. ॥ ૧૦ ॥

શબ્દપ્રમાણ સિવાય કેવળ અનુમાનને આધારે કોઈપણ અતીન્દ્રિય અર્થનો નિર્ણય થઇ શકતો નથી, એ આ સૂત્રમાં સમજાવે છેઃ

तर्काप्रतिष्ठानादप्यन्यथानुमेयमिति चेदेवमप्यविमोक्षप्रसङ्गः ॥ ११ ॥

પદાર્થઃ– (तर्काप्रतिष्ठानात्) અનુમાનો અને તર્કનું પ્રતિષ્ઠાન ન હોવાથી (अपि) પણ તેના બળે ખંડન કરવું ન જોઈએ. (अन्यथानुमेयम्) બીજી રીતે અર્થનું અનુમાન કરીશું (इति चेत्) એમ કહેવામાં આવે તોપણ (अविमोक्षप्रसङ्गः) અતીન્દ્રિય અર્થનો નિશ્ચય કરવામાં કેવળ તર્ક તો નિર્મૂળ–અપ્રતિષ્ઠિત જ થઈ જાય છે.

ભાવાર્થઃ– અહીં તર્ક અને અનુમાનનો એક જ અર્થ લેવામાં આવ્યો છે. અતીન્દ્રિય અર્થ કેવળ તર્કથી જાણી શકાતો નથી. બ્રહ્મ જેવા અતિગંભીર અર્થને સમજવા માટે કેવળ તર્ક કરવો એ તો તર્કાભાસ બની રહે છે. જો કોઈ અનુમાન-કુશળ વિદ્વાન કહે કે–અમે એવો તર્ક કરીશું કે જે સર્વથા નિર્દોષ હોય; અનુમાન કરવામાં પણ વ્યાપ્તિનો બરાબર વિચાર કરીશું; તો શું કેવળ તર્કથી અર્થની સત્યતા ન પારખી શકાય? આનો ઉત્તર એ છે કે—કોઇ દૃષ્ટ અર્થમાં તર્ક નિર્દોષ હોઈ શકે, પણ જે દૃષ્ટ અર્થ ન હોય, કેવળ અતીન્દ્રિય જ અર્થ હોય તેમાં તો કોઈ-પણ તર્ક આભાસ જ બની જાય છે; માટે તેને શ્રુતિનો ટેકો હોવો જરૂરી છે. શ્રુતિ એટલે વેદ; બ્રહ્મ અને મુક્તિ જેવા અર્થો દૃષ્ટ અર્થ નથી. એ તો અતીન્દ્રિય અર્થો છે. 'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह.' વાણી જ્યાંથી પાછી ફરી જાય છે, અરે, મન પણ ત્યાં પહોંચી શકતું નથી, એવા અર્થનું યાથાર્થ્ય અનુમાનથી મેળવી શકાય એ બનવું જ અશક્ય છે. ॥ ૧ ॥

ગમે તેટલું વ્યાપ્તિનું બળ હોય તોપણ, અતીન્દ્રિય અર્થો જાણવા માટે અનુમાનો અનુમાનાભાસ થઇ જાય છે. એક વિદ્વાને કરેલા અનુમાનને બીજો વિદ્વાન ખોટું ઠરાવી દે છે. બુદ્ધિ દૃષ્ટ અર્થમાં ઠરે છે, અતીન્દ્રિય અર્થમાં તો તેની ક્યાંય પણ સ્થિરતા જ નથી; માટે જ આગમ–વેદનો આધાર લેવો જોઈએ.

વેદોક્ત અર્થ ઉપર વેદાનુકૂળ તર્ક અને અનુમાન ભલે કરો,

અને એવા અનુમાનોથી વેદોક્ત અર્થ વધારે સ્પષ્ટ પણ થશે. મનુ મહારાજે પણ વેદાનુસારી અનુમાન અને તર્ક કરવાની રજા આપી છે. જેમકે:—

प्रत्यक्षं चानुमानं च शास्त्रं च विविधागमम् ।
त्रयं सुविदितं कार्यं धर्मशुद्धिमभीप्सता ॥
आर्षं धर्मोपदेशं च वेदशास्त्राविरोधिना ।
यस्तर्केणानुसंधत्ते स धर्मं वेद नेतरः ॥ मनुः १२-१०६.

ધર્મ, બ્રહ્મ અને મોક્ષ આ ત્રણે અર્થો અતીન્દ્રિય છે, માટે તેને જાણવા પ્રત્યક્ષ, અનુમાન અને વૈદિક શાસ્ત્રોનો આધાર લેવો જોઇએ.

વેદ અને ધર્મોપદેશને વેદાનુકૂળ તર્કથી સમજવા જે પ્રયત્ન કરે છે તે સાચા ધર્મને જાણી શકે છે.

બ્રહ્મને જે નિમિત્તકારણ અને તદધીન પ્રકૃતિને ઉપાદાનકારણ માનવામાં આવ્યું છે તે વેદ અને તદનુકૂલ તર્કથી માનવામાં આવ્યું છે. માટે નિમિત્ત અને ઉપાદાનકારણ જુદાં-જુદાં માનવા જોઇએ.

જેઓ બ્રહ્મને જ ઉપાદાન અને નિમિત્તકારણ માને છે તેને આપણે પૂછી શકીએ છીએ કે—જો એકલા બ્રહ્મથી જ બધું બનતું હોય તો માયા, પ્રકૃતિ, સત્—જડવસ્તુ વગેરે શામાટે માનવું જોઇએ ? શું ઉપનિષદ અને વેદમાં આવું વિધાન નથી ? द्वा सुपर्णा... माया तु प्रकृतिं विद्यात् । વગેરે શ્રુતિઓમાં અને ઉપનિષદોમાં જડ વસ્તુનું સ્પષ્ટ પ્રતિપાદન છે, માટે વેદાનુકૂળ તર્કથી પણ બ્રહ્મ નિમિત્તકારણ અને પ્રકૃતિ અથવા માયા એ જગતનું ઉપાદાનકારણ છે એ સ્પષ્ટ દીવા જેવી બાબત છે. ॥૧૧॥

સર્વ અનુમાનો અને શાસ્ત્રોની આ જ કસોટી છે:

एतेन शिष्टापरिग्रहा अपि व्याख्याताः ॥ १२॥

પદાર્થ:- (एतेन) આ રીતે (शिष्टापरिग्रहाः) બીજા વિશુદ્ધ ગણાતાં શાસ્ત્રોનું પણ, જેમાં વેદનો આધાર લેવામાં આવ્યો નથી તેઓનું (अपि) પણ (व्याख्याताः) વ્યાખ્યાન કર્યું છે એમ સમજવું જોઈએ.

ભાવાર્થ:- આ પ્રમાણે જે શાસ્ત્રો પવિત્ર અને ઉત્તમ ગણાય છે, પણ તેમાં વેદોનો આધાર લેવામાં આવ્યો નથી, વેદની ઉપેક્ષા કરવામાં આવી છે, વેદવિરુદ્ધ પણ લખવામાં આવ્યુ છે, તેઓનું પણ વ્યાખ્યાન સમજવું અર્થાત્ તે શાસ્ત્રો પણ ભૂલને પાત્ર છે અને તેથી તે ગ્રહણ કરવા યોગ્ય નથી એમ સમજવું જોઇએ. સંસારમાં એક એકથી ચડિયાતા બુદ્ધિમાનો હોવાનો સંભવ છે, તેઓ અસત્ય અર્થને પણ સત્ય જેવો બનાવી શકે છે, માટે એવાઓની જાળમાં ન સપડાઈ જવાય તેને માટે વેદનો અભ્યાસ કરવો જોઇએ. હરેક સંપ્રદાય અથવા મતને વેદરૂપ કસોટીથી કસીને તેનો આદર કરવો જોઈએ ને વેદથી વિરુદ્ધ જણાય તો તેનો ત્યાગ કરવો જોઈએ. બુદ્ધ આદિ તપસ્વી વિદ્વાનોએ આપેલો ઉપદેશ ગમે તેટલો સાચો જણાય તોપણ તેમાં ક્યાંક ભૂલ હોવા સંભવ છે, કારણ કે તે ઉપદેશ વેદને અનુસરતો નથી. માણુસ ગમે તેટલો આગળ વધે તોપણ તે અપૂર્ણ રહેવા જ સર્જાયો છે. પરિપૂર્ણ તો પરમેશ્વર જ છે. માટે તેની (પરમેશ્વરની) વાણીસ્વરૂપ વેદને માન્ય કરી તેને અનુસરતા ઉપદેશો સ્વીકારવા જોઈએ. ॥૧૨॥

ઈશ્વરની ભોક્તા તરીકે આશંકા કરી સમાધાન આ સૂત્રમાં કરે છેઃ

भोक्त्रापत्तेरविभागश्चेत् स्याल्लोकवत् ॥ १३ ॥

પદાર્થ:- (भोक्त्रापत्तेः) બ્રહ્માત્મા ભોક્તા થવાથી (अविभागः) જીવ અને બ્રહ્મનો વિભાગ રહે નહિ. (चेत्) જો એવી શંકા કરવામાં આવે તો (लोकवत्) લોકવ્યવહારમાં જેમ બને છે તેમ (स्यात्) થાય.

ભાવાર્થ:— બ્રહ્મ જગતનું નિમિત્તકારણ છે એ તો બરાબર છે; પણ ચેતન બ્રહ્મ વ્યાપક છે એવો ઉપનિષદનો સિદ્ધાંત છે, તેથી એનો સંબંધ શરીર, ઇંદ્રિય અને મન સાથે છે જ. હવે વિચારો કે; ભોક્તા કોને કહે છે? કઠોપનિષદમાં ભોક્તાની વ્યાખ્યા આ પ્રમાણે કરી છે: आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः । (૧-૩-૪.) ઇન્દ્રિયો અને મનથી યુક્ત થયેલો આત્મા ભોક્તા બને છે. શરીર, ઇન્દ્રિય અને મનથી રહિત આત્મા ભોક્તા હોતો નથી. બ્રહ્મરૂપ આત્માનો સર્વ-વ્યાપક હોવાથી મન, ઇન્દ્રિયો અને શરીર સાથે સંબંધ હોય જ છે. બ્રહ્મ તો સર્વનો અન્તર્યામી પણ છે, તેથી તે પણ ભોક્તા બની જાય છે.

વળી બ્રહ્માત્માના તો બ્રહ્મ, ક્ષત્ર આદિ સર્વ જગત ઓદન-રૂપે છે અને મૃત્યુ ઘી રૂપે છે. કઠોપનિષદમાં આ પ્રમાણે કહેલું છે, તેથી પણ બ્રહ્મ ભોક્તા છે એમ સમજાય છે. બ્રહ્મને ઓદન અને ઘી હોવાનો અર્થ જ એ છે કે બ્રહ્મ તેનો ભોક્તા છે. જો બ્રહ્મ ભોક્તા હોય તો તે પણ બીજા જીવાત્માઓના સમાન એક જીવાત્મા જ બની રહે છે. તો પછી બ્રહ્મ અને જીવોનો જે વિભાગ છે તે રહે નહિ. अनश्नन् अन्योऽभिचाकशीति, આ ઉપનિષદ-વાક્યમાં બ્રહ્મને અભોક્તા તરીકે કહેલ છે, તે પણ અસંગત થઈ જાય છે.

ઉક્ત શંકાનો ઉત્તર એ છે કે— લોક-વ્યવહારની પેઠે બ્રહ્મ અને જીવાત્માઓનો વિભાગ તો પ્રસિદ્ધ છે. બ્રહ્મનો સંબંધ ઇન્દ્રિયો અને મન સાથે છે એ વાત ખરી, પણ સંબંધ માત્ર હોવાથી બ્રહ્મ ભોક્તા બને નહિ, ભોક્તા બનવામાં તો પુણ્ય અને પાપરૂપ કર્મ કારણ છે. બ્રહ્મમાં પુણ્ય કે પાપ એમાંથી કશું જ નથી.

આ ઠેકાણે આ લૌકિક દૃષ્ટાંત આપવું યોગ્ય લાગે છે.— રોગી માણસ દવાખાનામાં જાય છે અને નીરોગી માણસ પણ દવાખાનામાં જાય છે. દવાખાનાનો સંબંધ તો બન્નેને સરખો જણાય છે; છતાં

દવા તો રોગીને જ લેવી પડે છે અથવા આપરેશન પણ રોગીને જ કરાવવું પડે છે. નીરોગી માણસ તો દ્રષ્ટા તરીકે જ રહે છે. તે જ પ્રમાણે બ્રહ્મને મન અને ઇન્દ્રિયો આદિ સાથે સંબંધ હોવા છતાં તેમાં ધર્માધર્મરૂપ કારણ ન હોવાથી તે બ્રહ્માત્મા ભોક્તા બનતો નથી.

બ્રહ્મ વ્યાપક અને નિયંતા છે અને બધાય જીવાત્માઓ એના નિયામ્ય છે. આ વિભાગ તો કાયમનો જ હોય છે.

જગતને ઓદનરૂપ અને મૃત્યુને ઘીરૂપ કહ્યું છે ખરું, પણ એનો ભાવ એ છે કે બ્રહ્મ સર્વ જગતનો પ્રલય કરે છે, એટલે એ વાક્ય પ્રલયાવસ્થાને સૂચવે છે. પરમેશ્વર જગતને ઉત્પન્ન કરે છે, પાળે છે અને પ્રલય કરે છે, એ તો બીજા ઉપનિષદમાં સ્પષ્ટ બતાવ્યું છે. જેમકે– तज्जलानिति शान्त उपासीत । છા. ૩-૧૪-૧. જગતનાં જન્મ, સ્થિતિ અને પ્રલયનું કારણ બ્રહ્મ છે, એમ સમજી શાંત બની ઉપાસના કરવી જોઈએ. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે બ્રહ્મ, જીવ અને જડ વર્ગનો વિભાગ અનાદિ અને અનંત છે જ. ॥ ૧૩ ॥

હવે, કાર્ય સત્ છે કે અસત્ ? અને તે કાર્ય કારણથી ભિન્ન છે કે અભિન્ન ? વગેરે શંકાઓનું સમાધાન આ સૂત્રદ્વારા કરવામાં આવે છેઃ

तदनन्यत्वमारम्भणशब्दादिभ्यः ॥ १४ ॥

પદાર્થઃ– (तदनन्यत्वम्) ઉપાદાનકારણથી કાર્યનું અનન્યત્વ એટલે અભિન્નત્વ હોય છે. એ વાત ઉપનિષદમાં આવેલા (आरम्भणशब्दादिभ्यः) આરંભણ શબ્દ આદિથી સિદ્ધ થાય છે.

ભાવાર્થઃ– ઉપાદાનકારણથી કાર્ય અભિન્ન હોય છે, એટલે કારણ સત્ય હોવાથી કાર્ય સત્ છે, મિથ્યા નથી. કાર્ય સત્ હોવા છતાં તે અનિત્ય છે. કાર્યમાં ઉપાદાનકારણ-દ્રવ્ય અનુગત રહે છે. જેમ બે ફળો જુદા-જુદા બતાવી શકાય છે, બે આંબળાં બે રકાબીમાં મૂકીને અલગ-અલગ બતાવી શકાય છે, તેમ ઉપાદાન-કારણ-દ્રવ્ય અને ઉપાદેય કાર્ય-દ્રવ્ય જુદાં-જુદાં બતાવી શકાતાં

નથી. આથી કારણદ્રવ્ય સાથે કાર્યદ્રવ્યનો અભેદ-સંબંધ માનવામાં આવે છે. નૈયાયિકો પણ આ વાત કબૂલ કરે છે, પણ તેઓ ઉપાદાનકારણ-દ્રવ્ય અને ઉપાદેય કાર્યદ્રવ્યનો સમવાય-સંબંધ માને છે. એના મતમાં ઉપાદાનકારણ-દ્રવ્ય એટલે સમવાયિકારણ, અને ઉપાદેય કાર્યદ્રવ્ય એટલે સમવેત કાર્યદ્રવ્ય. સમવાયિકારણદ્રવ્ય અને તેમાં રહેલું સમવેત કાર્યદ્રવ્ય બંને અયુતસિદ્ધ હોય છે. સમવાયિદ્રવ્યને છોડી સમવેત કાર્યદ્રવ્ય અલગ સ્થાનમાં રહી શકે નહિ, માટે તે બંને દ્રવ્યો અયુતસિદ્ધ કહેવાય છે. અયુતસિદ્ધ દ્રવ્યોનો સંબંધ સમવાયસંબંધ હોય છે. અહીં માત્ર નૈયાયિકોનો મત શબ્દમાં જ ભિન્ન જેવો દેખાય છે, વાસ્તવમાં કશો મતભેદ જણાતો નથી. છતાં અહીં વેદાન્તમાં તો આપણે કારણ સાથે કાર્યનો અભેદ-સંબંધ હોય છે એમ જ કહીશું, કારણ કે એ પરિભાષા વેદાન્તદર્શનમાં રૂઢ છે.

આ વાત છાંદોગ્ય ઉપનિષદમાં આ પ્રમાણે સમજાવવામાં આવી છે–યથા सौम्यैकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातं स्यात् वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ॥ ૬-૧-૪.

શ્વેતકેતુના પિતા સમજાવે છે કે– હે સૌમ્ય, શ્વેતકેતો, એક માટીના પિંડાને જાણવાથી તેમાંથી બનેલા સર્વ પદાર્થો જાણી શકાય છે, કે આ માટીના છે. કારણ કે માટી ઉપાદાનકારણ છે અને ઘટાદિ તેના વિકારો છે. ઘટાદિને જોઈશું તો જણાશે કે, તેમાં માટી સિવાય બીજું કોઈ દ્રવ્ય નથી. માટીનો પિંડો જુદા આકારે ગોઠવાયો તે જ ઘડો છે; વ્યવહાર ચલાવવા માટે એ વિકારનું નામ ઘડો રાખ્યું છે. માટીના ઘડારૂપ કાર્યમાં માટી જ દ્રવ્ય સત્ય છે અને ઘડો પણ સત્ય છે, છતાં તે માટીથી કોઈ જુદો નથી. આ પ્રમાણે કારણમાં કાર્ય સતસ્વરૂપે જ હોય છે, પણ તે વિકારરૂપ ઘટ કારણમાં કોઈ વખત અવ્યક્તરૂપે હોય છે અને કોઈ વખત વ્યક્તરૂપે હોય છે. કારણની બે અવસ્થા સમજવી જોઈએ. એક કારણરૂપ અને બીજી કાર્યરૂપ અથવા વિકારરૂપ.

અહીં ઉપરનું દષ્ટાંત આપી જગતરૂપ કાર્યનું ઉપાદાનકારણ જાણી શકાય તો સમસ્ત જડજગત જાણી શકાય, માટે ઉપાદાનકારણ જાણવાનો ખાસ પ્રયાસ કરવો જોઇએ.

કાર્યજગતનું ઉપાદાનકારણ સત્ છે એમ ઉપનિષદમાં કહેવામાં આવ્યું છે. જેમકે:— सदेव सौम्येदमग्र आसीत् एकमेवाद्वितीयम् ॥ છાં. ૬-૨-૧. આ સત્ એટલે પ્રકૃતિ, જેને અન્યત્ર 'માયા' કહેવામાં આવી છે. આ ઉપરથી એટલું સમજવામાં આવ્યું કે બધું કાર્યજગત્ 'પ્રકૃતિમય' છે. પ્રકૃતિ સ્વયં જડ છે. આમ જડ પ્રકૃતિને જાણવાથી કઈ જાતનો પુરુષાર્થ સિદ્ધ થાય છે? તે સમજાતું નથી. જે જાણવાથી માણસ હરેક પ્રકારનાં દુઃખરહિત થઇ જાય અને આનંદમાં મગ્ન રહે એ જ જાણવું જોઈએ. કારણ કે, માણસની એ જ જાતની માગણી હોય છે; કાં તો સદાને માટે દુઃખના અભાવની અથવા અનન્ત આનંદની પ્રાપ્તિની. આનું નામ જ પુરુષાર્થ છે. કેવળ જડ ઉપાદાનકારણ જાણવાથી કશો પુરુષાર્થ પ્રાપ્ત થતો નથી.

વળી પ્રકૃતિને જાણવાથી જીવાત્મા અને પરમાત્માનુ જ્ઞાન પણ થઇ શકતું નથી, કારણ કે જીવાત્મા અને પરમાત્મા પ્રકૃતિના વિકાર નથી. માટે સૂત્રનું તાત્પર્ય શું છે તે સ્પષ્ટ સમજવું જોઇએ.

આનો ઉત્તર એ છે કે— પરમાત્મા અથવા બ્રહ્મ પ્રકૃતિની કારણાવસ્થા અને કાર્યાવસ્થા બંનેમાં વિદ્યમાન હોય છે, કારણ કે તે વ્યાપક છે.

પરમાત્માને છોડી પ્રકૃતિ અને જીવાત્મા રહી શકતાં નથી. બ્રહ્મનો પ્રકૃતિ તથા જીવાત્માઓ સાથે અવિનાભાવ સંબંધ રહેલો છે. એટલે જો ઉપાદાનકારણ પ્રકૃતિ જાણી શકાય તો તેની સાથે સદૈવ સંબંધ ધરાવનાર બ્રહ્મને જાણ્યા પછી જીવાત્મા, પ્રકૃતિ અને સમસ્ત વિકૃતિઓ જણાઇ જ જાય છે, એટલે બ્રહ્મને જાણ્યા પછી

કશું જાણવાનું બાકી રહેતું નથી. એટલે ઉપરના વાકયમાં આવેલા 'સત્' પદનો અર્થ પ્રકૃતિ અને બ્રહ્મ બંને સમજવાં.

સૃષ્ટિની પહેલાં એકલું સત્ જ હતું એટલે કે વ્યાપ્યવ્યાપકરૂપે રહેલાં પ્રકૃતિ, જીવાત્મા અને બ્રહ્મ આ ત્રિવિધ સત્ હતું એમ જ સમજવું જોઇએ. પ્રકૃતિ અને જીવાત્મા બૃહદારણ્યક ઉપનિષદના અન્તર્યામી પ્રકરણમાં બતાવેલા બ્રહ્મનાં શરીર જ છે, અને એ શરીરનો અન્તરાત્મા બ્રહ્મ જ છે, એટલે સૃષ્ટિની પહેલાં ઉક્ત શરીર-વિશિષ્ટ બ્રહ્મ એક જ હતું, કોઇપણ જાતનો વિકાર એ વખતે નહોતો. આ પ્રમાણે ઉપાદાનકારણ સાથે ઉપાદેય દ્રવ્યનો અભેદ-સંબંધ બતાવ્યો છે અને સત્રૂપ પ્રકૃતિનો બ્રહ્મ સાથે અવિનાભાવ-સંબંધ બતાવ્યો છે.

પ્રકૃતિ સાથે બ્રહ્મ એટલું બધું વ્યાપક અને ઓતપ્રોત છે કે જાણે બંને એક હોય, માટે સૃષ્ટિના પહેલાં એક સત્ હતું અને એને જાણવાથી બધું જણાઇ જાય છે, તેથી મોક્ષ મેળવી શકાય છે. અહીં પ્રકૃતિરૂપ જડ પદાર્થને મિથ્યા કહેવાનું તાત્પર્ય નથી. શરીર અને શરીરી બંને સત્ય છે અને શરીરી = આત્મા જાણવા પહેલાં શરીરને જાણવું જ જોઇએ.

માનવ-શરીર અને શરીરીનો સંબંધ અનિત્ય હોય છે, તેથી તે બંને મરણ વખતે જુદાં પડે છે. પણ પ્રકૃતિરૂપ શરીર અને બ્રહ્મનો સંબંધ તો નિત્ય હોય છે, કારણ કે બંને નિત્ય છે. તે પ્રકૃતિ-રૂપ અને બ્રહ્મરૂપ સત કાયમ રહે છે. એક જ સત્ શબ્દના બે જરા જુદા પડતા અર્થો અહીં સમજવા.

પ્રકૃતિ સાથે બ્રહ્મ સદૈવ અવિનાભાવ-સંબંધે વિદ્યમાન છે; છતાં તે પ્રકૃતિની માફક પરિણામ પામતું નથી; તે તો સદૈવ એક-રૂપે જ રહે છે. જીવાત્મામાં તો જ્ઞાન આદિના સંકોચ-વિકાસ થયા કરે છે અને આ સંકોચ-વિકાસને જીવાત્માનો પરિણામ કેટલાક ભાષ્યકારોએ (રામાનુજાચાર્યે) કહ્યો છે. પણ બ્રહ્મમાં તો જ્ઞાનનો પણ

સંકોચ અને વિકાસ થતો નથી. બ્રહ્મ સદૈવ એકરૂપ અને એકરસ છે. પ્રકૃતિ સાથે વ્યાપક હોવાથી કેટલાક આચાર્યોએ બ્રહ્મની પણ ઉપાદાનકારણમાં ગણત્રી કરી દીધી છે, તે બરાબર નથી.

સ્વામી શ્રી શંકરાચાર્યજી વિકારમાત્રને મિથ્યા માને છે. તો પછી પ્રશ્ન એ થાય છે કે પ્રકૃતિ સાથે તેનો અભેદ કેવી રીતે? શું ભાવ અને અભાવ એ અર્થોનો અભેદ સંભવી શકે? ઘડો અને ઘડાનો અભાવ બંને એક છે એમ કયો વિવેકી માણસ કહે છે? જો ભાવ અને અભાવ એક જ હોય તો સધન અને નિર્ધન, રોગી અને નીરોગી, બધા સરખા જ ગણાવા જોઈએ. માટે મિથ્યાવાદને મિથ્યા જ સમજવો જોઈએ. કારણમાં કાર્યને સત્ માનો અથવા કારણ સાથે કાર્યનો સમવાયસંબંધ માનો, આ બંને મંતવ્યો યોગ્ય લાગે છે.

બ્રહ્મ ઉપાદાનકારણ છે અને તેના જ બધા વિકારો છે, એ માન્યતા પણ મિથ્યાવાદ જેટલી જ મિથ્યા જણાય છે. જડ અને ચેતન, આ બે અર્થો તો સનાતન છે. આ બેમાંથી જો એક ન રહે તો જગતનું સ્વરૂપ જ ન રહે. આ બાબતને સમજાવવાનું જ સર્વ ઉપનિષદોનું તાત્પર્ય છે.

જીવાત્મા ચેતન છે; ચેતનનું ઉપાદાન જડ હોઈ શકે નહિ. માટે જીવાત્માનું ઉપાદાનકારણ જડ પ્રકૃતિ નથી.

બ્રહ્મ ચેતન છે માટે જીવાત્માનું ઉપાદાનકારણ બ્રહ્મ જ હોવું જોઈએ. આ માનવું પણ ખોટું છે; કારણ કે જીવાત્મા તો નિત્ય છે. न जायते म्रियते वा कदाचित् ઇત્યાદિ ઉપનિષદનાં વાક્યોથી એ વાત સ્પષ્ટ સમજાય છે. જીવાત્મા કોઈનો પણ વિકાર નથી.

બ્રહ્મને જાણવાથી જીવાત્માનું જ્ઞાન થઈ જાય છે; કારણ કે જીવાત્મામાં પણ બ્રહ્મ ઓતપ્રોત છે. 'બ્રહ્મને જાણવાથી સર્વ જણાઈ જાય છે.' એ વાક્યનું તાત્પર્ય એ છે કે બ્રહ્મ સર્વવ્યાપક હોવાથી બ્રહ્મ જાણવાથી બધું જણાઈ જાય છે. ભીંત ઉપર પ્રકાશ પડ્યો

હોય તો તે પ્રકાશના જ્ઞાન સાથે જ ભીંતનું પણ જ્ઞાન થઈ જાય છે. બ્રહ્મ બધાનું ઉપાદાનકારણ છે માટે બ્રહ્મજ્ઞાન સર્વનું જ્ઞાન થવામાં કારણ નથી. બ્રહ્મ તો કોઈપણ દ્રવ્યનુ ઉપાદાનકારણ નથી, એ તો સર્વનું નિમિત્તકારણ છે, याथातथ्यतोऽर्थान् व्यद्धात्। (ईशावास्य-૮) ઈત્યાદિ ઉપનિષદોથી એ વાત સ્પષ્ટ થાય છે. ॥ ૧૪ ॥

હવે કાર્યનો કારણ સાથે અભેદ હોવામાં કેટલાક હેતુઓ આપે છે:

भावे चोपलब्धेः ॥ ૧૫ ॥

પદાર્થ:– (भावे च) અને કારણના હોવામાં જ (उपलब्धेः) કાર્યની ઉપલબ્ધિ થાય છે.

ભાવાર્થ:– કારણ હોય તો જ કાર્યની ઉપલબ્ધિ થાય છે; કારણ ન હોય તો કાર્યની ઉપલબ્ધિ થતી નથી. જેમકે– માટી હોય તો જ ઘડાની ઉપલબ્ધિ થાય; સૂતર હોય તો જ કાપડની ઉપલબ્ધિ થાય; માટે ઉપાદાનકારણ અને ઉપાદેય કાર્યનો અભેદ સંબંધ છે. નિમિત્તકારણનો કાર્ય સાથે અભેદ-સંબંધ હોતો નથી. કારણ કે, કુંભાર એ ઘડાનું નિમિત્તકારણ છે, તેથી કુંભાર હોય તો જ ઘડાની ઉપલબ્ધિ થાય એવો નિયમ જણાતો નથી. ઘડા સાથે અનુગત તો માટી જ છે, કુંભાર નહિ.

શંકા:– બ્રહ્મ જગતનું નિમિત્તકારણ છે, તો ઉપાદાનકારણ માફક બ્રહ્મ જગતમાં અનુગત કેમ છે?

સમાધાનઃ– કુંભાર જેમ ઘડાનું નિમિત્તકારણ છે તેમ સમસ્ત કાર્યજગતનું નિમિત્તકારણ બ્રહ્મ છે. છતાં બ્રહ્મ સમસ્ત જગતમાં અનુગત છે તેનું કારણ એ છે કે, બ્રહ્મ સર્વવ્યાપક છે; માટે બ્રહ્મને છોડી કોઈપણ પદાર્થની ઉપલબ્ધિ થતી નથી. જ્યારે કુંભાર અવ્યાપક છે, તેથી ઘડાની ઉપલબ્ધિ કરવામાં અથવા ઘડાનું પ્રત્યક્ષ કરવામાં કુંભારની જરૂર પડતી નથી. કુંભારની ગેરહાજરીમાં પણ ઘડો વિદ્યમાન હોય છે—એવું સર્વકોઈ જાણી શકે છે.

આ ઉપરથી સમજવું રહ્યું કે ઉપાદાનકારણ-દ્રવ્ય અને ઉપાદેય કાર્યદ્રવ્યનો જ અભેદ-સંબંધ છે. નિમિત્તરૂપ કારણ-દ્રવ્યનો ઉપાદાનકારણ કે ઉપાદેય કાર્યદ્રવ્ય સાથે અભેદ હોતો નથી.

અભેદ હોવામાં બીજો હેતુ આપે છે :

सत्त्वाच्चावरस्य ॥ १६ ॥

પદાર્થ :– (सत्वात् च) ઉત્પત્તિ પહેલાં કારણસ્વરૂપે કારણમાં (अवरस्य) પછીના કાળમાં પ્રકટ થનાર ઉપાદેય કાર્ય વિદ્યમાન હોય છે, તેથી કાર્ય અને કારણનો અભેદ-સંબંધ છે.

ભાવાર્થ:– ઉપનિષદમાં એમ લખ્યું છે કે, કારણરૂપે ઉપાદાન-કારણમાં પછીથી પ્રકટ થનાર ઉપાદેય કાર્ય વિદ્યમાન હોય છે. જેમકે, सदेव सौम्येदमग्र आसीत् । (छांदोग्य. ६–२–१.) આ કાર્યાત્મક જગત ઉત્પન્ન થયા પહેલાં સતરૂપ જડ પ્રકૃતિમાં વિદ્યમાન હતું. આ ઉપરથી પણ સમજી શકાય છે કે કાર્યકારણનો અભેદ-સંબંધ છે.

શંકા:– 'आत्मा वा इदमेक एवाग्र आसीत् नान्यत् किंचन मिषत् । (ऐत. १-१.) જગત ઉત્પન્ન થયા પહેલાં તે આત્મા જ હતું; બીજું કશું ગતિવાળું નહોતું.'

અહીં આત્મા–બ્રહ્મ કે જે નિમિત્તકારણ છે, તેની સાથે સૃષ્ટિ ઉત્પન્ન થયા પહેલાં જગતને અભિન્ન કેમ બતાવ્યું છે ?

ઉત્તર:– બ્રહ્મ તો સર્વવ્યાપક છે તેમ અનાદિ પણ છે, તેથી જગત ઉત્પન્ન થયા પહેલાં આત્મા–બ્રહ્મ હતું જ, અને તેનો એક-દેશ જણાતું સમસ્ત જગત્ કારણરૂપે હતું. આમાં બ્રહ્મ સાથે જગતનો અભેદ-સંબંધ બતાવ્યો નથી. જડ અને ચેતનનો અભેદ ન હોય. જેમ સમુદ્રના એક ભાગમાં માછલું રહે છે તેમ બ્રહ્મમાં ઉત્પત્તિ પહેલાં કારણસ્વરૂપે નિષ્ક્રિય બનેલું જગત હતું. આ કારણથી જ સૃષ્ટિ ઉત્પન્ન થયા પહેલાં આત્મસ્વરૂપ બ્રહ્મ જ હતું

એમ કહ્યું છે. આથી સત્‌રૂપ જડ પણ ન હતું એમ સમજવાનું નથી. આ ઉપરથી પણ કાર્ય અને ઉપાદાનકારણનો અભેદ સંબંધ છે. ॥૧૬॥

કારણ અને કાર્યનો અભેદ હોવામાં એક વિશેષ હેતુ:

*असद्व्यपदेशान्नेति चेन्न धर्मान्तरेण वाक्यशेषात्* ॥ ૧૭ ॥

પદાર્થ:- (असद्व्यपदेशात्) ઉત્પત્તિ પહેલાં અસદ્ શબ્દથી વ્યપદેશ હોવાથી (नेति चेत् न) કાર્યનો કારણ સાથે અભેદ નથી એમ જો કહેવામાં આવે તો એ ઠીક નથી (धर्मान्तरेण) બીજા ધર્મથી અર્થાત્ અવ્યાકૃત નામરૂપત્વથી તેમ કહેવામાં આવ્યું છે. એવું (वाक्यशेषात्) વાક્યના શેષ ભાગથી સમજાય છે.

ભાવાર્થ:- કાર્ય ઉત્પન્ન થયા પહેલાં અસદ્‌રૂપ અર્થાત્ અભાવરૂપ હતું એમ ઉપનિષદમાં કહેવામાં આવ્યું છે. असदेवेदमग्र आसीत् । (छां. उप. ૩-૧૯-૧.) કાર્યની ઉત્પત્તિ પહેલાં અસત્ હતું. અસત્ એટલે અભાવ. જો કાર્ય ઉત્પત્તિ પહેલાં અભાવરૂપ હોય તો તેનો કારણ સાથે અભેદ કેવી રીતે હોઈ શકે ? ભાવ અને અભાવનો અભેદ ન જ હોય.

આનો ઉત્તર એ છે કે—ઉક્ત ઉપનિષદમાં જે 'અસત્' કહેવામાં આવ્યું છે તેનો અર્થ બીજા ધર્મરૂપે તે હતું, અર્થાત્ પહેલાં કાર્ય અવ્યાકૃતનામરૂપે હતું. કાર્યની બે અવસ્થા હોય છે—વ્યાકૃતનામરૂપત્વ અને અવ્યાકૃતનામરૂપત્વ. કાર્ય જ્યારે વ્યાકૃતરૂપમાં હોય ત્યારે 'સત્' કહેવામાં આવે છે અને અવ્યાકૃતરૂપમાં હોય ત્યારે કાર્ય 'અસત્' કહેવામાં આવે છે. માટે અસત્‌નો અર્થ 'અભાવ' કરવો નહિ. અભાવ તુચ્છરૂપ હોવાથી તેની સાથે કારકનો સંબંધ હોતો નથી, અને કારક વગર એને માટે ક્રિયાનો પણ ઉપયોગ થઈ શકે નહિ. ઉક્ત ઉપનિષદમાં તો અસત્ સાથે आसीत् ક્રિયાનો સંબંધ બતાવ્યો છે. માટે અસત્‌નો અર્થ અભાવ કરવો નહિ.

વાક્યશેષ એટલે વાક્યનો બાકી રહેલો ભાગ. વાક્યના આગળના ભાગમાં એમ કહેવામાં આવ્યું છે કે तत् सद् आसीत्, તે સત્ હતું, અર્થાત્ કાર્ય સત્ હતું. આ ઉપરથી પણ સમજાય છે કે 'અસત્'નો અર્થ અભાવ કરવો નહિ. અવ્યાકૃતરૂપે ઉત્પત્તિ પહેલાં પણ કાર્ય સત્ હોવાથી કારણ સાથે એનો અભેદ છે એમ સ્પષ્ટ સમજી શકાય છે. ॥ ૧૭ ॥

આ સૂત્ર પણ કાર્યનો કારણ સાથે અભેદ બતાવે છે:

युक्तेः शब्दान्तराच्च ॥ १८ ॥

પદાર્થ:- (युक्तेः) યુક્તિથી (च) અને (शब्दान्तरात्) બીજાં વેદાન્તવાક્યોથી અભેદ સિદ્ધ થાય છે.

ભાવાર્થ:- કાર્યનો કારણ સાથે અભેદ હોવામાં અને ઉત્પત્તિ પહેલાં પણ કાર્યનું અસ્તિત્વ હોવામાં આ યુક્તિ છે. જે માણસને દહીં જોઈતું હોય તે દૂધ લઈ મેળવે છે, કારણ કે દૂધમાં દહીં અવ્યાકૃતરૂપે વિદ્યમાન છે. જેને કાપડ જોઈતું હોય તે સૂતર લેવા પ્રયત્ન કરે છે, કારણ કે સૂતરમાં જ કાપડનું અસ્તિત્વ છે. જો દૂધમાં દહીંનો અને સૂતરમાં કાપડનો અભાવ હોત તો, દહીંની જરૂરવાળો દૂધ માટે અને કાપડની જરૂરવાળો સૂતર માટે પ્રવૃત્તિ જ ન કરત. કારણ કે, અભાવ તો તુચ્છ અને સર્વત્ર એકસરખો જ હોય છે, તો દહીં ઇચ્છનારે દૂધમાં જ શામાટે પ્રવૃત્તિ કરવી ? શામાટે માટીમાં પ્રવૃત્તિ ન કરવી ?

ભિન્ન-ભિન્ન કાર્યોનાં ભિન્ન-ભિન્ન કારણો નિયમિત હોય છે, તેથી જણાય છે કે કારણમાં કાર્ય ઉત્પત્તિ પહેલાં અવ્યાકૃત છે અને કારણથી તે અભિન્ન છે.

વેદાન્તના શબ્દો પણ કહી રહ્યા છે કે, કારણમાં કાર્ય ઉત્પત્તિ પહેલાં પણ સત્ છે અને તે કારણરૂપે પણ છે. જેમકે, सदेव आसीत । (છા. ૬-૨-૧) ઉત્પત્તિ પહેલાં આ જગત

કારણરૂપે સત્ હતું, કારણ સાથે અભિન્ન હતું, અવ્યાકૃત હતું, વગેરે. શબ્દોથી પણ સિદ્ધ થાય છે કે કારણ અને કાર્યનો અભેદ છે અને કાર્ય ઉત્પત્તિ પહેલાં પણ સત્ છે. ॥૧૮॥

જો ઉત્પત્તિ પહેલાં કારણમાં કાર્ય વિદ્યમાન હોય તો તે કેમ જોઈ શકાતું નથી? એના ઉત્તરરૂપે આ સૂત્ર છેઃ

पटवच ॥१९॥

પદાર્થઃ- (च) અને (पटवत्) સંકેલા વસ્ત્ર પેઠે.

ભાવાર્થઃ- જેમ ઘડી કરી રાખેલો કાપડનો તાકો કેટલો લાંબો-પહોળો છે તે સ્પષ્ટ જોઈ શકાતો નથી, પણ જ્યારે ઘડી ઉકેલી નાખી લાંબો કરવામાં આવે છે ત્યારે તાકો તેની લંબાઇ-પહોળાઈ સાથે સ્પષ્ટ જોઈ શકાય છે. તેમ કારણમાં ઉત્પત્તિ પહેલાં રહેલું કાર્ય સાધનોનો ઉપયોગ કરવાથી પ્રકટ થાય છે. સૂતરમાં એનો (કાપડનો) અભાવ હોતો નથી, માટે અભાવમાંથી કાર્ય બનતું નથી. જો અભાવમાંથી કાપડ બનતું હોત તો અભાવ બધે ઠેકાણે હોવાથી માટીમાંથી અને પાણીમાંથી પણ કાપડ બનત, કારણકે ત્યાં પણ અભાવ તો છે જ. આ દૃષ્ટાન્તથી સમજાય છે કે કારણમાં કાર્ય અવ્યાકૃતસ્વરૂપે ઉત્પત્તિ પહેલાં પણ વિદ્યમાન છે. ॥૧૯॥

અભેદ હોવામાં બીજું દૃષ્ટાંત આપે છેઃ

यथा च प्राणादि ॥२०॥

પદાર્થઃ- (च) અને (प्राणादि) પ્રાણ આદિ (यथा) પેઠે.

ભાવાર્થઃ- શરીરમાં પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન આદિ વાયુના ભેદો છે. પણ જ્યારે યોગી પ્રાણાયામ કરી તે બધાનો નિરોધ કરે છે ત્યારે પ્રાણ માત્ર જીવનને જ ટકાવી રાખે છે. બાકી શરીરમાં વાયુનો પ્રસાર તેમજ આકુંચન આદિ કશું જણાતું નથી, (અપાન આદિનું કાર્ય જણાતું નથી.) જોકે એ બધા વાયુના ભેદો સૂક્ષ્મરૂપે

કારણમા તો વિદ્યમાન જ હોય છે તેમ ઉત્પત્તિ પહેલા કાર્ય કારણમા હોય છે અને તે કારણરૂપે અવ્યાકૃત બની રહેલુ હોય છે ॥ ૨૦ ॥

જીવાત્મા જો બ્રહ્મ હોય તો શો દોષ આવે તે આ સૂત્રમા જણાવે છે

इतरव्यपदेशाद्धिताकरणादिदोपप्रसक्ति ॥ २१ ॥

પદાર્થ – (इतरव्ययदेशात्) જીવાત્માનુ જો બ્રહ્મ તરીકે કથન કરવામા આવે તો (हिताकरणदोषप्रसक्ति) હિત આદિનુ ન કરવું ઈત્યાદિ દોષોનો પ્રસગ બ્રહ્મને માટે ઊભો થાય છે.

ભાવાર્થ – જીવાત્મા જો બ્રહ્મ હોય તો જગતમા ભોક્તા પણ બ્રહ્મ છે એમ સિદ્ધ થાય છે જગતનો રચનાર બ્રહ્મ અને જગતનો ભોક્તા પણ બ્રહ્મ तत्त्वमसि, अयमात्मा ब्रह्म—ઈત્યાદિ વાક્યોથી નવીન વેદાન્તીઓ જીવને બ્રહ્મ માનવા મથે છે જો આમ જ હોય તો બ્રહ્મે પોતાને માટે હિત જ કેમ ન બનાવ્યુ ? શામાટે અહિત બનાવ્યુ ? જગતમા દુખ છે એ તો સર્વકોઇને અનુભૂત છે અહિતમાથી જ દુખ ઉત્પન્ન થાય છે જો બ્રહ્મ જ ભોક્તા છે, જીવ જેવી કોઈ બીજી ચેતન વસ્તુ જ નથી, તો તેણે પોતા માટે દુખમય સૃષ્ટિ શામાટે બનાવી ? કોઇપણ સમજુ માણસ પોતાને દુખ થાય એવો ઉપાય શોધતો નથી, તો પછી સર્વજ્ઞ બ્રહ્મે પોતાને માટે દુખ શામાટે સર્જ્યું ? જગતમા આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક વિચિત્ર દુખો છે આ બધાનુ કારણ બ્રહ્મ સિવાય બીજુ કોણ છે ?

વેદમા તો જીવ અને બ્રહ્મનો ભેદ સ્પષ્ટ બતાવવામા આવ્યો છે જેમકે, त्व यविष्ठ, दाशुषो नॄँ पाहिर्धी शृणु गिर । रक्ष तोकमुत त्मना ॥ (ऋग्वेद मन्त्र ८-८४ ३) હે અતિબલવન્, પરમાત્મન્, તમે જેઓ બીજાઓને મદદ કરે છે તેવા માણસોનુ રક્ષણ કરો છો. તમે અમારી વાણી સાભળો, અને અમે તમારા પુત્રસમાન છીએ તમે સ્વયં અમારુ રક્ષણ કરો.

આમાં બ્રહ્મ અને જીવાત્માઓનો ભેદ સ્પષ્ટ બતાવ્યો છે. તો જેઓ વેદાન્તના કેટલાંક વાક્યોથી જીવને બ્રહ્મ તરીકે સિદ્ધ કરવા મથે છે, તેઓ શું વેદથી વિરુદ્ધ માર્ગે નથી જઈ રહ્યા? વેદ-વિરોધી વચનો માન્ય કેમ કરી શકાય?

જીવ અને બ્રહ્મમાં ઔપાધિક ભેદ છે, ખરો ભેદ નથી, એમ કહેવું પણ ખોટું છે. શું એવો કોઇ મંત્ર બતાવી શકો છો કે જેમાં ઉપાધિ બતાવી હોય? ઉપાધિનું સ્વરૂપ અને ઉપાધિનું માપ પણ બતાવ્યું હોય? જીવ, ઇશ્વર અને પ્રકૃતિ—આ ત્રણ સિવાય ઉપાધિ નામનો કોઇ ચોથો પદાર્થ વેદમાં બતાવવામાં આવ્યો નથી. ઉપાધિ એ તો નવીન વેદાન્તીઓની માત્ર કલ્પના છે. એક બ્રહ્મ માનવામાં અને જીવને ન માનવામાં ઘણા દોષો આવતા હોવાથી અને એવી માન્યતાને વેદનો ટેકો ન હોવાથી એ મત ત્યાજ્ય છે. ॥૨૧॥

આ સૂત્ર પણ જીવ અને બ્રહ્મનો ભેદ બતાવે છે:

अधिकं तु भेदनिर्देशात् ॥ २२ ॥

પદાર્થ:– (भेदनिर्देशात्) જીવ અને બ્રહ્મના ભેદનો નિર્દેશ હોવાથી (अधिकं तु) બ્રહ્મ જીવાત્માઓ તથા જડવર્ગ કરતાં અધિક–શ્રેષ્ઠ જ છે.

ભાવાર્થ:– સંસારમાં અનેકવિધ દુઃખ હોવાથી અને એ દુઃખનો ભોક્તા બ્રહ્મ ન હોવાથી જીવાત્મા દુઃખનો ભોક્તા તરીકે છે. જુઓ, ઉપનિષદનાં વાક્યો આ પ્રમાણે છે:

(૧) यो विज्ञाने तिष्ठन् विज्ञानादन्तरो यं विज्ञानं न वेद। बृहदारण्यक. ૩-૨-૨૨. અહીં વિજ્ઞાન શબ્દથી જીવાત્મા લેવામાં આવે છે.

पृथगात्मानं प्रेरितारं च मत्वा जुष्टस्ततस्तेनामृतत्वमेति। श्वेताश्व. १-६.

જીવાત્મા અને પ્રેરણા કરનાર આત્માને માનીને પ્રેરક આત્મા–બ્રહ્મનો ભક્ત બનેલો જીવાત્મા મુક્તિને પામે છે.

स कारणं करणाधिपाधिपः। श्वेताश्व. ६-९.

તે કારણ છે. ઇંદ્રિયો અને જીવાત્માઓનો તે સ્વામી છે.

तयोरन्यः पिप्पल स्वाद्वत्ति ॥ श्वेताश्व. ४-५.

બ્રહ્મ અને જીવ આ બેમાંથી જીવ ધર્મ અને અધર્મનાં ભોગવે છે

ज्ञाज्ञौ द्वावजौ ईशनीशौ । श्वेताश्व. १-९.

બ્રહ્મ સર્વજ્ઞ છે. જીવાત્મા અલ્પજ્ઞ છે. બંને અનાદિ છે. બ્ર સર્વશક્તિયુક્ત છે અને જીવાત્મા અનીશ—અલ્પશક્તિ વાળો છે.

प्राज्ञेनात्मना सपरिष्वक्तो न वाह्य किंचन वेद नान्तरम् । बृह. ४-३-२

બ્રહ્મમાં સંબદ્ધ થયેલો જીવ અંદર અને બહારનું કશું પ જાણતો નથી.

प्रधानक्षेत्रज्ञपतिर्गुणेशः । श्वेताश्व. ६-१६.

બ્રહ્મ પ્રધાન—પ્રકૃતિ અને જીવાત્માનો સ્વામી છે તથા સત્વ રજ અને તમ—એ ત્રણે ગુણોનો પણ સ્વામી છે.

आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः । बृह. २-४-५.

પરમાત્માનો અનુભવ કરવો જોઇએ, તેનુ શ્રવણ કરવું જોઇએ અને તેનું મનન—(ઉપાસના) કરવું જોઇએ.

सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः । छांदोग्य. ८-७ १. એ આત્માની શોધ કરવી જોઇએ, તેને જાણવાની ઇચ્છા કરવી જોઈએ.



सता सौम्य तदा सपन्नो भवति । छादोग्य ८-१.

સુષુપ્તિમાં આત્મા બ્રહ્મ સાથે જોડાય છે.—આ બધાં વેદાન્ત-વાકયોથી જીવાત્મા બ્રહ્મથી ભિન્ન છે એમ સમજાય છે.

હવે નિશ્ચય કરી શકાશે કે પરમાત્મામાં હિતાકરણ અને અહિતાકરણના દોષો આવતા નથી, કારણ કે તે પોતાને માટે સૃષ્ટિ જ બનાવતો નથી, તો પછી હિતાકરણ વગેરેની તો વાત જ કયાં રહી? ॥ ૨૨ ॥

•જીવ અને બ્રહ્મ બંને ચેતન છે, માટે જીવાત્મા બ્રહ્મ થઈ શકે.
મકે—जीवो ब्रह्म चेतनत्वात् यन्नैवं न तद् ब्रह्म यथा घटादि । આવી
તના અનુમાનથી કેટલાક જીવને બ્રહ્મ માને છે, તેનો ઉત્તર આ
ત્રમાં આપે છે:

अश्मादिवच्च तदनुपपत्तिः ॥ २३ ॥

પદાર્થ:– (च) અને (अश्मादिवत्) પાષાણાદિની માફક (तदनु-
त्तिः) જીવમાં બ્રહ્મત્વની સિદ્ધિ થઈ શકતી નથી.

ભાવાર્થ:– ઢેકું, પાષાણ, મણિ—આ બધા પાર્થિવ પદાર્થો છે, ને બધામાં પૃથ્વીત્વ ધર્મ સમાન છે; છતાં ઢેકું એ મણિ બની કતું નથી. ઘી, દૂધ, દહીં, માખણ, ગોળ વગેરે પદાર્થો પણ પાર્થિવ , છતાં તેઓ એક થઈ શકતા નથી. તેમ જીવ ચેતન હોવાને રણે જ બ્રહ્મ થઈ શકતો નથી. માણસ માણસમાં, કાપડ કાપડમાં ને અશ્વ અશ્વમાં જેમ બહુ જ લાંબો ફરક હોય છે, તેમ જીવ ને બ્રહ્મ બંને ચેતન હોવા છતાં તે બંને એક થઈ શકતા નથી. માં પણ ઘણો જ ફરક છે. જેમ સાધારણ પાષાણ મણિ ન કહેવાય, મ જીવાત્મા બ્રહ્મ ન કહેવાય. જીવ અનાદિ અને અમર હોવાથી હાને માટે તે બ્રહ્મથી જુદો છે.

न जायते म्रियते वा कदाचित् । એ વેદાન્ત-વાક્ય પણ જીવને નિત્ય ાને છે અને તે બ્રહ્મથી ભિન્ન છે. આથી સ્પષ્ટ સમજાશે કે કેવળ હ્મ જ નથી, જીવાત્માઓ પણ છે જ; તેથી જે આગળ કહેવામાં ાવ્યું છે કે બ્રહ્મે પોતાને માટે હિત કેમ ન કર્યું? અને અહિત ામાટે કર્યું? વગેરે શંકાઓ દૂર થઈ જાય છે. બ્રહ્મે પોતાને ાટે જગત જ નથી બનાવ્યું, જગત તો જીવાત્માઓને માટે નાવ્યું છે. માટે હિતાકરણાદિ દોષ બ્રહ્મમાં આવતા નથી.

પ્રશ્ન:– ભલે જીવો બ્રહ્મ ન બને, અને તેઓને માટે બ્રહ્મે જગત બનાવ્યું છે એ પણ કબૂલ કરીએ, છતાં એણે જગત

હિતરૂપ–સુખરૂપ જ કેમ ન બનાવ્યું? જીવાત્માઓ જગતમાં સદા સુખી જ રહે એ શું પરમાત્માને નથી ગમતું?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે– જગત બધું જ હિતરૂપ જ છે; છતાં જીવાત્માઓ બધા સરખા હોતા નથી, તેથી જ જગતના એક પદાર્થથી અમુક જીવ સુખ મેળવે છે જ્યારે બીજો તેનાથી દુઃખ મેળવે છે. આમાં બ્રહ્મનો દોષ નથી પણ જીવાત્માઓનો દોષ છે. ચપ્પુને માણસના લાભ માટે જ કારીગર બનાવે છે, છતાં કોઈપણ માણસ તેનો દુરુપયોગ કરે, એનાથી કોઈનો પ્રાણ લે, તો એ જ ચપ્પુને ખાતર માણસને મરણાન્ત દુઃખ ભોગવવું જ પડે. આમાં કારીગરનો કશો જ દોષ નથી; ઉપયોગ કરનારનો જ દોષ છે. તેમ જગતનો ઉપયોગ કરનારાઓ જ પોતાના અજ્ઞાન અને રાગદ્વેષાદિ દોષોને લીધે દુઃખી થાય છે. માટે બ્રહ્મમાં હિતાકરણાદિ દોષો આવતા નથી. ॥ ૨૩ ॥

સામાન્ય રીતે કર્તા ઉપાદાનકારણ સિવાય બીજાં કારકોની પણ અપેક્ષા કાર્ય બનાવવા માટે રાખે છે, તો તે નિયમ પ્રમાણે પરમાત્મા ઉપાદાનકારણ સિવાય જગતરૂપ કાર્ય બનાવવા માટે બીજાં ક્યાં કારકોની અપેક્ષા રાખે છે? એનો ઉત્તર આ સૂત્રમાં શાસ્ત્રકાર આપે છે:

उपसंहारदर्शनान्नेति चेन्न क्षीरवद्धि ॥ २४ ॥

પદાર્થ:– (उपसंहारदर्शनात्) સાધનોનું મેલન જોવાતું હોવાથી (न इति चेत्) બ્રહ્મને બીજાં કારકો મળતા ન હોવાથી તે કર્તા બની શકે નહિ. જો એવી શંકા કરવામાં આવે તો (न) ઠીક નથી (हि) કારણ કે (क्षीरवत्) દૂધ પેઠે.

ભાવાર્થ:– કુંભાર, વણકર વગેરે કર્તાઓને માટી અને સૂતરરૂપ ઉપાદાનકારણ સિવાય ઘટ અને વસ્ત્રરૂપ કાર્ય બનાવવા માટે ચક્ર, દંડ, શાળ વગેરે સાધનોની જરૂર પડે છે. સાધનો વગર

એકલા ઉપાદાનમાંથી જ કર્તા કાર્ય બનાવી શકે નહિ, તો પ્રકૃતિ-રૂપ ઉપાદાનકારણમાંથી પરમાત્માએ કયાં બીજાં સાધનોથી જગત્‌રૂપ કાર્ય બનાવ્યું?

જો બીજાં કારકો ન હોય તો પરમાત્મામાં કર્તૃત્વ સિદ્ધ થઈ શકે નહિ.

આ શંકાનું નિવારણ દૂધમાંથી બનતા દહીંનું દૃષ્ટાંત આપી કરે છે. દૂધમાંથી દહીંરૂપ કાર્ય બનાવવામાં જેમ કોઇ અન્ય સાધનોની જરૂર પડતી નથી, તેમ પ્રકૃતિમાંથી જગતરૂપ કાર્ય બનાવવા માટે અન્ય સાધનોની જરૂર પડતી નથી.

અહીં જો કોઈ શંકા કરે કે, દહીં બનાવવામાં બહારની ગરમી અને મેળવણની જરૂર પડે છે. આનો ઉત્તર એ છે કે, દૂધમાં દહીં બનવાની શક્તિ છે, મેળવણ અને બહારની ગરમી તો દહીં જલદી અને મીઠું બને તેને માટે હોય છે. પાણીમાં મેળવણ અને બહારની ગરમી હોવા છતાં તેમાંથી દહીં કેમ બનતું નથી? તો તેનો ઉત્તર એ જ છે કે પાણીમાં દહીં ઉત્પન્ન કરવાની શક્તિ નથી.

તે જ પ્રમાણે પ્રકૃતિ અથવા પરમાણુઓમાં જગતને ઉત્પન્ન કરવાની શક્તિ છે, માટે તેમાંથી પરમાત્મા જગત બનાવે છે. વળી કુંભાર આદિ કર્તાઓ તો અવ્યાપક છે, ઉપાદાનકારણમાં તેઓ વ્યાપક નથી, માટે બાહ્ય સાધનોની તેઓને જરૂર પડે છે. જ્યારે પરમાત્મા તો પ્રકૃતિ અને પરમાણુઓમાં પણ વ્યાપક છે, તો તેને બાહ્ય સાધનની જરૂર કેવી રીતે હોઈ શકે? પ્રકૃતિમાં કાર્યરૂપે બનવાની શક્તિ છે અને તેને કેવળ ચેતનના સંબંધની જરૂર હોય છે, તે બ્રહ્મ વ્યાપક હોવાથી મળી રહે છે; માટે બ્રહ્મને જગત બનાવવામાં બાહ્ય સાધનોની જરૂર પડતી નથી. બ્રહ્મ પોતે સર્વજ્ઞ, સર્વશક્તિ-યુક્ત અને અનન્ત છે. પ્રકૃતિના કાર્યનો ફેલાવ પણ પરમાત્મામાં જ થાય છે બહાર નહિ. જેમ ખાધેલું અન્ન

શરીરમાં જ લોહી, માંસ, હાડકાં, ચામડી આદિ અનેક કાર્યરૂપે જીવાત્માના સંબંધમાત્રથી જ થાય છે, બહારનાં કોઈ સાધનની જરૂર પડતી નથી; તેમ પરબ્રહ્મમાં રહેલી પ્રકૃતિ પરબ્રહ્મમાં જ અનેકવિધ કાર્યો પરબ્રહ્મની શક્તિથી બનાવે છે. પ્રકૃતિ જડ હોવાથી તેને ચેતનના સંબંધની જરૂર પડે છે, પણ બ્રહ્મને કોઈ પણ બાહ્યસાધનની જરૂર પડતી નથી. ઉપનિષદો પણ કહી રહ્યાં છે કે न तस्य कार्य करणं च विद्यते न तत्समश्चाभ्यधिकश्च दृश्यते। परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च ॥ શ્વેતાશ્વ ઉપ. ૬–૮ પરબ્રહ્મને શરીર અને ઇંદ્રિયો નથી, એના જેવો બીજો કોઈ ચેતન-આત્મા નથી અને એમાં અનેક પ્રકારની શક્તિ ભરી પડી છે. એમાં જ્ઞાન, બળ અને કાર્ય કરવાની શક્તિ સ્વાભાવિક છે. એટલે એને પ્રકૃતિમાંથી જગતરૂપ કાર્ય બનાવવા માટે કોઈ બાહ્ય સાધનની જરૂર પડતી નથી. કુંભાર આદિ લૌકિક કર્તાઓ કરતાં બ્રહ્મરૂપ કર્તા જુદો પડે છે. જે જ્ઞાન અને શક્તિ બ્રહ્મમાં છે તે બીજા કર્તાઓમાં નથી. ॥ ૨૪ ॥

બીજું દૃષ્ટાન્ત આપે છે :

देवादिवदपि लोके ॥ २५ ॥

પદાર્થ:– (देवादिवत्) દેવ આદિની પેઠે (अपि) પણ (लोके) લોકવ્યવહારમાં.

ભાવાર્થ:– જગતમાં પણ જોવામાં આવે છે કે સાધન વગર પણ દેવ, યોગી અને મહર્ષિઓ વગેરે લોકોત્તર મહાપુરુષો સાધન વગર પણ કાર્યો બનાવી શકે છે. આ ઉપર સંસ્કૃત ભાષામાં એક પ્રસિદ્ધ કહેવત છે કે 'क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे' ક્રિયાની સફલતા મહાપુરુષોની શક્તિમાં હોય છે, ઉપકરણ અર્થાત્ સાધનોમાં નહિ.

સૂર્ય અને ચંદ્ર આદિ દેવો છે. સૂર્ય કરોડો ગાઉ દૂર હોવા

છતાં પોતાના પ્રકાશના સંબંધથી જ કમલને વિકસાવી શકે છે. ચંદ્ર પણ કુમુદને પોતાના શીતલ પ્રકાશના સ્પર્શથી ખીલવી શકે છે.

વિદ્યા, ચારિત્ર્ય, પ્રામાણિકતા અને પરોપકારપરાયણતાને ઉચ્ચકોટિમાં લઈ જઈ માણસ પણ વગર સાધને દેવ બની શકે છે. વેદમાં પણ કહ્યું છે કે, હું અનૃતમાંથી સત્યમાં જાઉં છું. અનૃતવ્યવહાર વિશેષ પ્રમાણમાં માણસો જ કરે છે, જ્યારે દેવો સત્યનું આચરણ કરે છે. જે વિદ્વાન્ સત્યનું પાલન કરે તે દેવ.

યોગી અને મહાત્માઓ પણ પોતાના સંસર્ગમાં આવેલા સાધારણ માણસોને પવિત્ર બનાવે છે; આ બધામાં કોઈ સ્વવ્યતિરિક્ત સાધન યોગીઓને વાપરવું પડતું નથી.

જ્યારે સાંસારિક વ્યવહારમાં આ પ્રમાણે છે, તો પછી સર્વશક્તિમાન્, સર્વગત અને સર્વજ્ઞ પરમાત્માને સાધનની જરૂર ન પડે એમાં આશ્ચર્ય શું છે? ॥ ૨૫ ॥

હવે, જેઓ બ્રહ્મને જગતનું ઉપાદાનકારણ માને છે તેના મતમ જે દોષ જણાય છે તે બતાવે છે:

कृत्स्नप्रसक्तिर्निरवयवत्वशब्दकोपो वा ॥ २६ ॥

પદાર્થ:– (कृत्स्नप्रसक्तिः) સંપૂર્ણ કાર્યરૂપે પરિણામ થવો જોઈએ (निरवयवत्वशब्दकोपः) બ્રહ્મ નિરવયવ છે, અજ છે, વગેરે શબ્દો પ્રકુપિત થઈ જાય (वा) અથવા.

ભાવાર્થ:– બ્રહ્મ એક જ છે અને તે નિરવયવ છે, એટલે કે તેના ભાગ નથી. બ્રહ્મ અજ છે, એટલે કે તેનો જન્મ નથી. બ્રહ્મ વિકારવાળું નથી. જેમકે, निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम् ॥ अमृतस्य परं सेतुं दग्धेन्धन मिवानलम् ॥ श्वेताश्व. ६-१९.

दिव्यो ह्यमूर्तः पुरुषः स बाह्याभ्यन्तरो ह्यजः ।
अप्राणो ह्यमना शुभ्रो ह्यक्षरात् परतः परः ॥ मुंडक. २-१-२.

तदक्षर गार्गि ब्राह्मणा अभिवदन्ति, अस्थूलम् अनणु अह्रस्वम् अदीर्घम् अलोहितम् વગેરે. (बृह. उप. ३-८ ८.)

इद महद्भूतमनन्तपार विज्ञानघन एव ઈત્યાદિ (बृह. उप. २-४-१२)

હવે વિચારો કે, બ્રહ્મ એક છે અને તેનો પરિણામ જગદ્‌રૂપે થઇ ગયો, તો હવે બ્રહ્મ કયાં રહ્યું? ધારો કે તપેલીમાં એક શેર દૂધ છે તે દહીંરૂપે બની ગયું, તો તપેલીમાં દૂધ રહેશે કે? કાં તો તે દૂધરૂપે જ રહે કાં તો દહીંરૂપે રહે? એક જ સમયમાં બંને રૂપે તો ન જ રહે એ ચોખ્ખું સમજી શકાય એવું છે. જો બ્રહ્મ રહે તો જગત્ નહિ અને જો તે જગત્ બની જાય તો બ્રહ્મ ન રહે. જગત્ તો નજરે પડે છે, માટે બ્રહ્મ રહ્યું નથી એ સ્પષ્ટ થયુ. જો બ્રહ્મ નથી તો તેને પ્રાપ્ત કરવાનો શાસ્ત્રમાં જે ઉપદેશ આપ્યો છે તે નિરર્થક થઈ જાય. 'आत्मा वा अरे द्रष्टव्यः' આત્મા અર્થાત્ બ્રહ્મનુ દર્શન કરવું જોઇએ. જ્યારે બ્રહ્મ જ નથી રહ્યું તો તેના દર્શનની વાત જ કયાં રહી?

બ્રહ્મનો પરિણામ થવામાં બીજો દોષ એ છે કે, બ્રહ્મ નિરાકાર છે, અનાદિ છે, અવિકારી છે, વગેરે જે-જે બ્રહ્મને માટે કહેવામાં આવ્યું છે તે નકામું થઇ જાય.

જે સાવયવ ન હોય તેનો કદી પણ પરિણામ થતો નથી. દૂધ સાવયવ છે માટે તેનો પરિણામ થાય છે. જગત્ સ્થૂલ છે જ્યારે બ્રહ્મ અસ્થૂલ છે, વગેરે જે-જે ઉપદેશો બ્રહ્મને માટે કરવામાં આવ્યા છે તે ખોટા ઠરે. માટે યુક્તિ અને શબ્દપ્રમાણથી વિરુદ્ધ હોવાથી બ્રહ્મનો પરિણામ થતો નથી એમ માનવું જ જોઇએ. જો બ્રહ્મનો પરિણામ ન થાય તો તે જગતનું ઉપાદાનકારણ પણ ન થાય એમ પણ માનવું જ રહ્યું. દૂધ જો પરિણામ ન પામે તો તે દહીંનું ઉપાદાનકારણ ન જ બને. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે બ્રહ્મ જગતનું ઉપાદાનકારણ નથી. ॥ ૨૬ ॥

યુક્તિથી, પ્રમાણોથી અને વેદરૂપ શબ્દપ્રમાણથી બ્રહ્મ નિમિત્ત-કારણ થઈ શકે છે. તે આ સૂત્રમાં બતાવે છે:

श्रुतेस्तु शब्दमूलत्वात् ॥ २७ ॥

પદાર્થ:– (तु) પૂર્વપક્ષ સૂચવી તેની વ્યાવૃત્તિ બતાવે છે.(श्रुतेः) બ્રહ્મમાં જે કારણત્વનું શ્રવણ છે તે તો નિમિત્તત્વને લીધે છે અને તેનુ (शब्दमूलत्वात्) મૂળ વેદાદિ સત્યશાસ્ત્રોમાં હોવાથી તે માનવું જોઈએ.

ભાવાર્થ:– બ્રહ્મને નિમિત્તકારણ માનવું જોઇએ. બ્રહ્મ કારણ છે આવું જે શ્રવણ થાય છે તે શબ્દમૂલક છે. એટલે કે બ્રહ્મ કર્તૃ તરીકે છે. જે કર્તા હોય તે નિમિત્તકારણ જ હોય છે, ઉપાદાન-કારણ નહિ. જેમકે, द्यावाभूमी जनयन् देव एक । ऋग्वेद. १०-८१-३. નક્ષત્ર, તારા અને ભૂમિને એક જ દેવ બનાવે છે. આ દેવ એ જ બ્રહ્મ.

न त विदाथ य इमा जजान ॥ ऋग्वेद. १०–८२–७. જેણે આ બધું બનાવ્યુ તેને તમે જાણતા નથી.

याथातथ्यतोऽर्थान् व्यदधात् शाश्वतीभ्यः समाभ्यः । यजुर्वेद. ४०–८. પરમાત્મા અનાદિકાળથી સત્ય કાર્યોને બનાવતો રહ્યો છે. કાર્ય અનિત્ય હોય તેથી તેની સત્યતામાં કશો બાધ આવતો નથી. સત્ય પદાર્થ નિત્ય પણ હોય અને અનિત્ય પણ હોય. આ પ્રમાણે બ્રહ્મને નિમિત્તકારણ માનવામાં શબ્દનું પ્રમાણ છે. અનુમાનો તો પુષ્કળ છે. જેમકે, क्षित्यङ्कुरादि सकर्तृक कार्यत्वात्, પૃથ્વી અને અંકુરાદિ સકર્તૃક છે, કારણ કે તે કાર્ય છે. એનો જે કર્તા તે બ્રહ્મ જ છે.

આથી સ્પષ્ટ થાય છે કે બ્રહ્મ જગતનુ નિમિત્તકારણ છે. અને તે સપ્રમાણ તથા શબ્દમૂલક છે. ॥ ૨૭ ॥

પરમાત્માએ સૃષ્ટિ બનાવી છે તો કયે ઠેકાણે અને કયા સમયમાં આદ્યસૃષ્ટિ બનાવી ? એનો ઉત્તર આ સૂત્રમાં છે:

आत्मनि चैवं विचित्राश्च हि ॥ २८ ॥

પદાર્થ:- (च) અને (एवम्) આવા પ્રકારની (विचित्राः) વિચિત્ર સૃષ્ટિઓ (आत्मनि) પોતામાં બનાવી છે (च हि) કારણ કે પરમાત્મા અનંત શક્તિઓથી પૂર્ણ છે.

ભાવાર્થ:- પરમાત્માને સર્જનો કરવા માટે દેશ અને કાળની જરૂર પડતી નથી. કેવળ ઉપાદાનકારણની જ એને જરૂર હોય છે. એ સમસ્ત સર્જનો પોતામાં જ બનાવે છે; આદ્યસૃષ્ટિને માટે એમને સ્થાન અને કાળની જરૂર પડતી નથી. આત્મા જેમ પોતામાં જ સ્વપ્નોના પદાર્થો અને દેશો બનાવે છે તેમ પરમાત્મા વ્યાપક હોવાથી પોતામાં જ અનેકવિધ વિચિત્ર સૃષ્ટિઓ બનાવે છે. પોતે સર્વશક્તિમાન્ છે અને સર્વજ્ઞ છે. પોતાથી ભિન્ન અલગ કોઈ દેશ નથી, બધું પોતામાં જ છે. જેમ દરિયાનાં પ્રાણી દરિયામાં જ જન્મે છે અને દરિયામાં જ મરે છે, છતાં એ પ્રાણીઓ કંઈ દરિયારૂપ કે જળરૂપ નથી; તેમ સૃષ્ટિ બધી પરમાત્મામાં બનતી હોવા છતાં તે પરમાત્મરૂપે નથી પ્રકૃતિ અથવા પરમાણુરાશિ પરમાત્મામાં અનાદિકાળથી જ છે. એ પ્રકૃતિ અથવા પરમાણુઓમાં અનેકવિધ સૃષ્ટિ બનવાની શક્યતા છે અને પરમાત્મામાં અનેકવિધ વિચિત્ર સૃષ્ટિને બનાવવાનું સામર્થ્ય અને જ્ઞાન છે.

આ ઠેકાણે કેટલાક વિદ્વાનો ઉપાદાન અને નિમિત્તનો વિવેક નથી રાખતા એ શાસ્ત્ર અને પ્રમાણથી વિરુદ્ધ છે.

જેઓ કેવળ જડાદ્વૈત અથવા ચેતનાદ્વૈત માને છે, તેના મતમાં દોષ છે તે આ સૂત્રમાં બતાવે છે:

स्वपक्षदोषाच्च ॥ २९ ॥

પદાર્થ:- (च) અને (स्वपक्षदोषात्) પોતાના પક્ષમાં દોષ આવતો હોવાથી એ અયોગ્ય છે.

ભાવાર્થ:– કેવળ જડ જ એક વસ્તુ છે અને તે સૃષ્ટિના આકારમાં સદૈવ ફરતું રહે છે. ચૈતન્ય પણ એમાંથી ઉત્પન્ન થાય છે. આ જડાદ્વૈતવાદીઓનું મન્તવ્ય છે. આ પક્ષ દોષપૂર્ણ છે. જડ એને કહે છે કે જેમાં જ્ઞાન ન હોય. હવે વિચારો કે જેમાં જ્ઞાન ન હોય તે સૃષ્ટિ કેવી રીતે બનાવી શકે? સૃષ્ટિમાત્ર જ્ઞાનપૂર્વક છે, એ કોઇ અકસ્માત્ નથી.

એકલા ચેતનમાંથી પણ સૃષ્ટિ થઈ શકે નહિ. ચેતનનો પરિણામ થાય, અથવા એમાંથી સૃષ્ટિ થાય તો તે ચૈતન્યમય જ હોય. તો જે જડ છે તે કયાંથી આવ્યુ? વળી ચેતન પરમાત્મા એક અખંડ અનાદિ અનંત અને નિરવયવ છે, તો તેનો પરિણામ કેવી રીતે થાય? જે વસ્તુઓનો પરિણામ થાય છે તે બધી સાવયવ, પરિમિત અને પરાવલંબી હોય છે. જેમકે, દૂધ, દૂધ સાવયવ, પરિમિત અને પરાવલંબી છે. પરાવલંબી એટલા માટે કે એને પરિણમવા માટે બાહ્ય ગરમી, હવા આદિની જરૂર પડે છે. પરમાત્મારૂપ ચેતન બ્રહ્મ આવો નથી, માટે એનો પરિણામ થતો નથી. એ તો કેવળ કર્તા છે, નિમિત્તકારણ છે. માટે જડ અને ચેતન બંને સ્વીકારવાં જોઇએ અને જડનો પરિણામ થાય છે અથવા તેમાંથી અવયવીરૂપી કાર્યો બને છે અને ભગવાન્ બનાવે છે એમ સ્વીકારવું જોઇએ. એ જ સાચો વેદાન્ત-સિદ્ધાંત છે. જેમકે— द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ॥ શ્વેતાશ્વ ૪-૬. આમાં પરમાત્મા, જીવાત્મા ઉભય ચેતન અને જડ પ્રકૃતિ સ્પષ્ટ બતાવવામાં આવ્યાં છે. एको जालवान् ईशत ईशनीभिः । श्वेताश्व उप. ૩-૧. આ મંત્રમાં जाल શબ્દનો અર્થ જડ પદાર્થ છે અને તેના ઉપર પરમાત્માનુ સ્વામિત્વ છે, તથા પરમાત્મામાં ઇશનીઓ અર્થાત્ અનંત શક્તિઓ છે. એટલે અહીં જડ અને ચેતન બંને સ્વરૂપે ભિન્ન છે એમ કહેવામાં આવ્યુ છે. ॥ ૨૯ ॥

પરમાત્મા સર્વ સાથે સંબદ્ધ છે તથા સર્વશક્તિઓથી યુક્ત છે, તે આ સૂત્રથી બતાવે છે:

सर्वोपेता च तद्दर्शनात् ॥ ३० ॥

પદાર્થ:– (च) અને પરમાત્મારૂપ દેવતા (सर्वोपेता) सर्वाभिः शक्तिभिः उपेता=सर्वोपेता. બધી શક્તિઓથી તથા સર્વ દ્રવ્ય, ગુણ અને કર્મો સાથે સંબંધ રાખે છે (तद्दर्शनात्) વેદાંતોમાં તેવું હોવાનો ઉલ્લેખ અર્થાત્ દર્શન હોવાથી.

ભાવાર્થ:– પરમાત્મા સર્વ શક્તિ અને દ્રવ્ય-ગુણો સાથે સંબંધ રાખે છે. જેમકે– स पर्यगात्। ईशा. उप. ८. તે સર્વમાં પ્રાપ્ત થયેલ છે. અન્યત્ર વેદાન્તમાં પણ એમ જોવામાં આવે છે. જેમકે, सर्वकर्मा, सर्वकामः सर्वगन्धः सर्वरसः सर्वमिदमभ्यात्तः, अवाकी, अनादरः ॥ छां. ३-१४. જે સર્વવ્યાપક હોય તે કોઈની સાથે સંબંધ ન રાખે એ કેમ બને? સર્વ સાથે સંબંધ રાખતા હોવા છતાં તે-તે વસ્તુના ગુણ-દોષો બ્રહ્મમાં આવી શકતા નથી. જેમકે:– આકાશ સર્વગત હોવા છતાં પાણીમાં તે ભીંજાતું નથી, અગ્નિમાં ગરમ થતું નથી અને વાયુ તેને સૂકવી શકતું નથી. આમ પરમાત્મા સર્વોપેતા દેવતા હોવા છતાં સદૈવ નિર્દોષ છે. ॥ ૩૦ ॥

પરમાત્મા શરીર અને ઇંદ્રિયોથી રહિત હોવા છતાં જગતનું સર્જન કરે જ છે—એ વાતને ફરીથી દૃઢ કરે છે:

विकरणत्त्वान्नेति चेत्तदुक्तम् ॥ ३१ ॥

પદાર્થ:– (विकरणत्त्वात् न इति चेत् न) શરીર અને ઇંદ્રિયોરૂપ કરણ ન હોવાથી પરમાત્મા કર્તા નથી, એવી શંકા કરવામાં આવે તો તે ઠીક નથી (तदुक्तम्) તેને માટે આગળ સૂત્રોમાં કહેવાઈ ગયું છે.

ભાવાર્થ:– પરમાત્માને શરીર નથી; ઇંદ્રિયો નથી, છતાં એ કર્તા છે. તે સર્વગત, સર્વશક્તિમાન્ છે, ધર્મ અને અધર્મથી રહિત છે. તેને શરીરની જરૂર નથી, ઇંદ્રિયોની પણ જરૂર નથી. ઇંદ્રિયો બાહ્ય અર્થો પ્રાપ્ત કરવા માટે હોય છે જ્યારે પરમાત્માની બહાર કે દૂર કોઈ વસ્તુ જ નથી સર્વ પોતાનામાં જ છે. શરીર

સુખ-દુઃખ ભોગવવા માટે હોય છે. પરમાત્માને સુખ-દુઃખ ભોગવવાનાં હોતાં નથી. વેદાન્તો કહે છે કે, अचक्षुष्कमश्रोत्रमवागमनः बृहदा. ૩-૮-૮. બ્રહ્મ સર્વવ્યાપક છે, તેને આંખ, કાન, વાણી અને મન નથી. છતાં अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः। श्वेताश्व. ૩-૧૯. હાથ-પગ વગરનો એ બહુ વેગવાન્ છે; મન કરતાં પણ તે વધારે વેગવાન્ છે; સર્વ કોઈ વસ્તુને એમણે ગ્રહણ કરી છે; એ વગર આંખે સર્વને જુએ છે અને કાન વગર સર્વ સાંભળે છે. આમ શાસ્ત્રો અને યુક્તિઓથી તે કારણરહિત અને સર્વ-કાર્યોનું નિમિત્તકારણ છે એ સિદ્ધ થાય છે. આ વાત આગળ પણ અનેક વાર કહેવામાં આવી છે; છતાં સૂક્ષ્મ વસ્તુને બુદ્ધિમાં ઠસાવવા વારંવાર કહેવું પડે છે. ॥ ૩૧ ॥

બધી પ્રવૃત્તિ પ્રયોજનવાળી હોય છે, તો જગત બનાવવાની પ્રવૃત્તિ પાછળ પરમેશ્વરને કયું પ્રયોજન છે? જો પ્રયોજન ન હોય તો પ્રવૃત્તિ પણ ન હોય. એ વાત પૂર્વપક્ષવાદી આ સૂત્રમાં સમજાવે છે:

न प्रयोजनवत्त्वात् ॥ ३२ ॥

પદાર્થ:– (प्रयोजनवत्त्वात्) પ્રવૃત્તિમાત્ર પ્રયોજનવ્યાપ્ય હોવાથી (न) બ્રહ્મ કર્તા હોઈ શકે નહિ.

ભાવાર્થ:– પ્રયોજનનું અનુસંધાન કર્યા વગર મંદ બુદ્ધિવાળો માણસ પણ પ્રવૃત્તિ કરતો નથી, તો સર્વબુદ્ધિના નિધાનસ્વરૂપ બ્રહ્મ પ્રયોજન વગર પ્રવૃત્તિ કેમ કરે? ઉન્મત્ત માણસો અથવા છેક નાનાં બાળકો પ્રયોજનનો વિચાર કર્યા વગર પ્રવૃત્તિ કરે છે; બ્રહ્મ આ બેમાંથી એક પણ નથી. અહીં જો કોઈ કહે કે, પરમાત્માને પોતાનું પ્રયોજન સિદ્ધ કરવા પ્રવૃત્તિ કરવાની હોતી નથી, પણ એ બીજાનાં દુઃખનિવારણ ખાતર પ્રવૃત્તિ કરે છે. ગીતામાં કહ્યું છે કે, પરમાત્મા સત્પુરુષોનાં પરિત્રાણ માંટે અને દુષ્ટોના વિનાશ

માટે જન્મ ધારણ કરે છે અર્થાત્ પ્રવૃત્તિ કરે છે? અહીં પણ એ શંકા ઉત્પન્ન થાય છે કે જગત સર્જ્યાં પહેલાં સાધુ પુરુષો અને દુષ્ટ પુરુષો હતા જ નહિ, તો પછી ત્રાણ કોનું અને વિનાશ કોનો? જો પરમાત્મા સાધુ પુરુષોના ત્રાણ અને દુષ્ટોના વિનાશ માટે પ્રવૃત્તિ કરતા હોય તો જગતમાં દુષ્ટો જ ન હોવા જોઇએ. પણ જગત દુષ્ટોથી ખાલી નથી એમ આપણે સર્વકોઈ જાણીએ છીએ. બુદ્ધિમાન માણસની પ્રવૃત્તિ પ્રયોજનવ્યાપ્ય હોવાથી જેમ અગ્નિની નિવૃત્તિથી ધૂમ સદૈવ નિવૃત્ત થઇ જાય છે તેમ પરમાત્મામાં પ્રયોજનની નિવૃત્તિ હોવાથી પ્રવૃત્તિની પણ નિવૃત્તિ હોવી જોઈએ. બુદ્ધિમાં પ્રવૃત્તિ અને પ્રયોજનનો વ્યાપ્યવ્યાપક ભાવસંબંધ છે. માટે વ્યાપકની નિવૃત્તિ થવાથી વ્યાપ્યની નિવૃત્તિ થાય છે એ નિયમ સ્વીકારવો જ જોઇએ. આ નિયમ પ્રમાણે પરમાત્મા જગતનો રચનાર ન હોવો જોઇએ. આ પૂર્વપક્ષવાદીનું સૂત્ર છે. ॥ ૩૨ ॥

સિદ્ધાંત સૂત્ર :

लोकवत्तु लीलाकैवल्यम् ॥ ३३ ॥

પદાર્થઃ– (तु) પૂર્વપક્ષની નિવૃત્તિ બતાવે છે (लोकवत्) જેમ લોકવ્યવહારમાં દેખાય છે તેમ (लीलाकैवल्यम्) માત્ર સ્વભાવ જ કારણ છે.

ભાવાર્થઃ– પરમાત્મા જગત બનાવે છે, તેમાં પરમાત્માનો અનાદિકાળનો સ્વભાવ જ કારણ છે. સૂર્ય જેમ સ્વભાવથી જ પ્રકાશ આપે છે, આંખ જેમ સ્વભાવથી જ જુએ છે, પરોપકારી સજ્જનો જેમ સ્વભાવથી જ પ્રવૃત્તિ કરે છે, તેમ પરમાત્મા સ્વભાવથી જ જગત બનાવવાની પ્રવૃત્તિ કરે છે. આ સૂત્રમાં 'लीला' શબ્દનો અર્થ અહીં કેવળ ક્રીડા કેટલાક આચાર્યોએ લીધો છે તે યોગ્ય નથી. લીલાની પાછળ કંઇક ને કંઇક સૂક્ષ્મ કારણ જ છે. પરમાત્મા પૂર્ણકામ હોવાથી એને ક્રીડા કરવાનું હોય જ નહિ. બાળક જ્યારે ધૂળની ઢગલીઓ બનાવે છે અને બગાડે છે ત્યારે કોઈ પૂછે કે આ બાળક આમ શામાટે કરે છે?

તો આપણે કહીએ છીએ કે એ બાળકનો સ્વભાવ છે. આમ લીલા શબ્દનો અર્થ સ્વભાવ પણ થાય છે, માટે આ સૂત્રમાં લીલા શબ્દનો સ્વભાવ અર્થ કરવો જ યોગ્ય છે. સ્વામી શંકરાચાર્યજીએ 'લીલા' શબ્દનો અર્થ પ્રવૃત્તિ કર્યો છે અને એના કારણ તરીકે સ્વભાવને ગણ્યો છે. જેમકે:- एवमीश्वरस्याप्यनपेक्ष्य किंचित्प्रयोजनान्तरं स्वभावादेव केवलं लीलारूपा प्रवृत्ति र्भविष्यति। કોઈપણ પ્રયોજનની અપેક્ષા રાખ્યા વગર સ્વભાવથી જ ઈશ્વર લીલારૂપ પ્રવૃત્તિ કરે છે. આથી સ્પષ્ટ થાય છે કે સૃષ્ટિ પરમાત્માના સ્વભાવને લીધે પ્રકૃતિમાંથી થાય છે. કાર્યનો કારણમાં આરોપ કરીએ તોપણ લીલાનો અર્થ ગૌણ વૃત્તિથી સ્વભાવ થઇ શકે છે. ॥ ૩૩ ॥

હવે, જો પરમાત્મા જગત બનાવતા હોય તો તેમાં બીજા દોષો જણાય છે, એવા પૂર્વપક્ષના કથનને આ સૂત્રમાં સમજાવે છે, અને તેનો ઉત્તર પણ આ જ સૂત્રમાં આપે છે :

वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात् तथाहि दर्शयति ॥ ३४ ॥

પદાર્થ:- (वैषम्यनैर्घृण्ये न) પરમાત્માએ કેટલાકને સુખી બનાવ્યા અને કેટલાકને દુઃખી બનાવ્યા તેથી તેમાં રાગ-દ્વેષ છે એમ સિદ્ધ થાય છે—એમ માનવું યોગ્ય નથી. (सापेक्षत्वात्) સુખદુઃખ આપવામાં પરમાત્માને જીવાત્માના કર્મની અપેક્ષા રાખવી પડે છે (तथाहि) તે જ પ્રમાણે (दर्शयति) વેદાન્ત-વાક્યો સમજાવી રહ્યાં છે.

ભાવાર્થ:- જો પરમાત્મા જગત બનાવતા હોય તો સુખિયા અને દુઃખિયા માણસોને અને બીજાં પ્રાણીઓને પણ એણે જ બનાવ્યાં છે એમ માનવું જોઈએ. આમ માનવાથી પરમાત્મામાં વૈષમ્ય એટલે સર્વ પ્રત્યે સમાનભાવ ન હોવો એ દોષ આવે છે. જેને પ્રભુએ દુઃખી બનાવ્યા છે તેના ઉપર પ્રભુની દયા નથી એમ સહેલાઈથી સમજી શકાય છે; અને જેને સુખી બનાવ્યા તેના પ્રત્યે એને દયા છે, પ્રેમ છે એવું જણાય છે. આવું વૈષમ્ય (પક્ષપાત) અને નૈર્ઘૃણ્ય (નિર્દયતા) પરમાત્મામાં ન ઘટે.

આનો ઉત્તર એ છે કે–પરમાત્મા સુખદુઃખ આપવામાં સાપેક્ષ છે એટલે કે જીવાત્માના કર્મની અપેક્ષા રાખે છે. જેનાં સારાં કર્મ હોય તેને સુખી બનાવે છે અને જેનાં દુષ્ટ કર્મ હોય તેને દુઃખી બનાવે છે. ન્યાયાધીશ કોઇ ગુનેહગાર માણસને કેદની શિક્ષા કરે છે, તો શું તે ન્યાયાધીશ તે માણસ તરફ નિર્દય છે એમ કહેવાય? માણસમાં ગુનો છે તેથી તેનુ ફળ આપવું એ ન્યાયાધીશનું કામ છે. તેમ પરમાત્મા કર્મને અનુસરીને જ સુખ-દુઃખ આપે છે. વરસાદ જેમ સર્વનુ નિમિત્તકારણ છે અને તે સર્વ વનસ્પતિઓ અને જમીનો પ્રત્યે સમાન છે, છતાં એ જ વરસાદનું પાણી જુદી-જુદી વનસ્પતિમાં જઈ જુદા-જુદા રસને ઉત્પન્ન કરે છે. લીમડામાં કડવો રસ થાય છે અને આંબામાં મીઠો રસ થાય છે. ઔષધિઓ પણ જુદી-જુદી શક્તિવાળી બને છે. એમાં વરસાદનું પાણી જ બધું કરી આપે છે એમ નહિ, પણ તે તે વનસ્પતિમાં રહેલી શક્તિઓ કારણ છે. વરસાદ તો માત્ર તેનું નિમિત્તકારણ બને છે. તેમ પરમાત્મા ધર્મ અને અધર્મની અપેક્ષા રાખી કોઇને સુખી અને કોઈને દુઃખી બનાવે છે, માટે પરમાત્મામાં રહેલી સમાનતાનો ભંગ થતો નથી. વેદાંતવાકય પણ એ જ બતાવી રહ્યાં છેઃ पुण्यो वै पुण्येन कर्मणा भवति पापः पापेन । बृहदा. ૩–૨–૧૩. પુણ્ય (સુખી) પુણ્યકર્મ (ધર્મ) થી થાય છે અને પાપ એટલે દુઃખી પાપકર્મથી અર્થાત્ અધર્મથી થાય છે. આમાં પરમાત્મા તો તદ્દન નિર્દોષ છે. એ રાગ અને દ્વેષથી રહિત છે. સારાં કર્મ કરનારને પ્રભુ ઉન્નતિમાં લે છે અને દુષ્ટકર્મ કરનારને અધોગતિમાં લે છે. જુઓ, एष हिं साधु कर्म कारयति त यम् एभ्यो लोकेभ्य उन्निनीषते एषउ एव असाधु कर्म कारयति त यम् अधो निनीषति । कौषीतकी ब्रा. ૩–૧૮.

આ લોકમાંથી ઉચ્ચગતિમાં જેને લેવા પ્રભુ ઇચ્છે છે તેની પાસે સારાં કર્મ કરાવે છે, એટલે કે પૂર્વજન્મમાં સત્કર્મ કરવાથી જેનામાં સારા સંસ્કારો પડ્યા છે તેને આ જન્મમાં પણ સત્કર્મ કરાવવામાં પ્રભુ સહાયતા આપે છે અને તેને ઉચ્ચગતિમાં લે છે.

એ જ પ્રમાણે દુષ્ટ માણસો પોતાની જ દુર્વાસનાને લીધે દુષ્ટકર્મ કરે છે અને પ્રભુ તેને અધોગતિમાં નાંખે છે. વાસ્તવમાં પ્રભુ કોઇનો શત્રુ નથી. માટે પ્રભુમાં વૈષમ્ય અને નૈર્ઘૃણ્ય દોષો આવતા નથી. પ્રભુનો સ્વભાવ તો ન્યાય આપવાનો છે. स्वभावस्तु प्रवर्तते । ધર્માધર્મની અપેક્ષાએ જ પ્રભુનો સ્વભાવ પ્રવર્તે છે. ॥ ૩૪ ॥

પરમાત્મા કર્મસાપેક્ષ થઇ જગત બનાવે છે એ વાત સિદ્ધ થઇ શકતી નથી, એવી શંકા કરી તેનું સમાધાન પણ આ સૂત્રમાં કરે છે :

न कर्माविभागादिति चेन्नानादित्वात् ॥ ३५ ॥

પદાર્થઃ– (कर्म) સૃષ્ટિ પહેલાં ધર્મ અને અધર્મરૂપ કર્મ નહોતું (अविभागात्) તે વખતે સર્વ અવિભક્તરૂપે હોવાથી. (इति चेत् न) જો એવી શંકા કરવામાં આવે તો એ યોગ્ય નથી. (अनादित्वात्) ધર્માધર્મરૂપ કર્મ પણ પ્રવાહરૂપે જીવાત્માઓમાં અનાદિકાળથી થતાં આવે છે.

ભાવાર્થઃ– સૃષ્ટિ થયા પહેલાં એક 'સત્' જ હતું. सदेव सौम्येदमग्र आसीत् । छा. ६-२-१. હવે જ્યારે સૃષ્ટિ પહેલાં એક 'સત્' જ હતું, તો કર્મ ન હતું એ સ્પષ્ટ થાય છે અને કર્મ ન હોવાથી જગત્કર્તા પરમાત્મા કર્મસાપેક્ષ ન હોઇ શકે. માટે પરમાત્મામાં સુખદુઃખાત્મક સૃષ્ટિ રચવાને લીધે વૈષમ્ય અને નિર્ઘૃણુતા (નિર્દયતા) નો દોષ આવે જ છે.

આનો ઉત્તર એ છે કે– જગત પ્રવાહરૂપે અનાદિ છે; ક્ષેત્રજ્ઞ–જીવાત્માઓ પણ અનાદિ છે અને તેમાં રહેલાં ધર્માધર્મરૂપ કર્મ પણ અનાદિ છે. જેમ બીજ અને અંકુર પ્રવાહરૂપે અનાદિ માનવામાં આવે છે, તેમ સર્વ જગત્ પ્રવાહરૂપે અનાદિ છે. પહેલાં 'સત્' એક જ હતું એમ વેદાંત કહે છે એ બરાબર છે. 'સત્' એક હતું પણ તે અવિભક્તરૂપે એક હતું; એટલે એનો અર્થ એ થયો કે, તે સયુક્તરૂપે એક હતું. જીવાત્માઓ અને જીવાત્માઓના સર્વ

ધર્મો અવિભક્ત દશામાં અર્થાત્ અવ્યાકૃતરૂપે હતા જ, એમ સિદ્ધ થાય છે. માટે જગતની વિચિત્રતાના કારણસ્વરૂપ ધર્માધર્મરૂપ કર્મ અનાદિ હોવાથી પરમાત્મા–બ્રહ્મ કર્મસાપેક્ષ થઈ શકે છે અને તેથી એમાં વૈષમ્ય અને નૈર્ઘૃણ્ય દોષો આવી શકતા નથી. ॥ ૩૫ ॥

પ્રવાહરૂપે ધર્માધર્મરૂપ કર્મ અનાદિ હોવામાં શબ્દપ્રમાણ પણ છે. તે આ સૂત્રમાં બતાવે છે:

उपपद्यते चाप्युपलभ्यते च ॥ ३६ ॥

પદાર્થ – (उपपद्यते च) પ્રમાણોથી અનાદિતા સિદ્ધ થઈ શકે છે (उपलभ्यते च अपि) શ્રુતિ અને સ્મૃતિમાં પણ એનો ઉલ્લેખ છે.

ભાવાર્થ:– જો સંસાર પ્રવાહરૂપે અનાદિ ન હોય તો સંસારની ઉત્પત્તિ આકસ્મિક માનવી પડે અને એમ માનવા જતાં અકૃતાભ્યાગમ નામનો દોષ આવે છે. જેઓએ કર્મ કર્યાં નથી તેમને દુ:ખ કયા કારણથી મળ્યું? પરમાત્મા કે પ્રકૃતિ સુખ-દુ:ખનાં કારણ નથી, એનાં કારણ તો કર્મ જ છે, માટે કર્મો પ્રવાહરૂપે અનાદિ જીવોમાં છે એમ માનવું જ રહ્યું.

જીવ અનાદિ છે એવું ઉપનિષદોમાં સ્પષ્ટ છે: अनेन जीवेन आत्मना अनुप्रविश्य नामरूपे व्याकरवाणि । छा. ६–३–२. પરમાત્મા સૃષ્ટિની પહેલાં જીવરૂપ આત્મા સાથે જગતમાં પ્રવિષ્ટ છે અને સૂક્ષ્મરૂપે રહેલાં નામરૂપોને સ્થૂલરૂપમાં લાવે છે. હવે વિચારો કે સૃષ્ટિની પહેલાં જીવાત્મા ન હોય તો જીવનો ઉલ્લેખ તે વખતે કેવી રીતે હોઈ શકે? માટે જીવ સ્વરૂપે અનાદિ છે અને તેમાં કર્મ પણ પ્રવાહરૂપે અનાદિ છે. सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत् । ऋग्वेद. १०-१९०-३. પૂર્વસૃષ્ટિમાં જેવા સૂર્ય અને ચન્દ્ર હતા તેવા આ સૃષ્ટિમાં બનાવ્યા છે. प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि । गीता. १३–१९. પ્રકૃતિ અને પુરુષ અનાદિ છે. આ ઠેકાણે પુરુષપદથી ક્ષેત્રજ્ઞ–જીવ અને પરમાત્મા બંને સમજવાના છે, કારણ કે બન્ને પુરુષ છે; માટે

જીવાત્મામાં કર્મ આ સૃષ્ટિ પહેલાં હતાં અને તેની અપેક્ષા રાખી પરમાત્મા વિચિત્ર સૃષ્ટિ બનાવે છે એમ માનવામાં કશો દોષ નથી. ॥ ૩૬ ॥

સૃષ્ટિ બન્યા પહેલાં સૃષ્ટિ બનાવવાનાં સર્વ કારણો હતાં એ આ સૂત્રમાં બતાવે છેઃ

सर्वधर्मोपपत्तेश्च ॥ ३७ ॥

પદાર્થઃ- (च) અને (सर्वधर्मोपपत्तेः) સર્વ ધર્મોની ઉપપત્તિ થતી હોવાથી.

ભાવાર્થઃ- સૃષ્ટિ બની તે પહેલાં સૃષ્ટિને માટે જે જે કારણ-સામગ્રી જોઈએ તે બધી જ અવ્યાકૃતરૂપે અર્થાત્ સૂક્ષ્મરૂપે હતી અને તેમાંથી પરમાત્માએ જગત બનાવ્યુ છે એટલે પરમાત્મામાં કોઈપણ જાતનો દોષ આવી શકતો નથી. પરમાત્મા તો નિમિત્ત-કારણ રૂપે સર્વ પ્રત્યે સમાન છે. જગતની સર્વ વિચિત્રતા ક્ષેત્રજ્ઞમાં રહેલા ધર્માધર્મને લીધે છે. હા, એ તો ચોક્કસ છે કે, પરમાત્મા કર્મસાપેક્ષ થઈ જગતની વિચિત્રતાનો ઉત્પન્ન કરનાર છે અને આ બધો ક્રમ અનાદિ છે. ॥ ૩૭ ॥

इति वेदान्तदर्शने गुर्जरभाषाभाष्ययुते द्वितीयाध्याये प्रथमः पादः ॥

* * *

अथ द्वितीयाध्यायस्य द्वितीयः पादः

હવે, કેવળ તર્કનો આશ્રય લઈ કેવળ જડ પદાર્થ જ જગતનું ઉપાદાનકારણ છે તેમાં ચેતનની કશી જ મદદ નથી એવા વાદોનું ખંડન કરે છે.

જડ કારણવાદીઓ જગતનું ઉપાદાનકારણ જડતત્ત્વ છે એવું અનુમાનથી સિદ્ધ કરે છે, માટે એમના અનુમાનને આ પ્રથમ સૂત્રથી સદોષ બતાવે છેઃ

रचनानुपपत्तेश्च नानुमानम् ॥ १ ॥

પદાર્થઃ- (च) અને (रचनानुपत्तेः) જગતની રચનાની સિદ્ધિ ન થતી હોવાથી (अनुमानम्) અનુમાનપ્રમાણ (न) યોગ્ય નથી.

ભાવાર્થઃ- ચાર્વાક આદિ જડને જ કાર્યજગતના કારણ તરીકે બતાવે છે. કેટલાક સાંખ્યશાસ્ત્રના વિદ્વાનો પણ એમ માને છે. તેઓ કહે છે કે, પ્રકૃતિ જડ છે, છતાં તે એકલી જ જગતની રચના કરે છે. સત્વ, રજ અને તમોગુણની સામ્ય અવસ્થાનું નામ પ્રકૃતિ છે. આ ત્રણે ગુણો જડ છે. હરેક કાર્યદ્રવ્યમાં આનો અન્વય હોય છે. જો એ ઉપાદાનકારણ દ્રવ્ય ન હોય તો તેનો અન્વય કાર્યદ્રવ્યમાં ન હોઈ શકે. આ ત્રણે ગુણો અતીન્દ્રિય છે; કેવળ અનુમાનપ્રમાણથી તે જાણી શકાય છે. જે કાર્ય–પદાર્થ જેને સુખદાયક હોય તે પદાર્થ તેને માટે સત્ત્વગુણવાળો છે; જે પદાર્થ જેને દુઃખદાયક હોય તે પદાર્થ તેને માટે રજોગુણવાળો છે, અને જે પદાર્થ જેને મોહ ઉપજાવે, તેને માટે તે પદાર્થ તમોગુણી છે. આવી રીતે ત્રણે ગુણોનું અનુમાન કરવામાં આવે છે. સત્વ, રજ અને તમને ગુણ કહેવામાં આવે છે, પણ ખરી રીતે જોતાં તે દ્રવ્યો છે અને ગુણોનો આશ્રય છે. આમ સામ્યાવસ્થામાં રહેલા ત્રણે ગુણો જડ હોવાથી તે આપોઆપ જગતની રચના કરી શકે નહિ. કોઈપણ રચના કરવી એ ચેતનનું કામ છે. ચેતન જડપદાર્થને કાર્યરૂપમાં લાવી શકે છે જેમ માટી, પાષાણ અને લાકડાંનો ઢગલો પડયો હોય અને તેને કોઈપણ ચેતન પુરુષ અડકે પણ નહીં તો તે એમ ને એમ પડયા રહેશે, પણ આપો-આપ તેઓ કોઈ સુંદર ઘરના સ્વરૂપમાં ફેરવાઈ જશે નહિ. તેમ સત્વ, રજ અને તમ—આ ત્રણે ગુણો સદૈવ સામ્ય અવસ્થામાં જ રહેશે, કારણ કે તે જડ છે. ચેતન આત્મા જ તેની સામ્યાવસ્થાનો ભંગ કરી શકે; માટે જો ચેતનનો સંબંધ જડ સાથે ન હોય તો જગતની રચના થઈ શકે નહિ. આ જ પ્રમાણે પરમાણુઓ અથવા

અન્ય જડ પદાર્થો ચેતનની મદદ વગર કોઈપણ રચના કરી શકતા નથી. માટે કર્તા તરીકે સ્વતંત્ર જડ પદાર્થનું અનુમાન ખોટું ઠરે છે.

અહીં એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે ચેતન જડને પ્રવૃત્તિ આપે અને સાથે રહે તેથી ચેતન પણ ઉપાદાન બની જાય છે એ માન્યતા પણ ખોટી છે. ચેતન કર્તા તરીકે રહે છે પણ તે નિમિત્ત-કારણ તરીકે જ રહે છે.

કેટલાક વિદ્વાનો એવું માને છે કે, જડ કાર્ય અને જડ કારણ સાથે પરમાત્મારૂપ ચેતન સમન્વિત રહે છે માટે, એની પણ ઉપાદાન-કારણમાં ગણત્રી કરવી એ ખોટું નથી. આ મંતવ્ય બરાબર નથી. ઉપાદાનકારણ કાર્યના રૂપમાં જ્યારે ફેરવાય છે ત્યારે તેમાં જરૂર વિકાર થાય છે; જ્યારે નિમિત્તકારણમાં વિકાર થતો નથી. વિકાર થવો એ જ ઉપાદાનમાં વિશિષ્ટતા છે. નિમિત્તકારણ અને ઉપાદાન-કારણ કાર્ય સાથે અનુગત રહે અથવા ન રહે, પણ જ્યાંસુધી તેમાં વિકાર ન થાય ત્યાંસુધી તે ઉપાદાન થઈ શકે નહિ. માટે બ્રહ્મ જ કાર્યજગતનું અભિન્નનિમિત્તોપાદાનકારણ છે એ માનવું અસત્ય છે. ઉપાદાન અને નિમિત્તનો વિવેક સમજવો જોઈએ. સૂત્રનો આશય એ છે કે ચેતનની અપેક્ષા રાખ્યા વગર જડતત્વ જ સ્વતંત્ર રીતે કારણ છે એ અનુમાન મિથ્યા છે, તથા વેદ અને વેદાંતથી વિરુદ્ધ છે. ॥ ૧ ॥

રચનાની અસિદ્ધિ બતાવી રચના એટલે કાર્ય, એ પણ સમજાવ્યું, હવે *પ્રવૃત્તિ પણ આપોઆપ જડતત્વમાં થઈ શકતી નથી* એ બતાવે છે:

प्रवृत्तेश्च ॥ २ ॥

પદાર્થઃ– (च) અને (प्रवृत्तेः) પ્રવૃત્તિની પણ ઉપપત્તિ થઈ શકતી ન હોવાથી જડતત્ત્વના સ્વાતંત્ર્યનું અનુમાન થઈ શકતું નથી.

ભાવાર્થ :– રચના એટલે કાર્ય અને પ્રવૃત્તિ એટલે કાર્યને ઉત્પન્ન કરનાર વ્યાપાર. દાખલા તરીકે, ઘટ એ કાર્ય છે; આ કાર્ય કુંભારરૂપ ચેતન કર્તા વગર કેવળ માટી, ચક્ર અને દંડ આદિ જડ કારણોથી થઇ શકે નહિ. આ સૂત્રમાં કાર્યજનક પ્રવૃત્તિ પણ ચેતન વગર ન થઇ શકે એ બતાવે છે. માટી, ચક્ર અને દંડ આદિમાં જે ગતિરૂપ પ્રવૃત્તિ થાય છે તે ચેતનરૂપ કુંભારને લીધે થાય છે એ આપણે જોઇ શકીએ છીએ. એ જ પ્રમાણે સામ્યાવસ્થામાં રહેલા સત્વ, રજ અને તમમાં પ્રવૃત્તિ ચેતન વગર થઇ શકે નહિ આ પ્રવૃત્તિથી સામ્ય અવસ્થાનો ભંગ થાય છે અને એ ત્રણે ગુણોમાં વૈષમ્ય ઉત્પન્ન થાય છે, એટલે એક ગુણ આગળ પડતો વધે છે જ્યારે બીજા બે ગુણ પાછળ પડતા રહે છે. આ વૈષમ્યને લીધે મહત્તત્વરૂપ પ્રથમ કાર્ય બને છે. મહત્તત્ત્વ બનવા માટે સાત્વિક ગુણ આગળ વધે છે અને બીજા ગુણો ગૌણ બની રહે છે. ગુણોમાં થતી આ ન્યૂનાધિકતાને લીધે અંગાગિભાવ ગુણોમાં ઉત્પન્ન થાય છે. આ અંગાગિભાવ જ્યાંસુધી ગુણોમાં પ્રવૃત્તિ અર્થાત્ હલનચલન ન થાય ત્યાંસુધી ન બને, જડતત્વમાં હલનચલન પેદા કરવું એ ચેતનનું જ કામ છે, માટે અનુમાન કરી એક સ્વતંત્ર જડ તત્ત્વને જ જગતરૂપ રચનાનું કારણ માનવું એ અસત્ય છે. જડતત્ત્વ કાર્યનું ઉપાદાનકારણ હોય છે, ત્યારે ચેતન તે કાર્યનું નિમિત્તકારણ હોય છે એમ માનવું જ જોઈએ. એટલે કે ચેતનના અધિષ્ઠાનથી જડમાં પ્રવૃત્તિ થાય છે.

પ્રવૃત્તિનો અર્થ સામાન્ય ગતિ જ કરવામાં આવે તો તે જડમાં છે એમ માનવું જોઈએ, કારણ કે ગતિ સંયોગ અને વિભાગોની પરંપરા સર્જે છે.

પ્રવૃત્તિનો અર્થ જો પ્રયત્નરૂપ ગુણ માનવામાં આવે તો તે ચેતનનો ધર્મ હોય છે એમ સમજવું. પ્રયત્નરૂપ પ્રવૃત્તિથી જડતત્વમાં ગતિરૂપ અથવા ક્રિયારૂપ પ્રવૃત્તિ ઉત્પન્ન થાય છે. ચેતનસ્વરૂપ

લેખક પોતાના પ્રયત્નથી જેમ જડ કલમમાં ક્રિયા ઉત્પન્ન કરે છે તેમ જગતના મૂળ જડતત્ત્વમાં ચેતન જ ક્રિયારૂપ પ્રવૃત્તિને ઉત્પન્ન કરે છે. ચેતન વગર જડમાં પ્રવૃત્તિ નથી થતી એ દીવા જેવી સ્પષ્ટ બાબત છે. ॥૨॥

જડ તત્ત્વો આપોઆપ પરિણમે છે એમાં કોઈની અપેક્ષા નથી—આવા પૂર્વપક્ષનું સમાધાન કરતું આ સૂત્ર છેઃ

पयोऽम्बुवच्चेत्तत्रापि ॥३॥

પદાર્થઃ– (पयोऽम्बुवत्) દૂધ અને પાણી જેમ આપોઆપ પરિણમે છે તેમ જડતત્ત્વ પ્રધાન પણ આપોઆપ પ્રવૃત્તિ કરે છે (चेत्) જો એવી શંકા કરવામાં આવે તો (तत्र अपि) ત્યાં પણ ચેતનની સહાયતા છે.

ભાવાર્થઃ– ગાય ઘાસ ખાય છે અને એ ઘાસ ગાયના પેટમાં આપોઆપ દૂધરૂપે પ્રવૃત્તિ કરે છે. બીજું દૃષ્ટાંત પાણી છે. પાણી આપોઆપ દ્રવસ્વરૂપે હોવાથી વહેવા માંડે છે. એના વહેવામાં કોઇપણ એને મદદ કરતું નથી. આ બે દૃષ્ટાંતોને બરાબર સમજો તો સ્પષ્ટ સમજાશે કે જડતત્ત્વ પ્રધાન અર્થાત્ પ્રકૃતિ પણ આપોઆપ પ્રવર્તે છે. જડતત્ત્વોમાં સૌને પોતપોતાની શક્તિ છે અને એ શક્તિને લીધે જ જડમાં પ્રવૃત્તિ થાય છે અને એ પ્રવૃત્તિને લીધે કાર્ય પણ બને છે.

આ પૂર્વપક્ષવાદીનું કથન એટલા માટે સત્ય નથી કે, એમણે એના દૃષ્ટાંતોનો પૂરતો સમજપૂર્વક અભ્યાસ કર્યો નથી. પહેલું દૃષ્ટાંત દૂધનું છે. તેને આપણે સમજીએઃ ઘાસ દૂધરૂપે પરિણમે છે ખરું, પણ એ ચેતનને લીધે જ પરિણામ થાય છે. ગાય પોતે ચેતન છે તેથી જ તેણે ખાધેલું ઘાસ દૂધરૂપે પરિણમે છે. જો આમ ન હોય તો મરેલી ગાયમાં આપોઆપ દૂધ કેમ પરિણમતું નથી? ચેતનના સંબંધ વગર ઘાસ આદિ પદાર્થો જો આપોઆપ દૂધરૂપે પરિણમતા હોય તો તો સંસારમાં દૂધની નદીઓ જ વહેતી થઈ

જાય, પણ એમ નથી. વળી ગાયે ખાધેલું ઘાસ આપોઆપ દૂધરૂપે પરિણામ પામતું હોય તો બળદ; ઘોડા, ઊંટ અને હાથી વગેરે પશુઓથી ખવાયેલું ઘાસ દૂધરૂપે કેમ પરિણમતું નથી? અમુક જ ચેતન અમુક જ વખતે પોતે ખાધેલા અન્ન અથવા ઘાસને દૂધના રૂપમાં પરિણમાવે છે. આમાં પણ સાધારણ નિમિત્તકારણ પરમાત્મા તો છે જ.

પાણીમાં પણ વહેવાની શક્તિ છે, છતાં ત્યાં પણ પરમાત્માનો વાસ છે, સંબંધ છે. પાણીમાંથી વરાળ થવી અને તેમાંથી પાછું પાણી બનવું આ બધા નિયમો પરમાત્માએ જ બનાવ્યા છે. જો પાણીમાં દ્રવ્યા કરવાનો જ સ્વભાવ હોય તો તેની વરાળ આદિ અવસ્થા થાય જ નહિ. સ્વભાવ પદાર્થમાં કાયમ હોવાને લીધે સ્વભાવ પ્રમાણે થતી પ્રવૃત્તિને કોઈ રોકી શકે નહીં. પ્રકાશ અંધકારનો નાશ કરે છે, એ એના સ્વભાવને કોણ રોકી શકે ? ઉપનિષદોમાં પણ કહ્યું છે કે: योऽप्सु तिष्ठन् योऽपोऽन्तरो यमयति। જે બ્રહ્મ પાણીમાં છે અને પાણીથી જુદું છે, તે જ પાણીને નિયમોમાં મૂકે છે. बृहदा. ૩–૭૪.

एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि, प्राच्योऽन्या नद्यः स्यन्दन्ते। बृहदारण्यक उप. ૩–૮–૯.

હે ગાર્ગિ, અક્ષરબ્રહ્મના પ્રશાસનમાં જ પૂર્વસાગરગામિની નદીઓ અને બીજી નદીઓ વહ્યા કરે છે.

આમાં કોઈપણ ઠેકાણે જડને સ્વતંત્ર માન્યું નથી. સર્વત્ર ચેતન જ જડ દ્વારા પોતામાં પ્રવૃત્તિ ઉત્પન્ન કરે છે. માટે જડને જગતનું સ્વતંત્ર કારણ માનવું એ યોગ્ય નથી. ॥ ૩ ॥

જડતત્ત્વને સ્વતંત્ર કારણ માનવામા બીજો દોષ આપે છે:

व्यतिरेकानवस्थितेश्चानपेक्षत्वात् ॥ ४ ॥

પદાર્થ:– (व्यतिरेकानवस्थितेः) પ્રધાન સિવાય બીજું કોઈ પ્રવર્તક

ન હોવાથી (च) અને (अनपेक्षत्वात्) કોઇની અપેક્ષા ન હોવાથી સદૈવ પ્રવૃત્તિ રહેવી જોઈએ.

ભાવાર્થ:– સ્વતંત્ર પ્રધાનવાદીઓ જો પ્રધાનમાં પ્રવૃત્તિ કરવાનો સ્વભાવ છે એમ માનતા હોય, અને પ્રધાનને પ્રવૃત્તિ કરવા માટે કોઈની અપેક્ષા (મદદ) ન રહેતી હોય તો કોઇક વખત પ્રવૃત્તિ કરવી, કોઈ વખત ન કરવી; આનું કારણ શું? શું જડતત્ત્વ એમ સમજી શકે છે કે હવે મારે પ્રવૃત્તિ કરવી જોઈએ અને હવે મારે નિવૃત્તિ કરવી જોઈએ? કરવા ન કરવાનો વિચાર તો ચેતનમાં જ હોય છે જડમાં નહીં. કુંભારરૂપ ચેતન જ્યારે ઇચ્છે ત્યારે માટી, ચક્ર અને દંડ વગેરેમાં કાર્યોન્મુખી પ્રવૃત્તિ ઉત્પન્ન કરે છે; ન ઇચ્છે ત્યારે નિવૃત્તિ પણ કરે છે. તેમ પરમાત્મા જ પ્રધાનમાં (પ્રકૃતિમાં) પ્રવૃત્તિ ઉત્પન્ન કરે છે. જો પ્રધાનનો ચેતન-નિરપેક્ષ પ્રવૃત્તિ કરવાનો સ્વભાવ હોય તો તે પોતામાંથી મહત્તત્ત્વરૂપ કાર્ય બનાવી અટકી કેમ ગયું? કોણે એને અટકાવ્યું? પ્રકાશરૂપ જડ પદાર્થ જ્યાંસુધી રહે ત્યાંસુધી અંધારાને દૂર જ રાખે છે. પ્રકાશ હોય અને તેમાં અંધારું પણ હોય એ જોવામાં આવતું નથી. તેમ જડ પ્રધાન હોય, તો તેમાં મહત્તત્વરૂપ કાર્ય કરવાની પ્રવૃત્તિ રહેવી જ જોઈએ. પરિણામે કાર્યની સમાપ્તિની આશા જ ન રાખી શકાય. જો કહો કે મહત્તત્વરૂપ કાર્યમાં બધું જ પ્રધાન પૂર્ણ થઈ જાય છે તેથી પ્રવૃત્તિ બંધ થાય છે. તો પ્રશ્ન એ થાય છે કે બીજાં કાર્યોમાં સત્ત્વ, રજ અને તમરૂપ પ્રધાન હોવાનું અનુમાન શામાટે કરો છો? સર્વ કાર્યમાં પ્રધાન અનુગત છે એ સાંખ્યોનો સિદ્ધાંત છે. ઉપાદાન-કારણ વ્યાપક છે અને તેમાંથી ઉત્પન્ન થતાં બધાં જ કાર્યો વ્યાપ્ય છે; શું સોનામાંથી બનતો અલંકાર સોના વગરનો છે એમ ક્યાંય અનુભવાય છે? માટે પ્રધાન સમાપ્ત થઇ જાય છે એ વાત ખોટી છે. સત્ત્વ, રજસ્ અને તમસ્ એ કોઈ એક જ વ્યક્તિ નથી, એ ગુણો તો અસંખ્ય છે. પ્રધાન એક છે એમ જે કહેવામાં આવ્યું છે તે તો 'સર્વસમુદાયરૂપે એક છે' તેને લીધે. 'માણસ મરણશીલ

છે.' અહીં કોઈ એક માણસની વાત નથી પણ સમસ્ત માનવ-સમુદાયની વાત છે. તે જ પ્રમાણે પ્રધાનમાં પણ સમજવું.

આ ઉપરથી સમજી શકાશે કે જડ પ્રધાન અથવા કોઇપણ જડતત્ત્વ ચેતન-નિરપેક્ષ થઈ પ્રવૃત્તિ કરી શકતું નથી અને કાર્યરૂપે પણ નિરપેક્ષ થઈ પરિણમતું નથી. ॥ ૪ ॥

જડતત્ત્વોમાં આપોઆપ પ્રવૃત્તિ થતી નથી તેની સમજણ આ સૂત્રમાં આપે છે:

अन्यत्राभावाच्च न तृणादिवत् ॥ ५ ॥

પદાર્થ:– (च) અને (अन्यत्र) ગાય ભેંસ આદિ સિવાય બીજે ઠેકાણે દૂધ થતું ન હોવાથી (तृणादिवत्) તૃણ, પાણી આદિની માફક સ્વાભાવિક પ્રવૃત્તિ (न) પ્રધાનની નથી.

ભાવાર્થ:– સ્વાભાવિક પ્રવૃત્તિ માટે ઘાસ અને પાણીનાં દષ્ટાંત આપવામાં આવે છે તે અયોગ્ય છે; કારણ કે, ગાય ભેંસ આદિ સ્ત્રીજાતિમાં જ અમુક સમયે જ તૃણ–જળ આદિ દૂધ બને છે અને તૃણને દૂધ બનવા માટે ચેતન તથા સમય વગેરેની અપેક્ષા રાખવી પડે છે, માટે તૃણની દૂધ બનવાની પ્રકૃતિ સ્વાભાવિક નથી. જો સ્વાભાવિક હોત તો બળદ આદિમાં પણ દૂધ બનત, પણ નથી બનતું; માટે એ ક્રિયા સ્વાભાવિક નથી. દૂધરૂપે પરિણામ થવો એ સ્વાભાવિક નથી. તે જ પ્રમાણે જડપ્રધાન, પ્રકૃતિ અને પરમાણુઓમાં સ્વાભાવિક પ્રવૃત્તિ નથી. પ્રવૃત્તિ ઉત્પન્ન કરવાની શક્તિ ચેતનમાં જ છે માટે સર્વજ્ઞ ચેતનથી અધિષ્ઠિત થઈને જ પ્રકૃતિ આદિ જડતત્ત્વો પ્રવૃત્તિ કરે છે એમ માનવું જોઈએ. ॥ ૫ ॥

જડને સ્વાભાવિક પ્રવૃત્તિ હોવામાં બીજી રીતે દોષ આપે છે:

अभ्युपगमेऽप्यर्थाभावात् ॥ ६ ॥

પદાર્થ:– (अभ्युपगमे अपि) સ્વીકાર કરવામાં આવે તો પણ

(अर्थाभावात्) પ્રયોજનનો અભાવ હોવાથી સ્વતંત્ર જડ પદાર્થમાં પ્રવૃત્તિ નથી.

ભાવાર્થઃ- આ સૂત્રમાં અર્થ શબ્દનો અર્થ પ્રયોજન થાય છે, એ ધ્યાનમાં રાખવું. પ્રવૃત્તિ કંઈ ને કંઈ પ્રયોજન માગી લે છે. પ્રયોજન વગર પ્રવૃત્તિ ન થઈ શકે. જડપ્રધાન આદિને કોઇ પ્રયોજન હોતું નથી, પ્રયોજન તો ચેતનને જ હોય છે. માટે સ્વતંત્ર જડ પ્રધાનાદિમાં પ્રવૃત્તિ ન માનવી જોઈએ.

પુરુષને સુખ દુઃખ આપવા માટે અને મોક્ષ મેળવી આપવા માટે પ્રધાન પ્રવૃત્તિ કરે છે એ માનવું ખોટું છે. કોઈને સુખ અથવા દુઃખ આપવાનું અનુસંધાન કરવું એ ચેતનનું કામ છે જડનું નહિ. કેટલાક સાંખ્યનિષ્ણાતો માને છે કે પુરુષ તો असङ्ग છે, તો તેને સુખ-દુઃખ આપી પણ કેમ શકાય? પુરુષ અનાદિ-કાળથી બદ્ધ છે એવું પણ એ માનતા નથી, તો પછી મુક્તિ કોને અપાવવી? પ્રકૃતિ પોતે જ બદ્ધ થાય છે અને મુક્ત પણ પોતે જ થાય છે; આ માન્યતા પણ બરાબર નથી, કારણ કે જડને બંધ અને મુક્તિ ન હોઈ શકે. આ કારણથી સ્વતંત્ર જડમાં પ્રવૃત્તિ ન માનવી જોઈએ અને પ્રવૃત્તિ વગર રચના પણ ન થઈ શકે; માટે ઈશ્વરથી નિયમિત થઈ પ્રકૃતિ પ્રધાન તથા અન્ય જડતત્ત્વો જગતનાં ઉપાદાનકારણ છે એમ માનવું જોઈએ. ॥ ૬ ॥

પ્રકૃતિ ઉપર ચેતનનું અધિષ્ઠાન છે તેની વધારે સમજ આ સૂત્રમાં છેઃ

पुरुषाश्मवदिति चेत् तथापि ॥ ७ ॥

પદાર્થઃ- (पुरुषाश्मवत्) આંધળા અને લંગડા પુરુષ માફક અથવા લોહચુંબક પત્થર માફક જગતની રચના માટે પ્રવૃત્તિ થશે (इति) જો એમ કહેવામાં આવે (तथापि) તો પણ એ થઈ શકે નહિ.

ભાવાર્થઃ- લંગડો માણસ આંધળા માણસના ખભા ઉપર ચડી બેસે છે અને એ આંધળાને અમુક દિશામાં ચાલવાનું જણાવે છે.

આંધળો માણસ તે પ્રમાણે ચાલે છે, આથી બન્ને ખોડવાળા પુરુષો પણ પોતાની યાત્રા સફળ કરે છે. તેમ પુરુષ દર્શનશક્તિસંપન્ન છે અને પ્રધાન જડ હોવાને કારણે લંગડું છે. પુરુષ તેને મદદ કરે છે એટલે અંધ–જડપ્રધાન પોતાનાં કાર્યો કરવાને શક્તિમાન્ થશે. જીવાત્મારૂપ ચેતનોને તો ઇશ્વર કૃષ્ણાદિ નાસ્તિક સાંખ્યો પણ માને છે.

આમ માનવા છતાં પૂર્વપક્ષવાદીના મતમાં સૃષ્ટિ બની શકે નહીં, કારણ કે તેઓ પુરુષને ઉદાસીન માને છે, એમાં કોઈ ગુણ અથવા દોષ માનતા નથી. પ્રવર્તક એ હોઇ શકે કે જેનામાં અમુક જાતની પ્રવૃત્તિ હોય અથવા પ્રયત્ન હોય. પુરુષમાં જ્યારે પ્રવૃત્તિ કે પ્રયત્ન જ નથી તો પછી તે જડપ્રકૃતિને પ્રેરણા કેવી રીતે આપશે? જેનામાં ટ્રેન ચલાવવાનું કોઈ ભાન જ નથી, કોઈ પ્રયત્ન જ નથી તે ટ્રેનને ગતિ ન જ આપી શકે એ સ્પષ્ટ છે; માટે પ્રેવૃત્તિ અને ગુણથી રહિત ઉદાસીન પુરુષ પ્રકૃતિને કોઇ જાતની મદદ ન કરી શકે, પરિણામે જગતની રચના પણ ન બની શકે! માટે સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને સર્વને પ્રેરણા આપનાર પરબ્રહ્મને માનવા જ જોઈએ. કેવળ સ્વતંત્ર જડતત્ત્વોથી સૃષ્ટિ બની શકે નહીં.

લોહચુંબક પત્થર સમીપતાને કારણે લોઢાને ખેંચે છે, અને લોહચુંબકમાં લોઢા ઉપરની આકર્ષણશક્તિ છે. પણ આ સમીપતા આપનાર પણ ચેતન જ છે. સેંકડો ગાઉ દૂર રહેલું લોહચુંબક લોઢાને ખેંચી શકતું નથી; માટે સર્વશક્તિમાન પુરુષનો સંબંધ પ્રકૃતિ સાથે માનવો જોઈએ. કેવળ સંબધ જ નહીં પણ પ્રકૃતિ ઉપર તેનું અધિષ્ઠાન (સત્તા) પણ માનવું જોઇએ. ॥ ૭ ॥

જડ પદાર્થોમાં પ્રવૃત્તિ ઉત્પન્ન કરવામાં કોઈ મુખ્ય છે અને કોઈ ગૌણ છે—એ પણ ન બની શકે, તે આ સૂત્રમાં બતાવે છેઃ

अङ्गित्वानुपपत्तेश्च ॥ ८ ॥

**પદાર્થઃ– (च) અને (अङ्गित्वानुपपत्तेः) અંગીપણાની ઉપપત્તિ ન થવાથી.**

ભાવાર્થ:- સામ્ય-અવસ્થામાં રહેલા સત્ત્વ, રજ અને તમો ગુણોમાંથી કોઇ એક અંગી એટલે આગળ પડતો થઇ શકતો ન હોવાથી વિકારરૂપ કાર્ય બની શકતું નથી. જડ ગુણોમાં અંગી એટલે મુખ્ય થવાની સમજ હોતી નથી, તેને માટે તો ગુણને અંગી બનાવનાર ચેતનની જરૂર હોય છે. જો સ્વતંત્ર જડવાદ સ્વીકારવામાં આવે તો તેમાં કોઇપણ પ્રવૃત્તિ કે તેમાંથી કોઈપણ કાર્ય બની શકે નહીં. માટે નિમિત્તકારણ તરીકે પરમાત્મારૂપ ચેતનનો સ્વીકાર કરવો જ જોઇએ. ॥ ૮ ॥

જડ તત્ત્વમાં 'ज्ञशक्ति' હોતી નથી, તે આ સૂત્રમાં બતાવે છેઃ

अन्यथानुमितौ च ज्ञशक्तिवियोगात् ॥ ९ ॥

પદાર્થ:- (च) અને (अन्यथानुमितौ) બીજી રીતે અનુમાન કરવામાં પણ દોષ આવે છે (ज्ञशक्तिवियोगात्) જ્ઞાતૃત્વ શક્તિનો વિયોગ હોવાથી.

ભાવાર્થ:- જો જડવાદીઓ એમ કહે કે અમે બીજી રીતે અનુમાન કરીશું કે જેથી કોઈપણ દોષ આવી શકે નહીં. તમારા કહેવાનો ભાવ એવો છે કે, સામ્ય-અવસ્થામાંથી વૈષમ્ય અવસ્થા ચેતનની સહાયતા વગર ન થઇ શકે. ત્રણ ગુણોમાં એક ગુણનો ઉત્કર્ષ થવો એ વૈષમ્ય છે. અને જેમાં ઉત્કર્ષ થયો તે અંગી-મુખ્ય છે. આ ફેરફાર ચેતન વગર ન થઇ શકે; પણ અમે તો જડ વસ્તુતત્ત્વમાં કાર્યને જોઇ તેમાં શક્તિનું અનુમાન કરીએ છીએ. સામ્યાવસ્થામાં રહેલા ત્રણ ગુણોમાં વૈષમ્ય પામવાની પણ શક્તિ છે. મહત્ તત્ત્વ કાર્ય ઉત્પન્ન થયું અને તે જ્યાંસુધી પ્રકૃતિમાં વૈષમ્ય ન આવે ત્યાંસુધી ન બને, માટે જડતત્ત્વમાં વિષમતા પામવાની પણ શક્તિ છે એવું અમારું અનુમાન છે.

જો ઉપર પ્રમાણે માનવામાં આવે તો પણ જડ તત્ત્વમાં

જ્ઞાતૃત્વ શક્તિ નથી, એ તો તમારા—નાસ્તિકોના—મતમાં ચોક્કસ છે. જ્ઞાતૃત્વ શક્તિ વગર કાર્ય ન બની શકે એ પણ સ્પષ્ટ જ છે. જો જ્ઞાતૃત્વશક્તિ પણ માની લ્યો તો એક અર્થમાં જડત્વ અને ચેતનત્વ બંને માનવા પડે. જડત્વ અને ચેતનત્વમાં દૈશિક વિરોધ છે, એટલે કે એક જ અર્થમાં બે વિરોધી ગુણો અથવા શક્તિઓ રહી શકે નહિ. ચેતનત્વ અને જ્ઞાતૃત્વનો એક જ અર્થ છે. જે ચેતન હોય તે જ જ્ઞાતા, અને જે જ્ઞાતા હોય તે જ ચેતન. આ કારણથી જડતત્ત્વવાદીઓના મતમાં સ્વતંત્ર રીતે જડ ઉપાદાન-કારણમાંથી કાર્યની ઉત્પત્તિ થઈ શકે નહિ.

કેવળ જડવાદીઓના મતમાં વિરોધનો ઉકેલ થઈ શકતો નથી. તે આ સૂત્રમાં સમજાવે છેઃ

विप्रतिषेधाच्चासमञ्जसम् ॥ १० ॥

પદાર્થઃ— (च) અને (विप्रतिषेधात्) પરસ્પર વિરોધ હોવાથી નિરીશ્વર સાંખ્યવાદીઓનું કથન (असमञ्जसम्) અયોગ્ય છે.

ભાવાર્થઃ— નિરીશ્વર સાંખ્યવાદીઓ પુરુષ અને પ્રકૃતિ એવાં બે તત્ત્વો માને છે. પ્રકૃતિમાં પરાર્થતા, દૃશ્યતા અને ભોગ્યતા છે અને પુરુષમાં ભોક્તૃત્વ, દ્રષ્ટૃત્વ અને કૈવલ્ય છે. આવું પ્રતિપાદન કરીને તેઓ એમ પણ કહે છે કે પુરુષને મુક્ત કરવા માટે પ્રકૃતિ પ્રવૃત્તિ કરે છે. જો પુરુષ કેવલ છે તો પછી એને બંધ કયાંથી?

વળી એમ પણ કહે છે કે, પુરુષ બદ્ધ નથી, મુક્ત નથી અને સંસારી પણ નથી. બંધ, સંસાર અને મુક્તિ પ્રકૃતિને જ હોય છે. જો આ બધું પ્રકૃતિને જ હોય તો પ્રકૃતિમાં પરાર્થતા જ કયાં રહી?

પંગુ અને અંધના જેવી પ્રવૃત્તિ છે. પ્રકૃતિ આંધળી છે અને પુરુષ લંગડો છે; બન્ને મળીને પ્રવૃત્તિ કરે છે અર્થાત્ સૃષ્ટિ બનાવે છે. આવું પણ તેમનું માનવું છે. આમાં શું બંનેમાં કર્તૃત્વ છે એમ સિદ્ધ નથી થતું? એક દર્શનક્રિયાનો કર્તા બને છે અને બીજો પ્રવૃત્તિ-

ક્રિયાનો કર્તા બને છે. આ પ્રમાણે વિચારતાં જણાય છે કે નિરીશ્વરતાવાદી સાંખ્યો તેમ જ કેવલ જડતત્ત્વવાદીઓના માનવામાં પરસ્પર વિરોધ છે. અને આ વિરોધને લીધે એમનું શાસ્ત્ર અસમંજસ (અપ્રામાણિક) છે એમ સિદ્ધ થાય છે. ॥ ૧૦ ॥

હવે, વૈશેષિક દર્શનમાં સૃષ્ટિના આરંભની જે પ્રક્રિયા બતાવી છે તેનું સૂચન આ સૂત્રમાં કરે છે અને વેદાન્તોની સાથે એનો બરાબર મેળ નથી એ પણ જણાવે છે:

महद्दीर्घवद् वा ह्रस्वपरिमण्डलाभ्याम् ॥ ૧૧ ॥

પદાર્થ:– (*ह्रस्वपरिमण्डलाभ्याम्*) હ્રસ્વ અને પરિમંડલમાંથી (महद्दीर्घवद् वा) મહદ્ અને દીર્ઘદ્રવ્યો ઉત્પન્ન થાય છે.

ભાવાર્થ:– વૈશેષિક દર્શનનો એ સિદ્ધાંત છે કે, 'દ્રવ્યોમાંથી દ્રવ્ય અને ગુણમાંથી ગુણ ઉત્પન્ન થાય છે,' એટલે કે દ્રવ્યનું આરંભક દ્રવ્ય અને ગુણનો આરંભક ગુણ હોય છે. પરમાણુ પરમ સૂક્ષ્મ નિરવયવ દ્રવ્ય છે અને તેને વૈશેષિક દર્શનના નિષ્ણાતો 'પરિમંડલ' કહે છે. પરિમંડલ પરમાણુ ઉપર જે પરિમાણ (લંબાઇ, પહોળાઇ, અને ગોળપણું વગેરે) હોય છે તેને 'પારિમાંડલ્ય' પરિમાણ કહે છે. આ દ્રવ્ય અને પરિમાણ અત્યંત સૂક્ષ્મ હોવાથી આંખથી જોઈ શકાતાં નથી, તેથી વેદાંતદર્શનમાં તેને 'અવ્યાકૃત' કહે છે. જેમ વડલો આખો વટબીજમાં અવ્યાકૃત હોય છે, તેમ દ્વયણુકાદિ કાર્યદ્રવ્યો પરમાણુઓમાં અવ્યાકૃત હોય છે.

હ્રસ્વ અને પરિમંડલ (પરમાણુ)માંથી મહત્ અને દીર્ઘ દ્રવ્ય જન્મે છે; પણ પરિમંડલમાંથી પરિમંડલ દ્રવ્ય બનતું નથી એટલે કે પરિમંડલ પરમાણુ ઉપર રહેલું પારિમાંડલ્ય પરિમાણ કોઇ પણ પરિમાણનું આરંભક નથી.

આ ઠેકાણે, સજાતીય ગુણમાંથી સજાતીય ગુણ જન્મે છે, એ વૈશેષિક દર્શનના સિદ્ધાંતનો ભંગ થાય છે. દ્વયણુક કાર્યદ્રવ્ય ઉપર

જે અણુપરિમાણુ જન્મે છે એ તો બે પરમાણુઓની જે બે સંખ્યારૂપ ગુણુ છે તેમાંથી જન્મે છે–એવી તેમની માન્યતા છે. સંખ્યા ગુણમાંથી અણુપરિમાણરૂપ ગુણનું જન્મવું, એ તો વિજાતીય ગુણ ઉત્પન્ન થયો એમ કહેવાય. આમ પારિમાંડલ્ય એ ગુણુ હોવા છતાં તે બીજા તેના જેવા સજાતીય ગુણનો આરંભક ન થાય એ એ જ શાસ્ત્રે બાંધેલા નિયમનો ભંગ સૂચવે છે. તેથી વૈશેષિક દર્શનની જગતના સર્જન માટે બાંધેલી પ્રક્રિયા વેદાંતને અનુકૂળ નથી જણાતી.

આનું સમાધાન વૈશેષિક દર્શનમાંથી જિજ્ઞાસુએ જાણી લેવું. અહીં એનો વિસ્તાર કરવો ઉચિત નથી. ॥ ૧૧ ॥

હવે, પરમાણુઓમાંથી સૃષ્ટિ બની શકે નહીં, એ કારણ સાથે આ સૂત્રમાં સૂચિત કરે છેઃ

उभयथापि न कर्मातस्तदभावः ॥ १२ ॥

પદાર્થઃ- (उभयथा अपि) બન્ને રીતે સૃષ્ટિના કારણભૂત સંયોગનું કારણ (न कर्म) કર્મ થઇ શકતું નથી (अतः) માટે (तदभावः) પરમાણુઓમાંથી જગત બની શકે નહીં.

ભાવાર્થઃ- મહર્ષિ કણાદ અને ગૌતમના અનુયાયીઓ એમ માને છે કે, પ્રલયાવસ્થામાં પરમાણુઓ નિષ્ક્રિય બની રહી આકાશમાં પરમાત્માના પ્રયત્નથી સ્થિર થયેલાં હોય છે. સાંખ્યશાસ્ત્રને માનનારાની સામ્યાવસ્થારૂપ પ્રકૃતિ અને નૈયાયિકોના પ્રલયાવસ્થાના નિષ્ક્રિય પરમાણુઓમાં કશો ભેદ પ્રતીત થતો નથી.

હવે, અહીં વિચારણીય બાબત એ છે કે—પરમાણુઓમાં જો ક્રિયા ઉત્પન્ન થાય તો એક પરમાણુ બીજા પરમાણુ સાથે જોડાય અને દ્વ્યણુકાદિ ક્રમથી સૃષ્ટિ ઉત્પન્ન થાય; પણ કર્મ–ક્રિયા થાય જ કેવી રીતે? વસ્તુમાં ક્રિયા ઉત્પન્ન થવાનાં કારણો હોય છે અભિઘાત, ગુરુત્વ, દ્રવત્વ, સંયોગ, વિભાગ, વેગ અને પ્રયત્ન,–આમાંનું

કોઈપણ કારણ પ્રલયાવસ્થામાં હોતું નથી. માટે ક્રિયા વગર પરમાણુઓનું જોડાણ થાય નહિ અને જોડાણ વગર સૃષ્ટિ બને નહિ.

પૃથ્વી, પાણી, તેજ અને વાયુના પરમાણુઓ નિત્ય હોય છે એમ વૈશેષિક શાસ્ત્રના નિષ્ણાતો માને છે. આ પરમાણુઓમાંથી પ્રથમ વાયુ, પછી તેજ, પછી પાણી અને પછી પૃથ્વી—આમ ક્રમથી જગત બને છે. આ માન્યતાને ઉપનિષદનો પણ કેટલેક અંશે ટેકો છે. જેમકેઃ– तस्माद् वा एतस्माद् आत्मनः आकाशः सम्भूतः, आकाशाद् वायुः, वायोरग्निः, अग्नेरापः, अद्‌भ्यः पृथ्वी॥ तैत्तिरीय उप. २–१. આ ઉપનિષદમાં પ્રથમ વાયુની, ત્યાર પછી તેજની, ત્યાર પછી પાણીની અને છેલ્લી સૃષ્ટિ પૃથ્વીની બતાવી છે.

પરંતુ મુખ્ય પ્રશ્ન એ છે કે પરમાણુઓમાં કર્મ ઉત્પન્ન થયું કેવી રીતે? કર્મ–ક્રિયા એ કોઈ નિત્ય વસ્તુ નથી. એ તો કાર્ય છે અને કાર્યને કોઈપણ કારણની અપેક્ષા રહે છે.

અભિઘાત આદિ જે ઉપર કારણો બતાવ્યાં છે તે તો જગત ઉત્પન્ન થયા પછીનાં કારણો છે. જેમ એક પાંદડાને વાયુનો ધક્કો લાગ્યો અને બીજાં પાંદડાં સાથે જોડાયું; પણ આ સૃષ્ટિ બન્યા પછીનો કાર્યકારણભાવ છે, સૃષ્ટિ પહેલાનો નહિ.

માટે સૃષ્ટિ બન્યા પહેલાં સ્થિર રહેલાં પરમાણુઓમાં કર્મ–ક્રિયાનું કોઈ કારણ જડતું નથી, માટે પરમાણુમાં ક્રિયા થઈ શકે નહિ અને ક્રિયા વગર બે પરમાણુઓનો સંયોગ પણ થઈ શકે નહિ અને સંયોગ વગર સૃષ્ટિ પણ નહિ.

સંયોગ એ દ્રવ્યરૂપ સમવેત કાર્યનુ અસમવાયિ કારણ છે; માટે કારણ વગર જગતરૂપ કાર્ય અસ્તિત્વમાં આવી શકે નહિ. વાણા-તાણાના અરસપરસ સંયોગો સિવાય કાપડ બની શકે નહિ, તેમ પરમાણુઓના સંયોગ વગર જગત બની શકે નહિ.

અહીં જો એવું સમાધાન કરવામાં આવે કે, સૃષ્ટિ પહેલાં પણ

જીવાત્માઓમાં ધર્માધર્મરૂપ અદૃષ્ટ તો છે જ, એ અદૃષ્ટને લીધે જીવાત્મામાં પ્રયત્ન થશે અને એ પ્રયત્નથી પરમાણુઓમાં ક્રિયા પણ થશે અને પછી સંયોગ પણ થશે. આમ જગતની રચના થઈ શકશે?

આ સમાધાન પણ દોષોથી ભરેલું છે. પ્રથમ તો એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે, અદૃષ્ટ ક્યારે કાર્યોન્મુખ બને છે? અદૃષ્ટ જડ છે કે ચેતન? જો જડ હોય તો તેને જાગવાનું ભાન જ ન હોય, અને જો ચેતન હોય તો આત્મા અને અદૃષ્ટમાં ફેર શો? નૈયાયિકો આત્મા અને પરમાત્મા સિવાય બધું જ જડ માને છે, માટે એમના સિદ્ધાંત પ્રમાણે અદૃષ્ટ જડ છે ચેતન નહીં. આત્મામાં રહેલું અદૃષ્ટ વ્યધિકરણ હોવાથી પરમાણુમાં ક્રિયા ઉત્પન્ન ન કરી શકે.

કોઈપણ જડ વસ્તુ ચેતનનું અધિષ્ઠાન પામ્યા સિવાય સક્રિય બની શકતું નથી, અથવા કાર્ય ઉત્પન્ન કરવાને અનુકૂળ થઈ શકતું નથી. માટે આત્મામાં રહેલું જડ અદૃષ્ટ પણ પરમાણુમાં ગતિ ઉત્પન્ન કરી શકે નહીં. જો અદૃષ્ટને પરમાણુઓમાં માની લેવામાં આવે તો પણ એ પરમાણુઓને ગતિ આપી શકે નહીં, કારણ કે એ જડ છે. પ્રેરક બનવું એ ચેતનનું જ કામ છે. મહર્ષિ કણાદ આત્મામાં જ અદૃષ્ટ અર્થાત્ ધર્મ અને અધર્મને માને છે અને તે ગુણસ્વરૂપ છે, જડ છે એમ પણ સ્વીકારે છે. તો પછી પરમાણુઓમાં ગતિ શી રીતે ઉત્પન્ન થાય? આ રીતે નૈયાયિકોના મતમાં પરમાણુઓમાંથી જગતની રચના થઈ શકતી નથી એવું સૂત્રકારનું માનવું પ્રતીત થાય છે.

બીજો દોષ એ પણ છે કે–એક પરમાણુ જ્યારે બીજા પરમાણુ સાથે સંયોગ પામે છે ત્યારે એ સંયોગ પરમાણુના કયા ભાગ સાથે થાય છે? ગમે તે ભાગમાં થાય, પણ પરમાણુના ભાગ તો માનવા જ જોઈએ. સંયોગ કોઈ પણ દ્રવ્યને વ્યાપીને રહી શકતો નથી. રૂ જેમ સૂતરને વ્યાપીને રહે છે તેમ સંયોગ વ્યાપીને રહી શકતો નથી; એટલા માટે સંયોગને અવ્યાપ્ય વૃત્તિ માનવામાં

આવે છે. આ ઉપરથી સમજી શકાશે કે પરમાણુના ભાગ માન્યા વગર છૂટકો નથી અને ભાગ માનવાથી પરમાણુ સાવયવ થઇ જાય છે. સાવયવ દ્રવ્ય અનિત્ય હોય છે માટે પરમાણુ પણ અનિત્ય થઈ જશે.

જો સંયોગને વ્યાપ્યવૃત્તિ માનવામાં આવે તો પરમાણુમાં બીજા પરમાણુનો સંયોગ થવા છતાં તેના કાર્યમાં પ્રથિમા (વિસ્તાર) થશે નહિ અને પરિણામે સ્થૂલ જગત બની શકશે નહિ. આ કારણથી પરમાણુવાદ યોગ્ય જણાતો નથી. ॥ ૧૨ ॥

બીજી રીતે પણ પરમાણુકારણવાદ યથાર્થ જણાતો નથી. તે આ સૂત્રમાં જણાવે છે:

समवायाभ्युपगमाच्च साम्यादनवस्थितेः ॥ १३ ॥

પદાર્થ:– (च) અને (समवायाभ्युपगमात्) સમવાય સંબંધના સ્વીકારથી પણ (साम्यात्) સમાનતા જણાવાથી (अनवस्थितेः) પરમાણુ-કારણવાદ સ્થિર થઇ શકતો નથી.

ભાવાર્થ:– બે પરમાણુઓમાંથી એક દ્વયણુક બને છે અને એ દ્વયણુક અવયવી–કાર્ય પરમાણુરૂપ કારણથી ભિન્ન છે, છતાં સમવાય સંબંધને લીધે એ જુદું જણાતું નથી. અવયવો અને અવયવી, દ્રવ્ય અને ગુણ, જાતિ તથા ક્રિયાનો જે સંબંધ હોય છે તે સમવાય સંબંધ કહેવાય છે, એટલે કે એ સંબંધને લીધે જાતિ અને વ્યક્તિ, ગુણ અને ગુણી, દ્રવ્ય અને ક્રિયા વગેરે જોડાય છે. આ સમવાય સંબંધ નિત્ય છે.

આ નૈયાયિકોની માન્યતામાં એ શંકા ઊઠે છે કે–કાર્ય કારણથી ભિન્ન છે છતાં કાર્ય કારણમાં સમવાય સંબંધથી જોડાય છે, તેમ સમવાય સંબંધ પણ કારણદ્રવ્ય, ગુણ અને કર્મથી ભિન્ન છે, તો એ અલગ રહેલા સમવાય સંબંધને કારણાદિ સાથે જોડનાર કોઇ બીજો સંબંધ હોવો જોઇએ. કારણથી જેમ કાર્યની જુદાઇ છે તેમ સમવાયની પણ જુદાઈ છે. આ જુદાઇ એકસરખી છે,

એમાં કશો પણ ભેદ નથી. આથી સંબંધોની પરંપરા માનવી પડશે અને પરિણામે અનવસ્થા દોષ આવી ઊભો રહેશે.

જો એમ માનવામાં આવે કે સમવાય પોતે જાતે જ સંબંધરૂપ હોવાથી એને બીજા સંબંધની જરૂર નથી, તો સંયોગ પણ સંબંધરૂપ જ છે, એને દ્રવ્યમાં જોડવા માટે સમવાય સંબંધની શામાટે જરૂર હોવી જોઇએ ? આવી અનેક શંકાઓ ઉત્પન્ન થવાથી સમવાય સંબંધ માનવો એ યોગ્ય નથી. અને સમવાય સંબંધ માન્યા વગર નૈયાયિકો દ્રવ્ય અને ગુણ આદિના જોડાણની કલ્પના કરી શકતા નથી, માટે પરમાણુ કારણવાદ યોગ્ય જણાતો નથી. ॥૧૩॥

સંબંધીઓ વગર સંબંધ ન રહી શકે, તે આ સૂત્રમાં બતાવે છેઃ

नित्यमेव च भावात् ॥ १४ ॥

પદાર્થઃ– (च) અને (नित्यम् एव भावात्) સમવાય સંબંધ નિત્ય માનવાથી સંબંધીઓ પણ નિત્ય હોવાનો પ્રસંગ ઊભો થાય છે.

ભાવાર્થઃ– નૈયાયિકો સમવાય સંબંધને નિત્ય માને છે. હવે ધારો કે સૂતરરૂપ કારણ અને કાપડરૂપ કાર્યનો સમવાય સંબંધ છે; આવી સ્થિતિમાં ધારો કે કાપડ બળી ગયું, તો સૂતર અને કાપડ બન્નેનો નાશ થયો એમ માનવું જ પડશે. આવી સ્થિતિમાં એ કાર્ય અને કારણનો સંબંધ કેવી રીતે સ્થિર રહી શકે? સંબંધી વગર સંબંધ માનવો એ યોગ્ય ન ગણાય. અને જો સંબંધ છે જ, તો તેના સંબંધીઓ પણ છે જ, એમ સ્વીકારવું જોઈએ. સંબંધીઓ વગર સંબંધ રહે ક્યાં? પરિણામે સર્વ નિત્ય જ થઇ રહેશે, તો કાર્યને ઉત્પન્ન કરવા જગતની પ્રવૃત્તિનો જ લોપ માનવો જોઈએ, કે જે સર્વથા અયોગ્ય જણાય છે. માટે પરમાણુકારણવાદ ઠીક નથી. ॥ ૧૪ ॥

રૂપાદિ ગુણવાળા ઘટાદિકાર્યો જેમ અનિત્ય છે તેમ રૂપાદિ-ગુણવાળા પરમાણુઓ અનિત્ય હોવાં જોઈએ તે આ સૂત્રમાં સમજાવે છેઃ

रूपादिमत्वाच्च विपर्ययो दर्शनात् ॥ १५ ॥

પદાર્થઃ– (च) અને (रूपादिमत्वात्) રૂપ આદિ ગુણો હોવાને કારણે (विपर्ययः) પરમાણુઓમાં નિત્યત્વનો અભાવ થશે. (दर्शनात्) તેવું જોવામાં આવતું હોવાથી.

ભાવાર્થઃ– પરમાણુઓને નૈયાયિકો તથા વૈશેષિકો નિત્ય માને છે અને તેનુ કારણ તેઓ પરમાણુઓમાં નિરવયવત્વનુ હોવું માને છે. જે દ્રવ્ય નિરવયવ હોય તે નિત્ય હોય છે.

આ સૂત્રનો ભાવ એ છે કે– પરમાણુઓમાં રૂપ આદિ ગુણો છે કે નહીં? જો કહો કે છે, તો જે કોઈ રૂપાદિ ગુણવાળાં દ્રવ્યો છે તે બધાં અનિત્ય જોવામાં આવે છે. જેમ કે– એક ફળ છે; તેમાં રૂપ, રસ, ગંધ અને સ્પર્શ આદિ ગુણો છે, તો તે અનિત્ય પણ છે જ. તે જ પ્રમાણે જો પરમાણુઓમાં રૂપાદિ ગુણો હોય તો તેને અનિત્ય માનવાં જ જોઈએ. અને જો કહો કે, પરમાણુઓમાં રૂપાદિ ગુણો નથી, તો પ્રશ્ન એ થાય છે કે પરમાણુઓમાંથી બનેલાં કાર્યોમાં રૂપાદિ ગુણો આવ્યા ક્યાંથી? કારણના ગુણોથી જ કાર્યમાં ગુણો ઉત્પન્ન થાય છે એ નૈયાયિકોનો સિદ્ધાંત છે. कारणगुणपूर्वको हि कार्यगुणो दृष्टः। द्रव्याणि द्रव्यान्तरमारभन्ते गुणाश्च गुणान्तरम् ॥ દ્રવ્યોને દ્રવ્યો ઉત્પન્ન કરે છે અને કારણના ગુણો કાર્યમાં ગુણો ઉત્પન્ન કરે છે. આ સિદ્ધાંત સ્થૂલ કાર્યકારણમાં જોવામાં આવે છે, માટે દર્શનાનુસાર સૂક્ષ્મ કાર્યકારણમાં પણ એ જ વ્યવસ્થા સ્વીકારવામાં આવે છે

આ સિદ્ધાન્ત સ્વીકારવાથી એક તરફ પરમાણુઓ અનિત્ય બની જાય છે અને બીજી રીતે કાર્યમાં ગુણોની ઉત્પત્તિ જ થઈ શકતી નથી. માટે પરમાણુકારણવાદ ઠીક જણાતો નથી. ॥ ૧૫ ॥

વળી બીજો દોષ પણ જણાવે છે:

उभयथा च दोषात् ॥ १६ ॥

પદાર્થ :– (उभयथा) બંને રીતે (च) અને (दोषात्) દોષ આવતો હોવાથી.

ભાવાર્થ :– વૈશેષિક શાસ્ત્ર પ્રમાણે પૃથ્વીમાં ગંધ, રસ, રૂપ અને સ્પર્શ, પાણીમાં રસ, રૂપ અને સ્પર્શ, તેજમાં રૂપ અને સ્પર્શ અને વાયુમાં કેવળ સ્પર્શ, એ વિશેષ ગુણો માનવામાં આવે છે. હવે જો પૃથ્વીના પરમાણુઓમાં ઉપર કહેલા ચાર ગુણો હોય તો ગુણોના વધારા સાથે પરમાણુની મૂર્તિનો પણ વધારો હોવો જોઇએ. પાણીમાં ત્રણ ગુણો, તેજમાં બે ગુણો અને વાયુમાં એક ગુણ માનવાથી પરમાણુરૂપ પૃથ્વીને સ્થૂલ, પાણીને સૂક્ષ્મ, તેજને સૂક્ષ્મતર અને વાયુને એટલે વાયુના પરમાણુઓને સૂક્ષ્મતમ માનવાં જોઇએ.

આમ માનવાથી પરમાણુઓ બધાં સરખાં છે એ માન્યતા ખોટી પડે છે. ગુણોના ન્યૂનાધિક્યને લીધે દ્રવ્યમાં પણ ન્યૂનાધિક્ય માનવું જ જોઇએ. આમ માનવાથી પરમાણુ સાવયવ બની અનિત્ય ઠરે છે. આથી વૈશેષિક શાસ્ત્રનો સિદ્ધાંત ખોટો થાય છે.

જો કહો કે દરેક જાતના પરમાણુઓમાં એક જ વિશેષ ગુણ માનીશું, જેમકે, પૃથ્વીમાં ગંધ ગુણ, પાણીમાં રસ ગુણ, તેજમાં રૂપ ગુણ અને વાયુમાં સ્પર્શ ગુણ.

આ રીત સ્વીકારવાથી પ્રશ્ન એ ઊભો થાય છે કે સ્થૂલ પૃથ્વીમાં રૂપ ક્યાંથી આવ્યુ ? જો પૃથ્વીના પરમાણુમાં રૂપ નથી તો કાર્યમાં પણ રૂપ ન આવવું જોઇએ. એ જ પ્રમાણે જળ આદિમાં પણ સમજવું જોઇએ. આથી સાર એ નીકળે છે કે, પરમાણુઓમાં વધારે ઓછા ગુણો માનવાથી તેમનામાં એકસરખાપણું રહેતું નથી, અને તેની સાથે તેમનામાં અનિત્યતાનો દોષ આવી ઊભો રહે છે. જો દરેક પરમાણુમાં એક એક ગુણ માનવામાં આવે તો સ્થૂલ પૃથ્વી આદિમાં બીજા ગુણો આવ્યા ક્યાંથી? નિમિત્ત કારણના

ગુણો તો ઉપાદેય કાર્યમાં આવતા નથી. એ તો સ્પષ્ટ જ છે: કુંભારમાં જે જ્ઞાન આદિ ગુણો છે તે ઉપાદેય ઘટાદિ કાર્યમાં ઊતરતાં નથી; માટે અનેક અથવા એક એક ગુણ માનવાથી પણ પરમાણુ કારણવાદ નિર્દોષ ઠરતો નથી. ॥ ૧૬ ॥

વૈશેષિકના સિદ્ધાન્તનો શિષ્ટ પુરુષોએ સ્વીકાર કર્યો નથી એ આ સૂત્રમાં સૂચવે છે:

अपरिग्रहाच्चात्यन्तमनपेक्षा ॥ १७ ॥

પદાર્થ:- (च) અને (अपरिग्रहात्) શિષ્ટ પુરુષોએ ગ્રહણ ન કર્યું હોવાથી (अत्यन्तम्) પૂર્ણ રીતે (अनपेक्षा) અનપેક્ષા કરવી રહી.

ભાવાર્થ:- ઉપનિષદોમાં પ્રકૃતિનો ઉલ્લેખ છે. સત્કાર્યવાદનો પણ ઉલ્લેખ છે, એટલે સાંખ્યશાસ્ત્રનો થોડો ઘણો પણ સ્વીકાર કરી શકાય. ન્યાય અને વૈશેષિક શાસ્ત્રના પ્રતિપાદ્ય સાત પદાર્થોનો ઉલ્લેખ નથી, સામાન્ય, વિશેષ અને સમવાયનો જરાય પણ ઉલ્લેખ નથી. મહર્ષિ મનુ આદિ ઋષિઓએ પણ એનો ઉલ્લેખ કર્યો જણાતો નથી, તેથી શિષ્ટ પુરુષોએ એના તરફ આદર બતાવ્યો નથી. માટે महाजनो येन गतः स पन्थाः એ ન્યાયે એ દર્શનની અપેક્ષા રાખવાની જરૂર જણાતી નથી.

આ ઠેકાણે એ કહેવાની ખાસ જરૂર જણાય છે કે મહર્ષિ કણાદ અને ગૌતમ વૈદિક ધર્મના સાચા સેવક હતા. વેદને માન્ય રાખી તેમણે પોતાનું દર્શન લખ્યું છે. એમના પદાર્થો પણ મહાપુરુષોએ સ્વીકાર્યા છે. દ્રવ્ય, ગુણ અને કર્મને કોણ ન સ્વીકારે? વળી પ્રતિજ્ઞા આદિ પાંચ અવયવો વગર તો કોઇ પણ શાસ્ત્રકારને ચાલતું નથી. ઈશ્વર અને પરલોકમાં પણ એ દર્શન ઉત્તમ માન્યતા ધરાવે છે, છતાં સૂત્રકારે અનપેક્ષા જણાવી છે એનું કારણ અમને સમજાતું નથી. સૂત્રમાં અને તેના ભાષ્યોમાં જે જે એ

દર્શન સંબંધે આક્ષેપો કર્યા છે, તેનું પણ સમાધાન આકર ગ્રંથો-માં ખૂબ સ્પષ્ટતાથી આપવામાં આવ્યું છે. આ કારણથી અમને તો એ દર્શન પણ આદરપાત્ર જણાય છે. વેદાન્ત દર્શન સાથે કેટલાક અંશમાં તો અમને કેવળ શાબ્દિક જ વિરોધ જણાય છે. પરિણામવાદમાં પણ પરમાણુ માન્યા વગર છૂટકો નથી. દૂધનું પરિણામ દહીં થાય છે. અહીં શું દૂધનાં પરમાણુઓ નથી એમ કોઈ કહી શકે? શું દૂધ અખંડ એક વસ્તુ છે એમ કહી શકાય? થોડોઘણો ફેર તો હોય એ સ્વાભાવિક છે, માટે વૈદિક છ એ દર્શન પોતપોતાની રીતે વેદધર્મની રક્ષા જ કરે છે. ॥ ૧૭ ॥

હવે બૌદ્ધના તત્ત્વજ્ઞાનને સૂચવતાં સૂત્રો લખવામાં આવે છે અને એ તત્ત્વજ્ઞાનમાં સૂત્રકારને જે કહેવા યોગ્ય જણાયું છે તેનો ઉલ્લેખ કરે છે:

समुदाय उभयहेतुकेऽपि तदप्राप्तिः ॥ १८ ॥

પદાર્થઃ– (समुदाये) સમુદાયમાં (उभयहेतुके) બંને જેનાં કારણો છે (अपि) પણ (तदप्राप्तिः) કારણોના સંયોગ વગેરે થઈ શકતા નથી.

ભાવાર્થઃ–બૌદ્ધના તત્ત્વજ્ઞાનના સિદ્ધાંત સામાન્યરૂપે ત્રણ પ્રકારના છે: (૧) સર્વાસ્તિત્વવાદ= જે કંઈ દ્રષ્ટિગોચર થાય છે તે બધું જ છે, અસત્ય નથી. (૨) કેવળ જ્ઞાન જ છે. (૩) બધું જ શૂન્યરૂપ છે.

આ ત્રણમાંના પહેલા સિદ્ધાંતના બે ભેદ છે: (૧) બાહ્ય વસ્તુ છે અને તે પ્રત્યક્ષ છે. (૨) બાહ્ય વસ્તુ છે પણ પ્રત્યક્ષ નથી. અર્થોનું જ્ઞાન હોવાથી કેવળ તેનું અનુમાન કરવામાં આવે છે. આ સિદ્ધાંતને અનુસરી બૌદ્ધમતમાં ચાર પ્રકારના શિષ્યો માનવામાં આવે છે: (૧) સૌત્રાન્તિક (૨) વૈભાષિક (૩) યોગાચારી (૪) માધ્યમિક.

અહીં જે બૌદ્ધોના તત્ત્વજ્ઞાન સંબંધમાં લખવામાં આવે છે તે બધું આ સૂત્ર ઉપરના પ્રાચીન ભાષ્યોને આધારે લખવામાં આવે છે. સર્વાસ્તિત્વવાદના સંબંધમાં આ સૂત્ર લખવામાં આવે છે.

બૌદ્ધ લોકો માને છે કે બધું છે ખરું પણ તે બધું ક્ષણિક છે, અર્થાત્ એક જ ક્ષણમાં નાશ પામે છે. સ્થિર અથવા નિત્ય કોઈ પણ વસ્તુ નથી. यत् सत् तत् क्षणिकम् । જે જે સત્ અર્થાત્ વિદ્યમાન છે, તે તે ક્ષણિક છે. ભૂત અને ભૌતિક એ બાહ્ય વસ્તુ ગણવામાં આવે છે, અને ચિત્ત તથા ચૈત્ત એ આન્તર વસ્તુ ગણવામાં આવે છે. પૃથ્વી, પાણી, તેજ અને વાયુ આ ભૂત કહેવાય છે, અને ગંધ, રૂપ, રસ અને સ્પર્શ એ ભૌતિક વસ્તુ ગણાય છે.

ચિત્ત એ જાણનાર અંદરનું તત્ત્વ છે અને એમાં કામના, વાસના, જ્ઞાન, સુખદુઃખ વગેરે ચૈત અર્થો માનવામાં આવે છે.

પૃથ્વી આદિ ચાર ભૂતો પરમાણુસ્વરૂપ છે. આ પરમાણુઓ કઠણ, સ્નિગ્ધ, ગરમ અને વહન સ્વભાવવાળાં છે. અને તે પૃથ્વી, પાણી, તેજ અને વાયુરૂપે સંહત થાય છે આમાં વૈશેષિક દર્શનમા જણાવ્યા પ્રમાણે ગુણગુણીભાવ માનવામાં આવતો નથી.

રૂપસ્કંધ, વિજ્ઞાનસ્કંધ, વેદનાસ્કંધ, સંજ્ઞાસ્કંધ અને સંસ્કારસ્કંધ માનવામાં આવે છે. અને તેનાથી બધો જ આધ્યાત્મિક વ્યવહાર સિદ્ધ થાય છે. વિષયસહિત ઇંદ્રિયોને રૂપસ્કંધ કહે છે. વિષયો જોકે બાહ્ય અર્થ છે, છતાં દેહમાં રહેલી ઇંદ્રિયોથી તેનુ ગ્રહણ થતું હોવાથી તે પણ આધ્યાત્મિક કહેવાય છે. 'હું', 'હું' એવો જે વિજ્ઞાનનો પ્રહાર સતત ચાલુ રહે છે, તે વિજ્ઞાનસ્કંધ કહેવાય છે. આ વિજ્ઞાનને આલય વિજ્ઞાન કહેવાય છે. સુખદુઃખ આદિનો જે અનુભવ થાય છે તે "વેદનાસ્કંધ" કહેવાય છે.

'ગાય' 'ઘોડો' આદિ નામવિશિષ્ટ સવિકલ્પક જે જ્ઞાન થાય છે તે 'સંજ્ઞાસ્કંધ' કહેવાય છે.

રાગ, દ્વેષ, મોહ, ધર્મ અને અધર્મરૂપ અન્દરની ભાવનાત્મક વસ્તુઓ છે, તે સંસ્કારસ્કંધ કહેવાય છે. આવી રીતે આધિભૌતિક અને આધ્યાત્મિક બધો જ વ્યવહાર બૌદ્ધમત પ્રમાણે ચાલે છે.

સૂત્રનો શબ્દાનુસાર ભાવ આ પ્રમાણે છે: આધિભૌતિક પૃથ્વી આદિ સમુદાયનો હેતુ પરમાણુઓ છે, અને શરીરરૂપ સમુદાયનો હેતુ પૃથ્વી આદિ ભૂતો છે. આ પ્રમાણે 'પરમાણુહેતુક સમુદાય' અને પૃથ્વ્યાદિહેતુક સમુદાય પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને શરીરરૂપ ઉભય સમુદાય બની શકે નહિ, કારણ કે પરમાણુઓ અને પૃથ્વી આદિ ભૂતો ચૈતન્યરહિત જડ છે. જડમાં સ્વયં ગતિ હોઈ શકે નહિ અને ગતિને જો પરમાણુઓનો સ્વભાવ માનવામાં આવે તો કેવળ પ્રવૃત્તિથી કાર્ય થઈ શકે નહિ. અમુક વખતે પ્રવૃત્તિ અટકવી પણ જોઈએ. ઘડો પૂર્ણ થવા સાથે ઘટાનુકૂળ પ્રવૃત્તિ બંધ પડવી જોઈએ. અમુક વખતે પ્રવૃત્તિ કરવી અને અમુક વખતે નિવૃત્તિ કરવી એ સમજણ જડમાં હોતી નથી. માટે પરમાણુઓમાંથી પૃથ્વી આદિ અને પૃથ્વી આદિમાંથી શરીર આદિ સમુદાય બની શકે નહિ. ચેતન-ઈશ્વર જેવી કોઈ વસ્તુ બૌદ્ધ મતમાં માનવામાં આવતી નથી.

અથવા ક્ષણિક વસ્તુઓ સાથે રહી શકે નહિ. જો સાથે રહે તો તેની ક્ષણિકતા નાશ પામે છે. એક અર્થ નાશ થાય પછી બીજો ઉત્પન્ન થાય એવી રીતે ક્ષણિકોની પરંપરા માનવામાં આવે તો પણ તેઓનું સાથે રહેવું બનતું નથી, માટે સમુદાય બની શકે નહિ. સમુદાય એટલે અનેક વસ્તુઓનું સહાવસ્થાન. આ વાત ક્ષણિકવાદમા બનતી નથી, માટે પૃથ્વી આદિ ભૂતો અને શરીર બૌદ્ધના મતે સિદ્ધ થઇ શકે નહિ.

(૧) સ્થૂલબુદ્ધિવાળા શિષ્યોને માટે સર્વવસ્તુઓનું અસ્તિત્વ માનવામાં આવે છે, અને તે વસ્તુઓ પ્રત્યક્ષ છે એમ પણ માનવામાં આવે છે.

(૨) પ્રથમ કક્ષાના શિષ્યો કરતાં સૂક્ષ્મ બુદ્ધિવાળા શિષ્યોને માટે બાહ્ય વસ્તુઓ પ્રત્યક્ષ નહિ પણ અનુમેય માનવામાં આવે છે.

(૩) ત્રીજી કક્ષાના સૂક્ષ્મતર બુદ્ધિવાળા શિષ્યો માટે કેવળ

જ્ઞાન જ છે, બાહ્ય કોઇ વસ્તુ જ નથી, એમ માનવામાં આવે છે.

(૪) ચોથી કક્ષાના સૂક્ષ્તમ બુદ્ધિવાળા શિષ્યો માટે તો શૂન્યવાદ જ માનવામાં આવ્યો છે. અને આ શૂન્યવાદ જ બૌદ્ધોના મતમાં સાચો છે. પ્રથમના ત્રણ વાદો તો ચોથા વાદના ઉપાય તરીકે છે. મનુષ્ય માત્ર એકદમ સૂક્ષ્મ વિષયમાં ઊતરી શકે નહિ, માટે પહેલા ત્રણ વાદની યોજના કરવામાં આવી છે.

બૌદ્ધ મતમાં કોઇ ચેતન જીવાત્મા અથવા ઈશ્વર સ્થિર તરીકે માનવામાં આવતો નથી.

આ સૂત્રમાં (૧) પોતાની મેળે જડ વસ્તુઓ સમુદાયના રૂપમાં આવી શકે નહિ અને (૨) ક્ષણિક વસ્તુઓનો સમુદાય થઈ શકે નહિ.

આ બે દોષો બૌદ્ધના મતમાં બતાવવામાં આવ્યા છે. ॥ ૧૮ ॥

इतरेतरप्रत्ययत्वादिति चेन्नोत्पत्तिमात्रनिमित्तत्त्वात् ॥ १९ ॥

પદાર્થ :- (इतरेतरप्रत्ययत्वात्) પ્રત્યય એટલે કારણ. એક અર્થ બીજા અર્થનું કારણ બનવાથી સંસારનાં સર્વ કાર્યો થઇ શકશે (इति चेत्) જો એમ માનવામાં આવે તો પણ (न) કાર્ય સિદ્ધ થઈ શકશે નહિ (उत्पत्तिमात्रनिमित्तत्वात्) કેવળ ઉત્પત્તિનું જ નિમિત્ત બનતું હોવાથી.

ભાવાર્થ :- બૌદ્ધોના મતમાં બે પ્રકારના પદાર્થો છે: પરમાણુઓમાંથી ઉત્પન્ન થતાં કાર્યો અને ચિત્તમાંથી ઉત્પન્ન થતાં કાર્યો. પરમાણુઓ અને ચિત્ત પણ બૌદ્ધના મતમાં ક્ષણિક જ છે એમ સમજવું. તેઓ માને છે કે અવિદ્યા, રાગદ્વેષ, સંસ્કાર, નામ, રૂપ, ષડાયતન અર્થાત્ છ ઇન્દ્રિયો અને તેના વિષયો વગેરે એકબીજાનાં કારણ બને છે અને તેનાથી સંસારનું સર્વકાર્ય સિદ્ધ થઇ શકશે. પરમાણુઓ સમુદાયનું કારણ બનશે અને ચિત્તમાંથી ઉત્પન્ન થતા અવિદ્યાદિ રાગદ્વેષોનું પણ કારણ બનશે. સર્વ વસ્તુઓ અસ્થિર છે,

તેમાં સ્થિરત્વબુદ્ધિ થવી એ અવિદ્યા છે. અને એમાંથી રાગદ્વેષાદિની પરંપરા ઉત્પન્ન થશે. અને કાર્યકારણભાવથી સંસારયાત્રા સિદ્ધ થશે. આ માનવું પણ અયોગ્ય છે. કારણ કે, એક અસ્થિર અર્થ બીજાની ઉત્પત્તિમાં જ માત્ર કારણ બને એમ માની લઈએ છતાં એ કારણોને ભેગાં કરનાર કોણ? બીજમાંથી અંકુર પેદા થાય એ કબૂલ, પણ કોઠીમાંથી બી બહાર કાઢી ખેતરમાં લઈ જનાર કોણ? જમીન સાફ કરનાર કોણ? જો કોઈ ચેતન સ્થિર આત્મા ન હોય તો કારણમાંથી કાર્યની ઉત્પત્તિ થાય જ નહિ. કોઠીમાં પડયું પડયું બીજ કંઇ અંકુર પેદા કરી શકતું નથી. વળી બી આદિ પણ અસ્થિર છે તો તેમાંથી અંકુર જન્મે શી રીતે? શું કોઠીમાંથી કાઢેલું બીજ ખેતરમાં લઇ જવામાં આવે ત્યાંસુધી એ સ્થિર રહેશે? જો 'હા' કહેવામાં આવે તો તે ક્ષણિક શી રીતે કહેવાય?

જો એમ કહેવામાં આવે કે બીજ એ એક સંઘાત છે અને આ અનાદિ સંસારમાં એક સંઘાત બીજા સંઘાતનું કારણ બન્યા કરે છે, માટે બીજ પણ ક્ષણે ક્ષણે બીજા સદૃશ કાર્યનું કારણ બનશે અને એ જ પ્રમાણે લોકયાત્રા સિદ્ધ થશે.

અહીં પણ એ શંકા થાય છે કે એક સંઘાત બીજા સદૃશ સંઘાતનુ કારણ બને તો અંકુર શી રીતે બને? અંકુર એ કંઈ બીજનું સદૃશ કાર્ય નથી. બીજનું સદૃશ કાર્ય તો બીજ જ હોઈ શકે. જો સંઘાત સદૃશ કાર્યને ઉત્પન્ન કરે, તો પશુ આદિ પુદ્દગલ સમૂહમાંથી કોઈ વખત પણ માનવ દેહ બને જ નહિ.

જો વિસદૃશ સંઘાતને પણ કારણ સંઘાત ઉત્પન્ન કરતો હોય અને એનો કોઈ પણ નિયમ ન હોય તો કોઈ વખતે સદૃશ સંઘાત ઉત્પન્ન થાય અને કોઇ વખત વિસદૃશ સંઘાત પણ ઉત્પન્ન થાય. તેથી વાનર દેહમાંથી વાનર બન્યા કરશે અને કોઇ વખતે માનવ-દેહ પણ બને. આ માન્યતા પણ બરાબર નથી કારણ કે, માનવ શરીર કયા ક્ષણે હસ્તી આદિ શરીર બનશે તે કહી શકાય નહિ.

આવી રીતે લોકયાત્રા બની શકે નહિ. વળી ભોગ્ય અર્થો ભોક્તાને માટે જ હોય છે. જો ભોક્તા આત્મા જેવી કોઇ સ્થિર નિત્ય વસ્તુ જ ન હોય તો ભોગ્ય વસ્તુ કોને માટે છે? એ પ્રશ્ન પણ સહેલાઇથી ઉત્પન્ન થાય છે અને એનો ઉત્તર ક્ષણિકવાદી બૌદ્ધશાસ્ત્રમાં મળતો નથી, માટે ક્ષણિકવાદ અયોગ્ય છે. વળી અવિદ્યાદિથી કોઇ સંઘાત પણ બની શકે નહિ. દાખલા તરીકે– છીપમાં ચાંદીનું જ્ઞાન થયું. આ થઇ અવિદ્યા. શું આ અવિદ્યા ચાંદીરૂપ સંઘાતનું કારણ બને ખરું? કદી પણ નહિ, આવો અનુભવ પણ કોઇને નથી. આ કારણથી પણ ક્ષણિકવાદ અયોગ્ય છે. ॥ ૧૯ ॥

બૌદ્ધોના સિદ્ધાંતાનુસાર ખરી રીતે અવિદ્યા આદિ પણ ઉત્પત્તિના નિમિત્ત થઇ શકતાં નથી તે આ સૂત્રમાં બતાવે છેઃ

उत्तरोत्पादे च पूर्वनिरोधात् ॥ २० ॥

પદાર્થ:– (च) અને (उत्तरोत्पादे) ઉત્તરક્ષણ ઉત્પન્ન થાય છે ત્યારે (पूर्वनिरोधात्) પૂર્વક્ષણનો નાશ થયેલો હોય છે.

ભાવાર્થ:– ક્ષણિક અર્થને ક્ષણ કહેવામાં આવે છે. નિરોધનો અર્થ 'નાશ' થાય છે. એક સમુદાય બીજા સમુદાયનું કારણ બનતું નથી અને અવિદ્યાદિ કેવળ ઉત્તરક્ષણની ઉત્પત્તિમાં કારણ બને છે એમ આગળ કહેવામાં આવ્યું છે. પણ, ખરી રીતે જોતાં અવિદ્યા આદિ ઉત્પત્તિનાં પણ કારણ બનતાં નથી. અવિદ્યા રાગ અથવા સંસ્કારની ઉત્પત્તિનું કારણ બની શકે નહિ. એટલે કે રાગ અને સંસ્કાર આદિનું નિમિત્ત અવિદ્યા થઇ શકે નહિ. કારણ કે, બૌદ્ધના સિદ્ધાંત પ્રમાણે અવિદ્યા ક્ષણિક છે અને રાગ, સંસ્કાર આદિ પણ ક્ષણિક છે. જ્યારે સંસ્કાર ઉત્પન્ન થાય છે ત્યારે અવિદ્યાનો નાશ થયેલો હોય છે. એક જ ક્ષણમાં નિમિત્ત અને નૈમિત્તિક અર્થોનું અસ્તિત્વ માનવામાં આવે તો ક્ષણિકવાદના સિદ્ધાંતનો જ ભંગ થાય છે. માટે એક ક્ષણમાં હેતુ અને ફળ રહી

શકે નહિ; અને ભિન્ન ક્ષણમાં હોય તો, કોઈ કોઈનું નિમિત્ત કે ફળ બની શકે નહિ. માટે બૌદ્ધનો ક્ષણિક સિદ્ધાંત અયોગ્ય છે. ॥ ૨૦ ॥

असति प्रतिज्ञोपरोधो यौगपद्यमन्यथा ॥ २१ ॥

પદાર્થ :- (असति) હેતુ ન હોય છતાં જો કાર્યની ઉત્પત્તિ થાય તો (प्रतिज्ञोपरोधः) પ્રતિજ્ઞાનો ભંગ થાય છે અને (अन्यथा) જો હેતુ સ્વીકારવામાં આવે તો (यौगपद्यम्) હેતુ અને કાર્યનું એક કાળમાં અવસ્થાન થવાથી ક્ષણભંગવાદ સિદ્ધ થઈ શકે નહિ.

ભાવાર્થ :- ક્ષણિકત્વવાદી બૌદ્ધોના મતમાં કાર્યકારણભાવ બની શકતો નથી; કારણ કે, પૂર્વક્ષણ નાશ પામ્યા પછી ઉત્તરક્ષણની ઉત્પત્તિ થાય છે તો પછી પૂર્વક્ષણ કારણ કેવી રીતે બને ? પૂર્વ-ક્ષણ એટલે પૂર્વવસ્તુભૂત કાર્ય. કાર્યવસ્તુ એક જ ક્ષણ સુધી રહે છે એટલે તેના મતમાં કાર્ય પણ ક્ષણ કહેવામાં આવે છે.

હવે જો વગર કારણે કાર્ય ઉત્પન્ન થાય તો તેઓની પ્રતિજ્ઞાનો ભંગ થાય છે; કારણ કે તેઓ માને છે કે, 'चतुर्विधान् हेतून् प्रतीत्य चित्तचैत्ता उत्पद्यन्ते' ચાર પ્રકારના હેતુને પ્રાપ્ત થઈ કાર્ય ઉત્પન્ન થાય છે.

અહીં હેતુથી કાર્ય ઉત્પન્ન થાય છે એમ માનવામાં આવે છે તો આ પ્રતિજ્ઞાનો ભંગ થાય છે. કારણ કે, કાર્ય વગર હેતુએ ઉત્પન્ન થાય છે એ મત પણ બૌદ્ધોનું છે.

જો ઉત્તરક્ષણ ઉત્પન્ન થાય ત્યાંસુધી પૂર્વ સ્થિર રહે છે- એમ માનવામાં આવે તો પૂર્વક્ષણ અને ઉત્તરક્ષણનું સહઅસ્તિત્વ માનવું પડે છે; એટલે હેતુ અને ફળનું યૌગપદ્ય સ્વીકારવું રહ્યું અને એ સ્વીકારથી ક્ષણિકત્વ પ્રતિજ્ઞાનો ભંગ થાય છે. હેતુ માનવામાં આવે તો અને ન માનવામાં આવે તો યે ક્ષણિકત્વવાદી બૌદ્ધના મતમાં

સૃષ્ટિની સિદ્ધિ થઈ શકતી નથી; માટે એ મત અસંગત જણાય છે. ॥ ૨૧ ॥

प्रतिसंख्याऽप्रतिसंख्यानिरोधाप्राप्तिरविच्छेदात् ॥ २२ ॥

પદાર્થ :– (प्रतिसंख्याऽप्रतिसंख्यानिरोधाप्राप्तिः) પ્રતિસંખ્યાનિરોધ અને અપ્રતિસંખ્યાનિરોધની પણ પ્રાપ્તિ થઈ શકતી નથી (अविच्छेदात्) પ્રત્યભિજ્ઞાનને લીધે વિચ્છેદ ન જણાતો હોવાથી.

ભાવાર્થ :– બૌદ્ધના મતમાં પ્રતિસંખ્યા અને અપ્રતિસંખ્યા નામવાળા બે નિરોધ માનવામાં આવ્યા છે. 'संस्कृतं त्रयात् अन्यत्' ઉત્પાદ્ય કાર્યમાત્ર બે નિરોધ અને આકાશથી ભિન્ન છે. નિરોધ અને આકાશ અભાવરૂપ છે જ્યારે ઉત્પાદ્ય કાર્ય બુદ્ધિગમ્ય છે, પ્રમેય છે, વસ્તુભૂત છે. આવું વૈનાશિક બૌદ્ધોનુ મંતવ્ય છે. આકાશને અભાવરૂપ એ લોકોએ બતાવ્યું છે તે ખોટું છે– એ વાત આગળ સિદ્ધ કરવામાં આવશે.

અહીં પ્રતિસંખ્યા નિરોધ અને અપ્રતિસંખ્યા નિરોધ સમજાવવામાં આવે છે. અને તે બંને નિરોધો બની શકતા નથી તે પણ સમજાવવામાં આવે છે.

(૧) પ્રતિસંખ્યા નિરોધઃ— પ્રતિ એટલે વિરોધી, સંખ્યા એટલે બુદ્ધિ. હું આ વિદ્યમાન કાર્યને અવિદ્યમાન કરું છું એવા પ્રકારથી કરવામાં આવતો નિરોધ તે પ્રતિસંખ્યા નિરોધ.

(૨) ક્ષણે ક્ષણે પોતપોતાની મેળે નાશ પામતાં કાર્યોનો જે વિનાશ થાય છે તે અપ્રતિસંખ્યા નિરોધ. જો હરેક ક્ષણે પદાર્થમાં ફેરફાર ન થતો હોય તો બાળ શરીર યુવક શરીર શી રીતે થઈ શકે? નવું કાર્ય જૂનું કાર્ય પણ શી રીતે થઈ શકે? એટલે સ્વાભાવિક વિનાશનું નામ અપ્રતિસંખ્યા નિરોધ છે. એમ સિદ્ધ થયું.

આ બંને નિરોધ નિરન્વય હોતા નથી. સામાન્ય દ્રવ્ય તો રહે છે. ભલે ઘડો ફૂટી જાય, પણ ઠીકરી રૂપ માટી કે જે સામાન્ય

છે તે રહે છે. માટે બંને પ્રકારના નિરોધો નિરન્વય વિનાશ તરીકે સિદ્ધ થઇ શકતા નથી. જ્યાં સ્પષ્ટ સામાન્ય ન જણાય ત્યાં પણ જરા લાંબો વિચાર કરતાં જણાશે કે સમાન્ય છે જ. દાખલા તરીકે– પાણી ગરમીને લીધે સૂકાઇ જાય છે તો તેનું સામાન્ય શું રહ્યું? કશું જ જણાતું નથી. અહીં જરા વિચાર કરીશું તો તરત જ સમાધાન જડી આવે છે કે પાણી વરાળ રૂપે થઈ ઉપર ગયું છે અને તે વાદળાંના રૂપમાં ગોઠવાઇ ગયુ છે. આ પ્રમાણે કોઇપણ કાર્યનું સામાન્ય વસ્તુ તો રહે જ છે; માટે કોઈપણ નિરોધ–અભાવ નિરન્વય હોતો નથી. તેથી પ્રતિસંખ્યા અને અપ્રતિસંખ્યારૂપ નિરોધ જે નિરન્વય માન્યા છે તે અસત્ય છે. ॥ ૨૨ ॥

उभयथा च दोषात् ॥ २३ ॥

પદાર્થ:– (उभयथा) બંને રીતે (च) અને (दोषात्) દોષ આવતો હોવાથી.

ભાવાર્થ:– બૌદ્ધોને આપણે પૂછી શકીએ છીએ કે અવિદ્યા અને દુઃખ આદિનો નાશ યમ-નિયમનું પાલન કરવાથી થાય છે કે આપોઆપ એની મેળે જ નાશ થાય છે? જો યમ-નિયમોના પાલનથી અવિદ્યા આદિનો નાશ થતો હોય તો નિર્હેતુકવિનાશ શી રીતે થઇ શકે? અને જો અવિદ્યાદિ આપોઆપ નાશ પામે તો બૌદ્ધશાસ્ત્રમાં જે યમ-નિયમોનું પાલન કરવા જણાવ્યુ છે તેનો અર્થ શો? અવિદ્યા જો સમ્યક્ જ્ઞાન ઉત્પન્ન થયા સિવાય એની મેળે નાશ પામે છે તો શાસ્ત્ર દ્વારા ઉપદેશ આપવો એ નકામો જ થઈ જાય છે; માટે બૌદ્ધોનો ક્ષણિકત્વવાદ અસત્ય ઠરે છે. ॥ ૨૩ ॥

હવે, આકાશ વસ્તુસ્વરૂપ છે અભાવરૂપ નથી; તે આ સૂત્રમાં સમજાવે છેઃ

आकाशं चाविशेषात् ॥ २४ ॥

પદાર્થ:– (आकाशं च) અને આકાશ પણ વસ્તુસ્વરૂપ છે

(अविशेषात्) પ્રતિસંખ્યા અને અપ્રતિસંખ્યા નિરોધ જેમ નિરન્વય અભાવ નથી તેમ આકાશ પણ અભાવરૂપ નથી.

ભાવાર્થઃ- આકાશને બૌદ્ધ લોકો અભાવરૂપ માને છે, આ પણ એમની ભૂલ છે. એ લોકો કહે છે કે આવરણના અભાવનું નામ આકાશ છે. એ વાત ખોટી છે. કારણ કે, આકાશ ભાવરૂપ પદાર્થ છે. ઉપનિષદમાં આકાશને અભાવરૂપ માન્યુ નથી. વળી આકાશ એ તો દ્રવ્યરૂપ પદાર્થ છે, એમાં શબ્દ નામનો ગુણ છે. શબ્દની ઉત્પત્તિ આકાશમાં થાય છે. જેમાં વિશેષ અને સામાન્ય ગુણો હોય તે અભાવ શી રીતે કહેવાય? પ્રાગ્ભાવ, પ્રધ્વંસાભાવ, અન્યોન્યાભાવ અને અત્યન્તાભાવ આ ચાર અભાવોમાંથી કયો અભાવ આકાશ છે? એવું આપણે બૌદ્ધોને પૂછી શકીએ અને એનો ઉત્તર એમની પાસે મળી શકતો નથી. પ્રતિયોગી વગર અભાવ હોઈ શકે નહિ અને પ્રતિયોગિત્વ તો વસ્તુમાં જ હોઈ શકે છે.

જો આવરણનો અભાવ એ જ આકાશ હોય તો આકાશમાં એક પંખી ઊડતું હોવાથી તેમાં આવરણ તો છે જ અને તેને લીધે આકાશ નથી એમ માનવું જોઈએ. જો એમ માનવામાં આવે કે જ્યાં પંખી આદિ કોઈ નથી તે આકાશ છે; તોપણ તેને અમુક વિશેષણ આપવાથી તે વસ્તુસ્વરૂપ સિદ્ધ થાય છે. માટે આકાશને અભાવરૂપ માનવું એ એમની ભૂલ છે. ॥ ૨૪ ॥

ક્ષણિકત્વવાદ બીજી રીતે પણ સિદ્ધ થઇ શકતો નથી તે આ સૂત્રમાં બતાવે છેઃ

अनुस्मृतेश्च ॥ २५ ॥

પદાર્થઃ- (च) અને (अनुस्मृतेः) સ્મૃતિ અને પ્રત્યભિજ્ઞા થતી હોવાથી.

ભાવાર્થઃ- સ્મૃતિ અને પ્રત્યભિજ્ઞા આત્માની અને પદાર્થની

સ્થિરતા વગર બની શકે નહિ. આત્મા સ્થિર હોય તો તેને અનુભવેલી વસ્તુનું સ્મરણ થાય; જો આત્મા ક્ષણિક હોય તો સ્મરણ થઈ શકે નહિ. આ તે જ મકાન છે કે જે મેં દસ વરસ ઉપર જોયું હતું. આ શું દ્રષ્ટા અને મકાનની સ્થિરતાને નથી બતાવતું ? જો કહો કે સાદૃશ્યને લીધે સ્મૃતિ થાય છે તો તેમાં સાદૃશ્યનો ઉલ્લેખ નથી. વળી આત્મામાં સદૃશતા સંભવે જ કેવી રીતે ? જે હું પાંચ વરસ પહેલાં હતો તે જ હું અત્યારે પણ છું. આ પ્રત્યભિજ્ઞામાં સાદૃશ્ય ક્યાં જણાય છે ? અહીં તો આત્માની સ્થિરતા જ જણાય છે. માટે ક્ષણિકતાવાદ ખોટો છે. ॥ ૨૫ ॥

नासतोऽदृष्टत्वात् ॥ २६ ॥

પદાર્થઃ– (न) નહીં (असतः) અભાવમાંથી (अदृष्टत्वात्) અનુભવમાં આવતું ન હોવાથી.

ભાવાર્થઃ– ક્ષણિકત્વવાદી બૌદ્ધ લોકો સામાન્ય દ્રવ્યને સ્થિર માન્યા વગર અભાવમાંથી કાર્યની ઉત્પત્તિ માને છે, અને બતાવે છે કે જુઓ, બીજ જ્યાંસુધી અભાવગ્રસ્ત થાય નહીં ત્યાં સુધી તેમાંથી અંકુર પેદા થતું નથી, બીજ નાશ પામ્યા પછી જ અંકુર જન્મે છે; માટે અભાવમાંથી ભાવ જન્મે છે.

આની સામે આ સૂત્ર છે. નિરન્વય અભાવમાંથી ભાવની ઉત્પત્તિ થતી જણાતી નથી. બીજનું દૃષ્ટાન્ત પણ બૌદ્ધ લોકોથી સમજાયું નથી. બીજ બગડે છે અથવા નાશ પામે છે એ ખરું, પણ બીજનુ જે સામાન્યદ્રવ્ય છે તે નાશ પામતું નથી. દષ્ટાંતનો ભાવાર્થ એ છે કે બીજ એ સામાન્યદ્રવ્યની એક અવસ્થા છે, એ અવસ્થા નાશ પામી અંકુરરૂપ બીજી અવસ્થા એ જ સામાન્યમાંથી બીજા સહકારી કારણદ્વારા ઉત્પન્ન થાય છે. પદાર્થનો નિરન્વય નાશ કદી પણ થતો નથી, સામાન્યદ્રવ્ય તો રહે જ છે; માટે ક્ષણિકત્વવાદ અસત્ય છે. ॥ ૨૬ ॥

અભાવમાંથી ભાવ ઉત્પન્ન ન થવામાં એક બીજી યુક્તિ જણાવે છેઃ

उदासीनानामपि चैवं सिद्धिः ॥ २७ ॥

પદાર્થઃ- (च) અને (उदासीनानाम् अपि) પ્રયત્ન નહીં કરનારાઓને પણ (एवम्) એમ હોવાથી (सिद्धिः) સફલતા પ્રાપ્ત થાય.

ભાવાર્થઃ- જો અભાવમાંથી ભાવ ઉત્પન્ન થતો હોય તો, જે લોકો ફળ મેળવવા પ્રયત્ન નથી કરતા તેઓને પણ ફળ મળવું જોઈએ, કારણ કે અભાવમાં કશી વિશેષતા હોતી નથી અને એ સર્વત્ર સુલભ હોય છે. ખેડૂતો વગર મહેનતે, વગર બી વાવ્યે અનાજ વગેરેનો પાક મેળવતા હોવા જોઈએ; કારણ કે ખેતરમાં અભાવ તો છે જ. ભૂખ્યો-તરસ્યો માણસ પણ ખાધાપીધા વિના તૃપ્તિ પામી શકે, પણ એમ બનતું નથી. સર્વ કોઈને ફળ મેળવવા માટે હેતુને પ્રાપ્ત કરવો પડે છે. વરસાદના અભાવમાં અનાજ પાકતું નથી એ પણ સ્પષ્ટ છે; માટે અભાવમાંથી ભાવની ઉત્પત્તિ થાય છે એ માન્યતા વૈનાશિક બૌદ્ધોની ખોટી છે. સર્વ કોઈ ફળને પ્રતિનિયત ભાવરૂપ કારણ હોય છે, એ વૈદિક સિદ્ધાંત જ બરાબર છે; એને નહીં માનવાથી બૌદ્ધ લોકો સત્યથી વેગળા પડી ગયા છે. અથવા અસત્ય તર્કનો આશ્રય લઈ અવળે રસ્તે છે એમ માનવું રહ્યું. ॥ ૨૭ ॥

હવે વિજ્ઞાનવાદી બૌદ્ધના મત સંબંધ કહે છે. કેવળ વિજ્ઞાન સ્કંધને માનનારને યોગાચાર પણ કહેવામાં આવે છેઃ

नाभाव उपलब्धेः ॥ २८ ॥

પદાર્થઃ- (न) નહીં (अभावः) અભાવ (उपलब्धेः) બાહ્ય પદાર્થોનું પણ જ્ઞાન થતું હોવાથી.

ભાવાર્થઃ- બાહ્ય પદાર્થોને માન્યા વગર કેવળ વિજ્ઞાનને જ માનવું એ ઠીક નથી, બાહ્ય અર્થ અને તેનું જ્ઞાન બંને માનવાં

જોઈએ એવો સૂત્રકારનો અભિપ્રાય છે. બૌદ્ધો માને છે કે, બાહ્ય ક્ષણિક અર્થો વાસ્તવિક છે એ માન્યતા તો અતિસ્થૂલબુદ્ધિના માણસોને સમજાવવા માટે છે: ખરી રીતે માત્ર વિજ્ઞાન અર્થાત્ જ્ઞાન જ છે. આ જ્ઞાન પણ ક્ષણિક જ છે. નીલજ્ઞાન, ઘટજ્ઞાન, આવા જ્ઞાનના આકારો જણાય છે, તે બાહ્ય અર્થોને લીધે નહિ પણ, જ્ઞાનની વિચિત્ર શક્તિને લીધે જ છે. જેમ સ્વપ્નજ્ઞાનમાં કોઇ બાહ્ય અર્થ હોતો નથી છતાં વિષયાકાર જ્ઞાન થાય છે તેમ જાગ્રત્ અવસ્થાના વિષયાકાર જ્ઞાનો પણ બહારના અર્થો વગર જ થાય છે. જ્ઞાનમાં જ એવી વિચિત્ર શક્તિ રહેલી છે કે જેથી એ જુદા-જુદા આકાર ધરી શકે છે અને વ્યવહાર ચાલી રહ્યો છે. બૌદ્ધ લોકો માને છે કે જો બાહ્ય અર્થ માનવામાં આવે તો તે પરમાણુઓ રૂપે માનવા કે પરમાણુના સમૂહરૂપે? અથવા અવયવી-રૂપે. આમાંથી કોઈપણ પક્ષ સાચો થઈ શકતો નથી. જો પરમાણુઓ જ ઉપલબ્ધ થતાં હોય તો, 'એક સ્તંભ' છે આવું જ્ઞાન શી રીતે થાય? જો પરમાણુઓનો સમૂહ ઉપલબ્ધ થતો હોય તો પરમાણુ અને પરમાણુઓનો સમૂહ કંઇ જુદા હોતા નથી; માટે ઉપરનો દોષ કાયમ રહે છે. અવયવી તો સિદ્ધ થતો નથી. અવયવો અને અવયવી તદ્દન જુદા હોય તો ધર્મધર્મિભાવ બની શકે નહિ. તંતુઓમાં જેમ ઘટ નથી, કારણ કે બંને જુદા છે; તેમ તંતુઓમાં પટ પણ નથી કારણ કે બંને જુદા છે.

વળી જ્ઞાન અને અર્થ કદી જુદા જણાતા નથી. ઘટજ્ઞાનમાં વિષય તરીકે ઘટ કાયમ હોય જ છે, માટે એ બંનેનો ભેદ માનવો શી રીતે? જો કોઇ પણ વખતે જ્ઞાન અને તેના વિષયની જુદી-જુદી ઉપલબ્ધિ થાય તો માની શકાય કે બાહ્ય અર્થ પણ છે. પણ એમ નથી, માટે કેવળ વિજ્ઞાન જ માનવું યોગ્ય છે.

આના સંબંધમાં સૂત્રકાર કહે છે કે બાહ્ય અર્થ માનવો જ જોઈએ; કારણ કે એની ઉપલબ્ધિ બહાર થાય છે. ઘટ જમીન ઉપર છે અને એનું જ્ઞાન શરીરની અંદર છે.

વળી જ્ઞાન સામાન્ય હોતું નથી જ્યારે ઘટ આદિ વિષયો સામાન્ય હોય છે અર્થાત્ બહાર પડેલા એક જ ઘડાને સેંકડો માણસ જોઇ શકે છે, જ્યારે જ્ઞાનરૂપ વ્યક્તિને તો કોઈ જાણી શકતું નથી. જેને 'ઘટજ્ઞાન' થયુ હોય તે જ માણસ પોતાના જ્ઞાનને જાણી શકે છે. જો બાહ્ય પદાર્થની માફક જ્ઞાન પણ સામાન્ય હોય તો એક વ્યક્તિના વિચાર બધા જ માણસો સહેલાઇથી જાણી શકે, કોઈ વિચાર ગુપ્ત રહી શકે નહિ. આવું દુનિયામાં નથી, માટે બાહ્ય પદાર્થ વિજ્ઞાનથી વિલક્ષણ છે અને તેની બહાર સત્તા પણ છે એમ માનવું જોઈએ.

વાસનાને લીધે જ્ઞાનમાં વિચિત્રતા આવે છે એવું જો બૌદ્ધ લોકો માનતા હોય તોપણ ખોટું છે; કારણ કે, ક્ષણિક વિજ્ઞાનમાં આધારાધેયભાવ બની શકતો જ નથી. વાસના આધેય છે અને જ્ઞાન ક્ષણિક આધાર છે. જ્ઞાન વખતે વાસના નથી અને વાસના વખતે જ્ઞાન નથી. આ કારણથી જ્ઞાનની જે વિચિત્રતા છે તે બાહ્ય વિષયોને લીધે છે એમ માનવું જોઇએ. ઘટજ્ઞાન અને સ્તંભજ્ઞાન આ બંને જ્ઞાનો એકબીજાથી જુદા પડે છે તે ઘટ અને સ્તંભને લીધે. માટે બાહ્ય અર્થોને માનવા જ જોઇએ.

આ ઠેકાણે વાચક મહાનુભાવે એટલુ ધ્યાનમાં રાખવું જોઇએ કે સ્વામી શંકરાચાર્ય અને વિજ્ઞાનવાદી બૌદ્ધ બંને એક નથી. કારણ કેઃ–

સ્વામી શંકરાચાર્ય જ્ઞાનને બ્રહ્મ માને છે અને તે એક તથા નિત્ય છે એમ પણ માને છે. અર્થને પણ માને છે પણ તે અર્થ અનિર્વચનીય છે. જ્યારે વિજ્ઞાનવાદી બૌદ્ધ તો અર્થનું અસ્તિત્વ જ સ્વીકારતા નથી અને વિજ્ઞાન બધાં જ ક્ષણિક છે એમ માને છે.

વૈદિક સિદ્ધાંત એવો છે કે અર્થ અને જ્ઞાન બંને સત્ય છે. કોણ નિત્ય છે અને કોણ અનિત્ય છે એ તો તેના ઉપર વિચાર

કરી નિર્ણય કરવાનો હોય છે. ઉપનિષદોમાં નિત્યાનિત્યનો વિવેક બતાવ્યો છે તે ત્યાંથી જ સમજી લેવો જોઈએ. ॥ ૨૬ ॥

સ્વપ્નના પ્રત્યયો (જ્ઞાનો) જેવાં જાગરિત પ્રત્યયો નથી તે આ સૂત્રમાં સમજાવે છે:

वैधर्म्याच न स्वप्नादिवत् ॥ २९ ॥

પદાર્થ:– (च) અને (वैधर्म्यात्) વિલક્ષણતા હોવાથી (स्वप्नादिवत्) સ્વપ્નઆદિ પ્રત્યયો જેવા જાગરિત પ્રત્યયો (न) નથી.

ભાવાર્થ:– સ્વપ્નનું જ્ઞાન જાગરિત અવસ્થામાં ખોટું પડે છે. એટલે કે એ સ્વપ્નજ્ઞાનના અર્થમાં બાધ થાય છે. જેમકે, કોઈએ સ્વપ્નમાં સુંદર મહેલ અને મહાન્ જનસમુદાયો જોયા હોય, પણ તે જ્યારે જાગે છે ત્યારે કહે છે કે મારું સ્વપ્નનુ જ્ઞાન ખોટું હતું; કારણ કે ત્યાં મહેલ ન હતો અને મહાન્ જનસમુદાય પણ ન હતો. આમ સ્વપ્નના પદાર્થો જાગરિત અવસ્થામાં ખોટા જ જણાય છે પણ જાગરિત અવસ્થામાં જાણેલા અર્થો સ્વપ્નાદિ કોઈ પણ અવસ્થામાં ખોટા જણાતા નથી. માટે સ્વપ્નના અર્થો અને જાગરિત અવસ્થાના અર્થોમાં વિચિત્રતા હોય છે; તેથી સ્વપ્નજ્ઞાન જેવું જાગરિત-જ્ઞાન નથી. ॥ ૨૯ ॥

વાસનાની વિચિત્રતાને લીધે જ્ઞાનમાં વિચિત્રતા આવે છે એના સંબંધમાં આ સૂત્ર છે:

न भावोऽनुपलब्धेः ॥ ३० ॥

પદાર્થ:– (अनुपलब्धेः) અર્થની ઉપલબ્ધિ ન હોવાથી વાસનાનું (भावः) અસ્તિત્વ (न) હોતું નથી.

ભાવાર્થ:– જ્યાં સુધી બાહ્ય અર્થ સ્વીકારવામાં ન આવે અને તેનું જ્ઞાન પણ સ્વીકારવામાં ન આવે ત્યાંસુધી વાસના બંધાતી જ નથી. કોઈ પણ બાહ્ય અર્થનો પહેલો અનુભવ થવો

જોઈએ પછી જ તેમાંથી વાસના બંધાય છે. અનુભવ વગર વાસના ન હોય.

જો વાસના અનાદિ માનવામાં આવે તો તે પણ ખોટું છે. અનાદિ વાસના હોતી જ નથી. પ્રથમ અનુભવ માનવો જ જોઈએ. જેમ પહેલું બીજ અને પછી અંકુર અને પછી તેની પરંપરા ચાલુ રહે છે. અનુભવ અને વાસનાની પરંપરા હોઈ શકે. અનુભવમાંથી વાસના અને વાસનામાંથી જ્ઞાન. પણ જ્યારે બાહ્ય અર્થ જ ન હોય તો અનુભવ શી રીતે થાય ? અને અનુભવ ન હોય તો વાસના શી રીતે થાય ? આ કારણથી વાસનાની વિચિત્રતાથી જ્ઞાનમાં વિચિત્રતા માનવી એ કેવળ ક્ષણિક વિજ્ઞાનવાદીઓની ભૂલ છે. ॥ ૩૦ ॥

વાસનાનો આધાર કોઈ થઈ શકતું નથી, તે આ સૂત્રમાં બતાવે છેઃ

क्षणिकत्वाच्च ॥ ३१ ॥

પદાર્થઃ- (च) અને (क्षणिकत्वात्) બધાં વિજ્ઞાનો ક્ષણિક હોવાથી વાસાનાનો આધાર કોઈ બની શકતું નથી.

ભાવાર્થઃ- વૈદિક લોકો જેને આત્મા કહે છે તેની જગ્યા પર બૌદ્ધ લોકો આલયવિજ્ઞાન માને છે. આલયવિજ્ઞાન પ્રવૃત્તિજનક હોતું નથી. આ જ્ઞાન સિવાય બીજાં જ્ઞાનો પ્રવૃત્તિજનક હોય છે. આવી બૌદ્ધોની માન્યતા છે.

બૌદ્ધો કહે છે કે, 'આલયવિજ્ઞાન' વાસનાનો આધાર છે; પણ એ ખોટું છે. આલયવિજ્ઞાન પણ એમના સિદ્ધાંત પ્રમાણે ક્ષણિક છે તો તે વાસનાનો આધાર શી રીતે થઈ શકે ? આધારે તો આધેયને ધારણ કરવા સ્થિર રહેવું જોઈએ. જો આલયવિજ્ઞાનને સ્થિર માનવામાં આવે તો એ લોકોના સિદ્ધાંતનો ભંગ થાય છે. 'બધાં જ વિજ્ઞાનો ક્ષણિક છે' એવો એમનો સિદ્ધાંત છે. માટે

આલયવિજ્ઞાન ક્ષણિક હોવાથી વાસનાનો આધાર કોઇ થઇ શકતું નથી. આ કારણે બૌદ્ધશાસ્ત્રમાં માનેલા ક્ષણિકત્વનો સિદ્ધાંત ખોટો ઠરે છે. ॥ ૩૧ ॥

શૂન્યવાદ પણ ખોટો છે તે આ સૂત્રમાં સૂચિત કરે છેઃ

सर्वथानुपपत्तेश्च ॥ ३२ ॥

પદાર્થઃ- (च) અને (सर्वथा) સર્વપ્રમાણ દ્વારા (अनुपपत्तेः) અસિદ્ધિ થતી હોવાથી.

ભાવાર્થઃ- ક્ષણિકવિજ્ઞાનવાદ તો પ્રમાણદ્વારા સિદ્ધ થતો નથી, તો પછી સર્વશૂન્યવાદ કેવી રીતે સિદ્ધ થઈ શકે? આ બધું શૂન્ય છે–અભાવ રૂપ છે, એનો જાણનાર કોણ ? શું જાણનાર પણ અભાવ છે ? શું એક અભાવ બીજા અભાવને જાણી શકે? નહીં જ.

જો સર્વશૂન્યને જાણનાર કોઇ ભાવરૂપ અર્થ માનવામાં આવે તો સર્વશૂન્યવાદ કયાં રહ્યો ? આથી તો પ્રતિજ્ઞાની હાનિ સ્પષ્ટ થાય છે.

વળી અભાવને જાણવા માટે વસ્તુસ્વરૂપ પ્રતિયોગીને માનવો જ જોઈએ. ઘટનો અભાવ ઘટ ન હોય તો કેવી રીતે જાણી શકાય?

શું પૃથ્વી, પર્વત, સમુદ્ર વગેરે અભાવરૂપ છે? શું ભગવાન બુદ્ધ અભાવરૂપ હતા? શું બૌદ્ધોનાં શાસ્ત્રો અને ઉપદેશો અભાવ-રૂપ છે? જો ના કહેવામાં આવે તો શામાટે સર્વશૂન્યનો ઉપદેશ બીજાઓને આપવામાં આવે છે? આમ બૌદ્ધોનો સિદ્ધાંત જેમ-જેમ વિચારની કસોટીએ ચઢાવવામાં આવે છે તેમ-તેમ રેતીના કુવાની પેઠે પડતો જાય છે. માટે ક્ષણિકત્વવાદ, વિજ્ઞાનવાદ અને શૂન્યવાદ ખોટા છે.

વેદમાં જે ત્રણ વસ્તુઓ–ઇશ્વર, જીવ અને પ્રકૃતિ સ્વીકારવામાં આવ્યાં છે તે જ બરાબર છે. બૌદ્ધોએ આનો અભ્યાસ કરવો જોઇએ. ॥ ૩૨ ॥

હવે એક વસ્તુમાં એક જ વખતે અને એક જ પ્રદેશમાં અનેક વિરુદ્ધ ધર્મો માનનારનો મત બતાવવામાં આવે છે, તે અસંભવિત અને ઉપનિષદોના મંતવ્યોથી વિરુદ્ધ છે એમ પણ બતાવવામાં આવે છે. ભાષ્યકારોના મત પ્રમાણે આ મત જૈનમત છે. જૈન-મતને આર્હત મત પણ કહેવામાં આવે છે. આ મતની સમાલોચના ચાર સૂત્રમાં કરવામાં આવી છે:

नैकस्मिन्नसंभवात् ॥ ३३ ॥

પદાર્થ:– (एकस्मिन्) એક જ પદાર્થમાં (असंभवात्) એક જ વખતે વિરુદ્ધ ધર્મોનો સમાવેશ સંભવી શકે નહિ માટે (न) એ મત ઠીક નથી.

ભાવાર્થ:– જેમ અંધકાર અને પ્રકાશ એક જ ઠેકાણે એક જ વખતે સંભવી શકતા નથી તેમ એક જ પદાર્થમાં અનેક વિરુદ્ધ ધર્મોનો સમાવેશ થઈ શકે નહિ. અસ્થિત્વ અને નહિષત્વ આ બે ધર્મો વિરુદ્ધ છે, તેઓ એક અર્થમાં સાથે રહી શકતા નથી, છતાં તેને સાથે રાખવાનો પ્રયત્ન કરનારની કઈ યુક્તિ છે, કયું પ્રમાણ છે? તે તપાસીએ.

જૈન લોકો સંક્ષેપમાં જડ અને ચેતન બે જ પદાર્થો માને છે. જગતના કર્તા તરીકે ઈશ્વરને તેઓ માનતા નથી. ઉક્ત બે પદાર્થોનો થોડો વિસ્તાર આ પ્રમાણે છે. જીવ, અજીવ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ–આ સાત પદાર્થો તેઓના મતમાં છે. જીવ ચેતન પદાર્થ છે અને તે જ્ઞાન, દર્શન, સુખ અને વીર્ય ગુણોથી યુક્ત છે. જીવો સાવયવ એટલે કે અવયવવાળા છે અને તે શરીરના પરિમાણવાળા છે, એટલે કે જેવડું શરીર તેવડો જીવ. જીવના જે ભોગ્ય અર્થો છે તે અજીવ છે. તેઓ ધર્મ, અધર્મ, પુદ્ગલ, કાલ, આકાશ ભેદવાળા છે. પુદ્ગલ પરમાણુઓના જુદા–જુદા સમૂહો છે. પૃથ્વી, પર્વત, સાગર અને શરીર

વગેરે. पूर्यते गलति स पुद्गलः જેમાં વધવું, ઘટવું, બગડવું, સુધરવું વગેરે ફેરફારો થયા કરે તે પુદ્દગલ. આ પુદ્દગલો વર્ણ, ગંધ, રસ અને સ્પર્શવાળા હોવાથી દ્રવ્ય કહેવાય છે.

કાળ=ચિર (લાંબા વખતે) ક્ષિપ્ર=જલદી વગેરે વ્યવહારનું કારણ છે.

આકાશ=આવરણનો અભાવરૂપ છે. આકાશ બે પ્રકારનું છેઃ (૧) લોકાકાશ એટલે સંસારવ્યાપી, (૨) અલોકાકાશ એટલે મુક્ત આત્માઓનો આશ્રય.

વિષય તરફ આત્માની પ્રવૃત્તિ હોવી તેનું નામ 'આસ્રવ'. ઈંદ્રિયોની વૃત્તિઓનો નિરોધ એ 'સંવર'.

પૂર્વજન્મના સંચિત કર્મનો નાશ કરે તે 'નિર્જર' અર્થાત્ તપ.

બંધ આઠ પ્રકારનો હોય છે. ચાર ઘાતિ કર્મ અને ચાર અઘાતિ કર્મ. આનું સ્પષ્ટ વર્ણન જૈન શાસ્ત્રમાંથી સમજવું.

મોક્ષઃ- સર્વકર્મનો ક્ષય થયા પછી અલોકાકાશમાં આત્માનું સુખ સ્વરૂપે હોવું તે. આ બધાનો જૈનશાસ્ત્રોમાં ઘણો વિસ્તાર છે અને તે બહુ સૂક્ષ્મતાથી કરવામાં આવ્યો છે.

આ સાતે પદાર્થોમાં તેઓ સપ્તભંગી ન્યાય ઊતારે છે. તે આ પ્રમાણે છે.

(१) स्यादस्ति (२) स्यान्नास्ति (३) स्यादस्ति च नास्ति च (४) स्यादवक्तव्यः (५) स्यादस्ति चावक्तव्यश्च । (६) स्यान्नास्ति चावक्तव्यश्च । (७) स्यादस्ति च नास्ति चावक्तव्यश्च ॥

આ ન્યાયથી એક જ વસ્તુમાં અસ્તિત્વ અને નાસ્તિત્વ વગેરે વિરુદ્ધ ધર્મોનો સમાવેશ છે એમ તેઓ માને છે. स्यात् એ અવ્યય છે અને તેનો અર્થ कथंचित्='કોઈક પ્રકારે રહેવું' એવો અનિશ્ચિત અર્થ છે. માણસ છે પણ તે કોઈ અનિશ્ચિત રૂપે છે. સૂત્રકાર કહે

છે કે આવી રીતે વિરુદ્ધ ધર્મોનું એક પદાર્થમાં કથંચિત્ હોવું સંભવિત નથી અને સર્વને અનિશ્ચિત રૂપે બતાવવું એ પણ ઠીક નથી. વૈદિક સિદ્ધાંત પદાર્થને નિશ્ચિત સ્વરૂપમાં બતાવે છે, અને તે એક અર્થમાં વિરોધી ધર્મોને એકજ સમયમાં સ્વીકારતો નથી. ॥ ૩૩ ॥

જૈનોનો મત સ્યાદ્વાદ કહેવાય છે. કારણ કે, સપ્તભંગી ન્યાયમાં 'સ્યાત્' શબ્દનો ઉલ્લેખ છે. સ્યાદ્વાદ અને અનેકાંતવાદમાં કશો ભેદ નથી. સ્યાદ્વાદમાં જેમ એકધર્મી પદાર્થમાં અનેક વિરુદ્ધ ધર્મોનો એકી વખતે સમાવેશ માનવો એમાં અસંભવરૂપ દોષ છે, એ ઉપરના સૂત્રમાં બતાવ્યું છે. તેવો જ બીજો દોષ આત્માના પરિમાણ માનવામા પણ છે તે આ સૂત્રમાં બતાવે છેઃ

एवं चात्माऽकात्स्न्यर्म् ॥ ३४ ॥

પદાર્થઃ- (च) અને (एवम्) એ પ્રમાણે (आत्माऽकात्स्न्यर्म्) આત્માનું મધ્યમ પરિમાણ પણ દોષગ્રસ્ત થાય છે.

ભાવાર્થઃ- જો આત્માનું પરિમાણ શરીર જેટલુ માનવામાં આવે તો શરીર નાનાં મોટાં હોય છે એ તો સર્વકોઈ સમજી શકે છે. જૈનો આત્માને નિત્ય માને છે, તેનો પુનર્જન્મ કર્મપ્રમાણે થાય છે અને તેથી તે સૂક્ષ્મ અને સ્થૂલ શરીરમાં પણ પ્રવિષ્ટ થાય છે એમ પણ માને છે.

હવે ધારો કે મનુષ્યશરીરમાં રહેલો આત્મા મર્યા પછી કર્મયોગે હાથીના શરીરમાં જાય તો હાથીના શરીરને વ્યાપી શકે? અને કીડીના શરીરમાં પ્રવેશે તો તેમાં તે સમાઈ શકે ખરો? ઉત્તર નકારમાં જ આવી શકે.

વળી શરીર તો શરૂઆતમાં સૂક્ષ્મ હોય છે અને પછી ધીમે ધીમે વધે છે. માનવ-શરીર પણ એક ઈંચમાંથી ક્રમે-ક્રમે પાંચ કે છ ફૂટ સુધી ઊંચું અને તેના પ્રમાણમાં સ્થૂલ પણ થાય છે;

તો શું આત્મા પણ ક્રમે-ક્રમે વધતો જાય છે અને સ્થૂલ થતો જાય છે એમ માનવું ? આનો ઉત્તર જૈનો હકારમાં જ આપશે કારણ કે તેમના મતમાં આત્માના અનન્ત પર્યાયો છે એટલે કે આત્માના અનંત અવયવો છે, એટલે એનો સંકોચ અને વિકાસ થયા કરે છે. એટલે આત્માનું સૂક્ષ્મ અને મહાન્ થવું એ ખોટું નથી. પણ એમ માનવામાં બીજો દોષ ઉત્પન્ન થાય છે એ પણ જાણવું જોઈએ. ॥ ३४ ॥

'આત્માને અવયવોવાળો માનવો' એ ખોટું છે તે આ સૂત્રમાં બતાવે છે:

न च पर्यायादप्यविरोधो विकारादिभ्यः ॥ ३५ ॥

પદાર્થ:- (च) અને (पर्यायात्) અવયવો માનવાથી (अपि) પણ (अविरोधः) વિરોધ (न) નથી એમ માની શકાય નહિ કારણ કે (विकारादिभ्यः) વિકાર આદિ દોષોનો પ્રસંગ આવે છે.

ભાવાર્થ:- આત્માને અવયવો છે, એટલે જ્યારે અવયવો સંકુચિત થાય છે ત્યારે આત્મા સૂક્ષ્મ થાય છે અને અવયવો વિકસે છે ત્યારે આત્મા મહાન્ થાય છે. માટે હાથીના આત્માને કીડીના શરીરમાં પ્રવેશ પામવા અને તેમાં સમાઈ જવામાં કશો દોષ આવતો નથી.

જૈનોનું ઉપર પ્રમાણે માનવું ઠીક નથી, કારણ કે આત્માને અવયવો માનવાથી શરીરની માફક આત્મા પણ વિકારી થઈ જાય. અને જે વિકારી હોય તે નિત્ય પણ ન હોય. શરીર વિકારી છે માટે અનિત્ય છે; તેમ આત્મા જો વિકારી હોય તો તે પણ અનિત્ય થઈ જાય. આત્માને નિત્ય માનનાર જૈનોએ આના ઉપર વિચાર કરવો જોઈએ.

'શરીરપરિમાણવાળો આત્મા છે' —એમ માનવાથી જેમ શરીરનું કોઈ ચોક્કસ પરિમાણ નથી, તેમ આત્માનું પણ કોઈ

ચોક્કસ પરિમાણ રહેશે નહિ. નિત્ય આત્માનું પરિમાણ ફરતું રહે, એ માનવું અયોગ્ય છે. ॥ ૩૫ ॥

મુક્ત-આત્માનું પરિમાણ નિયત છે માટે બદ્ધ આત્માનું પરિમાણ પણ નિયત છે—એ વાત આ સૂત્રમાં સમજાવે છેઃ

अन्त्यावस्थितेश्चोभयनित्यत्वादविशेषः ॥ ३६ ॥

પદાર્થઃ- (च) અને (अन्त्यावस्थितेः) છેલ્લી સ્થિતિ અર્થાત્ મોક્ષાવસ્થામાં આત્માનું પરિમાણ નિયત હોવાથી અન્યત્ર પણ આત્માનું પરિમાણ નિયત જ છે. (उभयनित्यत्वात्) બંને અવસ્થાના પરિમાણો નિત્ય થવાથી (अविशेषः) સમાનતા થશે.

ભાવાર્થઃ- મોક્ષાવસ્થામાં રહેલા આત્માનું પરિમાણ નિત્ય છે તેથી બદ્ધાવસ્થાવાળા—સંસારી આત્માનું પરિમાણ નિયત અને નિત્ય જ છે. જો એમ માનવામાં આવે તો મુક્ત આત્માના પરિમાણની માફક સંસારી આત્માનું પરિમાણ પણ સ્થિર માનવું જોઇએ.

મુક્ત આત્મા જો વિભુ પરિમાણવાળો માનવામાં આવે તો બદ્ધ આત્મા પણ વિભુ પરિમાણવાળો માનવો જોઈએ. અને જો એ માનવું ઠીક લાગતું હોય તો 'આત્માનું મધ્યમ પરિમાણ માનવું' છોડી દેવું જોઇએ. 'જેટલું શરીર તેટલો આત્મા છે' એ માનવું પણ છોડી દેવું જોઈએ.

આત્માને વિભુ અને-મધ્યમ એમ બે પરિમાણવાળો માનવો એ તો અયોગ્ય છે. વિભુ મધ્યમ હોઇ શકે નહિ અને મધ્યમ-પરિમાણવાળો વિભુ થઇ શકે નહિ. ॥ ૩૬ ॥

ઉપરના સૂત્ર સુધીમાં 'એક વસ્તુમાં વિરુદ્ધ અનેક ધર્મોના સમાવેશનો સંભવ નથી,' એ અધિકરણ સંપૂર્ણ થયું. હવે આ સૂત્રથી એક બીજું અધિકરણ બતાવે છે. એમાં પશુપતિના મતને

સમજાવે છે અને તેના સંબંધમાં પોતાને પોતા તરફથી જે કહેવાનું છે તે પણ કહે છે:

पत्युरसामञ्जस्यात् ॥ ३७ ॥

પદાર્થ:– (पत्युः) પશુપતિનો મત અનાદરણીય છે (असामञ्जस्यात्) તેમાં સમંજસતા ન હોવાથી.

ભાવાર્થ:– આ સૂત્રમાં न च पर्यायादप्यविरोधः .........૩૫ મા સૂત્રગત 'न' શબ્દની અનુવૃત્તિ લેવામાં આવે છે. એટલે અર્થ આ પ્રમાણે થાય છે:– પશુપતિનો મત પણ આદરણીય નથી, કારણ કે તેમાં કોઈ યુક્તિ નથી અને પ્રમાણ પણ નથી. એનો મત આ પ્રમાણે ટૂંકમાં છે: 'कार्यकारणयोगविधिदुःखान्ताःपञ्च पदार्थाः। कार्य = મહતત્ત્વઆદિ कारण = પ્રધાન અને ઇશ્વર, योग = સમાધિ, विधि = સ્નાન, ભસ્મ ચોળવી વગેરે; दुःखान्त = મોક્ષ, આ ઠેકાણે ઇશ્વરનો અર્થ 'પશુપતિ' માનવામાં આવ્યો છે. પશુ એટલે જીવાત્માઓ અને પતિ એટલે તેનો સ્વામી.

આ ઠેકાણે અસમંજસતા એ છે કે 'પશુપતિ' શરીરધારી છે કે અશરીરી? જો અશરીરી હોય અને તે સર્વગત, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ હોય તો તે ઉપનિષદમાં બતાવવામાં આવેલ બ્રહ્મ જ છે. એમાં કશો વિરોધ નથી. પણ જો તે શરીરધારી હોય, (અને પશુપતિ શરીરધારી છે એમ એ લોકોનું માનવું છે,) તો તે અસમંજસ છે. કારણ કે જે જગત્-કર્તા છે તે શરીરધારી હોઇ શકે નહિ. આ જગતની રચના કોઈ પણ શરીરધારીની નથી. જો પશુપતિને શરીર હોય તો તે નિત્ય છે કે અનિત્ય? જો નિત્ય કહો તો પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે કોઈ પણ શરીર નિત્ય હોઈ શકે નહિ. શરીર એ એક રચના છે. રચના નિત્ય ન હોય. જો કહો કે એનું શરીર અનિત્ય છે તો અનિત્ય શરીર પહેલાં એ અશરીરી હતા તો, તેને શરીરી શામાટે થવું પડ્યું? શરીર

તો કર્મનું ફળ હોય છે. અશરીરી આત્મા પાપ-પુણ્યરૂપ કર્મનો અધિકારી જ નથી. વળી એનું શરીર બનાવ્યું કોણે? જો પોતાની જાતે જ બનાવ્યુ હોય તો શું સુખઃદુખ ભોગવવા માટે બનાવ્યું? જો હા કહો તો, તે અપૂર્ણ છે એમ સિદ્ધ થાય છે; અને અપૂર્ણ તથા સુખદુઃખનો ભોક્તા કોઇપણ આત્મા જગતનો ઇશ્વર બની શકે નહિ. આવા અનેક દોષો ઇશ્વર શરીરી હોવામાં છે, માટે પશુપતિનો મત આદરણીય નથી. ॥ ૩૭ ॥

ઇશ્વર શરીરી હોવામાં બીજો દોષ બતાવે છેઃ

सम्बन्धानुपपत्तेश्च ॥ ३८ ॥

પદાર્થઃ– (च) અને (सम्बन्धानुपपत्तेः) શરીરી પશુપતિનો સમસ્ત કાર્યો, સમસ્ત આત્માઓ, સમસ્ત પરમાણુઓ અને પ્રધાન સાથે સંબંધ પણ થઈ શકતો ન હોવાથી

ભાવાર્થઃ– શરીરી પશુપતિને સર્વ આત્માઓ સાથે સંબંધ પણ થઇ શકતો નથી; કારણ કે, શરીરી એકદેશી હોય છે. કોઇપણ શરીરી અનન્ત અને અસંખ્યાત આત્માઓ સાથે સંબંધ રાખી શકે નહિ. સર્વગત આત્મા જ સર્વ સાથે સંબંધ રાખી શકે. સંબંધ રાખ્યા સિવાય સર્વ આત્માઓનો એ પતિ અર્થાત્ સ્વામી પણ બની શકે નહિ. તો પાલન કરવાની તો વાત જ શી? વળી પ્રધાન અને પરમાણુઓ અતીન્દ્રિય હોય છે તેથી પણ સેન્દ્રિયશરીરધારી પશુપતિ જગતના મૂળ કારણ સાથે સંબંધ પામી શકતો નથી અને સંબંધ પામ્યા વગર તેમાંથી જગતની રચના પણ કેવી રીતે કરી શકે? જગતની રચના કરવી અને તેના ઇશ્વર હોવું એ તો અશરીરી, સર્વવ્યાપક, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન આત્માનું જ કામ છે. જેવું કે, ઈશોપનિષદમાં બતાવવામાં આવ્યું છે, કે, આ સમસ્ત જગત્ ઇશ્વરથી વ્યાપ્ય છે અને તે स पर्यगात् સર્વવ્યાપક અને अकायम् અશરીરી છે. આ કારણથી પણ શરીરી પશુપતિનો મત આદરણીય નથી. ॥ ૩૮ ॥

પ્રધાન અને પરમાણુઓ કે જે જગતનાં ઉપાદાનકારણ માનવામાં આવે છે તેના ઉપર પશુપતિનું અધિષ્ઠાન છે કે નહિ? તેના સંબંધમાં આ સૂત્ર છેઃ

अधिष्ठानानुपपत्तेश्च ॥ ३९ ॥

પદાર્થઃ– (च) અને (अधिष्ठानानुपपत्तेः) અધિષ્ઠાનની સિદ્ધિ થતી ન હોવાથી.

ભાવાર્થઃ– કુંભાર માટીમાંથી ઘડો બનાવે છે, એટલે માટી ઉપર એનું અધિષ્ઠાન છે. જો કુંભારનું માટી ઉપર અધિષ્ઠાન ન હોય તો તે માટીમાંથી ઘડો બનાવી શકે નહિ. કર્તા જે કાર્ય બનાવે છે તે કાર્યના ઉપાદાન ઉપર કર્તાનું અધિષ્ઠાન હોવું જરૂરનું છે. અધિષ્ઠાનને લીધે જ કર્તા ઉપાદાનને જેવું કેળવવું હોય તેવું કેળવી શકે છે. આ થયું દષ્ટાંત.

જેને માટે દષ્ટાંત આપવામાં આવે છે તે છે સશરીર પશુપતિ અને પ્રકૃતિ તથા પરમાણુઓ. આ ઉપાદાન ઉપર પશુપતિનું અધિષ્ઠાન સંભવી શકતું નથી, કારણ કે પ્રકૃતિ અને પરમાણુઓ ઉદ્‌ભૂતરૂપવાળાં નથી, તેથી પશુપતિને પણ એ બંને ઉપાદાનો અગોચર છે. અગોચર–અતીન્દ્રિય અર્થ ઉપર શરીરી આત્માનો કાબુ હોય જ નહિ. જેના ઉપર કાબુ ન હોય, જે પ્રત્યક્ષ ન હોય તેમાંથી કર્તા કોઈ દિવસ કાર્ય બનાવી શકે નહિ. માટે પશુપતિ પણ જગતને બનાવી શકશે નહિ અને પરિણામે તે જીવાત્માઓનો પતિ પણ થઈ શકે નહિ. આ કારણથી પાશુપત મત યોગ્ય નથી. ॥ ૩૯ ॥

પશુપતિને જગતના ઉપાદાનકારણ ઉપર અધિષ્ઠાન નથી તે આ સૂત્રમાં બતાવે છેઃ

करणवच्चेन्न भोगादिभ्यः ॥ ४० ॥

પદાર્થઃ– (चेत्) જો (करणवत्) ઈન્દ્રિયો ઉપરના અધિષ્ઠાન

માફક પ્રકૃતિ પરમાણુઓ ઉપર અધિષ્ઠાન માનવામાં આવે તો (न) ઠીક નથી. ( भोगादिभ्यः ) સુખદુઃખ આદિના અનુભવથી.

ભાવાર્થઃ- ઇંદ્રિયો બધી જ ઉદ્ભૂતરૂપ વગરની છે છતાં પણ કર્તા તેના ઉપર પોતાનું અધિષ્ઠાન રાખે છે, તેમ પશુપતિ પણ પ્રધાન અને પરમાણુઓ ઉપર અધિષ્ઠાન રાખશે. આ ઉત્તર બરાબર નથી. કારણ કે આત્મારૂપ કર્તાનુ ઇંદ્રિયો ઉપર અધિષ્ઠાન છે. એ તો આપણે અનુમાનથી સમજી શકીએ છીએ. કોઇ પણ કર્તા જુએ છે તેથી તેને આંખ છે, અને તેથી તે આંખ બંધ પણ કરી શકે છે અને ઉઘાડી શકે છે. જો તે જોઈ ન શકતો હોય તો આંખ ઉપર એનુ અધિષ્ઠાન છે, એમ સમજી શકાય નહિ.

આવું અનુમાન પશુપતિના પ્રધાન ઉપરના અધિષ્ઠાનના સંબંધમાં મળતું નથી. પશુપતિ કે જે શરીરી છે તેને પ્રધાન અથવા પરમાણુઓ ઉપર અધિષ્ઠાન છે એ વાત પ્રત્યક્ષ તો કોઈને નથી. જો અનુમાન કરીએ તો અનુમાન કરવાનો કોઈ હેતુ, જણાતો નથી. માટે સશરીર પશુપતિને જગતના ઉપાદાનકારણ ઉપર અધિષ્ઠાન-સત્તા નથી એમ સિદ્ધ થાય છે. ॥ ૪૦ ॥

अन्तवत्त्वमसर्वज्ञता वा ॥ ૪૧ ॥

પદાર્થઃ- ( अन्तवत्त्वम् ) અંતવાળું (वा) અને (असर्वज्ञता) સર્વજ્ઞાન નથી.

ભાવાર્થઃ- પશુપતિ શરીરવાળો એક આત્મા જ છે અને તેથી બીજા શરીરી આત્માઓની જેમ તેનુ જ્ઞાન પણ અંતવાળું છે- અમુક હદ સુધીનું જ છે. એનામાં સર્વજ્ઞતા નથી. પોતે શરીરવાળો હોવાથી બીજા શરીરવાળાઓની માફક તે પણ મરણાધીન છે—એવું સહેલાઈથી અનુમાન કરી શકાય છે અને તે અનુમાન નિર્દોષ છે. આ કારણથી પશુપતિ ભગવાન્ શરીરી હોવાને કારણે નિખિલ કાર્યજગતનું નિમિત્તકારણ બની શકતા નથી. વળી સશરીર

પશુપતિને કોઈ પણ માણસ જોઈ શકતો નથી; જ્યારે ભૌતિક શરીરવાળો પુરુષ તો કોઈ પણ દેખતા માણસને દષ્ટિગોચર થયા વગર રહે જ નહિ. આવા અનેક કારણોને લીધે પશુપતિ જગતનો ધણી નથી તેમ નિખિલ આત્માઓનો પતિ પણ નથી.

સર્વના પતિ તો નિરંજન નિરાકાર સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ પરમાત્મા જ છે. એ વૈદિક સિદ્ધાંત છે. ॥ ૪૧ ॥

હવે, જેઓ બ્રહ્મને વ્યૂહરૂપમાં માને છે, તેનો ઉલ્લેખ કરી ખંડન કરે છે:

उत्पत्यसंभवात् ॥ ૪૨ ॥

પદાર્થ:- (उत्पत्यसंभवात्) ઉત્પત્તિનો સંભવ ન હોવાથી.

ભાવાર્થ:- કેટલાક વિદ્વાનો માને છે કે, ભગવાન્ વાસુદેવ નિરંજન અને જ્ઞાનસ્વરૂપ છે અર્થાત્ બ્રહ્મરૂપ છે. તે પોતે પોતાને ચાર સ્વરૂપમાં વિભક્ત કરે છે. (૧) વાસુદેવ, (૨) સંકર્ષણ, (૩) પ્રદ્યુમ્ન (૪) અનિરુદ્ધ. ઉક્ત ચાર સ્વરૂપનાં આ ક્રમથી આ ચાર નામ છે. એને 'વ્યૂહ' કહેવામાં આવે છે. ચારેય નામનો અથવા વ્યૂહનો આ પ્રમાણે અર્થ કરે છે:

(૧) વાસુદેવ = પરમાત્મા.
(૨) સંકર્ષણ = જીવાત્મા.
(૩) પ્રદ્યુમ્ન = મન.
(૪) અનિરુદ્ધ = અહંકાર.

આ ચારેયમાં વાસુદેવ પરમકારણસ્વરૂપ છે. એની ઉત્પત્તિ નથી. બાકીના ત્રણની ઉત્પત્તિ છે અને તેથી તે કાર્ય છે. આવી માન્યતા ધરાવનારનું 'પંચરાત્ર'નામક શાસ્ત્ર છે. એને માનનારાઓ 'ભાગવત' કહેવાય છે. ભગવાન્ વાસુદેવને માને તે 'ભાગવત'.

સૂત્રકાર કહે છે કે આ માન્યતા ઠીક નથી, કારણ કે અહીં જીવની ઉત્પત્તિ બતાવી છે અને જીવાત્માને કાર્ય તરીકે પણ બતાવ્યો

છે. આ કથન વેદાન્ત અને વેદ વિરુદ્ધ છે. જીવની ઉત્પત્તિનો સંભવ નથી. જો જીવ ઉત્પત્તિ અને વિનાશધર્મવાળો હોય તો મોક્ષ ભોગવનાર કોઈ રહે નહિ. પુનર્જન્મ પણ સંભવી શકે નહિ. જીવને શરીરસંયુક્ત કરવામાં કોઈ કારણ ન હોવાથી અકૃતાભ્યાગમ દોષ પણ આવે છે. જીવાત્મા તો 'न जायते म्रियते कदाचित्' જીવાત્મા કદી જન્મતો નથી અને મરતો પણ નથી. એ નિત્ય છે. માટે વ્યૂહવાદીનું કથન અયોગ્ય છે. ॥ ૪૨ ॥

હવે મનના સંબંધમાં કહે છેઃ

न च कर्तुः करणम् ॥ ૪૩ ॥

પદાર્થ:– (च) અને (कर्तुः) કર્તામાંથી (करणम्) મનની (न) ઉત્પત્તિ સંભવી શકે નહિ.

ભાવાર્થ:– એ લોકો જીવાત્માને સંકર્ષણ કહે છે અને મનને પ્રદ્યુમ્ન કહે છે. આ 'પ્રદ્યુમ્ન' નામવાળું મન સંકર્ષણ નામવાળા જીવાત્મામાંથી ઉત્પન્ન થાય છે એમ તેઓ કહે છે. સૂત્રકાર કહે છે, કે જીવાત્મા કર્તા છે અને મન કરણ છે. કર્તામાંથી કરણ કદીપણ ઉત્પન્ન થઈ શકે નહિ. સુથાર કર્તા છે અને વાંસલો કરણ–સાધન છે. શું સુથારમાંથી વાંસલો ઉત્પન્ન થતો કોઈએ અનુભવ્યો છે? કરણ એટલે જ્ઞાનનું સાધન. એ કર્તામાંથી ઉત્પન્ન ન જ થાય. આ કારણથી પણ વ્યૂહવાદીનું મંતવ્ય ઠીક નથી. વળી પરમાત્માનું મુખ્ય નામ ઓ૩મ્ છે, 'वासुदेव' નહિ. છતાં જો વાસુદેવ વસુદેવના પુત્ર ન હોય અને બ્રહ્મનું માત્ર નામ જ વાસુદેવ આપવામાં આવ્યું હોય તો વાસુદેવ નામ સાથે વિવાદ નથી. પરમાત્માના–પરબ્રહ્મના અનેક નામો છે, તેમાં 'વાસુદેવ' પણ ભલે રહો. એ નામનો વ્યુત્પત્તિ પ્રમાણે આ રીતે અર્થ પણ હોવો જોઈએઃ वासयति जनयति सर्वं जगत् इति वासुः । वासुश्चासौ च देवः स वासुदेवः ॥ ભાવાર્થ એ છે કે જગતને જે વસાવે તે વાસુદેવ. આ પ્રમાણે બ્રહ્મનું નામ

વાસુદેવ થઇ શકે, પરંતુ વ્યૂહવાદ તો ઠીક નથી. કારણ કે જીવાત્માની ઉત્પત્તિ નથી અને મનની ઉત્પત્તિ જીવાત્મારૂપ કર્તામાંથી નથી. ॥ ૪૩ ॥

विज्ञानादिभावे वा तदप्रतिषेधः ॥ ४४ ॥

પદાર્થઃ- (वा) અથવા (विज्ञानादिभावे) વિજ્ઞાન આદિ ગુણો ચારેયમાં સમાન હોવાથી (तदप्रतिषेधः) ઉપરનો દોષ આવશે નહિ.

ભાવાર્થઃ- વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ આ ચારેય વ્યૂહો જીવ, મન અને અહંકાર રૂપે ન માનીએ અને બધાય વિજ્ઞાન, બલ, વીર્ય અને તેજ ગુણોથી સરખા છે અને એ ચારેય ઈશ્વરો જ, છે, એમ માનવાથી તો કોઈ દોષ નથી ને ?

આ સમાધાન પણ બરાબર નથી; કારણ કે સંકર્ષણને જીવ ભલે ન માનો અને વાસુદેવ સમાન જ સંકર્ષણ છે એમ માનો, છતાં સંકર્ષણની ઉત્પત્તિ તો છે જ, જો ઉત્પત્તિ ન હોય તો સંકર્ષણ જ ન હોય.

વળી એક ઈશ્વરને બદલે વ્યૂહ માનવાથી ચાર ઇશ્વરો થાય છે. એકને બદલે ચાર ઇશ્વરો શામાટે ? એક જ ભગવાન્ વાસુદેવ સંસારનું સર્વ કાર્ય કરે છે તો બાકીના ત્રણને કોઇ કામ રહેતું નથી, માટે એ ત્રણને શામાટે અલગ ઈશ્વર માનવા ? આ કારણથી નિરાકાર ભગવાન્ વાસુદેવમાંથી કોઈ વ્યૂહની ઉત્પત્તિ ન માનવી જોઇએ. નિરાકાર બ્રહ્મનું બીજું નામ જ વાસુદેવ છે અને એ કોઇ દ્રવ્યનું ઉપાદાનકારણ નથી પણ નિમિત્તકારણ જ છે, એ જ માનવું યોગ્ય છે. ॥ ૪૪ ॥

विप्रतिषेधाच्च ॥ ४५ ॥

પદાર્થઃ- (च) અને (विप्रतिषेधात्) અનેક જાતનો વિપ્રતિષેધ હોવાથી.

ભાવાર્થઃ– પંચરાત્ર કે જે વ્યૂહનું પ્રતિપાદન કરે છે તેમાં અનેક જાતના વિપ્રતિષેધો જણાય છે. પ્રથમ એમ માને છે કે, ચારેય જુદા–જુદા છે અને એકમાંથી બીજાની ઉત્પત્તિ થાય છે એમ માને છે. પછી વળી એમ કહે છે કે, એ ચારેય ગુણવાળા છે, છતાં ગુણ ગુણીરૂપે ભેદવાળા નથી પણ એ બધા એક સ્વરૂપે છે. ગુણ અને ગુણીમાં કશો ભેદ ન હોય તો જ્ઞાન ગુણ છે અને વાસુદેવ=બ્રહ્મ ગુણી છે—એમ કેમ કહેવાય? વેદની સાથે પણ એ વ્યૂહશાસ્ત્ર વિરોધ ધરાવે છે. चतुर्षु वेदेषु परं श्रेयोऽलब्ध्वा शाण्डिल्य इदं शास्त्रमधिगतवान् ॥ શાંકરભાષ્ય.

શાંડિલ્યને ચારેય વેદમાં કશું શ્રેય જણાયું નહિ તેથી આ વ્યૂહશાસ્ત્ર તેણે પ્રાપ્ત કર્યું. શું આમાં વેદની નિંદા નથી થતી? આવા વિપ્રતિષેધોને લીધે પણ વ્યૂહશાસ્ત્ર માત્ર વેદવિરુદ્ધ કલ્પના જ છે અને તેથી અસંગત છે. ॥ ૪૫ ॥

इति वेदान्तदर्शने गुर्जरभाषाभाष्ययुते द्वितीयाध्याये द्वितीयपादः ॥

* * *

अथ द्वितीयाध्याये तृतीयः पादः ॥

આ પાદમાં ઉપનિષદનાં વાક્યોમાં જ્યાં-જ્યાં વિરોધ જણાય છે તેનો વિચાર કરવામાં આવ્યો છે આ શાસ્ત્રના પ્રથમ અધ્યાયના પ્રથમ પાદના બીજા સૂત્રમાં એમ જણાવ્યુ છે કે, આ સમસ્ત જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય જેનાથી થાય છે તે બ્રહ્મ છે. જગતમાં તો જીવ અને પ્રકૃતિનો પણ સમાવેશ થાય છે અને એની ઉત્પત્તિ જ નથી, તો બધું જ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયુ છે એનો અર્થ શો? વળી આકાશની પણ ઉત્પત્તિ છે કે નહિ? એ પણ ઉપનિષદનાં વાક્યોથી સ્પષ્ટ થતું નથી. વાયુને પણ કોઈ ઠેકાણે ઉત્પન્ન થયેલો માન્યો છે અને કોઈ ઠેકાણે નિત્ય માન્યો છે. મનના સંબંધમાં પણ એમ જ છે. વળી આ જગત્

ક્રમથી ઉત્પન્ન થયું છે કે અક્રમથી? એનો પણ સ્પષ્ટ ખુલાસો જણાતો નથી.

મહર્ષિ કણાદ આદિ ઋષિઓએ તો ઉપનિષદોના વાકયોની એકવાકયતા કરી છે. પણ તે સૂત્રકાર તથા સૂત્રના ભાષ્યકારોને માન્ય જણાતી નથી. જો કે, એ ઋષિઓનું બ્રહ્મસૂત્ર ઉપર કોઈ ભાષ્ય જણાતું નથી, પણ પોતાનું દર્શન એ જ ઉપનિષદની એકવાકયતા છે એમ તેઓ માનતા હતા.

મહર્ષિ કણાદના વખતમાં આ બ્રહ્મસૂત્રોની રચના ન હોય. એ પણ અસંભવિત તો નથી. આ બધું અપ્રસ્તુત જવા દઈ સૂત્રાનુસાર અને ઉપનિષદનાં વાકયાનુસાર આપણે જાણવું છે કે, 'આકાશ'ની ઉત્પત્તિ છે કે નહિ? આને માટે આ પ્રથમ સૂત્ર પૂર્વપક્ષ તરીકે ઉપસ્થિત થાય છે:

न वियदश्रुतेः ॥ १ ॥

પદાર્થ:- (वियत्) આકાશ (न) ઉત્પન્ન થતું નથી કારણ કે (अश्रुतेः) એની ઉત્પત્તિનું વેદાંતવાકયમાં શ્રવણ નથી.

ભાવાર્થ:- છાંદોગ્ય ઉપનિષદમાં સૃષ્ટિની ઉત્પત્તિ બતાવી છે, તેમાં આકાશની ઉત્પત્તિ બતાવી નથી. છાંદોગ્યનું વાકય આ પ્રમાણે છે: सदेव सौम्येदमग्र आसीत् एकमेवाद्वितीयम्........तत्तेजोऽसृजत ॥ છાંદોગ્ય. ૬-૨-૧-૩. બ્રહ્મ પરમાત્મા જ પહેલાં સતસ્વરૂપ હતા; તે એક અને અદ્વિતીય હતા. તેણે વિચાર કર્યો કે, 'હું સૃષ્ટિ બનાવું.' પછી તેણે તેજ બનાવ્યુ, ત્યાર બાદ પાણી અને તેની પછી પૃથ્વી બનાવ્યાં. પાંચ મહાભૂતોમાં આ ત્રણની જ પરમાત્માએ રચના કરી, માટે એ ત્રણની ઉત્પત્તિ માનવી યોગ્ય છે. જો આકાશ બનાવ્યું હોત તો તેનો પણ નિર્દેશ હોત. પણ આકાશનો નિર્દેશ નથી, માટે આકાશની ઉત્પત્તિ નથી એમ માનવું જ રહ્યું. વળી આકાશ કોઈ અવયવી પદાર્થ નથી એટલે તેમાં કશું રચવા જેવું નથી.

અતીન્દ્રિય રચનામાં માનવીય કોઈ અનુભવ તો હોતો નથી, માટે વેદાંત-વાકય જે કહે તે માનવું જોઈએ, કારણ કે, ઉપનિષદમાં અસત્ય નિર્દેશ હોવાનું કોઇ કારણ નથી. આ કારણથી સ્પષ્ટ છે કે 'આકાશ'ની ઉત્પત્તિ નથી. કેટલાક દર્શનકાર ઋષિઓ પણ માને છે કે, 'આકાશ' ઉત્પન્ન થતું નથી. ॥ ૧ ॥

આકાશ પણ ઉત્પન્ન થાય છે એવું વેદાન્તનું વાક્ય આ સૂત્રથી સૂચિત કરે છેઃ

अस्ति तु ॥ २ ॥

પદાર્થઃ- (तु) પૂર્વપક્ષની નિવૃત્તિ બતાવે છે. (अस्ति) આકાશની ઉત્પત્તિ થાય છે એવું પણ વાકય છે.

ભાવાર્થઃ- છાંદોગ્ય ઉપનિષદમાં આકાશની ઉત્પત્તિ બતાવનાર સૂત્ર ભલે ન હોય, પણ તૈત્તિરીય ઉપનિષદમાં એવું વાકય છે કે જેથી આકાશની ઉત્પત્તિ થાય છે એની ખાત્રી થાય છે. જેમકે- सत्य ज्ञान मनन्त ब्रह्म, આમ લખી આગળ જણાવે છે કે, तस्माद्वा एतस्मात् आकाशः सभूतः। तैत्ति. २-१. સત્ય, જ્ઞાન અને અનન્ત બ્રહ્મથી આકાશ ઉત્પન્ન થયું. આ ઉપરથી સમજી શકાય છે કે આકાશની પણ ઉત્પત્તિ થાય છે. ॥ ૨ ॥

गौण्यसंभवात् ॥ ३ ॥

પદાર્થઃ- (असभवात्) આકાશની ઉત્પત્તિનો સંભવ ન હોવાથી (गौणी) આકાશની ઉત્પત્તિ ગૌણ તરીકે બતાવી છે.

ભાવાર્થઃ- તૈત્તિરીય ઉપનિષદમાં આકાશની ઉત્પત્તિ બતાવી છે એ વાત ખરી, પણ એ તો ગૌણ ઉત્પત્તિનો નિર્દેશ છે, કારણ કે, આકાશની ઉત્પત્તિનો સંભવ નથી. પૂર્વપક્ષના કથન પ્રમાણે.

અસંભવ આ પ્રમાણે છેઃ

હરેક કાર્યનાં ત્રણ કારણ હોય છેઃ સમવાયિ, અસમવાયિ

અને નિમિત્તકારણ. કોઇ પણ એક કાર્યદ્રવ્યનાં સમવાયિકારણ બે તો હોય જ છે. એક વાણો અને બીજો તાણો. આ બેમાંથી વસ્ત્ર તૈયાર થાય છે. એ પ્રમાણે બીજાં કાર્યો પણ તપાસો. અખંડ અને અવિકારી એક દ્રવ્યમાંથી કોઈ કાર્યદ્રવ્ય બનતું નથી. આકાશરૂપ કાર્યદ્રવ્યનાં બે સમવાયિકારણ કોણ છે? તે બતાવો.

બીજું, કાર્યના પ્રાગ્ભાવ અને તેના ઉત્પન્ન થયા પછી કાર્યમાં વિલક્ષણતા હોય છે, તે વિલક્ષણતા આકાશમાં બતાવો. તેજ ઉત્પન્ન થયાં પહેલાં પ્રકાશવાળું નહોતું અને તેજ ઉત્પન્ન થયા પછી પ્રકાશવાળું થયુ. આવું કંઈ આકાશમાં બતાવી શકો છો? આકાશની ઉત્પત્તિ પહેલાં શું ન હતું કે જે તેની ઉત્પત્તિ પછી થયું.

વળી આકાશને વિભુ બતાવવામાં આવ્યું છે. શું વિભુ દ્રવ્યની ઉત્પત્તિ હોય ખરી? જો વિભુ દ્રવ્યની ઉત્પત્તિ માનો તો બ્રહ્મની પણ ઉત્પત્તિ માનવી પડશે. આવાં બીજાં પણ કારણો છે કે જેથી સિદ્ધ થાય છે કે આકાશની ઉત્પત્તિ થતી નથી અને જ્યાં ઉત્પત્તિ બતાવી છે ત્યાં તે ગૌણ છે એમ સમજવું જોઇએ. ॥ ૩ ॥

ઉપનિષદમાં આકાશને 'અમૃત' કહ્યું છે. તેથી પણ આકાશની ઉત્પત્તિ નથી એમ સમજાય છે, તે આ સૂત્રમાં સમજાવે છેઃ

शब्दाच्च ॥ ४ ॥

પદાર્થઃ- (च) અને (शब्दात्) શબ્દપ્રમાણથી પણ આકાશ અનુત્પન્ન સિદ્ધ થાય છે.

ભાવાર્થઃ- બૃહદારણ્યકમાં કહ્યું છે કે 'वायुश्चान्तरिक्षं चैतदमृतम्।' બૃહ. ઉપ. ૨-૩-૩. વાયુ અને આકાશ અમૃત છે. જે ભાવપદાર્થ અમૃત અર્થાત્ 'અમર' હોય તે અનાદિ પણ હોય જ. અનાદિ એટલે જે કદીપણ ઉત્પન્ન ન થયું હોય તે.

વળી પરમાત્મા=બ્રહ્મની આકાશ સાથે સરખામણી કરી છે. आकाशवत् सर्वगतश्च नित्यः બ્રહ્મ આકાશની પેઠે સર્વગત અને નિત્ય

છે. નિત્ય આકાશની ઉત્પત્તિ સંભવી શકે નહિ. આ કારણથી આકાશની ઉત્પત્તિ નથી એમ સમજી શકાય છે. ॥ ૪ ॥

આ સૂત્ર પણ આકાશને ગૌણ તરીકે બતાવે છેઃ

स्याच्चैकस्य ब्रह्मशब्दवत् ॥ ५ ॥

પદાર્થઃ- (एकस्य) એક પદના ગૌણ અને મુખ્ય બે અર્થ (स्यात्) થઈ શકે (ब्रह्मशब्दवत्) બ્રહ્મ શબ્દ પેઠે.

ભાવાર્થઃ- એક જ અધિકરણમાં જે કોઈ એક શબ્દનો પ્રયોગ થયો હોય તેના બે અર્થ વિષયને અનુસરીને થઇ શકે છે. જેમકે, 'तपसा ब्रह्म विजिज्ञासस्व। तपो ब्रह्मेति।' (तैत्ति. उप. ३-२) વરુણે પોતાના પુત્ર ભૃગુને ઉપદેશ આપ્યો કે હે પુત્ર, તું તપથી બ્રહ્મને જાણ. 'તપ બ્રહ્મ છે.' અહીં 'તપ' શબ્દના બે અર્થ થાય છે. એક મુખ્ય અને બીજો ગૌણ. પહેલા વાક્યમાં મુખ્ય અર્થ બ્રહ્મ લેવામાં આવ્યો છે અને બીજા વાક્યમાં બ્રહ્મનો ગૌણ અર્થ તપ લીધો છે.

આ જ પ્રમાણે 'આકાશ સંભૂત થયું.' અહીં સંભૂતનો અસ્તિત્વ-રૂપ ગૌણ અર્થ લીધો છે અને આગળ 'વાયુ સંભૂત થયો' અહીં સંભૂતનો ઉત્પત્તિરૂપ મુખ્ય અર્થ લીધો છે. બંને વાક્યના આ પ્રમાણે અર્થ થાય છે કે, 'આકાશ બ્રહ્મ સાથે સદૈવ છે' અને 'આકાશ પછી વાયુ ઉત્પન્ન થયો.'

આથી સમજી શકાશે કે આકાશ ઉત્પન્ન થયું નથી પણ તે બ્રહ્મની સાથે સદૈવ છે જ.

આકાશને જો નિત્ય માનો તો જ કહી શકાય કે, 'બ્રહ્મ આકાશની પેઠે સર્વગત છે અને નિત્ય છે. સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં અદ્વિતીય બ્રહ્મ જ હતું. એનો અર્થ એજ કે, સૃષ્ટિ પહેલાં કોઈ કાર્ય હતું નહિ, માત્ર બ્રહ્મ હતું; પણ બીજા જે અકાર્યસ્વરૂપ નિત્ય અર્થો હતા તે તો એની સાથે હતા જ. જીવાત્માઓ પણ બ્રહ્મ સાથે સૃષ્ટિ પહેલાં હતા જ, કારણ કે એ બધા નિત્ય છે. માટે પ્રકરણ

અને વિષયને અનુસરીને 'સંભૂત' શબ્દનો અર્થ तस्माद्वा एतस्मादात्मनः आकाशः संभूतः' આ વાક્યમાં ગૌણુ તરીકે લેવો. અને ત્યારપછી વાયુ આદિને લાગુ પડતા 'સંભૂત' શબ્દનો મુખ્ય અર્થ લેવો. ॥૫॥

प्रतिज्ञाऽहानिरव्यतिरेकाच्छब्देभ्यः ॥ ६ ॥

પદાર્થઃ- (प्रतिज्ञाऽहानिः) પ્રતિજ્ઞાની હાનિ થતી નથી (अव्यतिरेकात्) સ્થાનથી બ્રહ્મથી અલગ હોવાના અભાવથી (शब्देभ्यः) શબ્દપ્રમાણુ હોવાથી.

ભાવાર્થઃ- આકાશની ઉત્પત્તિ ન માનવાથી પ્રતિજ્ઞાની હાનિ થતી નથી, કારણુ કે, બ્રહ્મથી આકાશ સ્વરૂપ દ્વારા ભિન્ન છે, સ્થાન દ્વારા નહિ. વાયુ અને આકાશ બંને અમૃત છે એવું બૃહદારણ્યકમાં કહ્યું હોવાથી જે ભાવ અમૃત હોય તે અનાદિ હોય જ.

બ્રહ્મ અમૂર્ત અને વ્યાપક છે, આકાશ પણુ અમૃત અને વ્યાપક છે; એટલે એનો ભેદ-અલગ હોવાપણું જણાતું નથી. બ્રહ્મ સર્વવ્યાપક હોવાને લીધે આકાશ સાથે ઓતપ્રોત હોવાને કારણે બ્રહ્મને જાણુવાથી આકાશ પણુ જણાઈ જ જાય છે. આમાં आत्मनि विज्ञाते सर्वं मिदं विज्ञातं भवति' । મું. ૪-૫-૬. એ પ્રતિજ્ઞાની હાનિ થતી નથી. જો બ્રહ્મ અને આકાશ દેશને લઇને જુદા હોત તો તો જરૂર પ્રતિજ્ઞાની હાનિ થાત, પણુ એવું નથી. પાણીની અંદર સાકર ઓગળી ગયા પછી એ પાણી પીવાથી સાકર અને પાણી બંને જાણી શકાય છે, કારણુ કે હવે એ બંને દેશને કારણે જુદા નથી.

વળી શબ્દો પણુ કહી રહ્યા છે કે આકાશ અને વાયુ અમૃત છે. જુઓ, બૃહદારણ્યક ૨-૩-૩.

આકાશ તો બ્રહ્મનું શરીર છે. आकाशशरीरं ब्रह्म। તૈત્તિ. ૧-૬-૨. "आकाश आत्मा" પરમાત્મા અને આકાશનો નિત્ય સંબંધ હોવાને કારણે આકાશને આત્મા કહેવામાં આવ્યો છે. આકાશમાં ઉત્પન્ન

થવાની યોગ્યતા પણ જણાતી નથી. વિભુ દ્રવ્યની ઉત્પત્તિ શી રીતે સંભવે? માટે આકાશની ઉત્પત્તિ નથી એમ જ માનવું યોગ્ય લાગે છે. અને જ્યાં ઉત્પત્તિ જણાવી હોય ત્યાં ગૌણવૃત્તિથી કહ્યું છે એમ સમજવું જોઈએ.

સ્વામી શંકરાચાર્ય આકાશની ઉત્પત્તિ માનવા આગ્રહ રાખે છે, પણ બીજા ભાષ્યકારો આકાશની ઉત્પત્તિ ખરી રીતે માનતા નથી. બ્રહ્મ સિવાય બીજા બધાની ઉત્પત્તિ માનવી એમાં કોઈ વિવેક જણાતો નથી. વેદમાં પ્રકૃતિ, જીવ અને ઇશ્વર આ ત્રણેને નિત્ય માન્યા છે; એનો ઉત્તર શ્રી શંકરાચાર્યજી પાસે કશો જણાતો નથી. द्वा सुपर्णा सयुजा......આ મંત્ર ઉપર વિચાર કરો.

આ પ્રમાણે બ્રહ્મની માફક આકાશને પણ નિત્ય માનવું જોઈએ.

વળી यतो वा इमानि भूतानि जायन्ते (તૈત્તિ ૩-૧.) અહીં ભૂતોની ઉત્પત્તિ બતાવી છે પણ આકાશમાં ઉત્પત્તિની યોગ્યતા ન હોવાને કારણે આકાશને ઉત્પત્તિમાંથી મુક્ત ગણવું જોઈએ.

વળી 'ભૂત' એ તો દાર્શનિકોનો પારિભાષિક શબ્દ પણ છે. ઉપનિષદના કાળમાં આકાશ પારિભાષિક ભૂત તરીકે ગણાતું હતું એમાં કોઇ પ્રમાણ જણાતું નથી. તેથી ઉપર બતાવેલા ઉપનિષદના વાકયમાં પણ વિરોધ આવતો નથી. ॥ ૬ ॥

આકાશની ઉત્પત્તિ હોવામાં બીજું કારણ આપે છેઃ

यावद्विकारं तु विभागो लोकवत् ॥ ૭ ॥

પદાર્થ – (तु) આકાશની ઉત્પત્તિવાદનો નિષેધ સૂચક છે. (यावद्विकारम्) જેટલા વિકારો છે તે બધાનો (विभागः) વિભાગ થાય છે. (लोकवत्) લોકવ્યવહારમાં જેમ ઘટાદિનો વિભાગ થાય છે તેમ.

ભાવાર્થ.– સંસારમાં એવો નિયમ જોવામાં આવે છે કે જે વિકાર હોય તેનો વિભાગ થાય જ છે. ઘડો વિકાર છે તો તે ફૂટે એટલે

તેનો વિભાગ જણાય છે. વાંસ ફાડે એટલે તેનો પણ વિભાગ થાય છે. કાપડ ફાડે એટલે તેનો પણ વિભાગ થાય છે. ઘડો, વાંસ, કાપડ વગેરે વિકાર છે. કારણ કે, તે ઉત્પન્ન થાય છે.

ઉપર જણાવ્યા પ્રમાણે જો આકાશ ઉત્પન્ન થયું હોય અને તે વિકાર હોય તો તેનો પણ વિભાગ થવો જોઈએ અર્થાત્ તે તૂટવું જોઇએ; પણ એ તૂટતું નથી, એ તો અખંડ એક દ્રવ્ય છે. માટે તે ઉત્પન્ન થયું નથી તેમ તે કોઈનો વિકાર પણ નથી. આકાશનું કોઇ ઉપાદાનકારણ પણ ઉપલબ્ધ થતું નથી. બ્રહ્મ તો કાર્ય-જગતનું નિમિત્તકારણ છે. જેમ આત્મા અખંડ અને અનુત્પન્ન દ્રવ્ય છે અને તેનો વિભાગ પણ હોતો નથી તેમ આકાશ પણ અનુત્પન્ન દ્રવ્ય છે એમ સ્વીકારવું જ જોઈએ. વિભુ દ્રવ્યો બધાં સરખાં હોય છે, તેમાં કશી ન્યૂનાધિકતા હોતી નથી.

ज्यायानाकाशात् આ ઉપનિષદના વાકયથી બ્રહ્મ-આત્મા કરતાં ભિન્ન પરિમાણવાળું આકાશ છે એમ ન સમજવું. અહીં આકાશ કરતાં બ્રહ્માત્મામાં જે જ્યાયસ્ત્વ (વધારાપણું) બતાવ્યુ છે તે તો બ્રહ્મમાં જે જ્ઞાનાદિ છે તેને લીધે છે, પરિમાણને લીધે નહિ. જડ કરતાં ચેતન જ્ઞાનને લીધે સદૈવ વધારે અર્થાત્ વિશિષ્ટ હોય છે. આ કારણથી આકાશ ઉત્પન્ન નથી થયું એમ માનવું જ રહ્યું. ઉત્પત્તિ ન હોવામાં શબ્દપ્રમાણ તો છે જ, કારણ કે, આકાશને વેદાન્તમાં અમૃત કહ્યું છે, આકાશ બ્રહ્મ પેઠે સર્વગત અને અનુત્પન્ન છે, એ પણ વેદાન્તમાં કહ્યું છે. ॥ ૭ ॥

હવે, વાયુની ઉત્પત્તિ છે એ સંબંધમાં આ નીચેનું સૂત્ર છેઃ

एतेन मातरिश्वा व्याख्यातः ॥ ८ ॥

પદાર્થઃ– (एतेन) ઉપરના ન્યાય પ્રમાણે (मातरिश्वा) વાયુ (व्याख्यातः) વ્યાખ્યાત થાય છે.

ભાવાર્થઃ– ઉપરના સૂત્રમાં જે યુક્તિઓ બતાવી તે અનુસાર

વાયુ ઉત્પન્ન થાય છે એ પ્રમાણુ સિદ્ધ છે. વાયુનો વિભાગ થાય છે માટે વાયુ ઉત્પન્ન થાય છે.

વાયુ ઈન્દ્રિયગ્રાહ્ય બાહ્ય દ્રવ્ય છે માટે તે ઉત્પન્ન થાય છે.

વાયુ સાવયવ દ્રવ્ય છે માટે તે ઉત્પન્ન થાય છે. आकाशाद् वायुः (उत्पद्यते) तै. उप. ૨–૧. આકાશ પછી વાયુ ઉત્પન્ન થાય છે એ શબ્દપ્રમાણુથી પણ સિદ્ધ થાય છે કે, વાયુ ઉત્પન્ન થાય છે.

तत् तेजोऽसृजत ॥ छा. ६–२–३. આ શબ્દપ્રમાણુ વાયુની ઉત્પત્તિ બતાવે છે.

सैषाऽनस्तमिता देवता यद्वायुः । बृ. उप. १–५–२२.

આ બૃહદારણ્યકના લેખથી એમ જણાય છે કે વાયુ અનસ્તમિત દેવતા અર્થાત્ નિત્ય ભાતિક પદાર્થ છે, પણ એનો ખુલાસો એ છે કે સાવયવ દ્રવ્ય નિત્ય હોઇ શકે નહિ માટે આ વાકય વાયુનુ સૃષ્ટિપર્યન્ત અવસ્થાન સૂચવે છે. પરમાણુરૂપ નિત્ય વાયુના સંબંધમા જો એ વાકય કહેવામાં આવ્યુ હોય તો તે યોગ્ય છે. પણ પ્રકરણ જોતાં એ કાર્યવાયુના સંબંધમાં જ વાકય છે, માટે વાયુ ઉત્પન્ન થાય છે. ॥ ૬ ॥

હવે બ્રહ્મના સંબંધમાં કહેવામાં આવે છેઃ

असंभवस्तु सतोऽनुपपत्तेः ॥ ९ ॥

પદાર્થઃ– (सतः) બ્રહ્મની (असंभवः) ઉત્પત્તિનો સંભવ નથી. (अनुपपत्तेः) ઉપપત્તિ થઈ શકતી ન હોવાથી.

ભાવાર્થ.– सत् એટલે બ્રહ્મ, એની ઉત્પત્તિનો સંભવ નથી; કારણ કે, એવું કોઇ પ્રમાણુ નથી તેમ જ એવી કોઈ યુક્તિ નથી કે જેથી બ્રહ્મની ઉત્પત્તિ સિદ્ધ કરી શકાય.

બ્રહ્મ તો નિરવયવ દ્રવ્ય છે માટે તેની ઉત્પત્તિ નથી.

તે બ્રહ્મ તો કેવળ 'સત્‌રૂપ' છે. સત્‌રૂપ એટલે વ્યાપક સત્તા. સત્તાની ઉત્પત્તિ હોઈ શકે નહિ. બ્રહ્મ પ્રાકૃત દ્રવ્ય નથી માટે તેની ઉત્પત્તિ નથી. બ્રહ્મને જો ઉત્પન્ન પદાર્થ માનવામાં આવે તો એનું ઉપાદાન શોધવું જોઈએ. બ્રહ્મનું ઉપાદાન પ્રકૃતિ થઇ શકે નહિ, કારણ કે પ્રકૃતિ તો જડ છે જ્યારે બ્રહ્મ ચેતન છે અને પ્રકૃતિના તમામ કાર્યોને ઉત્પન્ન કરનાર છે. જો બ્રહ્મને ઉત્પન્ન માનવામાં આવે તો એવો બીજો કયો સર્વગત, સર્વશક્તિમાન્, સર્વજ્ઞ આત્મા છે કે જે પ્રકૃતિનાં કાર્યો બનાવી શકે.

પ્રકૃતિમાંથી આપોઆપ તો વિકાર થતા નથી. માટીમાંથી કંઇ આપોઆપ ઘડો બનતો નથી.

અભાવમાંથી પણ બ્રહ્મ બનતું નથી. કારણ કે અભાવ કોઈ શક્તિ ધરાવતો નથી, કોઈ જ્ઞાન પણ ધરાવતો નથી.

स कारण करणाधिपाधिपो न चास्य कश्चिज्जनिता न चाधिपः ॥ श्वेताश्व. ६–९. 'બ્રહ્મ સર્વનું કારણ છે. કરણોના અધિપનો પણ અધિપ છે, એનું કોઈ ઉપાદાન, નિમિત્ત કે અસમવાયિકારણ નથી.' આ શબ્દ-પ્રમાણથી પણ સિદ્ધ થાય છે કે બ્રહ્મ અનુત્પન્ન અને નિત્ય દ્રવ્ય છે. ईशावास्यमिद सर्वम् । यजु. ૪૦. નિત્ય અને અનિત્ય બધાં જ દ્રવ્યો અને અર્થો બ્રહ્મથી વાસ્ય છે અર્થાત્ બ્રહ્મના જ વ્યાપ્ય છે; તો બ્રહ્મની ઉત્પત્તિ કેવી રીતે હોઇ શકે? બીજાં પણ સેંકડો શબ્દ પ્રમાણો અને યુક્તિઓ છે કે જેથી સિદ્ધ થાય છે કે બ્રહ્મની ઉત્પત્તિ થતી નથી. એ તો નિત્ય અને સર્વગત છે. જ્ઞાન અને આનંદનો અનન્ત સાગર છે. ॥ ૯ ॥

હવે તેજની ઉત્પત્તિ બતાવે છેઃ

तेजोऽतस्तथा ह्याह ॥ १० ॥

પદાર્થઃ– (अतः) આ વાયુ પછી (तथा) તે પ્રમાણે (तेजः) તેજ

ઉત્પન્ન થાય છે (हि) કારણ કે (आह) ઉપનિષદમાં એ પ્રમાણે બતાવ્યું છે.

ભાવાર્થઃ– પરમાત્માએ વાયુ બનાવ્યા પછી તેજ બનાવ્યું. એટલે કે જે તેજ અવ્યાકૃતરૂપે અર્થાત્ કારણરૂપે સૂક્ષ્મ અવસ્થામાં હતું તેને કાર્યના રૂપમાં બ્રહ્માત્માએ મૂક્યુ.

ઉપનિષદમાં વાયુ પછી અગ્નિની ઉત્પત્તિ બતાવી છે. જુઓ, 'वायोरग्निः'। તૈ. ૨–૧–૧. આ ઠેકાણે વાયુ અગ્નિનું ઉપાદાનકારણ છે એમ માનવાનુ નથી વાયુમાં અનુષ્ણાશીત સ્પર્શ છે જ્યારે અગ્નિમાં ઉષ્ણ સ્પર્શ છે. આ વિલક્ષણતાને લીધે વાયુ એ અગ્નિનું ઉપાદાનકારણ નથી. વાયુ પછી અગ્નિ. એ તો ક્રમને સૂચવે છે. પરબ્રહ્મની ઉત્પત્તિ નથી એ ૯મા સૂત્રમાં બતાવ્યુ છે, તે એટલા માટે કે બ્રહ્મ કાર્યમાત્રનુ નિમિત્તકારણ છે. નહીં તો વાયુ અને તેજની ઉત્પત્તિ બતાવતાં વચ્ચે બ્રહ્મની અનુત્પત્તિ બતાવવાનું શું કારણ? વાયુમાં સ્વયંકર્તૃત્વ નથી, કર્તૃત્વ તો બ્રહ્મમાં છે, તેમ તેજનું ઉપાદાનકારણ વાયુ નથી. બ્રહ્મથી પ્રથમ તેજ અને પછી વાયુ ઉત્પન્ન થયો એમ બતાવવામાં ઉપનિષદનું તાત્પર્ય છે.

આ ઠેકાણે એટલું યાદ કરવું જરૂરી છે કે, વૈશેષિક દર્શનના ભાષ્યકાર પ્રશસ્તપાદાચાર્યે (૧) પ્રથમ ઉત્પત્તિ વાયુની માની છે, પછી પાણીની, પછી પૃથ્વીની અને પછી તેજની

મનુ મહારાજે જળની સૃષ્ટિ પ્રથમ માની છે જેમકેઃ– सोऽभिध्याय शरीरात्स्वात्, सिसृक्षुर्विविधाः प्रजाः। अप एव ससर्जादौ तासु बीजमिवासृजत् ॥ मनु. ૯–૮.

મુંડક ઉપનિષદમાં અક્રમથી સૃષ્ટિ થયાનું પણ પ્રમાણ મળે છે. જેમકેઃ– एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च। खं वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी । मुंडक. ૨–૧–૩.

બ્રહ્મથી પ્રાણ, મન, સર્વ ઇંદ્રિયો, આકાશ, વાયુ, જ્યોતિ,

પાણી અને પૃથ્વી ઉત્પન્ન થયાં છે. ॥ ૧૦ ॥

હવે જળની સૃષ્ટિ બતાવે છેઃ

आपः ॥ ११ ॥

પદાર્થ:– (आपः) પછી પાણીની સૃષ્ટિ થઈ. આ ઠેકાણે 'अतस्तथाह्याह' આટલાં પદો ઉપરના સૂત્રમાંથી આવે છે એમ સમજી લેવું જોઈએ.

ભાવાર્થ:– તેજની પછી પાણીની રચના પરમાત્માએ કરી. 'तदपोऽसृजत' બ્રહ્મ પરમાત્માએ જળ બનાવ્યુ. 'अग्नेरापः' તેજ બનાવ્યા પછી પાણી બનાવ્યુ આ પ્રમાણે ઉપનિષદનાં પ્રમાણો મળે છે. ॥ ૧૧ ॥

પાણીની રચના પછી પૃથ્વીની રચના બતાવે છેઃ

पृथिव्यधिकाररूपशब्दान्तरेभ्यः ॥ १२ ॥

પદાર્થ – (पृथिवी) પાણી પછી પૃથ્વી ઉત્પન્ન થઇ એવું (अधिकार रूपशब्दान्तरेभ्यः) અધિકાર, રૂપ અને શબ્દપ્રમાણથી સિદ્ધ થાય છે.

ભાવાર્થ:– પાણી પછી પૃથ્વી ઉત્પન્ન થઇ છે. તેને માટે આ પ્રમાણ છેઃ

ता आप ऐक्षन्त बह्वयः स्याम प्रजायेमहीति ता अन्नमसृजन्त तस्माद्यत्र क्व च वर्षति तदेव भूयिष्ठ भवति अद्भ्यः एव तदध्यन्नाद्य जायते । छांदो. ६–२–४.

અર્થ:– 'પાણીએ વિચાર્યું' કે આપણે બહુ થઈએ, ઉત્પન્ન થઈએ, તેણે અન્ન બનાવ્યુ. આ કારણથી જ્યાં સારો વરસાદ થાય છે ત્યાં ખૂબ અનાજ પાકે છે; પાણીને લીધે જ વધારે અન્ન પાકે છે.'

આ ઉપનિષદના પ્રમાણથી સિદ્ધ થાય છે કે પાણીએ જ અન્ન બનાવ્યું છે. આ પ્રમાણમાં જો કે, અન્નની ઉત્પત્તિ બતાવી છે, છતાં અન્ન શબ્દથી અહીં પૃથ્વી સમજવી જોઇએ.

આ ઠેકાણે અન્ન શબ્દથી જુવાર, બાજરી, ઘઉં કે ચોખા આદિ અનાજનો અર્થ લેવાનો નથી. અહીં અન્નનો અર્થ પૃથ્વી કરવાનાં ત્રણ કારણો છેઃ

(૧) અધિકાર (૨) રૂપ અને (૩) શબ્દાન્તર પ્રમાણ.

(૧) અધિકારઃ- तत् तेजोऽसृजत, तदपोऽसृजत' અહીં જે તેજની અને પાણીની ઉત્પત્તિ બતાવી છે તે મહાભૂતને ઉદ્દેશીને છે. માટે આ ઠેકાણે અન્ન શબ્દનો અર્થ મહાભૂતરૂપ પૃથ્વી જ લેવો યોગ્ય છે. મહાભૂત પૃથ્વીની ઉત્પત્તિ થયાં પહેલાં જુવાર, બાજરી, ઘઉં આદિ અન્ન પેદા થઈ શકે નહિ. માટે પાણી પછી પૃથ્વીની ઉત્પત્તિ માનવી એ જ યોગ્ય છે.

(૨) રૂપઃ- ઉપરના ઉપનિષદના વાક્યમાં અન્નનું રૂપ કૃષ્ણ એટલે શ્યામરૂપ બતાવ્યું છે. 'यत् कृष्ण तदन्नस्य इति' અન્નનાં બધાં જ રૂપો કંઈ કાળાં હોતાં નથી. ઘઉં અને ચોખા આદિ કાળા નથી. માટે અન્નનું શ્યામ રૂપ એટલે પૃથ્વીનું શ્યામ રૂપ સમજવું. જળથી અન્ન થયું એટલે જળ પછી પૃથ્વી ઉત્પન્ન થઈ એમ સમજવું અને એ જ ઉપનિષદનું તાત્પર્ય છે. જો કે બધી જ પૃથ્વી કાળી હોતી નથી, કોઈ લાલ, કોઈ ધોળાશ પડતી પણ હોય છે, છતાં મોટે ભાગે પૃથ્વી કાળી હોય છે; માટે પૃથ્વીનું રૂપ શ્યામ માનવામાં આવ્યું છે. પાર્થિવ પરમાણુઓનું રૂપ પણ શ્યામ માનવામાં આવ્યું છે અને પછી તેજના વિવિધ સંયોગોને લીધે તેમાં જુદાં-જુદાં રૂપો બને છે.

(૩) શબ્દાન્તરઃ- બીજાં પણ શબ્દપ્રમાણો છે કે જેથી સમજી શકાય છે કે પાણી પછી પૃથ્વી ઉત્પન્ન થાય છે, જેમકેઃ- 'अद्भ्यः संभूतः पृथिव्यै रसः ।' યજુ. પાણીમાંથી પૃથ્વીનો રસ તૈયાર થાય છે.

तद् यदपां शर आसीत् तत्समहन्यत सा पृथिव्य भवत्' પાણી ઉપર જે પડ બાઝે છે તે ધીમે-ધીમે કઠણ થાય છે અને તે જ પૃથ્વી

થાય છે. પૃથ્વી બન્યા પછી તેના ઉપર અન્ન, ઔષધિ, વનસ્પતિ વગેરે થાય છે. આ ત્રણ કારણોથી સિદ્ધ થાય છે કે પાણીમાંથી પૃથ્વી બને છે. આનો અર્થ એ પણ સમજવાનો નથી કે, પૃથ્વીનું ઉપાદાનકારણ પાણી છે પાણી પહેલું બને છે અને તે કાર્ય હોવાથી તેમાં પૃથ્વીના રજકણો પણ હોય છે; તે બધાં ધીમે-ધીમે ભેગાં થાય છે, પછી ઘન થતાં-થતાં પૃથ્વી બને છે. આ ઉપરથી સમજવું જોઈએ કે, પાણીમાંથી પૃથ્વી બને છે. ॥ ૧૨ ॥

આ સૂત્રમાં સર્વનો રચનાર તથા ઉત્પાદક પરમાત્મા જ છે એ બતાવે છેઃ

तदभिध्यानादेव तु तल्लिङ्गात् ॥ १३ ॥

પદાર્થઃ- (तदभिध्यानात् एव) પરમાત્માના જ અભિધ્યાન એટલે સંકલ્પથી (तु) પૂર્વપક્ષનો નિરાસ સૂચવે છે. (तल्लिङ्गात्) સંકલ્પના કરનાર પરમાત્મા જ છે એવું સૂચન થતું હોવાથી.

ભાવાર્થઃ- तत् तेज एक्षत, ता आप एक्षन्त । અર્થઃ- તેજે સંકલ્પ કર્યો, જળે સંકલ્પ કર્યો- આવો શબ્દાર્થ જો કે થાય છે; પણ ઉપનિષત્કારનું તાત્પર્ય તેજ, વાયુ, પાણી વગેરે જડપદાર્થમાં સંકલ્પ નથી, કારણ કે, સંકલ્પ કરવો એ તો ચેતનનું જ કામ છે. સૃષ્ટિની શરૂઆતમાં પરબ્રહ્મ સિવાય અન્ય કોઈ ચેતન સંકલ્પ કરનાર હતો નહિ. જીવાત્માઓ તો શરીર અને મનને પામ્યા પછી જ સંકલ્પ કરી શકે છે. તે અતીન્દ્રિય અર્થોની બનાવટનો સંકલ્પ તો ન જ કરી શકે. એનો સંકલ્પ કરવો એ તો સર્વગત, સર્વજ્ઞ ચેતનનું જ કામ છે માટે પરબ્રહ્મ જ તેજ આદિ બનાવવાનો સંકલ્પ-વિચાર કરે છે. વાયુ, તેજ અને પાણીમાં સંકલ્પ કરવાનું ઉપનિષદમાં બતાવ્યું છે તે તો ગૌણ પ્રયોગને લીધે જ છે એમ સમજવું. વેદાન્તમાં તો સર્વનો કર્તા પરબ્રહ્મ પરમાત્મા જ છે એમ બતાવ્યું છે. વાયુ, તેજ, પાણી અને પૃથ્વીમાં બ્રહ્મ

આત્મા વ્યાપક થઈને રહ્યો છે, માટે તેજે, વાયુએ, પાણીએ ઈક્ષણ કર્યું એનો અર્થ એ જ કે તેજમાં રહેલા બ્રહ્મે ઈક્ષણ કર્યું. આ ઉપરથી સમજી શકાશે કે સર્વનો કર્તા પરબ્રહ્મ પરમાત્મા જ છે અન્ય કોઈ દેવતા રચનાર નથી. અને પૃથ્વી આદિ જડ પદાર્થો તો રચનાર થઈ શકે જ નહિ. રચના કરવામાં જ્ઞાન જોઈએ તે જ્ઞાન જડમાં નથી. માટે ચેતનસ્વરૂપ સર્વજ્ઞ પરબ્રહ્મ જ સર્વનો રચનાર, સર્વકાર્યનો સર્જનહાર છે. ॥ ૧૩ ॥

હવે ઉત્પત્તિથી વિરુદ્ધ પ્રલયનો ક્રમ હોય છે તે આ સૂત્રમાં બતાવે છેઃ

विपर्ययेण तु क्रमोऽत उपपद्यते च ॥ १४ ॥

પદાર્થઃ– (तु) પણ (क्रमः) પ્રલયક્રમ (विपर्ययेण) ઉલટી રીતે (उपपद्यते च) ઉપપન્ન થાય છે. (च) ઉત્પત્તિક્રમ અને પ્રલયક્રમને સૂચવે છે

ભાવાર્થઃ– જે ક્રમથી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે તે જ ક્રમથી સૃષ્ટિનો પ્રલય થતો નથી, પણ ઉલટા ક્રમથી પ્રલય થાય છે. સૃષ્ટિ કારણમાંથી કાર્યનો જન્મ થવો તે. પ્રલય એટલે કાર્યનું પોતાના કારણમાં મળી જવું તે. नाशः कारणलयः નાશ એટલે કારણરૂપે કાર્યનું થવું. માટીરૂપ કારણમાંથી ઘડો બને છે, પણ ઘડાનો નાશ ઉલટી રીતે ઘડાનું માટીમાં આવવું (મળી જવું) તે. નીકળવું અને પ્રવેશવું એ બંને અન્યોન્ય વિરુદ્ધ ક્રિયાઓ છે. એટલે જો પ્રલયને સમજાવવામાં આવે તો તેનો ક્રમ આ પ્રમાણે છેઃ પૃથ્વી પાણીમા, પાણી તેજમાં, તેજ વાયુમાં, વાયુ આકાશમાં અને આકાશ પરબ્રહ્મમાં સૂક્ષ્મરૂપે અથવા અવ્યવહાર્યરૂપે રહે છે. આ પ્રમાણે ભૌતિક સૃષ્ટિ અને પ્રલય અહીં સુધી બતાવવામાં આવ્યાં છે. ॥ ૧૪ ॥

હવે, બુદ્ધિ અને મનના સંબંધમાં ઉપદેશે છે. કારણ કે–

'तस्माद्वा एतस्मादात्मन आकाशः सम्भूतः' આ પ્રમાણમાં બુદ્ધિ અને મનની સૃષ્ટિ બતાવી નથી.

अन्तरा विज्ञानमनसी क्रमेण तल्लिङ्गादिति चेन्नाविशेषात् ॥ १५ ॥

પદાર્થ:- (अन्तरा) વચ્ચે (विज्ञानमनसी) ઇંદ્રિયો અને મન ઉત્પન્ન થાય છે માટે (क्रमेण) ઉપર બતાવેલા ક્રમ સાથે વિરોધ દેખાય છે. (तल्लिङ्गात्) વિરોધનુ લિંગ, ચિહ્ન અથવા સૂચન હોવાથી (इति चेद्) જો એમ કહો તો (न) બરાબર નથી (अविशेषात्) ઉત્પત્તિ સામાન્યનુ કથન હોવાથી.

ભાવાર્થ:- તૈત્તિરીય ઉપનિષદમાં સૃષ્ટિનો ક્રમ 'तस्माद्वा एतस्मादात्मनः आकाशः सम्भूतः 'ઈત્યાદિ વાક્યથી બતાવ્યો છે, પણ મુંડક ઉપનિષદમાં 'एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च। પરમાત્માએ આકાશ પહેલાં પ્રાણ, મન અને ઈન્દ્રિયો બનાવી અને પછી આકાશ આદિ બનાવ્યાં, તો મુંડક ઉપનિષદમાં બતાવેલો ક્રમ તૈત્તિરીય ઉપનિષદમાં બતાવેલા ક્રમથી જુદો પડતો હોવાથી એ બંને ક્રમો આપસ-આપસમાં વિરુદ્ધ છે એમ સમજાય છે. વેદાન્ત-શાસ્ત્રમાં વિરોધ ન હોવો જોઈએ. એક શાસ્ત્રમાં વિરોધ હોવો એ દોષ ગણાય અને દોષવાળું શાસ્ત્ર પ્રમાણ ન ગણાય અને પરિણામે તે શ્રદ્ધેય પણ ન રહે. સૂત્રમાં જે વિજ્ઞાન પદ મૂક્યું છે તેનો અર્થ ઈન્દ્રિયો થાય છે, કારણ કે,' જેનાથી જાણી શકાય તે 'વિજ્ઞાન'. અર્થાત્ જ્ઞાનનાં જે સાધન હોય તે વિજ્ઞાન, ઈન્દ્રિયો જ્ઞાનનાં સાધન છે માટે તે વિજ્ઞાન કહી શકાય. આ વિજ્ઞાન અને મનને આત્મા અને આકાશ વચ્ચે મૂકવાથી તૈત્તિરીય ઉપનિષદમાં બતાવેલા ક્રમ સાથે વિરોધ છે એ સ્પષ્ટ સમજાય છે.

આ શંકાનું સમાધાન પણ આ સૂત્રમાંજ કરવામાં આવ્યું છે. સમાધાન આ પ્રમાણે કરે છે: મુંડક ઉપનિષદમાં ક્રમ બતાવ્યોજ નથી; એનો ભાવાર્થ તો એ જ છે કે, પ્રાણ, મન, ઇંદ્રિયો,

આકાશ વગેરે પરમાત્માએ જ બનાવ્યાં છે બીજા કોઈએ નહિ. મન અન્નમાંથી બને છે પણ બનાવનાર તો પરમાત્મા જ છે. તેમ જ પ્રાણ, ઇંદ્રિયો વગેરેની રચના સાક્ષાત્પરબ્રહ્મે જ કરી છે, એ બતાવે છે. અહીં ક્રમનું નામનિશાન પણ નથી. જ્યારે તૈત્તિરીય ઉપનિષદમાં ક્રમ બતાવ્યો છે. આકાશ પછી વાયુ, વાયુ પછી તેજ, એ પ્રમાણે આગળ ક્રમ ચાલે છે. જ્યારે અલગ અલગ બે ક્રમ જ નથી, તો પછી એક ક્રમનો બીજા ક્રમ સાથે વિરોધ છે એ કથન જ નકામું બની જાય છે. આથી સ્પષ્ટ સમજાય છે કે, વેદાન્ત શાસ્ત્રમાં વિરોધ નથી. ॥ ૧૫ ॥

અન્ય પદાર્થોની જેમ જીવાત્માની પણ ઉત્પત્તિ થાય છે અને તેનો પ્રલય પણ થાય છે કે નહીં ? એ શંકાનું સમાધાન આ સૂત્રમાં છેઃ

चराचरव्यपाश्रयस्तु तद्व्यपदेशो भाक्तस्तद्भावभावित्वात् ॥ १६ ॥

પદાર્થઃ– (तु) આ શબ્દ અન્ય જડ પદાર્થો કરતાં જીવાત્મા ભિન્ન ધર્મવાળો છે એ સૂચવે છે. (चराचरव्यपाश्रयः) સ્થાવર અને જંગમના આશ્રયને લીધે (तद्व्यपदेशः) જીવાત્મામાં જન્મ મરણનો વ્યપદેશ (भाक्तः) થાય છે અને તે ગૌણ છે. (तद्भावभावित्वात्) તેનામાં જે ભાવ છે તેને લીધે જીવાત્મામાં તે ભાવ પ્રતીત થતો હોવાથીઃ

ભાવાર્થઃ– વાયુ, તેજ, પાણી, પૃથ્વી, ઇન્દ્રિયો અને મનની માફક જીવાત્માનાં પણ ઉત્પત્તિ અને પ્રલય થાય છે એમ માનવું જોઈએ. અમુક માણસને ઘેર જ્યારે દીકરો જન્મે છે ત્યારે લોકો કહે છે કે એને ઘેર પુત્ર જન્મ્યો એ બહુ સારું થયું; વળી જ્યારે પુત્ર મરે છે, ત્યારે પણ કહે છે કે એનો પુત્ર મર્યો એ બહુ ખોટું થયું. આ લૌકિક વ્યવહારથી જાણી શકાય છે કે જીવાત્મા જન્મે છે અને

મરે પણ છે. આનો ઉત્તર આ પ્રમાણે છેઃ જીવાત્મા જન્મતો નથી તેમ મરતો પણ નથી સ્થાવર અને જંગમ પદાર્થો સાથે જીવાત્માનો સંબંધ છે તેથી તે તે જડ પદાર્થના જન્મ અને મરણ જીવાત્મામાં પણ પ્રતીત થાય છે. ખરી રીતે જીવાત્મા જન્મતો કે મરતો નથી.

જો જીવાત્મા મરતો હોય અર્થાત્ તેનો વિનાશ થતો હોય તો સારાં અને ખરાબ કર્મનું ફળ કોણ ભોગવે? જીવાત્માનો વિનાશ થાય તો પુનર્જન્મ પણ ન જ રહે મુક્તિ પણ ન રહે. જો અન્ય જન્મમાં કર્મફળ ભોગવનાર ન હોય અને પુનર્જન્મ પણ ન હોય તો તેને જણાવનારા વેદાદિ સત્યશાસ્ત્રો જૂઠાં જ માનવાં પડે. આમ જગતને જૂઠું બતાવવાની શાસ્ત્રકારોને શી જરૂર પડી? આનો કોઈ ઉત્તર નથી.

जीवापेतं किलेदं म्रियते न जीवो म्रियते ॥ छा. उप. ૧–૧૧–૩. જીવ સિવાય આ બધું કાર્યજડ જગત્ નાશ પામે છે. જીવ નાશ પામતો નથી. આ વેદાન્તવાક્યને અસત્ય માનવાનું કશું કારણ નથી.

જીવાત્માનો સ્થૂલ શરીર સાથે સંબધ થવો એનું નામ જન્મ છે.

જીવાત્માનું સ્થૂલ શરીરમાંથી નીકળી જવું એનુ નામ મરણ છે.

ઉત્પત્તિ તો જડ કાર્યોની હોઈ શકે ચેતનની નહિ. ચેતનનો તો સમાગમ જ હોય.

ઉપનિષદોમાં અગ્નિના મોટા ખોટાવરામાંથી તણખા નીકળે છે તેમ જીવાત્માઓ પણ મહાચેતનમાંથી નીકળે છે, એમ કહ્યુ છે. પણ એ તો તણખાઓનું ઉચ્ચરણ છે. ઉચ્ચરણ એ ઉત્પત્તિ નથી. વિદ્યમાન તણખાનું જ ઉચ્ચરણ હોઇ શકે. ઉત્પત્તિ અને ઉચ્ચરણમાં ઘણો ફેર છે. ઉચ્ચરણને માટે નીકળવું શબ્દ યોગ્ય છે. જે અંદર હોય તે નીકળે. તણખો મોટા ખોટાવરા સાથે જોડાયો

છે માટે તેનું ઉચ્ચરણ થાય છે. તેમ બ્રહ્મ સાથે જીવો જોડાયા છે માટે તેનું ઉચ્ચરણ થાય છે. જીવાત્માની ઉત્પત્તિ થતી નથી તેમ તેનો વિનાશ-મરણ પણ થતો નથી. દેહના ધર્મો જીવાત્મામાં આરોપાય છે. આ કારણથી માનવું જોઈએ કે જીવાત્મા મરતો નથી તેમ જન્મતો પણ નથી, માટે જન્માદિનો સંબંધ જીવાત્મામાં ગૌણ છે અને શરીરમાં મુખ્ય છે. ॥ ૧૬ ॥

આ સૂત્રમાં શાસ્ત્રનાં પ્રમાણ આપી જીવાત્મા ઉત્પન્ન થતો નથી એમ સ્પષ્ટ કરે છેઃ

नात्माऽश्रुतेर्नित्यत्वाच्च ताभ्यः ॥ १७ ॥

પદાર્થઃ– (आत्मा) જીવાત્મા (न) ઉત્પન્ન થતો નથી (अश्रुतेः) ઉત્પત્તિવિધાયક કોઇ શ્રુતિવચન ન હોવાથી (च) અને (ताभ्यः) તે તે વેદાંત-વાક્યોથી (नित्यत्वात्) જીવાત્માનું નિત્યત્વ જણાતું હોવાથી.

ભાવાર્થઃ– જીવાત્મા નિત્ય છે એ તો ચોક્કસ છે, કારણ કે, જો એ ન હોય તો પોતે કરેલા કર્મનું ફળ ભોગવે કોણ? શરીર અને ઈંદ્રિયોનો પ્રવર્તક પણ એ જ છે, કારણ કે, મૃતક શરીરમાં જીવાત્મા ન હોવાથી એ હાલતું ચાલતું નથી. હવે પ્રશ્ન એ છે કે એ નિત્ય છે કે વાયુ આદિની પેઠે ઉત્પન્ન થાય છે? આનો ઉત્તર એ છે કે એવાં પુષ્કળ વેદાંતવાક્યો (શ્રુતિઓ) મળી આવે છે કે જેથી જાણી શકાય છે કે જીવાત્મા ઉત્પન્ન થતો નથી જેમકેઃ न जायते म्रियते वा विपश्चिन्नायं कुतश्चिन्न बभूव कश्चित् । अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥ कठोप. २-१८.

અર્થઃ– જીવાત્મા જન્મતો નથી, મરતો નથી, કોઈ પણ ઉપાદાનકારણમાંથી એ બનતો નથી, એ અનાદિ છે, નિત્ય છે, શાશ્વત છે. અનાદિ હોવાથી સૌ કાર્યથી પ્રાચીનતમ છે, શરીર નાશ પામે તો પણ એ નાશ પામતો નથી.

ज्ञाज्ञौ द्वावजौ ॥ श्वेताश्व उप. १-९.

એક આત્મા સર્વજ્ઞ છે. બીજો અલ્પજ્ઞ છે. બન્ને અનાદિ એટલે કે એમાંથી કોઈ પણ જન્મતો નથી.

न जीवो म्रियते। छांदोग्य. ૬–૧૧–૩. જીવાત્મા મરતો નથી. अविनाशी वा अरेऽयमात्मा अनुच्छित्तिधर्मा। बृहदारण्यक. ૪–૫–૧૪. આ આત્મા અવિનાશી છે. ઉચ્છેદ થવો એ એનો ધર્મ નથી. આ બધાં વેદાંતવાક્યોથી સમજી શકાય છે કે જીવાત્મા ઉત્પન્ન થતો નથી, તેમ તે નાશ પણ પામતો નથી, એટલે કે એ નિત્ય છે, નિત્ય હોવાથી જ પુર્નજન્મ છે. એટલે કે જુદાં-જુદાં શરીરો સાથે એનો સંબંધ થયા જ કરે છે. કોઇ પણ ચેતન=આત્મા જન્મતો જ નથી.

ઉત્પત્તિ તો જડ પદાર્થની જ થાય છે. શરીરની ઉત્પત્તિને લીધે એનામાં ઉત્પત્તિ અને મરણનો આરોપ થાય છે. અણુ-ભાષ્યના કર્તા શ્રી. વલ્લભાચાર્ય પણ કહે છે કે अनित्ये जननम्, नित्ये परिच्छिन्ने समागमः ॥ જે અનિત્ય છે તેનો જ જન્મ થાય છે, એટલે કે તેની ઉત્પત્તિ થાય છે. પણ જે નિત્ય હોય છે અને પરિચ્છિન્ન=અલ્પ પરિમાણવાળો હોય છે તેનો તો સમાગમ જ થાય છે.

આ ઉપરથી સમજી શકાશે કે કોઈક વેદાંતવાક્યમાં આત્માની ઉત્પત્તિ જેવું જણાતું હોય તો તે ઠેકાણે ઉત્પત્તિનો અર્થ સમાગમ જ છે અથવા ઉત્પત્તિ જ ગૌણ છે એમ સમજવું. સાચી ઉત્પત્તિ તો શરીરની જ છે. આત્મા તો તેનો સંબંધી હોવાથી શરીરગત ઉત્પત્તિનો આત્મામાં આરોપ જ થાય છે.

સ્વામીશ્રી શંકરાચાર્યજી જીવનો બ્રહ્મ સાથે અભેદ બતાવી આત્મા ઉત્પન્ન થતો નથી એમ કહે છે; પણ એમ માનવાની કશી જરૂર નથી. અહીં તો જીવાત્માનું જ પ્રકરણ છે. અને જીવાત્મા તો એના મતમાં અનાદિ છે, કારણ કે એની અનિર્વચનીય માયા અનાદિ છે તો તેનો સંબંધી જીવાત્મા અનાદિ કેમ ન હોય?

સ્વામી રામાનુજાચાર્ય ઉપનિષદનું (अन्तर्यामिप्रकरणनुं) પ્રમાણ આપી કહે છે કે જીવાત્મા બ્રહ્મનું શરીર છે. શરીર પ્રકાર છે અને બ્રહ્મ પ્રકારી છે. પ્રકાર અને પ્રકારી બંને અનાદિ છે. એટલે કે વિશેષણ અને વિશેષ્ય બંને અનાદિ છે. કાર્યજડ પદાર્થો ભલે આદિવાળા= ઉત્પત્તિવાળા હોય, પણ મૂળકારણરૂપ જડ પદાર્થ તો નિત્ય છે જ. એટલે કે પ્રકૃતિરૂપ બ્રહ્મનું શરીર અનાદિ છે. એટલે જડ અને ચેતન (જીવાત્માઓ) બંને વિશેષણો અને વિશેષ્ય બ્રહ્મ આ ત્રણે ય અનાદિ છે.

આ ઉપરથી સમજી શકાય છે કે કોઇ પણ ભાષ્યકાર જીવને ઉત્પન્ન થયેલો માનતા નથી પણ અનાદિ અને અવિનાશી માને છે. વૈદિક સિદ્ધાંત પણ એ જ છે. ॥ ૧૭ ॥

હવે, જીવાત્મા સ્વરૂપે જ્ઞાનહીન–જડસ્વરૂપ છે કે જ્ઞાનસહિત–ચેતનસ્વરૂપ છે? આના સંબંધમાં આ સૂત્ર છે:

ज्ञोऽत एव ॥ १८ ॥

પદાર્થ:– (अतः एव) વેદાન્તવાકયોથી તથા ઉપપત્તિ દ્વારા (ज्ञः) જ્ઞાતૃસ્વરૂપ જીવાત્મા છે.

ભાવાર્થ:– જીવાત્માનું સ્વરૂપ જ્ઞાતૃત્વરૂપ છે, એટલે કે જીવાત્મા સદૈવ જ્ઞાતા જ છે. જે જ્ઞાતા ન હોય એટલે કે જેમાં જાણવાની શક્તિ ન હોય તે જડ કહેવાય છે. જીવાત્મા જડસ્વરૂપ નથી. જીવાત્માને જ્ઞાતૃસ્વરૂપે માનવામાં નીચેનાં વેદાંત-વાકયો પ્રમાણરૂપ છે:

अत्राय पुरुषः स्वयं ज्योतिर्भवति । बृहदा. ४–३–९.

આ જીવાત્મરૂપ પુરુષ આ શરીરમાં સ્વયં જયોતિરૂપ છે. જયોતિ એટલે જ્ઞાન. સદૈવ જ્ઞાનવાળો છે. કોઈક વખત તે ભલે ન જાણે, પણ એની જાણવાની શક્તિ નાશ પામેલી હોતી નથી. સુષુપ્તિમાં પણ એની જાણવાની શક્તિ નાશ પામતી નથી. તે

વખતે તે નથી જાણતો એનું કારણ તો તે વખતે તેની પાસે વિષયો હોતા નથી. વિષયોનું સંનિધાન ન હોય તો વિષયોને ન જાણે એ સ્વાભાવિક છે. સારી ધારવાળું ચપ્પુ પેન્સીલ છોલી શકે છે, શાક આદિ સુધારી શકે છે, પણ જ્યારે કશું જ છોલવાનું કે કાપવાનું ન હોય ત્યારે તે નથી છોલતું નથી કાપતું. એથી એ સિદ્ધ થઈ શકતું નથી કે ચપ્પુમાં કાપવાની કે છોલવાની શક્તિ નથી.

यद्वै तन्न पश्यति, पश्यन् वै न पश्यति, न हि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यते अविनाशित्वात् ॥ बृहदा. ४–३–२३.

અર્થઃ– જીવાત્મા જ્યારે નથી જાણતો ત્યારે પણ એ જાણતો જ હોય છે, એટલે કે એનામાં જાણવાની શક્તિ હોય છે. જે જ્ઞાતા છે તેની જ્ઞાનશક્તિનો લોપ થતો નથી; કારણ કે તે શક્તિ અવિનાશી છે.

આથી સિદ્ધ થાય છે કે જીવાત્માનું સ્વરૂપ જ્ઞાનવાળું છે. નિત્યજ્ઞાનવાળું છે. જો એની પાસે વિષયોનું સંનિધાન ન હોય તો વિષયોને ન જાણે, ઇંદ્રિયો ન હોય તોપણ વિષયોને ન જાણે છતાં એની જ્ઞાનશક્તિ કાયમ હોય છે. વિષયો અને ઇન્દ્રિયોનો સંબંધ થતાં જ એ વિષયોને જાણવા લાગે છે. તંદુરસ્ત લડાયક સૈનિક જ્યારે નથી લડતો ત્યારે તેની લડવાની શક્તિ નાશ પામી છે એમ ન કહેવાય. એ ન લડે તે વખતે પણ એમાં લડાયક શક્તિ છે. તેમ જીવાત્મા જ્ઞાનશક્તિવાળો નિત્ય છે. જીવાત્મા અને એનું જ્ઞાતૃત્વ બંને નિત્ય છે. આ ઉપરથી એમ સમજવું કે જીવાત્મામાં એક નિત્યજ્ઞાન છે અને બીજું વિષયોના અનુભવજન્ય જ્ઞાન પણ છે. બંને જ્ઞાનો માનવામાં કશો વિરોધ નથી. કોઈ પણ અવસ્થામાં જીવાત્મા જ્ઞાનહીન જડસ્વરૂપ નથી. નિત્યજ્ઞાન સર્વ જીવાત્માઓમાં એકસરખું છે, કારણ કે એ એનું સ્વરૂપ છે. વિષયજન્યજ્ઞાનો અનિત્ય હોય છે અને તેમાં તારતમ્ય હોય છે, અને તેને લીધે જ અમુક વિદ્વાન્ છે અને અમુક મૂર્ખ છે એમ

કહેવાય છે. નિત્ય જ્ઞાતૃત્વરૂપ સ્વરૂપથી જ જીવાત્મા વિષયોને જાણી શકે છે ॥ ૧૬ ॥

હવે જીવાત્માના પરિમાણુ (માપ) સંબંધી વિચાર થાય છે. તેમાં સૂત્રકારે આ સૂત્ર લખ્યું છેઃ

उत्क्रान्तिगत्यागतीनाम् ॥ १९ ॥

પદાર્થઃ- (उत्क्रान्तिगत्यागतीनाम्) ઉત્ક્રાન્તિ, ગતિ અને આગતિનાં બોધક વાક્યો ઉપનિષદમાં છે. તેથી જીવાત્મા અલ્પતમ પરિમાણુ વાળો છે એમ સમજાય છે.

પરિમાણુ (માપ) સામાન્યદૃષ્ટિએ વિચાર કરતાં ત્રણ પ્રકારનું જણાય છેઃ (૧) સૌથી અલ્પ, (૨) સૌ કરતાં મહાન્, (૩) એ બે વચ્ચેનુ પરિમાણુ. એનાં નામ ક્રમથી આ પ્રમાણે છેઃ સૂક્ષ્મ પરિમાણુ, મધ્યમ પરિમાણુ અને વિભુપરિમાણુ. આ ત્રણે જાતનાં પરિમાણુમાં સૂક્ષ્મ પરિમાણુ અને વિભુ પરિમાણુ નિત્ય હોય છે, અને તે નિત્યદ્રવ્ય ઉપર જ હોય છે; મધ્યમ પરિમાણુ અનિત્ય-દ્રવ્ય ઉપર હોય છે, અને તે અનિત્ય હોય છે. પરમાણુઓ ઉપર સૂક્ષ્મ પરિમાણુ છે. પરમાત્મા કાળ, દિશા અને આકાશ ઉપર વિભુ પરિમાણુ છે. આ સિવાય તમામ દ્રવ્યો અનિત્ય છે અને એના ઉપર મધ્યમ પરિમાણુ હોય છે. ગિરિ, સાગર, નદીઓ, પૃથ્વી, વનસ્પતિ અને શરીરરૂપી દ્રવ્યો ઉપર મધ્યમ પરિમાણુ હોય છે. જીવાત્મા ઉપર મધ્યમ પરિમાણુ કે વિભુપરિમાણુ નથી, પણ સૂક્ષ્મ પરિમાણુ છે. કારણુ કે જીવાત્મા સ્વયં સૂક્ષ્મ ચેતન દ્રવ્ય છે. ઉપનિષદોમાં જીવાત્માને અણુ બતાવ્યો છે. एषोऽणुरात्मा चेतसा वेदितव्यः, यस्मिन् प्राणः पञ्चधा संविवेश ॥ (મુંડ. ૩-૧-૯) આ અણુ આત્માને જાણવો જોઈએ, જેને આધારે પ્રાણુ પાંચ પ્રકારે શરીરમાં ફરે છે. बालाग्रशतभागस्य शतधा कल्पितस्य च भागो जीवः स विज्ञेयः (શ્વે. ૫-૮.) વાળના અગ્રભાગના સોમા ભાગ જેવડો જીવાત્મા છે એમ સમજવું.

વળી જીવાત્મા ઉત્ક્રાંતિ કરે છે. એટલે કે એક શરીરમાંથી નીકળી બીજા શરીરમાં જાય છે. નીકળવું અને પ્રવેશવું એ વિભુ પરિમાણ વાળાનું તો સંભવી શકે નહિ, કારણ કે એ તો સર્વત્ર વિદ્યમાન જ હોય છે. એમાં હલનચલન ન સંભવે. મધ્યમ પરિમાણવાળાનું નીકળવું અને પ્રવેશવું સંભવી શકે, પણ એ પરિમાણ જેના ઉપર હોય તે અનિત્ય દ્રવ્ય હોય છે જ્યારે જીવાત્મા તો નિત્ય અને ચેતન દ્રવ્ય છે.

આ કારણથી સૂક્ષ્મ ચેતન દ્રવ્યસ્વરૂપ જીવાત્મા જ નીકળે છે અને પ્રવેશ કરે છે, એટલે કે જીવાત્મા ઉત્ક્રાંતિ કરે છે.

જવું અને આવવું પણ વ્યાપક દ્રવ્યને હોતું નથી. એ પણ સૂક્ષ્મ અને મધ્યમ પરિમાણવાળા દ્રવ્યને જ હોય છે. જીવાત્મા સૂક્ષ્મ છે, માટે તે લોકાન્તરમાં બીજાં શરીરમાં જાય છે અને બીજા લોકોમાંથી પાછો આ લોકમાં પણ આવે છે.

ये वै केचाम्माल्लोकात्प्रयन्ति चन्द्रमसमेव ते सर्वे गच्छन्ति । कौषीतकी ઉપ. ૧–૨. આ વાક્યમાં જીવાત્માનું ચંદ્રલોકમાં જવાનું જણાવ્યું છે.

तस्माल्लोकात्पुनरेति अस्मै लोकाय कर्मणे ॥ बृ. ૪–૪–૬.

આ વાક્યમાં ચંદ્રલોકથી મૃત્યુલોકમાં જીવાત્મા પાછો આવે છે એમ જણાવ્યું છે.

જીવાત્મા ઉત્ક્રાંતિ, ગતિ અને આગતિ કરે છે માટે તે વિભુ નથી પણ સૂક્ષ્મ છે, એમ સમજાય છે. સૂક્ષ્મને પરિચ્છિન્ન પણ કહી શકાય. પરિચ્છિન્ન એટલે જેને માપી શકાય તે દ્રવ્ય. અથવા વિભુ દ્રવ્યથી જે જુદાં દ્રવ્યો છે તે બધાં દ્રવ્યો પરિચ્છિન્ન છે. આ સૂત્રમાં જીવાત્માને અત્યંત સૂક્ષ્મ અલ્પપરિમાણવાળો બતાવ્યો છે. જો કે જીવાત્મા અનીન્દ્રિય હોવાથી તેમાં ગતિ કે આગતિ જણાતી નથી, પણ વેદાંતશાસ્ત્રમાં એમાં ગમનાગમન છે એમ સ્પષ્ટ

કહે છે. અનુમાનપ્રમાણથી પણ જીવાત્મા પરિચ્છિન્ન પરિમાણવાળો છે એમ સમજી શકાય છે. ॥ ૧૯ ॥

આ સૂત્રમાં ગમન અને આગમનનો પરિચ્છિન્ન પરિમાણ સાથે અવ્યભિચારી સંબંધ છે, એમ જણાવે છેઃ

स्वात्मना चोत्तरयोः ॥ ૨૦ ॥

પદાર્થઃ— (स्वात्मना) આત્મા પોતાની જાતે જ (च) અને (उत्तरयोः) ઉત્તરના બેનું સંપાદન કરતો હોવાથી.

ભાવાર્થઃ— જીવાત્મા પોતે જ પોતામાં ગમન અને આગમનને સંપાદિત કરે છે. ઉત્ક્રાંતિનો અર્થ 'છોડવું' કરીએ તો તે ઉત્ક્રાંતિ નો કદાચિત્ સ્થિર દ્રવ્યની પણ સંભવી શકે. જેમ આકાશ સ્થિર દ્રવ્ય છે, પરમાત્મા પણ સ્થિર અને વ્યાપક દ્રવ્ય છે, છતાં ઘડાનો સંયોગ તેની સાથે કોઈક વખતે હોય છે અને કોઈક વખત નથી પણ હોતો. આકાશ ગતિ વગરનું હોવા છતાં તે ઘડાને છોડી શકે છે. કારણ કે ઘડો નાશ પામે છે ત્યારે ઘડાનો સંબંધ આકાશ સાથે રહેતો નથી માટે છોડનારમાં ગતિ હોવી જ જોઈએ એવો સાર્વત્રિક અને સાર્વદિક નિયમ નથી. ઉત્ક્રાંતિ સ્થિર દ્રવ્યની પણ હોઈ શકે, પણ ગમન અને આગમન તો જીવાત્મા પોતે જાતે કરે તો જ તેનામા તે ગમન અને આગમન થાય છે નહી તો નહીં; માટે ગતિ અને આગતિ આ અર્થ તો જીવાત્માને સૂક્ષ્મ તરીકે બતાવવામાં સચોટ કારણ છે. ગમનક્રિયા કર્તામાં જ હોય છે. ॥ ૨૦ ॥

હવે, જીવાત્માના પરિમાણ સંબંધી વિચાર કરે છેઃ જીવાત્મા અણુપરિમાણવાળો છે, છતાં કેટલાક વિદ્વાનોને એ માન્ય નથી. જીવાત્મા પણ પરબ્રહ્મ પેઠે વિભુ છે. આ માન્યતાનું આ સૂત્રમાં સૂચન કરે છે. અને જીવાત્મા અણુ છે એવા સિદ્ધાંતનું પણ સૂચન કરે છેઃ

नाणुरतच्छ्रुतेरिति चेन्नेतराधिकारात् ॥ २१ ॥

પદાર્થઃ– (अतच्छ्रुतेः) જીવાત્મા અણુ હોવાનું વેદાન્તમાં ન હોવાથી તથા મહત્ પરિમાણ હોવાનું વેદાંતવાક્ય હોવાથી (अणुः) જીવાત્મા અણુ (न) નથી. (इति चेत्) જો એમ કહેવામાં આવે તો (न) એ ઠીક નથી (इतराधिकारात्) બીજા આત્માનો અધિકાર હોવાથી.

ભાવાર્થઃ– બૃહદારણ્યક ઉપનિષદમાં આ પ્રમાણે ઉપદેશવામાં આવ્યું છે કેઃ स वा एष महानज आत्मा योऽयं विज्ञानमयः प्राणेषु य एषोऽन्तर्हृदये आकाशः ॥ बृह. ૪–૨૨. તે આત્મા મહાન્ એટલે વિભુ છે કે જે ઈંદ્રિયો સાથે હૃદયમાં વિદ્યમાન છે. આ વાક્યમાં જીવાત્માને વિભુ તરીકે બતાવ્યો છે એવું પૂર્વપક્ષનું માનવું છે. પણ અહીં પૂર્વપક્ષવાદી ભૂલમાં છે કારણ કે અહીં પ્રકરણ જીવાત્માનું નથી પણ પરબ્રહ્મનું છે. બ્રહ્મને જ હૃદયમાં હોવાનું બતાવ્યું છે. અને એને માટે 'આકાશ' શબ્દ પણ પ્રયોજ્યો છે. જે હૃદયમાં આત્મા છે તે આકાશનામવાળો છે. જીવાત્માનું નામ 'આકાશ' શાસ્ત્રમાં જોવામાં આવ્યું નથી. આ કારણથી ઉપરના વાક્યમાં બ્રહ્મનું વર્ણન છે. બ્રહ્મ ભલે વ્યાપક હો, પરંતુ જીવ તો અણુ છે. ઉપરના વાક્યમાં આત્માને વિજ્ઞાનમય, સર્વેશ્વર, ભૂતાધિપતિ ઇત્યાદિ વિશેષણો આપ્યાં છે તે જીવાત્માને લાગુ પડી શકતાં નથી પણ પરમાત્માને જ લાગુ પડે છે; માટે ઉક્ત વાક્યમાં બ્રહ્માત્માનું પ્રતિપાદન છે જીવાત્માનું નહિ. ॥ ૨૧ ॥

ત્યારે ઉપનિષદોમાં જીવાત્માના પરિમાણનું વર્ણન કયે ઠેકાણે કરવામાં આવ્યું છે? એનો ઉત્તર આ સૂત્રમાં છેઃ

स्वशब्दोन्मानाभ्यां च ॥ २२ ॥

પદાર્થઃ– (च) અને (स्वशब्दोन्मानाभ्याम्) અણુશબ્દ દ્વારા અને

ઉન્માન શબ્દે વર્ણન કરવામાં આવ્યું હોવાથી.

ભાવાર્થઃ– મુંડક ઉપનિષદ તથા શ્વેતાશ્વતર ઉપનિષદમાં જીવાત્માને અણુ તરીકે પ્રતિપાદિત કરવામાં આવ્યો છે. જેમકેઃ– एषोऽणुरात्मा चेतसा वेदितव्यो यस्मिन् प्राणः पञ्चधा संविवेश ॥ ૩–૧–૧. (મુંડક ઉપ.)

અર્થઃ– આ અણુ અર્થાત્ સ્વલ્પપરિમાણવાળા આત્માને ચેતસ્ દ્વારા જાણવો જોઈએ. જેને લીધે પાંચ પ્રકારના પ્રાણો શરીરમાં પ્રવિષ્ટ થયા છે. પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન; આ પાંચે શરીરસ્થ વાયુઓને પ્રાણ તરીકે અહીં કહેવામાં આવ્યા છે. આ પ્રમાણથી જીવાત્મા અણુ છે એ સ્પષ્ટ થાય છે.

શ્વેતાશ્વતર ઉપનિષદમાં તો ઉન્માન આપ્યું છે, ઉન્માન એટલે અણુ જેવી કોઈ વસ્તુને લઈ તેના જેવો જીવાત્મા છે એમ બતાવવું તેનું નામ 'ઉન્માન છે જેમકેઃ–

वालाग्रशतभागस्य शतधा कल्पितस्य च ।
भागो जीवः स विज्ञेयः ॥ श्वेताश्व. ५–८ ॥

અર્થઃ– વાળના અગ્રભાગના સો ટુકડા કરવામાં આવે અને તેમાંનો એક ટુકડો લઈ તેને સેંકડો પ્રકારે સૂક્ષ્મ કરવામાં આવે; તેમાંના એક ભાગ જેવડો જીવ છે એમ સમજવું. આ પ્રમાણમાં વાળના સૂક્ષ્મ ભાગને લઈ તેના જેવડો જીવાત્મા બતાવવામાં આવ્યો છે, માટે આ માન (માપ) તે ઉન્માનપ્રમાણ કહેવામાં આવે છે. આ વેદાન્તવાક્યોથી જીવાત્મા સૂક્ષ્મ છે એમ સિદ્ધ થાય છે.

સ્થિર સિદ્ધાંત એ થાય છે કે પરમાત્મા વિભુ છે અને જીવાત્મા સૂક્ષ્મ છે. ॥ ૨૨ ॥

હવે શંકા એ થાય છે કે જો જીવાત્મા એટલો બધો સૂક્ષ્મ હોય, તો શરીરના સમગ્ર પ્રદેશમાં થતાં સુખ અને દુઃખોને એ

કેવી રીતે જાણે છે? આનો ઉત્તર આ સૂત્ર દ્વારા સમજાવવામાં આવે છે:

अविरोधश्चन्दनवत् ॥ २३ ॥

પદાર્થ:– (अविरोधः) સૂક્ષ્મ હોવા છતાં સમગ્ર શરીરના અવયવોમાં થતાં સુખ-દુઃખો જાણવામાં કશો વિરોધ નથી. (चन्दनवत्) ચંદનના બિન્દુ માફક.

ભાવાર્થ:– જીવાત્મા અત્યન્ત સૂક્ષ્મ હોવા છતાં તે શરીરના કોઈ પણ ભાગમાં થતાં સુખ અને દુઃખને જાણી શકે છે એમાં કશો ય વિરોધ નથી.

જેમ હરિચંદનનું બિન્દુ સૂક્ષ્મ છે અને શરીરના અમુક ભાગમા જ હોય છે, છતાં તેની ઠંડક આખા શરીરમાં પથરાઈ જાય છે. એટલે ચંદનરૂપ દ્રવ્યનો ગુણ જે શૈત્ય છે તે શરીરમાં વ્યાપક બની જાય છે. એમાં તો કશો ય વિરોધ જણાતો નથી. તેમ સૂક્ષ્મ જીવાત્મા શરીરના અમુક જ ભાગમાં હોવા છતાં સમગ્ર શરીરમાં તેની જ્ઞાનવૃત્તિ પ્રસરી જાય છે અને શરીરમાં થતાં સુખ-દુઃખો અનુભવી શકે છે. આ દૃષ્ટાન્ત દ્વારા સમજાવવામાં આવ્યુ છે; અને કારણ વગેરે આગલા સૂત્રોમાં બતાવવામાં આવશે. કારણ કે એકલા દૃષ્ટાન્તથી પ્રતિજ્ઞાની સિદ્ધિ થતી નથી અને એકલા દૃષ્ટાન્તથી જિજ્ઞાસુને સંતોષ પણ થતો નથી. ॥ ૨૩ ॥

ઉપરના સૂત્રમાં આપેલા દૃષ્ટાન્તમાં જે વૈધર્મ્ય જણાય છે તે બતાવી તેનું સમાધાન આ સૂત્રમાં કરે છે:

अवस्थितिवैशेष्यादिति चेन्नाभ्युपगमाद्धृदि हि ॥ २४ ॥

પદાર્થ:– (अवस्थितिवैशेष्यात्) હરિચંદન બિંદુનું સ્થાન શરીર ઉપર ચોક્કસ અનુભવાય છે તેથી (इति चेत्) જો એવી શંકા કરવામાં આવે તો (न) એ ઠીક નથી. (हृदि) હૃદયમાં (अभ्युपगमात्) જીવાત્માનું સ્થાન વેદાન્ત દ્વારા જાણવામાં આવ્યું છે (हि) એ કારણથી.

ભાવાર્થઃ– જો કોઈ એવી શંકા કરે કે ચંદનના બિંદુનું સ્થાન શરીર ઉપર પ્રત્યક્ષ દેખાય છે કે, અમુક ઠેકાણે હરિચંદનનું બિંદુ છે અને એની ઠંડક આખા શરીર ઉપર પથરાઈ ગઇ છે, પણ જીવાત્માનું સ્થાન શરીરમાં ક્યાં છે? એ કોઇ જાણતું નથી. માટે ચંદનના બિંદુનું જે દૃષ્ટાન્ત આપ્યું તે બરાબર નથી.

આનો ઉત્તર એ છે કે, જીવાત્માનું સ્થાન હૃદયમાં છે એવું ઉપનિષદમાં સ્પષ્ટ ઉપદેશવામાં આવ્યું છે. જેમકે "हृदि ह्येष आत्मा" પ્રશ્ન. ૩–૬. હૃદયમાં જીવાત્માનું સ્થાન છે. "स वा एष आत्मा हृदि" છાંદોગ્ય. ૮–૩–૩. ઉપર જે જીવાત્માનું વર્ણન કરવામાં આવ્યું છે તેનું સ્થાન હૃદયમાં છે. "प्राणेषु हृद्यन्तर्ज्योतिः पुरुषः।" બૃહ. ૪–૩–૭. હૃદયમાં જ્ઞાનસ્વરૂપ પ્રકાશવાળા જીવાત્મારૂપ પુરુષનું સ્થાન છે. આ વેદાન્તનાં પ્રમાણોથી સ્પષ્ટ થાય છે કે જીવાત્માનું સ્થાન હૃદયમાં છે, તેથી ચંદનબિંદુનું જે દૃષ્ટાન્ત આપવામાં આવ્યું છે તે અયોગ્ય નથી.

હૃદયમાં રહેલો જીવાત્મા સમગ્ર શરીરમાં થતાં સુખ-દુઃખનો અનુભવ કરે છે. તેથી જીવાત્મા અણુ છે એ કથન સત્ય છે. ॥૨૪॥

આ સૂત્રમાં આત્માને ગુણી અને જ્ઞાનને ગુણ માની બીજી રીતે સમાધાન કરે છેઃ

गुणाद् वाऽऽलोकवत् ॥ ૨૫ ॥

પદાર્થઃ– (वा) અથવા (गुणात्) આત્મા ગુણને લીધે શરીરમાં સર્વત્ર કાર્ય કરી શકતો હોવાથી (आलोकवत्) જેમ સૂર્ય પોતાના પ્રકાશ દ્વારા સમસ્ત ભૂમંડળમાં પ્રકાશિત છે તેમ.

ભાવાર્થઃ– જેમ સૂર્ય આકાશમાં અમુક પ્રદેશમાં જ છે, પૃથ્વીથી કરોડો માઈલ દૂર છે; છતાં પોતાના પ્રકાશરૂપ ગુણથી સર્વત્ર પ્રકાશિત થઈ કામ કરે છે અર્થાત્ સર્વ પ્રાણી અપ્રાણી વગેરેને પોષણ આપે છે; તેમ જીવાત્મા હૃદયમાં

સમસ્ત શરીરમાં થતાં સુખ-દુઃખોને જાણી શકે છે. એમાં જીવાત્માને પોતાને શરીરવ્યાપી હોવાની જરૂર નથી. આ કારણથી જીવાત્મા સૂક્ષ્મ છે અને તેનો જ્ઞાનરૂપ ગુણ શરીરવ્યાપી બને છે. ॥ ૨૫ ॥

ગુણવાળા દ્રવ્યથી ગુણ જુદો કેમ હોઇ શકે? અથવા દ્રવ્યને છોડી એકલો ગુણ અન્યત્ર જતો અનુભવાતો નથી એનો શો ઉત્તર છે?

આ શંકાનું સમાધાન આ સૂત્રમાં છેઃ

व्यतिरेको गन्धवत् ॥ २६ ॥

પદાર્થઃ– (व्यतिरेकः) જુદો પડે છે (गन्धवत्) ગંધ પેઠે.

ભાવાર્થઃ– કોઇક દ્રવ્યોથી કોઇક ગુણ જુદો પણ પડે છે. જેમ કુસુમનો ગંધ કુસુમથી જુદો પડે છે તેમ. જીવાત્માનો ગુણ આત્મસ્થ રહીને પણ જીવાત્માથી બહાર પણ પ્રતીત થાય છે અને તેને લીધે જ સમસ્ત શરીરમાં જીવાત્મા કામ કરી શકે છે. જો કે, વસ્ત્રમાં રહેલો શુકલ ગુણ વસ્ત્રને છોડી અન્યત્ર જઇ શકતો નથી, તોપણ ફૂલનો ગંધગુણ તો ફૂલથી જુદો પડે છે. આ કારણથી ફૂલથી દૂર ઊભેલા માણસો પણ ફૂલના ગંધને સૂંઘી શકે છે.

ફૂલના પરમાણુરૂપ દ્રવ્યો નાકમાં ઘૂસી જાય છે તેથી ફૂલનો ગંધ સૂંઘી શકાય છે આમ માનવાની કશી જરૂર નથી, કારણ કે, લોકોને એવી પ્રતીતિ થાય છે કે અમે ગંધ સૂંઘીએ છીએ. વળી જો પરમાણુનો જ ગંધ માનવામાં આવે તો આપત્તિ એ આવે છે કે પરમાણુઓ તો અતીન્દ્રિય, છે તો તેનો ગંધ પણ અતીન્દ્રિય જ હોવો જોઇએ; તેથી પણ પરમાણુનો ગંધ સૂંઘી શકાય નહિ. માટે પ્રતીતિ પ્રમાણે ગુણગુણિભાવ માનવો જોઇએ. બધે ઠેકાણે એક-સરખો નિયમ માનવો એ ભૂલ છે. વસ્ત્રનો શુક્લઆદિ ગુણ વસ્ત્રને ભલે ન છોડે, પણ કુસુમ, કસ્તૂરી આદિનો ગંધ પોતાના આશ્રયને

છોડી અન્યત્ર જાય છે એમ માનવું જ જોઈએ. દરેક વસ્તુમાં શક્તિઓ જુદી-જુદી હોય છે. શું આપણે એમ માની શકીશું કે જેમ ગંધ ગુણ હોવાથી નાકથી સૂંઘી શકાય છે તેમ રસ અને શબ્દ પણ ગુણ હોવાથી નાકથી સૂંઘી શકાય? કદી નહિ. રસ અને શબ્દ ગુણ ભલે હો, પણ તે તો જીભથી અને કાનથી જ અનુભવી શકાય; માટે વસ્તુની શક્તિઓ જુદી-જુદી અને વિચિત્ર હોય છે, એમ માનવું જ રહ્યું. આ કારણથી જીવાત્મા સૂક્ષ્મ છે, અણુ છે એમ માનવું જોઈએ. ॥ ૨૬ ॥

જીવાત્માનો જ્ઞાનગુણ આશ્રયવ્યતિરિક્ત થાય છે તેમાં શબ્દ-પ્રમાણ પણ આપે છેઃ

तथा च दर्शयति ॥ २७ ॥

પદાર્થઃ– (तथा च) અને તે પ્રમાણે (दर्शयति) ઉપનિષદ બતાવે છે.

ભાવાર્થઃ– ઉપનિષદમાં પણ જીવને અણુ બતાવી તેને જ્ઞાનરૂપ ગુણથી શરીરમાં વ્યાપક બતાવ્યો છે. "आत्मा भगव, आत्मानं पश्याम आ लोमभ्यः आ नखेभ्यः । छान्दोग्य. ૮–૮–૧. ઇન્દ્ર અને વિરોચને પ્રજાપતિને કહ્યું કે, હે ભગવાન્, અમે નખશિખ પર્યન્ત આત્માને અનુભવી રહ્યા છીએ. અહીં સૂક્ષ્મ જીવાત્માની શરીરમાં વ્યાપ્તિ જ્ઞાનગુણથી બતાવવામાં આવી છે. આથી જીવાત્મા અણુ છે એમ સિદ્ધ થાય છે. ॥ ૨૭ ॥

पृथगुपदेशात ॥ २८ ॥

પદાર્થઃ– (पृथक्) અલગ (उपदेशात्) ઉપદેશ આપવાથી.

ભાવાર્થઃ– જીવાત્માથી જ્ઞાનરૂપ ગુણને અલગ ઉપદેશ્યો છે તેથી પણ સિદ્ધ થાય છે કે જીવાત્મા દ્રવ્ય છે અને જ્ઞાન ગુણ છે. જીવાત્મા આધાર છે અને જ્ઞાન આધેય છે. જીવાત્મા જ્ઞાનનો આધાર છે, અને જ્ઞાનગુણથી શરીરમાં સર્વ ઠેકાણે કામ કરી રહ્યો.

છે અર્થાત્ સુખ-દુઃખ અનુભવી રહ્યો છે. प्रज्ञया शरीरं समारुह्य ॥ कौषीतकी उप. ૩–૬. પ્રજ્ઞા=જ્ઞાનરૂપ ગુણથી શરીરમાં જીવાત્મા વ્યાપી રહ્યો છે. અહીં ગુણ અને ગુણી જીવાત્માને અલગ બતાવવામાં આવ્યા છે. આ જ પ્રમાણે तदेतेषां प्राणानां विज्ञानेन विज्ञानमादाय ॥ बृह. उप. ૨–૧–૧૭. અહીં પણ વિજ્ઞાનરૂપ ગુણ અને જીવાત્મા અલગ-અલગ બતાવ્યા છે, એટલે કે બંનેનો આધારાધેયભાવ સંબંધ બતાવવામાં આવ્યો છે.

नहि विज्ञातुर्विज्ञातेर्विपरिलोपो विद्यते । बृह. ૪–૩–૩૦.

વિજ્ઞાનની જ્ઞાનશક્તિનો લોપ કદી પણ થતો નથી. અહીં પણ ગુણગુણિભાવ જ બતાવવામાં આવ્યો છે. 'વિજ્ઞાતા' ગુણી અને 'વિજ્ઞાતિ' ગુણ છે. આ કારણથી જીવાત્મા અણુ છે, એમ સિદ્ધ થાય છે. ॥ ૨૮ ॥

જીવાત્મા અણુ છે એ સિદ્ધાંતરૂપે બતાવ્યું. જીવાત્માનો ગુણ જ્ઞાન છે અને તે જીવાત્મારૂપ આશ્રયમાંથી શરીરવ્યાપી બને છે એ પણ બતાવ્યું. હવે શંકા એ થાય છે કે ઉપનિષદમાં કેટલેક ઠેકાણે જ્ઞાનને જ જીવાત્મા કહ્યો છે. એનો શો ઉત્તર છે? આનો જવાબ આ સૂત્રમાં છેઃ

तद्गुणसारत्वात् तु तद्व्यपदेशः प्राज्ञवत् ॥ ૨૯ ॥

પદાર્થ – (तु) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે. (तद्गुणसारत्वात्) જ્ઞાનરૂપ ગુણ જીવાત્મામાં મુખ્ય હોવાથી (तद्व्यपदेशः) તેવું કથન છે. (प्राज्ञवत्) જેમ બ્રહ્મમાં આનંદગુણ મુખ્ય હોવાથી બ્રહ્મ 'આનન્દ' પદથી કહેવાય છે તેમ.

ભાવાર્થ:– જીવાત્મામાં ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, જ્ઞાન વગેરે ગુણો છે, તે બધામાં સારભૂત ગુણ તો જ્ઞાન જ છે. જ્ઞાનગુણ સર્વગુણો કરતાં ચઢિયાતો અને કાયમ રહેતો હોય છે, તેથી ઉપનિષદોમાં કેટલેક ઠેકાણે જીવાત્માને જ્ઞાન અને વિજ્ઞાન પદથી વ્યપદેશ્યો

છે. (કહ્યો છે). જેમ પ્રાજ્ઞ એટલે બ્રહ્મનો સારભૂત ગુણ આનંદ છે, તેથી બ્રહ્મનોજ આનંદ તરીકે વ્યપદેશ કર્યો છે. જેમકેઃ- आनन्दो ब्रह्मेति व्यजानात् ॥ तै. भृ. व. ६. તેણે બ્રહ્મ આનંદ છે, એમ જાણ્યું. તથા यदेष आकाशः आनन्दो नस्यात् ॥ तै. ब्र. व. ७. જો બ્રહ્મ આનન્દ ન હોય તો સંસારમાં કોણ જીવી શકે? એજ બધાને આનંદ આપે છે. આ પ્રમાણે બ્રહ્મમાં સારભૂત ગુણ આનંદ હોવાથી બ્રહ્મને આનંદ કહેવાય છે; તેમ જીવાત્મામાં સારભૂત ગુણ જ્ઞાન હોવાથી જીવાત્માને પણ જ્ઞાન કહેવામાં આવેલ છે. જેમકે विज्ञानं यज्ञ तनुते ॥ तै. ब्र. व. ५. વિજ્ઞાન યજ્ઞ કરે છે. અહીં જીવાત્માને વિજ્ઞાન તરીકે સમજાવ્યો છે, તે એટલા માટે જ, કે, એનામાં વિજ્ઞાન ગુણ મુખ્ય છે. આવા કથનો હોવા છતાં જીવાત્મા જ્ઞાન નહિ પણ જ્ઞાનવાન જ છે, અને તે દ્રવ્ય જ છે. બ્રહ્મ પણ આનંદ નથી પણ આનંદગુણ યુક્ત દ્રવ્યરૂપ મહાન્ આત્મા જ છે. ગુણના બાહુલ્યથી દ્રવ્યને કોઈ વખતે ગુણરૂપે પણ વ્યપદેશી શકાય છે. આ કારણથી જીવાત્મા અણુ છે, એ નિશ્ચિત વૈદિક અને વૈદાતિક સિદ્ધાંત બની રહે છે ॥૨૯॥

જ્ઞાન ગુણ ઉત્તમ હોવામાં એક બીજું કારણ આપે છેઃ

यावदात्मभावित्वाच्च न दोषस्तद्दर्शनात् ॥ ३० ॥

પદાર્થઃ- (च) અને (यावदात्मभावित्वात्) જ્યાંસુધી આત્મા છે ત્યાંસુધી તેમાં જ્ઞાન હોવાથી (न दोषः) જ્ઞાન ગુણને ઉત્તમ કહેવામાં દોષ નથી. (तद्दर्शनात्) તે બતાવવામાં આવ્યુ હોવાથી.

ભાવાર્થઃ- જ્યાંસુધી આત્માનુ અસ્તિત્વ છે ત્યાંસુધી તેમાં જ્ઞાનનુ પણ અસ્તિત્વ છે. આત્માની એવી કોઈ પણ અવસ્થા નથી કે જેમાં જ્ઞાન ન હોય. એવો કોઈ ક્ષણ નથી કે જે ક્ષણે આત્મામાં જ્ઞાન ન હોય. આત્મામાં સતત જ્ઞાનની સંતતિ હોય છે.

અહીં એટલું સમજવું જરૂરી છે કે, આત્મામાં કોઈ એક જ્ઞાન-વ્યક્તિ કાયમ નથી પણ સરૂપ અને વિરૂપ વિષયવિશેષને આલંબન કરનાર જ્ઞાનોની એક અવિચ્છિન્ન ધારા કાયમ હોય છે. કોઈ વખતે બહારના વિષયોની જ્ઞાનધારા ચાલતી હોય તો કોઈ વખતે આંતર્ જ્ઞાનની ધારા ચાલતી હોય છે; જેને આપણે ચિંતન કે ચિંતા કહીએ છીએ. આ પ્રમાણે જ્ઞાન આત્મામાં આત્માના સ્વરૂપ સાથે સતત રહેતું હોવાથી આત્માને કોઈ વખતે જ્ઞાન પણ કહેવામાં આવે છે, અને એમ કહેવામાં કશો દોષ નથી. ઉપનિષદોમાં અનેક ઠેકાણે કહેવામાં આવ્યું છે કે, આત્મામાં જ્ઞાનનો ઉચ્છેદ કદી પણ થતો નથી. नहि विज्ञातुः विज्ञातेर्विपरिलोपो दृश्यते । વિજ્ઞાતાની વિજ્ઞાતિનો લોપ થતો નથી. योऽयं विज्ञानमयः प्राणेषु हृद्यन्तर्ज्योतिः । બૃ. ૪–૩ ૭. આત્મા વિજ્ઞાનમય છે, હૃદયની અંદર છે, એ પ્રકાશસ્વરૂપ છે. આ પ્રમાણે જ્ઞાનની સહાવસ્થિતિ આત્મામાં નિત્ય હોવાથી આત્માને કોઈ વખતે જ્ઞાન કહેવામાં દોષ નથી, પણ એમ કહેવાથી આત્મા જ્ઞાનનો આધાર મટતો નથી. વિજ્ઞાન આત્મા છે એમ કહેવું એ ગૌણ પ્રયોગ છે અને જ્ઞાનવાન્ અથવા વિજ્ઞાતા આત્મા છે એમ કહેવું એ મુખ્ય પ્રયોગ છે, આ પ્રમાણે વિજ્ઞાતા આત્મા અણુ છે એ વૈદિક સિદ્ધાંત છે. ॥ ૩૦ ॥

સુષુપ્ત અવસ્થામાં જ્ઞાનનો અભાવ હોય છે તો પછી એમ કેમ કહી શકાય કે, જ્ઞાન આત્માનો મુખ્ય ગુણ છે અને તે આત્માની સાથે કાયમ રહે છે. આનો ઉત્તર આ સૂત્રમાં છેઃ

पुंस्त्वादिवत्त्वस्य सतोऽभिव्यक्तियोगात् ॥ ૩૧ ॥

પદાર્થઃ– (सतः) સુષુપ્ત આદિ અવસ્થામાં વર્તમાન (अस्य) જ્ઞાનની (अभिव्यक्तियोगात्) અભિવ્યક્તિ થતી હોવાથી (पुंस्त्वादिवत्) પુંસ્ત્વ આદિની માફક (तु) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે.

ભાવાર્થઃ– સુષુપ્તિ અવસ્થામાં જ્ઞાનનો અભાવ હોતો નથી; તે

એ અવસ્થામાં જ્ઞાનનો અભાવ હોય તો જાગર્યા-અવસ્થામાં જ્ઞાન આવ્યું કયાંથી? સુષુપ્તિમાંથી ઊઠેલો માણસ કહે છે કે આજે મને ખૂબ ઊંઘ આવી, કોઈ પણ સ્વપ્ન આવ્યું નહિ, અને હું આનંદથી ઊંઘ્યો. આ ભાન કયાંથી આવ્યું? તથા બીજાં જ્ઞાનો પણ સુષુપ્તિ ઊતર્યા પછી આવવા લાગે છે. આ બધું શું આકસ્મિક છે કે એનું કંઈ મૂળ છે?

સૂત્રકાર કહે છે કે સુષુપ્તિ-અવસ્થામાં પણ જ્ઞાન રહે છે, પણ તે અવ્યક્ત હોય છે અને એ જ જ્ઞાન જાગર્યા અવસ્થામાં વ્યક્ત થાય છે. આમાં દાખલો એ છે કે– બાળકમાં પુંસ્ત્વ (પ્રજનન-શક્તિ=વીર્ય) હોય છે પણ તે બીજ રૂપે અવ્યક્ત દશામાં હોય છે. જ્યારે બાળક જુવાન થાય છે ત્યારે તે વ્યક્ત થાય છે. ઔદાર્ય અને સૌશીલ્ય આદિ ગુણો પણ બાલ્ય અવસ્થામાં હોય છે તે પણ અવ્યક્તદશામાં હોય છે. મોટી ઉમરમાં તે વ્યક્ત થાય છે. મોટી ઉંમરમાં એવો કોઇ પણ ગુણ અકસ્માત્ ઉત્પન્ન થતો નથી, પણ જે બીજ રૂપે હોય તે જ ખીલે છે.

આ પ્રમાણે સુષુપ્તિ અવસ્થામાં બીજરૂપે-અવ્યક્તરૂપે જ્ઞાન હોય જ છે. માટે આત્મા સાથે જ્ઞાન કાયમ રહે છે. તેથી તે 'ગુણ' આત્માનો સારભૂત ગુણ ગણાય છે અને તેને લીધે આત્મા કોઈ વખતે જ્ઞાનરૂપ કહેવાય છે. જ્ઞાનરૂપે આત્માને કહેવો એ ગૌણ પ્રયોગ સમજવો જોઈએ. આ કારણથી જ્ઞાનાધિકરણ જીવાત્મા સૂક્ષ્મ=અણુ છે એમ સિદ્ધ થાય છે. ॥ ૩૧ ॥

જે લોકો જ્ઞાનને જ આત્મા માને છે અને તે જ્ઞાન વ્યાપક છે એમ જેઓ માને છે તે ઠીક નથી, તે આ સૂત્રમાં સમજાવે છેઃ

नित्योपलब्ध्यनुपलब्धिप्रसङ्गोऽन्यतरनियमो वान्यथा ॥ ३२ ॥

પદાર્થઃ– (नित्योपलब्ध्यनुपलब्धिप्रसङ्गः) સદૈવ ઉપલબ્ધિ અને અનુપલબ્ધિનો પ્રસંગ આવશે (वा) અથવા (अन्यतरनियमः) બેમાંથ

એકનો નિયમ માનવો પડશે (अन्यथा) બીજી રીતે.

ભાવાર્થ:– જો આત્માને જ્ઞાનસ્વરૂપ અને વ્યાપક માનવામાં આવે તો શરીરની અંદર અને બહાર તેની પ્રતીતિ થવી જોઈએ, કારણ કે જ્ઞાન ઉપર આવરણ નાંખનાર કોઇ નથી અને જ્ઞાન તો પ્રકાશસ્વરૂપ છે. હવે, જો જ્ઞાનસ્વરૂપ આત્માની પ્રતીતિ થાય છે એમ માનવામાં આવે તો મોક્ષપ્રાપ્તિ સ્વાભાવિક થઈ જવી જોઈએ કારણ કે આત્મજ્ઞાન એ મુક્તિનું સાધન છે. પણ સંસાર તો વિદ્યમાન છે જ, શરીર છે અને દુઃખ પણ છે; તેથી આત્મામાં અનુપલબ્ધિ–અપ્રતીતિ પણ છે એમ માનવું જોઇએ. આ પ્રમાણે ઉપલબ્ધિ અર્થાત્ પ્રતીતિ અને અપ્રતીતિ એક જ સમયમાં હોવી એમાં સ્પષ્ટ વિરોધ આવી ઊભો રહે છે.

બીજી રીતે એ છે કે કોઇ પણ કારણથી બેમાંથી એકનો અર્થાત્ પ્રતીતિ અને અપ્રતીતિનો નિયમ માનવો જોઇએ. કાં તો પ્રતીતિ જ થાય છે, કાં તો અપ્રતીતિ જ થાય છે. આ પણ બની શકે એમ નથી. કારણ કે અદષ્ટાપેક્ષ મનના સંયોગથી જ્ઞાન થાય છે એમ માનવામાં આવે તો પણ ઠીક નથી. કારણ કે જ્ઞાન ગુણ છે અને સંયોગ તથા અદષ્ટ પણ ગુણ છે. ગુણમાં ગુણ હોઈ શકે નાહિ એ સર્વ કોઇ સમજી શકે છે આ કારણથી આત્મા ગુણ-સ્વરૂપ નહિ પણ ગુણીસ્વરૂપ માનવો રહ્યો અને તે અણુ છે એમ પણ માનવું જોઈએ આત્મા જ્ઞાનપ્રધાન હોઈ કોઇ વખતે તે ગૌણ વૃત્તિથી જ્ઞાન પણ કહી શકાય.

સ્વામીશ્રી શંકરાચાર્યજીએ આ સૂત્રને અંતઃકરણ=મનની સિદ્ધિ કરવામાં ઘટાવ્યું છે એ ઠીક જણાતું નથી; કારણ કે અહીં તો, આત્માને (જીવાત્માને) અણુ માનવો કે વ્યાપક માનવો એ જ પ્રકરણ ચાલ્યું આવે છે. જીવાત્મા અણુ છે અને તે હૃદયમાં છે એ જ વેદાન્ત સિદ્ધાંત છે. ॥ ૩૨ ॥

આ જીવાત્મા જ્ઞાતા છે અને અણુ પરિમાણવાળો છે એ ઉપરના પ્રકરણમાં સિદ્ધ કરવામાં આવ્યું. હવે, એ કર્તા છે કે નહિ? એનો વિચાર આ સૂત્રથી કરવામાં આવે છે. કેટલાક વિદ્વાનો આત્માને કર્તા માનતા નથી, પણ બુદ્ધિને અથવા તેનાથી અભિન્ન રહેલી પ્રકૃતિને કર્ત્રી માને છે. જ્યારે વૈદિક સિદ્ધાંત પ્રમાણે આત્માને કર્તા માનવામાં આવે છે; માટે એ સંબંધી વિચાર જરૂરી છે.

कर्ता शास्त्रार्थवत्त्वात् ॥ ३३ ॥

પદાર્થઃ- (कर्ता) આ જીવાત્મા કર્તા છે (शास्त्रार्थवत्त्वात्) વિધિ-શાસ્ત્ર અર્થવાળું હોવાથી.

ભાવાર્થઃ- જીવાત્મા કર્તા છે. એટલે કે એમાં કર્તૃત્વ ધર્મ છે. શાસ્ત્રોમાં વિધાન છે કે यजेत જીવાત્માએ યજ્ઞ કરવો જોઇએ. जुहुयात હોમ કરવો જોઈએ. दद्यात् દાન આપવું જોઈએ. જો જીવાત્મા કર્તા હોય તો જ આ વિધાનો સાર્થક થઇ શકે. જો જીવાત્મામાં કર્તૃત્વ ન હોય તો તેને ઉદ્દેશીને કરવામાં આવેલાં બધાં જ વિધાનો નકામાં થઈ જાય. કર્તાને જ કર્તવ્યવિશેષનો ઉપદેશ કરી શકાય. જો પ્રકૃતિમાં કર્તૃત્વ હોય તો તે તો ચેતન નથી પણ જડ છે, એમ બંને વાદી-પ્રતિવાદીઓ સ્વીકારે છે. જડને એમ ન કહી શકાય કે તું 'આ કર' અને 'આ ન કર'. જીવાત્મા ચેતન હોવાથી તેને ઉપર પ્રમાણે ઉપદેશ આપી શકાય. કર્તૃત્વ અને ભોક્તૃત્વ બંને ધર્મો *જીવાત્માના જ છે. જે કરે તે ભોગવે; એ સર્વમાન્ય નિયમ છે.* માટે પ્રકૃતિમાં કર્તૃત્વ માનવું અને ભોક્તૃત્વ જીવાત્મામાં માનવું એ યોગ્ય નથી. શાસ્ત્રમાં બતાવેલું કર્મનું ફળ અનુષ્ઠાન કરનાર જીવાત્માને જ મળે છે. शास्त्रफलं प्रयोक्तरि એમ કહેવામાં આવ્યું છે. एष हि द्रष्टा, श्रोता, मन्ता, बोद्धा कर्ता विज्ञानात्मा पुरुषः । प्र. ૪-૯. જીવાત્મા દ્રષ્ટા, શ્રોતા, મંતા, બોદ્ધા, કર્તા અને વિજ્ઞાનાત્મા છે.

આ ઉપનિષદવાક્ય પણ જીવાત્મામાં કર્તૃત્વને બતાવી રહ્યું છે, માટે પુરુષ જીવાત્મા કર્તા છે. ॥ ૩૩ ॥

જીવાત્મામાં કર્તૃત્વ ધર્મ હોવામાં બીજું પ્રમાણ આપે છે:

विहारोपदेशात् ॥ ३४ ॥

પદાર્થ:– (विहारोपदेशात्) વિહાર એટલે સંચાર. સંચારનો ઉપદેશ કરવામાં આવ્યો છે તેથી.

ભાવાર્થ:– જીવાત્મા શરીરમાં સંચાર કરે છે. જો જીવાત્મામાં કર્તૃત્વ ધર્મ ન હોય તો તે વિહાર=સંચાર કેવી રીતે કરી શકે? स ईयतेऽमृतो यत्र कामम् । બૃ. ઉપ. ૪–૩–૧૨. તે અમર જીવાત્મા શરીરમાં પોતાની ઈચ્છા પ્રમાણે સંચાર કરે છે. स्वे शरीरे यथाकाम परिवर्तते । बृह. उप. ૨–૧–૧૮. પોતાના શરીરમાં જીવાત્મા પોતાની ઈચ્છા પ્રમાણે પરિવર્તન કર્યા કરે છે. આ પરિવર્તન જીવાત્મામાં છે માટે જીવાત્મા કર્તા છે એમ માનવું જોઈએ. ॥ ૩૪ ॥

उपादानात् ॥ ३५ ॥

પદાર્થ:– (उपादानात्) જીવાત્મા કરણોનું ગ્રહણ કરતો હોવાથી.

ભાવાર્થ:– જીવાત્મા બુદ્ધિરૂપ સાધનથી ઈંદ્રિયોને લઈને સૂવે છે. तदेषां प्राणानां विज्ञानेन विज्ञानमादाय ॥ बृ. उप. ૨–૧–૧૭. આ વાક્યમાં જીવાત્મા ઇંદ્રિયોનું ઉપાદાન=ગ્રહણ કરે છે એમ જણાવ્યું છે. જો જીવાત્મા કર્તા ન હોય તો તે ઉપાદાન કેવી રીતે કરી શકે? प्राणान् गृहीत्वा । बृ. उप. ૨–૧–૧૮. આ વાક્યમાં જીવાત્મા ઇંદ્રિયોને ગ્રહણ કરે છે અને પોતાના શરીરમાં ઈચ્છા પ્રમાણે ફરે છે. આ કથન પણ જીવાત્મા જો કર્તા હોય તો જ બની શકે, માટે જીવાત્મા કર્તા છે જ. ॥ ૩૫ ॥

व्यपदेशाच्च क्रियायां न चेन्निर्देशविपर्ययः ॥ ३६ ॥

પદાર્થ: (च) અને (क्रियायाम्) લૌકિક અને વૈદિક ક્રિયામાં

(व्यपदेशात्) કથન હોવાથી. (न चेत्) જો એમ ન માનવામાં આવે તો (निर्देशविपर्ययः) જુદા પ્રકારે નિર્દેશ થવો જોઇતો હતો.

ભાવાર્થ:- विज्ञान यज्ञं तनुते ।

कर्माणि तनुतेऽपि च ॥ तै. २-५-१.

આ વાક્યમાં 'વિજ્ઞાન' શબ્દનો અર્થ જીવાત્મા થાય છે. અર્થ આ પ્રમાણે છે:- જીવાત્મા યજ્ઞ કરે છે અને કર્મો પણ કરે છે. આ પ્રમાણે લૌકિક અને વૈદિક ક્રિયા કરવામાં જીવાત્માના સંબંધનું કથન છે. જો જીવાત્મા યજ્ઞ કરે છે અને કર્મ પણ કરે છે, તો પછી તે કર્તા નથી એમ શી રીતે કહેવાય?

જો કોઈ એમ કહે કે 'વિજ્ઞાન'નો અર્થ જીવાત્મા નહિ પણ બુદ્ધિરૂપ અંતઃકરણ છે, તો નિર્દેશ જુદી રીતે થવો જોઈતો હતો. કરણના અર્થમાં ત્રીજી વિભક્તિ આવે છે, માટે विज्ञानेन यज्ञं तनुते એવો નિર્દેશ થવો જોઇતો હતો. પણ અહીં તો પ્રથમા વિભક્તિમાં 'વિજ્ઞાન' શબ્દનો નિર્દેશ કર્યો છે. કર્તા અભિહિત થાય છે, માટે પ્રતિપદિકના અર્થમાં પહેલી વિભક્તિથી નિર્દેશ થયેલો છે, આ કારણથી જીવાત્મા કર્તા છે એ સિદ્ધાંત સ્વીકારવો જ જોઈએ. ॥ ૩૬ ॥

આ સૂત્રમાં જીવાત્મા ફળ મેળવવામાં અનૈકાન્તિક છે એમ બતાવે છે:

उपलब्धिवदनियमः ॥ ३७ ॥

પદાર્થ:- (उपलब्धिवत्) ઉપલબ્ધિ પેઠે (अनियमः) નિયમ નથી.

ભાવાર્થ:- જો જીવાત્મા કર્તા હોય તો તે ક્રિયા કરવામાં સ્વતંત્ર હોવો જોઇએ, કારણ કે, स्वतन्त्रः कर्ता । पा. १-४-५४. ક્રિયા કરવામાં સ્વતંત્ર હોવું એ કર્તાનુ લક્ષણ છે. જો ક્રિયા કરવામાં જીવાત્મા સ્વતંત્ર હોય તો તે ઇષ્ટ કર્મ જ કરે, અનિષ્ટ કર્મ ન જ કરે. પરિણામે તેને સદૈવ સુખની જ પ્રાપ્તિ થવી જોઈએ, દુઃખની

તો કદી પણ નહિ, કારણ કે, દુઃખને તો કોઈ પણ કર્તા ઇચ્છતો જ નથી. આમ છતાં જીવાત્મા દુઃખ પણ મેળવે છે, માટે જીવાત્મા સ્વતંત્ર નથી અને સ્વતંત્ર નથી માટે કર્તા પણ નથી. આ શંકાનું સમાધાન આ સૂત્રમાં છે કે–ઉપલબ્ધિ અર્થાત્ ફળની પ્રાપ્તિ. ફળની પ્રાપ્તિનો નિયમ નથી. જેમ જીવાત્મા સારું જોવા માટે જ આંખનો ઉપયોગ કરે છે, છતાં આંખેથી ખરાબ પણ જોવાય છે. આમાં જીવાત્માની અલ્પજ્ઞતા અને અલ્પશક્તિ કારણભૂત છે. ફળની પ્રાપ્તિમાં જેમ નિયમ નથી, તેમ જીવાત્માની કૃતિમાં પણ નિયમ જણાતો નથી. સારું કરવા જતાં કદાચિત્ ખરાબ કરવાનું બની જાય માટે જીવાત્મા કર્મ કરવામાં ભૂલ ખાઈ દુઃખ પણ મેળવે છે. વળી ફળ મળવું એ કેવળ જીવાત્માના કર્તૃત્વ ઉપર અવલંબતું નથી, ફળ મળવામાં બીજાં પણ દેશ, કાળ, નિમિત્ત વગેરે કારણ હોય છે કે, જેના ઉપર જીવાત્મા પ્રભુત્વ ધરાવતો નથી. ખેડૂત બીજ વાવે છે, મહેનત પણ બુદ્ધિપૂર્વક કરે છે, છતાં ખેતીનું ફળ કોઈક વખત ધાર્યા પ્રમાણે નથી આવતું. માટે ફળ-પ્રાપ્તિની પેઠે કૃતિમાં પણ સદૈવ એકરૂપ નિયમ જણાતો નથી. આ પ્રમાણે જીવાત્મા સદૈવ હિતકારી ક્રિયા ન કરતો હોવા છતાં તેનું કર્તૃત્વ નષ્ટ થતું નથી. કર્તાનું લક્ષણ આ પ્રમાણે છેઃ કર્મ કરણ આદિ કારકોથી જે પ્રયોજ્ય ન હોય પણ કર્મ, કરણાદિ કારકોનો જે પ્રયોજક હોય તે જ કર્તા, અને એ જ એનું સ્વાતંત્ર્ય. નિરપેક્ષ સ્વાતંત્ર્ય તો કોઈને પણ નથી, ઈશ્વરને પણ નથી. ઈશ્વર પણ કર્મસાપેક્ષ છે, છતાં તે કર્તા મટતો નથી, તેમ જીવાત્મા પણ કર્તા મટતો નથી. ચેતન હોવાને કારણે એ જ કર્તા છે પ્રકૃતિ નહિ. ફળ મેળવવું અને કર્મ કરવું એ બંને સદૈવ નિયમિત નથી, છતાં જીવાત્મામાં કર્તૃત્વ છે જ એ આ સૂત્રનો અભિપ્રાય છે. ॥ ૩૭ ॥

બુદ્ધિ કર્ત્રી નથી એને માટે આ સૂત્ર છેઃ

શક્તિવિપર્યયાત् ॥ ૩૬ ॥

પદાર્થઃ– (શક્તિવિપર્યયાત્) શક્તિનો વિપર્યય થતો હોવાથી.

ભાવાર્થઃ– જો વિજ્ઞાન અર્થાત્ બુદ્ધિ કર્ત્રી હોય તો શક્તિનો વિપર્યય થવો જોઇએ. બુદ્ધિમાં કરણશક્તિ છે, જો તે કર્ત્રી થાય તો તેમાં કર્તૃત્વશક્તિ માનવી જોઇએ અને તેમાં કરણશક્તિ નથી એમ માનવું જોઈએ. જે કર્તા હોય છે તેમાં અહંકાર પણ હોય છે કારણ અહંકાર પૂર્વક જ કર્તૃત્વ હોય છે. હું જાઉં છું, હું ભણું છું વગેરે 'હું'ને ઉદ્દેશીને જ ક્રિયા થતી જણાય છે. કર્તા માત્રને કરણની જરૂર પડે છે. આંખરૂપ કરણ વગર જોઇ શકાતું નથી તેમ વિચાર કરવામાં પણ કર્તાને કરણની જરૂર પડે છે, એટલે બુદ્ધિરૂપ કર્તાને કોઇ બીજું કરણ માનવું જ પડશે. આમ માનવાથી તો માત્ર શબ્દમાં જ વિવાદ આવી ઊભો રહે છે. કર્તા અને કરણ બંને પૂર્વપક્ષવાદીને પણ જ્યારે માનવાં જ પડે છે તો જીવાત્માને કર્તા શા માટે ન માનવો? શા માટે બુદ્ધિરૂપ કરણમાં રહેલી કરણશક્તિનો નાશ માનવો? આ કારણથી જીવાત્મા કર્તા છે જ. ॥૩૮॥

એક બીજું પણ જીવાત્મા કર્તા હોવામાં કારણ આપે છેઃ

समाध्यभावाच्च ॥ ३९ ॥

પદાર્થઃ– (च) અને (समाध्यभावात्) સમાધિનો અભાવ થતો હોવાથી.

ભાવાર્થઃ– જો જીવાત્મા કર્તા ન હોય તો શાસ્ત્રમાં જે સમાધિ કરવાનો ઉપદેશ આપ્યો છે તે નિરર્થક થઈ જાય. પ્રકૃતિ, બુદ્ધિ વગેરે તો જડ છે, એને સમાધિનો ઉપદેશ શા માટે જોઇએ? ચેતનને જ સમાધિનો ઉપદેશ આપવો યોગ્ય છે. ધારણા, ધ્યાન, સમાધિ વગેરે ચેતને કરવાનાં હોય છે. आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यः मन्तव्यो निदिध्यासितव्यः सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्य. बृ. २–४–५ વગેરે ઉપદેશ પ્રકૃતિને કે બુદ્ધિને નથી પણ જીવાત્માને જ છે માટે જીવાત્મા કર્તા છે. ॥ ૩૯ ॥

જીવાત્મા ચેતન છે અને ચેતનમાં કર્તૃત્વનું હોવું એ જ ચોગ્ય છે. તેના સંબંધમાં આ સૂત્રમાં વિશેષ સમજ આપે છેઃ

यथा च तक्षोभयथा ॥ ४० ॥

પદાર્થઃ (च) અને (तक्षा) સુથાર (यथा) જેમ (उभयथा) બંને રીતે વર્તી શકે છે તેમ જીવાત્મા પણ.

ભાવાર્થઃ– જેમ સુથાર કર્તા છે અને ઘડવામાં તે પોતાના કર્તૃત્વને જરૂર પડે ત્યારે વાપરે છે એટલે કે જ્યારે તે ઇચ્છે છે ત્યારે ઘડે છે અને જ્યારે એ નથી ઈચ્છતો ત્યારે નથી ઘડતો. તે જ પ્રમાણે હરેક જીવાત્મા જ્યારે ઇચ્છે છે ત્યારે કરે છે અને જ્યારે નથી ઈચ્છતો ત્યારે કંઈ કામ નથી પણ કરતો. આમ પોતે કર્મ કરવામાં સ્વતંત્ર હોવાથી કરી શકે છે. કરવું અને ન કરવું આ બંને રીત ચેતનમાં જ ઘટી શકે છે. જો જડરૂપ પ્રકૃતિ અથવા બુદ્ધિમાં કર્તૃત્વ હોત તો ઉભય રીત એનામાં સંભવી શકત નહિ. જડમાં સ્વાતંત્ર્ય નથી હોતું તેથી તે કયારેક કરવું અને કયારેક ન કરવું એ નિયમ પાળી શકે નહિ. જેમ અગ્નિ જડ છે તેથી તે પોતામાં રહેલી દાહકતાનો કયારેક ઉપયોગ કરે અને કયારેક ન કરે, એ નિયમ અગ્નિ પાળી શકતો નથી. જો દાહકતા અગ્નિમાં છે તો તે સદૈવ એકરૂપે છે એને ફેરવવા જડ અગ્નિ સમર્થ નથી. જીવાત્મા ચેતન હોવાથી જ પોતાની સ્વતંત્રતાને જરૂર પડયે ઉપયોગ કરી શકે છે. ભાવાર્થ એ છે કે જો જડ પ્રકૃતિમાં કર્તૃત્વ હોત તો તે (પ્રકૃતિ) કર્તૃત્વમાંથી કયારે ય પણ વિરામ પામી શકત નહિ. માટે કરવું અને ન કરવું આ બંને રીત ચેતન જીવાત્મામાં જ છે. ॥ ૪૦ ॥

જીવાત્મામાં જે કર્તૃત્વ છે તે ઇશ્વરપ્રેરિત છે કે સ્વતંત્ર? એ સંબંધી વિચારને આ સૂત્ર દર્શાવે છેઃ

परात्तु तच्छ्रुतेः ॥ ४१ ॥

પદાર્થઃ– (तु) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. (तत्) કર્તૃત્વ (परात्) પરબ્રહ્મની અપેક્ષાએ છે (श्रुतेः) વેદાંતમાં એવાં વાકયો હોવાથી.

ભાવાર્થઃ– જીવાત્મામાં જે કર્તૃત્વ છે તે પરમાત્મા પ્રેરિત છે. જો કે, જીવાત્મા પોતાના રાગદ્વેષને લઈને કામ કરે છે, છતાં તેમાં પણ ઈશ્વરની અપેક્ષા તો છે જ. દાખલા તરીકે આંબો, લીમડો અને બાવળ વગેરે વનસ્પતિઓ પોતપોતાના બીજમાંથી થાય છે છતાં એ બીજોને વરસાદની અપેક્ષા રાખવી જ પડે છે. તેમ પરમાત્મા સર્વ કર્મ પ્રત્યે નિમિત્તકારણ છે. જીવાત્મા કર્મ કરવામાં સર્વથા સ્વતંત્ર તો નથી જ. સ્વામીશ્રી દયાનંદ સરસ્વતીજીએ 'સત્યાર્થ પ્રકાશ'માં જણાવ્યુ છે કે, જીવાત્મા કર્મ કરવામાં સ્વતંત્ર છે અને ફળ ભોગવવામાં પરતંત્ર છે; છતાં તેઓશ્રીએ મરણ વખતે કહ્યું હતું કે ईश्वर तेरी इच्छा पूर्ण हो । तेने अच्छी लीला की । આ વાકય સૂચવે છે કે કર્મ કરવામાં ઈશ્વરની અપેક્ષા છે. પરમાત્મા હૃદયમાં વિદ્યમાન છે અને સર્વ ભૂતોને કર્મમાં પ્રેરે છે, એવો ભાવ ગીતામાં શ્રીકૃષ્ણે પણ જણાવ્યો છે. કર્મ કરવું એ કેવળ કર્તા ઉપર જ અવલંબતું નથી, પણ શરીર, ઈંદ્રિય, કર્તા, વાસના તથા પરમેશ્વર આ સર્વ કર્મને જન્માવનાનાં છે. કેવળ બીજમાથી વૃક્ષ થતું નથી પણ જમીન, સમય, વરસાદ, ગરમી વગેરે પણ કારણ હોય છે. આ ઉપરથી સત્રકારે કહ્યુ છે કે જીવાત્મામા રહેલુ કર્મ ઇશ્વરની અપેક્ષાએ થાય છે. ઘણી વખત એવું બને છે કે કર્તાએ સ્ટેશન ઉપર જવાનો નિશ્ચય કર્યો હોય છે અને તે સ્ટેશન જવા ઉપડયો હોય છે છતાં રસ્તામાં જ હૃદય બંધ પડી જતાં તેનાથી સ્ટેશને પહોંચવું બની શકયુ નહિ. આને લોકો અકસ્માત્ કહે છે. ભાવિક જનો ઈશ્વરેચ્છા કહે છે. આ કારણથી સમજાય છે કે જીવાત્મા જે કર્મ કરે છે તે ઈશ્વરપ્રેરિત છે. ઉપનિષદોનાં વાકયો પણ એવું જ બતાવે છે કે,

एष ह्येव साधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषते। एष ह्येवासाधु कर्म कारयति तं यमधो निनीषते। (कौषी. उप. ३–८) य आत्मनि तिष्ठन्नात्मान मन्तरो यमयति ॥ ઈત્યાદિ. પરમાત્મા જેને ઉન્નત કરવા ઇચ્છે છે તેની પાસે સારાં કર્મ કરાવે છે અને જેને નીચે લઈ જવા ઇચ્છે છે તેની પાસે અસાધુ કર્મ કરાવે છે.

"પરમાત્મા અન્તરાત્મા હોઇ તે આત્મા પાસે કર્મ કરાવે છે." આ ઉપરથી સિદ્ધ થાય છે કે, પરથી અર્થાત્ પરમાત્માથી જીવાત્મામાં કર્તૃત્વ છે એટલે કે જીવાત્માના કર્તૃત્વને પરમાત્મા પ્રેરે છે. આ જ કારણથી ગાયત્રી મંત્રમાં પ્રાર્થના કરવામાં આવી છે કે धियो यो नः प्रचोदयात् પરમાત્મા અમારી બુદ્ધિને સારાં કાર્યમાં પ્રેરે. ॥ ૪૧ ॥

જો પરમેશ્વર જીવાત્મા પાસે કર્મ કરાવતા હોય તો પરમેશ્વરમાં વૈષમ્ય, નિર્ઘૃણતા અને અકૃતાભ્યાગમ દોષો આવવા જોઈએ. અને જીવાત્માના કર્મની જવાબદારી પરમેશ્વરને લાગુ પડવી જોઈએ. આનું સમાધાન આ સૂત્રમાં છેઃ

कृतप्रयत्नापेक्षस्तु विहितप्रतिषिद्धावैयर्थ्यादिभ्यः ॥ ૪૨ ॥

પદાર્થઃ– (तु) આ શબ્દ શંકાની વ્યાવૃત્તિ સૂચવે છે. (कृतप्रयत्नापेक्षः) જીવાત્માએ કરેલા ધર્મ, અધર્મરૂપ પ્રયત્નની અપેક્ષા રાખી પરમાત્મા પ્રેરક બને છે. (विहितप्रतिषिद्धावैयर्थ्यादिभ्यः) વેદ-વિહિત અને વેદપ્રતિષિદ્ધ કર્તવ્યની અવ્યર્થતાને લીધે.

ભાવાર્થઃ– પરમાત્મા પ્રેરણા આપવામાં જીવાત્માના પ્રયત્નની અપેક્ષા રાખે છે. જો જીવાત્મામાં ધર્મપૂર્વક પ્રયત્ન હોય તો તેને સારાં કર્મમાં પ્રેરે છે અને જો એમાં અધર્મપૂર્વક પ્રયત્ન હોય તો તેને અધર્મજનક કર્મ કરવાની અનુમતિ આપે છે. ચોર ચોરી જ કરે છે, કારણ કે એનામાં અધર્મપ્રયુક્ત પ્રયત્ન છે તો એ અધર્મની અપેક્ષા રાખી તેને ચોરી કરવા જ અનુમતિ આપે

છે. આ કારણથી ઈશ્વરમાં કોઈ દોષ આવતો નથી. જો ઈશ્વર જીવાત્માના પૂર્વજન્મના ધર્મ અને અધર્મની અપેક્ષા ન રાખી પ્રેરણા આપે તો ઈશ્વરમાં વૈષમ્ય આદિ દોષો આવે છે.

પરમેશ્વર સર્વશક્તિમાન્ છે તેથી જો દુર્વાસનાવાળા માણસને દુષ્કર્મ કરતાં વારે તો વેદનાં વિહિત અને પ્રતિષિદ્ધ કર્મ નકામાં થઈ જાય.

ધારો કે પરમાત્મા દુષ્ટવાસના વાળા માણસની પાસે પણ સારાં જ કર્મ કરાવે તો દુષ્કર્મ કોઈ કરે જ નહિ. તો વેદમાં આવું વિધાન જ ન હોવું જોઈએ કે 'गौर्न हन्तव्यः' मा हिंस्यात् सर्वाणि भूतानि, अनृतं न वदेत्। ગોહત્યા ન કરવી, કોઈ પણ પ્રાણીઓને મારવાં નહિ, જૂઠું ન બોલવું, પરદારગમન ન કરવું. આવા બધા નિષેધો શા માટે જોઈએ? કારણ કે, સર્વશક્તિમાન્ દયાળુ પ્રભુ એવાં દુષ્કર્મ કરવા જ નહીં દે.

જો બધા પુણ્ય જ કર્મ પ્રભુની પ્રેરણાથી કરવા લાગે તો વેદ, શાસ્ત્ર, સાધુ, સન્ત, મહાત્માઓની આ સંસારને જરૂર જ ન પડે. રાજસત્તાક કે પ્રજાસત્તાક રાજ્યની પણ જરૂર ન રહે. કારણ કે આ બધું કામ ઈશ્વર પોતે જ જીવાત્મા પાસે કરાવશે.

પણ જ્યારે ઈશ્વરે વેદો આપ્યા છે તો તેના વિધિ-નિષેધો સાર્થક હોવા જ જોઈએ. જો ઇશ્વર પોતે જ બધા પાસે સત્કર્મ કરાવત તો વેદો જ તેણે આપ્યા ન હોત. કારણ કે બધો ભાર જ ઈશ્વરે પોતે લીધો તો પછી ઈશ્વરીય ઉપદેશરૂપ વેદો કોને માટે?

આ કારણથી પરમેશ્વર જીવાત્માના પૂર્વજન્મના કર્મને અપેક્ષીને જ પ્રેરણા આપે છે, જેથી પરમાત્મા જીવાત્માના કર્મના ફળ આપવામાં નિષ્પક્ષપાત રહી શકે.

શક્તિને અપેક્ષીને જ પ્રેરણા આપી શકાય છે. શિક્ષક બાળકની શક્તિ જોઈને જ ભણાવે છે. જે કર્મ કરી શકે તેને જ

પ્રેરણા આપી શકાય કે, તું પાણી લાવ. અશક્તને આવી પ્રેરણા ન જ આપી શકાય.

આ કારણથી પાપકર્મમાં પ્રવૃત્તિ કરનાર અધાર્મિક માણસને ન રોકનાર પરમેશ્વરમાં નિર્દયતા આવતી નથી. સંસારમાં લાખો માણસો પ્રતિદિન હિંસા આદિ દુષ્કર્મ કરી જ રહ્યાં છે, તેને પાપકર્મ કરવામાંથી ન રોકનાર ઈશ્વર નિર્દય નથી. કારણ કે એ જીવાત્માઓએ પૂર્વજન્મમાં એવાં અધર્મ કર્મો કરેલાં હોય છે, અને એના કુસંસ્કારો એનામાં હોય છે, તેથી તે અધાર્મિક કર્મ કરવા તરફ વળે છે.

પાપી માણસો જ્યારે પરમાત્મા પાસે સારી બુદ્ધિની માગણી કરે છે ત્યારે પણ એનામાં કોઈક સત્કર્મનો ઉદય થયો છે એમ સમજવું અને એ કર્મની અપેક્ષાએ પરમાત્મા એને સારી બુદ્ધિ પણ આપે.

શિષ્ય જ્યારે અતિ નમ્ર બની ગુરુ પાસે શિક્ષણ લેવા જાય ત્યારે ગુરુ તેની યોગ્યતા જોઈને જ શિક્ષણ આપે છે. આ કારણથી પ્રેરણા આપવામાં અને સર્વ કાર્યમાં નિમિત્ત બનવામાં કોઈ પણ રીતે પરમાત્મા પોતાની તટસ્થતાનો ભંગ કરતા નથી. આને લગતો ઉપદેશ ગીતા આદિ પવિત્ર ગ્રંથોમાં પુષ્કળ પ્રમાણમાં મળી રહે છે. ॥ ૪૨ ॥

હવે, જીવાત્મા બ્રહ્મનો અંશ છે એના સંબંધમાં આ સૂત્રમાં ઉલ્લેખ કરે છેઃ

अंशो नानाव्यपदेशादन्यथा चापि दाशकितवादित्व मधीयत एके ॥ ४३ ॥

પદાર્થઃ– (अंशः) જીવાત્મા બ્રહ્મનો અંશ છે. (नानाव्यपदेशात्) બ્રહ્મની જીવાત્માનું ભેદથી કથન હોવાથી (अन्यथा च अपि) બ્રહ્મ સાથે અભેદનું પણ કથન હોવાથી (एके) બ્રહ્મસૂત્રમાં આથર્વણિક

આચાર્યો (दाशकितवादित्वम्) બ્રહ્મનો દાશત્વ અને કિતવત્વ ભાવ (अधीयते) વ્યપદિષ્ટ કરે છે.

ભાવાર્થઃ– જીવાત્મા બ્રહ્મનો અંશ હોવો ઉચિત છે, પણ એ અંશ બ્રહ્મમાંથી તૂટલો ભાગ છે એમ નહિ પણ, અંશના જેવો અંશ છે; એટલે અંશસદૃશ જીવાત્મા છે. બ્રહ્મમાંથી જીવાત્માનું પેદા થવું એ તો બનવું અશક્ય છે, તેમ બ્રહ્મનો ટુકડો જીવાત્મા છે એમ પણ હોવું સંભવિત નથી, કારણ કે બ્રહ્મ તો નિરવયવ અને અખંડ છે. એટલે જેમ લાંબા લાકડામાંથી નાનો લાકડાનો કટકો કાપવામાં આવે છે અને એ કટકો લાંબા લાકડાનો અંશ ગણાય છે એવો અંશ નહિ; પણ મુંડક ઉપનિષદમાં જણાવ્યા પ્રમાણે અગ્નિના મોટા સ્ફુલિંગને વળગેલા નાના સ્ફુલિંગ જેવો અંશ માનવો યોગ્ય છે. આ ઉપનિષદના દૃષ્ટાન્ત પ્રમાણે જીવાત્મા પોતાના ધર્માધર્મસહિત અનાદિ કાળથી બ્રહ્મ સાથે વ્યાપ્યવ્યાપક ભાવથી જોડાયો છે એમ સિદ્ધ થાય છે. બ્રહ્મ વ્યાપક હોવાથી તેને છોડી જીવાત્મા અલગ તો ન જ રહી શકે એ માનવું સમુચિત છે. સૃષ્ટિ બન્યા પહેલાં, સૃષ્ટિની ચાલુ સ્થિતિમાં અને સૃષ્ટિના પ્રલય વખતે આ ત્રણે સમય દરમ્યાન જીવાત્મા બ્રહ્મનો વ્યાપ્ય છે, એકદેશીય અને બ્રહ્મમાં જ રહે છે. એટલે 'અગ્નિનો મહાન્ ખોટાવરો અને તેના તણખાના જેવો' બ્રહ્મનો જીવાત્મા સાથે સંબંધ છે આ દૃષ્ટાન્તમાં બ્રહ્મ અને જીવાત્માનો સનાતન ભેદ પણ બતાવવામાં આવ્યો છે, એ પણ સમજવું જોઈએ.

વળી વેદાન્તના કેટલાક વાક્યોમાં જીવાત્માનો બ્રહ્મ સાથે અભેદ પણ બતાવવામાં આવ્યો છે; પણ તે ગૌણ વૃત્તિથી કહેવામાં આવ્યું છે એમ સમજવું.

આથર્વણિક આચાર્યો દાશ, દાસ અને જુગારી લોકોને પણ બ્રહ્મ કહે છે એટલે બધું જ બ્રહ્મ છે સર્વ વસ્તુ સાથે બ્રહ્મનો અભેદ છે. આ કથન પણ બ્રહ્મની મહત્તા જ સૂચવે છે, વાસ્તવિક

અભેદ નહિ. જો એક જ બ્રહ્મ હોય અને બીજું કશું જ ન હોય તો જે સૃષ્ટિ આપણે જોઈએ છીએ, અનુભવીએ છીએ તે ન હોય. બ્રહ્મ તો અવિકારી, નિરવયવ અને અપરિણામી છે. સૃષ્ટિ બનવા માટે બીજા અર્થોની જરૂર હોવી જોઈએ. અને તે જીવાત્માઓ અને જડ અર્થો જ છે. વેદોમાં આ ત્રણે અર્થનું સુંદર પ્રતિપાદન છે. ભોક્તા, ભોગ્ય અને પ્રેરિતા આ ત્રણેનું સ્પષ્ટ વર્ણન શ્વેતાશ્વતર ઉપનિષદમાં તથા બીજા ઉપનિષદોમાં મળી આવે છે.

જીવાત્મા જો બ્રહ્મનો તૂટેલો ભાગ હોય અને તેને જ અંશ કહેવામાં આવતો હોય તો તે ખોટું છે, કારણ કે તેમ માનવા જતાં બ્રહ્મનું સ્વરૂપ જ રહી શકતું નથી. એટલે કે બ્રહ્મમાં અખંડતા જ રહી શકતી નથી. બીજી પણ આપત્તિઓ આ પ્રમાણે જણાય છેઃ

(૧) એક વસ્તુમાંથી તૂટેલી વસ્તુ જો અંશ હોય તો, તેમાં સંપૂર્ણ સાજાત્ય હોય છે. લાકડાનો કટકો સંપૂર્ણ લાકડું જ છે. સોનાનો કટકો સંપૂર્ણ સોનું જ છે અને કાપડનો કટકો સંપૂર્ણ કાપડ જ છે, તેમ બ્રહ્મનો ટુકડો (અંશ) સંપૂર્ણ બ્રહ્મ જ હોવો જોઈએ. બ્રહ્મમાં દુઃખ નથી, રાગ નથી, દ્વેષ નથી; જ્યારે આ બધા જીવાત્મામાં છે. આ વિરૂપતા ક્યાંથી આવી?

(૨) વેદમાં અને ઉપનિષદોમાં જીવાત્માને પણ અનાદિ અને સનાતન માનવામાં આવ્યો છે તો તે બ્રહ્મમાંથી તૂટેલો ભાગ=અંશ છે એમ કેમ કહેવાય?

આવાં બીજાં અનેક કારણો છે કે જે જીવાત્માને બ્રહ્મના તૂટેલા ભાગ તરીકે અંશ માનવા ના કહે છે, પણ બ્રહ્મ કરતાં એ નાનો છે અને બ્રહ્મમાં ચૈતન્ય છે તેમ જીવાત્મામાં પણ ચૈતન્ય છે આવા સાદશ્યને લીધે જીવાત્માના અંશ જેવો, અંશસદશ છે એમ માનવામાં વાંધો નથી. અથવા જીવાત્મા બ્રહ્મનો વ્યાપ્ય

છે તેથી જીવાત્મા બ્રહ્મનો અંશ છે એમ પણ માનવામાં દોષ નથી. જડ પદાર્થ પણ બ્રહ્મનો વ્યાપ્ય હોવાથી તે પણ બ્રહ્મના અંશો મનાય છે. આવો અંશ હોવાનું વેદમાં મળી આવે છે, જે આગળના સૂત્રમાં સૂચિત થાય છે. જીવાત્મા અને જડ પદાર્થ બ્રહ્મના એકદેશી છે, વ્યાપ્ય છે અને અંશ છે; આ બધામાં કશો જ અર્થભેદ નથી. અણુભાષ્યમાં અંશનો જે અર્થ કરવામાં આવ્યો છે અને તે બ્રહ્મનો ભાગ છે એમ જે કહેવામાં આવ્યુ છે તે બરાબર નથી. અણુભાષ્યમાં બ્રહ્મને સાવયવ અને નિરવયવ પણ માન્યા છે તેમાં સ્પષ્ટ વિરોધ છે. એક અખંડ વસ્તુ બે સ્વભાવે કદીપણુ હોઈ શકે નહિ. અગ્નિ ઉષ્ણ છે અને ઠંડો પણ છે, આવું કથન વેદમાં પણ ક્યાંય નથી અને અનુભવ પણ એમ જ જણાવે છે કે વસ્તુ એક સ્વભાવે જ હોય છે. આ કારણથી ચૈતન્યરૂપ બ્રહ્મનુ સાદશ્ય ધરાવનાર બ્રહ્મનો એકદેશી અને વ્યાપ્ય રૂપ અર્થ જીવાત્મા બ્રહ્મનો સનાતન અંશ છે. ॥ ૪૩ ॥

मन्त्रवर्णाच्च ॥ ४४ ॥

પદાર્થઃ– (च) અને (मन्त्रवर्णात्) મંત્રનુ કથન હોવાથી.

ભાવાર્થઃ– વેદમાં મંત્ર છે કે જેથી સ્પષ્ટ થાય છે કે જીવાત્મા તથા જડ પદાર્થો બ્રહ્મના કાલ્પનિક ભાગ છે જેમકેઃ– तावानस्य महिमा ततो ज्यायाश्च पूरुषः । पादोऽस्य सर्वा भूतानि-त्रिपादस्यामृतं दिवि (છાં. ૩–૧૨–૬) સર્વ ભૂત અર્થાત્ પ્રાણીઓ બ્રહ્મનો એક પાદ છે અને ત્રણ પાદ બાકી છે, અને તે દ્યુલોકમાં છે. તે અમૃત છે. અંશ, પાદ અને ભાગ આ ત્રણ શબ્દો સમાન અર્થવાળા હોવાથી સર્વ પ્રાણીઓ–જીવાત્માઓ બ્રહ્મના એકદેશી છે. યજુર્વેદના પુરુષ-સૂક્તમાં પણ આ પ્રમાણે મંત્ર છે તેથી બ્રહ્મના એકદેશી જીવો છે અને તેથી તેઓ અંશ કહેવાય છે. આ ઠેકાણે 'ભૂત' શબ્દનો અર્થ પ્રાણી કર્યો છે તેમાં પણ 'मा हिंस्यात् सर्वाणि भूतानि' એ વાક્ય

પ્રમાણુ સ્વરૂપે છે, કારણ કે અહીં ભૂતનો અર્થ પ્રાણી સિવાય બીજો થઈ શકતો નથી. ॥ ૪૪ ॥

સ્મૃતિઓમાં પણ જીવાત્મા વ્યાપ્યરૂપ અંશ સનાતન છે એમ કહેવામાં આવ્યુ છેઃ

अपि च स्मर्यते ॥ ४५ ॥

પદાર્થઃ– (च) અને (अपि) સ્મૃતિઓમાં પણ (स्मर्यते) સનાતન અંશ તરીકે યાદ કરવામાં આવ્યો છે.

ભાવાર્થઃ– ગીતા આદિ સ્મૃતિઓમાં પણ જીવાત્મા વ્યાપ્ય-સ્વરૂપ અંશ છે એમ કહેવામાં આવ્યું છે. જેમકેઃ– ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ॥ ૧૫–૭. સંસારમાં પરમાત્માનો જીવરૂપ સનાતન અંશ છે એમ કહેવામાં આવ્યુ છે. જો વાસ્તવિક અંશ હોત તો અહીં 'સનાતન' શબ્દ મૂકત નહિ. કારણ કે અમુક વસ્તુમાંથી તૂટેલો ભાગ=અંશ સનાતન હોઈ શકે નહિ. પહેલો અંશી અને પછી બનેલો અંશ હોય છે. વેદમાં પણ જીવાત્માને સનાતન અને ઈશ્વરથી ભિન્ન માનવામાં આવ્યો છે. 'तयोरन्यः पिप्पलं स्वाद्वत्ति' અન્ય અર્થાત્ બીજો જીવ કર્મનું ફળ સનાતન કાળથી ભોગવે છે. અહીં જીવાત્માને ઈશ્વરમાંથી તૂટેલા અંશ તરીકે બતાવવામાં આવ્યો નથી. શ્રુતિ અને સ્મૃતિમાં જીવને પરમાત્માનો વ્યાપ્ય જ માનવામાં આવ્યો છે અને તે સનાતન એટલે અનાદિ અને અનંત પણ છે જ. જો જીવ ઇશ્વરમાંથી તૂટેલો ભાગરૂપ અંશ હોત તો એવું વર્ણન ન જ હોત. આ ઉપરથી સ્પષ્ટ સમજી શકાય છે કે જીવાત્મા પરમાત્માનો વ્યાપ્યરૂપ સનાતન અંશ છે. એટલે સાચો અંશ નહિ પણ અંશસદૃશ છે એ જ શ્રુતિ અને સ્મૃતિનો ભાવ છે. ॥ ૪૫ ॥

प्रकाशादिवन्नैवं परः ॥ ४६ ॥

પદાર્થઃ– (एवम्) આ પ્રમાણે વ્યવસ્થા હોવાથી (प्रकाशादिवत्)

પ્રકાશ આદિ પેઠે (ન) નથી (પરઃ) પરમેશ્વર.

ભાવાર્થઃ- આમ વ્યાપ્યરૂપ અંશ હોવાથી પ્રકાશ અને સૂર્ય પેઠે પણ ઈશ્વર અને જીવનો અંશાશિભાવ નથી. પ્રકાશ સૂર્યમાંથી આવતો હોવાથી પ્રકાશ જેમ અંધકારનો નાશ કરે છે, તેમ સૂર્ય પણ અંધકારનો નાશ કરે છે. અંશનો ધર્મ અંશીમાં હોવો જ જોઈએ. જીવાત્મા જો ઇશ્વરનો ખરો અંશ હોય તો જીવના દુઃખ અને રાગાદિ ગુણદોષો અંશીરૂપ પરમાત્મામાં હોવા જોઈએ. સોનાના મોટા ટુકડામાંથી તૂટેલો ટુકડો પીળો છે તેથી સોનાનો મોટો ટુકડો પણ પીળો જ છે. સાચો અંશ અંશીના જેવો જ હોય છે. પ્રકૃતમાં જીવ જેવો પરમાત્મા સુખી, દુઃખી, રાગી, લોભી અને અજ્ઞાની નથી, માટે જીવનો અંશી પરમાત્મા નથી અને પરમાત્માનો સાચો અંશ જીવ પણ નથી. વ્યાપ્યરૂપ સનાતન અંશ માનવામાં તો કશો દોષ નથી. વળી જીવાત્મા જો પરમાત્માનો સાચો અંશ હોય તો તેને અંશીમાં મળી જવા માટે કશો પ્રયત્ન પણ ન જ કરવો પડે. અંશી જો આનંદરૂપ છે તો તેનો અંશ પણ આનંદરૂપ હોવો જ જોઈએ. સોનાની પીળાશ તેના (સોનાના) ટુકડામાં આવે જ છે. જીવાત્મામાં તો પરમાત્માની જ્ઞાનસ્વરૂપતા અને આનંદસ્વરૂપતા નથી પણ દુઃખ અને ક્લેશોની પરંપરા છે માટે જીવાત્મા પરમાત્માનો ખરો અંશ નથી પણ જીવાત્મા પરમાત્મા કરતાં નાનો હોવાથી સનાતન અંશ કહેવાય છે અને તેથી લોકો કહે છે કે જીવાત્મા પરમાત્માનો અંશ છે. ||૪૬||

स्मरन्ति च ॥ ४७ ॥

પદાર્થઃ- (च) અને (स्मरन्ति) વ્યાસ આદિ મહામુનિઓ જીવાત્માના ધર્મો પરમાત્મામાં નથી એવી યાદી કરે છે.

ભાવાર્થઃ- સ્મૃતિકાર વ્યાસ આદિ મુનિઓ પણ કહે છે કે જીવના દુઃખ, રાગ, અલ્પજ્ઞત્વ, અને વ્યાપ્યત્વ વગેરે ધર્મો

પરમાત્મામાં નથી, તેથી પણ સિદ્ધ થાય છે કે જીવાત્મા પરમાત્માનો સાચો અંશ નથી. જો જીવ પરમાત્માનો સાચો અંશ હોત તો પરમાત્માના ધર્મો અને ગુણો તેમાં ઉતરેલા હોત. અંશીના ધર્મો અંશમાં હોય છે, એ આગળ સોનાનું દૃષ્ટાન્ત આપી સમજાવ્યું છે કે, સોનાના મોટા ટુકડામાંથી તૂટેલા નાના ટુકડારૂપ અંશમાં સુવર્ણના બધા ધર્મો છે જ. વ્યાસ મુનિનાં મહાભારતમાં વચન આ પ્રમાણે છેઃ

तत्र यः परमात्मा हि स नित्यो निर्गुणः स्मृतः ॥
न लिप्यते फलैश्चापि पद्मपत्रमिवाम्भसा ॥ १ ॥
कर्मात्मा त्वपरो योऽसौ मोक्षबन्धैः स युज्यते ॥
स सप्तदशकेनाऽपि राशिना युज्यते पुनः ॥ २ ॥

અર્થઃ– પરમાત્મા સુખ-દુઃખરૂપ કર્મનાં ફળથી લિપ્ત થતા નથી, જ્યારે જીવાત્મા એ ફળથી લિપ્ત થાય છે. જીવાત્મા રાગ-દ્વેષથી પ્રેરાઈ કર્મ કરે છે અને સંસારના બંધનમાં પડે છે. જ્યારે પરમાત્મા એવાં કર્મ કરતો નથી અને સંસારના બંધનમાં પણ આવતો નથી. જો જીવાત્મા અને પરમાત્મા અંશાંશી હોત તો આમ ન હોત. શુદ્ધ અંશીનો અંશ પણ શુદ્ધ જ હોય. આથી જીવાત્મા પરમાત્માનો સાચો અંશ નથી પણ અંશ જેવો અંશ છે. ઈશ્વર મહાન્ છે અને જીવ અલ્પ છે; આમ અલ્પ હોવો એ જ અંશ છે. આ જ યુક્તિ-યુક્ત વૈદિક સિદ્ધાંત અંશાંશિ-ભાવમાં છે. ઉપનિષદરૂપ વેદાંતમાં પણ આવાં વાક્યો છે. જેમકેઃ–

तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन् अन्योऽभिचाकशीति ॥ श्वेता. ४–६. તે બેમાંથી જીવાત્મા કર્મફળ ભોગવે છે અને પરમાત્મા કર્મફળ ભોગવતો નથી પણ સૌનો સાક્ષી છે.

एकस्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते लोकदुःखेन बाह्यः ॥ कठो. ५–११

પરમાત્મા એક છે. સર્વનો અન્તરાત્મા છે અને લોકનાં દુઃખોથી તે લિપ્ત થતો નથી એ બાહ્ય એટલે કે લોકોત્તર છે. ॥ ૪૭ ॥

જ્યારે અણુરૂપે અને ચેતનસ્વરૂપે બધા જીવાત્માઓ સરખા છે તો પછી કોઈ જીવાત્માને અનુંજ્ઞા હોય છે તો કોઈનો (જીવાત્માનો) પરિહાર હોય છે એનુ કારણ શું ? આનો ઉત્તર આ સૂત્રમાં છે.

अनुज्ञापरिहारौ देहसम्बन्धाज्ज्योतिरादिवत् ॥ ४८ ॥

પદાર્થઃ– ( अनुज्ञापरिहारौ ) કોઈને અમુક કામમાં અનુમતિ આપવી તથા કોઈને અમુક કામ કરવામાં ના પાડવી. (देहसम्बन्धात्) શરીરના સંબંધને લીધે હોય છે. (ज्योतिरादिवत्) અગ્નિ અને પ્રકાશ આદિ પેઠે.

ભાવાર્થઃ– જીવાત્માઓ તો બધા અણુપરિમાણના રૂપમાં અને ચેતનસ્વરૂપમાં સરખા જ છે, છતાં અમુક જીવાત્મા અમુક કાર્ય કરવામાં સંમતિ પામે છે અને અમુક પરિહાર=ત્યાગને પામે છે, એ તો શરીરના સંબંધને લીધે છે. જીવાત્મા સારાં અગર નરસાં કર્મને લીધે અનુમતિ અને પરિહારને પામે છે. જેમકેઃ પવિત્ર, વિદ્વાન અને સુશીલ બ્રાહ્મણ હોય તો તેને યજ્ઞ કરવાનો અધિકાર મળે છે બીજાને નહિ. જે શરીરી હોય અને વિશિષ્ટ યોગ્યતા ધરાવતો હોય તો તે વિશિષ્ટ કામમાં અનુજ્ઞા પામે છે. મૂર્ખ, દુરાચારી અને વિશ્વાસઘાતક હોય તો તે પરિહાર પામે છે. આવું દુષ્ટ આચરણ જીવાત્માને શરીર ન હોય તો ન બને, માટે શરીરને લીધે જ સત્કર્મ અને દુષ્કર્મ થાય છે અને તેને લીધે જ અનુજ્ઞા અને પરિહાર પણ હોય છે. આમાં દૃષ્ટાંત અગ્નિનું આપવામાં આવ્યું છે. અગ્નિ પવિત્ર છે, છતાં સંબંધ વિશેષને લીધે અગ્નિ પણ પરિહાર પામે છે. યજ્ઞમાં જો અગ્નિ જોઈતો હોય તો પવિત્ર બ્રાહ્મણના ઘેરથી લાવવામાં આવે છે અને દુરાચારી ભંગીના

ઘેરથી લાવવામાં આવતો નથી. આ જ પ્રમાણે પવન શુદ્ધ છે છતાં જો તે મલિન વસ્તુના સંબંધથી દુર્ગંધ લાવતો હોય તો તે ત્યાજ્ય ગણાય છે.

શાસ્ત્રના વિધિ અને નિષેધો પણ જીવાત્માઓને માનવીય શરીરને લીધે હોય છે. શરીરરહિત જીવાત્માઓને અથવા પશુ આદિના શરીરને પામેલા જીવાત્માઓને વેદશાસ્ત્રના વિધિનિષેધો લાગુ પડતા નથી. આ પ્રમાણે બધા જીવાત્મા અલ્પપરિમાણવાળા ઈશ્વરવ્યાપ્યરૂપ અંશ રૂપે સરખા હોવા છતાં કર્મવિશેષને લીધે મળતાં સારા-નરસા શરીરવિશેષના સંબંધોને લીધે અનુજ્ઞા અને પરિહાર જીવાત્માઓને હોય છે.

પ્રકાશ જેમ પ્રકાશ્ય વસ્તુ વિના નિરર્થક થઈ જાય છે તેમ વેદના વિધિનિષેધો પણ જીવાત્માઓને શરીર ન હોય તો નકામા થઈ પડે છે. ઈશ્વરવ્યાપ્યત્વરૂપ અંશત્વ ધર્મ જીવાત્માઓમાં સમાન હોય તેથી તે બધા સત્કર્મ કરવામાં યોગ્યતા ધરાવે છે એવું કશુંજ નહિ. યોગ્યતાને માટે બીજાં પણ કારણો હોવાં જરૂરી છે. શુદ્ધ બ્રહ્મ અંશિ છે માટે તેનો અંશ પણ પવિત્ર અને શુદ્ધ થવામાં તેને કર્મ અને શરીરની જરૂર નથી; આવી જે લોકોની માન્યતા છે તે ખોટી છે એવું આ સૂત્રનું તાત્પર્ય છે. ॥૪૬॥

ભેદને લીધે સુખદુઃખની વ્યવસ્થા થઈ શકે છે, તે બતાવે છેઃ

असन्ततेश्चाव्यतिकरः ॥ ४९ ॥

પદાર્થઃ- (च) અને (असन्ततेः) અવ્યાપક હોવાને લીધે (अव्यतिकरः) સર્વ શરીરો સાથે સંબંધ થતો નથી.

ભાવાર્થ- જીવાત્માઓ અસંખ્ય છે અને તે બધા અણુપરિમાણવાળા છે, તેથી એક જીવાત્માનું સુખ સર્વ જીવાત્માઓ ભોગવી શકતા નથી. દુઃખ પણ ભોગવી શકતા નથી. આ કારણથી સુખ-દુઃખની વ્યવસ્થા થઈ શકે છે. અમુક જીવ સુખી અને

અમુક જીવ દુઃખી હોવો એ વ્યવસ્થા છે. જો એક જ બ્રહ્મરૂપ આત્મા હોય અને તેનાથી ભિન્ન જીવોનું અસ્તિત્વ ન સ્વીકારવામાં આવે તો આવી વ્યવસ્થા થઈ શકે નહિ. એક જ આત્મા હોવાને કારણે બધા જ સુખી અથવા દુઃખી થવા જોઈએ અને એનું નામ અવ્યવસ્થા છે. આપણો અનુભવ પણ આવો જ છે કે બધા સુખી નથી તેમ બધા દુઃખી પણ નથી. જીવાત્માઓમાં પરસ્પર ભેદ હોવો અને તે બધા અલ્પપરિમાણવાળા હોવાથી જ વ્યવસ્થા થઈ શકે છે. ॥ ૪૯ ॥

એક જ આત્મા માની પછી ઉપાધિદ્વારા વ્યવસ્થા કરવી એ ખોટું છે. તે આ સૂત્રમાં બતાવે છેઃ

आभास एव च ॥ ५० ॥

પદાર્થઃ- (आभास एव च) એક જ આત્મા સંસારમાં છે અને વ્યવસ્થાને માટે જે હેતુ આપવો તે હેત્વાભાસ જ થાય છે.

ભાવાર્થઃ- જેટલાં શરીરો છે તેટલા જીવાત્માઓ પરસ્પર ભિન્ન છે, એમ માનવામાં વ્યવસ્થા થઈ શકે છે; પણ એક જ બ્રહ્મ છે. બ્રહ્મથી ભિન્ન કોઈ જીવાત્મા નથી એમ માનવામાં અવ્યવસ્થા સ્પષ્ટ છે. માયાને લીધે બ્રહ્મ પોતાને ભૂલી જઈ જીવ બને છે અથવા એક જ બ્રહ્મને જુદી જુદી ઉપાધિ વળગે છે. એ ઉપાધિમાં સપડાયેલા ચેતનના અંશો જ જીવાત્માઓ છે, આમ માની વ્યવસ્થા કરવા માટે જે હેતુઓ આપવામાં આવે છે તે બધા જ હેત્વાભાસ એટલે કે ખોટા હેતુ થઇ જાય છે. શ્રુતિ અને સ્મૃતિઓમાં આત્માઓમાં પરસ્પર ભેદ બતાવ્યો છે; એ અનેકવાર આગળ કહેવાઈ ગયું છે. ઉપનિષદોમાં પણ ભેદદર્શક પુષ્કળ વાક્યો છે. માટે ભેદવાદમાં જ સુખદુઃખની તથા જ્ઞાની અને અજ્ઞાનીની વ્યવસ્થા થઈ શકે છે. ઉપાધિ જડ હોવાથી એને સુખ-દુઃખનો અનુભવ ન હોય. ચેતનસ્વરૂપ આત્માને જ એ અનુભવ

હોય અને પૂર્વપક્ષવાદીના મતમાં એક જ આત્મા હોવાથી સર્વ સુખી અથવા સર્વ દુ:ખી બની જ જાય. આ કારણથી અણુવાદ અને ભેદવાદ જ ઉત્તમ છે.

સ્વામી શ્રી શંકરાચાર્યજીએ આ સૂત્રનો અર્થ બ્રહ્મનું પ્રતિબિમ્બ જીવ છે એમ કહ્યું છે, આભાસ એટલે પ્રતિબિંબ. માયા અને માયાનાં કાર્યોમાં બ્રહ્મનાં પ્રતિબિંબો પડે છે તે બધા જીવો છે. બધાં જ પ્રતિબિંબો ચચળ હોતાં નથી, તેમ બધાં જ પ્રતિબિંબો સ્થિર હોતાં નથી. પ્રતિબિંબ જેમાં પડ્યું હોય તેની ચંચળતા અને સ્થિરતા ઉપર પ્રતિબિંબની ચંચળતા અને સ્થિરતાનો આધાર હોય છે. આમ એક જ બ્રહ્મના અનેક પ્રતિબિંબરૂપ જીવાત્માઓને માની સંસારની વ્યવસ્થા કરવા શ્રી શંકરાચાર્યજી પ્રયત્ન કરતા જણાય છે.

પણ આ પ્રતિબિંબવાદ બરાબર નથી. કારણ કે બ્રહ્મ જ્યારે સર્વાન્તર્યામી છે, વ્યાપક છે અને અરૂપ છે, તો તેનું પ્રતિબિંબ પડે જ શી રીતે? બિંબ અને પ્રતિબિંબનો આધાર અમુક દૂરતા માગી લે છે તે પણ વ્યાપક બ્રહ્મમાં ન બની શકે. આ કારણથી જીવ બ્રહ્મનું પ્રતિબિંબ નથી પણ સનાતન એક ચેતન વસ્તુ છે એમ માનવું જોઇએ. પ્રતિબિંબ બધાં જડ હોય છે, એનામાં જ્ઞાન હોતું નથી; જ્યારે જીવાત્મામાં તો જ્ઞાનાદિ ગુણો છે. આનો ઉત્તર પણ પ્રતિબિંબવાદી આપી શકતા નથી. ॥ ૫૦ ॥

अदृष्टानियमात् ॥ ૫૧ ॥

પદાર્થ:- (अदृष्टानियमात्) અદૃષ્ટ માનવાથી પણ વ્યવસ્થા થઈ શકતી ન હોવાથી.

ભાવાર્થ – એક જ બ્રહ્મ છે બીજું કશું જ નથી, એમ માની અને પછી અદૃષ્ટ માનવું અને એને લીધે વ્યવસ્થા થઈ શકશે એ માન્યતા પણ ખોટી છે, કારણ કે અદૃષ્ટ બ્રહ્માશ્રિત ન હોઈ શકે.

શું અદૃષ્ટ બ્રહ્મનો વિભાગ કરી શકશે? નહીં જ. અદૃષ્ટ અખંડ બ્રહ્મના ભાગ પાડી શકે નહિ અને જીવાત્માઓ બની શકે નહિ. માટે એક બ્રહ્મ વ્યાપક છે અને જીવાત્માઓ અણુરૂપે અસંખ્ય અનાદિ કાળથી છે. બ્રહ્મ અંશી એટલા માટે છે કે તે વ્યાપક છે અને જીવાત્માઓ અંશ એટલા માટે છે કે તે અવ્યાપક છે, બ્રહ્મના એકદેશી છે. ॥ ૫૧ ॥

अभिसन्ध्यादिष्वपि चैवम् ॥५२॥

પદાર્થઃ– (च) અને (अभिसन्ध्यादिषु) સંકલ્પ, શ્રદ્ધા, નિશ્ચય વગેરેમાં (अपि) પણ (एवम्) એ પ્રમાણે જ અવ્યવસ્થા બની રહે છે.

ભાવાર્થઃ– એક, અદ્વિતીય, વિભુ બ્રહ્મમાં અનેક ઉપાધિઓ માનવી અને તે તે ઉપાધિથી અવચ્છિન્ન થયેલો બ્રહ્મભાગ જીવ છે એમ માનવું અને પછી એ જીવ એવો સંકલ્પ કરે કે, હું આ કર્મ કરીશ, એનું અદૃષ્ટ મારામાં ઉત્પન્ન થાય અને તેનાથી મને જ સુખ ઉત્પન્ન થાય. આવી અભિસંધિ અર્થાત્ સંકલ્પ કરવાથી પણ વ્યવસ્થા થઈ શકે નહિ. કારણ કે, ઉપાધિ ભલે અણુ હોય પણ ઉપધેય બ્રહ્મ તો વિભુ અને એક જ છે, સંકલ્પ પણ ચેતનમાં જ હોઈ શકે તેથી તે બ્રહ્મમાં થઈ શકશે અને તે એક જ હોવાથી નિખિલ બ્રહ્મનો એ સંકલ્પ વ્યવસ્થા કરી શકશે નહિ. ઉપાધિથી અવચ્છિન્ન થયેલા બ્રહ્મભાગમાં ઉત્પન્ન થયેલું સુખ અખિલ બ્રહ્મને લાગુ પડે. જેમ પગમાં દુઃખ થયું હોય તો પણ શરીરમાં રહેલા સંપૂર્ણ આત્માને જ દુઃખ થાય છે તેમ. આ કારણથી એક જ બ્રહ્મરૂપ વિભુ આત્મા માનવાથી અથવા અનેક વિભુ આત્માઓ માનવાથી સુખઃદુખ આદિની વ્યવસ્થા ન જ થઈ શકે. માટે જીવાત્માઓ અણુ અને આપસ-આપસમાં ભેદ રાખનારા છે એમ સ્વીકારવું જ જોઈએ. ॥ ૫૨ ॥

એક ઉપાધિનો એક જ પ્રદેશ નહિ, પણ અનેક પ્રદેશો હોઇ શકે છે. એ આ સૂત્રમાં બતાવે છેઃ

प्रदेशादिति चेन्नान्तर्भावात् ॥ ५३ ॥

પદાર્થઃ– (प्रदेशात्) પ્રદેશને લીધે વ્યવસ્થા થવી શક્ય છે (इति चेत्) જો એમ માનવામાં આવે તો (न) ઠીક નથી. (अन्तर्भावात्) અન્ય પ્રદેશોનો પણ એ જ ઉપાધિમાં અન્તર્ભાવ થતો હોવાથી.

ભાવાર્થઃ– બ્રહ્મ વ્યાપક છે, અખંડ છે, અમૂર્ત છે અને નિષ્ક્રિય છે, જ્યારે શરીર આદિ ઉપાધિ વ્યાપ્ય, સખંડ અને સાક્રય છે તેથી શરીરરૂપ ઉપાધિ જ્યારે એક બ્રહ્મપ્રદેશને છોડી બીજા બ્રહ્મ પ્રદેશમાં જશે ત્યારે તે પ્રદેશનાં સુખ-દુઃખો પણ નવીન ઉપાધિ તરીકે આવેલા શરીર દ્વારા બ્રહ્મને લાગુ પડશે. અર્થાત્ સર્વ ઉપાધિઓમાં સર્વ પ્રદેશોનો અન્તર્ભાવ થઈ શકે છે, તો પછી, સુખ-દુઃખની અર્થાત્ અમુક જ સુખી અને અમુક જ દુઃખી એવી વ્યવસ્થા કેવી રીતે થઇ શકે? માટે જો અનુભવમાં આવતી વ્યવસ્થાને સત્યનું સ્થાન આપવું હોય તો જીવાત્માઓનો આપસ-આપસમાં પરિમાણને લગતો સાચો ભેદ સ્વીકારવો જ જોઈએ. શ્રુતિ અને સ્મૃતિઓમાં પણ પરિમાણને લગતો સાચો ભેદ સ્વીકાર્યો છે. આ પ્રમાણે જીવાત્માઓ અસંખ્ય છે, આપસ-આપસમાં પરિમાણની દૃષ્ટિએ ભેદ છે, તે બધામાં કર્તૃત્વ છે અને ભોક્તૃત્વ પણ છે. બ્રહ્મરૂપ મહાન્ આત્મા સર્વમાં વ્યાપક છે, અંદર અને બહાર પણ છે, સદૈવ એકરૂપ છે. જીવાત્માના કર્મની અપેક્ષા રાખી પરમાત્મા તેમને ઉચ્ચગતિમાં અને હલકી ગતિમાં મૂકે છે, એ આ ત્રીજા પાદનું પ્રતિપાદનીય મંતવ્ય છે. ॥ ૫૩ ॥

इति वेदान्तदर्शने गुर्जरभाषाभाष्ययुते द्वितीयाध्याये तृतीयः पादः ॥

❀ ❀ ❀

## अथ द्वितीयाध्याये चतुर्थः पादः ॥

કાર્યસ્વરૂપ મહાભૂતોની ઉત્પત્તિ ત્રીજા પાદમાં બતાવવામાં આવી છે. જીવાત્મા ઉત્પન્ન નથી થતો એ પણ ત્રીજા પાદમાં બતાવવામાં આવ્યુ છે. જીવાત્મામાં કર્તૃત્વ છે અને એ પોતે ગૌણસ્વરૂપે બ્રહ્મનો અંશ છે એ પણ સારી રીતે સમજાવવામાં આવ્યું છે. હવે ઈંદ્રિયોની ઉત્પત્તિનો વિચાર કરે છે. તેને લગતું આ પ્રથમ સૂત્ર છેઃ

तथा प्राणाः ॥ १ ॥

પદાર્થઃ- (प्राणाः) ઈંદ્રિયો (तथा) તેજ પ્રમાણે ઉત્પન્ન થયેલી છે. એટલે કે ઇંદ્રિયોની ઉત્પત્તિ થઈ છે.

ભાવાર્થઃ- 'तदैक्षत बहु स्या प्रजायेयेति तत्तेजोऽसृजत' પરબ્રહ્મ પરમાત્માએ સંકલ્પ કર્યો કે, હું પ્રજાઓને અર્થાત્ પદાર્થોને ઉત્પન્ન કરું, એમ વિચાર કરી તેમણે તેજને ઉત્પન્ન કર્યું, પછી પાણીને ઉત્પન્ન કર્યું અને પછી અન્ન અર્થાત્ પૃથ્વીને ઉત્પન્ન કરી. જુઓ છાંદોગ્ય ઉપ. ૬-૨-૩. આમાં ઇંદ્રિયોની ઉત્પત્તિ જણાવી નથી.

तस्माद्वा एतस्मादात्मन आकाशः सभूतः । आकाशाद् वायुः वायोरग्निः । अग्नेरापः । अद्भ्यः पृथिवी । पृथिव्या ओषधयः ओषधिभ्योऽन्नम् । अन्नात्पुरुषः । तैत्ति. उप. આ વાક્યમાં પણ ઇંદ્રિયોની ઉત્પત્તિ જણાવી નથી. આથી સહેજે શંકા થઇ શકે કે, 'ઇંદ્રિયોની ઉત્પત્તિ થઈ નથી, તે અનાદિ છે'

આવી શંકાના સમાધાનમાં આ સૂત્ર છે કે, જેમ આકાશ, વાયુ, અગ્નિ વગેરેની ઉત્પત્તિ થઇ છે તેમ ઇંદ્રિયોની પણ ઉત્પત્તિ થઈ છે. આ સૂત્રમાં પ્રાણ શબ્દનો અર્થ ઇંદ્રિયો કરવામાં આવ્યો છે.

तथाक्षराद् विविधाः सौम्य भावाः प्रजायन्ते तत्र चैवापियन्ति ॥ २—१ ॥ મુંડ. ઉપ. સુદીપ્ત થયેલા અગ્નિમાંથી જેમ હજારો તણખા ઉત્પન્ન થાય છે તેમ અક્ષર બ્રહ્મમાંથી વિવિધ અર્થો ઉત્પન્ન થાય છે. આ વાક્યમાં સર્વ અર્થોની ઉત્પત્તિ બતાવી છે છતાં જીવાત્માની ઉત્પત્તિને ગૌણ માની છે અને બીજા અર્થોની ઉત્પત્તિને મુખ્ય માની છે. તો જીવાત્માની ઉત્પત્તિ જેમ ઇંદ્રિયોની ઉત્પત્તિને પણ ગૌણ શા માટે ન માનવી ? આનો ઉત્તર એ છે કે, एतस्मात् जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च । મુ. ઉપ. ૨–૩. અહીં ઇંદ્રિયોની ઉત્પત્તિ સ્પષ્ટ કહી છે, માટે ઇંદ્રિયોની ઉત્પત્તિ મુખ્ય જ છે. ઇંદ્રિયો નો પાંચ મહાભૂતોમાંથી ઉત્પન્ન થાય છે અને પરબ્રહ્મ પરમાત્મા એને ઉત્પન્ન કરે છે. પ્રલયાવસ્થામાં સર્વ કાર્યો કારણરૂપમાં વિલીન થઈ બ્રહ્મમાં રહે છે, જીવાત્મા પણ બ્રહ્મમાં જ રહે છે પણ જીવાત્મા કારણમાં લીન થતો નથી. જીવાત્માની ઉત્પત્તિ ક્યાંય પણ બતાવવામાં આવી નથી ઊલટું જીવાત્માને નિત્ય બતાવતાં ઘણાં વેદાંત-વાક્યો છે માટે જીવાત્માની ઉત્પત્તિ ગૌણ છે પણ ઇંદ્રિયોની ઉત્પત્તિને ગૌણ માનવાનું કોઈ પણ કારણ જણાતું નથી. આ કારણથી ઇંદ્રિયોની ઉત્પત્તિ ગૌણ હોવી સંભવિત નથી.

શ્રી રામાનુજાચાર્ય કહે છે કે, 'प्राणा वाव ऋषयः' પ્રાણો અર્થાત્ ઇંદ્રિયો ઋષિયો છે, એ અર્થ ખોટો છે; પણ પ્રાણ એટલે બ્રહ્મ પોતે ઋષિ છે. વાક્યમાં પ્રાણ અને બ્રહ્મને બહુવચન આપ્યું છે તે ગૌણ છે, કારણ કે પ્રાણસ્વરૂપ બ્રહ્મને બહુવચન સંભવી શકે નહિ. બ્રહ્મ તો એક જ છે. આની સાથે ઉપરના અર્થનો કશો વિરોધ નથી કારણ કે, બંને ભિન્ન વાક્યો છે. રામાનુજાચાર્ય પણ ઇંદ્રિયોની ઉત્પત્તિને મુખ્ય માને છે. ॥ ૨ ॥

આ સૂત્રમાં પણ ઇન્દ્રિયોની ઉત્પત્તિ મુખ્ય છે, એ બીજી રીતે બતાવે છેઃ

तत्प्राक्श्रुतेश्च ॥ ३ ॥

પદાર્થઃ– (च) અને (तत्प्राक्श्रुतेः) પ્રથમ જન્મવાચક પદ છે તેની આગળ પણ અનુવૃત્તિ હોવાથી.

ભાવાર્થઃ– एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च ।
स वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी ॥ મું. ૨–૧–૩.

ઉપનિષદના આ વાક્યમાં પ્રાણ સાથે જે जायते પદ છે તેનો અર્થ 'ઉત્પન્ન થાય છે' એવો થાય છે. પ્રાણની ઉત્પત્તિ મુખ્ય બતાવી છે. તે જ ક્રિયાપદની અનુવૃત્તિ આગળ ચાલે છે અને ઇન્દ્રિયોની સાથે સંબંધ પામે છે, એટલે इन्द्रियाणि जायन्ते અર્થાત્ ઇન્દ્રિયો ઉત્પન્ન થાય છે અને તે ઉત્પત્તિ મુખ્ય જ છે, ગૌણ નહિ; એવો સ્પષ્ટ અર્થ છે પ્રાણ સાથે મુખ્ય અને ઇન્દ્રિયો સાથે અમુખ્ય અર્થાત્ ગૌણ એવો અર્થ કોઈ પણ કારણ વગર ન જ માંની શકાય. આથી ઈંદ્રિયોની ઉત્પત્તિ મુખ્ય છે. ॥ ૩ ॥

આ સૂત્ર પણ જુદી રીતે ઇંદ્રિયોની મુખ્ય ઉત્પત્તિ બતાવે છેઃ

तत्पूर्वकत्वाद् वाचः ॥ ४ ॥

પદાર્થઃ– (तत्पूर्वकत्वाद्) તેજપૂર્વક (वाचः) વાણીની ઉત્પત્તિ કરી હોવાથી.

ભાવાર્થઃ– 'अन्नमयं हि सौम्य मनः, आपोमयः प्राणः, तेजोमयी वाक्' છા. ૬–૫–૪. આ વાક્યમાં વાક્ ઈંદ્રિયને તેજનો વિકાર એટલે તેજમાંથી બનેલી બતાવી છે. એની સાથે મન અને પ્રાણને પણ ઉત્પન્ન થયેલાં બતાવ્યાં છે. હવે વિચારો કે, વાક્, મન અને પ્રાણ એ કરણ છે. મન અંતઃકરણ છે, વાક્ બાહ્ય કરણ છે અર્થાત્ કર્મેન્દ્રિય છે. આ જ પ્રમાણે અંદરનાં અને બહારનાં જેટલાં કારણો છે તે બધાં જ ઉત્પન્ન થાય છે અને તેની ઉત્પત્તિ મુખ્ય જ છે. જો કે, મનને માટે કેટલાક ઋષિઓનો મત જુદો પડે છે, પણ બીજી ઈંદ્રિયો માટે તો બધાનો એક જ મત છે. માટે ઈંદ્રિયો

મુખ્યત્વરૂપે ઉત્પન્ન થયેલી છે-એમ સ્વીકારવું જોઇએ. આ ઠેકાણે આટલું યાદ અપાવવાની જરૂર છે કે વેદમાં મનને 'અપૂર્વ' અને 'અમૃત' કહ્યું છે. અપૂર્વનો અર્થ અનાદિ થાય છે અને 'અમૃત' નો અર્થ અવિનાશી થાય છે. જુઓ-યજુર્વેદ. અ. ૩૪. મં. ૨-૩. ॥ ૪ ॥

હવે, ઈંદ્રિયોની સંખ્યા સંબંધી વિચાર કરે છેઃ

सप्त गतेर्विशेषितत्वाच्च ॥ ५ ॥

પદાર્થઃ- (सप्त) ઈંદ્રિયો સાત છે. (गतेः) સાતની જ ગતિ બતાવવામાં આવી છે (च) અને એ સાત ગતિને (विशेषितत्वात्) વિશેષરૂપે વર્ણવવામાં આવી છે.

ભાવાર્થઃ- ઈન્દ્રિયો સાત છે, કારણ કે સાતની જ ગતિ બતાવવામાં આવી છે. 'तमुत्क्रामन्तं प्राणोऽनूत्क्रामति प्राण मनूत्क्रामन्तं सर्वे प्राणा अनूत्क्रामन्ति । बृ. उ. ४-२-२. શરીરમાંથી જ્યારે આત્મા નીકળે છે ત્યારે તેની પાછળ પ્રાણ જાય છે અને પ્રાણની પાછળ બધી ઇન્દ્રિયો જાય છે.

સાત જ ઇન્દ્રિયોની ગતિને વિશેષરૂપે વર્ણવવામાં પણ આવી છે જેમકે, (૧) न पश्यति, (२) न जिघ्रति, (३) न रसयते, (४) न वदति, (५) न शृणोति, (६) न मनुते, (७) न स्पृशति, न विजानाति। बृ. उप. ४-४-२. ઇન્દ્રિયો બધી જીવાત્મા સાથે ગયા પછી જો જીવાત્મા એકલો શરીરમાં પાછો આવે તો તે ઇન્દ્રિયો વગર જોવું, સૂંઘવું, ચાખવું, બોલવું, સાંભળવું, મનન કરવું, સ્પર્શ કરવો આ બધું કરી શકે નહિ. જેવું ઈત્યાદિથી ગતિને જ વિશેષિત કરી છે. આમ સાત ગતિ હોવાથી સાત જ ઇન્દ્રિયો છે. એટલે પાંચ જ્ઞાનેન્દ્રિયો, મન તથા બુદ્ધિ આ સાત જ ઇન્દ્રિયો છે. એવું ઉપનિષત્કારનું મંતવ્ય જણાય છે. જો કે આઠ, નવ, દશ, અગ્યાર, બાર, તેર અને ચૌદ સુધી ઈન્દ્રિયો માનવાનાં ઉપનિષદના વચનો

જણાય છે. પણ સાત હોવાનાં વચનો વધારે પ્રમાણમાં ઉપલબ્ધ થાય છે. જેમકે: सप्त प्राणाः प्रभवन्ति तस्मात् મુંડક. ઉપ. ૨-૧-૮. પરમાત્માએ સાત પ્રાણોને (ઇન્દ્રિયોને) બનાવ્યા છે વગેરે. ॥ ૫ ॥

સંખ્યા સંબંધી બીજો પક્ષ.

हस्तादयस्तु स्थितेऽतो नैवम् ॥ ६ ॥

પદાર્થ:- (तु) આ શબ્દ સાતની માન્યતાને નિવારે છે. (हस्तादयः) હાથ આદિ કર્મેન્દ્રિયો પણ છે (स्थिते) એવો નિશ્ચય હોવાથી (अतः) આ કારણથી (एवम्) એમ (न) નથી.

ભાવાર્થ:- હાથ આદિ પાંચ કર્મ ઈન્દ્રિયો છે. અને એવો નિર્ણય હોવાથી સાત કરતાં વધારે ઇન્દ્રિયો છે એમ માનવું જોઈએ. हस्तो वै ग्रहः स कर्मणा अति ग्रहेण गृहीतो हस्ताभ्यां कर्म करोति ॥ बृ. उप. ૩-૨-૮. હાથ એ ગ્રહ છે. કારણ કે તે ગ્રહણ કરે છે. આ ઠેકાણે ગ્રહનો અર્થ ઇન્દ્રિય કરવામાં આવ્યો છે. અને ઇન્દ્રિયોના વિષયોને 'અતિગ્રહ' કહ્યા છે. अतिक्रान्ता ग्रहान् इति अतिग्रहाः ઇન્દ્રિયોથી જુદા હોવાથી વિષયો 'અતિગ્રહ' છે. ઇંદ્રિયો વિષય દ્વારા જીવાત્માને બંધનમાં નાખે છે માટે ઇન્દ્રિય ગ્રહ અને તેના વિષયો અતિગ્રહ કહેવાય છે.

અગ્યાર ઇન્દ્રિયો છે એવું પણ ઉપનિષદમાં કહેવામાં આવ્યું છે જેમકે: 'दशेमे पुरुषे प्राणा आत्मैकादशः बृ.। उप. ૩-૯-૪. શરીરમાં આત્માને આધીન દસ ઇંદ્રિયો છે અને આત્મા અર્થાત્ મન અગ્યારમી ઇન્દ્રિય છે. પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને એક મન. આમ અગ્યાર ઇન્દ્રિયો છે એવો ઉપનિષદનો સિદ્ધાંત જણાય છે.

અધિકસંખ્યક લોકોએ પણ અગ્યારની સંખ્યાને જ સ્વીકારી છે. ઇંદ્રિયો સાત છે એ માનવું પૂર્વપક્ષમાં ગણી શકાય છે અને

ઉત્તર પક્ષમાં અર્થાત્ સિદ્ધાંતપક્ષમાં અગ્યાર ઈન્દ્રિયો હોવાનું જણાય છે.

(૧) ચક્ષુ, (૨) કાન (૩) ઘ્રાણ=નાક (૪) રસના (૫) ત્વક્. આ પાંચ જ્ઞાનેન્દ્રિયો.

(૧) હાથ (૨) પગ (૩) વાક (૪) પાયુ (૫) ઉપસ્થ. આ પાંચ કર્મેન્દ્રિયો.

મન ઈન્દ્રિય અગ્યારમી છે. ॥૬॥

હવે ઇન્દ્રિયોના પરિમાણનો વિચાર કરે છેઃ

अणवश्च ॥ ७ ॥

પદાર્થઃ- (च) પરિમાણના સમુચ્ચયને સૂચવે છે. (अणवः) ઇન્દ્રિયો અણુ છે અર્થાત્ મધ્યમ પરિમાણવાળી છે.

ભાવાર્થઃ- પ્રાણો અણુ છે એટલે ઇન્દ્રિયો અણુ છે. અણુનો અર્થ અવયવરહિત અણુ એવો નથી, પણ સૂક્ષ્મ એવો અર્થ થાય છે. જો નિરવયવ સૂક્ષ્મ ઇન્દ્રિયો હોય તો ત્વક્ ઈન્દ્રિય શરીર-વ્યાપ્ત રહી શકે નહિ અને પરિણામે ત્વક્ઇન્દ્રિય દ્વારા સમગ્ર શરીરમા સ્પર્શની ઉપલબ્ધિ પણ ન થઇ શકે, અતિ ઠંડી અને અતિ તાપમાં ઠંડી અને તાપનો સ્પર્શ સમસ્ત શરીરમાં થાય છે. આ સૂચવે છે કે ઈન્દ્રિયો પરમાણુસ્વરૂપ નથી પણ મધ્યમ કદની છે. અતિસ્થૂલ પણ નથી. જો અતિસ્થૂલ હોય તો મરણ પામતા માણસના શરીરમાંથી નીકળતી ઈન્દ્રિયો નજરે પડવી જોઈએ. પણ પાસે રહેલા માણસોની નજરે તે નથી પડતી, માટે ઈન્દ્રિયોને મધ્યમ પરિમાણવાળી માનવી જોઈએ. મધ્યમ પરિમાણવાળી ઈન્દ્રિયો હોવા છતાં તે અતીન્દ્રિય છે. ઉદ્ભૂતસ્પર્શ જેમાં ન હોય તે સૂક્ષ્મ, એવો અર્થ આ ઠેકાણે કરવો યોગ્ય જણાય છે. કારણ કે ઈન્દ્રિયોમાં ઉદ્ભૂત સ્પર્શ નથી.

ઈન્દ્રિયો વિભુ પણ નથી; જો વિભુ હોય તો તેની ઉત્ક્રાંતિ, ગતિ અને આગતિ થઈ શકે નહિ. ઉપનિષદમાં ઈન્દ્રિયોમાં ઉત્ક્રાંતિ આદિ ગતિઓ બતાવવામાં આવી છે. આ કારણથી ઈન્દ્રિયો અણુ અર્થાત્ સૂક્ષ્મ છે.

હવે મુખ્ય પ્રાણ સંબંધી વિચાર કરે છેઃ

શ્રેષ્ઠશ્ચ ॥ ૮ ॥

પદાર્થઃ– (च) અને (श्रेष्ठः) મુખ્ય પ્રાણ પણ ઉત્પન્ન થાય છે.

ભાવાર્થઃ– બીજી ઈન્દ્રિયોની માફક શ્રેષ્ઠ પ્રાણની પણ ઉત્પત્તિ થાય છે. શુક્રનિપાત સાથે જ ગર્ભમાં પ્રાણ ઉત્પન્ન થાય છે તે શરીરના જીવરહિત થયા સુધી રહે છે જેમ કોઈક ઈન્દ્રિય જીવતા શરીરમાંથી નીકળી જાય છે, છતાં શરીર જીવતું રહે છે, પણ પ્રાણ નીકળી ગયા પછી શરીર જીવતું રહેતું નથી માટે પ્રાણને શ્રેષ્ઠ કહ્યો છે. એટલે કે બીજી ઈન્દ્રિયો કરતાં પ્રાણ શ્રેષ્ઠ છે. શ્રેષ્ઠ પ્રાણ કહો કે મુખ્ય પ્રાણ કહો બંનેનો એક જ અર્થ છે.

જેમ ઈન્દ્રિયોને પરમાત્માએ ઉત્પન્ન કરી છે તેમ પ્રાણને પણ પરમાત્માએ જ ઉત્પન્ન કર્યો છે. एतस्माज्जायते प्राणः मन सर्वेन्द्रियाणि च ॥ મું. ૨–૧–૩. પરમાત્માથી મુખ્ય પ્રાણ, મન અને બધી ઈન્દ્રિયો ઉત્પન્ન થાય છે આ પ્રમાણથી સ્પષ્ટ સમજાય છે કે મુખ્ય પ્રાણ પણ ઉત્પન્ન થાય છે.

આમ છતાં ઋગ્વેદમાં એક મંત્ર આવે છે જેથી કેટલાક વિદ્વાનો માને છે કે મુખ્ય પ્રાણ ઉત્પન્ન થતો નથી પણ એ નિત્ય છે, આ રહ્યો તે મંત્રઃ

न मृत्युरासीदमृत न तर्हि न रात्र्या अह्न आसीत् प्रकेतः ।

आनीदवात स्वधया तदेक तस्माद्धान्यन्न परः किं च नास ॥ ऋग्वेदः ૮–૭–૧૧. આ મંત્ર પ્રલય કાળનું વર્ણન કરે છે. આ મંત્રમાં

'आनीत्' ક્રિયાપદ છે જે સૂચવે છે કે પ્રલય વખતે પણ પ્રાણ=મુખ્ય પ્રાણ હતો.

મંત્રનો અર્થ આ પ્રમાણે થાય છે:- પ્રલય કાળમાં મૃત્યુ ન હતું, અમૃત પણ ન હતું, રાત્રિ અને દિવસના ચિહ્નરૂપ ચંદ્ર અને સૂર્ય પણ ન હતા, એક જ હતું કે જે જીવતું હતું, વાયુ પણ ન હોતો, તેના સિવાય બીજું કશું ન હતું. આમાં 'જીવતું' હતું એવું आनीत् ક્રિયાપદથી જણાય છે.' આથી મુખ્ય પ્રાણ મહાપ્રલયમાં પણ હતો. જે મહાપ્રલયમાં હોય તેની ઉત્પત્તિ પણ ન હોય, આ કારણથી મુખ્ય પ્રાણ અનાદિ અને અનન્ત છે એમ કેટલાક વિદ્વાનોએ માની લીધું છે.

પણ જરા વધારે ધ્યાન આપીશું તો આ માન્યતા ખોટી છે એમ જણાયા વગર નહિ રહે. 'अवातम्' આ પદ પણ મંત્રમાં છે; એનો અર્થ એ થાય છે કે, તે વખતે વાયુ પણ ન હતો. હવે જો વાયુ પણ ન હોય તો પ્રાણ થઈ જ કેમ શકે? માટે 'आनीत्' ક્રિયાપદનો અર્થ आसीत् કરવો જોઈએ. આથી અર્થ એ થાય કે, अवातम् आसीत् વાયુ વગરનું એક તત્ત્વ હતું એ તત્ત્વ એટલે જ બ્રહ્મ. સ્વધા એટલે પોતાનામાં ધારણ કરાયેલાં પ્રકૃતિ અને જીવાત્માઓ. ભાવાર્થ એ થયો કે પ્રકૃતિ અને જીવાત્મા સાથે એક બ્રહ્મ જ હતું. આ પ્રમાણે મંત્રનો અર્થ થાય છે. અવસ્થા વિશેષને પામેલો વાયુ જ મુખ્ય પ્રાણ છે. એ જ પ્રાણ શ્રેષ્ઠ પ્રાણ પણ કહેવાય છે અને એની ઉત્પત્તિ ચોક્કસ છે. न वै शक्ष्यामस्त्वदृते जीवितुम् । बृ. उप. ६-१-१३. બધી ઇંદ્રિયોએ કહ્યું કે, હે પ્રાણ, અમે તારા વગર શરીરમાં રહી શકીએ નહિ, જીવી શકીએ નહિ. આ ઉપનિષદના વચનથી પ્રાણની શ્રેષ્ઠતા સાબિત થાય છે. ॥ ૩ ॥

હવે મુખ્ય પ્રાણનું સ્વરૂપ સમજાવે છે:

न वायुक्रिये पृथगुपदेशात् ॥ ९ ॥

પદાર્થ:- મુખ્ય પ્રાણ (न वायुक्रिये) વાયુ નથી તેમ કરણની

ક્રિયા પણ નથી (पृथक्) અલગ (उपदेशात्) ભિન્નરૂપે ઉપદેશ હોવાથી.

ભાવાર્થઃ– મુખ્ય પ્રાણ સાક્ષાત્ વાયુ નથી તેમ કરણોનો વ્યાપાર પણ નથી. કારણ કે વાયુથી પ્રાણનો જુદો ઉપદેશ આપવામાં આવ્યો છે. જેમકેઃ– एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च। खं वायुः ॥ मु. उप. ૨–૧–૩. અહીં પ્રાણ અને વાયુને જુદા જુદા બતાવવામાં આવ્યા છે. મુખ્ય પ્રાણ વાયુની ક્રિયારૂપ નથી તેમ કરણોની સામાન્ય ક્રિયારૂપ પણ નથી. કારણ કે મુખ્ય પ્રાણને વાયુની માફક દ્રવ્ય તરીકે ઉપદેશ્યો છે. 'यः प्राणः स वायुः' છાં. ઉપ. ૧–૨–૭. જુદી અવસ્થાને પામેલો વાયુ જ પ્રાણ છે, આથી સમજી શકાશે કે મુખ્ય પ્રાણ કોઇની પણ ક્રિયા નથી. કરણોની સામાન્યવૃત્તિરૂપ ક્રિયા પણ પ્રાણ નથી. હરેક કરણને પોતપોતાની જુદી જુદી ક્રિયા હોય છે; જેમકેઃ આંખની વૃત્તિ રૂપનું જોવું તે. આ સિવાય સમસ્ત કરણગત સામાન્ય વૃત્તિ કોઇ નથી.

શરીરની અંદર પાંચ વ્યૂહમાં વહેચાઈ રહેલો વાયુ જ પ્રાણ છે. શરીર બહાર જે વાયુ જગતમાં વહી રહ્યો છે તે વાયુ પ્રાણ નથી. માંટે પ્રાણ કોઇ જુદું તત્વ નથી તેમ બાહ્ય વાયુ પણ પ્રાણ નથી.

પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન આ પાંચ શરીરની અંદર ફરતા વાયુના વ્યૂહો કહેવાય છે. માટે શરીરમાં પાંચ વ્યૂહાત્મકસ્વરૂપ ફરતો વાયુ મુખ્ય પ્રાણ છે. ॥ ૯ ॥

શરીરમાં જેમ જીવ સ્વતંત્ર છે તેમ મુખ્ય પ્રાણ પણ સ્વતંત્ર છે કે પરતંત્ર ? આનો ઉત્તર આ સૂત્રમાં છેઃ

चक्षुरादिवत्तु सहशिष्टयादिभ्यः ॥ १० ॥

પદાર્થઃ– (तु) પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે. (चक्षुरादिवत्) ચક્ષુ આદિ ઇંદ્રિયોની પેઠે મુખ્ય પ્રાણ સ્વતંત્ર નથી. (सहशिष्टयादिभ्यः) ચક્ષુ આદિ કરણોની સાથે ઉપદેશ આપ્યો હોવાથી.

ભાવાર્થ:- જેમ ચક્ષુ આદિ કરણ હોવાથી સ્વતંત્ર નથી તેમ મુખ્ય પ્રાણ પણ જીવાત્માનું ઉપકરણ હોવાથી સ્વતંત્ર નથી. જેમ આંખ આદિ કરણો દર્શનક્રિયાદિને લઈ જીવાત્માને ઉપકારક છે, તેમ મુખ્ય પ્રાણ પણ દેહધારણ કરવારૂપ ક્રિયા દ્વારા જીવાત્માને ઉપકારક છે, પણ એથી તે સ્વતંત્ર થઇ શકતો નથી. પ્રાણ છેવટે તો જડ છે, જડ અર્થ કદી સ્વતંત્ર હોઇ શકે જ નહિ. સ્વતંત્ર તો ચેતન અર્થ જ હોઈ શકે.

ઉપનિષદમાં જ્યાં પ્રાણોનો=ઇંદ્રિયોનો સંવાદ બતાવ્યો છે ત્યાં પ્રાણનો નિર્દેશ કર્યો છે અને બધી ઇંદ્રિયોમાં પ્રાણને મુખ્ય બતાવ્યો છે. કારણ કે એકાદ-બે ઇંદ્રિયો શરીરમાંથી ચાલી જાય તો પણ માણસ જીવી શકે છે પણ પ્રાણ ચાલ્યો જાય તો માણસ જીવી શકતો નથી.

જ્યારે ચક્ષુ આદિ ઇંદ્રિયો કામ નથી કરતી ત્યારે પણ પ્રાણ કામ કરે છે. જેમકેઃ સ્વપ્ન અવસ્થા અને સુષુપ્ત આદિ અવસ્થા. આ અવસ્થામાં શરીરમાં પ્રાણ જ કામ કરે છે. આ કારણથી બીજા ઉપકરણ કરતાં પ્રાણને મુખ્ય અને શ્રેષ્ઠ કહ્યો છે પણ એ જીવાત્માની પેઠે સ્વતંત્ર તો નથી જ.

પ્રાણ બનેલો હોવાથી એ સંઘાતરૂપ છે. જે અસંઘાતરૂપ તત્વ હોય તે જ સ્વતંત્ર કહેવાય. આત્મા ચેતન હોવાને કારણે અસંઘાત રૂપ તત્વ છે માટે એ સ્વતંત્ર છે.

પ્રાણ ભોક્તા પણ નથી. આ કારણથી પણ પ્રાણ શરીરમાં સ્વતંત્ર નથી. ॥ ૧૦ ॥

પ્રાણ ભોગનું ઉપકરણ છે એમ ઉપરના સૂત્રમાં કહેવામાં આવ્યું છે. અહીં શંકા એ થાય છે કેઃ જે ઉપકરણ હોય તેને વિષય હોય છે. જેમકે આંખ ભોગનું ઉપકરણ છે તો તેને રૂપ

વિષય છે, પણ પ્રાણને કોઈ વિષય નથી. આનું શું કારણ ? આનો ઉત્તર આ સૂત્રમાં છેઃ

अकरणत्वाच्च न दोषः तथाहि दर्शयति ॥ ११ ॥

પદાર્થઃ– (च) અને (अकरणत्वात्) કરણ અર્થાત્ ઇંદ્રિય ન હોવાથી (न दोषः) પ્રાણને વિષય નથી માટે વિષય ન હોવો એમાં કોઈ દોષ નથી (तथा हि) તેજ પ્રમાણે (दर्शयति) ઉપનિષદ બતાવે છે.

ભાવાર્થઃ– જે કરણ એટલે કે ઇંદ્રિય હોય તેને જ વિષયરૂપ વ્યાપાર હોય છે, પણ જે ઉપકરણ હોય છે તેને વિષયરૂપ વ્યાપાર હોતો નથી. ઉપકરણને વિષય નથી એટલા ખાતર એમ પણ ન માની શકાય કે, એને કોઇ કાર્ય નથી. પ્રાણને પણ શરીર ધારણ કરવારૂપ કાર્ય છે જ, આ કારણથી તે ઉપકરણ કહેવાય છે. છાંદોગ્ય ઉપનિષદના પાંચમા અધ્યાયની છઠ્ઠી અને સાતમી કંડિકામાં જણાવ્યું છે કે ઇંદ્રિયો કરતાં પણ પ્રાણ શ્રેષ્ઠ છે કારણ કે એકાદ બે ઇંદ્રિય જવાથી માણસ જીવી શકે છે પણ પ્રાણ જવાથી માણસ જીવી શકતો નથી. પ્રાણ ગયા પછી શરીર પાપિષ્ઠતર બની જાય છે. આ ઉપરથી પ્રાણ કરણ નથી પણ ઉપકરણ છે. અને ઉપકરણ છતાં એને કાર્ય છે અને એ કાર્ય તે શરીરને ધારણ કરી રાખવું તે. ॥ ૧૧ ॥

મુખ્ય પ્રાણને કાર્યવિશેષ છે એનું બીજું પ્રમાણ આ સૂત્ર દ્વારા આપે છેઃ

पञ्चवृत्ति र्मनोवद् व्यपदिश्यते ॥ १२ ॥

પદાર્થઃ– (पञ्चवृत्तिः) પાંચ વૃત્તિવાળો પ્રાણ છે (मनोवद्) છતાં મનની માફક (व्यपदिश्यते) કહેવાય છે.

ભાવાર્થઃ– મનને જેમ પાંચ વૃત્તિઓ છે તેમ પ્રાણને પણ

પાંચ વૃત્તિઓ છે. મુખ્ય પ્રાણની પાંચ વૃત્તિઓ આ પ્રમાણે છેઃ

(૧) પ્રાણ (૨) અપાન (૩) વ્યાન (૩) ઉદાન (૫) સમાન. મનની વૃત્તિઓ યોગશાસ્ત્રમાં આ પ્રમાણે બતાવી છે અને તે વેદાન્તને માન્ય છેઃ

(૧) પ્રમાણ (૨) વિપર્યય (૩) વિકલ્પ (૪) નિદ્રા (૫) સ્મૃતિ.

આ દૃષ્ટાન્ત આપી સૂત્રકાર પ્રાણને જીવાત્માના ઉપકરણ તરીકે સિદ્ધ કરે છે. ॥ ૧૨ ॥

હવે પ્રાણનું પરિમાણ બતાવે છેઃ

अणुश्च ॥ १३ ॥

પદાર્થઃ– (च) અને (अणुः) પ્રાણ અણુ છે અર્થાત્ મધ્યમ પરિમાણવાળો છે. સૂક્ષ્મ છે.

ભાવાર્થઃ– પ્રાણ સૂક્ષ્મ છે અને પરિચ્છિન્ન છે. સૂક્ષ્મ હોવા છતાં એ પરમાણુ નથી, તેમ અવયવ-રહિત પણ નથી. વ્યાપક અને પરમાણુ વચ્ચેનું મધ્યમ પરિમાણ મુખ્ય પ્રાણ ઉપર છે. કેટલાક વિદ્વાનો ઉપનિષદનો દાખલો આપી પ્રાણને વ્યાપક માનવા મથે છે પણ એ ખોટું છે. ઉપનિષદનું વાક્ય આ પ્રમાણે છેઃ

समः प्लुषिणा, समो मशकेन, समो नागेन, समः एभि स्त्रिभि र्लोकैः समोऽनेन सर्वेण । बृ. उप. १–३–२२.

પ્રાણ પ્લુષિ (નાનું જંતુ) જેવડો છે, મચ્છર જેવડો છે, હાથી જેવડો છે, આ ત્રણ લોકો જેવડો છે અને આ બધા જગત જેવડો છે. ઉપનિષદનાં આ લખાણથી પ્રાણ વિભુ છે એમ સ્પષ્ટ સમજાય છે, છતાં પ્રાણની ઉત્ક્રાંતિ છે, ગતિ છે અને આગતિ પણ છે. ઉત્ક્રાંતિ, ગતિ અને આગતિ વિભુ પદાર્થમાં સંભવી શકે નહિ, માટે પ્રાણને મધ્યમ પરિમાણવાળો માનવો જોઈએ અને ઉપરનું જે ઉપનિષદનું વાક્ય છે તે તો વિરાટ્ અર્થાત્ સમષ્ટિરૂપ પ્રાણને

સૂચવે છે. છતાં તે વિભુત્વને તો નથી સૂચવતો. વિભુ પરિમાણની સીમા ન હોય. હરેક પ્રાણીની અંદર રહેલો પ્રાણ તેના શરીર જેવડો છે એમ સમજવું. ॥ ૧૩ ॥

પ્રાણરૂપ ઇંદ્રિયો સ્વપ્રેરિત નથી પણ બ્રહ્મપ્રેરિત છે. એ આ સૂત્રથી બતાવે છે:

ज्योतिराद्यधिष्ठानं तु तदामननात् ॥ १४ ॥

પદાર્થઃ— तु આ શબ્દ પૂર્વપક્ષની વ્યાવૃત્તિ સૂચવે છે. (ज्योतिराद्यधिष्ठानम्) અગ્નિ આદિનામવાળા પરમાત્માનું ઇંદ્રિયો ઉપર અધિષ્ઠાન છે. (तदामननात्) તેનું આમનન હોવાથી.

ભાવાર્થઃ— તે પ્રકૃત પ્રાણનામક ઇંદ્રિયો આપોઆપ પ્રેરિત થતી નથી, પણ તેના ઉપર અગ્નિ આદિનામવાળા બ્રહ્મનું અધિષ્ઠાન છે, એથી એ ઇંદ્રિયો બ્રહ્મપ્રેરિત છે અર્થાત પરમાત્માની પ્રેરણાથી ઇંદ્રિયો પોતપોતાના વિષયમાં પ્રવૃત્ત થાય છે. જો કે, આમ તો જીવાત્માથી ઇંદ્રિયો પ્રેરિત થતી જણાય છે, કારણ કે, જ્યારે જીવાત્મા જોવાની અથવા સાંભળવા આદિની ઇચ્છા કરે છે ત્યારે તે તે ઇંદ્રિયોને રૂપ આદિ વિષયોમાં પ્રેરે છે. છતાં મૂળ પ્રેરક તો પરમાત્મા જ છે, કારણ કે ઇંદ્રિયોમાં રૂપ આદિ વિષયોની જોવાની શક્તિ પરમાત્માએ જ મૂકી છે માટે એનું અધિષ્ઠાન હોવું સ્વાભાવિક જ છે. અધિષ્ઠાન હોવા માટે ઉપનિષદોમાં આ પ્રમાણે વાક્યોનો ઉલ્લેખ છે. જેમકેઃ अग्निर्वाग्भूत्वा मुखं प्राविशत् । एत. उप. ૨-૪. અગ્નિએ વાણી થઈ મુખમાં પ્રવેશ કર્યો. આ વાક્યનો ભાવાર્થ એ છે કે અગ્નિ નામથી વ્યપદેશ પામતા પરમાત્માએ વાગ્ ઇંદ્રિયનો મુખમાં પ્રવેશ કરાવ્યો. આ પ્રમાણે બીજાં પણ વાક્યો છે. પરમાત્મા બહુનામી હોવાથી અગ્નિ, વાયુ આદિ નામો પ્રકરણાનુસાર પરમાત્માનાં નામ સમજવા. પ્રાણનામક ઇન્દ્રિયો પોતાની જાતે બુદ્ધિપૂર્વક પ્રવૃત્ત થતી નથી; કારણ કે તે જડ છે, માટે તેને

અધિષ્ઠાનની જરૂર હોય છે. એ આ સૂત્રનો ભાવ છે. ઇન્દ્રિયો ઉપર બ્રહ્મ અને જીવાત્મા બન્નેનાં અધિષ્ઠાન હોવામાં વિરોધ નથી. જેમકે રથ ઉપર અધિષ્ઠાન=માલિકી રથના માલિકની જ હોય છે પણ જ્યારે સારથિ રથ હાંકતો હોય છે ત્યારે સારથિનું પણ અધિષ્ઠાન રથ ઉપર હોય છે. આધિષ્ઠાન એટલે આ ઠેકાણે કાબુ, જો સારથિનો કાબુ રથ ઉપર ન હોય તો રથ ચાલે જ નહિ. કાબુ, અધિષ્ઠાન, સત્તા આ શબ્દોનો એક જ અર્થ છે. ॥૧૪॥

જીવાત્માનું પણ પ્રાણો ઉપર=ઇંદ્રિયો ઉપર અધિષ્ઠાન છે તે આ સૂત્રથી બતાવે છે.

प्राणवता च शब्दात् ॥ १५ ॥

પદાર્થઃ-(च) અને (प्राणवता) પ્રાણવાન્=જીવાત્મા પણ પ્રાણોનો =ઇંદ્રિયોનો અધિષ્ઠાતા છે (शब्दात्) એવું શબ્દ પ્રમાણ હોવાથી.

ભાવાર્થઃ- જે ચેતનને પ્રાણનો સંબંધ હોય તે ચેતન=જીવાત્મા કહેવાય છે. જીવાત્મા સાથે પણ ઇંદ્રિયોનો સંબંધ છે. ઉપનિષદમાં એને લગતું આ પ્રમાણે વાક્ય છે. अथ यत्रैतदाकाशमनुविषण्ण चक्षुः स चाक्षुषः पुरुषो दर्शनाय चक्षुरथ यो वेदेदं जिघ्राणीति स आत्मा गन्धाय घ्राणम् ॥ છા. ઉપ. ૮-૧૨-૨ શરીરમાં જીવાત્માં પ્રવેશ્યા પછી ગોલકમાં ચક્ષુ ઇંદ્રિય પ્રવિષ્ટ થઈ છે. હવે ચક્ષુ ઇંદ્રિયનો અભિમાની જીવાત્મા રૂપી પુરુષ જ્યારે જોવાની ઇચ્છા કરે છે ત્યારે તે આંખથી જુએ છે કારણ કે, રૂપ જોવાને અર્થે ચક્ષુ ઇન્દ્રિય થયેલી છે. આ પ્રમાણે બીજી ઇંદ્રિયો માટે પણ શાસ્ત્રમાં ઉલ્લેખ મળે છે. શરીરમાં રહેનાર શારીર આત્મા જ ભોક્તા છે. બ્રહ્મનું ભોક્તૃત્વ નથી, કારણ કે એ તો શરીર અને ઇંદ્રિયોનો સંબંધી હોવા છતાં ભોક્તા નથી. એ તો નિર્લેપ નારાયણ છે. એ ભોક્તા નથી તેને બંધ પણ નથી. ॥૧૫॥

જીવાત્માનું જ ભોક્તૃત્વ શરીરમાં છે તે આ સૂત્રથી બતાવે છે.

तस्य च नित्यत्वात् ॥ १६ ॥

પદાર્થ:- (च) અને (तस्य) શારીર આત્માને જ (नित्यत्वात्) કર્મનો સંબંધ નિત્ય હોવાથી.

ભાવાર્થ:- શારીર આત્મા જ ભોક્તા તરીકે શરીરમાં નિત્ય છે. કર્મ અને તેનાથી ઉત્પન્ન થતા અદૃષ્ટનો સંબંધ પણ એની સાથે જ નિત્ય છે. બ્રહ્મને અદૃષ્ટ જનક કર્મનો સંબંધ નથી. આને માટે વેદાન્તમાં આ પ્રમાણે વચન છે. पुण्यमेवामुं गच्छति न ह वै देवान् पाप गच्छति बृह. उप. १-५-३. દેવ અર્થાત્ પરમાત્માને પાપનો સંબંધ નથી. એને તો આનંદનો જ સંબંધ છે. શારીર આત્મા જ એક શરીર છોડી બીજા શરીરમાં જાય છે. બ્રહ્મનો તો સર્વ શારીરો સાથે કાયમનો સંબંધ હોય છે. એને શરીરમાંથી નિકળવાનું હોતું નથી. શારીર આત્માને માટે ઉપનિષદોમાં આ પ્રમાણે ઉલ્લેખ છે.

तमुत्क्रामतं प्राणोऽनूत्क्रामति प्राणमनूत्क्रामन्तं सर्वे प्राणा अनुत्क्रामन्ति ॥ बृ.ह उप. ४-४-२. શારીર આત્માની પાછળ શરીરમાંથી પ્રાણ નિકળે છે, પ્રાણની પાછળ બધી ઈંદ્રિયો નિકળે છે. આ ઉપરથી સમજાય છે કે, બ્રહ્મનો સંબંધ શરીર સાથે હોવા છતાં શારીર=જીવાત્માનું ભોક્તૃત્વ નાશ પામતું નથી. ॥ ૧૬ ॥

એક મુખ્ય પ્રાણ અને બીજા અગ્યાર પ્રાણો અર્થાત્ ઈંદ્રિયો ઉપરના પ્રકરણમાં બતાવવામાં આવ્યા છે, તેમાં એક સંદેહ ઉત્પન્ન થાય છે કે, અગ્યાર ઈંદ્રિયો મુખ્ય પ્રાણની વૃત્તિઓ જ છે કે એ જુદાં તત્ત્વો છે? આનું સમાધાન આ સૂત્રમાં છે.

त इन्द्रियाणि तद्व्यपदेशादन्यत्र श्रेष्ठात् ॥ १७ ॥

પદાર્થ:- (ते) તે પ્રાણો (इंद्रियाणि) ઈંદ્રિયો કહેવાય છે. (श्रेष्ठात्)

શ્રેષ્ઠ પ્રાણ કરતાં (अन्यत्र) અન્ય ઉપનિષદોમાં (तद्व्यपदेशात्) જુદું કથન હોવાથી.

ભાવાર્થ:-મુખ્ય પ્રાણ કરતાં ઇંદ્રિયોને શાસ્ત્રમાં=વેદાંતમાં જુદી જ બતાવવામાં આવી છે તેથી, તે અગ્યાર પ્રાણો ઇન્દ્રિયો છે, જુદાં જ તત્ત્વો છે. મુખ્ય પ્રાણની વૃત્તિ રૂપે નથી. મુંડક ઉપનિષદમાં જુદા હોવાનો આ પ્રમાણે ઉલ્લેખ છે. एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च । મું. ઉપ. ૨-૧-૩ બ્રહ્મથી પ્રાણ ઉત્પન્ન થાય છે, મન ઉત્પન્ન થાય છે અને બધી ઇંદ્રિયો ઉત્પન્ન થાય છે. અહીં મુખ્ય પ્રાણ કરતાં સ્પષ્ટ રીતે ઇન્દ્રિયોને જુદી જ બતાવી છે, માટે ઇંદ્રિયો મુખ્ય પ્રાણની વૃત્તિરૂપે નથી. અહિ જો એમ કહેવામાં આવે કે એમ તો મનને પણ ઇંદ્રિયોથી જુદું બતાવ્યું છે તો શું મનને ઇંદ્રિય તરીકે ન માનવું? આનો ઉત્તર એ છે કે મનને તો ઉપનિષદોમાં અને સ્મૃતિઓમાં ઇંદ્રિય તરીકે માન્યું છે. માટે ભિન્ન કથન હોવા છતાં મનને તો ઇંદ્રિય તરીકે સ્વીકારવું જ રહ્યું.

एकादशं मनोज्ञेयं स्वगुणेनोभयात्मकम् । मनुस्मृति-२-९२.

અર્થ:- મન પોતાના સંકલ્પરૂપ ગુણથી જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય ઉભય રૂપે છે. એટલે કે મન જ્ઞાનેન્દ્રિય પણ છે અને કર્મેન્દ્રિય પણ છે. કારણ કે મન જ્ઞાનેન્દ્રિયોને અને કર્મેન્દ્રિયોને ચલાવવા કારણ સ્વરૂપ છે. મન પ્રથમ સંકલ્પ કરે એટલે જ્ઞાનેન્દ્રિય પણ વિષયમાં પ્રવૃત્તિ કરે અને કર્મેન્દ્રિય પણ વિષયમાં પ્રવૃત્તિ કરે છે. મનને લીધે થતા સંકલ્પ વગર ઇંદ્રિયો, પણ વિષય તરફ વળતી નથી. આ કારણથી મનને ઇન્દ્રિયત્વથી મુક્ત ગણી શકાય નહિ. ॥૧૭॥

મુખ્ય પ્રાણ અને ઇંદ્રિયોમાં ભેદ હોવાનું બીજું કારણ આપે છે.

भेदश्रुतेः ॥ १८ ॥

પદાર્થ:- (भेदश्रुतेः) ભેદનું શ્રવણ શાસ્ત્રમાં હોવાથી મુખ્ય

પ્રાણ અને ઇન્દ્રિયો જુદાં જુદાં જ છે.

ભાવાર્થ:— મુખ્ય પ્રાણ અને ઈન્દ્રિયો વચ્ચે ભેદ બતાવનાર છાંદોગ્ય ઉપનિષદમાં આ પ્રમાણે ઉલ્લેખ છે. अथ ह वाचमुद्गीथमुपासाचक्रिरे तान् ह असुराः पाप्मना विविधुः तस्मात्तयोभयं वदति सत्य चानृत च पाप्मना ह्येषा विद्धाः ॥ छा. १-२-३ દેવ અને અસુરો પોતપોતાના વિજય માટે ઉન્દ્રીથ ગાવામાં પ્રવૃત્ત થયેલી વાણીને કહ્યું કે તું અમારા વિજયને માટે ઉદ્ગીથનું ગાન કર. આ ઠેકાણે દેવ એટલે ઇન્દ્રિયોની સારી વૃત્તિઓ અને અસુર એટલે ઇંદ્રિયોની ખરાબ વૃત્તિઓ સમજવી.

વાણીએ ગાવા માંડયું પણ અસુરોએ=સ્વાર્થરૂપ ખરાબ વૃત્તિઓએ તેને પાપવાણી કરી દીધી તેથી તે વાણી સાચું ચે બોલવા લાગી અને ખોટું પણ બોલવા લાગી. આ પ્રમાણે બધી ઈન્દ્રિયો સત્ય અને અસત્યનું કારણ બની ગઇ. પછી દેવો મુખ્ય પ્રાણ પાસે આવ્યા. અસુરો મુખ્ય પ્રાણને પાપવાળો કરી શકયા નહિ કારણ કે, જેમ ઇન્દ્રિયોને વિષય હોય છે તેમ મુખ્ય પ્રાણને કોઈ શબ્દ, રૂપ આદિ વિષય હોતો નથી. એટલે અસુરોએ મુખ્ય પ્રાણ પાસે હાર ખાધી, ભાવ એ છે કે મુખ્ય પ્રાણમાં કોઈ ખરાબ વૃત્તિ પેદા થઈ નહિ. એ તો સદૈવ એકરૂપે કામમા પરોવાયેલો જ રહે છે. આમ ઉપનિષદના આ પ્રકરણનો ભાવ ઇન્દ્રિયો અને મુખ્ય પ્રાણમાં ભેદ બતાવવાનો છે તથા ઈંદ્રિયો કરતાં મુખ્ય પ્રાણની શ્રેષ્ઠતા બતાવવાનો છે. આ પ્રમાણે ઉપનિષદના કથનથી પણ મુખ્ય પ્રાણ અને ઇન્દ્રિયોમાં ભેદ છે એમ સિદ્ધ થાય છે. ॥૧૮॥

ભેદ હોવામાં એક વધારાનું કારણ બતાવે છે.

वैलक्षण्याच ॥ १९ ॥

પદાર્થ:— (च) અને (वैलक्षण्यात्) વિલક્ષણતા હોવાથી.

ભાવાર્થ:– ઈન્દ્રિયો કરતાં મુખ્ય પ્રાણમાં વિલક્ષણતા એ છે કે, પ્રાણ શરીરનું ધારણ કરે છે, ઇન્દ્રિયો શરીરનું ધારણ કરતી નથી. ઇન્દ્રિયો કામ કરતાં થાકી જાય છે, આ થાકને ઇન્દ્રિયોનું મૃત્યુ કહેવામાં આવે છે. મુખ્ય પ્રાણ જન્મથી લઈ મરણ પર્યંત એક ધારો પ્રયત્ન કરતો રહે છે. શરીરમાં જો પ્રાણ કામ કરતો બંધ પડે તો મરણ જ નીપજે. વળી પ્રાણને લીધે ઇન્દ્રિયોને પોતે પોતાના વિષયને ગ્રહણ કરવામાં મદદ મળે છે. આથી સ્પષ્ટ સમજી શકાય છે કે મુખ્ય પ્રાણ અને ઇન્દ્રિયો જુદાં જ તત્વો છે. કેટલેક ઠેકાણે ઇન્દ્રિયોને પ્રાણો કહેવામાં આવ્યા છે, પણ ઈન્દ્રિયોને પ્રાણ કહેવામાં પ્રાણનો લાક્ષણિક પ્રયોગ છે. આ ઉપરથી સમજવાનુ એ છે કે, ઈન્દ્રિયો પ્રાણ નથી તેમ તે પ્રાણની વૃત્તિ પણ નથી. બંને જુદાં જ તત્વો છે. ॥ ૧૯ ॥

હવે તેજ, પાણી અને પૃથ્વી રૂપ તત્વમાંથી જે સૃષ્ટિ થઈ તે પરમાત્માએ બનાવી છે કે કોઈ જીવાત્માએ? એનુ સમાધાન આ સૂત્રમાં છે.

संज्ञामूर्तिक्लृप्तिस्तु त्रिवृत्कुर्वत उपदेशात् ॥ २० ॥

પદાર્થ:– (तु) આ શબ્દ જીવકર્તૃક સૃષ્ટિના નિરાકરણ માટે છે (संज्ञामूर्तिक्लृप्तिः) નામરૂપકરણ (त्रिवृत्कुर्वतः) પ્રત્યેક તત્ત્વને ત્રણ રૂપમાં સંમિશ્રણ કરનાર પરમાત્માનું છે. (उपदेशात्) એવો ઉપદેશ હોવાથી.

ભાવાર્થ–પરમાત્માએ પ્રથમ ઈક્ષણ કરી તેજ, આપ=પાણી અને અન્ન એટલે પૃથ્વીરૂપ ત્રણ તત્વને ઉત્પન્ન કર્યાં. આમાં એક તેજ સાથે પાણી અને પૃથ્વી તત્વો મેળવ્યાં તેમ પાણી તત્ત્વ સાથે તેજ અને પૃથ્વી તત્વો મેળવ્યાં અને પૃથ્વી તત્ત્વ સાથે તેજ અને જળ તત્ત્વ મેળવ્યાં. આમ પ્રત્યેક તત્ત્વ ત્રિવૃત્તત્ત્વ થયું આને 'સત્સૃષ્ટિ' કહેવાય છે.

હવે આ ત્રિવૃત્માંથી જે સૃષ્ટિ થઈ અને તેનાં નામો પાડવામાં

આવ્યાં તે સૃષ્ટિનો કર્તા કોણ? તથા તે તે નામ પાડનાર કોણ? શું કોઈ જીવાત્મા કે પરમાત્મા?

કોઇ જીવાત્મા ત્રિવૃત્‌માંથી સૃષ્ટિ બનાવે છે એવો પૂર્વપક્ષનો મત છે જ્યારે સિદ્ધાંત પક્ષ એ છે કે પરમાત્માએ જ ત્રિવૃત્‌માંથી નામ અને રૂપનું વ્યાકરણ (પ્રકટીકરણ) કર્યું છે. ધારો કે સૂર્યને ત્રિવૃત્‌માંથી બનાવ્યો અને બનાવ્યા પછી તેને સૂર્ય એવું નામ આપ્યું. આ બધું કરનાર પરમાત્મા જ છે જીવાત્મા નહિ. આને માટે ઉપનિષદમાં આ પ્રમાણે ઉલ્લેખ છે

सेयं देवतैक्षत हन्ताहमिमास्तिस्रो देवता अनेन जीवेन आत्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणीति ।। तासां त्रिवृतं त्रिवृतमेकैकां करवाणीति सेयं देवतेमास्तिस्रो देवता अनेनैव जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरोत् ।। छां. ६-३-२-३.

ભૂતાત્મક સૃષ્ટિ બનાવ્યા પછી સ્થૂલભૌતિક પદાર્થોમાંથી જીવાત્મા સૃષ્ટિ બનાવી શકે છે. જેમકે કુંભાર માટીમાંથી ઘડાનું અને અને તેના નામનું વ્યાકરણ (પ્રકટીકરણ) કરે છે. પણ સૂક્ષ્મભૂત કે જે જીવાત્માને અતીન્દ્રિય છે તેમાંથી તો સૃષ્ટિને પરમાત્મા જ બનાવે છે અને નામનું વ્યાકરણ અર્થાત્ નામ આપવું તે, આ બધું પરમાત્મા જ કરે છે આ જ કારણથી આ સૂત્રમાં એક એક તત્ત્વને બીજાં બબ્બે મેળવી ત્રિવૃત્ બનાવેલું છે અને તેમાંથી જે સૃષ્ટિ અને નામનાં વ્યાકરણો થાય છે તેનો કર્તા પણ બ્રહ્મ જ છે, જીવાત્મા નહિ. જ્યારે આ ત્રિવૃત્ પુષ્કળ સ્થૂળ રૂપમાં આવે ત્યારે જીવાત્મા પણ તેમાંથી નવા નવા પદાર્થો બનાવે છે અને પોત પોતાની બનાવટનું નામ પણ તે તે જીવાત્મા રૂપ કર્તા આપે છે. દાખલા તરીકે ઘડિયાળ, મોટર, પ્રાયમસ આ બધી રચના જીવાત્મવિશેષની છે અને એનાં નામ પણ એના કર્તાએ જ આપેલાં છે. આમ છતાં જ્યાં આપણે કેવળ જીવાત્માનું જ કર્તૃત્વ જોઈએ છીએ ત્યાં પણ ઇશ્વરની પ્રેરણા હોવાથી સમસ્ત ત્રિવૃતોમાંથી જે સૃષ્ટિ થાય છે અને જે નામ અપાય છે તે પરમાત્માનાં જ છે.

સૂર્ય પણ ત્રિવૃત્‌માંથી જ બનેલો છે કારણ કે, ઉપનિષદમાં કથન છે કે, અગ્નિનું જે રોહિતરૂપ છે તે તેજનું છે. જે શુક્લરૂપ છે તે પાણીનું રૂપ છે અને જે કાળું રૂપ છે તે પૃથ્વીનું રૂપ છે. આદિત્યમાં આ ત્રણે રૂપો અનુભવી શકાય છે.

કોઈ ઠેકાણે કેવળ પરમાત્માની કૃતિ છે અને કોઈક ઠેકાણે પરમાત્મા પ્રયોજક કર્તા અને જીવાત્મા પ્રયોજ્ય કર્તા હોય છે. માટે ત્રિવૃત્‌માંથી બનેલા પદાર્થોના કર્તા પરમાત્મા જ છે. आकाशो ह वै नाम नामरूपयोर्निर्वहिता। छा. ૮-૧૪-૧. સમસ્ત નામ અને રૂપનો નિર્વહિતા આકાશ અર્થાત્ પરમાત્મા જ છે. પરમાત્મા જ સર્વનો કર્તા અને સર્વને નામ આપનાર છે. આ ઉપરથી એમ ન સમજવું કે જીવાત્માનું કર્તૃત્વ ક્યાંય રહેતું જ નથી. કારણ કે જીવાત્માના પ્રયોજ્ય કર્તૃત્વનો ઉપનિષદમાં સ્વીકાર કરવામાં આવ્યો છે. પણ મુખ્ય કર્તૃત્વ અને નામનાં વ્યાકરણ તો પરમાત્માનાં જ છે. ॥૨૦॥

શરીરમાં માંસ આદિ ભૂમિ આદિનાં કાર્યો છે, તે આ સૂત્રમાં બતાવે છે.

मांसादि भौमं यथाशब्दमितरयोश्च ॥ २१ ॥

પદાર્થઃ—(मांसादि) માંસ આદિ (भौमम्) ભૂમિના વિકારો છે. (यथाशब्दम्) ઉપનિષદમાં કરેલા ઉલ્લેખ પ્રમાણે બીજા પદાર્થો (इतरयोः च) પાણી અને તેજના વિકારો છે.

ભાવાર્થઃ—ઘઉં, બાજરી, ચોખા આ બધા પૃથ્વીના જ વિકારો છે અને એ જ્યારે પ્રાણીઓ ખાય છે ત્યારે માંસ બને છે તે ભૂમિનો અર્થાત્ ઘઉં, ચોખા વગેરેનો વિકાર છે. મૂત્ર આદિ પાણીનો વિકાર છે અને હાડકાં આદિ તેજનો વિકાર છે. ઉપનિષદમાં આ પ્રમાણે ઉલ્લેખ છે. 'अन्नमशितं त्रेधा विधीयते तस्य यः स्थविष्ठो धातुस्तत्पुरीषं भवति यो मध्यमस्तन्मांसं योऽणिष्ठस्तन्मनः' छां. ૬-૫-૧.

જે અન્ન ખાવામાં આવે છે તે શરીરમાં ત્રણ પ્રકારે પરિણામ

પામે છે. જે સ્થૂળ ધાતુ બને છે તે 'મળ' કહેવાય છે અને તે બહાર પડે છે. મધ્યમ ધાતુ માંસ તરીકે બને છે તે શરીરમાં જ રહે છે અને શરીરને વધારે છે. અને જે ખૂબ સૂક્ષ્મ પરિણામ થાય છે તે 'મન' કહેવાય છે.

જે પાણી પીવામાં આવે છે તેનો સ્થૂળ પરિણામ મૂત્ર મધ્યમ પરિમાણ લોહી અને સૂક્ષ્મ પરિમાણ પ્રાણ તરીકે થાય છે. જે તેજોભાગ ખવાય છે તેનો સ્થૂળ પરિણામ હાડકાં મધ્યમ પરિણામ મજ્જા અને સૂક્ષ્મ પરિણામ વાક્ ઇન્દ્રિય થાય છે. આ પ્રમાણે છાંદોગ્ય ઉપનિષદના અ. ૬ ખંડ-૪ અને ૫ માં સ્પષ્ટ શ્રવણ છે આથી સ્પષ્ટ સમજી શકાશે કે ભૂત અને ભૌતિક સર્વસૃષ્ટિ ત્રિવૃત્‌માંથી બને છે. ॥૨૧॥

જો બધું ત્રિવૃત્‌માંથી બન્યું હોય તો કોઇ પદાર્થ તો કેવળ તેજ કહેવાય છે, કોઈ પાણી જ કહેવાય છે અને કોઇ પૃથ્વી જ કહેવાય છે તેનું શું કારણ? તેનું સમાધાન આ સૂત્રમાં છે.

वैशेष्यात्तु तद्वादस्तद्वादः ॥ २२ ॥

પદાર્થઃ—(तु) આ શબ્દ શંકાના નિરાસ માટે છે. (वैशेष्यात्) વધારે પડતો હોવાથી (तद्वादः; तद्वादः) તેનું કથન છે. બે વખત શબ્દનો જે ઉલ્લેખ કર્યો છે તે અધ્યાયની સમાપ્તિ સૂચવે છે.

ભાવાર્થ – બધા જ પદાર્થો ત્રિવૃત્ હોવા છતાં કોઇ કેવળ તેજ જ કહેવાય છે જેમકે સૂર્ય ચંદ્ર અગ્નિ વગેરે આમાં તેજના તત્વનું ભૂયસ્ત્વ છે. અર્થાત્ તેજનો ભાગ વધારે છે માટે તેજ કહેવાય છે. એ જ પ્રમાણે સાગર (સાગરમાં જળતત્ત્વ વધારે છે) અને મહીધર (પર્વતમાં પૃથ્વીતત્ત્વ વધારે છે) આદિમાં પણ સમજવું. જન્ય પદાર્થ કોઈ શુદ્ધ નથી અર્થાત્ અત્રિવૃત્ નથી. આ જ કારણથી સર્વ જન્ય પદાર્થોનું પૃથક્કરણ થાય છે. આ સૂત્રમાં

तद्वादः શબ્દનો બે વાર પ્રયોગ કર્યો છે તે આ અધ્યાયની સમાપ્તિ સૂચવે છે. ॥ ૨૨ ॥

इति वेदान्तदर्शने गुर्जरभाषाभाष्ये द्वितीयाध्यायस्य चतुर्थः पादः ॥

* * *

अथ वेदान्तदर्शने गुर्जरभाषाभाष्ये तृतीयाध्यायस्य प्रथमः पादः

હવે જીવાત્મા બીજા શરીરમાં કેવી રીતે જાય છે ? તેનું વર્ણન આ પહેલા પાદમાં છે. મરણ પછી જીવાત્માને કર્મનું ફળ ભોગવવા માટે બીજા શરીરમાં જવું પડે છે. સર્વ કર્મનું ફળ આજ શરીરમાં ભોગવી શકાતું નથી. જીવાત્માના બીજા શરીરમાં જવા માટે વિદ્વાનોનું જુદું જુદું માનવું જણાય છે. તેમાં ઉપનિષદ જે નિર્ણય બતાવે છે તે જ ગ્રાહ્ય છે.

કેટલાક કહે છે કે જીવાત્મા તો નિર્વિકલ્પકજ્ઞાનનો સંતાન છે, આને આલયવિજ્ઞાન પણ કહેવામાં આવે છે. આવી જ્ઞાન ધારાનો બીજા દેહમાં શબ્દાદિક વિકલ્પજ્ઞાનરૂપ વૃત્તિ થવી એ જ જીવાત્માનું બીજા દેહમાં જવું કહેવાય છે. આ માન્યતા બૌદ્ધોની છે.

કેટલાક કહે છે કે જેમ પોપટ એક ઝાડ ઉપરથી ઉડી બીજા ઝાડ ઉપર જાય છે તેમ જીવાત્મા એક શરીરમાંથી નીકળી બીજા શરીરમાં જાય છે. આ માન્યતા દિગંબર જૈનોની છે એમ ઈતર વિદ્વાનો કહે છે.

કેટલાક કહે છે જીવાત્મા તો વિભુ છે એને જવા આવવાનું હોય જ નહિં માટે 'મન' જ એક શરીરમાંથી બીજા શરીરમાં જાય છે અને આત્માનું ત્યાં અસ્તિત્વ હોય જ છે કારણ કે, તે વિભુ છે. મનનું જવું તે જ જીવાત્માનું જવું છે. કેટલાક કહે છે.

કે અંતઃકરણ પણ વ્યાપક છે, કારણ કે અંતઃકરણ એટલે મન એ પ્રકૃતિનો વિકાર છે અને પ્રકૃતિ સર્વ કાર્યમાં વ્યાપક છે. પ્રકૃતિ અને મનમાં અભેદ સંબંધ છે માટે અંતઃકરણ વિભુ હોવાથી તે પણ જતું નથી કેવળ ચક્ષુ આદિ ઇંદ્રિયો જ જાય છે.

આમ જુદી જુદી માન્યતાઓમાં ઉપનિષત્કાર આ સૂત્રમાં વેદનિર્દિષ્ટ નિર્ણય બતાવે છે.

तदनन्तरप्रतिपत्तौ रंहति संपरिष्वक्तः प्रश्ननिरूपणाभ्याम् ॥ १ ॥

પદાર્થઃ– (तदनन्तरप्रतिपत्तौ) બીજા દેહને મેળવવા માટે જીવાત્મા (रंहति) જાય છે. (संपरिष्वक्तः) સૂક્ષ્મભૂતમાત્રાઓથી સંયુક્ત થયેલો (प्रश्ननिरूपणाभ्याम्) પ્રશ્ન અને ઉત્તરથી એમ સમજાય છે.

ભાવાર્થઃ– આ સૂત્રમાં જે तत् પદ પડયું છે તેનાથી શરીર સમજવાનું છે. કારણ કે અ. ૨–૪–૨૦માં સૂત્રમાં જે मूर्ति શબ્દ આવ્યો છે તેનો અર્થ શરીર થાય છે તેથી આ तत् સર્વનામ શરીરને માટે જ આ સૂત્રમાં વપરાયો છે

જીવાત્મા જ્યારે આ માનવશરીરમાંથી મરણ વખતે નીકળે છે ત્યારે તે સૂક્ષ્મભૂતો, મુખ્ય પ્રાણ, મન અને ઇંદ્રિયોથી જોડાયેલો જ નીકળે છે. જ્યાંસુધી એ મુક્તિ ન પામે ત્યાંસુધી ભૂતમાત્રા આદિથી રહિત થઈ શકતો નથી. છાંદોગ્ય ઉપનિષદના પાંચમા અધ્યાયમાં પ્રવાહણ રાજા તથા શ્વેતકેતુ અને તેના પિતા ગૌતમના પ્રશ્નોત્તરરૂપમાં સારી રીતે સમજણ આપવામાં આવી છે. પ્રવાહણે શ્વેતકેતુને આ પ્રમાણે પ્રશ્ન કર્યો.

પ્રવાહણ– હે શ્વેતકેતુ, તું જાણે છે કે, પાંચમી આહુતિએ સૂક્ષ્મભૂતરૂપ 'આપ' (પાણી આદિ તત્ત્વો) પુરુષ વાચ્ય બને છે. અર્થાત્ શરીરરૂપે બને છે.

શ્વેતકેતુઃ— નહિ ભગવન્.

શ્વેતકેતુનો આ ઉત્તર સાંભળી પ્રવાહણુ રાજાએ કહ્યું ત્યારે તને તારા પિતાએ શીખવ્યું શું ? તું કહે છે કે મારા પિતા પાસેથી મેં બધી વિદ્યા મેળવી છે અને ઉપરના પ્રશ્નનો ઉત્તર તો તું આપી શકતો નથી.

આ પછી શ્વેતકેતુ અને તેના પિતા બંને પ્રવાહણુ રાજા પાસે ઉપર કહેલા પ્રશ્નનો ઉત્તર મેળવવા શિષ્યભાવે જાય છે અને પ્રવાહણુ રાજા તેમને સારી રીતે સમજાવે છે.

આ સૂત્રમાં આચાર્ય એટલું જ જણાવે છે કે જીવાત્મા મરણુ વખતે જ્યારે શરીરમાંથી નીકળે છે ત્યારે સૂક્ષ્મભૂતમાત્રા મુખ્ય પ્રાણુ અને ઇંદ્રિયોથી યુક્ત જ હોય છે. આત્મા (જીવાત્મા) અસંગ હોતો નથી. આવી સ્થિતિમાં જ તે બીજા શરીરમાં પ્રવેશ કરવા ગમન કરે છે. આ બધું પ્રવાહણુ રાજાએ આત્મવિષયક નિરૂપણુ કર્યું છે તે ઉપરથી સમજાય છે.

પ્રવાહણુ રાજાએ દ્યુલોક, પર્જન્ય, પૃથ્વી, પુરુષ અને સ્રીને અગ્નિનું રૂપક આપી ઓળખાવ્યાં છે. તેમાં ઇષ્ટાપૂર્તકારી–એટલે જન-સમાજ માટે પોતાનાં ધન, શ્રમ, મનનો ત્યાગ અને ઉપયોગ કરે છે તે–પણુ આત્મજ્ઞાનથી રહિત માનવાત્મા આ સાંપત્તિક અગ્નિ-ઓમાં ક્રમથી જાય છે એજ આહુતિ છે. આમ પાંચમો અગ્નિ જે સ્રીને ગણ્યો છે તેમાં જીવાત્મા જઈ પાછો માનવગર્ભ બને છે, એજ પાંચમી આહુતિ કહેવાય છે.

अद्भिः परिवेष्टितो जीवो रंहति = અપ્‌માત્રાથી પરિવેષ્ઠિત થયેલો જીવાત્મા બીજા શરીરમાં જાય છે આવું ઉપનિષદનું વચન છે.

ઉપર બતાવેલા પાંચ અગ્નિઓમાં જવા કરતાં બીજી રીતો પણુ છે પણુ તે હલકા જીવાત્માઓ માટે છે. બ્રહ્મજ્ઞાની માટે પણુ જુદી રીત છે, તે બધું ઉપનિષદમાં સ્પષ્ટ બતાવ્યું છે. સૂત્રોમાં અને ભાષ્યમાં પણુ જ્યાં જરૂર હશે ત્યાં સમજાવવામાં આવશે. ॥ ૧ ॥

પ્રવાહણુ રાજાએ તો એટલું જ કહ્યું છે કે, 'અપ'થી (પાણીથી) પરિવેષ્ટિત થયેલો જીવ બીજા શરીરમાં જાય છે તો પછી સર્વ-સૂક્ષ્મભૂતોથી વેષ્ટિત થયેલો જીવાત્મા જાય છે એ કયાંથી આવ્યું ?

આનો ઉત્તર આ સૂત્રમાં આપ્યો છે.

त्र्यात्मकत्वात्तु भूयस्त्वात् ॥ २ ॥

પદાર્થઃ— (तु) આ શબ્દ કરેલી આશંકાની નિવૃત્તિ સૂચવે છે (त्र्यात्मकत्वात्) દરેક ભૂત અર્થાત્ તેજ, પાણી અને પૃથ્વી ત્રિવૃત્ ત્રણુ ત્રણુનું બનેલું છે, તેથી (भूयस्त्वात्) કેવળ 'અપ'નો અર્થાત્ પાણીનો નિર્દેશ તો તેના વધારાના લીધે છે.

ભાવાર્થઃ— શરીર કેવળ 'અપથી' અર્થાત્ પાણીથી બનતું નથી પાણી ત્રિવૃત્ છે, તેજ ત્રિવૃત્ છે અને પૃથ્વી પણુ ત્રિવૃત્ છે. આમ છતાં જીવાત્મા સાથે કેવળ 'અપ'નું જ અર્થાત્ પાણીનુ કથન કર્યું છે તે તો પાણીના વધારા પડતા ભાગને લીધે છે. શરીરનો જ્યારે આરંભ થાય છે એટલે કે જ્યારે શરીર બંધાય છે ત્યારે તેમાં લોહી આદિ પ્રવાહી નો જ વધારો જણાય છે, માટે કહેવામાં આવ્યુ છે કે અપથી (પાણીથી) પરિવેષ્ટિત થયેલો જીવાત્મા બીજા શરીરમાં જાય છે. બાકી બધી ય સૂક્ષ્મભૂતમાત્રાથી જીવાત્મા પરિવેષ્ટિત (જોડાયલો) હોય છે. ॥ ૨ ॥

જીવાત્મા સાથે પ્રાણુ પણુ જાય છે કે નહિ ? તેના ઉત્તરમાં આ સૂત્ર છે.

प्राणगतेश्च ॥ ३ ॥

પદાર્થઃ (च) અને (प्राणगतेः) પ્રાણોની પણુ ગતિ હોવાથી.

ભાવાર્થઃ બૃહદારણ્યક ઉપનિષદના ચોથા અધ્યાયના ચોથા બ્રાહ્મણુની બીજી કંડિકામાં સમજાવ્યુ છે કે, तमुत्क्रामन्त प्राणोऽनुक्रामति प्राणमनूत्क्रामन्तं सर्वे प्राणा अनूत्क्रामन्ति । बृ. ४–४–२ જીવાત્માની પાછળ

મુખ્ય પ્રાણ અને મુખ્ય પ્રાણ સાથે બીજા બધા પ્રાણો અર્થાત્ બધી ઈન્દ્રિયો જાય છે. આ ઉપનિષદના વચનથી સ્પષ્ટ સમજાય છે કે જીવાત્મા સાથે સૂક્ષ્મભૂત માત્રા, મુખ્ય પ્રાણ અને બધી ઇંદ્રિયો જાય છે. એટલે સત્તર તત્ત્વોથી વીંટળાએલો જીવાત્મા મરણ પછી બીજા શરીરમાં પ્રવેશ કરવા માટે નિકળે છે.

मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ।
शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ॥
गृहीत्वैतानि संयाति वायुर्गन्धानिवाशयात् ॥ ગીતા. ૧૫ ૭.

આ ગીતાનુ કથન પણ બૃહદારણ્યક ઉપનિષદને આધારે છે. ॥૩॥

અન્ય ઉપનિષદના વચનના વિરોધનો પરિહાર આ સૂત્રમાં કરે છે.

अग्न्यादिगतिश्रुतेरिति चेन्न भाक्तत्वात् ॥ ४ ॥

પદાર્થઃ– (अग्न्यादिगतिश्रुतेः) અગ્નિ આદિમાં ઈંદ્રિયોનું મળી જવું બતાવ્યું છે, તેથી (इति चेत्) જો એવી શંકા કરવામાં આવે તો (न) એ ઠીક નથી (भाक्तत्वात्) એ પ્રયોગ ગૌણ હોવાથી.

ભાવાર્થ.– यत्रास्य पुरुषस्य मृतस्याग्निं वागप्येति वातं प्राण. બૃ. ૩–૨–૧૩. મરણ વખતે મરનાર માનવની વાણી અગ્નિને પામે છે, પ્રાણ વાયુને પામે છે. ઈત્યાદિ કથનથી એમ સમજાય છે કે ઇંદ્રિયો અને પ્રાણો જીવાત્મા સાથે જતા નથી.

આ શંકા થાય ખરી પણ ઇંદ્રિયોને અગ્નિ આદિમાં મળવું તથા પ્રાણને વાયુમાં મળવું એ કથન ગૌણ છે. કારણ કે એ જ ઉપનિષદમાં એ જ ઠેકાણે એમ કહ્યું છે કે 'મરનારનું શરીર આકાશમાં જાય છે, વાળ ઓષધિઓમાં જાય છે અને કેશ વનસ્પતિમાં જાય છે.' પણ આપણે જોઈ શકીએ છીએ કે-મડદું આકાશને પામતું નથી તથા વાળ અને કેશ પણ ઓષધિ તેમ

વનસ્પતિમાં જતા જણાતા નથી માટે એ પ્રયોગ ગૌણ છે તેમ ઇંદ્રિયોને અગ્નિ આદિમાં જવા માટે જે લખ્યું છે તે પણ ગૌણ જ કથન છે. ॥ ૪ ॥

હવે શંકા એ થાય છે કે ઉપનિષદમાં લખ્યું છે કે પાંચમી આહુતિ 'આપ' (પાણી) પુરુષ-વાચક બને છે, પણ પહેલી આહુતિમાં 'આપ' શબ્દનું જ શ્રવણ નથી તો પછી પાંચમી ('આપ'ની પાંચમી) આહુતિ બને જ શી રીતે ? આનો ઉત્તર આ સૂત્રમાં છે.

प्रथमेऽश्रवणादिति चेन्न ता एव ह्युपपत्तेः ॥ ५ ॥

પદાર્થ.– (प्रथमे) પહેલા અગ્નિમાં (अश्रवणात्) 'આપ'નું ન હોવાથી (इति चेत्) જો એવી શંકા કરવામાં આવે તો (न) ઠીક નથી (ताः एव) આપ (પાણી) જ (हि) કારણ કે (उपपत्तेः) ઉપપત્તિ થતી હોવાથી.

ભાવાર્થઃ– દ્યૌ, પર્જન્ય, પૃથ્વી, પુરુષ અને યોષા (સ્ત્રી) આ પાંચને ઉપનિષદમાં અગ્નિનું રૂપ આપ્યું છે. એટલે કે તે અગ્નિ તરીકે કલ્પેલા છે. આમાં પહેલો અગ્નિ દ્યૌ છે. પહેલા અગ્નિમાં હૌમ્ય દ્રવ્ય તરીકે આપ (પાણી)નું શ્રવણ નથી. ત્યારપછીના ચાર અગ્નિમાં આપને હૌમ્ય દ્રવ્યની કલ્પના કરી હોય તો ભલે પણ પહેલા અગ્નિમાં તો હૌમ્ય દ્રવ્ય તરીકે 'શ્રદ્ધા' બતાવવામાં આવી છે આથી 'આપ'ની પાંચ આહુતિઓ થઈ શકતી નથી તો પાંચમી આહુતિમાં આપ (પાણી) પુરુષવાચક અર્થાત્ માનવગર્ભ કેવી રીતે થઈ શકે ?

આનું સમાધાન આ પ્રમાણે છે કે, तस्मिन्नेतस्मिन् अग्नौ देवाः श्रद्धां जुह्वति ૫-૪-૨. છાંદો. ઉપ. દ્યૌરૂપ અગ્નિમાં દેવો શ્રદ્ધાને હોમે છે. (આ ઠેકાણે દેવનો અર્થ પરમાત્મા સમજવો.) એ વાત ખરી પણ 'આપ' ને જ અહીં શ્રદ્ધા તરીકે કહેવામાં આવી છે. કારણ કે શ્રદ્ધા એ તો મનની એક વૃત્તિ છે એનો હોમ થઈ શકે નહિ,

માટે શ્રદ્ધાશબ્દથી 'આપ' રૂપ પ્રથમ આહુતિ સમજવી જોઈએ. 'શ્રદ્ધા વા આપઃ' શ્રદ્ધા આપ કહેવાય છે આવું શાસ્ત્રીય વચન પણ છે. પરમાત્મા સૂક્ષ્મભૂત આદિ તત્ત્વોથી પરિવેષ્ટિત થએલા ઈષ્ટાદિકારી જીવાત્માને દ્યુલોકમાં મોકલે છે અને ત્યાં તે સોમરાજ તરીકે અતિમાનવ થાય છે અને ત્યાં પોતાના કર્મ સુખરૂપ ફળ અનુંભવે છે. ત્યાંનું કર્મ પુરું થયા પછી એજ સૂક્ષ્મ 'આપ' પર્જન્યમાં, પર્જન્યમાંથી પૃથ્વીમાં, પૃથ્વીમાંથી પુરુષમાં અને પુરુષમાંથી સ્ત્રીના શરીરમાં ગર્ભરૂપે આવે છે. આજ ઉપનિષદનુ તાત્પર્ય છે જીવાત્મા પોતે શરીરમાં નીકળ્યા પછી અજ્ઞાની હોવાથી કયાં જવું ? તેનું ભાન એને હોતું નથી માટે પરબ્રહ્મ રૂપ પરમાત્મા દેવ જ એને દ્યુલોકમાં મોકલે છે. અને પરમાત્માની શક્તિથી જ ત્યાં તેનુ નવું શરીર બને છે એનું નામ ત્યાં 'સોમરાજ' હોય છે. આજ અતિમાનવ પુરુષ કહેવાય છે. ॥ ૫૫ ॥

રૂપક તરીકે વર્ણવેલ પાંચ અગ્નિઓમાંના પહેલા દ્યુલોકરૂપ અગ્નિમાં કેવળ સૂક્ષ્મભૂતમાત્રારૂપ 'આપ' (પાણી)ની જ આહુતિ હોમ્યાનું જણાય છે. ત્યાં જીવાત્માનો ઉલ્લેખ નથી, તો જીવાત્મા ચંદ્રલોકમાં જાય છે એ કેવી રીતે સમજવું ? એનો ઉત્તર આ સૂત્રમાં છે.

अश्रुतत्वादिति चेन्नेष्टादिकारिणां प्रतीतेः ॥ ६ ॥

પદાર્થઃ— (अश्रुतत्वात्) આહુતિમાં જીવાત્માનું શ્રવણ ન થતું હોવાથી (इति चेत्) જો એવી શંકા કરવામાં આવે તો (न) એ ઠીક નથી (इष्टादिकारिणाम्) યજ્ઞ, આપૂર્ત કરનારની (प्रतीतेः) પ્રતીતિ થતી હોવાથી.

ભાવાર્થઃ— છાંદોગ્ય ઉપનિષદમાં જણાવ્યું છે કે પાંચમી આહુતિએ આપ (પાણી) રૂપ સૂક્ષ્મભૂતમાત્રા આદિ પુરુષવાચક બને છે, પણ ત્યાં કોઈ જીવાત્માનું શ્રવણ થતું નથી માટે કોઇ

જીવાત્મા આહુતિ સાથે નથી એમ જણાય છે તો પછી માનવરૂપે પુનર્જન્મ કોનો? શું જડસ્વરૂપ આહુતિનો માનવરૂપે પુનર્જન્મ? જો એમ માનવામાં આવે તો જડમાંથી ચેતનની ઉત્પત્તિ થઇ એમ જ માનવું પડે. જો આમ હોય તો, તે ઉપનિષદના સિદ્ધાંતથી વિરુદ્ધ છે કારણ કે, ઉપનિષદમાં જડમાંથી ચેતનની ઉત્પત્તિ માની નથી. ચેતનને તો અનાદિસિદ્ધ માન્યો છે.

ઉપરની શંકાનું સમાધાન એ છે કે આહુતિ સાથે ઇષ્ટાદિ કરનાર જીવાત્માનો સંબંધ છે જેમકે अथ य इमे ग्रामे इष्टापूर्ते दत्तमिति उपासते ते धूममभिसम्भवन्ति છાં. ૫–૧૦–૬. જેઓ ગામમાં નિવાસ કરી યજ્ઞ અને ધર્મશાળા, શિક્ષણશાળા, ઔષધશાળા વગેરે બાંધે છે તથા યજ્ઞવેદિથી બહાર યોગ્ય ઠેકાણે સારૂં દાન આપે છે, પણ આત્માના જ્ઞાનથી રહિત હોય છે તો તે ધૂમમાર્ગે અર્થાત્ આત્મજ્ઞાનીઓના માર્ગ કરતાં જુદે માર્ગે જાય છે અને ચંદ્ર (સુખદાયક) લોકમાં જઇ ત્યાં સોમરાજા તરીકે જન્મી સુખ ભોગવે છે. અને ત્યાંથી કર્મફલ પૂરું ભોગવ્યા પછી માનવગર્ભમાં આવે છે. આ પ્રમાણે આહુતિઓ સાથે સંબંધ જોડવાનો છે, માટે ઇષ્ટાદિકારી જીવાત્માઓની પ્રતીતિ થવાથી આહુતિ સાથે જીવાત્માઓનો પણ સંબંધ છે જ. ભાવ એ છે કે, પાંચ અગ્નિઓનું જે નિરૂપણ કર્યું છે તેમાં અનાત્મજ્ઞ ઇષ્ટાદિકારી જીવાત્માઓનો સંબંધ છે, તેથી આહુતિઓ સાથે સંપરિષ્વક્ત=જોડાયેલા જીવાત્માઓ ચંદ્રાદિ લોકમાં જઇ માનવશરીર ધારણ કરવા ઇશ્વરની વ્યવસ્થાનુસાર પાછા ફરે છે એમ સમજવું અને એ જ આ સૂત્રનો સૂચિત સ્પષ્ટ અર્થ છે. ॥ ૬ ॥

ઇષ્ટાદિકારી જીવાત્મા ચદ્રલોકમાં સોમરાજા આદિ બને છે એ ખરૂં પણ એ 'સોમરાજા' તે દેવોનું અન્ન થઇ રહે છે અર્થાત્ દેવો તેને અમુક વખતે ભક્ષણ કરી લે છે, તો પછી માનવ તરીકે એનો પુનર્જન્મ કેવી રીતે માની શકાય? આ પ્રશ્નનો ઉત્તર આ સૂત્રમાં છે.

भाक्तं वानात्मवित्त्वात्तथाहि दर्शयति ॥ ७ ॥

પદાર્થ:- (वा) અથવા (भाक्तम्) ગૌણ પ્રયોગ છે. (अनात्मवित्त्वात्) આત્માના જ્ઞાનથી રહિત હોવાને લીધે (तथाहि) તે જ પ્રમાણે ઉપનિષદમાં (दर्शयति) બતાવે છે.

ભાવાર્થ:- પરલોકમાં સોમરાજાને દેવોનું અન્ન કહ્યું છે, એ વચન તો ગૌણ છે. 'સોમરાજા' એ તો ચેતન છે, ચેતન કોઇનુ અન્ન અર્થાત્ ખાદ્ય પદાર્થ ન હોય. વળી જો ચેતન જીવાત્મા ચંદ્ર-લોકમાં ખાદ્ય બની જાય તો ત્યાં જવું જ શા માટે ? તેવા લોક મેળવવા માટે ઈષ્ટાદિ પણ શા માટે કરવાં ? માટે અન્ન બનવાની વાતનો અર્થ બીજો છે એ લોકમાં એના કરતા વધારે ઉત્તમ આત્માઓના અર્થાત્ દેવોના ઉપભોગનું તે સાધન બની રહે છે એમ સમજવાનું છે. જેમ આ લોકમાં પ્રજા રાજાઓના ઉપભોગનું સાધન હોય છે તેમ. પ્રજા રાજાને પોતાની કમાણીનો ભાગ આપે છે માટે પ્રજા રાજાનુ અન્ન ગૌણ રીતે કહેવાય છે તેમ ચંદ્રાદિ-લોકમાં પણ સમજવું.

જ્યાં સુધી બ્રહ્મનું જ્ઞાન ન થાય ત્યાં સુધી માણસ ગમે તેવાં પુણ્યશાળી કામ કરે તો પણ તે સંપૂર્ણ નિર્ભય અને સંપૂર્ણ આનંદવાન્ બની શકતો નથી. આ ઉપરથી એ સમજવાનું છે કે ઇષ્ટ, આપૂર્ત અને દત્ત આદિ કર્મ કરી જેણે ઉત્તમગતિ મેળવી છે, પણ આત્મજ્ઞાન નથી મેળવ્યુ તે મોક્ષ અથવા મુક્તિ પામી શકતો નથી. ગીતામાં પણ આજ ભાવનો ઉપદેશ આપ્યો છે જેમકે क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति પુણ્ય પુરૂં થયા પછી જીવાત્માને સ્વર્ગમાંથી મનુષ્યલોકમાં આવવું પડે છે. જીવાત્મા કોઈનું પણ સાચા અર્થમાં અન્ન બનતો નથી, એ તો અવિનાશી છે. માટે પરલોકમાં જીવાત્મા ઉત્તમ સુખ સાથે કાયમના અસ્તિત્વ વાળો જ

રહે જ છે તેથી જીવાત્મા ભૂતસૂક્ષ્મમાત્રાઆદિથી પરિવેષ્ટિત રહેલો પરલોકમાં જાય છે એ વેદાન્તનું કથન સત્ય છે. ॥ ७ ॥

હવે પરલોક (ચંદ્રલોક)માં કર્મનું ફળ ભોગવી લીધા પછી એ જીવાત્મા પાછો મૃત્યુલોકમાં શરીર ધારણ કરવા ઊતરે છે, એનું વર્ણન કરે છે. અહીં શંકા એ થાય છે કે સંપૂર્ણ કર્મનુ પૂરેપૂરૂં ફળ ભોગવ્યા પછી કોઇ કર્મ બાકી ન રહેતું હોવાથી જીવાત્મા ત્યાંથી મૃત્યુલોકમાં શરીર ધારણ કરવા આવે જ કેમ? શરીર ધારણ કરવું એ તો કર્મનું ફળ છે, કર્મ બાકી ન હોવાથી શરીરરૂપ ફળ મળે જ કયાંથી? આનું સમાધાન આ સૂત્રમાં છે.

कृतात्ययेऽनुशयवान् दृष्टस्मृतिभ्यां यथेतमनेवं च ॥ ८ ॥

પદાર્થઃ– (कृतात्यये) પરલોકમાં આરબ્ધફળવાળા કર્મનો ક્ષય થયા પછી (अनुशयवान्) બાકી રહેલાં કર્મવાળો જીવાત્મા મૃત્યુલોકમાં પાછો આવે છે. (दृष्टस्मृतिभ्याम्) વેદાન્ત અને સ્મૃતિમાં એવો ઉલ્લેખ હોવાથી (यथेतम्) જેવા માર્ગે ઉપર ચડ્યો હતો તેવા માર્ગે (च) અને (अनेवम्) તેના જુદી જાતના માર્ગે પણ.

ભાવાર્થઃ–तस्मिन् यावत्संपातमुषित्वाऽथैतमेवाध्वान पुनर्निवर्तन्ते यथेतमाकाशमाकाशाद्वायु वायुर्भूत्वा धूमो भवति धूमो भूत्वाऽभ्रं भवति, अभ्रं भूत्वा मेघो भवति मेघो भूत्वा प्रवर्षति । त इह व्रीहियवा ओषधिवनस्पतयस्तिलमाषा इति जायन्तेऽतो वै खलु दुर्निष्प्रपतर यो यो ह्यन्नमत्ति यो रेतः सिञ्चति तद्भूत एव भवति । छा. उप. स. ५–१०–५–६.

આ ઔપનિષદ વાકયમાં પરલોકમાંથી ઊતરવાનો પ્રકાર અને માનવગર્ભમાં કેવી રીતે જીવાત્મા પ્રવેશ કરે છે તે જણાવ્યું છે. અર્થ આ પ્રમાણે છે. 'પરલોકમાં જ્યાં સુધી કર્મ હોય છે ત્યાં સુધી ફળ ભોગવવા માટે ત્યાં રહીને, જેવા માર્ગે જીવાત્મા પરલોકમાં ગયો હતો તેવા માર્ગે અને તેનાથી કંઈક અંશે જુદા પડતા માર્ગે પાછો ફરે છે. પ્રથમ આકાશમાં અને ત્યાંથી વાયુમાં

જાય છે વાયુ થયા પછી અભ્ર (વાદળ) થાય છે પછી મેઘ અને પછી વૃષ્ટિદ્વારા પૃથ્વી ઉપર વ્રીહિ, જવ, ઓષધિ, વનસ્પતિ, તલ અને અડદ આદિમાં રહે છે. આ માર્ગમાંથી પાર ઉતરવું બહુ જ મુશ્કેલ છે. પછી જે અન્ન ખાય છે તેની સાથે અને જે રેત સેક્તા છે તેની સાથે સંબદ્ધ થાય છે લગભગ એકરૂપ થાય છે. ત્યાર બાદ માનવગર્ભમાં આવે છે.

શિષ્યઃ– પરલોકમાંથી આ લોકમાં ઊતરનાર જીવાત્મા સાનુશય (કર્મવાળો) હોય છે કે નિરનુશય (કર્મવગરનો) ?

ગુરુ– સાનુશય હોય છે અર્થાત્ કર્મવાળો હોય છે.

શિષ્યઃ– કર્મ તો બધું ભોગવાઇ ગયું હોય છે તો બીજું કર્મ ક્યાંથી આવ્યું ? પરલોકમાં તો કર્મનું ફળ ભોગવવા જ જીવાત્મા ગયો હતો નવાં કર્મ કરવા માટે નહિ.

ગુરુ– જીવાત્મામાં બીજાં કર્મો પણ હતાં પણ તે કર્મ ફલોન્મુખ (ફળ આપવાના સમયમાં આવ્યાં) ન હોતાં કારણ કે, ચંદ્રલોકમાં ફળ આપતું કર્મ ભોગવાતું હતું એટલે બીજાં કર્મો એમને એમ પડયાં હતાં એટલે કે, સંચિતરૂપે જીવાત્મામાં વિદ્યમાન હતાં.

તે કર્મોમાંથી કોઈ કર્મ ફળોન્મુખ થાય છે અને તે કર્મ ઈશ્વરીય વ્યવસ્થાને આધારે જીવાત્માને મૃત્યુલોકમા ખેંચી લાવે છે. સારૂં કર્મ હોય તો માનવ શરીર પામે છે અને ખરાબ કર્મ હોય તો પશુ આદિના શરીરને પામે છે.

જીવાત્મા નિરનુશય (કર્મરહિત) કદિ પણ થતો નથી. કર્મ એટલે ધર્મ અને અધર્મરૂપ સંસ્કાર સમજવા, જીવાત્મામાં ધર્મ અને અધર્મ થોડે ઘણે અંશ સદૈવ રહેજ છે.

મરણ વખતે અમુક ધર્માધર્મ અથવા કર્મ પ્રારબ્ધ બને છે જ્યારે બીજાં કર્મો સંચિતરૂપ આત્મરૂપ ભૂમિમાં નિષ્ક્રિય પડયાં

રહે છે, જ્યારે એનો વારો આવે છે ત્યારે તે પણ પ્રારબ્ધ બને છે. આ બધું સર્વશક્તિમાન્ પરમાત્માની શક્તિથી ચાલતું હોય છે.

प्राप्यान्त कर्मणस्तस्य यत्किं चेह करोत्ययम् ।
तस्माल्लोकात्पुनरैत्यस्मै लोकाय कर्मणे ॥ બૃ. ૪–૪–૬.

અર્થઃ– તે કર્મના અંતને પામીને, આ લોકમાં જે કંઈ કર્મ કર્યું હોય છે તેને લીધે તે લોકમાંથી આ લોકમાં કર્મ કરવા માટે આવે છે.' ગીતા અને ગૌતમસ્મૃતિ આદિ સ્મૃતિઓમાં પણ આવી જાતના ઘણા ઉલ્લેખો છે.

આ કારણથી સમજાય છે કે પરલોકમાં જીવાત્માને પાછા આ મર્ત્યભૂમિમાં આવવા કર્મ બાકી રહેલાં હોય છે. ॥ ૮ ॥

'અનુશય' એટલે ભોગવાઈ ગયેલા કર્મથી જુદું કર્મ. કર્મથી તેના ફલ તરીકે શરીર મળે છે. આવું સર્વ વૈદિક વિદ્વાનો માને છે, આમાં કોઈક અપવાદ છે તે આ સૂત્રમાં સૂચિત કરે છે.

चरणादिति चेन्नोपलक्षणार्थेति कार्ष्णाजिनिः ॥ ९ ॥

પદાર્થઃ– (चरणात्) ચરણથી શરીરની પ્રાપ્તિ થાય છે (इति चेत्) જો એમ માનવામાં આવે તો (न) ઠીક નથી (उपलक्षणार्था इति) ચરણ ઉપલક્ષણ તરીકે છે એવું કાર્ષ્ણાજિનિ આચાર્યનું માનવું છે.

ભાવાર્થઃ– तद्य इह रमणीय चरणा अभ्याशोह यत्ते रमणीया योनिमापद्येरन् ......तद्य इह कपूयचरणा अभ्याशो ह यत्ते कपूया योनिं मापद्येरन्...छां. ૫–૧૦–૭. આ ઉપનિષદનું વચન એમ કહી રહ્યું છે કે જેઓ સારૂં ચરણ કરે છે તે સારી યોનિ (શરીર) પામે છે અને ખરાબ ચરણ કરે છે તે ખરાબ યોનિ પામે છે. આ ઉપરથી સમજાય છે કે ચરણથી યોનિ (શરીર) પ્રાપ્ત થાય છે અનુશયથી નહિ.

ચરણ અને અનુશય બંનેના જુદા જુદા અર્થો છે.

ચરણ=ચારિત્ર, આચાર, શીલ.

અનુશય=ભોગવાઈ ગયેલા કર્મથી જુદું કર્મ.

વેદાંતમાં બીજે.ઠેકાણે પણ કર્મ અને ચરણને જુદાં જુદા બતાવ્યાં છે. જેમકે यथाकारी, यथाचारी तथा भवति બૃ. ૪-૪-૫. અહીં 'કારી' અને 'ચારી' એમ જુદા જુદા બતાવ્યા છે, જો એક હોય તો જુદું કથન હોય નહિ.

यान्यनवद्यानि कर्माणि तानि सेवितव्यानि नो इतराणि यानि अस्माकं सुचरितानि तानि त्वयोपास्यानि...। तै. उप. ૧૧-૨ ॥ અહીં પણ કર્મ અને સુચરિત જુદાં બતાવ્યાં છે. આ કારણથી ચરણથી યોનિ પ્રાપ્ત થાય છે એમ ઉપર બતાવેલા ઉપનિષદના વચનથી સિદ્ધ થાય છે અનુશયથી શરીરની પ્રાપ્તિ થતી નથી. આવી માન્યતા ધરાવનાર સામે કાર્ષ્ણાજિનિ આચાર્ય એમ જણાવે છે કે 'ચરણ' નુ શ્રવણ તો ઉપલક્ષણના અર્થમાં આવેલુ છે એટલે કે સારા આચરણથી સંયુક્ત થયેલો અનુશય (એક કર્મનુ ફળ ભોગવાઈ ગયા . પછી બાકી રહેલું બીજું કર્મ) શરીરને પ્રાપ્ત કરાવે છે. માટે અનુશયથી યોનિ=શરીર મળે છે એમ કહેવામાં કશો વાંધો નથી. ॥૯॥

બીજી શંકા કરી તેનું સમાધાન આ સૂત્રમાં કરે છે,

आनर्थक्यमिति चेन्न तदपेक्षत्वात् ॥ ૧૦ ॥

પદાર્થઃ- (आनर्थक्यम्) જો રમણીય ચરણ અને કપૂયચરણનુ કશું ફળ ન હોય તો તે નિરર્થક છે (इति चेत् न) જો એવી શંકા .કરવામાં આવે તો ઠીક નથી (तदपेक्षत्वात्) અનુશયને ચરણની પણ અપેક્ષા હોય છે.

ભાવાર્થઃ-સારૂં ચરણ અને ખરાબ ચરણ કે જે, ઉપનિષદમાં કહેવામાં આવ્યુ છે તે નિરર્થક નથી. ચરણ એટલે સદાચાર. જે સદાચારી હોય અને વૈદિક કર્મ યજ્ઞ, યાગ દાન, તપ વગેરે કરે તો તેને સારૂં શરીર મળે છે. અર્થાત્ સારી યોનિ મળે છે. યજ્ઞ યાગાદિ વૈદિક કર્મ કરે પણ તે માણસ સદાચારી ન હોય તો તે

કર્મ તેને સારૂં ફળ આપતું નથી. યજ્ઞ, અધ્યયન, દાન અને તપ તો દુરાચારી માણુસ પણ કરી શકે છે પણ એ કર્મો તો એના દંભને જ પોષે છે, માટે કર્તા ચરણરૂપ સદાચાર સાથે જો વૈદિક કર્મનુ અનુષ્ઠાન કરે તો જ કર્મ તેને સારૂં ફળ આપે છે. आचारहीन न पुनन्ति वेदा.' જે સદાચાર હીન માણુસ હોય છે તેને વેદ પાવન કરતા નથી. એટલે કે, વેદોક્ત કર્મ દુરાચારીને પવિત્ર બનાવતા નથી. સદાચારી માણુસ જ વૈદિક કર્મ કરવાને અધિકારી છે, લાયક છે. આ કારણથી ચરણથી ચરણશ્રુતિ નિરર્થક નથી. વૈદિક કર્મ કરનારને રમણીય ચરણની અપેક્ષા છે. ચરણ અને આચરણ બંનેનો એક જ અર્થ છે. ॥૧૦॥

હવે બાદરિ આચાર્યનો મત આના સંબધમાં બતાવે છે.

सुकृतदुष्कृते एवेति तु बादरिः ॥ ११ ॥

પદાર્થઃ– (सुकृतदुष्कृत एव) રમણીય ચરણ અને કપૂયચરણનો અર્થ સુકૃત અને દુષ્કૃત છે. (इति तु) એવું (बादरिः) બાદરિ આચાર્ય માને છે.

ભાવાર્થઃ– વ્યાસ મુનિના પિતાશ્રી બાદરિ એમ માને છે કે, ચરણ શબ્દથી સુકૃત અને દુષ્કૃત જ સૂચિત થાય છે. ચરણ, અનુષ્ઠાન અને કર્મ આ ત્રણે શબ્દનો એક જ અર્થ છે. વૈદિક પવિત્ર કર્મ જ રમણીય ચરણથી સમજાય છે. અનુશય એટલે એક કર્મ ભોગવ્યા પછી બીજું કર્મ. કે, જે ફળ આપવા તૈયાર થાય છે, તે જો સારૂં હોય તો સારા પુણ્યશાળી માનવના શરીરને આપે છે અને ખરાબ કર્મ હોય તો તે પશુ આદિનું પણ શરીર આપે છે. એવો જ અર્થ ઉપનિષદના વાકયનો છે. ॥૧૧॥

પુણ્યશાળી અને પાપી બધા જ જીવાત્માઓ ચંદ્રલોકમાં જાય છે. તે આ સૂત્રમાં પૂર્વપક્ષ તરીકે બતાવે છે.

अनिष्टादिकारिणामपि च श्रुतम् ॥ १२ ॥

પદાર્થ – (च) અને (अनिष्टादिकारिणाम् अपि) જેઓ યજ્ઞ આદિ વૈદિક કર્મ નથી કરતા તેઓને પણ (श्रुतम्) ચંદ્રપ્રાપ્તિ થાય છે, એવું શ્રવણ થાય છે.

ભાવાર્થઃ– જેઓ યજ્ઞ યાગ આદિ પવિત્ર વૈદિક કર્મ કરતા નથી, સદાચાર પણ પાળતા નથી તેઓને પણ ચંદ્રલોકમાં જવું પડે છે, એવું ઉપનિષદનું વચન છે.

હવે અહીં શંકા એ થાય છે કે સદાચારીઓ અને દુરાચારીઓ બંને ચદ્રલોક જેવા પવિત્ર લોકમાં જતા હોય તો સદાચારનો કશો જ વિશિષ્ટ અર્થ નથી. ઉપનિષદનું વચન આ પ્રમાણે છે. 'ये वै के च अस्माल्लोकात् प्रयन्ति चन्द्रमसमेव ते सर्वे गच्छन्ति' આ લોકમાંથી મરણ બાદ સર્વ જીવાત્માઓ ચંદ્રલોકમાં જાય છે. (कौषी उप. १–२.) ચંદ્રલોકમાં ગયા સિવાય બીજો દેહ જ મળતો નથી. માટે પાંચમી આહુતિએ 'આપ' પુરુષ વાચક થાય છે એ વાકયનો કશો અર્થ જ રહેતો નથી. પાપી લોકોને કદાચ ચંદ્રલોકમાં સુખ ભોગવવાનું ન હોય પણ મર્યા બાદ તેને પણ ત્યાં જવું તો પડે છે એ તો ઉપર બતાવેલા ઉપનિષદના વાકયથી સ્પષ્ટ થાય છે. ॥૧૨॥

આનો ઉત્તર આ સૂત્રમાં છે.

सयमने त्वनुभूयेतरेषामारोहावरोहौ तद्गतिदर्शनात् ॥ १३ ॥

પદાર્થઃ– (संयमने) યાતનામય યમપુરીમાં (अनुभूय) દુઃખો ભોગવીને (इतरेषाम्) બીજાઓના (आरोहावरोहौ) ચડવું અને ઊતરવું થાય છે (तद्गतिदर्शनात्) તેઓની ગતિ બતાવી હોવાથી (तु) तु શબ્દ પૂર્વપક્ષની વ્યાવૃત્તિ બતાવે છે.

ભાવાર્થ – જેઓને આત્માનું જ્ઞાન નથી તથા જેઓ ઇષ્ટ આપૂર્ત અને દત્ત આદિ કર્મો કરતા નથી તેઓને તો યમ અર્થાત્ પરમેશ્વરના નિયમાનુસાર દુઃખમય લોકમાં જવું પડે છે. આવા લોકને જ યમપુરી અથવા સંયમન પુરી કહેવામાં આવે છે. ભાવ એ છે કે દુરાચારી પુરુષોને દુઃખભર્યા લોકોમાં જવુ પડે છે અને ત્યાંથી પાછું ઊતરવું પડે છે. એવા લોકો ચંદ્રલોકમાં જતા નથી કારણ કે ત્યાં તેને સુખ ભોગવવાનું હોતું નથી, તો ત્યાં શા માટે જાય. ખાલી ઊતરવા માટે કોઇ કયાંય ચડતો નથી. દાખલા તરીકે કોઈ ઝાડ ઉપર ચડે છે તો ફળ ફુલ આદિ લેવા માટે ચડે છે, કેવળ પડવાને માટે કોઇ ચડતો નથી. આ ઉપરથી સમજી શકાશે કે અનિષ્ટાદિકારી લોકો ચંદ્રલોકમાં જતા નથી. લોકનો અર્થ શરીર પણ થાય છે. હવે શંકા એ રહી કે, તો પછી કૌશીતકી ઉપનિષદમાં એમ શા માટે લખ્યું કે, બધા જ ચંદ્ર-લોકમાં જાય છે. આનો ઉત્તર એ છે કે, 'બધા એટલે ઈષ્ટાદિકારી અને આત્મજ્ઞાનીઓ બધા' એમ સમજવું જોઇએ. ઉપનિષત્કારનો એ જ ભાવ છે.

બીજા ઉપનિષદોમાં એમ જણાવ્યું છે કે અનાચારી માણસો દુઃખ ભોગવવા યમને આધીન થાય છે જેમકે, न साम्परायः प्रतिभाति बालं प्रमाद्यन्तं वित्तमोहेन मूढम् । अयं लोको नास्ति पर इति मानी पुनःपुनर्वशमापद्यते मे ॥ (કઠ. ૨૧૬) અજ્ઞાની માણસને પરલોક સમજાતો નથી. કારણ કે, તે ધનને મેળવવામાં પ્રમાદ કરતો હોય છે. સારાસારને અર્થાત્ પરમાર્થને ન જાણનાર હોવાથી તે માણસ 'મૂઢ' કહેવાય છે. આ સ્ત્રી, પુત્ર, બંધુ, ઘર દેશ આદિ દશ્ય સ્થાવર જંગમ જ લોક છે; બીજા કોઈ અદશ્ય લોક નથી. એવું માનનાર માણસ પરમાત્મારૂપ યમને આધીન થઇ અજ્ઞાનના ફળરૂપ દુઃખને ભોગવે છે. આ પ્રમાણે અનિષ્ટાદિકારીઓની ગતિ ઉપનિષદમાં અર્થાત્ વેદાંતમાં બતાવી છે. ॥ ૧૩ ॥

स्मरन्ति च ॥ १४ ॥

ભાવાર્થઃ- અને મનુ, વ્યાસ આદિ મુનિઓ જણાવે છે કે કપૂયકર્મનો વિપાક દુ:ખજ હોય છે. ॥ ૧૪ ॥

अपि च सप्त ॥ १५ ॥

ભાવાર્થઃ- રૌરવ આદિ સાત નરકો છે એમ પુરાણોમાં પૌરાણિકોએ લખ્યું છે. તે પણ દુઃખ ભોગવવાના જુદા જુદાં સ્થાનો અથવા શરીરો છે એમ સમજવું જોઈએ દુરાચારી માણુસો કદી પણ ચંદ્રલોકમાં સુખોપભોગ પ્રાપ્ત કરી શકતા નથી. ॥ ૧૫ ॥

तत्रापि च तद्व्यापारादविरोधः ॥ १६ ॥

પદાર્થ- (तत्र अपि च) અને તે લોકોમાં પણ (तद्व्यापारात्) પરમાત્માનીજ સત્તા ચાલતી હોવાથી (अविरोधः) કોઈ વિરોધ નથી.

ભાવાર્થઃ- સાત નરકો છે, ત્યાં ચિત્રગુપ્ત વગેરે અધિકારીઓ છે એમ જે પુરાણમાં લખ્યુ છે તે તો અજ્ઞાનીઓને સમજાવવા ખાતર છે, બાકી સમસ્ત ભૂમંડળોમાં પરમાત્માની જ સત્તા ચાલી રહી છે એના સિવાય બીજા કોઇની સત્તા સંસારમાં ચાલતી નથી, માટે કોઈ પણ વિરોધ નથી. પરમાત્મા સર્વશક્તિમાન્ અને સર્વ-વ્યાપક છે. એ પોતાના કાર્યમાં કોઈની પણ મદદ ચાહતો નથી. એ પૂર્ણકામ છે. સૂર્ય જેમ પોતાના સ્વભાવથી પ્રકાશ આપે છે તેમ પરમાત્મા પોતાના સ્વભાવથીજ જગતને ચલાવે છે. ॥ ૧૬ ॥

આત્મવિદ્યા 'દેવયાન' અને નિષ્કામ કર્મ પિતૃયાણ માર્ગનું સાધન છે. તે આ સૂત્રમાં બતાવે છે.

विद्याकर्मणोरिति तु प्रकृतत्वात् ॥ १७ ॥

પદાર્થઃ- (विद्याकर्मणोः) દેવયાન અને પિતૃયાણ માર્ગ વિદ્યા

અને કર્મના છે (इति तु) 'पथो' એવા નિર્દેશથી વિદ્યા અને કર્મને સંબંધી તરીકે સૂચવે છે. (प्रकृतत्वात्) એવું પ્રકરણ હોવાથી.

ભાવાર્થઃ– દેવયાન અને પિતૃયાણ માર્ગે જવાને માટે વિદ્યા અને કર્મ કારણ તરીકે બતાવવામાં આવ્યા છે. 'तद्य इत्थं विदुः' છા. ૫–૧૦–૧. આ વાક્યથી દેવયાન માર્ગ વિદ્યાનો છે અર્થાત્ જેઓને આત્મજ્ઞાન થયું છે તે દેવયાન માર્ગે જાય છે.

अथ य इमे ग्रामे इष्टापूर्ते दत्तमित्युपासते છા. ૧૦ ૫-૩ આ વાક્યથી 'પિતૃયાણ' માર્ગ સૂચવાયો છે. જેઓ ગામમાં રહીને ઈષ્ટ, આપૂર્ત અને દત્તની ઉપાસના કરે છે તે પિતૃમાર્ગદ્વારા ચંદ્રલોકમાં જાય છે. દત્ત શબ્દનો અર્થ યજ્ઞવેદિની બહાર જે દાન આપવામાં આવે છે તે अथैतयोः पथोर्न कतरेण च न तानीमानि क्षुद्राण्यसकृदावर्त्तीनि भूतानि भवन्ति जायस्व म्रियस्वेत्येतत्तृतीयं स्थानम् तेनासौ लोको न सपूर्यते...છા. ૫–૧૦–૮. આ વાક્યથી ત્રીજું સ્થાન બતાવવામાં આવ્યું છે. જેઓને બ્રહ્મનું જ્ઞાન નથી, જેઓ ઈષ્ટ, આપૂર્ત અને દત્ત કર્મ પણ કરતા નથી તેઓને આ બે માર્ગમાંથી કોઈ પણ માર્ગે જવાનું હોતું નથી. જ્ઞાન અને કર્મ વગરના માણસ ઈતર પ્રાણીઓ માફક ક્ષુદ્ર જંતુઓ ગણાય છે. અને તેને વારંવાર જન્મ અને મરણ થયા જ કરે છે, એ ચંદ્રલોકમાં જઈ શકતા નથી. 'વારંવાર જન્મવું અને મરવું' આ જ ત્રીજું સ્થાન તેઓને માટે છે. ક્ષુદ્ર જંતુઓ અને વિદ્યાકર્મવિહીન માણસો મર્યા પછી ચંદ્રલોકમાં જતાં નથી તેથી ચંદ્રલોક સંપૂર્ણ ભરાતો નથી આ પ્રમાણે મર્યા પછી ત્રણ માર્ગો બીજું શરીર ધારણ કરવા બતાવ્યા . છે. વિદ્યા અર્થાત્ આત્મવિદ્યાવાળા માણસો દેવયાન માર્ગે જાય છે અને ઇષ્ટાદિ નિષ્કામ કર્મનારા માણસો પિતૃયાણ માર્ગે જાય છે અને બીજા માણસોને વારંવાર જન્મવું અને મરવાનું હોય છે એ જ એનો ત્રીજો માર્ગ છે. ॥૧૭॥

ત્રીજા સ્થાનમાં રહેનારા જીવાત્માઓને પાંચમી આહુતિ વગર

માનવ જન્મ શી રીતે મળે? ચંદ્રલોકમાં એઓ જાય તો જ પાંચમી આહુતિ એઓને માટે થઈ શકે, આનું સમાધાન આ સૂત્રમાં છે.

न तृतीये तथोपलब्धेः ॥ १८ ॥

પદાર્થઃ– (तृतीये न) ત્રીજા સ્થાનમાં ફરનાર જીવાત્માઓને પાંચમી આહુતિ હોતી નથી (तथा उपलब्धेः) આ પ્રમાણે જણાતું હોવાથી.

ભાવાર્થઃ– ક્ષુદ્ર માનવને દેહ મેળવવા માટે 'પાંચમી આહુતિ'ની જરૂર જ નથી. વિહિત કરનારાઓને પાંચમી આહુતિ માનવ શરીર મેળવવા માટે હોય છે. તૃતીય સ્થાન=ત્રીજું સ્થાન તો અવિહિત=કેવળ પાપ કર્મ કરનારાઓને માટે હોય છે. પશુ આદિના શરીરમાં જવા માટે પણ પાંચમી આહુતિની જરૂર નથી. પાંચમી આહુતિએ જીવાત્મા પુરુષ નામવાળો થાય છે એ પણ સામાન્ય નિયમ છે. પાંચ કરતાં ઓછી આહુતિએ પુરુષ અર્થાત્ મનુષ્ય દેહ ન મળે એવો પણ કોઈ અસાધારણ નિયમ નથી. જેઓ ચંદ્રલોકમાં ગયા છે તેઓને જ પાંચમી આહુતિનો નિયમ હોય છે.
ચંદ્રલોકમાં આકાશને પ્રાપ્ત થવું એ પહેલી આહુતિ.
આકાશમાંથી વાયુને પ્રાપ્ત થવું એ બીજી આહુતિ.
વાયુમાંથી પૃથ્વીરૂપ અન્નને પ્રાપ્ત થવું એ ત્રીજી આહુતિ.
અન્નમાંથી પુરુષમાં જવું એ ચોથી આહુતિ.
પુરુષમાંથી સ્ત્રીમાં જવું એ પાંચમી આહુતિ.

આ પ્રમાણે પાંચ આહુતિઓ બતાવવામાં આવી છે. ॥૧૮॥

પાંચમી આહુતિનો નિયમ ન હોવામાં બીજું પ્રમાણ આપે છે.

स्मर्यतेऽपि च लोके ॥ १९ ॥

પદાર્થઃ– (च) અને (स्मर्यते अपि) સ્મરણ પણ થાય છે (लोके) મહાભારત આદિ લૌકિક ગ્રંથમાં.

ભાવાર્થઃ- મહાભારત આદિ ગ્રંથોમાં એવું વાંચવામાં તથા સાંભળવામાં આવે છે કે દ્રોણ અને ધૃષ્ટદ્યુમ્ન અયોનિજ હતા. સૃષ્ટિની શરૂઆતમાં બધાં જ માનવો અયોનિજ થયા હતાં. હાલમાં પણ બગલી ગ્રામ્ય ધર્મ સિવાય ગર્ભધારણ કરે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે પાચમી આહુતિ હોવી જ જોઇએ એવો કોઇ નિયમ જણાતો નથી પાંચમી આહુતિ એટલે સ્ત્રીપુરુષનો જાતીય સંબંધ ॥૧૯॥

લૌકિક દર્શન પણ પાંચમી આહુતિનો અવ્યભિચારી નિયમ બતાવતો નથી. તે આ સૂત્રમાં જણાવે છે.

दर्शनाच ॥ ૨૦ ॥

પદાર્થઃ- (च) અને (दर्शनात्) લોકના નિરીક્ષણથી પાંચમી આહુતિનો નિયમ જણાતો નથી.

ભાવાર્થઃ- ચાર જાતની જન્મવ્યવસ્થા જોવામાં આવે છે.

(૧) જરાયુજ=માનવજન્મ. (૨) અંડજ=ઇંડામાંથી જન્મ.

(૩) સ્વેદજ = પરસેવામાંથી જન્મ = જૂ, માંકડ આદિનો જન્મ શરીરના પરસેવામાંથી થાય છે. પરસેવો એ પાણી છે. એટલે કે પાણીમાંથી જન્મે છે જે પાણીમાંથી જન્મે તે સ્વેદજ.

(૪) ઉદ્ભિજ્જ = પૃથ્વી ફાડીને જે જન્મે = ઊગે તે ઉદ્ભિજ્જ કહેવાય છે. વૃક્ષ આદિ 'ઉદ્ભિજ્જ' કહેવાય છે.

આ ચારમાં સ્વેદજ અને ઉદ્ભિજ્જ એટલે કે જૂ અને વૃક્ષ આદિનો જન્મ ગ્રામ્યધર્મના સેવનથી થતો નથી.

આ ઉપરથી પણ જાણી શકાશે કે સ્વેદજ અને ઉદ્ભિજ્જને પણ પાંચમી આહુતિ હોતી નથી, તેથી સ્પષ્ટ થાય છે કે મનુષ્યના જન્મમાં તથા ઈતર પ્રાણીઓના જન્મમાં પાંચમી આહુતિનો નિયમ નથી. ॥ ૨૦ ॥

હવે ચાર પ્રકારના જન્મ છે તે ઉપરના સૂત્રમાં જણાવ્યુ પણ ઉપનિષદમાં તો ત્રણ જ પ્રકાર જન્મના બતાવ્યા છે. અંડજ, જીવજ અને ઉદ્ભિજ્જ. तेषां खल्वेषां भूतानां त्रीण्येव बीजानि भवन्ति, आण्डजं, जीवजम् उद्भज्जमिति । જુઓ છાંદોગ્ય ૬ ૩ ૧. આનું સમાધાન આ સૂત્રમાં છે.

तृतीयशब्दावरोधः संशोकजस्य ॥ २१ ॥

પદાર્થ:- (संशोकजस्य) સ્વેદજ. (तृतीयशब्दावरोधः) ત્રીજા શબ્દથી સંગૃહીત થાય છે.

ભાવાર્થ:- લૌકિક નિરીક્ષણ સાથે ઉપનિષદના વચનનો વિરોધ નથી કારણ કે, " अण्डज जीवजमुद्भिज्जम्" (छा. ६-३-१) આમ ઉપનિષદમાં જણાવ્યુ છે. અહી ત્રીજો શબ્દ ઉદ્ભિજ્જ છે, તેથી સંશોકજ સ્વદેજનું પણ ગ્રહણ થાય છે. સ્વદેજ = પાણી ફાડીને નીકળે છે, ઉદ્ભિજ્જ પૃથ્વી ફાડીને નીકળે છે. આમ બનેની ઉત્પત્તિમા સમાનતા હોવાથી 'ઉદ્ભિજ્જ' શબ્દથી જ સ્વદેજનુ પણ ગ્રહણ કર્યુ છે. આથી લૌકિક નિરીક્ષણ અને ઉપનિષદ અર્થાત્ વેદાંતવાક્યમાં કશો પણ વિરોધ નથી. આ જરા પ્રાસંગિક કથન થયુ છે. હવે પાછા મૂળ વાત પર આવે છે. ॥ २१ ॥

ચંદ્રલોકમાંથી જ્યારે જીવત્મા આકાશાદિ માર્ગે ઊતરે છે ત્યારે તે આકાશાદિ સ્વરૂપને પામે છે કે આકાશાદિના સામ્યને ? એનો ઉત્તર આ સૂત્રમાં છે.

साभाव्यापत्तिरुपपत्तेः ॥ २२ ॥

પદાર્થ:- (साभाव्यापत्तिः) समानो भावः यस्य स सभावः, तस्य भावः= साभाव्यम् ॥ સામ્ય પામે છે. (उपपत्ते) એની જ ઉત્પત્તિ થઇ શક્તી હોવાથી.

ભાવાર્થ.- ચંદ્રલોકમાં કર્મફળ ભોગવ્યા પછી કર્મી કર્મ કરનાર જીવાત્માનું સ્થૂલ શરીર નાશ પામે છે ઓગળી જાય છે. માત્ર તેની

માથે સૂક્ષ્મ દેહ રહે છે, પછી તે આકાશ સમાન બને છે, પછી વાયુસમાન બને છે ત્યાર બાદ ધૂમ સદૃશ બને છે. આવી રીતે વૃષ્ટિના સામ્યમા પણ આવે છે. પછી વૃષ્ટિદ્વારા પૃથ્વી ઉપર અન્ન આદિ રૂપ બને છે જીવાત્મા આકાશના સ્વરૂપને પામતો નથી પણ તેના સામ્યને પામે છે. સૂક્ષ્મશરીરધારી જીવાત્મા આકાશ બની જાતા હોય તો પછી તે વાયુ ન બની શકે, એક વસ્તુતત્વનું એકજ રૂપ હોય છે અનેક રૂપ હોતાં નથી. મનુષ્યનુ રૂપ મનુષ્ય રૂપે જ હોઇ શકે સિંહ આદિ જંગલી જાનવરના રૂપે મનુષ્યનું રૂપ ન સંભવી શકે. આ કારણથી જીવાત્મા જ્યારે ચંદ્રલોકમાંથી અવરોહણ કરે છે ત્યારે આકાશ વાયુ, ધૂમ, અભ્ર અને મેઘના સામ્યને પામતા પામતાં વૃષ્ટિદ્વારા પૃથ્વી ઉપર અન્નાદિમાં પ્રવેશે છે ॥ ૨૨ ॥

હવે આકાશ અને વાયુ આદિનું સામ્ય અવરોહણ કરનાર જીવાત્માને કેટલો સમય રહે છે બહુ લાંબા વખત સુધી એ સામ્ય રહે છે કે થોડા સમય સુધી? આનો ઉત્તર આ સૂત્રમાં છે.

नातिचिरेण विशेषात् ॥ २३ ॥

પદાર્થ – (नातिचिरेण) થોડા સમય સુધી (विशेषात्) વિશેષનું દર્શન થતું હોવાથી.

ભાવાર્થ – ચંદ્રલોકમાંથી અવરોહણ કરનાર ઇષ્ટાદિકારી જીવાત્મા આકાશ, વાયુ, ધૂમ, અભ્ર અને મેઘના સામ્યને થોડા વખત સુધી ધારણ કરે છે. બહુ લાંબા વખત સુધી સામ્ય ધારણ કરવું પડતું નથી. આનાં કારણ એ છે કે, ઉપનિષદમાં આગળ જઇ લખ્યું છે કે अतो वै खलु दुर्निष्प्रपतरम् (છાં. ૫-૧૦-૬) જ્યારે જીવાત્મા અન્નાદિભાવને પામે છે ત્યારે તેમાંથી નિકળવું બહુજ કઠણ હોય છે. કઠણ એટલા માટે કે, વ્રીહિ આદિ અનાજમાંથી નિકળવા માટે જીવાત્માને બહુ લાંબો સમય લાગે છે. અનાજમાંથી નિકળવું બહુ લાંબે વખતે થાય છે અને તેથી જ તે

નિઃસરણ બહુદુઃખદાયી છે એ ઉપરથી સમજાય છે કે, આગળ કહેલા આકાશાદિના સામ્યમાંથી નિકળવાને થોડો સમય લાગે છે.

આમ વેદાંતના વાકયોના પૂર્વાપર ભાવનો પૂર્ણ વિચાર કરવાથી સમજાય છે માટે સૂત્રકાર આચાર્યે જણાવ્યું છે કે આકાશાદિ-સામ્ય થોડો વખત રહે છે અને વ્રીહિ આદિ અનાજનો સંબંધ બહુ લાંબા વખત સુધી રહે છે. આમ સામાન્ય રૂપે કહ્યું છે. ચોક્કસ દિવસ, માસ કે વર્ષની ગણત્રી કરી નથી. ॥ ૨૩ ॥

અનુશયી જીવાત્મા ચંદ્રલોકમાંથી ઊતરી વ્રીહિ આદિ રૂપે જન્મે છે કે વ્રીહિ આદિ અનાજ સાથે માત્ર સંપર્કજ પામે છે તેનો ખુલાસો આ સૂત્રમાં છે.

अन्याधिष्ठितेषु पूर्ववदभिलापात् ॥ ૨૪ ॥

પદાર્થ – (अन्याधिष्ठितेषु) અન્ય જીવાત્માઓથી અધિષ્ઠિત થયેલા ઘઉં ચણા આદિ અનાજના દાણામાં (पूर्ववत्) આગળ જણાવ્યા પ્રમાણે સંપર્ક માત્રજ હોય છે (अभिलापत्) કર્મ વગર એનું કથન હોવાથી.

ભાવાર્થઃ– त इह व्रहियवा ओषधिवनस्पतयस्तिलमाषा इति जायन्ते । છા. ૫-૧૦-૬. અહીં જીવાત્મા વ્રીહિ, જવ, ઓષધિ, વનસ્પતિ, તલ અને અડદ રૂપે જન્મે છે.' એમ કહ્યું છે.

હવે શંકા એ છે કે, ચંદ્રલોકમાંથી ઊતરતા અનુશયી જીવાત્માઓ વ્રીહિ આદિ શરીરવાળા ઉત્પન્ન થાય છે કે વ્રીહિ આદિ સાથે માત્ર સંબંધ રાખે છે? અહીં સિદ્ધાંત પક્ષ એ છે કે જેમ અનુશયી જીવાત્માઓ આકાશ અને વાયુ આદિ સાથે માત્ર સંબંધ પામે છે તેમ વ્રીહિ (અનાજ) આદિ સાથે પણ સંબંધજ પામે છે. વ્રીહિ રૂપે જન્મતા નથી એટલે કે વ્રીહિ, જવ, તલ વગેરેના દાણા અનુશયી જીવાત્માનાં શરીરો હોતાં નથી.

જો અનુશયી જીવાત્માઓ અનાજ દાણારૂપે જન્મે તો તે ગર્ભમા પ્રવેશ પામી શકે નહિ કારણ કે, અનાજ દળવાથી અને અગ્નિ ઉપર તેનો પાક થવાથી જીવાત્મા તે તે અનાજના દાણા રૂપ શરીરમાથી નિકળી જ જાય. જેમ માનવશરીર પ્રાણહીન થાય છે ત્યારે તેમાથી જીવાત્મા નિકળી જાય છે તેમ, તો પછી વીર્ય અને ગર્ભમા કોણ પ્રવેશ કરે ?

આ કારણથી તિલ માષ આદિ સાથે તેનો કેવળ અકર્મજન્ય સંયોગ સંબધ જ હોય છે.

વળી જો વ્રીહિ આદિ શરીર રૂપે અનુશયી જીવાત્મા જન્મે તો તેનુ કંઇ કર્મ હોવુ જ જોઈએ. હાલવુ, ચાલવું, ઊગવું, શ્વાસ લેવો વગેરે કર્મોમાંથી કોઈ પણ કર્મ અનુશયી જીવાત્માનુ જણાતું નથી. તેથી કેવળ સૂક્ષ્મ સબધ માનવો એજ યોગ્ય છે. અનાજના દાણા જેનુ શરીર છે તે જીવાત્માઓ જુદા જ છે અને તેઓ પોતાના કર્મને અનુસરી દાણા રૂપે ઓષધિ રૂપે જન્મ્યા હોય છે, પણ અનુશયી ચદ્રલોકમાંથી ઊતરતા જીવાત્માને તો તેની સાથે કેવળ સંયોગ રૂપ સંબંધ જ હોય છે.

અનુશયી જીવાત્મા કેવળ સંયોગ સંબધ રાખતો હોવાથી દાણા સાથે, લોટ સાથે તેનાથી બનતા ખોરાક સાથે પણ સંયોગ સંબંધ રાખી શકે છે અને પરિણામે વીર્ય સાથે સંબધ પામી ગર્ભાશયમાં જઈ શરીરી બની શકે છે. આ ઉપરથી એજ સિદ્ધાંત છે કે અનુશયી જીવાત્માઓ જ્યાંસુધી ગર્ભાશયમાં ન આવે ત્યાંસુધી તે તે પદાર્થો સાથે માત્ર સંયોગ સંબંધ રાખે છે. અનુશય એટલે ચંદ્રલોકમાં કર્મ ભોગવી લીધા પછી બીજા કોઈ ફળ આપવા માટે તૈયાર થયેલા કર્મનો સંબધ. એ સંબંધ જે આત્માને હોય તે અનુશયી આત્મા કહેવાય છે. અનુશયી આત્મા ગર્ભમાં પ્રવેશ પામ્યા પછી જ શરીરવાળો થાય છે.

योनि मन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिनः ।
स्थाणुमन्येऽनुसंयन्ति यथाकर्म यथाश्रुतम् ॥ કઠ. ઉપ. ૨-૨-૭

शरीरजैः कर्मदोषै र्याति स्थावरतां नरः ।
वाचिकैः पक्षिमृगतां मानसैरन्त्यजातिताम् ॥ મનુ. ૧૨-૯

આવાં પ્રમાણોથી સમજાય છે કે મનુષ્ય પોતાનાં કર્મ પ્રમાણે વૃક્ષાદિ સ્થાવર, પંખી અને પશુ વગેરે રૂપે જન્મે છે. ॥ ૨૪ ॥

જો વૃક્ષાદિ સ્થાવર, ઓષધિ, અન્ન વગેરે કોઈ પણ આત્માનાં શરીર હોય તો એનો અર્થ એ થયો કે એ બધાં સજીવ છે, અને જો સજીવ હોય તો તેનો ઉપભોગ કરનાર માણસ પાપી થઇ જાય અને ભોજન તથા યજ્ઞ યાગાદિ વૈદિક કર્મ પણ અશુદ્ધ થઈ જાય. અન્ન આદિ ખાવામાં હિંસા થાય એટલે એ કર્મ પાપ કર્મ કહેવાય. આ શંકાનું સમાધાન આ સૂત્રમાં છે.

अशुद्धमिति चेन्न शब्दात् ॥ २५ ॥

પદાર્થ:– (अशुद्धम्) લૌકિક અને વૈદિક કર્મ અશુદ્ધ થઇ જાય (इति चेत्) જો એવી શંકા કરવામાં આવે તો (न) ઠીક નથી (शब्दात्) શાસ્ત્રથી જ ધર્મ અને અધર્મ સમજાતો હોવાથી.

ભાવાર્થ:– 'કોઈ પણ જીવની હિંસા ન કરો' આવું શાસ્ત્રનું વિધાન છે. વૃક્ષ, ઓષધિ, અન્ન વગેરેનો ઉપભોગ કરતાં એ જીવ હોવાથી એનો નાશ કરવામાં હિંસારૂપ પાપ થાય એ શંકા છે ખરી પણ એનું સમાધાન આ પ્રમાણે છે.

ધર્મ અને અધર્મ એ તો અતીન્દ્રિય અર્થો છે. માણસ પોતાની બુદ્ધિથી એવો નિર્ણય ન કરી શકે કે આ કામ કરવાથી ધર્મ થાય છે અને આ કામ કરવાથી અધર્મ થાય છે. શાસ્ત્ર (વેદ) કહે તે કર્મ ધર્મ કહેવાય અને શાસ્ત્ર જેનો નિષેધ કરે તે કર્મ અધર્મ કહેવાય. ભોજન કરવામાં પાપ છે આવું કોઈ શાસ્ત્રીય વિધાન

નથી. ઉલટું યોગ્ય અતિથિઓને જમાડ્યા પછી જમવું એ તો 'અમૃત' ભોજન છે એવો શાસ્ત્રમાં ઉલ્લેખ છે. યજ્ઞ કરવો, યોગ્ય પાત્રને દાન આપવું એવું પણ શાસ્ત્રીય વિધાન છે માટે એ પણ ધર્મ છે.

આપણાથી કોઈને દુઃખ થાય એ અધર્મ છે એવું પણ આપણે આપણી બુદ્ધિથી નિર્ણય ન કરી શકીએ. વૈદ્ય, ડોકટર પણ ઓપરેશન કરતી વખતે થોડું ઘણું દુઃખ તો શરૂઆતમાં દર્દીને આપે જ છે. તેથી ઓપરેશન કરવું એ અધર્મ છે એમ ન કહી શકાય.

શાસ્ત્રમાં સંધ્યાવંદન, યજ્ઞ, ઉપવાસ વગેરે કરવા ફરમાવ્યું છે માટે વૈદિક કર્મ અશુદ્ધ અર્થાત્ પાપ જનક નથી.

ચોરને કેદમાં નાખવાથી ચોરને દુઃખ થાય છે છતાં એને કેદમાં નાખવો એ અધર્મ નથી.

પગમાં કાંટો વાગ્યો હોય તો તે કાઢતાં દુઃખ થાય તો પણ 'કાંટો કાઢવો' એ કર્મ અધર્મજનક નથી. આ ઉપરથી મનુ મહારાજે કહ્યું છે કે 'वेदप्रणिहितो धर्मः' વેદમાં જે કર્તવ્ય તરીકે બતાવ્યું હોય તે ધર્મ સમજવો અને કર્મશુદ્ધ છે એમ સમજવું. ગાય આદિ પ્રાણીઓને મારવાની શાસ્ત્રમાં મનાઈ કરી છે માટે ગોહત્યા વગેરે અધર્મ છે. શાસ્ત્રને ઓળખવું અને એનો અર્થ સમજવો એમાં બુદ્ધિની કસોટી છે. જો એ સમજવામાં ભૂલ થાય તો જરૂર ધર્મ અધર્મ રૂપે અને અધર્મ ધર્મ રૂપે સમજાય એવો ભય રહે છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે વૈદિક કર્મ તથા ભોજનાદિ લૌકિક કર્મ અશુદ્ધ નથી. અનાસક્તિથી ઉપભોગ કરવો એવું વેદમાં લખ્યું છે જેમકે 'त्यक्तेन भुञ्जीथाः' આથી સમજાશે કે વેદવિહિત ઉપભોગ પણ અશુદ્ધ નથી. યજ્ઞમાં હિંસા થતી ન હોવાથી તેને શ્રેષ્ઠતમ કર્મ કહ્યું છે માટે જો કોઈ યજ્ઞમાં હિંસા

કરે તો તે કર્મ શાસ્ત્રીય નથી એમ સમજવું. ગીતામાં પણ કહ્યું છે કે કર્તવ્ય અને અકર્તવ્ય સમજવામાં તમે જરૂર શાસ્ત્રનો આધાર શોધજો. આ ઉપરથી વૃક્ષ લતા અને અન્ન વગેરેનો કોઇ અધિષ્ઠાતા જીવ છે એમ માનવું જોઇએ અને અનુશયી જીવાત્મા તેનો (અન્નાદિનો) માત્ર સંયોગી છે અધિષ્ઠાતા નથી એમ સમજવું ॥ ૨૫ ॥

रेतःसिग्योगोऽथ ॥ २६ ॥

પદાર્થઃ— (अथ) પછી (रेतःसिग्योगः) રેતઃસેક્તા પુરુષના શરીરમાં જઈ તેના વીર્ય સાથે સંબંધ પામે છે.

ભાવાર્થઃ— આ કારણથી પણ સમજાય છે કે, અનુશયી આત્મા અન્નાદિ સાથે કેવળ સંયોગ જ પામે છે. છાંદોગ્ય ઉપનિષદમાં આ પ્રમાણે ઉલ્લેખ છે.

यो यो ह्यन्नमत्ति यो रेतः सिञ्चति तद्भूय एव भवति । छा. ५-१०-६

જે જે પુરુષ અન્ન ખાય છે અને વીર્યનું સેચન કરે છે, તેની સાથે અનુશયી જીવાત્મા સંયુક્ત થાય એટલે તદ્રૂપ જેવો બનીને રહે છે. જો કે અનુશયી જીવાત્મા પુરુષમાં અન્નદ્વારા ક્યારે દાખલ થાય છે અને કેટલા વખત સુધી પુરુષમાં રહે છે એ નથી જણાવ્યું, પણ પુરુષ સાથે તદ્રૂપ થઇ જીવાત્મા રહે છે એ વાત તો ઉપરના ઉપનિષદના પ્રમાણથી સ્પષ્ટ થાય છે. અન્ન આદિમાંથી નીકળી ગર્ભમાં દાખલ થવાનો સમય ઘણો લાંબો હોય છે એમ તો ઉપનિષદમાં લખ્યું છે. પુરુષની બાલ્ય અવસ્થામાં અનુશયી જીવ દાખલ થયો હોય તો તે જ્યાંસુધી રેતઃસિગ્ (વીર્યસેચક) ન થાય ત્યાં સુધી શરીરમાં તદ્રૂપ થઇને રહે છે. ઈત્યાદિ આ સૂત્રનો ભાવ છે. ॥ ૨૬ ॥

योनेः शरीरम् ॥ २७ ॥

પદાર્થઃ— (योनेः) યોનિમાં જઈ (शरीरम्) શરીર બંધાય છે.

ભાવાર્થઃ- વીર્યદ્વારા અનુશયી જીવાત્મા ગર્ભમાં દાખલ થાય છે અને ત્યાં તેની સાથે રહેલી સૂક્ષ્મ માત્રાઓ અને ઇન્દ્રિઓ આદિ સાથે શરીર બંધાય છે અને પૂર્ણ ગર્ભ થયા પછી તે જન્મે છે. આ ઉપરથી સમજી શકાશે કે અવરોહણ કરનાર જીવાત્મા જે જે પદાર્થોને પામે તે તે શરીરવાળો થતો નથી પણ માત્ર તેની સાથે સંપર્ક સાધે છે અને તેના જેવોજ એકાકાર હોય એવો યોગ અર્થાત્ સંબંધ પામે છે.

અવરોહી અનુશયી જીવાત્મા પણ તેના ઉદિત થયેલા કર્મ પ્રમાણે સારે ઠેકાણે અથવા ખરાબ ઠેકાણે જન્મે છે. ફળ આપવા તૈયાર થયેલું બીજું કર્મ (અનુશય) સારૂંયે હોય અને ખરાબેય હોય. ॥ ૨૭ ॥

इति वेदान्तदर्शने गुर्जर भाषाभाष्ये तृतीयाध्यायस्य प्रथमः पादः

* ❀ *

अथ तृतीयाध्याये द्वितीयपादः

પ્રથમ પાદમાં જીવાત્માને કર્માનુસાર શરીરમાંથી કેવી રીતે નીકળવું પડે છે? અને બીજા શરીરમાં કેવી રીતે પ્રવેશ કરવો પડે છે? વગેરે સમજાવ્યું. હવે જીવાત્માની અવસ્થાઓ સંબંધી વિચાર કરે છે. તેમાં પ્રથમ સ્વપ્ન અવસ્થા સંબંધી વિચાર આ પ્રથમ સૂત્રમાં સૂચવે છે. આ બે સૂત્રો પૂર્વપક્ષવાદીનાં છે એમ સમજવું.

सन्ध्ये सृष्टि राह हि ॥ १ ॥

ભાવાર્થઃ- (सन्ध्ये) સ્વપ્નમાં (सृष्टि) સર્જન છે (हि) કારણકે (आह) ઉપનિષદ કહે છે.

ભાવાર્થઃ—સન્ધ્ય એટલે સ્વપ્ન. જો કે સંધ્ય શબ્દ ભાષામાં સ્વપ્નના અર્થમાં વપરાતો નથી પણ ઉપનિષદમાં એનો અર્થ સ્વપ્ન કર્યો છે, જેમકે, संध्यं तृतीयं स्वप्नस्थानम् બૃહદારણ્યક. ઉપ. ૪-૩-૯. સંધ્ય ત્રીજું સ્વપ્નસ્થાન છે.

સંધ્યનો શબ્દાર્થ આ પ્રમાણે છે – જાગરિત અને સુષુપ્તિની વચ્ચે સ્વપ્નનું સ્થાન હોય છે. જાગરિત અવસ્થા અને સ્વપ્ન અવસ્થાનું જોડાણ:-એજ સંધિ.. એ સંધિમાં જે થાય તે સ્વપ્ન. આ સ્વપ્નમાં પણ સર્જન હોય છે. જેમ જાગરિત અવસ્થામાં પર્વત, નદી, સાગર, વૃક્ષ અને ગૃહદિની રચના હોય છે, તેમ સ્વપ્નમાં પણ દેખાતા પદાર્થોની રચના હોય છે. अथ रथान् रथयोगान् पथः सृजते। બૃ. ૪-૩-૧૦. રથો અને રથની સાથે સંબંધ ધરાવતા માર્ગને બનાવે છે. કારણ કે તે કર્તા છે. જો રચના ન હોય તો રથ આદિ દેખાય નહિ માટે કોઈ કર્તા સ્વપ્નમાં દેખાવ દેતા અર્થોને બનાવે છે. આ કારણથી ઉપનિષદના પ્રમાણથી સિદ્ધ થાય છે કે સ્વપ્નમાં સૃષ્ટિ અર્થાત્ રચના છે. (૧)

સ્વપ્નમાં રચના હોવામાં બીજું શબ્દ પ્રમાણ આપે છે.

निर्मातारं चैके पुत्रादयश्च ॥ २ ॥

પદાર્થઃ– (च) અને (एके) કેટલાક વેદશાખાના વિદ્વાનો સ્વપ્નમાં (निर्मातारम्) સ્વપ્નના અર્થના ઘડનારને પણ બતાવે છે. (च) અને (पुत्रादयः) પુત્ર આદિ વિષય તરીકે હોય છે.

ભાવાર્થઃ– વિદ્વાનો નિર્માતાનું આમ્નાન કરે છે એટલે કે સ્વપ્નના અર્થોનું નિર્માણ કરનારને પણ કહી બતાવે છે. જેમકે स एष सुप्तेषु जागर्ति कामं कामं पुरुषो निर्मिमाणः । કઠ. ઉપ. ૫–૮. ઈન્દ્રિયો જ્યારે નિષ્ક્રિય બને છે ત્યારે પુરુષ જુદા જુદા અર્થોને (ઊંઘમાં) બનાવતો હોય છે. આ અર્થો તે, કે, જે સ્વપ્નમાં દેખાવ આપે છે. જીવતા અને મરેલા માણસો પણ સ્વપ્નમાં દેખાય છે, પુત્ર આદિ સગાં વહાલાં પણ દેખાય છે આ બધાને પુરુષ બનાવે છે.

પ્રશ્નઃ– ઉપર જે કઠોપનિષદનું પ્રમાણ આપ્યું તેમાં પુત્રાદિને પુરુષ બનાવે છે એવો ઉલ્લેખ તો નથી.

ઉત્તરઃ– પુત્રાદિનો ઉલ્લેખ તો નથી પણ काम શબ્દનો ઉલ્લેખ તો છે જ. કામ એટલે જ પુત્ર આદિ काम्यते इति कामः જેની ઈચ્છા કરવામાં આવે તે 'કામ'.

એ જ ઉપનિષદમાં નચિકેતાને યમે કહ્યું છે કે, शतायुषः पुत्र पौत्रान् वृणीष्व, कामाना त्वा कामभाज करोमि । ૧–૨૩–૨૪. હે નચિકેત, સેંકડો વર્ષોની ઉમરવાળા પુત્ર પૌત્ર આદિને તુ માગ હું તને કામભાજ = પુત્રપૌત્રાદિવાળો બનાવું. અહીં પણ કામનો અર્થ પુત્ર પૌત્ર આદિ કરવામાં આવ્યો છે.

પ્રશ્નઃ– પુરુષ નિર્માતા તરીકે સ્વપ્નમાં આવ્યો છે એ ખરૂં પણ એ કયો પુરુષ અર્થોને બનાવે છે? શું જીવાત્મારૂપ પુરુષ કે, પરમાત્મારૂપ પુરુષ કે કોઇ ત્રીજો પુરુષ?

ઉત્તર – આ પુરુષ કોઇ જીવાત્મા તો નહિ જ પણ પરમાત્મા રૂપ પુરુષ સ્વપ્નના અર્થોને ઘડે છે કારણ કે નચિકેતા પરમાત્માને જ જાણવા ઇચ્છતો હતો અને યમાચાર્યે પરમાત્મા સંબંધી જ એ વચન ઉચ્ચાર્યું છે. પરમાત્માનું બીજું નામ પ્રાજ્ઞ પણ ઉપનિષદ કહેલુ છે. એ જ ઉપનિષદમાં આગળ જઇ એજ પુરુષને માટે કહેવામાં આવ્યુ છે કે, तदेव शुक्रं तद्ब्रह्म तदेवामृतमुच्यते

तस्मिंल्लोकाः श्रिताः सर्वे तदु नात्येति कश्चन ॥ कठ. उप. ५–८.

અર્થ– તે જ શુદ્ધ છે, તે બ્રહ્મ છે, તે અમૃત છે તેમાં જ બધા લોકો નિયમિત છે, તેના કરતા કોઈ પણ મોટો પુરુષ નથી. એ જ પુરુષ સ્વપ્નના અર્થનો નિર્માતા છે. આ ઉપરથી સમજાયે કે સ્વપ્નસૃષ્ટિ પણ પરમેશ્વરકર્તૃક છે.

જે સૃષ્ટિ પરમેશ્વર બનાવે તે ખોટી હોઈ શકે નહિ માટે સ્વપ્નની સૃષ્ટિ પણ જાગરિત સૃષ્ટિ જેટલી જ સાચી છે. આવું

પૂર્વપક્ષવાદીનું માનવું છે. ઉત્તરપક્ષવાદીનું જે મન્તવ્ય છે તે જ સિદ્ધાંત પક્ષ છે. માટે સ્વપ્નસૃષ્ટિના વાદનો સિદ્ધાંત પક્ષ ત્રીજા સૂત્રમાં બતાવે છે. સિદ્ધાંત સૂત્ર (૨)

मायामात्रं तु कार्त्स्न्येनानभिव्यक्तस्वरूपत्वात् ॥ ३ ॥

પદાર્થ:- (तु) આ શબ્દ પૂર્વપક્ષની વ્યાવૃત્તિને સૂચવે છે. (मायामात्रम्) સ્વપ્નમાં દેખાતા પદાર્થો કેવળ ભ્રમ છે, ખોટા છે, અથવા સંસ્કારને લીધે સ્મૃતિ માત્ર છે. (कार्त्स्न्येन) સંપૂર્ણતાથી (अनभिव्यक्तस्वरूपत्वात्) અભિવ્યક્ત સ્વરૂપવાળા ન દેખાવાથી.

ભાવાર્થ:- સ્વપ્નમાં કોઈ જાતની રચના નથી. ઈશ્વરકર્તૃક રચના નથી તેમ જીવકર્તૃક રચના પણ નથી. જે અર્થો દેખાય છે તે મિથ્યા છે. માયામાત્ર છે અર્થાત્ ભ્રાંતિમાત્ર છે. કારણ કે જે પદાર્થો દેખાય છે તેમાં સંપૂર્ણતા જણાતી નથી. જો દેખાતા પદાર્થો માટે યોગ્ય દેશ સ્વપ્નમાં હોય, સમય હોય, નિમિત્ત હોય અને તે પદાર્થોનો જાગરિત અવસ્થામાં બાધ થતો ન હોય તો તે પદાર્થો સાચા માની શકાય, પણ, એવું કશું નથી. સ્વપ્નમાં પર્વત, સાગર, નદી; વિશાળ જમીન વગેરે દેખાય છે, શું આ સ્વપ્ન લેનાર માણસના શરીરમાં સમાઈ શકે? શરીર તો એ પદાર્થોને માટે અત્યંત સાંકડું છે.

જો કોઇ કહે કે, જીવાત્મા શરીરની બહાર જઈ સ્વપ્નના અર્થો જુએ છે તો એ પણ ખોટી વાત છે. એ જીવાત્મા શરીરની બહાર જાય તો શરીર નિશ્ચેતન થવાથી મૃત્યુનો પ્રસંગ આવે. શરીર સાથે જીવાત્મા જો જાય તો પથારીમાં અથવા ખાટલામાં એની ગેરહાજરી થવી જોઈએ.

વળી એક જ ક્ષણમાં હજારો યોજન દૂર જવું અને ત્યાંથી પાછું ફરવું એ જરા પણ સંભવિત નથી. માટે શરીર બહાર જીવાત્માનું જવું, એ કહેનાર વેદાંત વાકય ગૌણ છે. શરીરમાં

રહી અને જે શરીરથી કામ ન લે બહાર ગયા જેવો છે એવો ગૌણ અર્થ કરવો જોઇએ. આ રહ્યું તે વાક્ય. वहिष्कुलाया-दमृतश्चरित्वा । स ईयते यत्र कामम् ॥ બૃ. ૪-૩-૧૨. આ ઠેકાણે કુલાય શબ્દનો અર્થ શરીર થાય છે. સ્વપ્નમાં અમર જીવાત્મા શરીર બહાર જઇ પાછો ઇચ્છા પ્રમાણે શરીરમાં દાખલ થાય છે. આ વાક્યને ગૌણાર્થક સમજવું.

અર્થો જોવાને, સાંભળવા આદિને માટે ઇંદ્રિયો હોય છે સ્વપ્નમાં ઇંદ્રિયો પોત પોતાના વ્યાપાર (કામ) થી મુક્ત હોય છે. તો વગર આંખથી, ગિરિ સમુદ્રાદિ જોવાય શી રીતે? માટે દશ્ય અર્થના દર્શન માટે જે નિમિત્ત જોઇએ તે પણ સ્વપ્નમાં હોતું નથી, આ કારણથી પણ સ્વપ્નના અર્થોની સૃષ્ટિ નથી એમ સિદ્ધ થાય છે.

જાગરિત અવસ્થામાં ઊંઘમાં જોયેલા સ્વાપ્નિક અર્થોનો બાધ અર્થાત્ અભાવ હોય છે, આ કારણથી સ્વપ્નના અર્થો ખોટા છે.

સમયનો પણ સ્વપ્નમાં વિસંવાદ હોય છે. રાતના સ્વપ્નમાં દિવસ દેખાય છે. ક્ષણવાર સ્વપ્નમાં વર્ષો વીતતા જણાય છે. માટે સ્વપ્નના અર્થો ખોટા છે. આ કારણથી પરમાત્મા સ્વપ્નના અર્થો બનાવતો નથી. જીવાત્મા સ્વપ્નના અર્થો બનાવતો હોય તો વગર શીખ્યે એ કેવી રીતે બનાવે? અને જો બનાવે તો પોતાને મન પસંદ પડતા જ બનાવે પોતાને ન ગમે એવા અર્થો ન જ બનાવે. આ કારણથી જીવાત્મા પણ સ્વપ્નના અર્થોને બનાવતો નથી. ઉપનિષદમાં પણ સ્વપ્નસૃષ્ટિ હોવાનો સ્પષ્ટ નિષેધ છે જેમકે न तत्र रथा, न रथयोगा न पन्थानो भवन्ति બૃ. ૪-૩-૧૦. અર્થઃ– સ્વપ્નમાં રથ નથી અને રથના માર્ગો નથી. આ કારણથી સ્વપ્નમાં અર્થોની સૃષ્ટિ નથી.

સ્વપ્નના અર્થોનું દર્શન સાચું છે, પણ અર્થો ખોટા છે અર્થ વગરનું દર્શન હોવું એનું નામ માયા અથવા ભ્રાંતિ કહેવાય છે. ॥૩॥

કોઈક સ્વપ્ન સૂચક પણ હોય છે તે આ સૂત્રમાં બતાવે છે.

सूचकश्च श्रुते राचक्षते च तद्विदः ॥ ४ ॥

પદાર્થઃ- (च) અને (सूचकः) કોઈક સ્વપ્ન સૂચક હોય છે (श्रुतेः) ઉપનિષદનું વચન હોવાથી (च) અને (तद्विदः) સ્વપ્નના અભ્યાસ કરનારાઓ (आचक्षते) કહે છે.

ભાવાર્થઃ- કેઈક સ્વપ્ન ભવિષ્યમાં થનાર સારા અથવા ખરાબ બનાવના સૂચક પણ હોય છે. यदा कर्मसु काम्येषु स्त्रियं स्वप्नेषु पश्यति। समृद्धिं तत्र जानीयात्तस्मिन् स्वप्ननिदर्शने ॥ છા. ઉપ. ૫-૨-૯. કોઈ માણસ કોઇ કામ્ય કર્મનું અનુષ્ઠાન કરતો હોય અને રાત્રે જો તેને સ્ત્રીનું સ્વપ્ન આવે તો તેને સમૃદ્ધિ મળશે. અર્થાત્ કામ્ય કર્મનું ફળ મળશે એમ જાણવું. જો કોઈ પણ માણસને કાળા માણસનું સ્વપ્નું આવ્યું હોય અને એ સ્વપ્નમાં દેખાતા માણસના દાંત પણ કાળા હોય અને તે માણસ પોતાને મારતો હોય તો જાણવું કે એ માણસનું મરણ થોડા સમયમાં થવાનું છે. આવા સારા અને ખરાબ બનાવને સૂચવનારાં કોઈક વખત સાચાં પણ પડે છે. વળી સ્વપ્નમાં હાથી ઉપર ચડવું એ સારા બનાવવાનું સૂચક છે અને ગધેડાની સ્વારી કરી હોય તો તે ખરાબ બનાવને સૂચવે છેઃ આવું સ્વપ્નોના અભ્યાસીઓનું કથન છે. આમ એકંદરે જોતાં સ્વપ્નોની પાછળ ઘણાં કારણો હોય છે. શરીરમાં વાત. પિત્ત અને કફના વૈષમ્યને લીધે પણ સ્વપ્ન આવે છે. માંદગીમાં પણ વિવિધ જાતના બહુ સ્વપ્નો આવે છે. ઘડપણમાં પણ સ્વપ્નો પુષ્કળ આવે છે, આમાંથી કોઈક સ્વપ્ન સાચો બનાવ પણ સૂચવી જાય છે. બાકી બીજાં બધાં સ્વપ્નો ખોટાં હોય છે, નિરર્થક હોય છે. અને કોઈ પણ અર્થનાં સૂચક હોતાં નથી. આત્મા સ્વયં પ્રકાશ-રૂપ છે જાગરિત અવસ્થામાં તે સ્વરૂપ સ્પષ્ટ ન થતું હોવાથી, સ્વપ્ન અવસ્થા અહીં સૂચવી છે. સ્વપ્ન આવવામાં માણસના

પોતાના સત્કર્મ અને દુષ્કર્મ પણ કારણ તરીકે છે. રાગ, દ્વેષાદિની ઉગ્રતા પણ સ્વપ્નના કારણ તરીકે હોય છે. સ્વપ્નના પદાર્થોનો રોજ ને રોજ બાધ (અભાવ) થતો અનુભવાય છે, જ્યારે જાગરિત અવસ્થાના અર્થોનો રોજ ને રોજ બાધ થતો નથી. માટે જાગરિત અવસ્થામાં અનુભવાતા અર્થો સ્વપ્નના અર્થો જેવા છે એમ માનવું ખોટું છે. ॥ ૪ ॥

પરમાત્મા અને જીવાત્મા બંને ચેતનસ્વરૂપ છે, તો જીવાત્મા દુઃખી અને પરમાત્મા નિત્ય આનંદસ્વરૂપ આવો ભેદ શાથી થયો? આનું સમાધાન આ સૂત્રમાં છે.

पराभिध्यानात्तु तिरोहितं ततो ह्यस्य बन्धविपर्ययौ ॥ ५ ॥

પદાર્થઃ– (पराभिध्यानात्) પરમાત્માના અભિધ્યાન ચિન્તનથી (तिरोहितं तु) તિરોહિત થયેલું હતું તે સ્વરૂપ (अस्य हि) આ જીવાત્માને પાછું પ્રકટ થાય છે કારણ કે (ततः) પરમાત્માના અજ્ઞાનથી અને જ્ઞાનથી (बन्धविपर्ययौ) બંધ અને મોક્ષ થાય છે.

ભાવાર્થઃ– જીવાત્મા અનાદિ કાળથી રાગદ્વેષમાં ફસાયેલો હોય છે તેથી એનું ચૈતન્ય અને નિર્દુઃખ સ્વરૂપ તિરોહિત થયેલું છે. આ કારણથી જીવાત્મા પોતાને દુઃખી સમજે છે પણ પરમેશ્વરના ધ્યાનથી અને નિષ્કામ વિશુદ્ધ કર્મ કરવાથી એનુ ઢંકાયેલું સ્વરૂપ પાછું પ્રકટ થાય છે. જેમ કટાયેલા વાસણને ઉપાયદ્વારા ઘસવાથી રો ઊજળું થાય છે તેમ પરમેશ્વરનો સાક્ષાત્કાર જ્યાંસુધી નથી થતો ત્યાં સુધી જીવાત્માને બંધન હોય છે અર્થાત્ દુઃખ, કલેશ અને અજ્ઞાન આદિ હોય છે પણ પરબ્રહ્મનો સાક્ષાત્કાર થતાંજ તે પોતાના નિર્દુઃખ અને ચૈતન્ય સ્વરૂપમાં ખીલી ઊઠે છે.

ज्ञात्वा देवं सर्वपाशापहानिः क्षीणैः क्लेशैर्जन्ममृत्युप्रहाणिः ।
तस्याभिध्यानात् तृतीयं देहभेदे विश्वैश्वर्यं केवल आप्तकामः ॥

(श्वेताश्व. उप. १-११.)

અર્થઃ— પરમાત્માને જાણ્યા પછી બધાં પાપોનો નાશ થાય છે, બધા ક્લેશો ક્ષીણ થાય છે, જન્મ અને મરણની પરંપરા બંધ પડે છે. બ્રહ્મનો સાક્ષાત્કાર થયા પછી અને વર્તમાન શરીરનો પાત થયા પછી તૃતીય સ્થાન અર્થાત્ મોક્ષ સ્થાન પ્રાપ્ત થાય છે. ત્યાં જીવાત્માની બધી કામના પૂર્ણ થયેલી હોય છે અને બધાં ઐશ્વર્યો સહિત તે કેવલ સ્વરૂપ બની ગયો હોય છે. આ ઉપરથી સમજી શકાશે કે જીવાત્મા પોતાના તિરોહિત થયેલા પવિત્ર સ્વરૂપને પરબ્રહ્મના ધ્યાનથી મેળવી શકે છે. પ્રકાશ આવ્યા પછી અંધારાને નાસવું પડે છે અને પોતે ઢાંકેલી વસ્તુને ખરા સ્વરૂપમાં પ્રકટ થવા દેવું પડે છે. પરમાત્મા શાંત તેજસ્વરૂપ છે. ॥ ૫ ॥

જીવાત્માના સ્વરૂપના તિરોહિત થવામાં બીજું કારણ બતાવે છે.

देहयोगाद्वा सोऽपि ॥ ६ ॥

પદાર્થ.— (स अपि) જીવાત્માની સાથે નિત્યસંબંધ રાખનાર જ્ઞાન અને ઐશ્વર્યનો સંબંધ (वा) પક્ષાન્તર સૂચવે છે. (देहयोगात्) શરીરના સંબંધથી.

ભાવાર્થઃ— જીવાત્માને શરીરનો સંબંધ પણ પરંપરા રૂપે અનાદિ કાળથી છે. રાગદ્વેષાદિ દોષોને લીધે સકામ કર્મો જીવાત્મા કરે છે અને તેને લીધે વિવિધ પ્રકારનાં શરીરો અનાદિકાળથી મળતાં રહે છે. ઇન્દ્રિય અને ભૂતમાત્રાથી બનેલુ સૂક્ષ્મ શરીર પણ જીવાત્મા સાથે સદૈવ સંબદ્ધ હોય છે. આ કારણથી પણ જીવાત્માનું ચૈતન્ય અને નિર્દુઃખસ્વરૂપ તિરસ્કૃત થયેલું હોય છે. અગ્નિનું સ્વરૂપ તેજસ્વી હોય છે પણ તે જ અગ્નિ રાખના ઢગલામાં છુપાયો હોય તો તેનું સ્વરૂપ બહાર જણાતુ નથી અને તેથી તે અગ્નિ પ્રકાશ, પાક અને દાહાદિ ક્રિયા કરી શકતો નથી તેવુંજ જીવાત્માનું છે. આ ઉપરથી કોઈ એવું ન સમજી લે કે જીવાત્મા

શુદ્ધ થયા પછી પરમાત્મા જ બની રહે છે. કારણ કે બે અનાદિ સિદ્ધ નિરુપાધિક અને અખંડ વસ્તુઓ કદી પણ એક થઈ શકે નહિ. જીવાત્મા પોતાનું તિરોહિત સ્વરૂપ હોય ત્યારે સ્વપ્નમાં પોતાના સંકલ્પ પ્રમાણે રચના કરી શકતો નથી અને મુક્ત થયા પછી તો સ્વપ્ન જ રહેતું નથી. જીવાત્મા જાગરિત અવસ્થા અને સ્વપ્ન અવસ્થાનો સાક્ષી તો જરૂર છે જ. જાગરિત અવસ્થામાં સૂર્યોદિના પ્રકાશથી દૃશ્યો જોઇ શકે છે જ્યારે સ્વપ્નમાં બાહ્ય પ્રકાશની મદદ વગર પણ દૃશ્યો જોઈ શકે છે આથી એટલુ તો સમજી શકાય છે કે જીવાત્મામાં બાહ્ય અર્થોની મદદ વગર પણ કામ કરવાની શક્તિ છે, પણ તે પોતે અતિરોહિત સ્વરૂપમાં આવે તો જ. ઇંદ્રિયોના પ્રવાહને રોકવો એ ઘણું કઠણ કામ છે.

पराञ्चि खानि व्यतृणत् स्वयंभूः तस्मात्पराङ् पश्यति
नान्तरात्मन् । कश्चिद् धीरः प्रत्यगात्मानमैक्षदावृत्त-
चक्षुरमृतत्त्वमिच्छन् ॥ कठ. उप. २-१.

પરમાત્માએ ઇન્દ્રિયોને વિષય તરફ વળનારી બનાવી છે, તેથી બધા જ જીવાત્માઓ વિષયોની પાછળ રાતદિવસ દોડતા હોય છે. પણ લાખોમાં કોક જ ધીર પુરુષ પરમાત્માને જાણવાની ઈચ્છા કરતો સમાધિનો અભ્યાસ કરી બળવાન બને છે અને પોતાના અતિરોહિત ચૈતન્યને અને નિર્દુઃખ સ્વરૂપને મેળવી શકે છે અને પરમાત્માના સાક્ષાત્કારથી મુક્તિનો આનંદ પણ ભોગવી શકે છે. આ ઉપનિષદનું વાક્ય પણ જીવાત્માનું સ્વરૂપ કેવી રીતે તિરોહિત થયેલું છે અને ઈશ્વરના ધ્યાનથી પાછું તે કેવી રીતે ખરા સ્વરૂપમાં આવે છે, તે સ્પષ્ટ જણાવે છે, આ પ્રમાણે સ્વપ્ન-સૃષ્ટિ સાચી નથી અને એનું દર્શન થાય છે, એ જીવાત્મામાં દર્શન શ્રવણ આદિથી પડેલા સંસ્કારોથી એક પ્રકારની સ્મૃતિ જ છે. સ્વપ્નમાં પ્રત્યક્ષ થતું કશું જ સાચું નથી. જીવાત્માની આ જાતની સ્વપ્નઅવસ્થા છે તે આ છ સૂત્રોથી બતાવી છે. ॥૬॥

* ❀ *

સ્વપ્નાવસ્થાની પરીક્ષા થઈ ગઈ, હવે સુષુપ્તિ અવસ્થાની પરીક્ષા શરૂ થાય છે. તેમાં મુખ્ય વિચારણીય વિષય એ છે કે, સુષુપ્તિ અવસ્થામાં 'જીવ' પરમાત્મા સાથે મળે છે કે પુરિતત્ નામની નાડીમા રહે છે કે કોઇ બીજી નાડીમાં જઈ રહે છે? આનો નિર્ણય આ સૂત્રમાં છે.

तदभावो नाडीपु तच्छ्रुते रात्मनि च ॥ ७ ॥

પદાર્થઃ– (तदभावः) સ્વપ્નનો અભાવ હોય એવી ઊંઘ સુષુપ્તિ કહેવાય છે. તે વખતે જીવ (नाडीपु) નાડીઓમાં (च) અને (आत्मनि) પરમાત્મામાં હોય છે (तच्छ्रुतेः) વેદાન્તમાં તેનુ શ્રવણ થાય છે.

ભાવાર્થઃ– જ્યારે માણસને ગાઢ નિદ્રા આવે અને કોઈ પણ જાતનું સ્વપ્ન ન આવે ત્યારે સમજવું કે જીવાત્માને સુષુપ્તિ અવસ્થા પ્રાપ્ત થઈ છે.

ઉપનિષદોમાં સુષુપ્તિનાં ત્રણ સ્થાનો જણાવ્યાં છે. (૧) નાડીઓ (૨) પુરિતત્ નામની નાડી (૩) પરમાત્મા–બ્રહ્મ. આના માટે આ પ્રમાણે ઉપનિષદોનાં વાકયો સાંભળવામાં આવે છે.

(૧) 'तद् यत्रैतत्सुप्तः समस्तः सप्रसन्नः स्वप्न न विजानाति आसु तदा नाडीपु सप्तो भवति' छा. ८–६–३.

(૨) 'ताभिः प्रत्यवसप्य पुरितति शेते । बृह. उप. २–१–१९.

(૩) तासु तदा भवति यदा सुप्तः स्वप्न न कचन पश्यति

(૪) अथास्मिन् प्राण एवैकधा भवति' कौषी. ४–१९.

(૫) सता सौम्य तदा सम्पन्नो भवति स्वमपीतो भवति । छा. ६–८–३.

(૬) प्राज्ञेनात्मना सपरिष्वक्तो न बाह्य किंचन वेद नान्तरम् ॥ बृह. ४-३-२१.

આ બધાં વાકયો સુષુપ્તિ અવસ્થાને જણાવે છે. શું સુષુપ્તિ વખતે જીવાત્મા કોઈ વખતે નાડીઓમાં, કોઈ વખતે પુરિતત્

નામની નાડીમાં અને કોઈ વખતે બ્રહ્મમાં હોય છે? જો એ પ્રમાણે માનવામાં આવે તો સુષુપ્તિના ત્રણ સ્થાનો થયાં. ગમે ત્યારે તે સ્થાનમાં જીવાત્મા જઇ રહે છે, એમ માનવું જોઇએ. આ પ્રમાણે સુષુપ્તિના સ્થાનોનો વિકલ્પ છે, એમ સમજાય છે.

બીજી રીત એ છે કે જીવાત્મા સુષુપ્તિ વખતે એક જ વખતે ત્રણે સ્થાનોમાં રહે છે, આ રીતને 'સમુચ્ચય' કહે છે. ત્રણે સ્થાનોમાં એક વખતે રહેવું તે આ પ્રમાણે, જેમકે, 'મહેલમાં, પલંગ ઉપર રાજા સૂતો છે.' અહીં મહેલરૂપ સ્થાન અને પલંગ બંને સૂવામાં ઉપયુક્ત થાય છે, કારણ કે, મહેલમાં પલંગ છે. આને સમુચ્ચય કહે છે. રાજાનો આધાર પલંગ અને પલંગનો આધાર મહેલ.

અહીં પૂર્વપક્ષવાદી સુષુપ્તિના સ્થાનનો વિકલ્પ માને છે અને સિદ્ધાંતવાદી સુષુપ્તિના સ્થાનોનો સમુચ્ચય માને છે. નાડીઓનું સ્થાન હૃદય છે અને પુરિતત્ એટલે હૃદયની ચારે તરફ વીંટળાયેલું સૂક્ષ્મ પડ. હૃદયમાં બ્રહ્મનો વાસ છે અને ત્યાં જ તેનો સાક્ષાત્કાર થાય છે માટે બ્રહ્મમાં જ જીવાત્મા સુષુપ્તિ વખતે રહે છે અટલે કે, સમુચ્ચય માનવો એ જ ઠીક છે. જીવાત્મા જ્યારે બ્રહ્મમાં હોય છે ત્યારે નાડી, અને પુરિતત્નો પણ તેની સાથે સંબંધ હોય જ છે બ્રહ્મ સિવાય બીજે ક્યાંય પણ જીવાત્મા સુષુપ્તિ દશામાં રહેતો નથી.

વળી સુષુપ્તિમાં જીવાત્માને આનંદ પ્રાપ્ત થાય છે, એ આનંદ બ્રહ્મ સિવાય બીજે ક્યાંથી મળે? નાડીમાં કે પુરિતત્માં આનંદ નથી. આનંદનો અનન્ત મહાસાગર તો પર બ્રહ્મ પરમાત્મા જ છે આ કારણથી માનવું જોઇએ કે સુષુપ્તિમાં સ્થાનોનો સમુચ્ચય છે અને જીવાત્મા બ્રહ્મરૂપ આનંદમય સ્થાનમાં સુષુપ્તિ વખતે રહે છે.

જો કોઈ કહે કે સુષુપ્તિમાં આનંદ નથી, દુઃખ પણ નથી માત્ર અભાવ જ હોય છે તો તે વાત ખોટી છે કારણ કે, જ્યારે માણસ સુષુપ્તિમાંથી ઊઠે છે ત્યારે કહે છે કે આજે મને ખૂબ ઊંઘ આવી, સ્વપ્ન પણ આવ્યું નહિ, ખૂબ સુખથી ઊંઘ આવી. આ સુખની સ્મૃતિ જણાવે છે કે સુષુપ્તિમાં સુનારે આનંદનો અનુભવ કર્યો છે.

એટલે સુષુપ્તિમાં જીવાત્મા બ્રહ્મને મળે છે અને તેમાંથી તેને આનંદ પ્રાપ્ત થાય છે એ ચોક્કસ છે એમ ઉપનિષદોનાં વાક્યથી સમજાય છે. ॥ ૭ ॥

પરમાત્મા જ સુષુપ્તિનું સ્થાન છે. એમાં બીજો હેતુ બતાવે છે.

अतः प्रबोधोऽस्मात् ॥ ८ ॥

પદાર્થઃ— (अतः) પરમાત્મામાંથી (प्रबोध) સુષુપ્ત જીવનો પ્રબોધ થાય છે (अस्मात्) આ કારણથી પરમાત્મા સુષુપ્તિનું સ્થાન છે.

ભાવાર્થઃ— વેદાંત વાકયમાં એવું સંભળાય છે કે પરમાત્મામાંથી સુષુપ્ત જીવોનો પ્રબોધ થાય છે અર્થાત્ પરમાત્મામાંથી જીવાત્માઓ જાગી ઊઠે છે. જેમકેઃ— 'सत आगम्य न विदुः सत आगच्छामहे' સત્સ્વરૂપ પરમાત્મામાંથી ઊઠીને જીવાત્માઓ જાણતા નથી કે અમે પરમાત્મામાંથી ઊઠયા છીએ. આ વાકય ઉપરથી સમજાય છે કે જેમ પથારીમાં સૂતેલા માણસ પથારીમાંથી ઊઠે છે તેમ બ્રહ્મમાં સુતેલા આત્માઓ બ્રહ્મમાંથી ઊઠે છે. પણ ફેર આટલો જ છે કે બ્રહ્મમાંથી જાગેલા આત્માઓ પોતાના જાગવાનું અપાદાનકારક જે બ્રહ્મ છે તેને જાણતા નથી. આ ઉપનિષદના વાકયથી પણ સમજી શકાય છે કે બ્રહ્મ સુષુપ્તિનું સ્થાન છે. જો નાડી સુષુપ્તિનું સ્થાન હોત અથવા પુરિતત્ જ સુષુપ્તિનું સ્થાન હોત તો વેદાંતમાં જરૂર તેનો ઉપદેશ હોત જેવો બ્રહ્મનો ઉપદેશ સુષુપ્તિના અપાદાનકારક તરીકે થયો છે તેમ. પણ

જ્યારે નાડી અને પુરિતત્નો સુષુપ્તિ સ્થાન તરીકે ઉપદેશ થયો જ નથી તો એ નિશ્ચય છે કે નાડી અને પુરિતત્ સુષુપ્તિનું અવ્યવહિત સ્થાન નથી. આ કારણથી સ્પષ્ટ સમજાય છે કે બ્રહ્મ જ સુષુપ્તિનું અવ્યવહિત સ્થાન છે. ॥ ૮ ॥

જે જીવાત્મા સુષુપ્તિ પામી બ્રહ્મને પ્રાપ્ત થયો છે તે જ જીવાત્મા પાછો બ્રહ્મમાંથી જાગી ઊઠે છે બીજો નહિ. એકી વખતે ઘણા આત્માઓ બ્રહ્મમાં સુષુપ્ત હોય છે અને જાગતા પણ હોય છે. છતાં દેવદત્ત નામનો માણસ સુષુપ્ત થયો હોય તો તે જ દેવદત્ત જાગી ઊઠી પોતાના જીવતા શરીરમાં દાખલ થાય છે. દેવદત્તને બદલે સુષુપ્તિમાંથી જાગી ઊઠેલો કોઈ બીજો આત્મા દેવદત્તના પ્રાણવાળા શરીરમાં દાખલ થતો નથી એ બાબત આ નીચેના સૂત્રમાં સમજાવે છે.

स एव तु कर्मानुस्मृतिशब्दविधिभ्यः ॥ ९ ॥

પદાર્થ – (स एव) તે જ જીવાત્મા જાગે છે કે જે સુષુપ્તિ પામ્યો હોય છે. (कर्मानुस्मृतिशब्दविधिभ्य.) સુષુપ્તિમાંથી ઊઠેલો જીવાત્મા અધુરું કામ કરતો હોવાથી, પૂર્વના અનુભૂત અર્થને યાદ કરતો હોવાથી, તેને માટે શબ્દ પ્રમાણ હોવાથી અને તેને મુક્તિ મેળવવા વિધાનો હોવાથી (तु) પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવનાર तु શબ્દ છે.

ભાવાર્થ – જે જીવાત્મા સુષુપ્તિ પામ્યો હોય છે તે જ જીવાત્મા ત્યાંથી ઊઠી પોતાના પ્રાણવાળા શરીરમાં-દાખલ થાય છે ગમે તે જીવાત્મા સુષુપ્તિમાંથી ઊઠી ગમે તે પ્રાણવાળા શરીરમાં દાખલ થતો નથી. આ નિયમ છે. જો આ નિયમ ન હોય તો સુષુપ્તિમાંથી ઊઠેલો જીવાત્મા પોતાનું અધુરૂં મૂકેલું કામ કરી શકે નહિ. ધારો કે દેવદત્ત નામનો માણસ સુષુપ્તિ પામ્યો છે અને તેના શરીરમાં પ્રાણ ચાલતો હોય છે, હવે જો એ શરીરમા કોઇ બીજો આત્મા દાખલ થાય તો તે દેવદત્તનું અધુરૂં મૂકેલું કામ કેવી રીતે શરૂ કરી શકે? અન્યના અનુભવની સ્મૃતિ અન્યને ન હોય. એટલે કે,

અ નામના માણસના અનુભવની સ્મૃતિ બ નામના માણસને ન થાય.

અહીં પૂર્વપક્ષવાદી એવી શંકા ઉઠાવે છે કે, પાણીથી ભરેલા સરોવરમાં આપણે આપણા લોટામાંનું પાણી નાંખી દઈએ તો પછી એ તળાવના પાણીમાંથી આપણા જ લોટામાંથી નાખેલું પાણી કાઢી શકતા નથી, સરોવરમાં ગયેલું પાણી પાછું વિવેકપૂર્વક નીકળી શકતું નથી તેમ બ્રહ્મમાં સુષુપ્તિ પામેલો જીવ પાછો વિવેકપૂર્વક ઊઠી શકતો નથી.

આનો ઉત્તર એ છે કે પાણી તો જડ છે તે વિવેકપૂર્વક સરોવરમાંથી ભલે ન નીકળે પણ, જીવાત્મા તો ચેતન છે તેથી તો સુષુપ્તિમાંથી પાછો વિવેકપૂર્વક ઊઠી શકે છે.

સુષુપ્તિમાંથી ઊઠેલા જીવાત્માને સુષુપ્તિ પહેલાનું સ્મરણ થાય છે માટે જે સુષુપ્તિ પામે છે તે જ તે શરીરમાં જાગરણ પામે છે.

શબ્દ–પ્રમાણ પણ બતાવે છે કે જે સુષુપ્તિ પામે છે તે જ ઊઠે છે જેમકે, इह व्याघ्रो वा सिंहो वा वृको वा वराहो वा कीटो वा पतङ्गो वा दंशो वा मशको वा यद् यद् भवन्ति तदा भवन्ति (છાંદોગ્ય ૬ ૯-૩) સુષુપ્તિને પામેલા વાઘ આદિ પાછા વાઘ આદિ રૂપે જ ઊઠે છે બીજા નહિ.

વળી ચોથું કારણ એ છેકે, જો જીવાત્માઓ સુષુપ્તિ પામ્યા પછી જાગતા ન હોય તો તેનો અર્થ એ થયો કે એ બધા મુક્ત થઈ ગયા. જો આ જ મુક્તિ મેળવવાનો ઉપાય હોય તો મુક્તિનાં સાધનનો ઉપદેશ કરવો એ વ્યર્થ થઈ જાય. આમ (૧) કર્મ (૨) અનુસ્મૃતિ (૩) શબ્દ (૪) વિધિ એટલે કે મુક્તિ મેળવવાનાં વિધાનો. આ ચારેય બાબતો સૂચવે છે કે જે જીવાત્મા જે શરીરમાં સુષુપ્તિ પામે છે તે જ જીવાત્મા તે જ શરીરમાં જાગી ઊઠે છે. પુનः प्रतिन्याय प्रतियोनि आद्रवति बुद्धान्तायैव બૃ. ૪ ૩-૧૬.

આ વાક્ય સુષુપ્તિ પામનારના ગમન અને આગમનનો નિયમ બતાવે છે.

પ્રતિન્યાય = નિયમથી બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ કરવી.

પ્રતિયોનિ = નિયમથી પાછા તે જ શરીરમાં જાગવું.

આ નિયમ સ્વીકારવાથી કોઈ પણ જાતની અવ્યવસ્થા રહેતી નથી. ॥ ૯ ॥

હવે મૂર્ચ્છિત થયેલા માણસની અવસ્થાનો વિચાર આ સૂત્રમાં બતાવે છે.

मुग्धेऽर्धसम्पत्तिः परिशेषात् ॥ १० ॥

પદાર્થઃ– (मुग्धे) મૂર્છા પામેલા પ્રાણીમાં (अर्धसम्पत्तिः) મરણોન્મુખ અર્ધસંપત્તિ છે (परिशेषात्) જાગરિત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થાથી જુદી જણાતી હોવાથી.

ભાવાર્થઃ– માણસની ચાર અવસ્થા પ્રસિદ્ધ છે. (૧) જાગરિત અવસ્થા (૨) સ્વપ્ન અવસ્થા (૩) સુષુપ્તિ અવસ્થા અને (૪) શરીરમાંથી જીવની નીકળવાની અવસ્થા. અર્થાત્ મરણવસ્થા. પાંચમી કોઈ અવસ્થા જણાતી નથી.

હવે વિચારણા એ છે કે, મૂર્છા પામેલા માણસની અવસ્થા ઉપર ગણાવેલી ચારે ય અવસ્થાથી જુદી જણાય છે. એ અવસ્થાને જાગરિત કે સ્વપ્ન અવસ્થા ન કહેવાય કારણ કે, એ અવસ્થામાં કોઈ પણ જ્ઞાન હોતું નથી જ્યારે જાગરિત અને સ્વપ્નાવસ્થામાં જ્ઞાન હોય છે.

એ અવસ્થાને સુષુપ્ત અવસ્થા પણ કહી શકાય નહિ કારણ કે, સુષુપ્ત અને મૂર્છિત માણસનાં લક્ષણો જુદાં જણાય છે. સુષુપ્ત માણસના મુખ ઉપર પ્રસન્નતા જણાય છે જ્યારે મૂર્છિત માણસના મુખ ઉપર પ્રસન્નતા જણાતી નથી અને મરણનાં ચિહ્નો જણાય છે. સુષુપ્તિ અવસ્થાનું પ્રયોજન શ્રમને દૂર કરવો, એ

હોય છે, જ્યારે મૂર્છાનું સાધન કંઇક વાગવું અથવા પછાડ વગેરે હોય છે અને પ્રયોજન દુઃખથી મુક્ત થવું હોય છે, આ કારણથી સુષુપ્ત અવસ્થા અને મૂર્છા અવસ્થા જુદી પડતી જણાય છે.

મૂર્છા અવસ્થા એ મરણાવસ્થામાં પણ નથી કારણ કે, આયુષ્ય બાકી હોવાથી મૂર્ચ્છિત માણસ જાગરિત અવસ્થામાં પાછો આવે છે અને આયુષ્ય પૂરૂં થયું હોય તો મરી જાય છે. આવાં કારણોને લીધે 'મૂર્છા' એ મરણોન્મુખ 'અર્ધસંપ્ત્તિ' અવસ્થા ગણવી જોઇએ. એટલે કે બ્રહ્મમાં મૂર્ચ્છિત માણસની મરણને માટે અર્ધી સંપત્તિ (પ્રાપ્તિ) છે પણ, એ સંપત્તિ મરણને માટે હોય એમ જણાય છે, જો જીવવાનું કર્મ બાકી હોય તો મૂર્છામાંથી માણસ ઊભો થાય છે નહીં તો નહીં. આ કારણથી મૂર્ચ્છિત પ્રાણીની અવસ્થા 'અર્ધસંપત્તિ' કહેવાય છે. મરણ-અવસ્થામાં સર્વ પ્રાણ અને દેહનો સંબંધ બંધ પડતો હોય છે જ્યારે મૂર્છા અવસ્થામાં સૂક્ષ્મ પ્રાણ અને સૂક્ષ્મદેહની સાથે સંબંધ હોય છે માટે મૂર્છા એ 'અર્ધસંપત્તિ' કહેવાય છે. જો આ અવસ્થા સ્વીકારવામાં આવે તો એ 'પાંચમી' અવસ્થા છે એમ કહી શકાય. (૧) જાગરિત અવસ્થા, (૨) સ્વપ્ન અવસ્થા, (૩) સુષુપ્ત અવસ્થા (૪) મરણાવસ્થા અને (૫) 'અર્ધસંપ્ત્તિ અવસ્થા.' ॥ ૧૦ ॥

હવે પરમાત્મા વ્યાપક હોવાથી અને સર્વાન્તર્યામી હોવાથી તેનામાં સ્થાનના દોષો આવે છે કે નહિ એનો ખુલાસો આ સૂત્રમાં છે. પરમાત્મા ઉભયલિંગ છે એની પણ સમજણ આ સૂત્રમાંથી મળી રહે છે.

न स्थानतोऽपि परस्योभयलिङ्गं सर्वत्र हि ॥ ११ ॥

પદાર્થઃ (स्थानतः अपिः) સ્થાન સંબંધથી પણ (न) પરમાત્મા અયોગ્ય ગુણના સંબંધી નથી (परस्य) પરમાત્માનાં (उभयलिङ्गम्)

બંને ચિહ્નો 'અર્થાત્ યોગ્ય ગુણોનું હોવું અને અયોગ્ય ગુણોનું ન હોવું છે (हि) કારણ કે (सर्वत्र) ઉપનિષદોમાં અને સ્મૃતિઓમાં એવો નિર્દેશ છે.

ભાવાર્થઃ— પરમાત્મા વ્યાપક છે તેથી અને સર્વનો અન્તર્યામી છે તેથી તેમાં સદોષતા હોવાનો સંભવ જણાય છે. ધારો કે કોઈ દુષ્ટ માણસ જીવાત્મા હોય તો તેમાં રહેલા રાગ દ્વેષ, હિંસા, અલ્પત્વ આદિ ગુણો તેમાં રહેલા પરમાત્મામાં આવવા જોઈએ. સ્થાનના દોષ સ્થાનીમા આવે છે જેમકે દુર્ગંધવાળા પાણીમાં સંબંધ રાખનાર પવનમાં પણ દુર્ગંધ દોષ આવે છે.

આનો ઉત્તર એ છે કે પરમાત્મા સર્વત્ર વ્યાપક છે અને અન્તર્યામી પણ છે છતાં સ્થાનના દોષ પરમાત્મામાં હોતા નથી. પરમાત્મા નિરાકાર હોવાથી તેમાં સ્થાનના દોષ આવી શકે નહિ. મેલા ઠેકાણામાં નિરાકાર આકાશ હોવા છતાં આકાશ મેલું હોતું નથી. તેમ નિરાકાર પરમાત્મા સર્વસ્થાનોમાં વ્યાપકતાને લીધે રહેલા હોવા છતાં એ મેલા થતા નથી.

કોઈ દુષ્ટ આત્માના દોષો પણ પરમાત્માને લાગુ પડતા નથી કારણ કે પરમાત્મા સર્વજ્ઞ છે અને પુણ્ય પાપ આદિ કર્મથી રહિત છે. જે સર્વજ્ઞ હોય, પૂર્ણકામ હોય તેનામાં દુષ્ટ જીવાત્માનાં સંબંધથી પણ દોષ આવતા નથી.

પરમાત્મામાં જે ગુણો છે તેનાથી તે સગુણ કહેવાય છે અને જે ગુણો નથી તેને લીધે એ નિર્ગુણ પણ કહેવાય છે. પરમાત્મા अपहतपाप्मा છે એટલે પરમાત્મામાં પાપ નથી. એને ભૂખ, તરશ રાગ અને દ્વેષ વગેરે નથી આ કારણથી પરમાત્મા નિર્ગુણ છે.

પરમાત્મા 'भारूप' જ્ઞાનસ્વરૂપ તેજ વાળો છે, 'सत्यसंकल्प' સાચા સંકલ્પ વાળો છે. આ કારણથી તે 'સગુણ' પણ છે. પરમાત્મામાં સગુણતા અને નિર્ગુણતા બંને હોવાથી તે 'ઉભયલિંગ' છે. જેમકે પરમાત્મામાં પરમવ્યાપકત્વ (વિભુ) પરિમાણ છે અને 'અણુપરિમાણ'

એમાં નથી, આમ એક ગુણ પ્રભુમાં છે જ્યારે બીજો ગુણ નથી. તેથી સગુણ અને નિર્ગુણ બંને સ્વરૂપે પરમાત્મા છે. અહીં એટલું ધ્યાન રાખવું જોઈએ કે પરમાત્મા જે ગુણથી 'સગુણ' છે તે જ ગુણથી એ નિર્ગુણ નથી એમ ચોક્કસ સમજવું જોઈએ, જો પરમાત્મા નિર્ગુણ છે તો તેનામાં જે ગુણ નથી સંભવતો તે ગુણને લઇ તે નિર્ગુણ છે. વેદાંતમાં પરમાત્માને સગુણ અને નિર્ગુણ બંને રીતે કહ્યા છે તે આ દૃષ્ટિને લઈને જ કહ્યા છે. હરેક પદાર્થ એક જ સ્વરૂપે હોય છે, વસ્તુના બે સ્વરૂપ હોતા નથી જે વસ્તુ ત્રિકોણ છે તે 'ગોળ' છે એમ કરી શકાય નહિ. આમ પરમાત્મા પરિમાણ ગુણને લઈને એક રૂપ કહેવાય છે. પાણીને પ્રવાહી કહી શકાય પણ પૃથ્વી સ્વરૂપે ઘન ન કહી શકાય. આકાશમાં ઘનતા છે એમ કહી શકાય નહિ. આ ઉપરથી સમજવું ઘટે કે વસ્તુ એક જ વખતે દ્વિસ્વરૂપે (બે પરિમાણવાળી) હોઈ શકે નહિ.

એક દ્રવ્યમાં બે વિરોધી ધર્મ પણ હોતા નથી. અશ્વમાં અશ્વત્વ અને ગર્દભત્વ બંને ધર્મો હોતા નથી. જે ચેતન છે તે જડ નથી અને જે જડ છે તે ચેતન નથી જડતા અને ચેતનતા એક પદાર્થમાં સંભવી શકે નહિ. આ દૃષ્ટાંતથી પણ સમજી શકાય છે કે, એક વસ્તુ એકજ સ્વરૂપે એટલે કે અવિરોધી ગુણાધાર તરીકે હોય છે.

પરમાત્મા ઉભયલિંગ કહેવાય છે એ તો એનામાં સંભવતા અને નહીં સંભવતા ગુણોને લીધે.

સ્મૃતિઓ પણ આવો જ નિર્દેશ કરે છે. જેમકેઃ—

तेजोबलैश्वर्यमहावबोधसुवीर्यशक्त्यादिगुणैकराशिः ।
परः पराणां सकला न यत्र क्लेशादयः सन्ति परावरेशे ॥

અર્થઃ— પરમાત્મા તેજ, બળ, ઐશ્વર્ય, અનન્તજ્ઞાન, ક્ષમતા અને શક્તિ આદિ ગુણોનો ભંડાર છે. તેમજ પરમાત્માં કોઈ ક્લેશ નથી આ વિષ્ણુ સ્મૃતિનું વચન છે જુઓ, ૬-૫-૮૪-૮૫.

'एकधैवानुद्रष्टव्यमेतदप्रमेयं ध्रुवम्' बृ. उप. ४-४-२०.

પરમાત્મામાં કોઈ પણ ગુણ ન માનવો એ તો ઠીક નથી. જો પરમાત્માને એકાંત નિર્ગુણ માનવામાં આવે તો એ 'વિભુ' શી રીતે કહેવાય? કારણ કે, વિભુત્વ એ પરમ મહત્પરિમાણ નામનો ગુણ છે એ ગુણને લીધે જ વિભુ કહેવાય છે. જેમાં કોઈ પણ જાતનું પરિમાણ ન હોય તે દ્રવ્ય જ ન કહેવાય. વેદાન્તમાં પરમાત્માને વિભુ, આનંદવાન્ ચૈતન્યવાન્ વગેરે વિશેષણો આપ્યાં છે તે ખોટાં શી રીતે માની શકાય? રૂપ, રસ, આદિ ગુણો પરમાત્મામાં ન હોય એ તો માની શકાય, છતાં પ્રભુને સર્વગંધા વગેરે વિશેષણો આપ્યાં છે તે તો તેના સંબંધી દ્રવ્યના ગુણોને લીધે છે એમ સમજવું. આ કારણથી પરમાત્મા સગુણ અને નિર્ગુણ છે અને તેથી તે 'ઉભયલિંગ' પણ છે. સગુણનો અર્થ શરીરી થતો નથી એ ધ્યાનમાં રાખવું જોઈએ ॥ ૧૧ ॥

ઉપરના સૂત્રમાં સમજાવ્યું કે, પરમાત્મા સગુણ અને નિર્ગુણ હોવાના કારણે 'ઉભયલિંગ' છે. હવે તેમાં પૂર્વપક્ષવાદી તરફથી જે શંકા ઊઠાવવામાં આવે છે તે બતાવી તેનુ સમાધાન કરવામાં આવે છે.

न भेदादिति चेन्न प्रत्येकमतद्वचनात् ॥ १२ ॥

પદાર્થઃ— (भेदात्) એક જ બ્રહ્મમાં ભેદ પડતો હોવાથી (न) બ્રહ્મને ઉભયલિંગ ન માની શકાય (इति चेत्) જો એવી શંકા કરવામાં આવે તો એ ઠીક (न) નથી (प्रत्येकम्) હરેક વેદાન્ત વાકયમાં (अतद्वचनात्) બ્રહ્મમાં ભેદ બતાવવાનું કથન નથી.

ભાવાર્થ— જો બ્રહ્મમાં ગુણ અને ગુણનો અભાવ બંને માનવામાં આવે તો બ્રહ્મ એક જ છે એ સિદ્ધાંત ખોટો ઠરે અર્થાત્ એક બ્રહ્મને બદલે બે અથવા વધારે બ્રહ્મ માનવા પડે, કારણ કે ગુણ અને ગુણનો અભાવ બે વિરોધી છે. એક જ સમયમાં ગુણને

રહેવાનું જે સ્થાન હોય તે ગુણના અભાવને રહેવાનું સ્થાન ન હોઈ શકે જે કુવામાં પાણી ભર્યું હોય, તે કુવામાં તેજ વખતે પાણીનો અભાવ છે એમ શી રીતે કહેવાય? એક જ સમયે પાણીના અભાવને માટે કોઇ બીજો ખાલી કુવો હોવો જ જોઈએ આમ એક જ વખતે પાણી અને પાણીના અભાવને માટે બે કુવા માનવા પડે તેમ ગુણ અને ગુણના અભાવને માટે એક બ્રહ્મને માટે બે બ્રહ્મ માનવા પડે એટલે એક બ્રહ્મનો ભેદ બીજા બ્રહ્મમાં માનવો પડે. આ કારણથી બ્રહ્મને 'ઉભયલિંગ' માનવું ઠીક નથી. આ શંકાનો ઉત્તર એ છે કે જે ગુણ બ્રહ્મમા છે તેજ ગુણનો અભાવ માનવામાં આવતો નથી પણ બીજા ગુણનો અભાવ માનવામાં આવે છે. બ્રહ્મમાં ચૈતન્ય અને આનંદ વગેરે ગુણો માનવામાં આવે છે જ્યારે ગંધ, રૂપ વગેરે માનવામાં આવતા નથી આ કારણથી બ્રહ્મને નિર્ગુણ માનવામાં આવે છે.

હરેક વેદાન્ત વાક્યમાં બ્રહ્મની એકતાજ માનવામાં આવી છે ભિન્નતા નહિ. જેમકે यश्चायमस्यां पृथिव्यां तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं शारीरस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मा। બૃ. ૨-૫-૧. અર્થઃ- જે તેજોમય આત્મા પૃથ્વીમાં છે તે આ શરીરમાં પણ છે એટલે કે જે બ્રહ્મ બહાર છે તે શરીરમાં પણ છે. तद् दूरे तद्वन्तिके तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः॥ ઈશ ૫. બ્રહ્મ એક જ છે તે દૂર પણ છે અને નજીક પણ છે તે સર્વની અંદર પણ છે અને સર્વની બહાર પણ છે, આમ સર્વત્ર બ્રહ્મની એકતાજ બતાવવામા આવી છે. બ્રહ્મમાં 'સર્વગંધ' અને 'સર્વરસ' વગેરે ગુણો બતાવનામા આવ્યા છે કે જે ગુણો તેમાં સંભવતા નથી, તે તો જુદા દ્રવ્યના સંબંધથી તેમાં રહે છે. ગુણો દ્રવ્યમાં સમવાય સંબંધથી રહે છે. ચૈતન્ય, આનંદ, સંખ્યા, પરિમાણ વગેરે ગુણો બ્રહ્મમાં સમવાય સંબંધથી જ રહે છે પણ જ્યાં પરમાત્મામાં = બ્રહ્મમાં ગંધ, રસ આદિ ભૌતિક ગુણો બતાવવામાં આવ્યા છે

તે તો સ્વાશ્રયસંયોગ સંબંધને લીધે છે. ગંધનો સંબંધ પૃથ્વીમાં અને પૃથ્વીનો સંયોગ બ્રહ્મમાં હોવાથી બ્રહ્મને સર્વગંધ અને સર્વરસ વગેરે ગુણોવાળા કહેવામાં આવ્યા છે. આથી સમજાશે કે, બ્રહ્મ જે ગુણથી ગુણવાન્ છે અર્થાત્ સગુણ છે તે જ ગુણથી ગુણાભાવવાન્ અર્થાત નિર્ગુણ નથી. બ્રહ્મ સગુણતા અને નિર્ગુણતાને લીધે ઉભયલિંગ કહેવાય છે. જે લોકો સગુણ એટલે શરીર એવો અર્થ કરે છે એ તો તદ્દન ખોટું છે શરીરનો અર્થ ગુણ થતો નથી. ॥ ૧૨ ॥

બ્રહ્મ બે ન હોવાથી બ્રહ્મપ્રતિયોગિક ભેદ બ્રહ્મમાં નથી એવું મંતવ્ય બીજાઓનું પણ છે તે આ સૂત્રમાં બતાવે છે.

अपि चैव मेके ॥ १३ ॥

પદાર્થઃ– (अपि च) વળી (एके) અન્ય વિદ્વાનો (एवम्) આ પ્રમાણે માને છે.

ભાવાર્થઃ– બ્રહ્મ એક જ વ્યક્તિ હોવાથી બ્રહ્મનો ભેદ બ્રહ્મમાં નથી. જેમ માણસની વ્યક્તિઓ અનેક હોવાથી એક માણસનો ભેદ બીજા માણસમાં હોઇ શકે એટલે કે એક માણસનો બીજા માણસમાં ભેદ હોય છે. પણ બ્રહ્મમાં બ્રહ્મપ્રતિયોગિક ભેદ હોતો નથી. मनसैवेदमाप्तव्यं नेह नानास्ति किंचन मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति । કઠ. ઉપ. ૪-૧૧. 'પવિત્ર મનથી બ્રહ્મને પ્રાપ્ત કરી શકાય છે. જે બ્રહ્મમાં ભેદ જુએ છે તે પુનર્જન્મના ચક્રમાંથી છૂટતો નથી.' આથી સ્પષ્ટ થાય છે કે બ્રહ્મ અનેક નથી તેમ જગતના ઈશ્વર પણ અનેક નથી. એક જ બ્રહ્મ અને તેજ એક જ ઈશ્વર છે. આથી સ્પષ્ટ થયું કે, બ્રહ્મ એક ગુણથી સગુણ છે જ્યારે ગંધ, રસ, કામ, ક્રોધ વગેરે ગુણોના અભાવને લીધે નિર્ગુણ પણ છે, બ્રહ્મ એક જ છે તેમાં ભેદ નથી. આ રીતે બ્રહ્મને 'ઉભયલિંગ' માનવામાં કશો દોષ આવતો નથી. ॥ ૧૩ ॥

બ્રહ્મમાં કોઇ રૂપ છે કે નહિ? વેદાન્તવાકયોમાં તો કોઈ ઠેકાણે બ્રહ્મને રૂપવાળું તો કોઈક ઠેકાણે રૂપવગરનું બતાવ્યુ છે. જે રૂપ-વાળું હોય તે સાકાર હોય એવો પણ નિયમ જણાય છે માટે બ્રહ્મ રૂપિ છે કે અરૂપિ? આ શંકાનો ઉત્તર આ સૂત્રમાં છે.

अरूपवदेव हि तत्प्रधानत्वात् ॥ १४ ॥

પદાર્થઃ– (अरूपवत् एव) બ્રહ્મ રૂપ-રહિત જ છે (हि) કારણ કે (तत्प्रधानत्वात्) રૂપરહિતતાને બતાવનારાં જ વેદાન્ત વાકયો મુખ્ય છે.

ભાવાર્થઃ– બ્રહ્મને ઉપનિષદોમા રૂપવાળું બતાવ્યું છે અને અરૂપવાળું પણ બતાવ્યું છે તેમાં રૂપવાળાં વાકયો ગૌણ છે અને રૂપરહિતતાને બતાવનારાં મુખ્ય છે એમ સમજવું

विश्वतश्चक्षुरुत विश्वतो मुखो विश्वतो बाहु रुत विश्वतस्पात् ॥ श्वेताश्व. ઉપ. ૩ ૩. 'બ્રહ્મને સર્વતઃ ચક્ષુ છે, સર્વ તરફ બાહુ છે અને સર્વ તરફ પગ છે' આ વાકય બ્રહ્મને રૂપવાળું અને સાકાર બતાવે છે. પણ આ વાકય ગૌણ અર્થવાળું છે. સાકાર બ્રહ્મ ચક્ષુથી જોઇ શકાય છે પણ બ્રહ્મ આખથી જોઈ શકાતું નથી એવું ઉપનિષદમાં સ્પષ્ટ લખ્યું છે જેમ કે न सदृशे तिष्ठति रूपमस्य કઠ. ઉપ. પરમાત્માનું સ્વરૂપ દૃષ્ટિગોચર હોતું નથી.

બીજાં પણ વાકયો છે જેમકે अस्थूलमनण्वमह्रस्वमदीर्घम् बृ. ઉપ. ૩-૮-૮. બ્રહ્મ સ્થૂળ નથી, અણુ નથી, હ્રસ્વ નથી લાંબુ નથી એ તો નિરાકાર છે.

आकाशो वै नामरूपयों र्निर्वहिता ते यदन्तरा तद्ब्रह्म છા. ઉપ. ૮-૧૪-૧. બ્રહ્મ નામ અને રૂપનો નિર્વાહ કરનાર છે. જેમાં નામ અને રૂપ અર્થાત્ મૂર્ત અને અમૂર્ત અર્થો સમાયા છે તે બ્રહ્મ છે.

दिव्यो ह्यमूर्तः पुरुषः स बाह्याभ्यन्तरो ह्यजः । મુ. ૨-૧-૨.

પરમાત્મા દિવ્ય છે, અમૂર્ત છે. સંસારની અંદર અને બહાર વ્યાપક છે. આ પ્રમાણે બ્રહ્મ નિરાકાર જ છે સાકાર નહિ. જેને આંખ જોઈ શકતી નથી પણ આંખ જેની શકિતથી જોઈ શકે છે તે જ બ્રહ્મ છે. દૃષ્ટિગોચર જે અર્થ છે તે બ્રહ્મ નથી. આવું કેનોપનિષદના પ્રથમ ખંડમાં સ્પષ્ટ જણાવ્યું છે. પરમાત્મા વ્યાપક હોવાથી એ સાકાર થઈ શકે નહિ.

અણુભાષ્યકાર શ્રી વલ્લભાચાર્યે પણ કહ્યું છે કે રૂપ રસ આદિ જડના ધર્મો બ્રહ્મમાં નથી.

શ્રી રામાનુજાચાર્યે પણ બ્રહ્મને રૂપરહિત જ માન્યુ છે. બ્રહ્મ ચેતન છે, ચેતનના પ્રયત્નનુ ફળ મૂર્ત અને અમૂર્ત પદાર્થ ઉપર. જણાય છે પણ ચેતનબ્રહ્મ સ્વયં તો રૂપરહિત અને નિરાકાર જ છે. ઉપનિષદોનુ પણ એમાં જ તાત્પર્ય છે. જે લોકો બ્રહ્મને રૂપવાળું અને અરૂપવાળું પણ માને છે કારણ કે બંને પ્રકારનાં વાકયો ઉપનિષદમાં મળે છે. તેઓનું આ માનવું ઠીક નથી, વસ્તુનું સ્વરૂપ એક જ પ્રકારનુ હોય છે માટે બ્રહ્મ રૂપરહિત જ છે. ॥ ૧૪ ॥

જગતને લીધે બ્રહ્મની વ્યર્થતા નથી. જો જગત ન હોય અર્થાત્ જડ પદાર્થ તથા જીવાત્માઓ ન હોય તો બ્રહ્મનું અસ્તિત્વ નિરુપયોગ બની રહે એ આ સૂત્રથી બતાવે છે.

प्रकाशवच्चावैयर्थ्यात् ॥ ૧૫ ॥

પદાર્થઃ— (प्रकाशवत्) પ્રકાશ જેમ (अवैयर्थ्यात्) વ્યર્થ ન હોવાને કારણે.

ભાવાર્થઃ— જગતનું હોવું એ, બ્રહ્મની નિરુપયોગિતા નથી, એ વાતને સિદ્ધ કરે છે. બ્રહ્મ પ્રકાશ સ્વરૂપ છે અને તેથી સૂર્ય, ચંદ્ર આદિ પ્રકાશી રહ્યાં છે આથી બ્રહ્મની ઉપયોગિતા સિદ્ધ થાય છે. જો જગત ન હોય તો બ્રહ્મ કોને પ્રકાશિત કરે?

બ્રહ્મમાં અનંત જ્ઞાન છે પણ જગત ન હોય તો તેનો ઉપયોગ ક્યાં થાય? જો કોઈ રચના જ ન હોય તો જ્ઞાનનો અર્થ શો? આથી સિદ્ધ થાય છે, કે જડ અને જડનાં કાર્યોરૂપ જગતનું વૈયર્થ્ય નથી, પણ બ્રહ્મની ઉપયોગિતા એને લીધે સિદ્ધ થાય છે માટે આલંકારિક રીતે અથવા ગૌણ વૃત્તિને લીધે પરમાત્મા વિશ્વરૂપ છે એમ જગત સાથે બ્રહ્મનું વર્ણન કરવું એ નિરર્થક નથી. આમાં દૃષ્ટાંત એ આપવામાં આવ્યુ છે કે જેમ પ્રકાશ્ય પદાર્થોને લીધે પ્રકાશ સાર્થક બની રહ્યો છે તેમ જગતની વાસ્તવિકતાને લીધે બ્રહ્મ સાર્થક છે અર્થાત્ બ્રહ્મમાં ઉપયોગિતા છે. ધારો કે પ્રકાશ્ય પદાર્થરૂપ કોઈ જ ન હોય તો પ્રકાશનો ઉપયોગ શો છે? પ્રકાશ છે એ જાણે કોણ? અને પ્રકાશ પ્રકાશ્ય પદાર્થ વગર જણાય પણ કેમ?

આ કારણથી શુદ્ધ બ્રહ્મનાં પ્રતિપાદક વાક્યો અને જગતરૂપ કાર્યમિશ્રિત બ્રહ્મના પ્રતિપાદક વાક્યો સત્ય છે. तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्व मिदं विभाति । कठ. उप. ૨-૨-૧૫ આ વાક્ય એટલું જ સત્ય છે કે જેટલું सत्यं ज्ञानमनन्तम् ब्रह्म । तै. उप. ૨-૧. વાક્ય સત્ય છે.

ગૌણ વૃત્તિથી ઉચ્ચારાયેલાં વાક્ય કેવળ સત્ય છે એટલુંજ નહિ, પણ શક્તિ વૃત્તિથી કહેવાયેલાં વાક્યો કરતાં વધારે મહત્વ ધરાવતાં હોય છે. 'ગંગામાં મારૂં ઘર છે.' અહીં ગંગા શબ્દનો અર્થ ગંગાનો કિનારો થાય છે, એ ગૌણ વૃત્તિથી માનવામાં આવે છે, આમાં વધારે એ અર્થ પણ સૂચિત થાય છે કે ઘરમાં ઠંડી હોવી જોઈએ કારણ કે ઘરમાં ગંગામાંથી આવતો ઠંડો પવન ઘરને શૈત્ય આપે છે. આ પ્રમાણે વેદાન્તમાં બ્રહ્મને લગતાં સવિશેષ અથવા સાકાર અર્થને જણાવતાં વાક્યો સંબંધી સમજવું. ॥ ૧૫ ॥

બ્રહ્મ સવિશેષ છે નિર્વિશેષ નથી એમ આ સૂત્ર બતાવે છે.

आह च तन्मात्रम् ॥ १६ ॥

પદાર્થઃ– (च) અને (तन्मात्रम्) સત્યસ્વરૂપ આદિ બ્રહ્મને (आह) કહે છે.

ભાવાર્થઃ– બ્રહ્મ સત્ય સ્વરૂપ છે, જ્ઞાન સ્વરૂપ છે, અનંત છે, આનંદ સ્વરૂપ છે. सत्य ज्ञानमनन्तम् । तै. उप. २-१. आनन्द आत्मा । तै. उप. २-५ એમ ઉપનિષદ કહે છે એથી એમ ન સમજવું કે એ નિર્વિશેષ છે. બ્રહ્મ 'અનંત' છે એમ કહેવાથી જ એમાં વિભુત્વ ગુણ સિદ્ધ થાય છે. સત્યાદિ ધર્મો પરમાત્મામાં નિત્ય રહેતા હોવાથી એ એના સ્વરૂપ તરીકે ગણાય છે. પરમ બ્રહ્મની અંદર બીજા ધર્મો અને ગુણો છે એવું ઉપનિષદ જ બતાવે છે જેમકે, તે સત્ય સંકલ્પ છે. पराय शक्तिर्विविधैव श्रूयते । श्वेता श्व. उप. એ સર્વજ્ઞ છે, સર્વકર્તા છે. જો બ્રહ્મ સર્વ ધર્મ અને ગુણથી હીન હોય તો એ સૃષ્ટિ કેવી રીતે બનાવે? માટે બ્રહ્મમાં અસત્ય, દુઃખ, અલ્પત્વ આદિ ગુણો અને ધર્મો નથી અને બીજા સંભવિત ગુણો, ધર્મો અને શક્તિઓ છે એમ માનવું જ જોઈએ. એટલે કે પરમાત્મા સવિશેષ છે, વિશેષણ રહિત નથી. ॥ १६ ॥

दर्शयति चाथो अपि स्मर्यते ॥ १७ ॥

પદાર્થઃ– (च) અને (दर्शयति) વેદાન્તનો વાકયસમૂહ બતાવે છે (अथो अपि) તેજ પ્રમાણે (स्मर्यते) સ્મૃતિઓમાં પણ કહ્યું છે.

ભાવાર્થઃ– વેદાન્તનો વાકય સમૂહ બ્રહ્મને સવિશેષ અને સગુણ તરીકે પણ બતાવે છે. જેમકે एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा । कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेता केवलो निर्गुणश्च ॥ श्वेताश्व उप. ६-११. આ મંત્રમાં બ્રહ્મને સાક્ષિત્વ; ધર્મવાળું કર્મનું અધ્યક્ષ, ચૈતન્યગુણવાળું કહ્યું છે અને સાથે સાથે જ જે ધર્મ અને ગુણો તેમાં સંભવતા નથી તે ગુણોના અભાવને લીધે તેને

નિર્ગુણ અને કેવળ સ્વરૂપ પણ કહ્યું છે. આથી બ્રહ્મમાં યોગ્ય વિશેષણ અને ધર્મ હોવાને લીધે તે સવિશેષ પણ છે. સ્મૃતિઓમાં પણ એજ પ્રમાણે કહેવામાં આવ્યું છે જેમકે अनादिमत् परं ब्रह्म न सत् तन्नासदुच्यते । ગીતા. ૧૩-૧૨. પર બ્રહ્મ અનાદિ છે તે કેવળ સવિશેષ નથી તેમ કેવળ નિર્વિશેષ પણ નથી એ प्रशासितारं सर्वेषाम् स्वप्नधीगम्यम् વગેરે ભગવાન્ મનુના વાકયથી સિદ્ધ થાય છે. ॥ ૧૭ ॥

જડ અને જીવના દોષો પર બ્રહ્મમાં સંસર્ગથી પણ આવતા નથી એ આ સૂત્ર બતાવે છે.

अत एव चोपमा सूर्यकादिवत् ॥ ૧૮ ॥

પદાર્થઃ- (अत एव च) અને આજ કારણથી (सूर्यकादिवत्) સૂર્ય આદિનું પ્રતિબિંબ જેમ નિર્દોષ રહે છે તેમ બ્રહ્મ નિર્દોષ રહે છે. (उपमा) એવી શાસ્ત્રમાં ઉપમા આપવામાં આવી છે.

ભાવાર્થઃ- જેમ પાણી, દર્પણ આદિમાં સૂર્યનું પ્રતિબિંબ હોય છે અને તે પાણી અને દર્પણમાં રહેલા મલિનતાદિ દોષથી અલિપ્ત રહે છે એટલે કે પ્રતિબિંબ દોષોથી અલિપ્ત રહે છે તેમ પરમાત્મા સારા નરસા સુગંધ દુર્ગંધ આદિ ગુણ અને દોષોવાળા સ્થાનમાં હોવા છતાં સ્થાનના દોષો તેમાં આવતા નથી. તેમજ ચેતન જીવાત્મામાં પણ રહેતા હોવા છતાં જીવાત્માના ગુણ દોષો પણ પરબ્રહ્મમાં આવતા નથી. આ કારણને લીધે શાસ્ત્રમાં એવી ઉપમા આપવામાં આવે છે કે, જળાશયમાં પ્રતિબિંબ રૂપે દેખાતો સૂર્ય જેમ જળાશયના દોષોથી મુકત હોય છે તેમ પરમાત્મા જડ અને ચેતનમાં રહેતા છતાં તેના ગુણ દોષોથી મુકત રહે છે.

आकाशमेकं हि यथा घटादिषु पृथग्भवेत् ।
तथात्मको ह्यनेकस्थो जलाधारेष्विवांशुमान् ॥
एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः

एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत् ॥
रूपं रूपं प्रतिरूपो बभूव ॥

ઈત્યાદિ શાસ્ત્રોનાં વચનો પર બ્રહ્મને જડ અને જીવના ગુણ દોષોથી મુક્ત જણાવે છે. ॥ ૧૮ ॥

સૂર્યના પ્રતિબિંબની જે ઉપમા આપવામાં આવે છે તે બરાબર નથી તે આ સૂત્રમાં જણાવે છે.

अम्बुवदग्रहणात्तु न तथात्वम् ॥ १९ ॥

પદાર્થઃ- (तु) 'तु' શબ્દ ઉપમા બરાબર નથી એમ સૂચવે છે. (अम्बुवत्) પાણીમાં જેમ સૂર્ય જણાય છે તેમ (अग्रहणात्) બ્રહ્મ પૃથ્વ્યાદિ સ્થાનોમાં ન હોવાથી (तथात्वम् न) ઉપમા યોગ્ય નથી.

ભાવાર્થઃ- જળ, દર્પણ વગેરેમાં સૂર્ય ચંદ્ર આદિ દેખાય છે એ તો ભ્રાંતિ છે. કારણ કે જળ આદિમાં સૂર્યાદિનું પ્રતિબિંબ હોય છે, સ્વયં સૂર્યાદિ હોતા નથી જ્યારે બ્રહ્મ તો પૃથ્વ્યાદિમાં-વાસ્તવિક રીતે વ્યાપક છે આ કારણથી જલસ્થ સૂર્યાદિનું દૃષ્ટાંત બ્રહ્મને માટે ઠીક નથી. ॥ ૧૯ ॥

જળ સૂર્યાદિની ઉપમા બરાબર છે તે આ સૂત્રમાં જણાવે છે.

वृद्धिह्रासभाक्त्वमन्तर्भावादुभयसामञ्जस्यादेवं दर्शनाच्च ॥ २० ॥

પદાર્થઃ- (उभयसामञ्जस्यात्) બંને દૃષ્ટાન્તમાં સમીચીનતા હોવાથી (एवम्) એ પ્રમાણે નિશ્ચય કરવામાં આવે છે, (वृद्धिह्रासभाक्त्वम्) મોટાપણું અને નાનાપણનો સંબંધ (अन्तर्भावात्) સ્થાનીમાં રહેલાંથી દૂર હોય છે. (एवम् दर्शनात्) એ પ્રમાણે જોવામાં આવતું હોવાથી.

ભાવાર્થઃ-જળ આદિમાં દેખાતા સૂર્ય આદિ તથા જળ આદિમાં અવસ્થિત આકાશ આ બંને દૃષ્ટાંતો સાચાં છે અને તેથી ઉપમા પણ સાચી છે. સૂર્ય પાણીમાં દેખાય છે છતાં પાણીની વિશાલતા

અને દીર્ઘતાનો સંબંધ તેમાં=દેખાતા સૂર્યમાં હોતો નથી. આ દૃષ્ટાન્તમાં પાણીમાં સૂર્ય વાસ્તવિક રીતે નથી.

જળ આદિમાં આકાશ તો વાસ્તવિક રીતે છે કારણ કે, આકાશ સર્વગત છે, છતાં જળાદિની વિશાલતા કે દીર્ઘતાનો સંબંધ આકાશને લાગુ પડતો નથી.

બંને દૃષ્ટાન્તોથી એટલું જ સમજાવવાનું છે કે સ્થાનીના ધર્મો બ્રહ્મને સ્પર્શતા નથી. દૃષ્ટાંતના બધા જ ધર્મો દાષ્ટાન્તમાં આવવા જોઈએ એવો કોઈ નિયમ નથી, માત્ર જે દાર્ષ્ટાન્તમાં જે ધર્મ કહેવાને ઈચ્છયો હોય તેને લઈને જ દૃષ્ટાન્ત આપવામાં આવે છે. પ્રકૃતમાં સ્થાનિગત ધર્મો સ્થાનીમાં રહેતા અન્ય અર્થમાં આવતા નથી એટલું જ કહેવાને ઈચ્છવામાં આવ્યું છે. સૂર્ય ભલે જળમાં વાસ્તવિક ન હોય અને આકાશ ભલે જળ આદિમાં વાસ્તવિક હોય પણ સ્થાનિભૂત જળ આદિના ધર્મો અવાસ્તવિક રીતે રહેલા સૂર્યમાં અને વાસ્તવિક રીતે રહેલા આકાશમાં આવતા નથી એટલું જ વિવક્ષિત છે. (કહેવાને ઇચ્છાયું છે)

આ બાળક સિંહ જેવો છે અહીં બાળકમાં પરાક્રમ જ વિવક્ષિત છે સિંહગત બધા ધર્મો વિવક્ષિત નથી છતાં સિંહ બાળકનું દૃષ્ટાંત થઈ શકે છે.

આ ઉપરથી સમજાશે કે જેમ જળના ધર્મ તેમાં=દેખાતા સૂર્યમાં આવતા નથી અને જળના ધર્મ તેમાં રહેલા આકાશને ચોંટતા નથી તેમ બ્રહ્મ જડ અને ચેતનમાં હોવા છતાં જડ અને ચેતનના જીવાત્માના દોષો બ્રહ્મને લાગુ પડતા નથી. ॥ ૨૦ ॥

બ્રહ્મ સર્વગત છે છતાં તે અલિપ્ત છે એવું વેદાન્તવાક્ય સ્પષ્ટ જણાવે છે એ વાત આ સૂત્રમાં જણાવે છે.

દર્શનાચ્ચ ॥ ૨૧ ॥

પદાર્થઃ— (ચ) અને (દર્શનાત્) વેદાન્તવાક્ય બતાવતું હોવાથી.

ભાવાર્થ – स पर्यगात् બ્રહ્મ સર્વમાં વ્યાપક છે. स सर्वगतः તે સર્વગત છે. सूर्यो यथा सर्वलोकस्य चक्षु र्न लिप्यते चाक्षुषै र्वाह्यदोषैः । एकस्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते । સૂર્ય કે, જે સર્વલોકનું ચક્ષુ છે તે દર્શનીય પદાર્થોના દોષથી દૂષિત નથી તેમ બ્રહ્મ એક અને સર્વભૂતોનો અંતરાત્મા હોવા છતાં લોકોના દુઃખોથી સ્પૃષ્ટ નથી. કઠ. ઉપ. ૨–૨–૧૧ न साधुना कर्मणा भूयान् नो एव असाधुना कर्मणा कनीयान् बृह. ૪–૪–૨૨. બ્રહ્મ સારાં કર્મ કરવાથી પુણ્યશાળી નથી અને અસાધુ કર્મ કરવાથી અપુણ્યશાળી નથી જો કે સંસારમાં બ્રહ્મનાં કર્મ તો બધાં સારાં જ છે પણ પાપીઓને પાપના ફળ આપવામાં અસાધુ કર્મ જેવું માણસોને જણાય તો પણ એવાં કર્મ કરવાથી બ્રહ્મ સપાપ નથી. એ તો ન્યાય છે.

पुरश्चक्रे द्विपदः पुरश्चक्रे चतुष्पदः । पुरः स पक्षी भूत्वा पुरः पुरुष आविशत् । बृह. उप. ૨–૫-૧૮. બ્રહ્મ પરમાત્માએ મનુષ્યશરીર અને પશુ શરીરોમાં પક્ષી રૂપે અર્થાત્ આત્મસ્વરૂપે પ્રવેશ કર્યો છે. છતાં માનવ અને પાશવ શરીરના દોષોથી તે લિપ્ત નથી.

આ કારણથી સ્પષ્ટ સમજાય છે કે જળાદિમાં સૂર્યક અને આકાશનાં દૃષ્ટાંતો આપ્યાં છે અને તેની ઉપમા આપી છે તે બધી રીતે યુક્તિયુક્ત છે. ॥ ૨૧ ॥

હવે ઉપનિષદ=વેદાન્તમાં ‘नेति नेति’ એવા જે નિષેધ વાચક શબ્દો આવે છે તેનાથી નિષેધ કોનો થાય છે? શું પ્રપંચનો નિષેધ થાય છે કે બ્રહ્મનો? અથવા બ્રહ્મ અને પ્રપંચના તાદાત્મ્યનો? આ સૌનો ઉત્તર આ સૂત્રમાં છે.

प्रकृतैतावत्त्वं हि प्रतिषेधति ततो ब्रवीति च भूयः ॥ २२ ॥

પદાર્થઃ– (प्रकृतैतावत्त्व) પ્રકૃત અર્થાત્ બતાવવામાં આવેલી ઈયત્તાનો (प्रतिषेधति) પ્રતિષેધ કરે છે (हि) તેથી. (च) અને (ततः) બતાવેલી ઇયત્તા કરતાં (भूयः) વધારે (ब्रवीति) કહે છે.

ભાવાર્થઃ— द्वे वाव ब्रह्मणो रूपे मूर्त्तं चैवामूर्त्तं च ॥ बृह. उप. ૨-૩-૧. આ ઠેકાણે મૂર્ત્ત અને અમૂર્ત એવાં બ્રહ્મનાં બે રૂપ બતાવવામાં આવ્યાં છે. પાંચ મહાભૂત અર્થાત્ પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ એનાં બે ભાગ પાડયા છે. એક ભાગમાં પૃથ્વી, પાણી અને તેજ બીજા ભાગમાં વાયુ અને આકાશ. પહેલા ભાગને મૂર્ત્ત અને બીજા ભાગને અમૂર્ત તરીકે વર્ણવવામાં આવ્યા છે. અહીં ખરી રીતે જોતાં પ્રથમ ત્રિક (પૃથ્વી, પાણી અને તેજ) અને બીજું દ્વિક (વાયુ અને આકાશ) બ્રહ્મનુ આ વાસ્તવિક રૂપ નથી પણ આલંકારિક વર્ણન કરવામાં આવ્યું છે. જેમ ચંદ્ર મુખ ન હોવા છતાં તેને મુખ તરીકે રૂપક દૃષ્ટિથી વર્ણન કરવામાં આવે છે તેમ અહીં વર્ણન કરવામાં આવ્યું છે.

અથવા રૂપનો અર્થ વિષય પણ કરી શકાય છે रूप्यते, प्रतिपाद्यते, बोध्यते येन तद् रूपम् જેનાથી બ્રહ્મનુ નિરૂપણ થાય તે રૂપ. પૃથ્વી આદિથી બ્રહ્મનું અનુમાન કરાય છે માટે એ બ્રહ્મનાં રૂપક દૃષ્ટિથી રૂપ કહ્યાં છે. બ્રહ્મ ચેતન છે જ્યારે પૃથ્વી આદિ જડ છે. જડ અને ચેતનનું તાદાત્મ્ય સંભવી શકતું નથી. પૃથ્વી, જળ અને તેજના અવયવો એક બીજામાં મળેલા છે માટે પૃથ્વી આદિ ત્રણને મૂર્ત કહ્યા છે, અથવા એ ત્રણ કઠિન છે એટલે કે ઘનાવસ્થામાં હોય છે, માટે મૂર્ત્ત કહ્યા છે. વાયુને અમૂર્ત કહ્યો છે એ એટલા માટે કે, બે મૂર્ત્ત પદાર્થો એક બીજા ઉપર આઘાત કરી એક બીજાનો નાશ કરી શકે છે. બે માટીનાં ઢેફાં અરસપરસ અથડાઈ ભાંગી જાય છે. કુહાડો એ મૂર્ત છે અને લાકડું એ પણ મૂર્ત છે, કુહાડા વતી લાકડું ફાટતું આપણે જોઈએ છીએ આમ એક મૂર્ત બીજા મૂર્તને તોડી શકે છે.

વાયુને કોઈ પણ મૂર્ત પદાર્થ તોડી શકતો નથી માટે વાયુ અમૂર્ત છે. આકાશમાં તો સ્પર્શ નથી તેથી તે અમૂર્ત છે. તથા

કોઈ પણ મૂર્ત પદાર્થ આકાશને તોડી શકતો નથી માટે આકાશ અમૂર્ત છે. કણાદ આદિ મહર્ષિઓ દર્શનકારો મૂર્તનો જુદો અર્થ કરે છે. એ એમનાં દર્શનમાં સમજાવ્યું છે. અહીં તેનો ઉલ્લેખ કરવાની જરૂર નથી.

આમ આ મૂર્ત અને અમૂર્ત પદાર્થોને બ્રહ્મનાં આરોપિતરૂપ બતાવવામાં આવ્યાં છે તે રૂપનો નેતિ નેતિ શબ્દોથી નિષેધ કરવામાં આવ્યો છે એટલે કે પાંચ મહાભૂતો બ્રહ્મનાં વાસ્તવિક રૂપ નથી. એટલે પાંચ મહાભૂતો એ બ્રહ્મ નથી તેથી બ્રહ્મ અને ભૂતોનું તાદાત્મ્ય નથી એ ફલિત થાય છે.

અથવા પાંચ મહાભૂતો બ્રહ્મના 'સ્વ' છે અને બ્રહ્મ એના સ્વામી છે. 'સ્વ' કોઈ દિવસ સ્વામી ન હોય અને સ્વામી કોઈ દિવસ 'સ્વ' ન હોય.

આ પ્રમાણે પાંચ મહાભૂતોને અથવા પ્રપંચને પ્રથમ બ્રહ્મની ઈયત્તા બતાવી છે અને પછી એ ઈયત્તા કરતાં પણ બ્રહ્મ વધારે છે એમ કહી ઈયત્તા અથવા પ્રપંચ બ્રહ્મ નથી એમ જણાવવામાં આવ્યું છે,

प्राणा वै सत्य तेषामेष सत्यम् ।। બૃ. ઉપ. ૧-૨૦. આ ઉપનિષદના વાકયમાં પ્રાણપદથી પ્રાણસહચરિત=પ્રાણ સાથે રહેનારા જીવોનો નિર્દેશ થાય છે. પ્રાણો સત્ય છે અર્થાત્ જીવાત્માઓ સત્ય છે કારણ કે જડમાં પરિણામ થાય છે જ્યારે જીવાત્મામાં વાસ્તવિક પરિણામ થતો નથી, હા, એના જ્ઞાનમાં સંકોચ અને વિકાસ થયા કરે છે પણ જ્ઞાન એ જીવાત્માનું સ્વરૂપ નથી પણ, જ્ઞાન તો જીવાત્માનો ગુણ છે. ગુણ અને સ્વરૂપ જુદા જુદા હોય છે. આમ જીવાત્મામાં વાસ્તવિક પરિણામ ન થતો હોવાથી પ્રાણોમાં જીવાત્મા સત્ય છે. અને જીવાત્માઓ કરતાં બ્રહ્મ વધારે સત્ય છે કારણ કે બ્રહ્મમાં તો જ્ઞાનનો સંકોચ થતો નથી અને વિકાસ પણ થતો નથી, એનું જ્ઞાન તો અનંત છે.

આ કારણથી એ પરમ સત્ય છે. એટલે જીવાત્માઓ પણ બ્રહ્મનું સ્વરૂપ નથી. આમ જડ અને જીવાત્માઓ કરતાં પણ બ્રહ્મ વધારે મહાન્ છે માટે नेति नेति શબ્દથી બ્રહ્મનો પ્રતિષેધ થતો નથી પણ જીવાત્માઓ સાથે બ્રહ્મનું તાદાત્મ્ય નથી એવો પ્રતિષેધનો અર્થ છે. આથી એ સ્પષ્ટ થાય છે કે જડ પ્રપંચ અને જીવાત્માઓ બ્રહ્મ નથી, આજ અર્થ नेति नेति વાક્યનો છે.

આ સૂત્રમાં બ્રહ્મનું નિર્વિશેષત્વ બતાવ્યું છે એમ સ્વામીશ્રી શંકરાચાર્યજી કહે છે.

પ્રપંચ અને જીવાત્મા બ્રહ્મના વિશેષણરૂપે આ સૂત્રમાં વર્ણિત કર્યો છે એમ સ્વામી રામાનુજાચાર્ય જણાવે છે આવી માન્યતામાં એમને પોત પોતાનો પૂર્વગ્રહ જણાય છે. ॥ ૨૨ ॥

બ્રહ્મ અવ્યક્ત છે તે આ સૂત્રથી બતાવે છે.

तदव्यक्तमाह हि ॥ २३ ॥

પદાર્થ – (तत्) તે બ્રહ્મ (अव्यक्तम्) અવ્યક્ત અર્થાત્ ઇંદ્રિયોથી જાણી શકાતું નથી. (आह) એમ શાસ્ત્રો કહે છે (हि) કારણ બતાવનાર અવ્યયપદ છે.

ભાવાર્થઃ– જો બ્રહ્મ છે તો, પૃથ્વી, પર્વત, સાગર આદિની માફક પ્રત્યક્ષ કેમ થતું નથી ? અથવા ત્વક્ ઇંદ્રિયથી વાયુની માફક કેમ સ્પર્શી શકાતું નથી ? આનો ઉત્તર એ છે કે, બ્રહ્મ અવ્યક્ત છે એટલે કે ચક્ષુ આદિ ઇંદ્રિયોથી જાણી શકાતું નથી. न चक्षुषा गृह्यते नापि वाचा नान्यै र्देवैस्तपसा कर्मणा वा ॥ मुंडक. उप. ૩–૧–૮. આંખથી, વાણીથી અને બીજી ઇંદ્રિયોથી બ્રહ્મનું ગ્રહણ થઈ શકાતું નથી, તપ અને અન્ય કર્મો કરવાથી બ્રહ્મનું પ્રત્યક્ષ થઈ શકાતું નથી. એ તો અદૃશ્ય અને અગ્રાહ્ય છે. આમ વેદાન્તશાસ્ત્ર કહે છે. अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते । भ. गी. ૨–૨૫. બ્રહ્મ

અવ્યક્ત, અચિન્ત્ય અને અવિકાર્ય છે આ કારણને લીધે બ્રહ્મનું પૃથ્વ્યાદિની માફક પ્રત્યક્ષ થતું નથી. ॥ ૨૩ ॥

જો ઇંદ્રિયોથી અને મનથી પણ બ્રહ્મ ન જાણી શકાય તો તેનું અસ્તિત્વ જ નથી એમ શા માટે ન માનવું. જે ઇંદ્રિયોથી ન જાણી શકાય તે નથી જ, જેમ નરશૃંગ. નરશૃંગ ઇંદ્રિયોથી જાણી શકાતાં નથી માટે માણસને શીંગડાં નથી તેમ બ્રહ્મનો પણ અભાવ માનવો જોઇએ. આ શંકાનો ઉત્તર આ સૂત્રમાં છે.

अपि च संराधने प्रत्यक्षानुमानाभ्याम् ॥ २४ ॥

પદાર્થઃ- (अपि च) પણ (संराधने) અત્યંતભક્તિ અને યોગાભ્યાસથી પવિત્ર થયેલા ચિત્તમાં બ્રહ્મનું પ્રત્યક્ષ થાય છે. એમ (प्रत्यक्षानुमानाभ्याम्) શ્રુતિ અને સ્મૃતિથી કહેવાય છે.

ભાવાર્થઃ- આ સૂત્રમાં પ્રત્યક્ષનો અર્થ શ્રુતિ=વેદાન્તનાં વાક્યો તથા અનુમાનનો અર્થ સ્મૃતિ થાય છે.

વેદાન્તવાક્યમાં આ પ્રમાણે કહેવાયું છે. पराञ्चि खानि व्यतृणत् स्वयम्भूस्तस्मात् पराङ् पश्यति नान्तरात्मन् । कश्चिद् धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥ कठ. उप. ४-१.

પરમાત્માએ ઇંદ્રિયોને વિષય તરફ જ જનારી બનાવી તેનો નાશ કર્યો છે. વિષયો અનિત્ય છે માટે તેને અસત્ કહેવામાં આવે છે. ઇંદ્રિયોનું અસત અર્થોનું ગ્રહણ કરવું અને બ્રહ્મ રૂપ અર્થનું ગ્રહણ ન કરવું એ જ એનો નાશ છે આ કારણથી 'व्यतृणत्' હિંસાર્થક ક્રિયાપદ મૂકવામાં આવ્યું છે. આમ છતાં કોઈ બુદ્ધિમાન્ ભક્ત માણસ સમાધિદ્વારા બ્રહ્મનું પ્રત્યક્ષ કરે છે. પવિત્ર ચિત્તવાળા ભક્તિવાળા વિવેકી વિદ્વાન્ માણસે બ્રહ્મનું પ્રત્યક્ષ કર્યું પણ છે.

સ્મૃતિ પણ કહે છે કે બ્રહ્મનું પવિત્ર થયેલા મનથી ગ્રહણ કરી શકાય છે.

-

यं विनिद्रा जितश्वासा संतुष्टाः संयतेन्द्रियाः ।
ज्योतिः पश्यन्ति युञ्जानास्तस्मै योगात्मने नमः ॥

અર્થ:- તમોગુણ રહિત, પ્રાણાયામનો નિત્ય અભ્યાસ કરનારા સદૈવ સંતોષી અને ઇંદ્રિયો ઉપર જેમણે સંયમ મેળવ્યો છે તેઓ, સતત યોગાભ્યાસ કરતાં કરતાં બ્રહ્મરૂપ જ્યોતિને જોઈ શકે છે, એવા યોગસ્વરૂપ બ્રહ્મને નમસ્કાર હો.

આથી સિદ્ધ થાય છે કે બ્રહ્મનું એકાન્ત અગ્રહણ થતું નથી રાગ, દ્વેષ અને મોહથી રહિત થયેલા, યોગાભ્યાસીઓ બ્રહ્મનુ દર્શન કરી શકે છે માટે બ્રહ્મનો અભાવ માની શકાય નહિ. ॥ ૨૪ ॥

प्रकाशादिवच्चावैशेष्यं प्रकाशश्च कर्मण्यभ्यासात् ॥ २५ ॥

પદાર્થઃ- (च) અને (प्रकाशादिवत्) પ્રકાશ આદિની પેઠે (अवैशेष्यम्) બ્રહ્મ એકસ્વરૂપે છે. (च) અને (प्रकाशः) પ્રકાશસ્વરૂપ બ્રહ્મ (कर्मणि) યોગના અંગોથી નિષ્પન્ન થતા સંરાધન રૂપ કર્મ કરવાથી પ્રત્યક્ષ થાય છે. (अभ्यासात्) કર્મનુ વારંવાર અનુષ્ઠાન કરવાથી.

ભાવાર્થ:- જેમ પ્રકાશ અને આકાશ હમેશાંને માટે એક રસ હોય છે, એના સ્વરૂપમાં કદીપણ ફેરક પડતો નથી તેમ બ્રહ્મ પણ પ્રકાશ સ્વરૂપ છે. વેદાતમાં બ્રહ્મને भारुप કહેવામાં આવેલ છે. પ્રકાશ પ્રકાશ્ય પદાર્થ સાથે સંબંધ પામવાને લીધે અનુભવાય છે, તેમ પ્રકાશ સ્વરૂપ પરબ્રહ્મ યોગના આઠ અંગોના અભ્યાસ કરવાથી અનુભવમાં આવે છે. જ્યારે ધારણા, ધ્યાન અને સમાધિપરિપકવ થાય છે ત્યારે પરમાત્માનો આત્મામાં પ્રકાશ થાય છે. तदा द्रष्टुःस्वरूपे ऽवस्थानम् આ યોગસૂત્રનો પણ એજ અર્થ થાય છે કે ચિત્તવૃત્તિનો નિરોધ પરિપકવ થયા પછી દ્રષ્ટા અર્થાત્ પરમાત્મામાં ચિત્ત સ્થિર થઈ જાય છે. ચિત્તની વૃત્તિઓને લીધે આત્માનુ ખરૂ સ્વરૂપ જણાતું નથી પણ એ વૃત્તિઓ બહુ લાંબા અભ્યાસથી શાંત થયા પછી આત્મા મૂળ સ્વરૂપે ગૃહીત થાય છે. વેદાંતમાં

પણ કહ્યું કે मनसैवेदमाप्तव्यम् પરમાત્માનો પ્રકાશ વિશુદ્ધ મનમાં જ ઝીલી શકાય છે. ॥ ૨૫ ॥

ततोऽनन्तेन तथाहि लिङ्गम् ॥ २६ ॥

પદાર્થ:– (ततः) ત્યાર પછી બ્રહ્મ અનન્ત છે અર્થાત્ વિભુ છે એનું જ્ઞાન પણ થાય છે (तथाहि) તે જ પ્રમાણે (लिङ्गम्) વેદાન્ત વાક્ય જણાવે છે.

ભાવાર્થ:– પરબ્રહ્મનો વિશુદ્ધ મનથી અનુભવ થયા પછી પરબ્રહ્મના વૈભવનું પણ પ્રત્યક્ષ થાય છે. જ્યાંસુધી બ્રહ્મનો સાક્ષાત્કાર ન થાય ત્યાંસુધી અનુમાન દ્વારા બ્રહ્મના વૈભવનું સામાન્યરૂપે જ્ઞાન થાય છે. પણ જ્યારે સમાધિ દ્વારા બ્રહ્મનું પ્રત્યક્ષ થાય છે. ત્યારે તેના વિભુત્વનું પણ પ્રત્યક્ષ થાય છે. ઉપનિષદમાં પણ કહ્યું છે કે ब्रह्मविदाप्नोति परम् । तैत्तिरीय ઉપ. ૨-૧. બ્રહ્મને જાણનાર આત્મા બ્રહ્મના પરત્વને અર્થાત અનંતતારૂપ વિભુત્વને પણ જાણે છે. બ્રહ્મ સત્ય, જ્ઞાન અને અનંત પણ છે. એવું તૈતિરીય ઉપનિષદની બીજી વલ્લીની શરૂઆતમાં જણાવ્યું છે सत्य ज्ञान मनन्तं ब्रह्म ॥ બ્રહ્મ સત્ય, જ્ઞાન અને અનન્ત છે.

यो वेद निहितं गुहायां परमे व्योमन् ॥

सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता ॥ तै. ઉપ. ૨-૧.

જે બુદ્ધિરૂપ ગુફામાં વિદ્યમાન છે. જે પરમ આકાશ સમાન અને જ્ઞાનમય તરીકે બ્રહ્મને જાણે છે તે સર્વ કામનાઓને પ્રાપ્ત કરે છે. બ્રહ્મને જાણ્યા પછી=મેળવ્યા પછીને જીવાત્માને કશું મેળવવા જેવું રહેતું નથી. ॥ ૨૬ ॥

બ્રહ્મ અહિ અને કુંડલરૂપે કેવી રીતે કહેવાય છે? એનો ખુલાસો આ સૂત્રમાં છે.

उभयव्यपदेशात्त्वहिकुण्डलवत् ॥ २७ ॥

પદાર્થઃ– (उभयव्यपदेशात्) બને વ્યપદેશ હોવાને કારણે (तु) તો (अहिकुण्डलवत्) અહિ સાપ અને કુંડલ માફક બ્રહ્મનું કથન છે.

ભાવાર્થઃ– જગત્ અવ્યક્ત રૂપ અને વ્યક્તરૂપ કાલભેદે કરીને છે. જગત્‌ની અવ્યક્ત અવસ્થા એટલે પ્રલયકાળ, વ્યક્ત અવસ્થા એટલે કાર્યરૂપે સંસારની ચાલુ અવસ્થા. પ્રલયકાળમાં સમસ્ત જડવર્ગ નિશ્ચેષ્ટ રહે છે. તે વખતે જેમ સાપ કુંડાળુંવળી પડ્યો રહે છે તેમ જગત પણ કારણરૂપે કુંડાળું થઇને પડ્યું રહે છે. બ્રહ્મનો તે વખતે પણ તેની સાથે સંબંધ હોય છે પણ નિશ્ચેષ્ટ હોવાને કારણે તે પણ ગૌણવૃત્તિથી કુંડલરૂપે નિશ્ચેષ્ટ છે. એમ કહેવાય છે અને સંસાર અવસ્થામાં બધુ જ કાર્યરૂપે ગતિના ચક્રમાં ચાલુ હોવાથી 'અહિ' રૂપે કહેવાય છે. અહિ એટલે સાપ, સાપ જ્યારે ગતિમાન્ હોય છે ત્યારે કોઈ વખતે લાંબો થઇ દોડતો હોય છે, કોઇ વખતે ફેણુ કાઢી ચાલતો હોય છે. તેમ બ્રહ્મ પણ સંસારના અનેક વિધ કાર્યોની સાથે સંબંદ્ધ હોવાથી જડકાર્યોના ધર્મ તેમાં આરોપિત કરવામાં આવે છે. सर्वं खल्विदं ब्रह्म આ બધું બ્રહ્મ છે એ કુંડલ અવસ્થાને સૂચવે છે અને स बाहुभ्यां धमति सपतत्रैर्द्यावाभूमी जनयन् देव एकः એ અહિના સ્વરૂપે બ્રહ્મ હોય છે. ટુંકમાં અહિ અને કુંડલ એ જગત્‌ની વ્યક્ત અને અવ્યક્તદશાને સૂચવે છે અને તેના સંબંધી બ્રહ્મ પણ તે રૂપે કહેવાય છે.

આ ઠેકાણે આટલું જરા વધારે વિચારવા જેવું જણાય છે કે, અહિ અને કુંડલ આ શબ્દ સર્વ માન્ય અગ્યાર ઉપનિષદમાં નથી તો સૂત્રકારે આ સૂત્ર શી રીતે બનાવ્યું? અહિ અને કુંડલ વેદાન્તના શબ્દો નથી, તો સૂત્રકારને આ શબ્દોની પ્રેરણા ક્યાંથી મળી? ॥ ૨૭ ॥

જીવ, પ્રકૃતિ અને બ્રહ્મને કેવો સંબંધ છે. તે આ સૂત્રમાં જણાવ્યું છે.

प्रकाशाश्रयवद्वा तेजस्त्वात् ॥ २८ ॥

પદાર્થ:– (वा) અથવા (तेजस्त्वात्) તેજસ્ત્વરૂપ એક જાતિ બંને ઉપર હોવાથી (प्रकाशाश्रयवत्) પ્રકાશ અને તેનો આશ્રય સૂર્ય જેવો સંબંધ છે.

ભાવાર્થ:– પ્રકાશ અને સૂર્ય જેમ જુદા નથી. જે પ્રકાશ તે જ સૂર્ય અને જે સૂર્ય તેજ પ્રકાશ. છતાં વિપુલતા અને ઘનતાની દષ્ટિએ બંનેમાં કંઈક ભેદ સમજી એમ કહેવામાં આવે છે કે પ્રકાશ સૂર્યમાં આશ્રિત છે. બંને એક હોવા છતાં બંનેનો આશ્રયાશ્રયિતભાવ માનવામાં આવે છે. પ્રકાશમાં તેજસ્ત્વ જાતિ છે અને સૂર્યમાં પણ તેજસ્ત્વ જાતિ છે. એક જાતિથી આક્રાંત હોવાને લીધે બને એક જ છે. જેમ બે મનુષ્ય વ્યક્તિરૂપે જુદા હોય છે પણ બનેમાં મનુષ્યત્વ સામાન્ય તો એક જ હોય છે તેથી બંને મનુષ્ય જ કહેવાય છે.

ઉપરના દષ્ટાંતને આધારે જ્યારે બ્રહ્મ શબ્દનો પ્રયોગ જીવ, જડ અને પરમાત્માને માટે સમૂહસૂચક તરીકે થાય છે. ત્યારે એ ત્રણ બ્રહ્મ કહેવાય છે. શ્વેતાશ્વતર ઉપનિષદમાં ભોક્તા, ભોગ્ય અને પ્રેરિતાને બ્રહ્મ તરીકે ઓળખાવ્યું છે. જ્યારે આવી રીતે વિવક્ષા હોય છે ત્યારે ત્રણેમાં બ્રહ્મત્વ માનેલું હોવાને કારણે બ્રહ્મ આશ્રય તરીકે અને જડ અને જીવાત્મા આશ્રિત તરીકે સમજાય છે અને એનો સંબંધ કાયમ તેવો હોવાને લીધે બ્રહ્મ, જીવાત્મા અને પ્રકૃતિનો સંબંધ સૂર્ય અને તેના પ્રકાશ જેવો ગણાય છે. જેમ સૂર્યથી પ્રકાશ ભિન્ન થઈ શકતો નથી તેમ જીવ અને જડ પ્રકૃતિ બ્રહ્મથી અલગ પડી શકતાં નથી. અહીં અલગ પડવું એ સ્થાનની દષ્ટિએ કહેવામાં આવે છે, સ્વરૂપની દષ્ટિએ નહી, જેમ બે

ફળ જુદાં જુદાં છે એક ફળનો સંબંધ બીજા સાથે નથી હોતો એવી રીતે બ્રહ્મથી જીવ અને પ્રકૃતિ અલગ રહી શકતાં નથી વ્યાપક પરમાત્માને છોડી જડ અને ચેતન ન જ રહી શકે. આ કારણથી પ્રકાશાશ્રયવત્ બ્રહ્મ, જીવ અને પ્રકૃતિને રહેતાં વર્ણવ્યાં છે. ત્રણને માટે બ્રહ્મ શબ્દ વાપર્યો હોવાને કારણે ત્રણે એક બ્રહ્મત્વ જાતિથી આક્રાંત છે એમ માનવાને પણ કશો બાધ નથી.

બ્રહ્મ શબ્દ ઘણી વખતે કેવળ પરમાત્માને માટે જ ઉપનિષદમાં પ્રયુક્ત થયો છે જેમકે, જેને આંખ જોઈ શકતી નથી પણ આંખ જેનાથી જોઈ શકે છે તે જ બ્રહ્મ છે तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिद-मुपासते । આ જડ જગત કે જેને સામાન્ય જનતા ઉપાસી રહી છે તે બ્રહ્મ નથી. જુઓ केन उपनिषद. ॥ ૨૮ ॥

જીવાત્મા પણ પર બ્રહ્મ પેઠે ચેતન સ્વરૂપ જ છે. છતાં તેને બંધ શાથી થાય છે તે આ સૂત્રમાં જણાવે છે.

पूर्ववद्वा ॥ ૨૯ ॥

પદાર્થઃ– (वा) અને (पूर्ववत्) જીવાત્માનું સ્વરૂપ પૂર્વ કહેવામાં આવેલા બ્રહ્મના સ્વરૂપની માફક એક રસ છે.

ભાવાર્થઃ– જીવાત્માનું સ્વરૂપ જે સંસાર અવસ્થામાં જોવામાં આવે છે તે વાસ્તવિક નથી જેમ બ્રહ્મનું સ્વરૂપ ચૈતન્ય છે તેમ જીવાત્માનું સ્વરૂપ ચૈતન્ય છે. પણ જીવાત્માને ઇચ્છા આદિ બીજા ગુણો પણ છે, જેથી એનામાં રાગ, દ્વેષ અને મોહ પણ દાખલ થાય છે, આ કારણે જીવાત્માને શરીરાદીનો બંધ થાય છે. આ બંધ પણ સ્વાભાવિક નથી. બંધના કારણ આગંતુક છે. એટલે કે અજ્ઞાનને લીધે, અવિવેકને લીધે એનામાં રાગાદિ દોષ ઉત્પન થાય છે અને તેથી બંધ પણ આગંતુક જ છે. આગંતુક બંધનો નાશ તેના કારણના નાશને લીધે થઈ શકે છે જીવાત્મામાં સૌથી પ્રથમ

અજ્ઞાન ક્યારે દાખલ થયુ એ કહી શકાય નહિ. અજ્ઞાન અને દોષો પ્રવાહ રૂપે જીવાત્મામાં અનાદિ કાળથી પડયા છે. પણ જ્યારે તેને આત્મા અને પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે ત્યારે પોતાનાં વાસ્તવિક ચૈતન્ય સ્વરૂપમાં આવે છે અને મોક્ષને પ્રાપ્ત કરે છે. આથી પરબ્રહ્મ પેઠે જીવાત્મા પણ ચેતનસ્વરૂપ જ છે એમ કહેવું એ ખોટું નથી. ॥ ૨૯ ॥

બ્રહ્મના ગુણો જીવાત્મામા નથી તે આ સૂત્રમાં પણ બતાવે છે.

प्रतिषेधाच्च ॥ ३० ॥

પદાર્થઃ– (च) અને (प्रतिषेधात्) બ્રહ્મના બીજા ગુણોનો જીવાત્મામાં પ્રતિષેધ હોવાથી.

ભાવાર્થઃ– જીવાત્મામાં વિભુત્વ, જગત્કર્તૃત્વ, આનંદમયત્વ, અશરીરત્વ વગેરે પરમાત્માના ગુણોનો નિષેધ હોવાને કારણે બ્રહ્મથી જીવાત્મા સ્વરૂપે જુદો પડે છે. જીવાત્મા અંગુષ્ઠમાત્ર છે એટલે અલ્પપરિમાણવાળો છે, પુણ્ય અને અપુણ્યકર્મનો કર્તા પણ છે, સંકલ્પ અને અહંકારથી યુક્ત પણ છે, કર્મને અનુસરી ભિન્ન ભિન્ન શરીરને ધારણ કરનાર પણ છે તેથી તે બ્રહ્મથી ભિન્ન છે. જીવાત્મા અને પ્રકૃતિથી બ્રહ્મ પોતાના ગુણો અને શક્તિને લીધે સૌથી શ્રેષ્ઠ છે ॥ ૩૦ ॥

પર બ્રહ્મ કરતાં પણ વધારે કોઈ ઉત્કૃષ્ટ વસ્તુ છે એવી શંકા આ સૂત્રદ્વારા ઉત્પન્ન કરે છે. આ સૂત્ર પૂર્વપક્ષનું છે અને એના ઉત્તરરૂપે ત્યાર પછીનું સૂત્ર છે.

परमतः सेतून्मानसम्बन्धभेदव्यपदेशेभ्यः ॥ ३१ ॥

પદાર્થઃ– (अतः) આ પર બ્રહ્મ કરતાં પણ (परम्) ઉત્કૃષ્ટ વસ્તુ હોવી જોઇએ કારણ કે, (सेतून्मानसम्बन्धभेदव्यपदेशभ्यः) બ્રહ્મને માટે સેતુ, ઉન્માન, સંબંધ અને ભેદનો વ્યપદેશ છે.

ભાવાર્થ:– अथ य आत्मा स सेतुः...छांदो. उप. ૮–૪–૧. છાંદોગ્ય ઉપનિદમાં બ્રહ્મનું સેતુ તરીકે અર્થાત્ પુલ તરીકે વર્ણન કરવામાં આવ્યુ છે. સેતુ સ્વયં પ્રાપ્ય હોતો નથી પણ સેતુ મારફત કોઈ બીજી વસ્તુ પ્રાપ્તવ્ય હોય છે. જેમ કોઈ નદીના પુલ ઉપર થઈને સામે તીરે જાય છે, તેમ બ્રહ્મરૂપ પુલ ઉપર થઈને કોઇ બીજુ ઠેકાણુ પ્રાપ્ત કરવા માટે હોવું જોઈએ. આ બીજું સ્થાન બ્રહ્મ કરતાં ઉત્તમ હોવુ જોઇએ કારણ કે એ સ્થાનને મેળવવાનુ સાધન બ્રહ્મરૂપ પુલ છે પુલ ઉપર ચાલીને પુલ જ મેળવવાનો હોતો નથી. આથી એવી શંકા થવી સ્વભાવિક છે કે, બ્રહ્મ કરતાં કોઈ બીજી વસ્તુ ઉત્તમ છે કે જેને મેળવવા માટે બ્રહ્મ પોતે પુલરૂપ છે (૧) ઉન્માનશબ્દનો પ્રયોગ હોવાથી ઉન્માન=પરિમિત બ્રહ્મ પરિમિત છે એવો ઉપનિષદમાં શબ્દપ્રયોગ છે જેમકે चतुष्पाद् ब्रह्म ॥ છા. ઉપ. ૧–૧૮–૨. બ્રહ્મના ચાર પાદ=ચરણ છે 'અહી ચાર ચરણુવાળા બ્રહ્મ છે' એમ કહેવાથી બ્રહ્મ પરિમિત થઇ જાય છે અધ્યાત્મદ્રષ્ટિએ વાણી, પ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર બ્રહ્મના ચરણ તરીકે વર્ણવ્યા છે. વિશેષ જાણવા માટે એ ઉપનિષદ્ વાચો.

षोडषकलम् । પ્રશ્ન ઉપ ૬–૧. બ્રહ્મ સોળ કળાવાળું છે આમ બ્રહ્મને સોળ જ કળા છે એમ કહેવાથી બ્રહ્મ પરિમિત થઈ જાય છે સોળ કળા જાણવા માટે એ ઉપનિષદ વાચો ॥ ૨ ॥

સંબંધનુ કથન હોવાથી સેતુ અને સેતુમાનનો પ્રાપ્યપાવકભાવ સંબંધ જણાય છે. જેમકે अमृतस्य पर सेतुं दग्धेन्धन मिवानलम् । શ્વેતાશ્વ–ઉપ ૬–૧૯ ઉત્તમ સેતુ કે જે અગ્નિ જેવો તેજસ્વી છે, તે નિષ્કલ અને નિરંજન બ્રહ્મનો સેતુ છે. સેતુ પ્રાપક છે અને નિષ્કલ બ્રહ્મ પ્રાપ્ય છે, આથી પણ સમજાય છે કે, સેતુરૂપ બ્રહ્મથી બીજુ કઈક ઉત્તમ છે. ॥ ૩ ॥

ભેદનુ કથન હોવાથી अमृतस्य एष सेतु મુ. ઉપ ૨–૨–૪. અહી અમૃત અને સેતુનો સ્પષ્ટ ભેદ બતાવ્યો છે. ભેદ બોધક અમૃતને

છઠ્ઠી વિભક્તિનો પ્રયોગ છે. अथ य एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषो दृश्यते ॥ છા. ઉપ. ૧-૬-૬. અહીં આદિત્યને આધાર અને હિરણ્મય પુરુષ રૂપ બ્રહ્મને આધેય તરીકે બતાવવામાં આવેલ છે. આધાર અનેઆધેયનો ભેદ હોય છે. આમ સેતુ, ઉન્માન, સંબંધ અને ભેદનું કથન હોવાથી બ્રહ્મ કરતાં કોઇ બીજું ઉત્તમ છે એમ જણાય છે. ॥ ૩૧ ॥

ઉપરની શંકાઓનું સમાધાન આ સૂત્રમાં છે.

सामान्यात्तु ॥ ૩૨ ॥

પદાર્થઃ– (तु) 'तु' શબ્દ પૂર્વપક્ષની નિવૃત્તિને સૂચવે છે. (सामान्यात्) 'સેતુ' શબ્દ સામાન્ય હોવાથી.

ભાવાર્થઃ– 'સેતુ' શબ્દનો પ્રયોગ વેદાન્તમાં બ્રહ્મને માટે કર્યો છે તેથી સેતુરૂપ બ્રહ્મથી કોઈ બીજી ઉત્કૃષ્ટ વસ્તુ પ્રાપ્ત કરવા જેવી છે એમ માનવાની કશી જરૂર નથી, કારણ કે, સેતુ શબ્દ કોઇ બીજી જગ્યા મેળવવા માટે નથી વપરાયો પણ, પર બ્રહ્મ સર્વ જગત્‌નો વિધારક અને રક્ષક છે એ ભાવ જણાવવા માટે વપરાયો છે. य आत्मा स सेतुर्विधृति रेषां लोकानामसंभेदाय । છા. ઉપ. ૮–૧–૪ જે આત્મા છે તે સેતુ છે, લોકોને ધારણ કરનાર છે, આ લોકોનો નાશ ન થાય તેને માટે પરમાત્મા સેતુરૂપ છે. સેતુ શબ્દ 'સિ' બાંધવું. એ ધાતુથી બને છે सिनोति वध्नाति विधारयति सर्वं जगत् स सेतुः । સર્વ જગતને બાંધે છે અર્થાત્ વ્યવસ્થામાં રાખે છે માટે બ્રહ્મનું નામ સેતુ છે ખરો સેતુ અર્થાત્ બ્રહ્મ પુલ છે એવો અર્થ લેવાનો નથી एतं सेतुं तीर्त्वा છા. ઉપ. ૮–૪–૨. અહીં तीर्त्वाનો અર્થ પ્રાપ્ય કરવાનો છે. બ્રહ્મરૂપ સેતુ ઉપર ચાલીને કોઇ બીજે સ્થળે જવાનું નથી व्याकरणं तीर्णम् 'વ્યાકરણને એ તરી ગયો.' એનો અર્થ એટલો જ થાય છે કે એણે પૂરૂં વ્યાકરણ પ્રાપ્ત કર્યું છે અર્થાત્ શીખી લીધું છે. આથી સમજાશે કે સેતુ શબ્દ બ્રહ્મ કરતાં કોઈ

બીજી વસ્તુ પ્રાપ્ય તરીકે બતાવતો નથી. બ્રહ્મ જ સેતુ છે અને એ જ પ્રાપ્ત કરવા યોગ્ય છે. ॥ ૩૨ ॥

હવે ઉન્માનમાં આવેલા પાદ શબ્દના પ્રયોગને લીધે થતી શંકાનું સમાધાન કરે છે.

बुद्ध्यर्थः पादवत् ॥ ३३ ॥

પદાર્થ:- (पादवत्) જેમાં પાદ શબ્દ આવ્યો છે એવા સામાસિક શબ્દનો પ્રયોગ (बुद्ध्यर्थः) પરમાત્મા વ્યાપક છે એ સમજણ આપવા માટે છે.

ભાવાર્થ:- બ્રહ્મ ચતુષ્પાદ્ છે. બ્રહ્મ સોળકળાવાળો છે એવા પ્રયોગો જે ઉપનિષદમાં આવ્યા છે તે પરમાત્માની વ્યાપકતાને જણાવે છે. પરમાત્માના એક પાદમાં=ભાગમાં સમસ્ત જગત છે અને ત્રણ ભાગ ખાલી પડ્યા છે, આવા પ્રયોગોથી એ સમજાય છે કે બ્રહ્મ સર્વ જગન્મંડળોથી મહાન્ છે, વ્યાપક છે. બ્રહ્મ ચાર પાદવાળો અથવા ચાર ભાગવાળો અથવા સોળ જ કળાવાળો વાસ્તવિક છે એમ સમજવાનું નથી. બ્રહ્મ કોઇ સાવયવ પદાર્થ નથી કે જેના ચાર અથવા સોળ ભાગ વાસ્તવિક રીતે થઇ શકે. આ પ્રમાણે ઉન્માન=પરિમિતિ જણાવતા શબ્દોથી પણ બ્રહ્મ ખરી પરિમિતિવાળો છે એમ સમજવાનું નથી. બ્રહ્મ તો પરિમિતિ રહિત છે. ॥૩૩॥

ભેદવ્યપદેશ અને સંબંધનું સમાધાન કરે છે.

स्थानविशेषात् प्रकाशादिवत् ॥ ३४ ॥

પદાર્થ:- (स्थानविशेषात्) વ્યાપ્યવસ્તુરૂપ સ્થાનના વિશેષને લીધે બ્રહ્મમાં ગૌણવૃત્તિથી ઉન્માન=પરિમિતિ કહેવાય છે (प्रकाशादिवत्) જેમ પ્રકાશમાં કહેવાય છે તેમ.

ભાવાર્થ:- પરમાત્મા = પરબ્રહ્મ તો એક રસ સર્વવ્યાપક છે પણ બીજા જડ અને ચેતન પદાર્થોના એના સંબંધને લીધે બ્રહ્મને

પરિમિત રૂપે ગૌણવૃત્તિથી કહેવામાં આવે છે. જેમ સૂર્યનો પ્રકાશ એક સરખો સર્વત્ર પથરાયો હો છે, એમાં ત્રિકોણ, ચતુષ્કોણ જેવું કશું નથી છતાં પ્રકાશ્ય વસ્તુના આકારને લીધે ત્રિકોણ આકારમાં કોઈ વ્યાપ્ય અર્થ હોય અને તેના ઉપર સૂર્યનો પ્રકાશ પથરાયો હોય તો ગૌણવૃત્તિથી એમ કહી શકાય કે આ પ્રકાશ ત્રિકોણ છે પ્રણ વાસ્તવિક રીતે જોતા પ્રકાશની એવી કોઇ સ્થિતિ નથી, એ તો વ્યાપ્યના સંબંધને લીધે છે તેમ પરમાત્મા ચેતનરૂપ અને આનંદરૂપ સર્વત્રએક રૂપે હોવા છતાં કોઇક ઠેકાણે વેદાતમાં चतुष्पाद् અથવા षोडशकल કહેવામાં આવ્યો હોય અથવા એવો સંબંધ જણાવવામા આવ્યો હોય તો તે કથન અને ભેદ સીધે રીતે વ્યાપ્ય વસ્તુને લાગુ પડે છે એકરસ બ્રહ્મને નહિં. બ્રહ્મમાં ત્રિકોણ ચતુષ્કોણ ચારપાદ અથવા સોળ કળા જેવા વાસ્તવિક ભેદો નથી. ॥ ૩૪ ॥

उपपत्तेश्च ॥૩૫ ॥

પદાર્થઃ- (च) અને (उपपत्तेः) સિદ્ધિ થઇ શકતી હોવાથી.

ભાવાર્થઃ- બ્રહ્મને સેતુરૂપ કહેવામાં આવેલ છે, એટલે એમ ન સમજવું એ સેતુ કોઇ ઉત્કૃષ્ટ બ્રહ્મની પ્રાપ્તિનું સાધન છે સેતુ જ પ્રાપ્તિનું આધન છે અને એ જ સેતુ પ્રાપ્તવ્ય (મેળવવા યોગ્ય) પણ છે. એક જ વસ્તુ પ્રાપ્તિનું સાધન અને પ્રાપ્ય હોવાનું ઉપનિષદમાં પણ જણાવવામાં આવ્યુ છે. જેમકે – नायमात्मा प्रवचनेन लभ्यः न मेधया न बहुना श्रुतेन । यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् । मु. उप. ૩-૨-૩. આ વેદાંત વાક્યમાં બ્રહ્મને પ્રાપ્ત કરવાનુ સાધન પ્રવચન, મેધા, અને બહુજ્ઞાન હોવાનો નિષેધ કરે છે. બ્રહ્મ જ્યારે ઉપાસકને યોગ્ય જાણે છે ત્યારે તે પોતે જ તેને સાક્ષાત્કૃત થાય છે અર્થાત્ પ્રાપ્ત થાય છે આમ એક જ વસ્તુ પ્રાપ્તવ્ય અને પ્રાપ્તિ સાધન બની શકે છે. ॥ ૩૫ ॥

બ્રહ્મથી ભિન્ન કોઈ ઉત્કૃષ્ટ, વસ્તુ હોવાનો નિષેધ છે તે આ સૂત્રમા બતાવે છે

तथाऽन्यप्रतिषेधाच ॥ ३६ ॥

પદાર્થ – (तथा) તે પ્રમાણે (च) અને (अन्यप्रतिषेधात्) બ્રહ્મ કરતા વધારે શ્રેષ્ઠ હોવાનો અન્યનો નિષેધ હોવાથી

ભાવાર્થ – 'यस्मात् पर नापरमस्ति किंचित्' આવા વાક્યો ઉપનિષદમા ઘણે ઠેકાણે છે જે એમ બતાવે છે કે બ્રહ્મ કરતા બીજુ કોઈ શ્રેષ્ઠ નથી ॥ ૩૬ ॥

સર્વગત અને આયામાદિ શબ્દપ્રયોગથી પણ બ્રહ્મ સર્વશ્રેષ્ઠ છે

अनेन सर्वगतत्वमायामशब्दादिभ्य ॥ ३७ ॥

પદાર્થ – (अनेन) આથી (सर्वगतत्वम्) બ્રહ્મમા સર્વગતત્ત્વ છે (आयामशब्दादिभ्य) આયામ શબ્દ આદિથી પણ બ્રહ્મ સર્વશ્રેષ્ઠ સિદ્ધ થાય છે

ભાવાર્થ – *ज्यायान् दिव । ज्यायान् आकाशात् ।* પરમાત્મા દ્યુલોક કરતા મહત્તર છે આકાશ કરતા પણ મહાન્ છે આમ સર્વ સાથે વ્યાપ્તિ બતાવતા આયામાર્થક શબ્દોથી જણાય છે કે બ્રહ્મ સર્વશ્રેષ્ઠ છે સર્વગત કરતા બીજુ મોટુ કોણ હોઈ શકે? બ્રહ્મમા સર્વ સમાઈ જતુ હોવાથી બ્રહ્મને ब्रह्मेवेद सर्वम् બૃ ઉપ ૪–૫–૧ કહ્યું છે માટે બ્રહ્મ સર્વથી પર છે અહી કેટલાક વિદ્વાનોએ બ્રહ્મનો અન્યમા ભેદ નથી એમ જણાવ્યુ છ તે યોગ્ય નથી કારણ કે જડ જગતના બ્રહ્મનો ભેદ માન્યા વગર ચાલે નહિ, તેમ જીવમા પણ બ્રહ્મનો ભેદ છે જ અને એ જ કારણને લીધે જીવાત્મા બ્રહ્મને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે ॥ ૩૭ ॥

બ્રહ્મમા કર્મફળ આપવાનો પણ સ્વભાવ છે તે આ સૂત્રમા જણાવે છે.

फलमत उपपत्तेः ॥ ३८ ॥

પદાર્થ:- (अतः) આ બ્રહ્મથી (फलम्) સુખ દુઃખરૂપ ફળ મળે છે (उपपत्तेः) એમ માનવાથી ઉપપત્તિ થતી હોવાથી.

ભાવાર્થ:- સુખ અને દુઃખ કર્મનું ફળ માનવામાં આવે છે. સારૂં કર્મ હોય તો તેનું ફળ સુખ હોય છે અને ખરાબ કર્મ હોય તો તેનૂં ફળ દુઃખ હોય છે. જીવાત્મા વેદોકત કર્મ કરે છે અને કેટલાક વેદનિષિદ્ધ કર્મ પણ કરે છે. વેદનિષિદ્ધ કર્મ એજ ખરાબ કર્મ.

હવે કર્મ એ તો એક ક્રિયા છે અને ક્રિયા માત્ર ક્ષણિક છે. વેદોક્ત કર્મનું ફળ તરત જ મળતું નથી. યજ્ઞ, યાગ, દાન પરોપકાર આદિનાં ફળ અમુક સમય વીત્યા પછી મળે છે. હવે, અહીં પ્રશ્ન એ છે કે કર્મ તો જડ છે એને તો ક્યારે અને કેવું ફળ આપવું તેની ખબર હોતી નથી, ઈશ્વર તો રાગાદિથી રહિત છે એને જીવાત્મા અને એના કર્મની વચ્ચે પડવાની કશી જરૂર જણાતી નથી તો ફળ મળે છે શી રીતે? કેટલાક વિદ્વાનો કહે છે કે કર્મ ભલે નાશ પામે પણ એ કર્મ સંસ્કારને જન્માવીને જ નાશ પામશે અને એ સંસ્કાર જ ધીમે ધીમે ફલોન્મુખ થશે. જેમ જમીનમાં વાવેલું બી અંકુરના રૂપમાં ધીમે ધીમે ફળે છે તેમ. અહીં પણ ઉપર કહ્યો એ જ દોષ છે કે સંસ્કાર પણ જડ જ છે. આ કારણે ઈશ્વરને જ ફળદાતા માનવો રહ્યો. ફળ આપવું એ ઈશ્વરનો બ્રહ્મનો સ્વભાવ જ છે. સ્વભાવ એવો કેમ છે? એવો પ્રશ્ન કોઈને પણ થતો નથી. સ્વભાવ ઉપર પ્રશ્ન હોઈ શકે નહિ. સૂર્ય પ્રકાશે છે કારણ કે એ એનો સ્વભાવ છે. શા માટે સૂર્ય પ્રકાશે છે? કારણ કે એ એનો સ્વભાવ છે, શા માટે સૂર્ય પ્રકાશે છે? એવો કોઈ પ્રશ્ન કરતું નથી.

બ્રહ્મ કર્મસાપેક્ષ થઈને ફળ આપે છે તેથી તેમાં પક્ષપાતરૂપ દોષ પણ આવતો નથી. જો બ્રહ્મ કર્મની અપેક્ષા રાખ્યા વગર કોઈને સુખ અને કોઈને દુઃખ આપે તો જ તેમાં પક્ષપાત, નિર્દયતા વગેરે દોષ આવી શકે, કર્મ પ્રમાણે ફળ આપવામાં કોઈ દોષ નથી. योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिनः । स्थाणु मन्येऽनुसर्यन्ति यथाकर्म यथाश्रुतम् ॥ કઠ. ઉપ. ૨-૨-૭. જીવાત્માઓ મરણ બાદ કોઈ શરીર ધારણ કરે છે તો કોઈ સ્થાવર થઈ રહે છે, જેવાં એનાં કર્મ અને જેવું એનું જ્ઞાન તે પ્રમાણે જીવાત્માને ફળ મળે છે, વગેરે ઉપનિષદ વાક્યો પણ પ્રમાણ રૂપ વિદ્યમાન છે ॥ ૩૮ ॥

श्रुतत्वाच ॥ ३९ ॥

પદાર્થ – (च) અને (श्रुतत्वात्) શ્રુતિમાં પણ કહેલુ હોવાથી.

ભાવાર્થઃ– વેદાદિ શાસ્ત્રમાં પણ ઈશ્વરને ફળદાતા તરીકે કહેલ છે જેમકેઃ– स वा एष महानज आत्मा अन्नादः वसुदानः ॥ बृ. उप. તે આ મહાન અનાદિ આત્મા અન્ન અને ધન આપનાર છે આ અન્ન, ધન વગેરે પરમાત્મા કર્મસાપેક્ષ થઈ આવે છે पुण्यो हि पुण्येन कर्मणा पापः पापेन ॥ મનુષ્ય સુખી અથવા દુઃખી પોતાના કર્મથી જ થાય છે. ઈશ્વર તો કેવળ વ્યવસ્થા કરનાર છે. ॥ ૩૯ ॥

પૂર્વમીમાંસાના આચાર્યનો આ સંબંધમાં મત જણાવે છે.

धर्मं जैमिनिरतएव ॥ ४० ॥

પદાર્થ – (अत एव) શ્રુતિના પ્રામાણ્યથી (धर्मम्) ધર્મ પોતે જ ફળ આપે છે (जैमिनिः) એમ જૈમિનિ આચાર્ય માને છે

ભાવાર્થઃ– જૈમિનિ આચાર્ય કે જે પૂર્વમીમાંસા શાસ્ત્રના પ્રણેતા છે તેઓ તો ધર્મને જ ફળ આપનાર તરીકે માને છે. કારણ કે 'स्वर्गकामो यजेत' જેને સુખની ઈચ્છા હોય તેણે યજ્ઞ (श्रेष्ठतमकर्म)

કરવો અહીં યજ્ઞ અને સ્વર્ગ વચ્ચે ઈશ્વરનું નામો નિશાન નથી. યજ્ઞ ક્રિયાવિશેષ હોવાથી તે જડ છે અને જડ અર્થ વિચાર પૂર્વક ફળ આપી શકે નહિ. વગેરે બાબત આપણે જેવાની નથી. આપણે તો વેદને પ્રમાણ માનીએ છીએ તો પછી એમાં શંકા શા માટે હોવી જોઈએ ?

અમને લાગે છે કે, જૈમિનિ આચાર્યે કર્મને પ્રધાન સ્થાન આપ્યુ છે અને ઈશ્વર સાપેક્ષ હોવાથી ફળ પ્રદાનમાં તેને ગૌણ તરીકે ગણેલ છે. આમ માનવાથી પૂર્વમીમાંસા અને ઉત્તર-મીમાંસામાં કશો પણ દોષ આવતો નથી. ॥ ૪૦ ॥

હવે શ્રી બાદરાયણ મુનિ પોતાનો મત બતાવે છે.

पूर्वं तु बादरायणो हेतुव्यपदेशात् ॥ ४१ ॥

પદાર્થ:– (तु) ' तु ' શબ્દ પૂર્વપક્ષનું નિવારણ સૂચવે છે. (हेतुव्यपदेशात्) બ્રહ્મને સર્વ કાર્યનું નિમિત્ત બતાવ્યું છે તેથી ફળ બ્રહ્મથી જ ઉત્પન્ન થાય છે (बादरायणः) એમ બાદરાયણ આચાર્ય માને છે.

ભાવાર્થ:– બાદરાયણ નામ વ્યાસજીનું છે. વ્યાસ પોતે જ આ સૂત્રો લખનાર છે એવું વિદ્વાનોનું માનવું છે. છતાં વ્યાસ પોતે પોતાના નામનો આ સૂત્રમાં ઉલ્લેખ કરે છે એનો ભાવ એ છે કે, ' બ્રહ્મ પોતે જ કર્મસાપેક્ષ થઈને કર્મનું ફળ આપે છે ' એમાં પોતાની દૃઢ સંમતિ બતાવે છે.

જે જીવાત્માના પૂર્વજન્મનાં કર્મ સારાં છે અને જે સંસ્કારી આત્મા છે તેને પરમાત્મા આગળ વધારે ઉન્નતિમાં લેવા ઈચ્છે છે અને તેની પાસે સારાં કર્મ કરાવે છે, એવું ઉપનિષદમાં લખ્યું છે. એટલે કર્મ કરાવવામાં પણ પરમાત્મા કર્મ સાપેક્ષ થઈ હેતુ બને છે અર્થાત્ પ્રેરણા આપનાર બને છે, માટે પરમાત્મા જ ફળ આપનાર છે. જૈમિનિ મુનિ બ્રહ્મ ઉપર ભાર ન દેતાં કર્મ

ઉપર ભાર આપે છે તે ઠીક નથી. વિચારપૂર્વક, ન્યાય પૂર્વક ફળ આપવું ચેતનનું જ કામ છે. જડસ્વભાવ કર્મનું નહિ. પણ જો ભાર દેવાની દષ્ટિ ન હોય તો ધર્મથી ફળ મળે છે અને ઈશ્વરથી ફળ મળે છે એમ બંને કથનમાં કશો ભેદ નથી કારણ કે સુખ દુઃખરૂપ ફળ મેળવવામાં ધર્મ અને ઈશ્વર બંને કારણ છે. બ્રહ્મનું કથન તો મુખ્ય કારણતાને લઈને છે. ॥ ૪૧ ॥

इति गुर्जरभाषाभाष्ययुते वेदान्तदर्शने तृतीयाध्याये द्वितीयः पादः ॥

* ❀ *

अथ तृतीयाध्याये तृतीयः पादः

બ્રહ્મનુ નિરૂપણ કરવામાં આવ્યું. હવે વેદાન્ત અર્થાત્ ઉપનિષદોમાં બ્રહ્મનું પ્રતિપાદન કરવામાં આવ્યુ છે તેમાં ગ્રંથ પરત્વે કંઇક ભેદ હોવો જોઈએ. જો ભેદ ન હોય તો ઇશ, કેન, કઠ આદિ ઉપનિષદગ્રંથો જુદા જુદા શા માટે હોય? જુદાં જુદાં નામ હોવાં એ ભેદનાં જ સૂચક છે. આ સંબંધે પૂર્વમીમાસા અ. ૩–૪–૮. સૂત્રમાં સ્પષ્ટ ખુલાસો છે. આ ઉપરથી સમજાય છે કે પ્રતિવેદાન્ત અર્થાત્ હરેક ઉપનિષદમાં બ્રહ્મના સંબંધમાં કઈક ભેદનું કથન છે. ઉપાસનામાં પણ ભેદ છે આના સંબંધમાં ઉત્તરરૂપે આ પ્રથમ સૂત્ર લખવામાં આવ્યું છે આ સૂત્ર સિદ્ધાંત સૂત્ર છે.

सर्ववेदान्तप्रत्ययं चोदनाद्यविशेषात् ॥ १ ॥

પદાર્થઃ- (सर्ववेदान्तप्रत्ययम्) હરેક વેદાન્તમાં અર્થાત્ ઉપનિષદમાં જણાવવામાં આવેલું બ્રહ્મ એક પ્રકારનું છે (चोदनाद्यविशेषात्) પુરુષના પ્રયત્નમાં અને ફળ વગેરેમાં કોઈ વિશેષ ન જણાતો હોવાથી.

ભાવાર્થઃ– હરેક વેદાન્તમાં બ્રહ્મનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે અને બધા ય વેદાન્તોમાં એક સરખું જ બ્રહ્મ છે એવું સમજાવવામાં આવ્યું છે. બ્રહ્મ સગુણ છે, નિરાકાર છે, સર્વાધાર છે અને સર્વને નિયમ પૂર્વક ચલાવનાર છે ઈત્યાદિ બ્રહ્મ-ધર્મોમાં કોઈને વિરોધ નથી. એક વેદાંતમાં બ્રહ્મનું અમુક રૂપે વર્ણના કર્યું હોય અને બીજા વેદાન્તમાં તેનાથી વિરુદ્ધ રૂપે વર્ણન કરવામાં આવ્યું હોય એવું નથી. બ્રહ્મ જાણવાના ફળમાં પણ કશો ભેદ નથી. બ્રહ્મ જાણવાથી મુક્તિ રૂપ ફળ મળે છે એમ સર્વ ઉપનિષદોમાં કહ્યું છે. ચિત્ત શુદ્ધિને માટે જુદી ઉપાસના બતાવી હોય તો ઉપાસનામાં એક સૂત્રતા અર્થાત્ એક વાક્યતા જ હોય છે.

આ ઉપરથી સમજાશે કે ઉપનિષદનાં જુદાં જુદાં નામોથી બ્રહ્મવિદ્યામાં કશો ભેદ પડાતો નથી. દાખલા તરીકે છાંદોગ્ય ઉપ-નિષદ અને બૃહદારણ્યક ઉપનિષદમાં પ્રાણ તરીકે બ્રહ્મનું પ્રતિપાદન કર્યું છે તે વિદ્યામાં કશો ભેદ નથી. એક જ પ્રાણવિદ્યા જુદા જુદા નામવાળા વેદાંતમાં પ્રતિપાદિત થવાથી એ વિદ્યામાં કશો ભેદ નથી યો ह वै ज्येष्ठ च श्रेष्ठ च वेद, ज्येष्ठश्च ह वै श्रेष्ठश्च भवति प्राणो वाव ज्येष्ठश्च श्रेष्ठश्च। छांदोग्य उप. अ. ५. खंड. १.

यो ह वै ज्येष्ठं च श्रेष्ठं च वेद ज्येष्ठश्च श्रेष्ठश्च स्वाना भवति प्राणो वै ज्येष्ठश्च श्रेष्ठश्च, ज्येष्ठश्च श्रेष्ठश्च स्वाना भवति अपि च ग्रुभूषति य एव वेद ॥ १ ॥ बृ. अ. ६–१.

આ ઠેકાણે છાંદોગ્ય અને બૃહદારણ્યક અથવા વાજસનેયિક રૂપ જુદા જુદા નામ વાળા ગ્રંથોથી પ્રાણવિદ્યામાં કશો ભેદ પડતો નથી. બંને ગ્રંથોમાં પ્રાણરૂપ બ્રહ્મનું સમાન વર્ણન છે અને એના જાણનારને એક જ પ્રકારનું ફળ પણ બતાવ્યું. આ પ્રમાણે એક બ્રહ્મને જુદા જુદા વેદાંતોમાં જુદી જુદી રીતે સમજાવવામાં આવેલ છે તેથી બ્રહ્મમાં કશો ભેદ પડતો નથી. બધા જ વેદાંતોનો એક જ હેતુ છે કે બ્રહ્મનું યથાર્થ વર્ણન કરવું. ફળ અને વિધાન

અર્થાત્ પુરુષ પ્રયત્નમાં કશો ય ફરક નથી. જાણવા રૂપ પ્રયત્ન અથવા ઉપાસનારૂપ પ્રયત્નમાં કશો ફરક નથી. ॥ ૧ ॥

પુનરુક્તિથી વેદાન્તવિદ્યામાં ભેદ પડતો નથી તો આ સૂત્રમાં સમજાવે છે.

भेदान्नेति चेन्नैकस्यामपि ॥ २ ॥

પદાર્થઃ- (भेदात्) રૂપનો ભેદ હોવાથી વેદાંતવિદ્યાની એકતા (न) નથી (इति चेत्) જો એમ કહેવામાં આવે તો (न) એ ઠીક નથી કારણકે (एकस्याम् अपि) એક વિદ્યામાં પણ.

ભાવાર્થઃ- છાંદોગ્ય ૫-૫-૧૦ ઉપનિષદમાં અને બૃહદારણ્યક ૬-૨-૧૪ ઉપનિષદમાં પંચાગ્નિવિદ્યા જણાવી છે. જો એક જ વિદ્યા હોય તો એ વિદ્યાની પુનરુક્તિ શા માટે હોય? વળી બૃહદારણ્યકમાં એક અગ્નિવધારે પણ બતાવ્યો છે આમ વિદ્યામાં રૂપનો ભેદ હોવાથી સર્વવિદ્યાની એકતા નથી. કર્મવિદ્યામાં રૂપ જુદા જુદાં હોય તો કર્મપણ જુદાં જુદાં માનવા પડે છે. તેમ વેદાંત વિદ્યામાં પણ રૂપ જુદાં જુદાં હોવાથી તથા પુનરુક્તિ હોવાથી વિદ્યા જુદી જુદી છે એમ માનવું જોઈએ. આનો ઉત્તર એ છે કે વેદાન્તમાં તો બધી વિદ્યાનું વેદ્ય એક જ છે અને એ બ્રહ્મ છે. માટે વેદાન્તવિદ્યામાં ભેદ ન માનવો જોઇએ. પુનરુક્તિ તો જિજ્ઞાસુઓના ભેદને લીધે કરવી પડે. છાંદોગ્યમાં જિજ્ઞાસુઓ છે તે જ જિજ્ઞાસુઓ શાખાન્તર વાજસનેય ઉપનિષદમાં નથી માટે બીજા જિજ્ઞાસુઓને જણાવવા માટે પંચાગ્નિ વિદ્યાનું પુનરુચ્ચારણ કરવું પડયું છે એક અગ્નિ બૃહદારણ્યકની પંચાગ્નિ વિદ્યામાં વધારે બતાવવામાં આવ્યો છે તો તેનો ઉપસંહાર છાંદોગ્યોક્ત પંચાગ્નિ-વિદ્યામાં પણ કરવો જોઇએ. આથી સમજી શકાશે કે બંને પંચાગ્નિવિદ્યાનું વેદ્ય (જાણવાયોગ્ય વસ્તુ) જુદું જુદું નથી. એ વિદ્યાથી આત્માનું જ (બ્રહ્મનું જ) પ્રતિપાદન છે એમ સમજવું જોઈએ. ॥૨॥

'શિરોવ્રત' મુંડકઉપનિષદમાં કહ્યું છે તે બ્રહ્મવિદ્યાનું અંગ છે, પણ બીજા ઉપનિષદમાં કહેલી બ્રહ્મવિદ્યાનું અંગ નથી માટે મુંડકમાં કહેલી બ્રહ્મવિદ્યા અન્ય ઉપનિષદમાં કહેલી બ્રહ્મ વિદ્યાથી જુદી જણાય છે. આનુ સમાધાન આ સૂત્રમાં છે.

स्वाध्यायस्य तथात्वेन हि सामाचारेऽधिकाराच्च सववच्च तन्नियमः ॥ ३ ॥

પદાર્થઃ– (स्वाध्यायस्य) સ્વાધ્યાયનું (तथात्वेन) અંગ હોવાથી (हि) કારણ કે (समाचारे) સમાચાર નામક ગ્રંથમાં (अधिकारात् च) અધિકાર બતાવવામાં આવ્યો હોવાથી.

ભાવાર્થઃ– મુંડક ઉપનિષદ્ અથર્વવેદને લગતું હોવાથી એ ઉપનિષદને આથર્વણિક ઉપનિષદ કહે છે. આથર્વણિક વિદ્વાનો એટલે કે અથર્વવેદની શાખાવાળા વિદ્વાનો એમ કહે છે કે 'સમાચાર' નામના ગ્રંથમાં શિરોવ્રતનામક વ્રતનો ઉપદેશ છે તે બ્રહ્મવિદ્યાનું અંગ છે અર્થાત્ બ્રહ્મવિદ્યાનો ધર્મ છે. બીજી બ્રહ્મવિદ્યામાં આ વ્રત અંગ તરીકે માનવામાં આવ્યું નથી માટે શિરોવ્રતને લીધે મુંડકમાં કહેલી બ્રહ્મવિદ્યા બીજી બ્રહ્મવિદ્યાથી જુદી પડે છે. શિરોવ્રત એટલે માથા ઉપર જગતી સગડી ધારણ કરીને લેવામાં આવતું ખાસ કોઇ વ્રત.

આનું સમાધાન એ છે કે, શિરોવ્રત બ્રહ્મવિદ્યાનું અંગ નથી પણ અધ્યયનનું અંગ છે. એ વ્રત બ્રહ્મવિદ્યાના ભેદ જણાવનાર નથી. "क्रियावन्तः श्रोत्रिया ब्रह्मनिष्ठाः स्वयं जुह्वत एकर्षिं श्रद्धयन्तः। तेषामेवैतां ब्रह्मविद्यां वदेत शिरोव्रतं विधिवद् यैस्तु चीर्णम् ॥ मु. उप. ३-२-१०. આનો ભાવાર્થ એ છે કે જેઓએ વિધિ પ્રમાણે શિરોવ્રતનું અનુષ્ઠાન કર્યું છે તેઓને જ આ બ્રહ્મવિદ્યા બતાવવી. જો આટલું જ કહ્યું હોત તો શિરોવ્રત બ્રહ્મવિદ્યાનું અંગ સમજી શકાત. પણ આગળ જણાવવામાં આવ્યું છે કે नैतदचीर्णव्रतोऽधीते। मु. ३-२-११. અહીં ઉપદેશ આપ્યો છે કે જેણે શિરોવ્રતનું અનુષ્ઠાન ન કર્યું

હોય તે બ્રહ્મવિદ્યા પ્રતિપાદક મુંડક ગ્રંથને ન ભણે. આ ઉપરથી સમજાય છે કે એ વ્રત અધ્યયનનું અંગ છે કારણ કે વાક્યમાં 'अधीते' એવું સ્પષ્ટ ક્રિયાપદ છે વ્રતનો સંબંધ 'अधीते' ક્રિયા સાથે છે વિદ્યા સાથે નહિ.

સવ એટલે હોમ. જેમ સૌર્યાદિ સાત હોમો આથર્વણિક વિદ્યાનો 'એકર્ષિ' નામક અગ્નિમાં કરે છે, 'ત્રેતા' નામક અગ્નિમાં નહિ. એવો એનો નિયમ છે. તેમજ શિરોવ્રત પણ આથર્વણિક લોકોને માટે જ છે. બીજાને માટે નહિ. આથી સ્પષ્ટ સમજાય છે કે 'શિરોવ્રત' વેદાન્તવિદ્યાનું ભેદક અંગ નથી. ॥ ३ ॥

વેદાન્તમાં બ્રહ્મવિદ્યાની એકતાનું પ્રતિપાદન પણ કર્યું છે.

दर्शयति च ॥ ४ ॥

પદાર્થઃ– (च) અને (दर्शयति) ઉપનિષદ્ બ્રહ્મવિદ્યાની એકતાને બતાવે છે.

ભાવાર્થઃ– કઠોપનિષદમાં જણાવ્યુ છે કે, સર્વ વેદોનું મુખ્ય પ્રતિપાદ્ય બ્રહ્મ જ છે. सर्वे वेदा यत्पदमामनन्ति। कठ. उप. १-२-१५. બધા વેદો પ્રાપ્ય તરીકે કેવળ બ્રહ્મને જ બતાવે છે.

યમાચાર્ય નચિકેતાને સમજાવે છે કે, સર્વ વેદો માત્ર બ્રહ્મને જ પ્રાપ્ત કરવાનું જણાવે છે, સર્વ તપોનું અનુષ્ઠાન પણ એને જ ઉદ્દેશીને હોય છે, એ બ્રહ્મનું મુખ્ય નામ ओ३म् છે. दहरोऽस्मिन् अन्तराकाशस्तस्मिन् यदन्तस्तदन्वेष्टव्यम्। छा. ૮-૧-૧.

અર્થઃ– શરીરની અંદર હૃદયમાં જે આકાશ છે, તેમાં જે ચેતન તત્ત્વ છે કે જે બહાર પણ છે અને જે દ્યૌ, પૃથ્વી, સૂર્ય, ચંદ્ર, વિદ્યુત્ નક્ષત્રો વગેરેને ધારણ કરી રહ્યો છે એ પરમાત્માનું અન્વેષણ કરવું જોઈએ. તેની અંદર બધું જ સમાએલું છે, सर्वं तदस्मिन् समाहितम्। छा. ૮-૧-૩. આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે, બધા જ ઉપનિષદોની એક જ બ્રહ્મવિદ્યા છે. એ વિદ્યામાં કશો જ ભેદ

નથી. જયાંસુધી વેદ્યમાં ભેદ ન હોય ત્યાંસુધી વિદ્યામાં પણ ભેદ ન હોય એ સ્વાભાવિક છે. ॥ ૪ ॥

અન્ય ઉપનિષદમાં કહેલા ગુણો જો એક જ વિદ્યા અથવા ઉપાસનાને લગતા હોય તો ઉપસંહાર કરવો એ આ સૂત્રમાં બતાવે છે.

उपसंहारोऽर्थाभेदाद् विधिशेषवत् समाने च ॥ ५ ॥

પદાર્થઃ- (च) અને (समाने) એક જ વિદ્યા અથવા એક જ ઉપાસ્ય હોય તો (अर्थाभेदात्) એક જ અર્થ હોવાને કારણે (उपसहारः) ગુણોનો ઉપસંહાર કરવો જોઈએ (विधिशेषवत्) જેમ વિધિશેષ ગુણોનો ઉપસંહાર કરવામાં આવે છે તેમ.

ભાવાર્થ – જેમ બે શાખામા એક જ અગ્નિહોત્રનું વિધાન કર્યું હોય અને એક ઠેકાણે કેટલાક વધારે ગુણોનું વિધાન કર્યું હોય તો તે ગુણોનુ અલ્પગુણવાળા અગ્નિહોત્રમાં લેવામાં આવે છે તેમ ઉપનિષદોમાં પણ જો એક જ વિદ્યા અથવા એક જ ઉપાસ્ય બતાવવામાં આવ્યુ હોય અને એકમાં થોડા ગુણો બતાવ્યા હોય અને બીજા ઉપનિષદમાં તે સબંધી વધારે ગુણો બતાવ્યા હોય તો ખૂટતા ગુણોનો અન્યત્ર કહેવામા આવેલી વિદ્યામાં ઉપસંહાર કરવો જોઈએ. જ્યારે વિદ્યા ઉપાસ્ય એક જ છે તો પછી એક ઠેકાણે કહેલા ગુણોનો બીજે ઠેકાણે ઉપસંહાર કરવામાં વાંધો શો ? અર્થાત્ કશો જ વાંધો ન હોવો જોઈએ ॥ ૫ ॥

બૃહદારણ્ય અને છાંદોગ્ય બંને ઉપનિષદોમાં 'ઉદ્ગીથ' વિદ્યા છે આ બંને ઉદ્ગીથ વિદ્યામાં ભિન્નતા છે કે બંનેમાં એકતા છે ? એ આ સૂત્રમાં તથા આગળના સૂત્રમાં સમજાવે છે.

अन्यथात्वं शब्दान इति चेन्नाविशेषात ॥ ६ ॥

પદાર્થઃ- (अन्यथात्वम्) ભેદ છે (शब्दात्) પ્રક્રમ = પ્રકરણના

આરંભમાંથી ભિન્નતા જણાતી હોવાથી. (इति चेत) જો એમ કહેવામાં આવે તો (न) એ ઠીક નથી (अविशेषात्) સમાનતા હોવાથી.

ભાવાર્થ:- છાંદોગ્ય ઉપનિષદમાં માનનારાઓ 'છંદોગ' કહેવાય છે અને બૃહદારણ્યક ઉપનિષદમાં માનનારાઓ 'વાજી' કહેવાય છે. વજસનેયી શાખાવાળા 'વાજી' કહેવાય છે. 'છંદોગ' એટલે સામવેદી અને 'વાજી' એટલે યજુર્વેદીય છાંદોગ્ય અને બૃહદારણ્યકમાં ઉદ્દગીથ વિદ્યા છે.

આ ઉદ્દગીથ વિદ્યામાં સામગાન અને તેની ઋચાઓનું રહસ્ય સમજાવ્યું છે આ પ્રકરણ 'ઉદ્દગીથ' કહેવાય છે. બૃહદારણ્યકમાં ૧-૩-૧ થી શરૂ થાય છે અને છાંદોગ્ય ઉપનિષદમાં પ્રથમથી જ શરૂ થાય છે. અને આખો પહેલો અધ્યાય સંપૂર્ણ ઉદ્ગીથ વિદ્યા સમજાવવામાં રોકાયો છે

જો બંને વિદ્યામાં એકતા માનવામાં આવે તો, એક બીજાના ગુણોના ઉપસંહાર એક બીજામાં થઈ શકે અને જો ભિન્નતા માનવામાં આવે ગુણોનો ઉપસંહાર થઈ શકે નહિ.

અહીં પૂર્વપક્ષ એકતામાં માને છે જ્યારે ઉત્તરપક્ષ ભિન્નતામાં માને છે. તેથી ઉત્તરપક્ષના મતે એક વિદ્યાના ગુણોનો ઉપસંહાર બીજી વિદ્યામાં થઈ શકે નહિ.

'अथ हेममासन्य प्राणमूचुस्त्वं न उद्गायेति तथेति तेभ्य एव प्राण उदगायत्' બૃ. ૧-૩-૭ આ વાકયનો ભાવ આ પ્રમાણે છે. મુખ્ય પ્રાણ બીજી ઈંદ્રિયો કરતાં શ્રેષ્ઠ છે માટે ઉદ્દગીથમાં પ્રાણદષ્ટિ કરવી એટલે કે એને પ્રાણ તરીકે માની તેની ઉપાસના કરવી.' જો કે પ્રાણ પણ જડ છે માટે તેની ઉપાસના સંભવી શકે નહિ, છતાં પ્રાણાનુગત પરમાત્મા જ ઉપાસનીય તરીકે વિવક્ષિત છે. માત્ર ગ્રંથના લખાણનો ઊઠાવ જ ભિન્નતા સૂચવે છે.

अथ ह य एवायं मुख्यः प्राणस्तमुद्गीथमुपासाचक्रिरे । छा. १–२–७. આ ઉપનિષદમાં પણ પ્રાણને મુખ્ય માની ઉદ્ગીથમાં પ્રાણદૃષ્ટિ કરી તેની ઉપાસના કરવી એવું પ્રતિપાદન કર્યું છે. આમ જોતાં બંને વિદ્યામાં એકતા જ જણાય છે. આથી પૂર્વપક્ષવાદી બંને વિદ્યાની એકતા માની ગુણોનો ઉપસંહાર માનવા તૈયાર થાય છે. ઉપસંહાર એટલે એક વિદ્યામાં જે ગુણો ન જણાતા હોય તે બીજીમાંથી ઉતરવા.

ઉત્તરપક્ષવાદી જણાવે છે કે બંને વિદ્યામાં ભેદ છે અને તેને લીધે ગુણોનો ઉપસંહાર ન કરવો. ભેદ જણાવનાર વાકયો આ પ્રમાણે છે. 'त्वं न उद्गाय' બૃ. ૧–૩–૨. હે ઉદ્ગીથ રૂપ પ્રાણ, તું અમારે માટે ગાન કર. અહીં પ્રાણને ઉદ્ગીથના કર્તા તરીકે જણાવેલ છે. तमुद्गीथमुपासाचक्रिरे छा. १–२–७. અહીં ઉદ્ગીથરૂપ પ્રાણને કર્મ તરીકે જણાવેલ છે. આટલો બંને વિદ્યામાં ભેદ છે માટે ગુણોનો ઉપસંહાર ન થવો જોઈએ.

પૂર્વપક્ષવાદી કહે છે કે એટલો ભેદ ભલે હો, પણ બીજી ઘણી બાબતોમા એકતા જણાવી છે માટે બંને વિદ્યામાં એકતા માનવી જોઈએ અને એક બીજી વિદ્યામાં ગુણોનો ઉપસંહાર કરવો જોઈએ. પૂર્વપક્ષવાદીના મતમાં બંને વિદ્યામાં એકતા છે એમ સમજાય છે. ॥ ૬ ॥

ભિન્નતાને કારણે ગુણોનો ઉપસંહાર ન કરવો એ દૃષ્ટાંત સાથે આ સૂત્રમાં બતાવે છે.

ઉત્તર પક્ષ = न वा प्रकरणभेदात् परोवरीयस्त्वादिवत् ॥ ७ ॥

પદાર્થ:– (वा) અથવા (न) નહિ (प्रकरणभेदात्) પ્રકરણમાં ભિન્નતા હોવાથી (परोवरीयस्त्वादिवत्) પરોવરીયસ્ત્વાદિ ગુણોની ભિન્નતા પેઠે.

ભાવાર્થઃ– છાંદોગ્ય ઉપનિષદમાં 'ઉદ્ગીથ' પદથી માત્ર ઓંકાર જ ઉપાસ્ય તરીકે બતાવેલ છે, જ્યારે બૃહદારણ્યકમાં 'ઉદ્ગીથ' પદથી સમસ્ત પ્રકરણ લેવામાં આપ્યું છે. ઓંકારને જ રસતમ આદિ ગુણોથી છાંદોગ્યમાં વર્ણવવામાં આવેલ છે અને ઓંકારની જ પ્રાણ તરીકે ઉપાસના કરવા જણાવ્યું છે. આમ ઉદ્ગીથના વાક્ય તરીકે ભેદ હોવાથી છાંદોગ્યનિર્દિષ્ટ ઉદ્ગીથ વિદ્યા અને બૃહદારણ્યક નિર્દિષ્ટ ઉદ્ગીથ વિદ્યા ભિન્ન છે. આ ભેદને લીધે એક વિદ્યામાં કહેલા ગુણોનો ઉપસંહાર બીજી વિદ્યામાં થઈ શકે નહિ. બંને ઉપનિષદોમાં ઉદ્ગીથવિદ્યા માત્ર ઉપર ઉપરથી જ એકતા જણાય છે પણ બંનેના અર્થ ઉપર વિચાર કરતાં બંને વિદ્યા જુદી જુદી જ જણાય છે. કેવળ છાંદોગ્ય ઉપનિષદમાં પરોવરીયસ્ત્વગુણ વિશિષ્ટ ઉદ્ગીથ વિદ્યા અને હિરણ્યશ્મશ્રુત્વાદિગુણ વિશિષ્ટ ઉદ્ગીથ વિદ્યા જેમ ભિન્ન ભિન્ન માનવામાં આવેલ છે તેમ છાંદોગ્યની ઉદ્ગીથ અને બૃહદારણ્યકની ઉદ્ગીથ વિદ્યા જુદી જુદી જ માનવી જોઈએ. જ્યારે એક જ શાખાની વિદ્યા વાક્ય ભેદથી જુદી માનવામાં આવી છે તો પછી ભિન્ન શાખાવાળી ઉદ્ગીથ વિદ્યા વાક્ય ભેદથી જુદી માનવામાં આવે એમાં વાંધો શો હોઈ શકે ? આ પ્રમાણે બંને વિદ્યા જુદી હોવાથી એક વિદ્યાના ગુણોનો બીજી વિદ્યામાં ઉપસંહાર કરવો ન જોઈએ. ॥ ૭ ॥

બંને વિદ્યાનું એક 'ઉદ્ગીથ' એવું નામ આપવાથી બંને વિદ્યા એક થઈ શકતી નથી, તે આ સૂત્રમાં બતાવે છે.

संज्ञातश्चेत् तदुक्त मस्ति तु तदपि ॥ ८ ॥

પદાર્થઃ– ( संज्ञातः चेत् ) એક જ નામ બંને વિદ્યાનું હોવાથી બંને એક જ છે, જો એમ કહેવામા આવે તો ( तदुक्तम् ) તેનો ઉત્તર આપી દીધો છે ( तदपि तु अस्ति ) ઔપાધિક રીતે ઉપાસ્યમાં ભેદ બતાવ્યો છે તેથી વિદ્યામાં ભેદ છે એમ સ્વીકારવું જોઈએ.

ભાવાર્થઃ– છાંદોગ્ય અને બૃહદારણ્યક બંનેમાં બંને વિદ્યાનું એક જ નામ 'ઉદ્ગીથ' એવું આપવામાં આવ્યુ છે. જુઓ બૃ. ૧–૩–૨. અને છાંદોગ્ય ૧–૧–૧. બંને ઉપનિષદમાં જે ઉપાસના બતાવી છે તેને 'ઉદ્ગીથ એવું એક જ નામ આપવામાં આવ્યુ છે. પણ નામ એક હોવાથી એના વિષયો પણ એક જ છે એમ માની શકાય નહિ વિષયોમાં ભિન્નતા હોય તોપણ વિદ્યાનું એક જ નામ હોય છે જેમકે 'ગણિત' એક નામ છે, છતાં તેના વિષયો જુદા જુદા હોય છે. અપૂર્ણાંક અને ત્રિરાશિ આ વિષયો એક નથી. ભલે એ બંનેનું નામ ગણિત આપવામાં આવ્યું હોય. આ કારણથી જો વિષયમાં ભેદ હોય તો વિદ્યાનું એક જ નામ હોવા છતાં વિદ્યા ભિન્ન છે એમ માનવું જોઈએ. માટે છાંદોગ્ય અને વાજસનેય (બૃહદારણ્યક) ઉપનિષદની 'ઉદ્ગીથ' વિદ્યામાં ભેદ છે અને તેના લીધે એક વિદ્યાના ગુણોનો ઉપસંહાર બીજી વિદ્યામાં થઈ શકે નહિ. છાંદોગ્યમાં પ્રણવની ઉપાસના પહેલા પ્રપાઠકમાં બતાવી છે અને બૃહદારણ્યમાં 'પ્રાણદૃષ્ટિ' કરી તેની ઉપાસના બતાવવામાં આવી છે. જો કે છેવટે તો પરમાત્માની ઉપાસના છે, છતાં પ્રાણ અને પ્રણવમાં શબ્દપ્રયુક્ત અર્થમાં ભેદ તો સ્વીકારવો જ જોઈએ. જે વિદ્યાના વિષયોમાં ભેદ ન હોય અને બંને વિદ્યાનું એક જ નામ આપવામાં આવ્યું હોય ત્યાં બને વિદ્યામાં એકતા માનવી ઘટે અને એક વિદ્યાના ગુણોનો ઉપસંહાર બીજીમાં પણ થઈ શકે. ॥ ૮ ॥

ઓમ્ સાથે ઉદ્ગીથનો કયો સંબંધ છે, તે આ સૂત્રમાં સમજાવે છે.

व्याप्तेश्च समञ्जसम् ॥ ९ ॥

પદાર્થઃ– (च) અને (व्याप्तेः) સમસ્ત વેદ સાથે સંબંધ હોવાથી (समञ्जसम्) ઉદ્ગીથવિશિષ્ટ પ્રણવની ઉપાસના કરવી એ જ ઠીક છે.

ભાવાર્થઃ– 'ओमित्येतदक्षरम् उद्गीथमुपासीत' છા. ૧–૧–૧. અહીં અક્ષર અને ઉદ્ગીથ એક જ (સમાન) વિભક્તિમાં નિર્દિષ્ટ હોવાથી સામાનાધિકરણ્યની પ્રતીતિ થાય છે. જ્યાં બે નામ સમાનાધિકરણ

તરીકે પ્રયુક્ત થયાં હોય ત્યાં, અધ્યાસ, અપવાદ, એકત્વ અને વિશેષણ એવા ચાર પક્ષમાંનો એક પક્ષ લઈ શકાય છે. ઓમ્ અને ઉદ્‌ગીથ અહીં આ બે નામાર્થમાં ઉદ્‌ગીથને 'ઓમ્'નું વિશેષણ માનવું યોગ્ય જણાય છે. ઉદ્‌ગીથ વિશેષણવાળા ઓમ્‌ની ઉપાસના કરવી જોઈએ. કારણ કે, ઓમ્ (પ્રણવ) તો વેદની હરેક ઋચાની સાથે સંબદ્ધ હોવાથી એ તો સમગ્ર વેદનો વ્યાપક છે તો અહીં છાંદોગ્યના પ્રથમ પ્રપાઠકમાં બતાવેલા ઓમ્‌નો કયા વિશેષણવાળા ઓમ્‌ની ઉપાસના કરવી? આનો ઉત્તર એ થાય છે કે અહીં ઉદ્‌ગીથ વિશેષણવાળા ઓમ્‌ની ઉપાસના કરવી. એટલે કે ઓમ્‌નું *અર્થાત્ પ્રણવનું ધ્યાન કરતી વખતે છાંદોગ્યના પ્રથમ પ્રપાઠકના* બધા જ અર્થો પ્રણવની સાથે ધ્યાનના વિષય થાય એવી રીતે ઉપાસના કરવી જોઇએ. આ ઠેકાણે 'ઓમ્' ઉદ્‌ગીથનો જ એક અવયવ છે છતાં સમસ્ત ઉદ્‌ગીથનો અવયવમાં બોધ થાય છે. સમુદાય શબ્દ અવયવનો પણ બોધક થઇ શકે છે. જેમકે કપડાનો એક ભાગ બળ્યો હોય તો પણ કપડું બળ્યુ, એમ કહેવાય છે. આ કારણથી છાંદોગ્યમાં ઉદ્‌ગીથ વિશેષણવાળા ઓમ્‌ની (પ્રણવની) ઉપાસના કરવી, બીજા વિશેષણવાળા પ્રણવની નહિ. ઉક્ત વાકયનો એ જ અર્થ સમીચીન છે.

બૃહદારણ્યકમાં બતાવેલ સંપૂર્ણ ઉદ્‌ગીથમાં પ્રાણદૃષ્ટિ કરવાને સૂચવ્યુ છે. આમ રામાનુજાચાર્ય માને છે અને બંને ઉદ્‌ગીથવિદ્યા (છાંદોગ્યની અને બૃહદારણ્યકની) જુદી જુદી છે એમ સ્વીકારે છે. ॥ ૯ ॥

सर्वाभेदादन्यत्रेमे ॥ १० ॥

પદાર્થ – (सर्वाभेदात्) બધે ઠેકાણે એક જ પ્રાણવિદ્યાનો ઉપદેશ હોવાથી (इमे) વસિષ્ઠત્વાદિ ગુણો (अन्यत्र) કોઇક ઉપનિષદમાં ઉપદેશેલી પ્રાણવિદ્યામાં ન હોવા છતાં ઊતારવા જોઈએ.

ભાવાર્થઃ– છાંદોગ્યના પાંચમા અધ્યાયમાં તથા બૃહદારણ્યકના છઠ્ઠા અધ્યાયમાં પ્રાણુવિદ્યાનો ઉપદેશ કરવામાં આવ્યો છે તેમાં પ્રાણુના વસિષ્ઠત્વ આદિ ગુણો બતાવવામાં આવ્યા છે. કૌષીતકી ઉપનિષદમાં પણ પ્રાણુવિદ્યાનો ઉપદેશ કરવામાં આવ્યો છે. જુઓ અધ્યાય ૨–૧૪. અહીં વસિષ્ઠત્વ અને જ્યેષ્ટત્વ ગુણો પ્રાણોમાં બતાવવામાં આવ્યા નથી. તો બીજા ઉપનિષદોમાં કહેલા એ ગુણો અહીં ઊતારવા કે નહિ ? આનું સમાધાન એ છે કે સર્વત્ર પ્રાણુ-વિદ્યા એક જ હોવાથી કોઇક ઠેકાણે જો વસિષ્ઠતાઆદિ ગુણો ન ઉપદેશ્યા હોય તો પણ ત્યાં તે ગુણો ઊતારવા જોઇએ. પ્રાણુવિદ્યા કોઇ જુદી જુદી નથી પ્રાણુ સર્વશ્રેષ્ઠ હોવાથી એ જ ઉવાસ્ય છે. પ્રાણુ કહેવાથી પ્રાણુાનુગત સર્વવ્યાપક ચેતનસ્વરૂપ પરમાત્મા જ ઉપાસ્ય તરીકે સમજવા. ॥ ૧૦ ॥

आनन्दादयः प्रधानस्य ॥ ११ ॥

પદાર્થ – (आनन्दादयः) આનંદ, સત્યત્વ આદિ ધર્મો (प्रधानस्य) મુખ્ય બ્રહ્મના ધર્મો સર્વત્ર સમજવા જોઇએ.

પદાર્થ – આનંદ, સત્યત્વ, અનંત્વ, સર્વવ્યાપકત્વ, સર્વાધારત્વ વગેરે બ્રહ્મના અપરિમિત ગુણો છે, બ્રહ્મ પોતાના સર્વ ગુણોથી સદૈવ યુક્ત હોય છે, માટે કોઇ પણ ઉપનિષદમાં વૈદિક મંત્રમાં સર્વ ગુણો ન બતાવ્યા હોય અને બે ચાર જ જણાવ્યા હોય તો પણ આનંદ આદિ સર્વ ગુણો બ્રહ્મમાં છે એમ જ સમજવું જોઇએ અને એ ગુણુવાળા બ્રહ્મની ઉપાસના કરવી જોઈએ. કારણુ કે બ્રહ્મ એક જ છે એમાં કોઇ ભેદ નથી. આ કારણુથી જ્યાં થોડા ગુણો જણાવ્યા હોય ત્યાં બીજા ગુણોનો બ્રહ્મમાં ઉપસંહાર કરી તેની ઉપાસના કરવી જોઈએ. ॥ ૧૧ ॥

પ્રિયશિરસ્વ, મોદ, પ્રમોદ આદિ ધર્મો બ્રહ્મને લાગુ પડતા, નથી, બ્રહ્મવિદ્યાનો જ્યાં ઉપદેશ હોય ત્યાં તે ધર્મો લાવવા નહિ. તે આ સૂત્રમાં બતાવે છે.

प्रियशिरस्त्वाद्यप्राप्तिरूपचयापचयौ हि भेदे ॥ १२ ॥

પદાર્થઃ– (प्रियशिरस्त्वाद्यप्राप्तिः) પ્રિયશિરસ્ત્વ, મોદ, પ્રમોદ વગેરે ગુણો બ્રહ્મમાં ખાસ હોતા નથી. (हि) કારણુ કે એ ગુણો બ્રહ્મમાં ત્યારે માની શકાય કે (भेदे) બ્રહ્મમાં ભેદ માનવા આવે (उपचयापचयौ) ઉક્ત ગુણો ન્યૂનાધિકપ બતાવનાર છે.

ભાવાર્થઃ– તૈત્તિરીય ઉપનિષદની બ્રહ્મવલ્લીના પાંચમાં અનુવાકમાં પ્રિયશિરસ્ત્વ, મોદ, પ્રમોદ આદિ ગુણો બતાવ્યા છે તે પરસ્પર સાપેક્ષ છે અને એક ચેતન કરતાં વધારે ચેતનને સૂચવે છે. જેમાં મોદ હોય તે ચેતન જુદું અને જેમાં પ્રમોદ હોય તે ચેતન જુદું. અભિન્ન એક બ્રહ્મમાં મોદ પ્રમોદ ગુણો હોઇ શકે નહિ. મોદ કરતાં પ્રમોદમાં અધિકાંશતા હોય છે. કોઈ થોડા સુખી કોઈ વધારે સુખી હોઈ શકે પણ એક અદ્વિતીય બ્રહ્મ થોડું સુખી અને વધારે સુખી કેમ કહી શકાય ? માટે કાલ્પનિક પ્રિયશિરસ્ત્વ, મોદ, પ્રમોદ ગુણોનો જ્યાં બ્રહ્મનું વર્ણન કર્યું હોય ત્યાં બ્રહ્મમાં ઉપસંહાર કરવો નહિ. બ્રહ્મનું ધ્યાન કરવું હોય તો મોદવાળા બ્રહ્મ કે પ્રમોદવાળા બ્રહ્મનું ધ્યાન કરવું નહિ. પણ બ્રહ્મનાં સ્વરૂપને બતાવનાર સત્યત્વ અનન્તત્વ આદિ ગુણોવાળા બ્રહ્મનુ ધ્યાન કરવું જોઇએ. પ્રિયશિરસ્ત્વાદિ ગુણો બ્રહ્મનાસ્વરૂપ બોધક નથી. એતો પાંચ કોષો બતાવ્યા છે તેમાંથી એકાદ કોષના એ ધર્મો છે. માટે અન્યત્ર ઉપદેશવામાં આવેલી બ્રહ્મવિદ્યામાં એ ગુણોનો ઉપસંહાર કરવો નહિ. ॥ ૧૨ ॥

સત્ય, જ્ઞાન આદિ ગુણોનો બ્રહ્મવિદ્યામાં ઉપસંહાર કરવો તે આ સૂત્રમાં સમજાવે છે.

इतरे त्वर्थसामान्यात् ॥ १३ ॥

પદાર્થઃ– (इतरे) પ્રિયશિરસ્ત્વાદિથી અન્ય ગુણો (तु) તો (अर्थसामान्यात्) પરમાત્મારૂપ એક જ અર્થ હોવાથી તે ગુણોનો

ઉપસંહાર કરવો જોઈએ. ભાવાર્થ, સત્ય, જ્ઞાન આનંદ, આત્મત્વ અને બ્રહ્મત્વ શબ્દો.અને તેના વાચ્ય સ્વરૂપ ગુણોનો ઉપસંહાર તો જ્યાં પરમાત્મા ઉપાસ્ય તરીકે વર્ણવેલા હોય ત્યાં કરવો જોઈએ. જ્ઞાન અને આનંદ આદિ ગુણો પરમાત્માની સાથે અવ્યભિચારિત હોવાથી પરમાત્માસ્વરૂપના બોધક હોય છે. માટે જ્ઞાનાદિ ગુણોનો ઉપસંહાર બ્રહ્મમાં સર્વત્ર કરવો જોઇએ. ॥ ૧૩ ॥

અર્થ અને મન આદિમાં પ્રતિપદન કર્યું છે તે શું અર્થ આદિનું ધ્યાન કરવા માટે છે? આનો આ સૂત્રમાં છે.

आध्यानाय प्रयोजनाभावात् ॥ १४ ॥

પદાર્થઃ– (आध्यानाय) સમગ્દર્શનને માટે પુરુષમાં પરત્વનો ઉપદેશ આપ્યો છે. (प्रयोजनाभावात्) અર્થાદિમાં પરત્વના ઉપદેશનું કોઈ પ્રયોજન જણાતું ન હોવાથી.

ભાવાર્થઃ- કઠોપનિષદમાં આ પ્રમાણે ઉપદેશ આપવામાં આવ્યો છે. इन्द्रियेभ्यः परा ह्यर्थाः अर्थेभ्यश्च पर मनः मनसस्तु परा बुद्धिः बुद्धे रात्मा महान् परः ॥ ૧–૯—૧૦. આ ઠેકાણે અર્થ આદિમાં પરત્વ જણાવવાનુ કશુ પ્રયોજન જણાતું નથી. જેને પર તરીકે જાણવાથી મોક્ષ પ્રાપ્તિ થાય તે જ ખરી રીતે પર છે. કોઇ પણ ભૌતિક અર્થ અથવા બુદ્ધિ આદિ અર્થ જાણવાથી મુક્તિ મળી શકતી નથી. મહાન્ પુરુષ પરમત્માને જ જાણવાથી મોક્ષ મળે છે માટે તેનું જ આધ્યાન એટલે કે યથાર્થજ્ઞાન મેળવવું જોઇએ. આ ઠેકાણે 'આધ્યાન'નો અર્થ સમ્યગ્જ્ઞાન સમજવું જોઇએ. અર્થ આદિમાં પરત્વનું ધ્યાન કરવાથી મુક્તિ મળતી નથી, તેમાં તો માત્ર એક બીજાની અવધિથી 'પર' શબ્દ વપરાયો છે. સાચો 'પર' તો પરમેશ્વર જ છે કે જેને જાણવાથી મૃત્યુ તરી જવાય છે. निचाय्या त मृत्युमुखात्प्रमुच्यते' પરમાત્મા જ ભક્તને મૃત્યુની પરંપરામાંથી બચાવે છે બીજું કોઈ નહિ. આ કારણથી ગીતામાં પણ કહ્યું છે

કે त्वमक्षरं सदसत्परं यत् । ગી. ૧૩-૩૭. પ્રભો, તું અક્ષર છે અને સત્ અને અસત્‌થી 'પર' છે. ॥ ૧૪ ॥

અર્થ અથવા મન આહી માટે-'આત્મ' શબ્દનો પ્રયોગ થયો નથી, એ શબ્દનો પ્રયોગ તો મહાન્ પરમાત્માને માટે જ થયો છે. તે આ સૂત્રમાં જણાવે છે.

आत्मशब्दाच ॥ १५ ॥

પદાર્થ:- (आत्मशब्दात्) તેને માટે 'આત્મ' શબ્દ પ્રયોજાયો હોવાથી. (च) અને.

ભાવાર્થ:- ઈન્દ્રિય, અર્થ આદિને અમુકની અપેક્ષા એ પર તરીકે તો કહેવામાં આવ્યા છે પણ તેને માટે 'આત્મા' શબ્દ તો સૌથી પર અર્થાત્ શ્રેષ્ઠ વિષ્ણુ અથવા બ્રહ્મને માટે જ વપરાયો છે. જેમકે:- एष सर्वेषु भूतेषु गूढोत्मा न प्रकाशते ।

दृश्यते त्वग्र्यया बुद्धया सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥ कठ. ३-१२. અહીં પરમપુરુષને જ ગૂઢ આત્મા કહ્યો છે. એ આત્માને સૂક્ષ્મદર્શી યોગી લોકો જ સૂક્ષ્મ બુદ્ધિથી જોઈ શકે છે બીજાઓ નહિ. કોઇ પણ ઇંદ્રિય, અર્થ કે બુદ્ધિને માટે 'આત્મા' શબ્દ વપરાયો નથી. આ કારણથી સમજવું જોઈએ કે, સૌથી 'પર' પરમપુરુષ પરમાત્મા જ છે એજ આત્માનું યથાર્થજ્ઞાન મેળવવું જોઇએ. ॥ ૧૫ ॥

ઐતરેય ઉપનિષદમાં જે સૃષ્ટિ બતાવી છે તે પણ પરમાત્મ-કર્તૃક જ છે. માટે એ બ્રહ્મવિદ્યામાં સત્ય અને જ્ઞાનાદિનો ઉપસંહાર કરવો વગેરે આ સૂત્રમાં જણાય છે.

आत्मगृहीतिरितरवदुत्तरात् ॥ १६ ॥

પદાર્થ:- (आत्मगृहीतिः) ઐતરેય ઉપનિષદમાં શરૂઆતમાં આત્મકર્તૃક સૃષ્ટિ બતાવી છે, તેમાં આત્મા એટલે પરમાત્મા જ

સમજવા જોઇએ (इतरवत्) જેમ ઉપનિષદમાં અન્યત્ર કર્તા તરીકે બતાવવામાં આવેલા આત્મા પદથી પરમાત્માનું ગ્રહણ થાય છે તેમ (उत्तरात्) ત્યાર પછીના વાકયથી પણ નિશ્ચિત થાય છે કે, 'આત્મા' પદથી પરમાત્માનું જ ગ્રહણ થાય છે.

ભાવાર્થઃ— ઐતરેય ઉપનિષદમાં ઉપદેશવામાં આવ્યું છે કે 'आत्मा वा इदमेक एवाग्र आसीन्नान्यत् किंचन मिषत् स ईक्षत लोकान्नु सृजाइति। ઐ.ઉ. ૧–૧. પ્રથમ 'આત્મા એક જ હતો તેણે ઈક્ષણ કર્યું કે હું લોકોને બનાવું.' પછી તેણે સ્વર્ગ, અંતરિક્ષ, પૃથ્વી અને પાતાલ લોક બનાવ્યા. આ બનાવટ પરમાત્માની નથી પણ બીજા કોઇ મહાન્ આત્માની છે એમ પૂર્વપક્ષનું માનવું છે. એમાં કારણ એ છે કે મહાભૂતો બન્યા પછીની આ સૃષ્ટિ છે શરૂઆતની બનાવટ મહાભૂતો હોય છે અને એ બનાવટ પરમાત્માની જ હોય છે, મહાભૂતો બન્યા પછી તો બીજા આત્માની પણ સૃષ્ટિ સંભવી શકે.

આનો ઉત્તર એ છે કે શરૂઆતમાં એક જ મહાન આત્મા હતો અને તેણે ઇચ્છા કરી કે હું સૃષ્ટિ બનાવું પછી તેણે સૃષ્ટિ બનાવી એમાં મહાભૂતોની પણ સૃષ્ટિ આવી જાય છે એમ સમજવું પ્રથમ મહાભૂતો બનાવ્યા અને પછી અમ્ભઃ (સ્વર્ગ) મરીચયઃ (અંતરિક્ષ) મર (પૃથ્વીલોક) આપઃ (પાતાલ) લોક બનાવ્યા. પરમાત્મા સિવાય બીજા કોઈ જીવાત્માની લોકો બનાવવાની શક્તિ જ નથી. આમ પૂર્વાપર વાકયોનો સંબંધ તપાસતાં પરમાત્મા જ સ્રષ્ટા તરીકે ઐતરેય ઉપનિષદમાં બતાવવામાં આવેલ છે. આ કારણથી આત્મવિદ્યા એક જ હોવાથી ઐતરેય ઉપનિષદમાં પરમાત્માના આનંદાદિ ગુણોનો ઉપસંહાર કરવો જ જોઇએ. અહીં આત્મા અર્થાત્ પરમાત્માની ઉપાસના ઉપદેશી છે તેમાં લોકકર્તૃત્વ બતાવ્યું છે અને આનંદ, સત્ય આદિ ગુણોનો ઉપસંહાર કરી તેવા પરમાત્માની ઉપાસના કરવી. એ સૂત્રનું તત્પર્ય છે. ॥ ૧૬ ॥

अन्वयादिति चेत्स्यादवधारणात् ॥ १७ ॥

પદાર્થઃ- (अन्वयात्) વાક્યોના સંબંધ ઉપર ધ્યાન આપતા જણાય છે કે અહીં આત્મા પદથી પરમાત્માનું ગ્રહણ થતું નથી (इति चेत्) જો એવી શંકા કરવામાં આવે તો (अवधारणात्) અવધારણ હોવાથી (स्यात्) પરમાત્માનું જ ગ્રહણ છે એમ ચોક્કસ જણાય છે.

ભાવાર્થઃ- ઐતરેય ઉપનિષદમાં ઉપર જેમ જેમ વધારે વિચાર કરીએ છીએ તેમ તેમ એમ જણાય છે કે, અહીં આત્મપદથી બ્રહ્મથી ઈતર કોઈ જીવાત્માનું ગ્રહણ હોય એમ જણાય છે. લોકો, લોકપાલો, શરીર, ઈન્દ્રિયો વગેરેનો એવી રીને ઉલ્લેખ કર્યો છે કે કોઈ મહાન્ જીવાત્માએ આ સર્જન કર્યું હોય. વળી એવું પણ ઉપદેશ્યુ છે કે, ता एनमब्रुवन् आयतन नः प्रजानीहि यस्मिन् प्रतिष्ठिता अन्नमदामेति ॥ १ ॥ ताभ्यः गामानयत् ता अब्रुवन् न वै नोऽयमलमिति ताभ्योऽश्वमानयत् ता अब्रुवन् न वै नोऽयमलमिति ॥ २ ॥ ताभ्यः पुरुषमानयत् ता अब्रुवन् सुकृत वतेति पुरुषो वाव सुकृत ॥ ઐ. ૧-૨-૧-૨-૩.

સ્રષ્ટાએ ઈંદ્રિયો તથા તેના દેવો અર્થાત્ મૂળતત્ત્વો માટે ગાયનું અથવા બળદનું શરીર આપ્યું પણ તેઓએ કહ્યું કે, આ અમારે માટે પૂરતું નથી, પછી અશ્વનું શરીર આપ્યુ ત્યારે પણ તેઓએ કહ્યું કે, આ પણ અમારે માટે પૂરતું નથી પછી પુરુષનું (માણસનું) શરીર આપ્યું ત્યારે તેઓને સંતોષ થયો અને કહ્યું પુરુષ એ જ સુકૃત છે અર્થાત્ માનવ શરીર સૌ શરીરમાં ઉત્તમ છે. આ જાતનો સંવાદ અને રચના પરમાત્માનાં હોઈ શકે નહિ. માટે આત્મા પદથી અહીં કોઈ શક્તિશાળી યોગની સિદ્ધિઓમાં પારંગત થએલા જીવાત્મા વિશેષનું ગ્રહણ છે.

આ શંકાનું સમાધાન એ છે કે, ઐતરેય ઉપનિષદની શરૂઆતમાં જ એમ અવધારણ સાથે કહેવામાં આવ્યું છે કે, પહેલાં એક મહાન

સમજવા જોઈએ (इतरवत्) જેમ ઉપનિષદમાં અન્યત્ર કર્તા તરીકે બતાવવામાં આવેલા આત્મા પદથી પરમાત્માનું ગ્રહણ થાય છે તેમ (उत्तरात्) ત્યાર પછીના વાક્યથી પણ નિશ્ચિત થાય છે કે, ‘આત્મા’ પદથી પરમાત્માનું જ ગ્રહણ થાય છે.

ભાવાર્થઃ– ઐતરેય ઉપનિષદમાં ઉપદેશવામાં આવ્યું છે કે ‘आत्मा वा इदमेक एवाग्र आसीन्नान्यत् किंचन मिषत् स ईक्षत लोकान्नु सृजाइति। ઐ.ઉ. ૧–૧. પ્રથમ ‘આત્મા એક જ હતો તેણે ઈક્ષણ કર્યું કે હું લોકોને બનાવું.’ પછી તેણે સ્વર્ગ, અંતરિક્ષ, પૃથ્વી અને પાતાલ લોક બનાવ્યા. આ બનાવટ પરમાત્માની નથી પણ બીજા કોઈ મહાન્ આત્માની છે એમ પૂર્વપક્ષનું માનવું છે. એમાં કારણ એ છે કે મહાભૂતો બન્યા પછીની આ સૃષ્ટિ છે શરૂઆતની બનાવટ મહાભૂતો હોય છે અને એ બનાવટ પરમાત્માની જ હોય છે, મહાભૂતો બન્યા પછી તો બીજા આત્માની પણ સૃષ્ટિ સંભવી શકે.

આનો ઉત્તર એ છે કે શરૂઆતમાં એક જ મહાન આત્મા હતો અને તેણે ઇચ્છા કરી કે હું સૃષ્ટિ બનાવું પછી તેણે સૃષ્ટિ બનાવી એમાં મહાભૂતોની પણ સૃષ્ટિ આવી જાય છે એમ સમજવું પ્રથમ મહાભૂતો બનાવ્યા અને પછી અમ્ભઃ (સ્વર્ગ) મરીચયઃ (અંતરિક્ષ) મર (પૃથ્વીલોક) આપઃ (પાતાલ) લોક બનાવ્યા. પરમાત્મા સિવાય બીજા કોઈ જીવાત્માની લોકો બનાવવાની શક્તિ જ નથી. આમ પૂર્વાપર વાક્યોનો સંબંધ તપાસતાં પરમાત્મા જ સ્રષ્ટા તરીકે ઐતરેય ઉપનિષદમાં બતાવવામાં આવેલ છે. આ કારણથી આત્મવિદ્યા એક જ હોવાથી ઐતરેય ઉપનિષદમાં પરમાત્માના આનંદાદિ ગુણોનો ઉપસંહાર કરવો જ જોઈએ. અહીં આત્મા અર્થાત્ પરમાત્માની ઉપાસના ઉપદેશી છે તેમાં લોકકર્તૃત્વ બતાવ્યું છે અને આનંદ, સત્ય આદિ ગુણોનો ઉપસંહાર કરી તેવા પરમાત્માની ઉપાસના કરવી. એ સૂત્રનું તત્પર્ય છે. ॥ ૧૬ ॥

अन्वयादिति चेत्स्यादवधारणात् ॥ १७ ॥

પદાર્થઃ– (अन्वयात्) વાકયોના સંબંધ ઉપર ધ્યાન આપતા જણાય છે કે અહીં આત્મા પદથી પરમાત્માનું ગ્રહણ થતું નથી (इति चेत्) જો એવી શંકા કરવામાં આવે તો (अवधारणात्) અવધારણ હોવાથી (स्यात्) પરમાત્માનું જ ગ્રહણ છે એમ ચોક્કસ જણાય છે.

ભાવાર્થઃ– ઐતરેય ઉપનિષદમાં ઉપર જેમ જેમ વધારે વિચાર કરીએ છીએ તેમ તેમ એમ જણાય છે કે, અહીં આત્મપદથી બ્રહ્માથી ઈતર કોઈ જીવાત્માનું ગ્રહણ હોય એમ જણાય છે. લોકો, લોકપાલો, શરીર, ઈન્દ્રિયો વગેરેનો એવી રીતે ઉલ્લેખ કર્યો છે કે કોઈ મહાન્ જીવાત્માએ આ સર્જન કર્યું હોય. વળી એવું પણ ઉપદેશ્યુ છે કે, ता एनमब्रुवन् आयतन नः प्रजानीहि यस्मिन् प्रतिष्ठिता अन्नमदामेति ॥ १ ॥ ताभ्यः गामानयत् ता अब्रुवन् न वै नोऽयमलमिति ताभ्योऽश्वमानयत् ता अब्रुवन् न वै नोऽयमलमिति ॥ २ ॥ ताभ्यः पुरुषमानयत् ता अब्रुवन् सुकृत बतेति पुरुषो वाव सुकृत ॥ ઐ. ૧–૨–૧–૨–૩.

સ્રષ્ટાએ ઈંદ્રિયો તથા તેના દેવો અર્થાત્ મૂળતત્ત્વો માટે ગાયનું અથવા બળદનું શરીર આપ્યું પણ તેઓએ કહ્યું કે, આ અમારે માટે પૂરતું નથી, પછી અશ્વનું શરીર આપ્યું ત્યારે પણ તેઓએ કહ્યું કે, આ પણ અમારે માટે પૂરતું નથી પછી પુરુષનું (માણસનું) શરીર આપ્યું ત્યારે તેઓને સંતોષ થયો અને કહ્યું પુરુષ એ જ સુકૃત છે અર્થાત્ માનવ શરીર સૌ શરીરમાં ઉત્તમ છે. આ જાતનો સંવાદ અને રચના પરમાત્માનાં હોઈ શકે નહિ, માટે આત્મા પદથી અહીં કોઇ શક્તિશાળી યોગની સિદ્ધિઓમાં પારંગત થએલા જીવાત્મા વિશેષનું ગ્રહણ છે.

આ શંકાનું સમાધાન એ છે કે, ઐતરેય ઉપનિષદની શરૂઆતમાં જ એમ અવધારણ સાથે કહેવામાં આવ્યુ છે કે, પહેલાં એક મહાન્

આત્મા જ વિદ્યમાન હતો એમનું જ્ઞાન અનન્ત છે અને એમની શક્તિઓ પણ અનંત છે. સદૈવ કાર્યપરાયણ છે. આવા આત્માને 'મિષન્' કહ્યો છે. બીજા જડ તત્વો અને જીવાત્માઓ હતા પણ મિષદ્રૂપમાં ન હોતાં નિષ્ક્રિય અને સુષુપ્તદશામાં હતાં. આવું નિશ્ચયપૂર્વક ઉપદેશવામાં આવ્યુ છે. શરીર, ઇંદ્રિય, લોક, લોકપાલ વગેરેનો જે સંવાદ જણાય છે તેનાથી એનો સમગ્ર વાચ્યાર્થ લેવાનો નથી અને એ વાચ્યાર્થ લેવાનું કશું ફળ પણ નથી એ તો માત્ર આલંકારિક વર્ણન છે અથવા એક અર્થવાદરૂપે કથા છે. એ બધાનો સાર એજ છે કે, પર બ્રહ્મ પરમાત્માએ જ સર્વ જગત્ બનાવ્યું છે અને આ સ્રષ્ટૃત્વ તથા બીજા અન્યત્ર કહેલા બ્રહ્મ-ગુણોવાળા પરમાત્માની ઉપાસના કરવી. ઐતરેય ઉપનિષદમાં જે આત્માનું સ્રષ્ટા તરીકે નિરૂપણ છે તે પર બ્રહ્મનું જ નિરૂપણ છે. ॥ १७ ॥

ભોજન કર્યા પહેલાં અને પછી જે આચમન કરવામાં આવે છે તેમાં કેવી ભાવના કરવી તે આ સૂત્રમાં બતાવે છે.

कार्याख्यानादपूर्वम् ॥ १८ ॥

પદાર્થઃ– (कार्याख्यानापूर्वम्) વિહિત આચમનનું કથન હોવાથી (अपूर्वम्) પ્રાણનું જળવિષયક આચ્છાદનનું ચિન્તન વિહિત છે.

ભાવાર્થઃ– છાંદોગ્ય–૫–૨–૨. અને બૃહદારણ્ય ૬–૧–૧૪ માં પ્રાણની શ્રેષ્ઠતાનું પ્રકરણ છે તેમાં એવી કાલ્પનિક કથા છે કે નાક આદિ બધી ઇંદ્રિયોએ કબુલ કર્યું કે અમારા બધામાં પ્રાણ શ્રેષ્ઠ છે. પછી પ્રાણે કહ્યું કે મારે માટે અન્ન શું છે ? તેઓએ કહ્યું કે જે કંઇ ખાઈ શકાય છે તે બધું આપનુ (પ્રાણનું) અન્ન છે. तस्माद्वा एतद् अशिष्यन्तः पुरस्ताच्चोपरिष्टाच्चाद्भिः परिदधति । छा. उप. ५–२–२.

तद्विद्वासः श्रोत्रिया अशिष्यन्त आचामन्ति अशित्वा चाचामन्त्येव एतमेव तदनम् अनमं कुर्वन्तो मन्यन्ते । बृ. उ. ६–१–१४. આ પ્રકરણમાં એમ

કહેવામાં આવ્યું છે કે, ભોજન કરતાં પહેલાં આચમનનું વિધાન તો સ્મૃતિઓમાં છે જ માટે આચમનનો તો માત્ર અનુવાદ જ છે. અને વિધાન તો, જળ એ પ્રાણનું આચ્છાદન છે માટે એવું ચિન્તન કરવું એજ વિધેય છે. વિશુદ્ધઅન્નનું ભોજન કર્યા પહેલાં અને પછી આચમન કરવું જોઈએ. આ જળનું આચમન એ તો પ્રાણનુ અનગ્નીકરણ છે. જળમાં પ્રાણનું આચ્છાદાનવસ્ત્રપણાનુ ચિન્તન ( ભાવના ) કરવું જોઈએ.

શાસ્ત્રવિહિત પુષ્ટિકારક અન્ન ખાવું જોઈએ. અને વિશુદ્ધિને માટે ભોજન કર્યા પહેલાં અને પછી આચમન કરવું જોઈએ અને હું આચમન વડે પ્રાણને અનગ્ન કરૂ છું એવી ભાવના કરવી જોઈએ. એ સૂત્રનું તાત્પર્ય છે. આમાં પ્રાણને 'અન' કહેલ છે. ॥ ૧૮ ॥

એક જ શાખા એ બે વખત વિદ્યાનો ઉપદેશ કર્યો છે પણ તે બંને વિદ્યા સમાન છે. એ આ સૂત્રમાં બતાવે છે.

समान एवं चाभेदात् ॥ १९ ॥

પદાર્થઃ- ( समानः ) બંને વિદ્યામાં મનોમયત્વ, પ્રાણશરીરત્વ અને ભારૂપત્વ ગુણ સમાન છે ( एवम् ) આ પ્રમાણે ( च ) અને ( अभेदात् ) ભેદ ન હોવાથી બંને વિદ્યાઓનું એક પણું છે.

ભાવાર્થઃ- વાજસનેયી શાખામાં શાંડિલ્યદૃષ્ટ અગ્નિવિદ્યા છે તેમાં ઉપાસ્યસ્વરૂપ આત્માના ગુણો મનોમયત્વ, પ્રાણશરીરત્વ અને ભારૂપત્વ બતાવ્યા છે. એજ વાજસનેયી શાખના બૃહદારણ્યક ઉપનિષદમાં ફરીથી ઉપદેશવામાં આવ્યું છે કે मनोमयोऽयं पुरुषः भाः सत्यः, तस्मिन्नन्तर्हृदये यदा व्रीहिर्वा यवो वो स एष सर्वस्येशानः सर्वस्याधिपतिः सर्वमिदं प्रशास्ति यदिदं किंच । बृ. उप. ५-६-१.

ઉપાસનીય આત્મા મનોમય, ભારૂપ અને સત્ય છે. તે હૃદયની અંદર વ્રીહિ અને જવ જેટલો સૂક્ષ્મ હોવા છતાં સર્વનો ઈશ્વર છે. સર્વનો અધિપતિ છે સર્વ ઉપર એનું પ્રશાસન છે, સર્વેશ્વરત્વાદિ

ગુણો વધારે કહ્યા છે. છતાં એક શાખાગત બંને વિદ્યામાં કશો ય ભેદ નથી કારણ કે બંને વિદ્યાનું રૂપ એક છે. ઉપાસનાનું રૂપ ઉપાસ્ય જ હોય છે. ઉપાસ્યમાં કશી ભિન્નતા ન હોવાથી વિદ્યામાં પણ ભિન્નતા નથી માટે પ્રકૃત જે વિદ્યામાં વધારે ગુણો હોય તે ગુણોનો ઉપસંહાર બીજી વિદ્યામાં અર્થાત્ શાંડિલ્ય અગ્નિવિદ્યામાં કરવો જોઈએ. પરમાત્મા અત્યંત સૂક્ષ્મ, ઇંદ્રિયાતીત હોવાને કારણે કોઈ વખત વ્રીહિ જેવડો અને કોઈ વખત જવ જેવડો કહેવામાં આવે છે. પણ તે તો ઔપચારિક ઉપદેશ છે. પરમાત્મા તો સર્વવ્યાપક છે અને તેથી જ સર્વનું પ્રશાસન કરી શકે છે. આ સૂત્ર બે વિદ્યાની એકતા બતાવે છે અને તેનાં કારણો પણ સૂચવે છે. ॥ ૧૯ ॥

આ સૂત્ર પૂર્વપક્ષને બતાવે છે.

सम्बन्धादेवमन्यत्रापि ॥ २० ॥

પદાર્થ.– ( सम्बन्धात् ) સંબંધ હોવાથી ( अन्यत्र अपि ) બીજે ઠેકાણે ( एवम् ) એ પ્રમાણે ગુણોનો ઉપસંહાર થાય છે.

ભાવાર્થઃ– બૃહદારણ્યકમાં. ૫–૫–૧. થી માંડીને આ પ્રમાણે પાઠ છે. सत्य ब्रह्म । तद्यत्तत्सत्यमसौ स आदित्यो य एष एतस्मिन्मण्डले पुरुषो यश्चायं दक्षिणेऽक्षन् पुरुषः । बृ. उप. ५–५–२. અહીં સત્યસ્વરૂપ બ્રહ્મનો સંબંધ આદિત્યમંડળ અને દક્ષિણ આંખ સાથે બતાવ્યો છે. પછી વ્યાહૃતિઓ દ્વારા તેના શરીરની કલ્પના કરી છે, ત્યાર પછી તેના બે ઉપનિષદો અર્થાત્ બે રહસ્ય બતાવ્યાં છે આદિત્ય-મંડળવિશિષ્ટ સત્ય બ્રહ્મનું રહસ્ય ' अहर् ' ઉપદેશ્યું છે અને તે અધિદૈવત છે. કારણ કે, આદિત્ય દેવ છે, દક્ષિણ આંખની સાથે સંબદ્ધ સત્ય બ્રહ્મનું ઉપનિષદ્ ' अहम् ' ઉપદેશ્યુ છે. અને તે અધ્યાત્મ છે. હવે શંકા એ થાય છે કે જ્યારે સાધક સત્ય બ્રહ્મની ઉપાસના કરે ત્યારે ' अहर् ' અને ' अहम् ' આ બંને ઉપનિષદોનું ચિંતન કરે કે નહિ ? જો કરે તો એનો અર્થ એ થયો કે, એક

વિદ્યાના ગુણોનો ઉપસંહાર બીજી વિદ્યામાં થાય છે, જો ન કરે તો બે વિદ્યા ભિન્ન છે- એમ સમજાય. આનો ઉત્તર એ છે કે, ઉપાસ્ય એક હોવાથી જેમ શાંડિલ્યવિદ્યામાં ગુણોનો ઉપસંહાર કરવામાં આવ્યો છે તેમ અહીં પણ ઉપસંહાર કરવો જોઈએ અર્થાત્ જ્યારે ઉપાસક આદિત્યમંડલસ્થ સત્ય બ્રહ્મનું ધ્યાન કરે ત્યારે તેના अहर અને अहम् આ બંને ઉપનિષદોને (રહસ્યોને) પણ ધ્યાનનો વિષય બનાવે. ॥ ૨૦ ॥

સિદ્ધાંત સૂત્ર.

न वा विशेषात् ॥ २१ ॥

પદાર્થઃ- (वा) અથવા (विशेषात्) શાંડિલ્યવિદ્યા અને આદિત્યમંડલસ્થ સત્યબ્રહ્મ વિદ્યામાં વિશેષતા હોવાથી (न) ગુણોનો ઉપસંહાર ન કરવો જોઇએ.

ભાવાર્થઃ- શાંડિલ્ય વિદ્યામાં એક જ ઉપાસ્યનો નિર્દેશ છે. જ્યારે અહીં તો આદિત્ય મંડલ અને દક્ષિણ આંખ આ બે આધાર રૂપ અર્થોનો સત્ય બ્રહ્મ સાથે સંબંધ બતાવ્યો છે. તેથી આદિત્યમંડલનું ઉપનિષદ્ જે अहर् છે તેનો ઉપસંહાર દક્ષિણઆંખ વિશિષ્ટ સત્ય બ્રહ્મના ચિન્તનમાં કરવો ન જોઈએ અને દક્ષિણ-આંખ વિશિષ્ટ સત્ય બ્રહ્મના 'अहम्'નો ઉપસંહાર આદિત્ય બ્રહ્મમાં ન કરવો જોઈએ. જો કે ઉપાસ્ય તો સત્ય બ્રહ્મ એક જ છે પણ તેની સાથે સ્થાનનો ઉલ્લેખ કર્યો છે આ કારણથી ગુણોપસંહાર થતાં નથી. ॥ ૨૧ ॥

અન્યત્ર પણ ગુણોનો ઉપસંહાર થતો નથી, એવું આ સૂત્ર બતાવે છે.

दर्शयति च ॥ २२ ॥

પદાર્થઃ- (च) અને (दर्शयति) આવી જાતના ધર્મોની વ્યવસ્થા શાસ્ત્ર બતાવે છે.

ભાવાર્થઃ- 'तस्य एतस्य तदेव रूपं यदमुष्य रूप यौ अमुष्य गेष्णौ तौ गेष्णौ यन्नाम तन्नाम । बृ. उप. १-७-५. અહીં આદિત્યસ્થ અને અક્ષિસ્થ સત્યબ્રહ્મના ગુણોનો ઉપસંહાર બતાવવામાં આવ્યો નથી. જો ઉપસંહાર કર્યો હોત તો 'તેનું તે જ રૂપ છે.' ઈત્યાદિ અતિદેશ કરવાની જરૂર ન રહેતી જો બંને એક જ હોત અક્ષિસ્થ બ્રહ્મનું જે રૂપ છે તેજ આદિત્યસ્થ બ્રહ્મનું રૂપ છે એમ કહેવું જોઈતું હતું પણ એવો ઉપદેશ નથી માટે ગુણોપસંહાર થતો નથી એમ માનવું રહ્યું સ્થાનગત વિશેષતા ગુણોનો ઉપસંહાર ન કરવામાં કારણભૂત છે. ॥ ૨૨ ॥

સંભૃતિ અને દ્યુવ્યાપ્તિ આદિ ગુણોનો ઉપસંહાર શાંડિલ્ય વિદ્યામાં કરવો કે નહિ ? એ આ સૂત્રમાં સમજાવે છે.

संभृतिद्युव्याप्त्यपि चातः ॥ २३ ॥

પદાર્થઃ- ( च ) અને ( संभृतिद्युव्याप्तिअपि ) સંભૃતિ અને દ્યુવ્યાપ્તિ ગુણોનો પણ ઉપસંહાર ( अतः ) પ્રત્યભિજ્ઞાન ન થતું હોવાથી થતો નથી.

ભાવાર્થઃ- ब्रह्मज्येष्ठा वीर्या सभृतानि ब्रह्माग्रे ज्येष्ठं दिवमाततान । બ્રહ્મ જ જેમાં મ્હોટું કારણ છે એવા પરાક્રમો નિર્વિઘ્ન સમૃદ્ધ થયેલા છે. બ્રહ્મ જ સર્વ કાર્યો પહેલાં હતા, તેણે સ્વર્ગ વગેરે લોકો બનાવ્યા છે. દ્યુવ્યાપ્તિ અર્થાત્ સંપૂર્ણદ્યુલોકસાથે સંબંધ ધરાવનાર બ્રહ્મનો ગુણ છે. આવાં સમૃદ્ધ પરાક્રમો અને આવા વ્યાપક ગુણોનો ઉપ-સંહાર શાંડિલ્યબ્રહ્મવિદ્યામાં થઈ શકે નહિ. કારણ કે એ વિદ્યામાં હૃદયની અંદર બ્રહ્મનો સંબંધ બતાવ્યો છે અને તેવા ગુણવાળા બ્રહ્મની ઉપાસના બતાવી છે. જ્યારે સંભૃતિ અને દ્યુવ્યાપ્તિ મહાન્ બાહ્ય ગુણો છે. એ ગુણોનો સમાવેશ હૃદયરૂપ અલ્પ પ્રદેશમાં સંભવી શકે નહિ. બ્રહ્મ રૂપ ઉપાસ્ય એક જ છે પણ ગુણોમાં તારતમ્ય છે આ કારણથી 'ब्रह्मज्येष्ठा' આદિથી જે બ્રહ્મોપાસના બતાવી છે તેના ગુણોનો ઉપસંહાર અલ્પગુણોવાળી હૃદયસ્થ-બ્રહ્મો

પાસના તથા બીજી દહરોપાસનામાં થઈ શકે નહિ. ગુણોમાં ભિન્નતા છે અને મ્હોટો ભેદ છે તેથી બંને ઉપાસના જુદી જણાય છે. જો કે બ્રહ્મ એક જ અને સકલ બ્રહ્મોપાસનામાં ઉપાસ્ય બ્રહ્મ પણ એક જ છે છતાં ગુણોના તારતમ્યને લીધે ઉપાસનામાં પણ ભેદ આવે છે. માટે સંભૃતિ અને દ્યુવ્યાપ્તિનો ઉપસંહાર બીજી બ્રહ્મવિદ્યામાં થઈ શકતો નથી. ॥ ૨૩ ॥

પુરુષ નામથી અંકિત ઉપાસનાઓમાં પણ એક ઉપાસનામાં કહેલા ગુણોનો ઉપસંહાર બીજી ઉપાસનામાં થઈ શકતો નથી. એ આ સૂત્રમાં બતાવે છે.

पुरुषविद्यायामिव चेतरेषामनाम्नानात् ॥ २४ ॥

પદાર્થઃ– (पुरुषविद्यायाम् इव) પુરુષ નામથી ઉપદેશવામાં આવેલી વિદ્યાઓમાં એક વિદ્યામાં જે ધર્મો બતાવવામાં આવ્યા છે તે ધર્મો (इतरेषाम्) અન્ય શાખાવાળાના ઉપદેશોમાં (अनाम्नानात्) બતાવવામાં આવ્યા નથી. (च) સમુચ્ચય બતાવનાર છે.

ભાવાર્થઃ– पुरुषो वाव यज्ञः ઈત્યાદિ છાંદોગ્ય ૩-૧૬ માં પુરુષની યજ્ઞ તરીકે કલ્પના કરવામાં આવી છે અને તેની ઉમરના ત્રણ ભાગ પાડી પ્રથમ ૨૪ વરસોને પ્રાતઃ સવન, પછીના ૪૪ વરસને માધ્યંદિન સવન અને પછીના ૪૮ વરસને સાયંસવન કહેવામાં આવ્યું છે આમ પુરુષની ૧૧૬ વર્ષની આયુષની પ્રાર્થના કરવામાં આવી છે. તૈત્તિરીય શાખામાં પણ 'પુરુષવિદ્યા' ઉપદેશેલી છે પણ તેમાં જુદો પ્રકાર છે જેમકે तस्यैव विदुषो यज्ञस्य आत्मा यजमानः, श्रद्धा पत्नी, शरीरम् इध्मम्, उरो वेदिः, लोमानि बर्हि । ઈત્યાદિ. અહીં યજમાનને યજ્ઞનો આત્મા, શ્રદ્ધાને પત્ની, શરીરને ઇધ્મ (ઇંધણ) ઉરને (છાતીને) વેદિ અને વાળને દર્ભ તરીકે કલ્પવામાં આવ્યા છે. આ બંને આમ્નાનોમાં (કથનોમાં) સ્પષ્ટ

ભેદ છે. કેવળ પુરુષના નામથી વિદ્યા અંકિત છે. કેવળ એ વિદ્યાને એક નામ આપવાથી એક વિદ્યા થઈ શકતી નથી, જો તેના પ્રકારો જુદા હોય અને ધર્મો પણ ભિન્ન ભિન્ન બતાવવામાં આવ્યા હોય તો તે બંને વિદ્યાઓ (ઉપાસનાઓ)મા ભેદ છે એમ માનવું જોઈએ. જો કે બને વિદ્યાનુ ઉપાસ્ય સ્વરૂપ તો બ્રહ્મ જ છે અને પ્રાપ્તિરૂપ ફળ પણ બ્રહ્મ જ છે, છતાં ઉપર બતાવેલા પ્રકારોને લીધે બંને વિદ્યા ભિન્ન છે અને તેથી એક વિદ્યામાં ઉપદેશેલા ધર્મોનો ઉપસંહાર બીજી વિદ્યામાં થઈ શકે નહિ. પ્રાતઃ સવનાદિ વગેરેનો ઉપસંહાર તૈત્તિરીય પુરુષ વિદ્યામાં ન થઈ શકે તેમજ તેના ધર્મોના આત્મા, શ્રદ્ધા વગેરેનો ઉપસંહાર છાંદોગ્યોપદિષ્ટ પુરુષવિદ્યામાં થઈ શકે નહિ.

આ પ્રમાણે વેદમાં પણ પુરુષસૂકત આદિ પુરુષવિદ્યાઓ છે તેમાં પણ ઉપર જણાવેલી દૃષ્ટિથી ભિન્ન માનવી જોઈએ. જો બધામાં સમાનતા જણાતી હોય તો એકવિદ્યામા માનવામાં દોષ નથી. ॥ ૨૪ ॥

કેટલેક ઠેકાણે બ્રહ્મવિદ્યા અને કર્મવિદ્યા એકબીજાની સનિધિમા હોય તોપણ એકના ગુણોનો બીજીમાં ઉપસંહાર થતો નથી તે આ સૂત્રમાં બતાવ્યુ છે.

वेधाद्यर्थभेदात् ॥ २५ ॥

પદાર્થઃ- ( वेधाद्यर्थभेदात् ) વેધ આદિ અર્થ જુદા પડતા હોવાથી બ્રહ્મવિદ્યામાં એનો ઉપસંહાર થતો નથી.

ભાવાર્થઃ- આથર્વણિક ઉપનિષદના આરંભમાં शुक्र प्रविध्य, हृदय पविध्य ઇત્યાદિ મંત્રોના પાઠ છે અને તે શત્રુનો નાશ કરવાનું સૂચવે છે અને તેની સમીપમાં शनो मित्रः । सहनाववतु ઇત્યાદિ મંત્રોનો પણ પાઠ છે. અહીં બંને વિદ્યા સહ પઠિત હોવા છતાં બંને વિદ્યા જુદી છે. વેધ એટલે નાશ શત્રુનો નાશ કરવો અને અમને સર્વત્ર

શાંતિ મળો એવા શાંતિઆદિનો ભાવ બતાવનાર મંત્ર અર્થની દષ્ટિએ જુદા પડે છે. એક ભૌતિક સુખ તરફ વળે છે જ્યારે બીજો મંત્ર આધ્યાત્મિક શાંતિ માટે છે અને બ્રહ્મ વિદ્યાને સૂચવે છે. ભૌતિક સુખનો મેળ બ્રહ્માનંદની સાથે હોતો નથી. અહીં ભૌતિક સુખને ખાતર શત્રુની હિંસા બતાવે છે જ્યારે બ્રહ્મવિદ્યામાં હિંસાનો અભાવ હોય છે આ કારણથી સંનિધિમા પાઠ હોવા છતાં વેધ આદિ અર્થોનો ઉપસંહાર शनो मित्रः । तेजस्वि ना वधीतमस्तु વગેરેથી સૂચિત થતી બ્રહ્મવિદ્યામાં થઈ શકતો નથી. બ્રહ્મનો આનંદ સર્વપ્રકારની હિંસાથી રહિત હોય છે. માટે અહીં એક વિદ્યાના અર્થોનો ઉપસંહાર બીજી વિદ્યામાં સંનિધિના બળથી પણ થઇ શકતો નથી. ॥ ૨૫ ॥

આ સૂત્રમાં ઉપાયનશબ્દ હાનિશબ્દનો શેષ છે એવું સમજાવવામાં આવે છે અને બ્રહ્મજ્ઞાની જ્યારે બ્રહ્મને પ્રાપ્ત થાય છે ત્યારે તેનાં પાપ શત્રુઓ અને પુણ્ય મિત્રો લઈ લે છે એવી આલંકારિક રીતે સ્તુતિ કરવામાં આવે છે. ખરી રીતે તો કોઈનું પાપ કે પુણ્ય કોઈ લઇ શકતો નથી છતાં અમુક ઠેકાણે બ્રહ્મવિદ્યાની કેવળ સ્તુતિને ખાતર એવું વર્ણન કરવામાં આવ્યુ છે.

हानौ तूपायनशब्दशेषत्वात्कुशाछन्दस्तुत्युपगानवत्तदुक्तम् ॥ ३-३-२६ ॥

પદાર્થઃ- (तु) આ 'तु' શબ્દ ઉપસંહારને સૂચવે છે. (हानौ) હાનિ=ત્યાગ=હાનિ શબ્દ ઉપાયન=ગ્રહણ શબ્દનો શેષી હોવાથી અને ઉપાયન શબ્દ તેનો શેષ હોવાથી જ્યાં કેવળ ઉપાયન શબ્દ જોવામાં ત્યાં તેનો અન્વય હાનિમાં છે એમ સમજવું જેમ (कुशाछन्दस्तुत्युपगानवत्) કુશાથી ઔદુમ્બરી, છંદસ્તુતિથી દેવછંદસ્તુતિ અને ગાન શબ્દથી અધ્વર્યુ સિવાયના ઋત્વિજોનું ગાન સમજાય છે તેમ (तत्)તે બધું (उक्तम्) વ્યાખ્યાન કરી સમજાવ્યુ છે.

ભાવાર્થઃ- अश्व इव रोमाणि विधूय पापम्, चन्द्र इव राहो र्मुखात् प्रमुच्य धूत्वा शरीर अकृत कृतात्मा ब्रह्मलोकमभिसंभवामि । छां. ८-१३-१.

અર્થ:– અશ્વ જેમ વાળને ખંખેરી નાંખે છે તેમ હું પાપને ખંખેરી નાખું છું. તથા ચંદ્ર જેમ રાહુના મોઢામાંથી મુક્ત થઈ શુદ્ધ થાય છે તેમ હું આ શરીરને ખંખેરી નાંખી કૃતાર્થ થઈ નિત્ય બ્રહ્મરૂપલોકને પ્રાપ્ત થાઉં છું. આ બ્રહ્મ જ્ઞાનીનું વચન છે. આમાં પાપનો ત્યાગ અને બ્રહ્મલોકને પ્રાપ્ત થવાનું જણાવ્યું છે.

विद्वान् नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम् । મુંડક ઉપ. ૩-૨-૮.

અર્થ.– બ્રહ્મજ્ઞાની નામ અને રૂપમાંથી મુક્ત થાય છે અને સૌથી પર પુરુષને પ્રાપ્ત થાય છે અહીં પણ નામરૂપનો ત્યાગ અને પરમપુરુષનું ઉપાયન = પ્રાપ્ત થવું બતાવ્યું છે.

तस्य पुत्रा दायमुपयन्ति सुहृदः साधुकृत्यां द्विषन्तः पापकृत्याम् इति शाट्यायनिनः ॥

અર્થ:– તેના (બ્રહ્મજ્ઞાનીના) પુત્રો દાય=વારસાને મેળવે છે. મિત્રો પુણ્યને અને શત્રુઓ પાપને મેળવે છે. અહીં ઉપાયન= ગ્રહણનો ઉલ્લેખ છે પણ હાનિ=ત્યાગનો ઉલ્લેખ નથી.

तत्सुकृतदुष्कृते विधूनुते तस्य प्रिया ज्ञातयः सुकृत मुपयन्ति अप्रिया दुष्कृतम् ॥ कौषीतकी. १–४.

અર્થ: બ્રહ્મજ્ઞાની સુકૃત અને દુષ્કૃતનું વિધૂનન કરે છે અર્થાત્ દુષ્કૃતનો ત્યાગ કરે છે અને તેના વહાલા કુટુંબીઓ સુકૃતને પ્રાપ્ત કરે છે અને અપ્રિય કુટુંબીઓ દુષ્કૃતને મેળવે છે. અહીં પણ ત્યાગ અને ઉપાયન બંનેનો ઉલ્લેખ છે.

અહીં એટલું સમજી લેવું જરૂરનું છે કે જ્યાં ત્યાગનો અર્થાત્ હાનિનો ઉલ્લેખ ન હોય, અને કેવળ ઉપાયનનો અર્થાત્ 'લેવાનો' ઉલ્લેખ હોય ત્યાં ઉપાયનને જોઇ હાનિ પણ સમજવી જોઇએ, કારણ કે ઉપાયન શબ્દ હાનિ શબ્દનો શેષ છે. ત્યાગ વગર આદાન (લેવું અથવા ઉપાયન) થઇ શકે નહિ, એ તો સૌ કોઈ સમજી શકે છે. અ નામના માણુસ પાસેથી વ નામના માણસને

પચ્ચીસ રૂપીઆ લેવા છે પણ તે જ નામનો માણસ રૂપીઆનો ત્યાગ કરે ત્યારે જ બીજો માણસ લઈ શકે ને? ત્યાગ વગર ગ્રહણ થઈ શકે જ નહિ. હાનિ અને ત્યાગનો એક જ અર્થ છે, તેમ લેવું, ગ્રહણ કરવું, સ્વીકારવું એ બધા શબ્દો ઉપાયનના જ સમાન શબ્દો છે. એટલે કે એ બધાનો એક જ અર્થ છે.

ઉપાયન શબ્દ શેષ અને હાનિશબ્દ શેષી છે માટે ઉપાયનનો અન્વય હાનિમાં થાય છે, એટલે કે હાનિનો ઉલ્લેખ ન હોય તો ઉપરથી સમજી લેવો. આ સમજવાને માટે બીજાં ઉપમાન આપે છે.

કુશા, છન્દસ્તુતિ અને ઉપગાન આ ઉપમાનો બતાવ્યાં છે. कुशा वानस्पत्याः स्थ ता मा पात કુશનો અર્થ દર્ભ થાય છે પણ આ ઠેકાણે અર્થવાદના અન્ય વાક્યોના પર્યાલોચનથી કુશા ઔદુમ્બરી છે અર્થાત્ ઉદુમ્બર (ઉમરડાનો) બનાવવાની હોય છે, દર્ભની નહિ.

છન્દસ્તુતિ = 'छन्दोभिः स्तुवीत' અહીં દેવછંદસ સમજવાનો હોય છે એ પણ અર્થવાદ વાક્યોની પર્યાલોચનાથી સમજાય છે. અને સ્તુતિ પણ સૂર્યોદય વખતે કરવી એ समयाध्युषिते सूर्ये, એ અર્થ વાક્યથી સમજાય છે.

उपगान ऋत्विजो गायन्ति અહીં પણ અધ્વર્યુ સિવાય બીજા ઋત્વિજોએ ઉપગાન કરવું, આ પણ બીજા અર્થવાદ વાક્યોથી સમજાય છે. તે જ પ્રમાણે ઉપનિષદમાં જ્યાં ઉપાયનનો ઉલ્લેખ હોય ત્યાં તેનો અન્વય હાનિમાં છે એમ સમજવું જોઈ.

સુકૃત અને દુષ્કૃત એ કર્મ છે દ્રવ્ય નહિ. માટે એનું લેવું અથવા છોડવું બની શકે નહિ. એનું તો માત્ર અનુકરણ થઈ શકે માટે બ્રહ્મ જ્ઞાનીનાં સુકૃત અને દુષ્કૃતો મિત્ર અને શત્રુલઈ લે છે એ તો માત્ર બ્રહ્મવિદ્યાની સ્તુતિ જ છે આ કારણથી આ સૂત્રમાં ગુણનો ઉપસંહાર નહિ પણ સ્તુતિનો ઉપસંહાર છે એમ સમજવું.

કોઈ ઠેકાણે હાનિ અને ઉપાયન બંને લેખમાં બતાવ્યાં હોય અને કોઇ ઠેકાણે કેવળ હાનિ અથવા કેવળ ઉપાયન બતાવ્યું હોય તો ત્યાં ' કોઈ વખતે હાનિ અને કોઇ વખતે ઉપાયન '. એવો વિકલ્પ સમજવો નહિ; પણ ઉપાયનશબ્દ હાનિશબ્દનો શેષ હોવાથી, ઉપાયનનો હાનિમાં ઉપસંહાર જ સમજવો ॥ ૨૬ ॥

આ સૂત્રમાં બ્રહ્મજ્ઞાનીનાં કર્મક્ષયોનો સમય બતાવે છે.

साम्पराये तर्तव्याभावात् तथा ह्यन्ये ॥ ३-३-२७

પદાર્થઃ- (साम्पराये) બ્રહ્મજ્ઞાનીને મરણ વખતે જ સુકૃત અને દુષ્કૃત રૂપકર્મનો નાશ થાય છે (तर्तव्याभावात्) કારણ કે પછી કશું ભોગ કરવા જેવું હોતું નથી (तथा हि) તે જ પ્રમાણે (अन्ये) અન્ય શાખાના વિદ્વાનો કહે છે.

ભાવાર્થઃ- બ્રહ્મજ્ઞાની જયારે સ્થૂલશરીરમાંથી નીકળે છે તે પહેલાં સુકૃત અને દુષ્કૃતરૂપ કર્મના નાશવાળો બ્રહ્મજ્ઞાનના બળથી થઇ જાય છે. કેટલાક વિદ્વાનોનું એવું માનવું છે કે, મરણ થયા પછી પણ બ્રહ્મજ્ઞાનીના આત્મામાં સુકૃત અને દુષ્કૃત રહે છે અને તેનો પૂરેપૂરો નાશ દેવયાન માર્ગમાં થાય છે. આ માનવું બરાબર નથી. બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થયા પછી અને મરણ પામ્યા પછી કોઈ ભોગ કરવા જેવું હોતું નથી, તો પછી મર્યા બાદ બ્રહ્મજ્ઞાનીના આત્મામાં એવાં કર્મ માનવાની કશી જરૂર નથી. શરીર રહિત થયા પછી સુખ કે દુઃખ ભોગવવાનું હોતું નથી જેમકે अशरीरं वाव सन्तं न प्रियाप्रिये स्पृशतः । છા. શરીરહીન થયેલાને સુખ અને દુઃખ સ્પર્શ કરતાં નથી. માટે મરણ વખતે કર્મોનો નાશ બ્રહ્મજ્ઞાનના બળથી થાય છે એ જ માનવું યોગ્ય છે. તાણ્ડયશાખાવાળા પણ માને છે કે अश्व इव रोमाणि धूनुते. અશ્વ જેમ વાળ ખંખેરી નાંખે છે તેમ બ્રહ્મજ્ઞાની વિદ્વાન્ મરણ પહેલાં જ કર્મનો નાશ કરી નાખે છે.

મર્યા પછી બ્રહ્મજ્ઞાનીનો આત્મા વિરજા નામની નદીએ પહોંચે છે અને કર્મનો ક્ષય કરી એ નદીને પાર પામે છે. આ કથન તો માત્ર આલંકારિક છે. વિરજા નદી એટલે રજોગુણનો અભાવ, ત્રણે ગુણના અભાવને મરણ પહેલાં જ બ્રહ્મજ્ઞાની પામે છે. એ પ્રમાણે બ્રહ્મજ્ઞાની ગુણાતીત થઈ જાય છે. માટે સિદ્ધાંત એ જ છે કે, મરણ પહેલાં જ બ્રહ્મજ્ઞાની કર્મક્ષયને પામે છે. ॥ ૨૭ ॥

પાપ અને પુણ્યનું આપવું એ આલંકારિક વર્ણન છે તે આ સૂત્રમાં સમજાવે છે.

छन्दत उभयाविरोधात् ॥ २८ ॥

પદાર્થઃ- (छन्दतः) સ્વેચ્છાથી યમનિયમાદિનું અનુષ્ઠાન જીવતો પુરુષ જ કરી શકે છે. (उभयाविरोधात्) તાંડિ શાખાવાળા તથા શાટયાયનિ શાખાવાળાનો વિરોધ રહે નહિ.

ભાવાર્થઃ- બ્રહ્મજ્ઞાનીને દેહ છોડયા પછી પણ જો સુકૃત અને દુષ્કૃત રહે અને તેનો નાશ દેવપથમાં ગયા પછી થાય છે એમ માનવામાં આવે તો મુખ્ય દોષ તો એ આવે છે કે, શરીર વગર યમ અને નિયમાદિનું અનુષ્ઠાન કેવી રીતે થઈ શકે? જો યમ-નિયમાદિનું અનુષ્ઠાન ન થાય તો સુકૃત અને દુષ્કૃતનો નાશ પણ કેવી રીતે થઈ શકે?

આ કારણથી બ્રહ્મજ્ઞાની પોતાના જીવન દરમ્યાન જ યમ અને નિયમોનું અનુષ્ઠાન કરી સુકૃત દુષ્કૃતનો નાશ કરે છે અને અને પછી મૃત્યુ પામી દેવમાર્ગે થઈ બ્રહ્મને પ્રાપ્ત કરે છે.

સુકૃત અને દુષ્કૃત એટલે પુણ્ય અને પાપ. પુણ્ય પાપનો નાશ યમાદિનું અનુષ્ઠાન કરવાથી જ થાય છે. માટે મરણ પહેલાં જ બ્રહ્મજ્ઞાનીનાં પાપ પુણ્યનો નાશ થાય છે.

વળી તાંડિ અને શાટયાયન શાખાવાળાઓએ જે કહ્યું છે કે अश्व इव रोमाणि विधूय पापम् । છા. ૮-૩-૧. तस्य पुत्रा दायमुपयन्ति

सुहृदः साधुकृत्याम् द्विषन्तः पापकृत्याम् ॥ અશ્વ જેમ વાળને ખંખેરી નાખે છે. તેમ બ્રહ્મજ્ઞાની બ્રહ્મવિદ્યાના બળથી પાપપુણ્યને ખંખેરી નાખે છે.

બ્રહ્મજ્ઞાનીના પુત્રો વારસાને પામે છે. મિત્રો તેના પુણ્ય લઈ જાય છે અને દ્વેષ કરનારાઓ તેના પાપને લઈ જાય છે. આમાં પણ કોઈ જાતનો વિરોધ આવતો નથી. જીવતો માણસ પાપપુણ્યનો નાશ કરે છે.

બીજો અર્થ એવો પણ કેટલાક વિદ્વાનો કહે છે કે બ્રહ્મજ્ઞાનીનું પુણ્ય મિત્રો લઈ લે છે અને પાપ શત્રુઓ લઇ લે છે કારણ કે, મિત્રો બ્રહ્મજ્ઞાની તરફ શુભ ભાવના રાખે છે અને શત્રુઓ બ્રહ્મજ્ઞાની તરફ દ્વેષ ભાવના રાખે છે. આ સારી અને નરસી ભાવનાઓથી જ મિત્રોને અને શત્રુઓને પુણ્ય પાપ મળે છે, વગર કારણે પુણ્ય પાપ મળતાં નથી. મનુસ્મૃતિ અ. ૬-૭૯માં જણાવ્યું છે કે,

प्रियेषु स्वेषु सुकृतमप्रियेषु च दुष्कृतम् ।
विसृज्य ध्यानयोगेन ब्रह्माभ्येति सनातनम् મનુ. ૬-૭૯

અર્થઃ- બ્રહ્મજ્ઞાની મિત્રમાં સુકૃત અને શત્રુમાં પાપ ધ્યાન યોગથી મિત્રશત્રુની ભાવનાનુસાર મૂકી સનાતન બ્રહ્મને પ્રાપ્ત થાય છે. આ અર્થ એટલા માટે યોગ્ય જણાતો નથી કે, પુણ્ય પાપ દ્રવ્યરૂપ ન હોવાથી તેની લેવડ દેવડ થઇ શકે નહિ. મિત્રને પુણ્ય આપવું અને શત્રુને પાપ આપવું એ તો માત્ર બ્રહ્મવિદ્યાની સ્તુતિ છે. અર્થવાદ છે. આ કારણથી પહેલો અર્થ જ યોગ્ય છે. ॥૨૮॥

गतेरर्थवत्त्वमुभयथाऽन्यथा हि विरोधः ॥ २९ ॥

પદાર્થઃ- (गतेः) દેવયાન માર્ગમાં ગતિ હોવાનું ઉપદેશ્યું છે તે ગતિ (उभयथा) બંને રીતે અર્થવાળી માનવી જોઇએ. (अन्यथा) નહીંતો (विरोधः) વિરોધ થાય. (हि) નિશ્ચયને સૂચવે છે.

ભાવાર્થઃ- બ્રહ્મજ્ઞાનીના પાપપુણ્યની હાનિ થયા પછી તે દેવયાન માર્ગમાં ગતિ કરી બ્રહ્મલોકમાં જઈ મુક્તિ પામે છે. આ દેવયાનગતિ કોઈક વખતે કોઇ બ્રહ્મજ્ઞાનીને કરવાની હોય છે, કોઈને ન પણ કરવી પડે. જેમકે पुण्यपापे विधूय निरञ्जनः परमं साम्यमुपैति । મુંડક ૩-૧-૩ સર્વથા શુદ્ધ થયેલો બ્રહ્મજ્ઞાની આત્મા પુણ્ય અને પાપનો વિનાશ કરી પરબ્રહ્મના પરમ સામ્યને પ્રાપ્ત થાય છે. આ ઠેકાણે દેવયાન ગતિ નથી બતાવી. આ ઉપરથી એમ સમજાય છે કે જે ક્રમિક મુક્તિ મેળવે છે તે દેવયાન માર્ગે ગતિ કરે છે. બ્રહ્મવિદ્યાના બળથી એ સૂક્ષ્મ શરીર ટકાવી રાખે છે અને બ્રહ્મલોકમાં જાય છે અને પછી ત્યાંથી મુક્ત થાય છે. જેને ક્રમમુક્તિ નથી તેને તો કયાંય પણ જવાની જરૂર નથી. બ્રહ્મ સર્વવ્યાપક હોવાથી તેને દેશાંતરમાં શોધવાની જરૂર નથી. જ્ઞાનદ્વારા અજ્ઞાનની નિવૃત્તિ થઈ અને પાપપુણ્ય નષ્ટ થયાં એટલે સ્થૂલ અને સૂક્ષ્મ બંને શરીર નાશ પામે છે. એટલે બ્રહ્મની સાથે પરમ સામ્યરૂપ મુક્તિ આપો આપ મળી રહે છે. ઉપનિષદમાં પણ કહ્યુ છે કે બ્રહ્મજ્ઞાનીને શરીર છૂટવાની જ જરૂર છે, એ છૂટયું એટલે આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપને પામી મુક્ત થાય છે. तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्ये ઈત્યાદિ ઉપનિષદ વાકયો ઉકત અર્થને ટેકો આપે છે. જો સર્વ કોઇ બ્રહ્મજ્ઞાનીને મર્યા પછી દેવયાન માર્ગે જવું જ પડે તો ઉપર બતાવેલા મુંડક ઉપનિષદના વાકય સાથે વિરોધ પ્રાપ્ત થયા વગર ન રહે. માટે દેવયાન ગતિ કોઈક ઠેકાણે અર્થવતી છે અને કોઈક બ્રહ્મજ્ઞાનીને માટે અર્થવતી નથી. ॥ ૨૯ ॥

સર્વ બ્રહ્મજ્ઞાનીઓને દેવમાર્ગ નથી તે આ સૂત્રમાં બતાવે છે.

उपपन्नस्तल्लक्षणार्थोपलब्धेर्लोकवत् ॥ ३० ॥

પદાર્થઃ- ( उपपन्नः ) અમુક બ્રહ્મની પ્રત્યે દેવયાનગતિ હોવી

અને અમુક પ્રત્યે ન હોવી એ યુક્તિયુક્ત છે. ( तल्लक्षणार्थोपलब्धेः ) ગતિના કારણભૂત અર્થની પ્રાપ્તિ હોવાથી ( लोकवत् ) લોકવ્યવહારમાં પણ આવો વિભાગ જણાય છે.

ભાવાર્થઃ– ક્રમથી મુક્તિ મેળવનાર બ્રહ્મજ્ઞાની દેવયાન ગતિને પામી બ્રહ્મલોકમાં જઈ ત્યાં ઉચ્ચતમ દિવ્ય સુખ મેળવે છે. ઉપનિષદમાં આવાં સુખોનું વર્ણન આવે છે. આવાં સુખો કેવળ બ્રહ્મવિદ્યાના બળથી પ્રાપ્ત થાય છે પણ જે સર્વપુણ્યપાપના નાશથી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થતાં સ્થૂલ અને સૂક્ષ્મ દેહનો લય પામે છે તે પ્રારબ્ધ કર્મથી પણ જોડાયેલ ન હોવાથી સદ્યઃ મુક્તિ પામે છે. આવો અર્થ લૌકિક દૃષ્ટાન્તથી સમજી શકાય છે કે જેને બીજા ગામની પ્રાપ્તિ કરવી છે તેને તો ગતિ જરૂર કરવી પડે છે પણ જ્યાં ગતિની જરૂર નથી એવા અર્થની પ્રાપ્તિ માટે ગતિની કશી જરૂર નથી. ધારો કે કોઈને તાવ આવ્યો હોય તો તેણે ઔષધનું સેવન કરવું અને શાંતિથી સૂઈ રહેવું જોઈએ. એટલે સ્વાસ્થ્ય પ્રાપ્તિ થઈ જશે. અહીં કોઈ ગતિ કરવાની જરૂર નથી કારણ કે ગતિસાધ્ય આરોગ્ય નથી. બધે ઠેકાણે ગતિની જરૂર હોતી નથી માટે દેવયાન ગતિ કોઈને હોય છે અને કોઈને નથી હોતી આમ માનવાથી દેવયાન ગતિ નિરર્થક થઈ જતી નથી કારણ કે અમુક ઠેકાણે તો તેનો ઉપયોગ છે જ. ॥ ૩૦ ॥

ઉપનિષદમાં કહેલી બધી જ વિદ્યામાં દેવયાન માર્ગ છે કે જ્યાં એનો ઉલ્લેખ હોય તે જ વિદ્યામાં આનો ખુલાસો આ સૂત્રમાં છે.

अनियमः सर्वासामविरोधः शब्दानुमानाभ्याम् ॥ ३१ ॥

પદાર્થોઃ– ( अनियमः ) સર્વ સામાન્ય છે. ( सर्वासाम् ) બધી વિદ્યાઓમાં ( अविरोधः ) કોઈ વિરોધ નથી ( शब्दानुमानाभ्याम् ) શ્રુતિ અને સ્મૃતિથી પણ સિદ્ધ થાય છે.

ભાવાર્થઃ– ઉપનિષદોમાં જ્યાં જ્યાં વિદ્યા અથવા ઉપાસના છે ત્યાં ત્યાં બધે ઠેકાણે દેવયાન માર્ગનો ઉલ્લેખ નથી. કોઈ વિદ્યામાં છે અને કોઈક વિદ્યામાં નથી. જેમકે પંચાગ્નિ વિદ્યામાં દેવયાન માર્ગનો ઉલ્લેખ છે અને બૃહદારણ્યક ઉપ, ૨–૫ માં બતાવવામાં આવેલી મધુવિદ્યામાં દેવયાન માર્ગનો ઉલ્લેખ નથી આથી શંકા થાય છે કે દેવયાન માર્ગ સર્વવિદ્યાસાથે=સર્વ-ઉપાસના સાથે સંબંધ રાખે છે કે અમુક વિદ્યા સાથે ? આનો ઉત્તર એ છે કે દેવયાન માર્ગ ઉપનિષદમાં કહેલી સર્વવિદ્યા સાથે સંબંધ ધરાવે છે. અમુક જ વિદ્યા સાથે એનો સંબધ છે અને અમુક સાથે નથી એવો નિયમ નથી ક્રમથી મુક્તિ મેળવનાર સર્વ કોઈ ઉપાસકને દેવયાન માર્ગે થઈ બ્રહ્મ લોકમાં જવું પડે છે. શ્રુતિ અર્થાત્ વેદ અને સ્મૃતિમાં પણ એવો ઉલ્લેખ છે દ્રે सती अश्रृणवम् पितृणामह देवानामुत। ऋग्वेद. ૧૦–૮૮–૧૫. આવો મંત્ર ઋગ્વેદમાં છે. ગીતામાં પણ કહ્યું છે કે

शुक्लकृष्णगती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्यावर्तते पुनः ॥ ८–२६. ગીતા.

આ શ્લોકમાં બે ગતિ સ્પષ્ટ બતાવી છે બે ગતિ એટલે દેવયાન માર્ગ અને પિતૃયાણ માર્ગ. બ્રહ્મના ઉપાસકને દેવયાન માર્ગ ચોક્કસ છે. ॥ ૩૧ ॥

આધિકારિક મહાત્માઓ હોય છે, તેઓનું સૂચન આ સૂત્રમાં છે.

यावदधिकारमवस्थितिराधिकारिकाणाम् ॥ ३२ ॥

પદાર્થઃ– (आधिकारिकाणाम्) અધિકરીઓનું શરીર (यावदधिकारम्) જ્યાં સુધી અધિકારારંભક કર્મ હોય છે ત્યાં સુધી (अवस्थिति) રહે છે.

ભાવાર્થઃ– બ્રહ્મજ્ઞાનીઓમાં ઘણાઓ આધિકારિક જીવાત્માઓ હોય છે, જેઓને લોકસંગ્રહ તથા જનતાને સત્યનો ઉપદેશ

કરવાનો હોય છે. તથા સમાજની વ્યવસ્થા કરવાની હોય છે. એવા આધિકારિક મહાત્માઓ બ્રહ્મજ્ઞાની થવા છતાં પોતાનો અધિકાર સંપૂર્ણ થાય ત્યાંસુધી શરીરી રહી કર્મ કરે છે. આ કર્મ પોતાને માટે હોતાં નથી એટલે એ એમને બંધનકારક પણ હોતાં નથી. બ્રહ્મ, જીવ અને પ્રકૃતિનું યથાર્થ-જ્ઞાન બ્રહ્મજ્ઞાનીઓને જ હોય છે એટલે પોતે તેના સાક્ષાદ્ દ્રષ્ટા હોય છે તેથી તેઓ સત્ય શાસ્ત્રોનું નિર્માણ કરે છે જો આવા આધિકારિક આત્માઓ ન હોય તો અતીન્દ્રિય અર્થોનો સત્ય ઉપદેશ જનતાને પ્રાપ્ત થઇ શકે નહિ. આવા મહાત્માઓ રાગ-દ્વેષથી શૂન્ય છે. બ્રહ્મનું પ્રત્યક્ષ જ્ઞાન પણ એમને હોય છે અને સાધારણ માણસ જેવા દેખાતા છતાં અધિકાર પ્રમાણે પોતાનું કર્તવ્ય કર્મ કર્યે જાય છે. અધિકાર જનક કર્મ પૂરું થાય છે એટલે તેઓ શરીર છોડે છે અને મુક્ત થઇ બ્રહ્માનંદને ભોગવે છે. આવા ઉલ્લેખ ઉપનિષદમાં પણ મળી આવે છે, દાખલા તરીકે જો યમાચાર્ય બ્રહ્મજ્ઞાની ન હોત તો નચિકેતાને તે બ્રહ્મનો સત્ય ઉપદેશ કેવી રીતે આપી શકત. આ કારણથી આધિકારિક મહાત્માઓ પણ જગતમાં છે. એમ માનવું જોઈએ સાધારણ માણસો એમને બરાબર ન જાણી શકે એ જુદી વાત છે. ॥ ૩૨ ॥

અક્ષર બ્રહ્મમાં સ્થૂલત્વ આદિ ધર્મો કોઇ કાળે પણ નથી તે આ સૂત્રમાં બતાવે છે.

अक्षरधियां त्ववरोधः सामान्यतद्भावाभ्यामौपसदवत्तदुक्तम् ॥ ३३ ॥

પદાર્થઃ– ( अक्षरधियाम् ) અક્ષરવિષયક વિશેષનો પ્રતિષેધ કરનારી બુદ્ધિઓનો ( तु ) તો ( अवरोधः ) અવરોધ=સંગ્રહ કરવો જોઇએ. ( सामान्यतद्भावाभ्याम् ) પ્રધાનભૂત બ્રહ્મ અને સ્થૂલત્વ આદિ ધર્મોનું અનુસંધાન કરવાથી ( औपसदवत् ) ઔપસદ=સામવેદના મંત્રોનો યજુર્વેદના સ્વરથી પ્રયોગ થાય છે તેમ ( तदुक्तम् ) આ બાબત પૂર્વમીમાંસામાં સ્પષ્ટ કરી બતાવી છે.

ભાવાર્થ.– બૃહદારણ્યકમાં एतद्वै तदक्षरम् ૩–૮–૮. ઇત્યાદિ અક્ષર બ્રહ્મમાં સ્થૂલત્વાદિધર્મોનો નિષેધ કરવામાં આવ્યો છે મુંડક ઉપનિષદમાં પણ तद् अद्रेश्यमग्राह्य ૧-૧-૫. માં દૃશ્યત્વ અને ગ્રાહ્યત્વ ધર્મનો નિષેધ બ્રહ્મમાં કહેવામાં આવ્યો છે. આવી નિષેધ વિષયક બુદ્ધિ જ્યાં જ્યાં બ્રહ્મનું પ્રતિપાદન કર્યું છે ત્યાં સર્વત્ર સમજવી જોઈએ. सत्यम्, ज्ञानम्, अनन्तम्, ब्रह्म આવું પ્રતિપાદન તૈત્તિરીય ઉપનિષદમાં છે ત્યાં પણ બ્રહ્મમાં અસ્થૂલત્વાદિ ગુણો સમજવા જોઇએ. કારણ કે બ્રહ્મ સર્વત્ર અને સદા એક રૂપ જ હોય છે. માટે એનો પ્રતિપાદન પ્રકાર પણ એકરૂપજ હોય એમાં શંકા ન હોવી જોઈએ. બ્રહ્મ મુખ્ય છે અને અસ્થૂલત્વાદિ ગુણો એના શેષ છે અથવા ગૌણ છે. ગૌણ અર્થ પ્રધાનને અનુસરે છે. આ વાત પૂર્વમીમાંસામાં ૩-૮ ૮ સૂત્રમાં સ્પષ્ટ કરી છે. જમદગ્નિના પુત્ર જામદગ્ન્ય પુરોડાશસાધ્ય એક દિવસનો યજ્ઞ કર્યો હતો તેમાં પુરોડાશનું પ્રદાન સામવેદના સ્વરવાળા મંત્રોથી કરવાનું હતું પણ એનો વિનિયોગ યજુર્વેદમાં હોવાથી અધ્વર્યુએ યજુર્વેદના સ્વરવાળા મંત્રોથી કર્યું હતું. કારણ કે વિનિયોગ પ્રધાન હતો અને સામવેદના ઉત્પત્તિમંત્રો એ યજ્ઞપ્રયોગમાં ગૌણ હતા. એટલે મુખ્યભૂત વિનિયોગને અનુસરી સામવેદના મંત્રોને પણ યજુર્વેદના સ્વરથી ઉચ્ચારણ કરી પુરોડાશનું પ્રદાન કર્યું હતું. આ સંબંધી જેને વિશેષ જાણવાની ઇચ્છા હોય તેમણે પૂ. મીમાંસા અ. ૩-પા. ૩-સૂ. ૮ મું અને તેનું ભાષ્ય જોવું. ॥૩૩॥

આત્મા એ જ છે. જીવાત્મા અને પરમાત્મા. તેની વિશેષ સમજણ આ સૂત્રમાં જણાવે છે.

इयदामननात् ॥ ३४ ॥

પદાર્થઃ– (अमननात्) ઉભયનું આમનન હોવાથી (इयत्) દ્વિત્વ યુક્ત આત્માનુ ઇયત્વ અર્થાત્ સંખ્યા પ્રતિપાદન છે.

ભાવાર્થ:- મુંડક ઉપનિષદમાં બે આત્માઓ બતાવવામાં આવ્યા જેમકે, द्वा सुपर्णा सयाया समान वृक्षं परिषस्वजाते । तयोरन्यः पिप्पलं स्वाद्वत्य-नश्नन्नन्यो अभिचाकशीति મુંડક-૩-૧-૧. અહીં બે આત્માઓ બતાવ્યા છે. અને તેમાંથી એક આત્મા પ્રકૃતિરૂપ વૃક્ષનું પાકેલું સ્વાદુ ફળ ખાય છે જ્યારે બીજો આત્મા એ ફળને ખાતો નથી પણ તે માત્ર જુએ છે.

કઠોપનિષદમાં આ પ્રમાણે ઉપદેશ્યુ છે.

ऋतं पिबन्तौ सुकृतस्य लोके गुहा प्रविष्टौ परमे परार्द्धे । छायातपौ ब्रह्मविदो वदन्ति पञ्चाग्नयो ये च त्रिणाचिकेताः કઠ. ३-१.

આમાં પણ બે આત્માઓ બતાવ્યા છે પણ અહીં ફેર એટલો છે કે અહીં બંને આત્માઓને ઋતુપાન કરનારા બતાવ્યા છે. ઋત એટલે કર્મનું ફળ=સુખ અને દુઃખ.

અહીં શંકા એ છે કે આ બંને ઉપનિષદની અહીં કહેલી વિદ્યા એક છે કે જુદી જુદી ?

બે ય વિદ્યામાં ફરક જણાયાથી માલુમ પડે છે બંને વિદ્યા જુદી જુદી છે. કારણકે, એક વિદ્યામાં એક જ આત્મા ભોકતા તરીકે બતાવ્યો છે જ્યારે બીજી વિદ્યામાં બંને આત્મા ભોકતા તરીકે બતાવ્યા છે.

આ શંકાનો ઉત્તર એ છે બંને વિદ્યા એક સરખીજ છે. ऋतं पिबन्तौ અહીં બંને આત્માને ભોક્તા તરીકે કહ્યા નથી પણ, એકજ આત્મા ભોક્તા તરીકે છે અને બીજો આત્મા તો ભોગ કરાવનાર છે અર્થાત્ કર્મનું ફળ આપનાર છે. એક પીએ છે અને બીજો પાય છે. જીવાત્મા કર્મનું ફળ પીએ છે = ભોગવે છે અને પરમાત્મા એ ફળનું પાન કરાવે છે આમ મુંડક ઉપનિષદની સાથે એકતા હોવાથી બંને વિદ્યામાં સમાનતા છે, એકતા છે. જીવાત્મા એ સામાન્ય નામ છે અર્થાત્ જાતિવાચક નામ છે જ્યારે

પરમાત્મા વ્યક્તિવાચક નામ છે. આથી જીવાત્માઓ બહુસંખ્યક છે એ સમજી શકાય છે.

છત્રિન્યાય પણ અહીં લગાડવામાં આવ્યો છે. જેમ ઘણા છત્રીવાળાઓ સાથે એક માણસ છત્રી વગરનો હોય તો પણ લોકો કહે છે આ બધા છત્રીવાળા ચાલ્યા જાય છે, તેમ પરમાત્મામા ભોક્તૃત્વ ન હોવા છતાં ભોક્તૃત્વવાળાઓ સાથે તે પણ ભોક્તા માત્ર કહેવાય છે. બધાં ઉપનિષદો અને વેદોનુ મનન કરવાથી સ્પષ્ટ સમજાય છે કે પરમાત્મામાં ભોક્તૃત્વ નથી, માટે દ્વિત્વોપેત આત્માઓમાં અથર્વ અને કઠની દૃષ્ટિએ પણ સામ્ય છે. ॥ ૩૪ ॥

બ્રહ્મ જ સર્વનો અન્તરાત્મા છે. તે આ સૂત્રમાં સમજાવે છે.

अन्तरा भूतग्रामवत् स्वात्मनः ॥ ३५ ॥

પદાર્થઃ-(अन्तरा) પરમાત્મા સર્વાન્તર છે અને તે એક છે. (स्वात्मनः) પોતાના આત્માની અંદર પણ એક જ પરમાત્મા છે. (भूतग्रामवत्) જેમ સર્વ ભૂતોનો અંતરાત્મા પરમાત્મા જ છે તેમ.

ભાવાર્થ – બૃહદારણ્યકમાં ચક્રાયણના પુત્ર ઉષસ્તે યાજ્ઞવલ્કયને આ પ્રમાણે પૂછયાનો ઉલ્લેખ છે.

यत्साक्षादपरोक्षाद् ब्रह्म य आत्मा सर्वान्तरस्तं मे व्याचक्ष्व । બૃ.૩-૪-૧. હે યાજ્ઞવલ્કય, જે સર્વનો અન્તરાત્મા બ્રહ્મ છે તેને તમે મને પ્રત્યક્ષ થાય એવી રીતે સમજાવો. જ્યારે યાજ્ઞવલ્કયે કહ્યું કે, જે પ્રાણથી જીવન જીવે છે એ તારો સર્વાન્તર આત્મા છે. ઉષસ્તે ફરીથી કહ્યું કે મારે લક્ષણથી આત્મા નથી સમજવો. મને તો જેમ કોઇ ગાયનુ શીંગડું પકડી કહે કે, આ ગાય છે. તેવી રીતે પ્રત્યક્ષ સર્વાન્તર=સર્વની અંદર રહેલા આત્માને બતાવો.

યાજ્ઞવલ્કયે ઉત્તર આપ્યો કે, જે સર્વનો દ્રષ્ટા છે તેને કોઇ આંખથી જોઈ શકે નહિ, તેમ બીજી ઇંદ્રિયોથી પણ અનુભવી

શકે નહિ. પણ જીવાત્મા જેની શક્તિથી જીવન જીવી શકે છે તેજ સર્વનો અન્તરાત્મા છે અને તારો પણ એજ અન્તરાત્મા છે.

આગળ પાંચમા બ્રાહ્મણમાં કૌષનકિના પુત્ર કહોલે પણ એજ પ્રશ્ન પૂછયો અને તેને પણ સર્વાન્તર આત્માની સમજણ અને વધારામાં એ કહ્યું કે અશના (ભૂખ) પિપાસા (તરશ) શોક, મોહ, ઘડપણ અને મૃત્યુ આત્માને નથી. આમ બે જણાને સર્વાન્તર આત્મા જુદી જુદી સમજાવ્યો ત્યારે શું સર્વાન્તર આત્મા બે છે કે એક ? આનો ઉત્તર એ છે સર્વાન્તર આત્મા એક જ છે બે નહિ. એક શરીરમાં બે સર્વાન્તર આત્મા સંભવી શકે નહિ. જો જીવાત્મામાં પરમાત્મા ન હોય તો તે સર્વાન્તર કેમ કરી શકાય? જીવાત્મા તો અણુ હોવાથી પરમાત્મામાં વ્યાપક થઈ રહી શકે નહિ માટે જીવાત્મા સર્વાન્તર આત્મા નથી પણ પરમાત્મા જ સર્વાન્તર આત્મા છે. પંચ મહાભૂતથી બનેલા શરીરમાં કોઇ પણ પૃથ્વી આદિ ભૂતતત્વ પણ સર્વાન્તર નથી. સર્વાન્તર તો પરમાત્મા જ છે. જે વ્યાપક અને નિરાકાર હોય તે જ સવાન્તર હોઈ શકે ? આ ઉપરથી સમજવું જોઈએ કે, ઉષસ્ત અને કેહોલને એક જ સર્વાન્તર આત્માનો ઉપદેશ આપ્યો છે માટે એ બંને વિદ્યા એક જ છે. ॥ ૩૫ ॥

બે વખત ઉપદેશ હોવાથી એ બંને સર્વાન્તર આત્માઓ જુદા છે એ શંકાનું આ સૂત્રમાં સમાધાન કરે છે.

अन्यथा भेदानुपपत्तेरिति चेन्नापदेशान्तरवत् ॥ ३६ ॥

પદાર્થ:– (अन्यथा) જો સર્વાન્તર આત્માઓ જુદા જુદા ન હોય તો (भेदानुपपत्तेः) એનો ફરીથી ઉપદેશ ન કરવો જોઈએ, પણ ફરીથી ઉપદેશ કર્યો છે માટે સર્વાન્તર આત્મામાં ભેદ છે (इति चेत्) જો એવી શંકા કરવામાં આવે તો (उपदेशान्तरवत्) જેમ બીજા ઉપદેશો અનેક વાર કહેવામાં આવ્યા છે તેમ.

ભાવાર્થ:- એક જ વેદ્ય (જાણવા યોગ્ય) અર્થને બીજી વખતે સમજાવવામાં આવે તેથી કંઇ વેદ્યમાં ભેદ આવતો નથી. જેમકે શ્વેતકેતુના પિતાએ પોતાના પુત્રને આત્માનો ઉપદેશ નવ વખત કર્યો. જુઓ, છાંદોગ્ય ૬-૮-૭. શું તેથી નવ આત્મા છે અથવા નવ પરમાત્મા છે એમ સમજવું? જ્યાં સુધી વેદ્ય વસ્તુ પૂરેપૂરી રીતે જિજ્ઞાસુ ન સમજી શકે ત્યાં સુધી વારંવાર તે વસ્તુનો ઉપદેશ આપ્યા કરવો જોઈએ. ધારો કે કોઇ સાપના ઉપર અજાણતાં પગ મૂકવાની તૈયારીમાં હોય તો બીજા દ્રષ્ટાએ તેને કહેવું જોઈએ કે સંભાળજે, સાપ છે. જો એક વખત કહેવાથી એ ન સમજે તો. બીજી વખત પણ કહેવું જોઇએ કે 'સાપ' છે. અરે બે વખત જ શા માટે? જ્યાં સુધી એને બોધ ન થાય ત્યાં સુધી 'સાપ' 'સાપ' એમ કહ્યા કરવું જોઈએ આમ અનેક વખત સાપ સાપ કહેવાથી સાપમાં કોઇ ભેદ પડતો નથી. સાપ તો એક જ એનો એ હોય છે. ઉપદેશ ભલે અનેક વાર થાય. આ પ્રમાણે યાજ્ઞવલ્કયે સર્વાન્તર આત્માનો બે વખત બે જણને જુદી જુદી રીતે સમજાવ્યો તેથી વિદ્યામાં ભેદ પડતો નથી. એક જ વિદ્યા છે કારણ કે વેદ્ય વસ્તુ (પરમાત્મા) એક જ છે. આ ઉપરથી સમજાશે કે, ઉષસ્તને અને કહોલને ઉપદેશેલી બે વિદ્યામાં પૂરેપૂરું સામ્ય છે, માટે અશનાયા આદિથી સર્વાન્તર આત્મા રહિત છે એનો ઉપસંહાર ઉષસ્તને કહેલી વિદ્યામાં પણ સમજવો. અને ઉષસ્તને કહેલી વિદ્યાના ગુણોનો ઉપસંહાર કહોલને કહેલી વિદ્યામાં પણ સમજવો જોઈએ. ॥૩૬॥

બે શિષ્યને જુદી જુદી રીતે એક વસ્તુ સમજાવી શકાય છે. તે આ સૂત્રમાં સમજાવે છે.

व्यतिहारो विशिंषन्ति हीतरवत् ॥ ३७ ॥

પદાર્થ:- (व्यतिहारः) ઉષસ્ત અને કહોલના ઉપદેશમાં બન્નેના

ગુણોનો વ્યતિહાર છે એટલે બંને ઉપદેશમાં કહેલા ગુણો બ્રહ્મમાં છે અને તેથી બ્રહ્મ જીવથી ભિન્ન છે. ( विशिंषति ) યાજ્ઞવલ્કયના વાકયો બ્રહ્મને જીવથી ભિન્ન તરીકે બતાવે છે. ( हि ) કારણ કે ( इतरवत् ) બીજી સદાદિ વિદ્યામાં પણ એમ જ કહ્યું છે.

ભાવાર્થ.– બૃહદારણ્યક ઉપનિષદમાં યાજ્ઞવલકયે ઉષસ્તને સમજાવ્યું કે જે સર્વ પ્રાણીઓનો પ્રાણન–હેતુ આત્મા છે તે સર્વાન્તર આત્મા છે.

કહોલને સમજાવ્યું કે જે અશનાયા (ભૂખ) આદિથી રહિત છે તે તારો આત્મા 'સર્વાન્તર' આત્મા છે. આ બંને ગુણોનો બ્રહ્મમાં અવિરોધથી સમાવેશ થાય છે એમ બંનેએ સમજવાનું છે. આ બંને ગુણો જીવમાં નથી માટે બ્રહ્મ એવા ગુણવાળું છે તેથી ઉપાસક જીવાત્માથી બ્રહ્મ ભિન્ન છે અને એ જ બ્રહ્મ તમારો સર્વાન્તરમાં છે એમ બંનેએ ગુણોનો વ્યતિહાર ( એટીકરણ ) કરવાનું કહ્યું છે માટે ઉષસ્ત અને કહોલને કહેલી વિદ્યા એક જ છે કારણ કે તેનું વેદ્ય એક જ છે.

શ્રી સ્વામી શંકરાચાર્યજીએ ઉપાસ્ય બ્રહ્મના ગુણો પોતામાં લાવવાની ભાવના કરવી. અને તું એ હું છું અને હું એ તું છે, આવી અભેદની ભાવના પણ કરવી પણ આવી ભાવનાથી સાચું એકત્વ થતું નથી એ ધ્યાનમાં રાખવું જોઈએ. અ નામનો માણસ ય નામના માણસને કહે કે તું હું છું અને 'હું' તું છે એમ કહેવાથીબે વ્યક્તિઓ ખરી રીતે એક થતી નથી, ભેદની નિત્યતા પણ સમજવી જોઈએ. ॥ ૩૭ ॥

સત્યાદિ ગુણોનો ઉપસંહાર બીજી બ્રહ્મવિદ્યામાં કરવો તેની સમજ આ સૂત્રમાં છે.

सैव हि सत्यादयः ॥ ३८ ॥

પદાર્થ – (स एव) બૃહદારણ્યકમાં જે બે વિદ્યા બતાવી છે

તે પણ એક જ વિદ્યા છે. (हि) કારણ કે (सत्यादय.) એક સત્ય આદિ ગુણોની અનુવૃત્તિ બંનેમાં છે.

ભાવાર્થ:– બૃહદારણ્યક ઉપનિષદમાં સત્ય નામની વિદ્યા બે ઠેકાણે બતાવવામા આવી છે જેમ કે स यो हैतं महद् यक्ष प्रथमज वेद सत्य ब्रह्म ॥ બૃ. ૫-૪-૧ આગળ પણ કહેવામા આવ્યુ છે કે तद् यत् तत् सत्यम् असौ स आदित्यो य एष एतस्मिन् मण्डले पुरुषो यश्चायं दक्षिणे अक्षन् पुरुष ॥ બૃ. ૫-૫ ૨. પહેલા વાકયનો અર્થ એ છે કે જે મહાન્ પૂજનીય સૌથી પ્રથમ પ્રકટ હિરણ્યગર્ભ છે, તે સત્ય બ્રહ્મ છે. આગળ ફળ વાકયમાં જણાવ્યુ છે કે એ સત્યને જે જાણે છે त इमान् लोकान् जयति બૃ ૫-૪-૧. તે આ લોકોને જીતે છે.

બીજા વાકયમાં કહ્યું છે કે બ્રહ્મ સત્ય છે. તે આદિત્યમાં છે અને આંખમાં પણ છે. આદિત્ય પુરુષનુ રહસ્ય अहर् છે અને અક્ષિપુરુષનુ રહસ્ય अहम् છે. જે આ રહસ્યને સમજે છે તે પાપથી મુકત થાય છે.

આ બનેમાં સત્યસ્વરૂપ બ્રહ્મ જ બતાવવામાં આવ્યુ છે. જો કે આ બંનેના ફળ જુદા જુદાં બતાવવામાં આવ્યાં છે. એકમાં લોકજય ફળ બતાવ્યુ છે જયારે બીજામા પાપનિવૃત્તિ ફળ બતાવ્યુ છે, પણ જુદાં ફળ બતાવવાથી કઇ વિદ્યા જુદી જુદી થઈ શકતી નથી.

વળી અહીં તો જે ફળ બતાવ્યું છે એ તો अहर् અને अहम् રૂપ રહસ્યનુ ફળ છે અને એ તો અંગ તરીકે છે અંગનુ ફળ અંગીના ફળમાં મળી શકે છે માટે આ બને વિદ્યાઓ ભલે જુદી જુદી જણાય પણ વાસ્તવમા બને સમાન (એક) વિદ્યા છે. બંનેનુ વેદ્ય એક જ છે માટે ઉપાસકે એક વિદ્યાના ગુણોનો ઉપસંહાર બીજીમાં કરવો. બ્રહ્મ એક છે વ્યાપક છે તેથી તેનો

સંબંધ આદિત્ય અને આંખમાં પણ છે. માટે એક જ અનાદિ વ્યાપક સત્ય બ્રહ્મનો જ બંને વિદ્યામાં ઉપદેશ છે. ॥ ૩૮ ॥

સત્યકામત્વાદિ ગુણો છાંદોગ્યમાં બતાવ્યા છે, તેનો બૃહદારણ્યક ઉપનિષદમાં બતાવેલી મહત્વાદિગુણવાળી વિદ્યામાં ઉપસંહાર કરવો. તે આ સૂત્રમાં સમજાવ્યું છે.

कामादीतरत्र तत्र चायतनादिभ्यः ॥ ३९ ॥

પદાર્થઃ– ( कामादि ) સત્યકામત્વાદિ ધર્મો ( इतरत्र ) બૃહદારણ્યક ઉપનિષદમાં કહેલા મહત્વાદિ ગુણોવાળા બ્રહ્મમાં જોડવા જોઈએ. ( च ) અને ( आयतनादिभ्यः ) હૃદય આદિ સ્થાન ઉપદેશેલાં હોવાથી.

ભાવાર્થઃ– છાંદોગ્યમાં સત્યકામત્વ, અપહતપાપ્મત્વ, વિજરત્વ વિમૃત્યુત્વ, વિશોકત્વ વિજિઘિત્સત્વ (ક્ષુધારહિતત્વ), અપિપાસિતત્વ અને સત્યસંકલ્પત્વ ગુણો પરમાત્મામાં છે એમ ઉપદેશ્યું છે. જુઓ, છાંદોગ્ય ઉપ. ૮-૧-૫.

બૃહદારણ્યકમાં ઉપદેશ્યું છે કે આત્મા મહાન છે એટલે કે પરમાત્મામાં મહત્વ છે, સર્વને વશમાં રાખનાર હોવાથી તેમાં વશિત્વ છે. વગેરે. જુઓ, બૃહદારણ્યક ઉપ. ૪-૪-૨૨.

આ બંને વિદ્યાઓ સમાન છે કારણ કે બંને ઉપનિષદમાં બ્રહ્મને પ્રાપ્ત કરવાનું સ્થાન હૃદય કહ્યું છે. લોકના રક્ષણ માટે એને સેતુ પણ કહેવામાં આવેલ છે. આવી જાતની સમાનતાથી સમજવું જોઈએ કે બંને વિદ્યા એક જ છે. બંને વિદ્યાનું વેદ્ય બ્રહ્મ પણ એક જ છે. આ કારણથી છાંદોગ્યમાં જે ગુણો બ્રહ્માત્મામાં બતાવ્યા છે તે જો બૃહદારણ્યકમાં ન બતાવ્યા હોય તો ત્યાં તેનો ઉપસંહાર કરવો જોઇએ. અને બૃહદારણ્યકમાં કહેલા સર્વ-વશિત્વાદિ ગુણોનો છાંદોગ્ય ઉપનિષદમાં પણ ઉપસંહાર કરવો જોઈએ. સૂત્રમાં કામ શબ્દ પ્રયોજ્યો છે પણ તેનાથી સત્યકામ શબ્દ સમજવો જોઈએ. જેમ 'ભીમસેન'ને કેવળ ભીમ શબ્દથી

સંબોધાય છે તેમ. ભાવાર્થ એ છે કે એક વિદ્યા હોવાથી એક-બીજા પ્રકરણમાં ગુણોનો ઉપસંહાર થઈ શકે છે. ॥ ૩૯ ॥

નિર્ગુણ બ્રહ્મમાં સત્યકામત્વાદિ ગુણો પણ નથી. એ શંકાનું સમાધાન આ સૂત્રમાં છે.

आदरादलोपः ॥ ૪૦ ॥

પદાર્થઃ– (आदरात्) ઘણા જ આદરથી ઉપદેશેલા યોગ્ય ગુણોનો (अलोपः) બ્રહ્મમાં કદી પણ અભાવ હોતો નથી.

ભાવાર્થઃ– કેટલાક કહે છે કે પરબ્રહ્મ તો નિર્ગુણ છે એમાં કોઈ ગુણ નથી. नेह नानास्ति किंचन બૃ. ૪-૪-૧૯. બ્રહ્મમાં કોઈ ભેદ નથી. ગુણ ગુણિભાવ પણ બ્રહ્મમાં નથી. આ પૂર્વપક્ષનો ઉત્તર એ છે કે, જેઓએ બ્રહ્મની પ્રાપ્તિ કરી છે, જેઓ જીવનમુક્ત થઈ રહ્યા છે તેઓએ જયારે સત્યકામત્વાદિ ગુણોનું બ્રહ્મમાં બહુ આદરથી પ્રતિપાદન કર્યું છે તો પછી એ ગુણો બ્રહ્મમાં નથી એમ કેમ કહી શકાય? બ્રહ્મ સગુણ છે, તો તે સત્યકામત્વ, સર્વવશિત્વાદિ ગુણોને લીધે છે અને નિર્ગુણ છે તો સ્થૂલત્વ, કામ, ક્રોધ, લોભ અને મોહાદિ ગુણોને લીધે છે. સગુણ બ્રહ્મ નિર્ગુણ બ્રહ્મથી જુદું છે એવું કશું જ નથી. જે ગુણો બ્રહ્મમાં સનાતન છે તેને લીધે તે સગુણ અને જે ગુણો એમાં ન હોય તેને લીધે તે નિર્ગુણ છે.

વળી બ્રહ્મ એ આત્મા છે. અને આત્મા એ દ્રવ્ય છે. દ્રવ્યનુ લક્ષણ જ ગુણ છે. જેમાં ગુણ હોય તે દ્રવ્ય અને તે આત્મા. જેમાં ગુણ ન હોય તે આત્મા કહેવાય જ નહિ. આ કારણથી સત્યકામાદિ ગુણોનો અલોપ અર્થાત્ સદૈવ ભાવ જ છે. नेह नानास्ति किंचन. બૃ. ૪–૪–૧૯. આ વાકયનો અર્થ એ છે કે બ્રહ્મમાં કોઈ બીજું દ્રવ્ય મળ્યું નથી. એ તો અખંડ દ્રવ્ય છે, આત્મા છે અને સર્વ કલ્યાણ-ગુણોથી યુક્ત છે. एकधा एव अनुद्रष्टव्यम् બૃ. ૪–૪–૨૦. આ વાકયનો અર્થ એ જ છે કે બ્રહ્મને એક રૂપે જ જોવું જોઈએ, એટલે એમાં

જે સનાતન કલ્યાણગુણો છે તે જ ગુણોથી એને જોવું જોઇએ અર્થાત્ જાણવું જોઇએ. કામક્રોધાદિ અથવા સ્થૂલત્વાદિ ગુણોવાળા તરીકે એને ન સમજવા જોઈએ. આથી ઉપાસક પરમાત્મામાં જે સત્યસંકલ્પાદિ ગુણો છે તે ગુણવાળા તરીકે તેની ઉપાસના કરવી જોઈએ. ॥ ૪૦ ॥

મુક્ત આત્માને પિતૃલોક આદિની કામના બતાવી છે, તે માત્ર પ્રરોચક કથન છે. તે આ સૂત્રમાં બતાવે છે.

उपस्थितेऽतस्तद्वचनात् ॥ ४१ ॥

પદાર્થ:- (उपस्थिते) મુમુક્ષુ ઉપાસકને મોક્ષપ્રાપ્તિ થયા પછી (अतः) બ્રહ્મપ્રાપ્તિને લીધે સર્વ લોકોની પ્રાપ્તિ થાય છે. (तद्वचनात्) તેવું વચન હોવાને લીધે.

ભાવાર્થ:- મોક્ષપ્રાપ્તિ થયા પછી મુક્ત આત્મા જે જે લોકોની પ્રાપ્તિ કરવા ઇચ્છે તે તે લોકો એને સંકલ્પ માત્રથી જ મળી શકે છે. કારણ કે, એ પ્રમાણે વચનો છે. स यदि पितृलोककामो भवति सकल्पादेवास्य पितरः समुत्तिष्ठन्ति तेन पितृलोकेन सपन्नो महीयते છાંદોગ્ય. ૮-૧-૨.

મુક્ત આત્મા જો પિતૃલોકની કામના કરે તો તેને સંકલ્પ માત્રથી જ પિતૃલોકની પ્રાપ્તિ થાય છે અને પિતૃલોક સાથે મળી તેનો આનંદ મેળવે છે, ઇત્યાદિ. અહીં એ સમજવાનું છે કે એ આત્માને તે તે લોકો માટે કોઈ જુદું અનુષ્ઠાન કરવું પડતું નથી. બ્રહ્મવિદ્યાથી જ બધાની સિદ્ધિ થઈ શકે છે. આ માત્ર બ્રહ્મવિદ્યાની અને મુક્તિની સ્તુતિ છે. કેવળ સ્તુતિને ખાતર ઉપદેશવામાં આવ્યુ છે. બાકી મુક્ત આત્માને કોઈ કામના હોતી જ નથી, જો કામના હોય તો મોક્ષ જ ન મળે. બ્રહ્મની પ્રાપ્તિ થઈ એટલે બધા લોકો તેને મળી ચૂકયા હોય છે. तस्मिंल्लोकाः श्रिता सर्वे કઠ. ૨-૩-૧.

यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदिश्रिताः । कठोप. હૃદયમાં રહેલી બધી કામનાઓ સમાપ્ત થઈ જાય છે ત્યારે જ मर्त्योऽमृतो भवति ॥ કઠ. ૩-૩-૧૪. ઉપાસક મુક્ત થાય છે. જ્યાં લોકપ્રાપ્તિ મુક્તને બતાવવામાં આવી છે ત્યાં પણ यदि શબ્દ મૂકવામાં આવ્યો છે 'स यदि पितृलोककामो भवति' જો પિતૃલોકની ઈચ્છા કરે તો. પણ પિતૃલોકની ઈચ્છા જ થઈ શકે નહિ કારણકે ઈચ્છાનું કારણ મુક્ત આત્મામાં નષ્ટ થયેલું હોય છે માટે મુક્તને લોકની પ્રાપ્તિ જે ઉપદેશેલી છે તે કેવળ બ્રહ્મવિદ્યાની પ્રશંસા છે. બ્રહ્મ તો આનંદનો અનંત મહાસાગર છે એમાં સર્વ આનંદો સમાઈ જાય છે, માટે જુદી જુદી વ્યક્તિના સંબંધથી મુક્તને આનંદ મેળવવાનો રહેતો નથી. ગીતામાં પણ ઉપદેશમાં આવ્યુ છે કેઃ

यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
तावान् सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥ ગીતા ૨-૪૬.

નાના નાના જળાશયોથી જે જે જળસાધ્ય કામ કરવામાં આવે છે તે બધાં જ કામ મોટા વિશાળ મીઠા જળાશયમાં પણ થઈ શકે છે. તો પછી નાના જળાશયો શોધવાની જરૂર શી? બ્રહ્મના આનંદમાંથી જ બીજામાં આનંદનાં ઝરણાં ગયેલાં હોય છે. માટે મુક્તને લોકોની પ્રાપ્તિ કહી છે તે તો માત્ર પ્રરોચના છે. અન્ય લોકો કર્મથી પ્રાપ્ત થાય છે જ્યારે મુક્તિ બ્રહ્મજ્ઞાનથી પ્રાપ્ત થાય છે. મુક્તિ સર્વ આનંદોનું ધામ છે. ॥૪૧॥

બધી જ ઉપાસના કર્મનું અંગ છે એ કથન બરાબર નથી. તે આ સૂત્રમાં બતાવે છે.

तन्निर्धारणानियम स्तद्दृष्टेः पृथग्ध्यप्रतिबन्धः फलम् ॥ ४२ ॥

પદાર્થઃ- (तन्निर्धारणानियमः) કર્મમાં કર્માંગાશ્રય ઉપાસનાનો **નિયમ નથી** (तद्दृष्टेः) તે પ્રમાણે દર્શનશ્રવણ હોવાથી (हि) કારણ ઉપાસનાનું (फलम्) ફળ (पृथक्) છે અને તે (अप्रतिबन्धः) અપ્રતિબંધ છે.

ભાવાર્થ:– જ્યોતિષ્ટોમરૂપ ક્રતુરૂપ કર્મનું અંગ ઉદ્ગીથોપાસના છે. એટલે કે એ ઉદ્ગીથોપાસનાનો ઓંકાર દ્વારા કર્મમાં ઉપસંહાર થાય છે. પણ આવો ઉપસંહાર નિયમથી કરવો જ જોઇએ એવો કશો નિયમ નથી. કારણ કે એવા પ્રકારનું શ્રવણ થાય છે કે तेन उभौ कुरुतः, यश्च एतदेव वेद यश्च न वेद ॥ છાં. ૨–૨–૧૦ ॥ અંગાશ્રિત ઉપાસનાને જે જાણે છે તે પણ કર્મ કરે છે અને જે નથી જાણતો તે પણ કર્મ કરે છે. જો જાણીને કર્મ કરે તો કર્મ વીર્યવત્તર થાય છે. કર્મનું ફળ જુદું છે અને ઉપાસનાનું ફળ જુદું છે. કર્મના અંગની ઉપાસનાનું ફળ એ છે કે કર્મના ફળમાં કંઈ વિઘ્ન આવ્યુ હોય તો તેને દૂર કરે છે. એટલે કર્મના અંગની ઉપાસનાનો ઉપસંહાર નિયમથી કરવો જ જોઈએ એવું કશું નથી. કર્મ અને સ્વતંત્ર ઉપાસનાનાં ફળો પણ જુદાં છે માટે એ બંને જુદાં છે. नाना तु विद्या अविद्या च અવિદ્યા એટલે કર્મ અને વિદ્યા એટલે ઉપાસના. માટે કર્મમાં ઉપાસનાનો ઉપસંહાર કરવાનો નિત્ય નિયમ નથી. સ્વતંત્ર ઉપાસનાનું ફળ પરમાત્માની પ્રાપ્તિ હોય છે અને કર્મનું ફળ લૌકિક સુખ હોય છે.

विद्या चाविद्यां च यस्तद्वेदोभयं सह ।
अविद्यया मृत्युं तीर्त्वा विद्ययामृतमश्नुते ॥ ઇશોપનિષદ–૧૧.

વિદ્યા અને અવિદ્યા બંનેને જે જાણે છે અને આચરે છે તે અવિદ્યાથી અર્થાત્ કર્મથી मृत्युं तीर्त्वा સાંસારિક દુઃખને દૂર કરી શકે છે, એટલે કે કર્મ કરવાથી લૌકિક સુખ મળે છે. દુઃખ એ મૃત્યુ છે અને મૃત્યુ અર્થાત્ દુઃખને દૂર કરવાનું સાધન કર્મ છે. પણ વિદ્યા અર્થાત્ સ્વતંત્ર ઉપાસના કરવાથી–ઇશ્વરનું પ્રણિધાન કરવાથી અમૃત મેળવી શકાય છે. અમૃત એટલે મોક્ષ. આ પ્રમાણે સ્વતંત્ર ઉપાસનાનો તો કોઇ કર્મમાં અન્વય નથી જ. કર્મના અંગની ઉપાસનાનો કર્મમાં ઉપસંહાર કરવાનો પણ નિયમ નથી. ॥ ૪૨ ॥

પ્રાણુ અને વાયુ કાર્યભેદને લીધે જુદા-જુદા ગણાય છે એમ કહ્યું છે; એ આ સૂત્રમાં સમજાવે છેઃ

प्रदानवदेव तदुक्तम् ॥ ४३ ॥

પદાર્થઃ— (प्रदानवत् एव) પ્રદાનની માફક જ વાયુ અને પ્રાણુ જુદા છે. (तद्+उक्तम्) તે અન્યત્ર પણુ કહેવામાં આવ્યું છે.

ભાવાર્થઃ— છાંદોગ્ય ઉપનિષદ તથા બૃહદારણ્યક ઉપનિષદમાં વાયુ અને પ્રાણુને અલગ-અલગ માનવામાં આવ્યા છે. જોકે મૂળ તત્ત્વ રૂપે તો એક જ વાયુ છે, પણુ તેની અવસ્થાના ભેદને લીધે પ્રાણુ અને વાયુ જુદા છે. वायुर्वाव संवर्गः ॥ છાં. ૪–૩–૧. प्राणो वाव संवर्गः । વાયુ બીજા તત્ત્વોને પોતામાં સમાવિષ્ટ કરે છે માટે વાયુ સંવર્ગ છે. પ્રાણુ પણુ શરીરની અંદર રહેલાં ઇંદ્રિય આદિને પોતામાં મેળવી લે છે, માટે પ્રાણુ પણ 'સંવર્ગ' છે.

શરીરની અંદર ફરનાર વાયુને પ્રાણુ કહેવામાં આવે છે, આને અધ્યાત્મ વાયુ કહેવામાં આવ્યો છે. બહાર જગતમાં ફરનાર વાયુને અધિદૈવ વાયુ કહેવામાં આવ્યો છે. આમ એક જ તત્ત્વ હોવા છતાં વાયુની અવસ્થા જુદી-જુદી છે. શરીરમાં ફરનાર વાયુ જુદી અવસ્થામાં છે એ એના કામને લીધે જાણી શકાય છે. બહાર ફરનાર અધિદૈવ વાયુ જુદી અવસ્થામાં છે તે પણુ તેનાં કાર્યોને લીધે જાણી શકાય છે. માટે પ્રાણુ અને વાયુ બંને જુદા છે.

પૂર્વ મીમાંસામાં ઇંદ્ર એક જ હોવા છતાં ઇંદ્ર, અધિરાજ ઇંદ્ર, સ્વરાજ ઇંદ્ર એમ ત્રણુ અવસ્થાએ ત્રણ ઇંદ્ર માનવામાં આવ્યા છે, અને ત્રણુને જુદા-જુદા મંત્રો બોલી જુદી-જુદી આહુતિઓ આપવામાં આવે છે. આવું ત્રિપુરોડાશિની ઇષ્ટિમાં જણાવ્યું છે. જેમ એક જ ઇંદ્ર અવસ્થાભેદને લીધે જુદો-જુદો ગણાય છે તેમ એક જ વાયુ અવસ્થાભેદને લીધે જુદો-જુદો છે. માટે પ્રાણુ અને વાયુ કાર્યદશામાં જુદા-જુદા છે એ સૂત્રનો ભાવ છે. ॥૪૩॥

પ્રકરણ કરતાં લિંગ બળવાન હોય છે તે આ સૂત્રમાં સૂચવે છેઃ

लिङ्गभूयस्त्वात् तद्धि बलीयस्तदपि ॥४४॥

પદાર્થઃ– (लिङ्गभूयस्त्वात्) ઘણા લિંગ (બોધક વચનો) હોવાથી અને (तद् हि) તે લિંગ પ્રકરણ કરતાં (बलीयः) બળવાન્ હોય છે. (तदपि) તે પૂર્વ મીમાંસામાં બતાવ્યુ છે.

ભાવાર્થ –પૂર્વ મીમાંસામાં ત્રીજો અધ્યાય પાદ ૩ અને સૂત્ર ૧૩માં જણાવ્યુ છે કે પ્રકરણ કરતા લિંગ બળવાન્ હોય છે. વાજસનેયી શાખામાં આ પ્રમાણે લખ્યુ છેઃ नैव वा इदमग्रे सदासीत् । એ બ્રાહ્મણ ગ્રંથમાં મનને ઉદ્દેશીને કહેવામાં આવ્યુ છે કે મનની ૩૬૦૦૦ વૃત્તિઓ છે. જોકે મનની વૃત્તિઓ તો તેના કરતાં પણ વધારે છે પણ મનુષ્યનું આયુષ્ય સો વરસનું છે અને પ્રત્યેક વરસના ૩૬૦ દિવસ છે. ૩૬૦×૧૦૦=૩૬૦૦૦ સો વરસના અહોરાત્ર થાય છે. આ બધી મનની વૃત્તિઓ તરીકે કલ્પેલી છે. એ વૃત્તિવાળા મને મનોમય, પૂજ્ય અગ્નિઓ જોયા. તે અગ્નિઓ આ પ્રમાણે છેઃ (૧) વાક્ચિતઃ (૨) પ્રાણચિતઃ (૩) ચક્ષુશ્ચિતઃ (૪) શ્રોત્રચિતઃ (૫) કર્મચિતઃ (૬) અગ્નિચિતઃ અને (૭) મનશ્ચિતઃ. મનની ઉપર બતાવેલી બધી વૃત્તિઓએ અગ્નિઓ જોયા. આ બધા સાચા અગ્નિ નથી પણ અગ્નિ તરીકે કલ્પેલા છે. આ સાચા નથી પણ તેમાં અગ્નિનું આરોપણ કર્યુ હોવાથી તે સાંપાદિક અગ્નિઓ માનવામાં આવે છે.

આ અગ્નિઓ ક્રિયાના અર્થાત્ કોઈ કર્મના શેષ નથી પણ સ્વતંત્ર કેવલ વિદ્યાત્મક અગ્નિઓ છે. આ પ્રમાણે ભાવના કરવાથી સર્વભૂતો=સર્વપ્રાણીઓ એ અગ્નિઓને જાણે કે, અગ્નિચયન કરે છે. અર્થાત્ પુરુષને સર્વપ્રાણીઓ અનુકૂળ થાય છે. એવી માત્ર ભાવના છે. આ અગ્નિઓ કર્મના અંગ નથી પણ પુરુષાર્થ છે અર્થાત્ વિદ્યાત્મક છે. અહીં પૂર્વપક્ષ એ અગ્નિઓને ક્રિયાશેષ

માને છે જ્યારે સિદ્ધાંતપક્ષ વિદ્યાત્મક અને કર્મથી તદ્દન સ્વતંત્ર માને છે. ॥ ૪૪ ॥

આ પૂર્વપક્ષનું સૂત્ર છેઃ

पूर्वविकल्पः प्रकरणात् स्यात् क्रिया मानसवत् ॥ ४५ ॥

પદાર્થઃ– (पूर्वविकल्पः) ક્રિયામય અગ્નિનું (प्रकरणात्) પ્રકરણ હોવાથી (क्रिया) ક્રિયાશેષ જ સાંકલ્પિક અગ્નિઓ (स्यात्) હોઈ શકે (मानसवत्) જેમ પૃથ્વી રૂપ પાત્રથી સોમરૂપ સમુદ્રનું પાન કરવું વગેરે જે લખ્યું છે તે પણ માનસ અર્થાત્ સંકલ્પમય જ છે છતાં ક્રિયાના પ્રકરણથી એ પણ ક્રિયાશેષ મનાય છે તેમ.

ભાવાર્થઃ– અહીં ક્રિયામય અગ્નિનું પ્રકરણ છે માટે સાંપાદિક, મનોમય, મનશ્ચિત આદિ અગ્નિઓ ક્રિયાશેષ માનવા જોઈએ. સ્વતંત્ર પુરુષાર્થ ન માનવા જોઈએ. જેમકે अनया त्वा पात्रेण समुद्रं रसया प्राजापत्यं मनोग्रहं गृह्णाति। અહીં પૃથ્વી, સમુદ્ર વગેરે મનઃકલ્પિત લેવા પડે છે અને મનથી તેનું ગ્રહણ કેવળ માનસ હોય છે. આ બધી માનસી ક્રિયા હોવા છતાં અગ્નિના પ્રકરણમાં આવવાથી અગ્નિ-સાધ્ય કર્મશેષ જ માનવામાં આવે છે તેમ मनश्चितः वाक्चितः વગેરે અગ્નિઓ ધ્યાનાત્મક હોવા છતાં ક્રિયાશેષ માનવા જોઈએ. ॥ ૪૫ ॥

આ બીજું પણ પૂર્વપક્ષનું સૂત્ર છેઃ

अतिदेशाच्च ॥ ४६ ॥

પદાર્થઃ– (च) અને (अतिदेशात्) અતિદેશ હોવાથી પણ એ ક્રિયાશેષ છે.

ભાવાર્થઃ– षट्त्रिंशत्सहस्राणि अग्नयोऽर्कास्तेषामेकैक एव तावान् यावानसौ पूर्वः। અહીં છત્રીસ હજાર માનમ વૃત્તિરૂપ અગ્નિઓ કહ્યા છે તેમાંના દરેક ક્રિયાશેષ જેવો છે. આ અતિદેશ કંઈ પણ સામાન્ય એમાં હોય તો જ થઇ શકે માટે મનશ્ચિત આદિ અગ્નિઓ ક્રિયા-

શેષ છે, સ્વતંત્ર નહિ. સ્વતંત્ર એટલે કોઈ પણ યજ્ઞના અંગ તરીકે ન હોવું તે. ॥ ૪૬ ॥

સિદ્ધાંતપક્ષનું સૂત્રઃ

विद्यैव तु निर्धारणात् ॥ ४७ ॥

પદાર્થઃ– (तु) આ 'तु' શબ્દ પૂર્વપક્ષની નિવૃત્તિ સૂચવે છે. (विद्या एव) એ મનશ્ચિત આદિ અગ્નિઓ વિદ્યાત્મક જ છે (निर्धारणात्) એવું નિર્ધારણ–નિશ્ચય હોવાથી.

ભાવાર્થઃ– મનશ્ચિત આદિ અગ્નિઓ વિદ્યાસ્વરૂપ હોઈ સર્વથા સ્વતંત્ર જ છે, કર્મશેષ નથી. આ પ્રમાણે નિર્ધારણ છેઃ 'ते हैते विद्याचित एव.' એ મનશ્ચિત આદિ અગ્નિઓ 'विद्याचित' જ છે અર્થાત્ વિદ્યાથી કલ્પી કાઢયા છે. विद्यया हैवैते एवंविदश्चिता भवन्ति। કેવળ વિદ્યાથી એવા અગ્નિઓ चिताः કલ્પી કાઢયા છે. કારણ કે, એ અગ્નિઓ કર્મના શેષ નથી, એ કોઈ દાહ, પ્રકાશ આપનાર અગ્નિઓ નથી, માટે એ સર્વથા સ્વતંત્ર વિદ્યાત્મક અગ્નિઓ છે. ॥૪૭॥

મનશ્ચિત આદિ સાચા અગ્નિઓ નથી, પણ કાલ્પનિક છે અને તે કર્મના અંગ નથી. એ આ સૂત્રમાં સમજાવે છેઃ

दर्शनाच्च ॥ ४८ ॥

પદાર્થઃ– (च) અને (दर्शनात्) એ અગ્નિઓની સ્વતંત્રતામાં લિંગ દેખાય છે.

પદાર્થ.– લિંગ એટલે અનુમાન. જે વાકય સીધો નિર્દેશ ન કરે પણ તેની રચનાથી ઇષ્ટ અર્થ સમજાતો હોય તે લિંગ કહેવાય છે. મનશ્ચિત આદિ અગ્નિઓ સ્વતંત્ર છે, ક્રિયાના શેષ નથી, એમાં લિંગ અર્થાત્ અનુમાનો છે. સૂત્ર ૩–૩–૪૪ માં એ બતાવવામાં પણ આવ્યું છેઃ तान् ह एवंविदे सर्वदा सर्वाणि भूतानि चिन्वन्ति अपि स्वपते। આ પ્રમાણે અગ્નિઓને જાણનાર માટે સર્વ

પ્રાણીઓ તેને માટે ચયન કરે છે. અર્થાત્ ઇંટો આદિથી જે કંઇ કુંડ આદિ અગ્નિ માટે કરવાનું હોય તે કરે છે. અહીં 'સર્વદા' શબ્દ ખાસ ધ્યાન ખેંચે છે. અગ્નિમાં હોમ કરવો તથા તેને માટે ઇંટોથી ચણવું વગેરે સદાને માટે હોતું નથી એ તો થોડા વખત માટે જ હોય છે, છતાં સર્વદા શબ્દથી સમજી શકાય છે કે એ અગ્નિઓ કોઇ ક્રિયાશેષ નથી પણ સ્વતંત્ર વિદ્યાસ્વરૂપ છે. ॥૪૮॥

શ્રુતિ અને લિંગ પ્રકરણ કરતાં બળવાન્ હોય છે તે આ સૂત્રમાં બતાવે છેઃ

*श्रुत्यादिबलीयस्त्वा च न बाधः ॥ ४९ ॥*

પદાર્થઃ- (श्रुत्यादिबलीयस्त्वात्) શ્રુતિ, લિંગ અને વાક્ય પ્રકરણ કરતાં બળવાન્ હોવાથી (च) સમુચ્ચયને જણાવે છે, (न बाधः) તેનો બાધ થતો નથી.

ભાવાર્થઃ- શ્રુતિ, લિંગ અને વાક્ય આ ત્રણે પ્રકરણ કરતાં બળવાન હોય છે તેથી પ્રકરણથી એ ત્રણેનો બાધ થતો નથી. ते हैते विद्याचित एव । આ શ્રુતિ વાક્ય છે. આ ઠેકાણે શ્રુતિનો અર્થ વિદ્યાચિત અગ્નિઓનું પ્રતિપાદન કરવું એ છે. सर्वदा सर्वाणि भूतानि चिन्वन्ति अपि स्वपते આ લિંગ છે અર્થાત્ અનુમાન છે.

विद्यया हैवत एवंविदश्चिता भवन्ति આ વાક્ય છે. આ ત્રણે ક્રિયાના પ્રકરણનો બાધ કરે છે એટલે મનશ્ચિત આદિ અગ્નિઓ કર્મશેષ નથી પણ સ્વતંત્ર વિદ્યાત્મક છે. ॥ ૪૯ ॥

આ સૂત્રમાં પણ મનશ્ચિત આદિ અગ્નિઓ કાલ્પનિક છે અને તે કર્મના અંગ નથી એમ બતાવે છેઃ

अनुबन्धादिभ्यः प्रज्ञान्तरपृथक्त्ववद् दृष्टश्च तदुक्तम् ॥ ५० ॥

પદાર્થઃ- (अनुबन्धादिभ्यः) અનુબંધ આદિથી (प्रज्ञान्तरपृथक्त्ववद्) બીજી આધ્યાત્મિક વિદ્યાઓ જેમ ક્રિયાશેષ નથી હોતી તેમ મનશ્ચિત

આદિ અગ્નિઓ ક્રિયાશેષ નથી. (च) અને (दृष्टः) પ્રકરણમાં કોઈ ઇષ્ટિઆદિ હોય છતાં કેટલાક કારણાન્તરને લીધે તે ઇષ્ટિ મુખ્ય યજ્ઞનું અંગ નથી માનવામાં આવતું (तद्) તે (उक्तम्) મીમાંસાદર્શનમાં કહ્યું છે.

ભાવાર્થઃ– અનુબંધ એટલે मनोवृत्तिषु क्रियाङ्गाना योजन मनुबन्धः। મનોવૃત્તિઓમાં ક્રિયાના અંગોનું જોડવું તેનું નામ અનુબંધ છે. જેમકે સંધ્યામાં આચમન કરવું એ ક્રિયાનું અંગ છે પણ જળ ન હોય તો એ આચમન ક્રિયાંગને મનની વૃત્તિમાં માની લેવું, અર્થાત્ માનસિક આચમન. આવી જાતની યોજનાનું નામ આ ઠેકાણે અનુબંધ કહેવામાં આવ્યો છે.

'मनसैवाधीयन्त' અગ્નિઓનું મનથી આધાન કરવું, મનથી જ ઇષ્ટકાદિથી અગ્નિનું ચયન કરવું, મનથી જ ગ્રહો (પાત્ર) લેવા; આ પ્રમાણે મનશ્ચિત આદિ અગ્નિઓના અનુબંધો કહ્યા છે. सफलो ह्ययमनुबन्धः અનુબંધ કરવાનું પ્રયોજન એ છે કે ક્રિયાના અંગોનું આરોપણ કરવું. જો મનશ્ચિત આદિ અગ્નિઓ ક્રિયાના શેષ હોત તો આવા અનુબંધો કરવામાં ન આવ્યા હોત. જ્યારે આવા અનુબંધો છે તેથી માનવું જોઈએ કે મનશ્ચિત આદિ અગ્નિઓ ક્રિયાના અથવા કોઇ કર્મના શેષ તરીકે નથી પણ સ્વતંત્ર છે અને વિદ્યાત્મક છે.

અતિદેશથી પણ ક્રિયાના અંગો થઇ શકે નહિ. तेषामेकैक एव तावान् यावानसौ पूर्वः। આ અતિદેશ ક્રિયામય અગ્નિના માહાત્મ્યનો જ્ઞાનમય અગ્નિમાં અતિદેશ બતાવે છે; એથી સિદ્ધ થાય છે કે જ્ઞાનમય અગ્નિનો ક્રિયામય અગ્નિમાં પ્રવેશ નથી.

વળી શાંડિલ્ય, દહર આદિ અધ્યાત્મ વિદ્યાઓ જેમ ક્રિયાશેષ ન હોઈ સ્વતંત્ર છે તેમ મનશ્ચિત આદિ અગ્નિઓ પણ સ્વતંત્ર છે. કેવળ પ્રકરણમાં આવવાથી એ કર્મશેષ થતા નથી. એમ તો રાજસૂય યજ્ઞમાં બ્રાહ્મણકર્તૃક ઇષ્ટિ આવે છે છતાં તે રાજસૂય યજ્ઞનું અંગ

બનતું નથી. આ સર્વ બાબત પૂર્વમીમાંસામાં સ્પષ્ટ કરી જણાવી છે. જુઓ, અધ્યાય ૧૧–૪–૭ થી ૧૧ સૂત્રો ॥ ૫૦ ॥

આ સૂત્રમાં પણ 'મનશ્ચિત' આદિ સાંપાદિક અગ્નિઓ કર્મના અંગ નથી એ બતાવે છેઃ

न सामान्यादप्युपलब्धेर्मृत्युवन्न हि लोकापत्तिः ॥ ५१ ॥

પદાર્થઃ– (सामान्याद् अपि) સામાન્યથી પણ ક્રિયાશેષ નથી (उपलब्धेः) પુરુષના અર્થ માટે ઉપલબ્ધિ થતી હોવાથી. (मृत्युवत्) અગ્નિ આદિ માટે મૃત્યુ શબ્દનો પ્રયોગ કરવા છતાં અગ્નિ જેમ મૃત્યુ નથી તેમ. (हि) કારણ બતાવે છે, (लोकापत्तिः) અંતરિક્ષ લોકને અગ્નિ કહ્યો અને આદિત્યને તેની સમિધા કહી તેથી કંઈ અંતરિક્ષ અગ્નિ બની જતું નથી તેમ સૂર્ય સમિધા બનતો નથી.

ભાવાર્થઃ– સૂત્ર ૩–૩–૪૫માં કેટલાક માનસગ્રહો પણ પ્રકરણમાં આવવાથી ક્રિયાશેષ બને છે તેમ અગ્નિચિત આદિ પણ પ્રકરણમાં આવવાથી ક્રિયાશેષ છે એમ જે પૂર્વપક્ષવાદીથી કહેવામાં આવ્યુ તે પણ ઠીક નથી, કારણ કે મનશ્ચિત આદિ તો કેવળ પુરુષાર્થ માટે છે, કોઇ કર્મ માટે નહિ. થોડુંઘણું સામાન્ય તો એકબીજા પદાર્થ સાથે હોય જ છે તેથી તેનું જુદાપણું દૂર થતું નથી. કીડી અને કુંજરમાં પણ પ્રાણિત્વ સામાન્ય છે, તેથી તે બંનેમાં રહેલી વિષમતા દૂર થતી નથી. તથા अग्निर्वै मृत्युः। बृह. उप. ૩–૨–૧૦. અહીં અગ્નિને મૃત્યુ તરીકે કહ્યો છે, શું તેથી અગ્નિને મૃત્યુ ખરા અર્થમાં માની શકાય? તેવી જ રીતે અંતરિક્ષ લોકને અગ્નિ કહેવામાં આવ્યો છે અને સૂર્યને સમિધા તરીકે બતાવ્યો છે; શું તેથી અંતરિક્ષ અગ્નિ થઇ ગયો! અને સૂર્ય સમિધા બની ગયો? નહિ જ. આ તો થોડાક સામાન્યને લઈને આરોપણ કરવામાં આવેલ છે, જેથી અંતરિક્ષ સાંપાદિક અગ્નિ અને સૂર્ય સાંપાદિક સમિધા કહી શકાય.

આ કારણોને લઈ મનશ્ચિત આદિ અગ્નિઓ સામાન્યધર્મથી પણ ક્રિયાશેષ બનતા નથી પણ સ્વતંત્ર અગ્નિઓ છે અને તે સાંપાદિક છે. મનની વૃત્તિઓ ઉપર અગ્નિઓનું આરોપણ કરવામાં આવ્યુ છે. માટે એ અગ્નિઓ વિદ્યાત્મક સ્વતંત્ર છે. ॥ ૫૧ ॥

આ સૂત્રમાં પણ 'મનશ્ચિત' આદિ અગ્નિઓ મનની વૃત્તિઓ જ છે. એમ સમજાવ્યુ છેઃ

परेण च शब्दस्य ताद्विध्यं भूयस्त्वात् त्वनुबन्धः ॥ ५२ ॥

પદાર્થઃ– (च) અને (परेण) આગળના બ્રાહ્મણમાં પણ (शब्दस्य) શબ્દનું (ताद्विध्यम्) તથાવિધત્વ છે અર્થાત્ અધ્યાત્મવિદ્યાનું વર્ણન છે. (भूयस्त्वात्) ક્રિયાના ઘણા અવયવોનો માનસવૃત્તિમાં આરોપ કરવાનો હોવાથી (तु) નિશ્ચયાર્થ (अनुबन्धः) કર્મના પ્રકરણમાં ઉલ્લેખ કર્યો છે

ભાવાર્થઃ– જેમ મનશ્ચિત આદિ અગ્નિઓ ક્રિયાશેષ નથી પણ વિદ્યાત્મક છે તેવું જ વર્ણન આગળના બ્રાહ્મણમાં પણ કરવામાં આવ્યું છે. જેમકે, अय वाव लोक एषोऽग्निचितः આ વર્ણન પણ મનશ્ચિત આદિ અગ્નિઓને મળતું આવે છે અને અહીં પણ આ લોકને અગ્નિચિત તરીકે બતાવ્યો છે તેથી એ પણ વિદ્યાત્મક અગ્નિ છે. એવો પણ કોઈ નિયમ જણાતો નથી કે કર્મના પ્રકરણમાં બધા ક્રિયાશેષ જ હોવા જોઈએ. વિદ્યાત્મક પદાર્થોનું પણ વર્ણન હોઈ શકે.

હા, એ શંકા થઇ શકે છે કે, વિદ્યાત્મક અર્થોનું પ્રતિપાદન અગ્નિરહસ્ય કે જે કર્માત્મક છે તેમાં શામાટે કર્યું ? આનું સમાધાન એ છે કે, અગ્નિના ઘણા અવયવોનું સંપાદન વિદ્યામાં કરવાનું હોય છે તેથી કર્મના પ્રકરણમાં એનું પ્રતિપાદન કરવું યોગ્ય જણાયું છે. જો થોડા જ અવયવોનું સંપાદન કરવાનું હોત તો એ વિદ્યાત્મક પદાર્થોનું પ્રતિપાદન બૃહદારણ્યક ઉપનિષદમાં કરવામાં આવ્યું હોત.

આ કારણોથી સ્પષ્ટ થઈ જાય છે કે मनश्चित वाक्चित વગેરે અગ્નિઓ વિદ્યાત્મક છે, કર્મના શેષભૂત નથી. ॥ ૫૨ ॥

મનશ્ચિદ્ આદિ અગ્નિઓ પુરુષાર્થ છે કર્માર્થ નથી એ સમજાયું. હવે શંકા એ થાય છે કે શરીર કરતાં બીજો કયો પુરુષ છે? આવી શંકા ચાર્વાક આદિ મીમાંસકો સામે છે. તે શંકા બતાવનારું પૂર્વપક્ષનુ આ સૂત્ર છે. ચાર્વાકો શરીરથી જુદો કોઈ ચેતન આત્મા છે એવું માનતા નથી એ આમાં બતાવે છે

एक आत्मनः शरीरे भावात् ॥ ૫૩ ॥

પદાર્થઃ– (एके) કેટલાક વિદ્વાનો માને છે કે (शरीरे) શરીરમાં જ (आत्मनः) આત્માનો (भावात्) ભાવ હોવાથી શરીરથી જુદો આત્મા નથી.

ભાવાર્થઃ– શરીર હોય તો જ આત્મારૂપ ચૈતન્ય જણાય છે, જો શરીર ન હોય તો આત્મા ક્યાંય પણ જણાતો નથી. માટે આત્મા એ શરીરની જ વિકૃતિ છે. માટે મીમાંસકો જે સ્વર્ગ આદિને ઉદ્દેશીને કર્મ કરે છે તે પણ તેમની ભૂલ છે; કારણ કે શરીરને છોડી સ્વર્ગાદિમાં જનારો કોઈ આત્મા જ નથી. જેમ બાલ્ય, યૌવન આદિ શરીરની અમુક વખત સુધી રહેનારી અવસ્થાઓ છે, તેમ જ્ઞાન, ઈચ્છા સ્મૃતિ આદિ પણ શરીરમાંથી જ ઉદ્ભવે છે અને શરીરમાં જ શમી જાય છે. ચૈતન્ય શમી ગયા પછી ફરીથી તે ઉત્પન્ન થતું નથી, માટે તે વખતે શરીરને મૃત શરીર કહેવામાં આવે છે. રૂપ આદિ ગુણોની માફક આત્મારૂપ ચૈતન્ય યાવદ્ભાવી નથી. અર્થાત્ શરીરનુ રૂપ જ્યાંસુધી શરીર રહે છે ત્યાંસુધી રહે છે, ચતન્ય તેવું નથી. આ પ્રમાણે ચૈતન્ય શરીરમાંથી જ ઉત્પન્ન થાય છે, શરીર સાથે વિકાસ પણ પામે છે, અને અમુક વખતે તે નાશ પામે છે અને ફરીથી તે ઉત્પન્ન થતું નથી, માટે આત્મા

શરીરથી જુદો નથી કે જે એક શરીરમાંથી નીકળી બીજા શરીરમાં જતો હોય; આવી માન્યતા ચાર્વાક આદિની છે તેનો ઉત્તર આગળના સૂત્રમાં છે. ॥ ૫૩ ॥

શરીરથી આત્મા જુદો છે તે આ સૂત્રમાં બતાવી ચાર્વાકના મતનું ખંડન કરે છેઃ

व्यतिरेकस्तद्भावाभावित्वान्न तूपलब्धिवत् ॥ ૫૪ ॥

પદાર્થઃ– (व्यतिरेकः) આત્માનો શરીરથી ભેદ છે (तद्भावाभावित्वत्) શરીર હોવા છતાં તે ન હોવાથી (तु) અને (उपलब्धिवत्) ઉપલબ્ધિ પ્રમાણે આત્મા (न) માની શકાય નહિ.

ભાવાર્થઃ– શરીરથી આત્મા જુદો છે, કારણ કે, શરીર હોવાથી આત્મા છે અને શરીર ન હોવાથી આત્મા નથી. જેમ પ્રકાશ સૂર્ય હોવાથી છે અને સૂર્ય ન હોવાથી પ્રકાશ નથી. જો આવો નિયમ શરીર અને આત્માને લાગુ પાડવામાં આવે તો તે ઠીક નથી, કારણ કે, શરીર હોવા છતાં ત્યાં આત્મા હોતો નથી; જેમકે મૃત શરીર. શરીર હોવા છતાં આત્મા નથી હોતો માટે આત્મા શરીરનો ધર્મ નથી. શું એવું કદી પણ હોઇ શકે ખરું કે, સૂર્ય હોવા છતાં પ્રકાશ ન હોય? કદી નહિ. માટે આ ઠેકાણે શરીર અને આત્માને અન્વય વ્યતિરેક લાગુ પડી શકતો નથી. આ કારણથી શરીર હોય તો આત્મા ઉપલબ્ધ થાય છે, શરીર ન હોય તો આત્મા ઉપલબ્ધ થતો નથી. આવી ઉપલબ્ધિ પ્રમાણે આત્મા માની શકાય નહિ. પ્રમાણો દ્વારા આત્માનું અસ્તિત્વ શરીરને આધારે નથી પણ આત્મા અનાદિ અનન્ત અને શરીરથી અલગ છે એમ માનવું જોઇએ. વેદ અને ઉપનિષદોમાં આને માટે સેંકડો પ્રમાણો પણ છે. માટે પરલોકમાં સંચાર કરનાર શરીરથી જુદો આત્મા છે અને તે બદ્ધાવસ્થામાં તો શરીર દ્વારા જ જાણી શકાય છે, મુક્ત અવસ્થામાં એ શરીરથી પણ રહિત હોય છે. ॥ ૫૪ ॥

કર્મના અંગમાં ઉપદેશેલી ઉપાસના સર્વ શાખાઓમાં એકસરખી રીતે કરવામાં આવે છે. તે આ સૂત્રમાં બતાવે છે:

अङ्गावबद्धास्तु न शाखासु हि प्रतिवेदम् ॥ ५५ ॥

પદાર્થ:– (अङ्गावबद्धाः) અંગો દ્વારા ઉપદેશેલી ઉપાસનાઓ (प्रतिवेदम्) દરેક વેદમાં (शाखासु) શાખાના ભેદ પ્રમાણે જુદી-જુદી રીતે બતાવી છે તે (न हि) શાખાદીઠ વ્યવસ્થિત નથી.

ભાવાર્થ:– 'ओमित्येतदक्षरमुद्गीथमुपासीत' છાંદોગ્ય. ૧–૧–૧. ઓમ્ એ અક્ષરની ઉદ્‌ગીથ તરીકે ઉપાસના કરવી. लोकेषु पञ्चविधं सामोपासीत । છાંદોગ્ય ૨–૨–૧. લોકોમાં પાંચ પ્રકારના સામની ઉપાસના કરવી. ઉદ્‌ગીથના અવયવભૂત ઓંકારમાં પ્રાણદૃષ્ટિ, હિંકારમાં પૃથ્વીદૃષ્ટિ, પ્રસ્તાવમાં અગ્નિદૃષ્ટિ, ઉદ્‌ગીથમાં અંતરિક્ષદૃષ્ટિ, પ્રતિહારમાં આદિત્યદૃષ્ટિ અને નિધનમાં દ્યૌદૃષ્ટિ કરવી. આવી રીતે અંગોની ઉપાસના બતાવી છે તે હરેક શાખાઓમાં સ્વરભેદને લીધે ભિન્ન-ભિન્ન હોય છે તેથી તે હરેક વેદની શાખામાં વ્યવસ્થિત છે એમ ન સમજવું પણ 'ઉદ્‌ગીથની ઉપાસના કરવી' એ સામાન્ય કથનને લીધે સ્વર આદિનો ભેદ હોવા છતાં સર્વ શાખાઓમાં અંગોની એકસરખી રીતે ઉપાસના કરવી જોઈએ. ॥ ૫૫ ॥

આ સૂત્રમાં પણ ઉપરના સૂત્રના કથનને જ પુષ્ટિ આપે છે:

मन्त्रादिवद्वाऽविरोधः ॥ ५६ ॥

પદાર્થ:– (वा) અથવા (मन्त्रादिवत्) મંત્ર આદિ પેઠે (अविरोधः) વિરોધ નથી.

ભાવાર્થ:– મંત્ર, કર્મ અને ગુણ જુદી-જુદી શાખામાં ઉત્પન્ન થયેલા હોવા છતાં બીજી શાખામાં તેનો ઉપયોગ–વિનિયોગ જણાય છે માટે મંત્રાદિની પેઠે ઉપાસનામાં પણ વિરોધ નથી. એક વેદની અમુક શાખામાં જે અંગોપાસના બતાવી હોય તે સર્વ

શાખાઓમાં છે એમ સમજવું જોઈએ અને તે પ્રમાણે ઉપાસના કરવી જોઇએ. ॥ ૫૬ ॥

એક અવયવ દ્વારા ઉપાસના કરવી કે સમસ્ત અવયવ દ્વારા ઉપાસના કરવી એ આ સૂત્રમાં સમજાવે છેઃ

भूम्नः क्रतुवज्ज्यायस्त्वं तथाहि दर्शयति ॥ ५७ ॥

પદાર્થ – (क्रतुवत्) સમસ્ત અંગોસહિત જેમ ક્રતુ અર્થાત્ યજ્ઞનું અનુષ્ઠાન કરવું એ ઉત્તમ છે તેમ (भूम्नः) સમસ્ત અંગો-સહિત પરમાત્માની ઉપાસના કરવી એ (ज्यायस्त्वम्) પ્રશંસાપાત્ર છે. (तथाहि) તે પ્રમાણે ઉપનિષદો બતાવે છે.

ભાવાર્થઃ– છાંદોગ્ય ઉપનિષદ ૫–૧૧–૧ માં 'વૈશ્વાનર' ની ઉપાસના કરવાનો ઉપદેશ આપ્યો છે.

પ્રાચીનશાલ, સત્યયજ્ઞ, ઇંદ્રદ્યુમ્ન, જન, બુડિલ, અને આરુણિ આ બધા વૈશ્વાનરની ઉપાસના કરતા હતા. એ બધા સારા શ્રોત્રિય બ્રાહ્મણો હતા, પણ સંપૂર્ણ વૈશ્વાનરને તેઓ સમજી શકતા નહોતા, તેથી તેઓ અશ્વપતિ રાજા પાસે વૈશ્વાનર દેવને સમજવા માટે ગયા. અશ્વપતિએ તેમનો આદર-સત્કાર કર્યા પછી વૈશ્વાનર વિદ્યા સમજાવવાનું શરૂ કર્યું. પ્રથમ રાજાએ એમની પાસેથી જાણી લીધું કે તેઓ વૈશ્વાનર દેવ કોને સમજે છે. તેઓએ 'દિવ' આદિ જુદા-જુદા આધિદૈવિક અર્થો બતાવ્યા. આ બધું છાંદોગ્ય ઉપનિષદમાં વિસ્તારપૂર્વક લખ્યું છે માટે ત્યાં જોઇ લેવું.

અશ્વપતિ રાજાએ તેમને સમજાવ્યું કે તમે જેની ઉપાસના કરો છો તે તો વૈશ્વાનરનો એક-એક ભાગ છે. બધા ભાગો મળી વૈશ્વાનર થાય છે અર્થાત્ એ બધા ભૌતિક અર્થો છે અને એ સર્વથી ઉપલક્ષિત પરમાત્મા જ વૈશ્વાનર છે. બધા ભૌતિક અર્થોથી ઉપલક્ષિત પરમાત્માની ઉપાસના કરવી એ જ વૈશ્વાનરદેવની ઉપાસના છે, કોઇ એક જ ભૌતિક અર્થમાં સંપૂર્ણ વૈશ્વાનર આવી

જાય છે અને એમ સમજી ઉપાસના કરવી એ ખોટું છે, માટે બધા અવયવો દ્વારા ઉપાસના કરવી એ જ શ્રેષ્ઠ, પ્રશંસા યોગ્ય છે. જેમ યજ્ઞ કરવો હોય તો તેના જેટલાં અંગો હોય તે બધાની સાથે જ યજ્ઞનું અનુષ્ઠાન કરવુ જોઈએ, કોઈ અંગ છોડી શકાય નહિ. અંગવિકલ યજ્ઞનું સંપૂર્ણ ફળ મળતું નથી. તેમ બધા ભૌતિક અર્થોમાં વૈશ્વાનર દેવ છે એમ માની ઉપાસના કરવી જોઈએ. હાથીના એક અવયવમાં હાથી પૂર્ણ રીતે સમાયો છે એ માનવું જેમ ખોટું છે તેમ કેવળ દિવ અથવા કેવળ આકાશ વૈશ્વાનર છે એમ ન માનવું જોઈએ પણ બધા ભૌતિક અવયવો વૈશ્વાનર પરમાત્મા છે એમ માનવું અને એ પ્રમાણે ઉપાસના કરવી યોગ્ય છે. प्रादेश-मात्र मभिविमान वैश्वानरमुपास्ते स सर्वेषु लोकेषु सर्वेषु भूतेषु, सर्वेषु आत्मसु अन्नमत्ति। બધા પ્રદેશોયુક્ત, વ્યાપક પરમાત્માની જે ઉપાસના કરે છે તેનો સર્વત્ર આદર થાય છે અને સુખી થાય છે આ પ્રમાણે ફળશ્રુતિ પણ કહી છે. ॥ ૫૭ ॥

વિદ્યાઓ ગુણોને લીધે ભિન્ન ભિન્ન છે તે આ સૂત્રમાં બતાવે છેઃ

नाना शब्दादिभेदात् ॥ ૫૮ ॥

પદાર્થઃ- (नाना) ઉપનિષદોમાં કહેલી વૈશ્વનર આદિ વિદ્યાઓ આપસ-આપસમાં ભેદવાળી છે. (शब्दादिभेदात्) કારણ કે તેના શબ્દો આદિ ભેદને સૂચવે છે.

ભાવાર્થઃ- ઉપનિષદોમાં શાંડિલ્યવિદ્યા, ભૂમવિદ્યા, સદ્‌વિદ્યા આદિ વિદ્યાઓ ઉપદેશેલી છે. એ બધી વિદ્યાનો વેદ્યવિષય એક પરમાત્મા જ છે, છતાં તેના ગુણોને લીધે ગુણોની દૃષ્ટિએ ભેદવાળી છે. वेद, उपासीत क्रतु कुर्वीत, भूमा त्वेव विजिज्ञासितव्यः ॥

આમ એક જ ઉપાસ્ય પરમાત્મા હોવા છતાં વિદ્યામાં શબ્દોનાં વિધાન જુદાં-જુદાં છે. શબ્દો જુદા હોવાથી વિદ્યા જુદી હોય એ તો સ્વાભાવિક જ છે. ભૂગોળવિદ્યા અને ગણિતવિદ્યા, અહીં શબ્દ-

ભેદથી વિદ્યામાં ભેદ છે એમ સ્પષ્ટ સમજાય છે. વળી કોઈ વિદ્યામાં પરમાત્માને અપહતપાપ્મત્વવાળો બતાવ્યો છે તો કોઇ વિદ્યામાં દિવ આદિને પરમાત્માના શરીરરૂપ જગતના અવયવો બતાવ્યા છે. આમ ગુણભેદને લઇ વિદ્યાઓ જુદી પડે છે, પણ વેદના ભેદને લીધે જુદી પડતી નથી. પરમાત્મામાં અનંત ગુણો છે, એ બધા ગુણોને ઉપાસના-સમયમાં ધ્યાનના વિષય બનાવી શકાતા નથી. આ કારણથી પણ વિદ્યાઓ ગુણોને લઇ અનુબંધોને લઈ જુદી-જુદી છે. વેદની દૃષ્ટિએ તો વિદ્યાઓ એક છે, પણ બીજી દૃષ્ટિએ ભિન્ન પણ છે. ॥ ૫૮ ॥

વિદ્યામાં વિકલ્પ છે સમુચ્ચય નહિ. તે અહીં સમજાવે છેઃ

विकल्पोऽविशिष्टफलत्वात् ॥ ५९ ॥

પદાર્થઃ– (विकल्पः) ઉપાસનાઓનો વિકલ્પ છે (अविशिष्टफलत्वात्) સર્વનું ફળ સામાન્ય હોવાથી.

ભાવાર્થઃ– ઉપનિષદોમાં ઉપદેશેલી સર્વ ઉપાસનાનું ફળ એક જ છે અને તે બ્રહ્મપ્રાપ્તિ. પરમાત્માનો અને આત્માનો સાક્ષાત્કાર શાંડિલ્યવિદ્યા હો, કે ભૂમવિદ્યા હો, કે સદ્વિદ્યા હો, ગમે તે વિદ્યા હો પણ તે બધીનું ફળ બ્રહ્મપ્રાપ્તિ જ છે. आत्मा वा अरे द्रष्टव्यः, श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्य. । ઈત્યાદિ. ईशावास्यमिदं सर्वम् ઈત્યાદિ વિદ્યા દ્વારા ઉપાસના કરવાથી પરમાત્મા સર્વાન્તર્યામી અને સર્વનો અધિપતિ છે એવો જો સાક્ષાત્કાર થયો હોય તો બીજી વિદ્યા દ્વારા ઉપાસના કરવાની જરૂર રહેતી નથી. જે એક વિદ્યાથી પ્રાપ્ત કરવાનું છે તે જ બીજી વિદ્યાથી પ્રાપ્ત કરવાનું. આત્મસાક્ષાત્કાર કોઇ પણ વિદ્યા દ્વારા ઉપાસના કરવાથી થઇ શકે છે, માટે વિદ્યાના અનુષ્ઠાન–ઉપાસનાનો વિકલ્પ છે. એટલે કે, ગમે તે વિદ્યા દ્વારા ઉપાસના કરો અને બ્રહ્મને પ્રાપ્ત થાવ. કોઇ વિદ્યા નિરુપયોગ નથી. જેને જે ફાવે તે વિદ્યા દ્વારા ઉપાસના કરે. વેદ, ઉપનિષદ અને બીજા

વૈદિક અધ્યાત્મગ્રંથોનું વાંચન તો વધારે જ રાખવું, કારણ કે भूयोविद्यः प्रशस्यते, વધારે વિદ્યાવાળો ઉપાસક પ્રશંસાપાત્ર છે. આથી સ્પષ્ટ થયુ કે બધી વિદ્યાથી જાણવા યોગ્ય અને પ્રાપ્ત કરવા યોગ્ય એક જ પરમેશ્વર છે, માટે ગમે તે વિદ્યા દ્વારા ઉપાસના કરો, એટલે કે વિદ્યામાં વિકલ્પ છે, સમુચ્ચય નહિ. બધી વિદ્યા દ્વારા એકીસાથે ઉપાસના થઈ શકે નહિ. ॥ ૫૯ ॥

કામ્ય વિદ્યામાં અર્થાત્ ઉપાસનામાં વિકલ્પનો આગ્રહ નથી. તે આ સૂત્રમાં સમજાવે છેઃ

*काम्यास्तु यथाकामं समुच्चीयेरन्न वा पूर्वहेत्वभावात् ॥ ६० ॥*

પદાર્થઃ– (तु) પણ (काम्याः) અભ્યુદયફલક ઉપાસનાઓ છે તેઓનો (यथाकामम्) ઇચ્છા પ્રમાણે (समुच्चीयेरन्) સમુચ્ચય કરે (न वा) અથવા ન કરે કારણ કે (पूर्वहेत्वभावात्) આગળ જે હેતુ આપ્યો છે તે ન હોવાથી.

ભાવાર્થઃ– ઉપાસના બે પ્રકારની હોઈ શકે છે, એક તો બ્રહ્મપ્રાપ્તિફલક અને બીજી કોઇ પણ ભૌતિક સુખરૂપ ફળવાળી. તેમાં જેનુ ફળ બ્રહ્મની પ્રાપ્તિ અથવા મોક્ષ છે તેમાં તો વિકલ્પ બતાવ્યો છે પણ બીજી ઉપાસનાઓમાં તો સમુચ્ચય કરવો હોય તો કરે અને ન કરવો હોય તો ન પણ કરે, એમાં કોઈ ખાસ નિયમ નથી. કામ્ય ઉપાસનાનું ઉદાહરણ એક આ પ્રમાણે છાંદોગ્ય ઉપનિષદમાં આપવામાં આવ્યું છે. स य एतमेव वायु दिशा वत्स वेद न पुत्ररोदं रोदिति । *छा. ૩–૧૫–૨. ઉક્ત વાક્યનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ* 'જે કોઈ દિશારૂપ ગાયોના વાછડારૂપ વાયુને જાણે છે અર્થાત્ ઉપાસે છે તેને પુત્રમરણનિમિત્તક રડવું હોતું નથી.' એટલે કે એનો પુત્ર જીવતો હોય છે. આ ઉપાસનાનું ફળ બ્રહ્મપ્રાપ્તિ નથી પણ પુત્રનું દીર્ઘજીવનરૂપ ફળ છે, માટે તે કામ્ય ઉપાસના કહેવાય છે. આવી ઉપાસનાઓનો સમુચ્ચય કરવો હોય તો કરે. એમાં કોઈ

ખાસ નિયમ નથી. સમુચ્ચય એટલે બીજી ઉપાસનાઓ સાથેનું અનુષ્ઠાન. ॥ ૬૦ ॥

હવે કર્મના અંગભૂત જે ઉદ્ગીથ આદિ ઉપદેશવામાં આવ્યા છે અને તેને આશ્રિત જે ઉપાસનાઓનું વિધાન છે, તેઓનો સમુચ્ચય છે કે કર્તાની ઇચ્છા પ્રમાણે છે. તે આ ચાર સૂત્રમાં પૂર્વપક્ષ તરીકે અને છેલ્લાં બે સૂત્રોમાં સિદ્ધાંત તરીકે છેઃ

अङ्गेषु यथाश्रयभावः ॥ ६१ ॥

પદાર્થઃ– ( अङ्गेषु ) અંગાશ્રિત ઉપાસનાઓમાં ( यथाश्रयभावः ) જેમ અંગોનું અનુષ્ઠાન સમુચ્ચયથી થાય છે તેમ તેને આશ્રિત ઉપાસ્તિઓનો પણ સમુચ્ચય છે.

ભાવાર્થઃ– જેમ ક્રતુના અંગભૂત ઉદ્ગીથ આદિનું સમુચ્ચય દ્વારા અનુષ્ઠાન થાય છે, તેમ અંગને આશ્રિત જે ઉપાસનાઓ છે તેનો પણ સમુચ્ચય જ છે, એટલે કે અંગનું અને અંગોપાસનાનું બન્નેનું અનુષ્ઠાન કરવું જોઇએ. ॥ ૬૧ ॥

અંગાશ્રિત ઉપાસનાઓનો સમુચ્ચય હોય છેઃ

शिष्टेश्च ॥ ६२ ॥

પદાર્થઃ– ( च ) અને ( शिष्टेः ) વિધાન હોવાથી.

ભાવાર્થઃ– જેમ અગોનું કર્મસાથે અનુષ્ઠાન કરવાનું વિધાન છે તેમ અંગાશ્રિત ઉપાસનાનું પણ વિધાન હોવાથી એનો સમુચ્ચય હોવો યોગ્ય છે. ॥ ૬૨ ॥

સમુચ્ચય હોવામાં હેતુ આપે છેઃ

समाहारात् ॥ ६३ ॥

પદાર્થઃ– ( समाहारात् ) ભૂલની સુધારણા થતી હોવાથી.

ભાવાર્થઃ– ઋગ્વેદીઓનો જે પ્રણવ છે તે જ સામવેદીઓનો ઉદ્ગીથ છે. પ્રણવ અને ઉદ્ગીથ બંને એક હોવાથી સામવેદીય ઉદ્ગાતા

નામના ઋત્વિજે ઉદ્‌ગીથ ગાવામાં સ્વર આદિની ભૂલ કરી હોય તે ભૂલને ઋગ્વેદીય હોતા હોત્રકર્મથી સુધારી લે છે. એક વેદના ગાનમાં ઋત્વિજે કરેલી ભૂલને બીજા વેદનો ઋત્વિજ પોતાના હોત્રકર્મથી સુધારી શકે છે, એ જ બતાવે છે કે અંગાશ્રિત બધી જ ઉપાસનાનો સમુચ્ચય છે, બંને ઉપાસનાઓ થતી હોય તો જ એક ઉપાસકની ભૂલને બીજો ઉપાસક સુધારી શકે. આથી સમુચ્ચય અર્થાત્ અંગાશ્રિત ઉપાસનાઓનું સહઅનુષ્ઠાન સૂચિત થાય છે. ॥ ૬૩ ॥

બીજો હેતુ બતાવે છેઃ

गुणसाधारण्यश्रुतेश्च ॥ ६४ ॥

પદાર્થઃ- (च) અને (गुणसाधारणश्रुतेः) ગુણોના સાધારણ હોવાનું શ્રવણ થતું હોવાથી.

ભાવાર્થઃ- જ્યારે ઉદ્‌ગીથ આદિ ગુણો કર્મસાથે સર્વ પ્રયોગોમાં હોય છે તો તેને આશ્રિત રહેલી ઉપાસનાઓ પણ આશ્રય સાથે હોય એ સાધારણ વાત છે. માટે કર્માંગની ઉપાસનાનો સમુચ્ચય છે જ.

સિદ્ધાંતપક્ષઃ

न वा तत्सहभावाश्रुतेः ॥ ६५ ॥

પદાર્થઃ- (न वा) આ બે શબ્દો પૂર્વપક્ષનો નિરાસ સૂચવે છે. (तत्सहभावाश्रुतेः) તેની સાથે સહભાવનુ શ્રવણ ન હોવાથી.

ભાવાર્થ - કર્મ અને તેના આશ્રિત અંગો સાથે સહભાવ ન હોવાથી ઉપાસનાઓનો સમુચ્ચય નથી. બીજું કારણ એ છે કે કર્મ અને તેના અંગોનુ ફળ જુદું હોય છે એટલે કે એનું ફળ કોઈ સ્વર્ગાદિ સુખવિશેષ હોય છે જ્યારે ઉપાસનાનું ફળ પુરુષાર્થત્વ હોય છે. અંગો ક્રતુને માટે હોય છે, જ્યારે ઉપાસના પુરુષના મોક્ષ માટે હોય છે. આ કારણથી ક્રતુના અંગો સાથે અંગાશ્રિત ઉપાસનાઓનો

સમુચ્ચય નથી. તેથી ઉપાસનાનું અનુષ્ઠાન પુરુષની ઇચ્છાને અવલંબે છે. પુરુષની ઇચ્છા ન હોય તો અંગાશ્રિત ઉપાસનાનો સમુચ્ચય ન કરે. ॥ ૬૫ ॥

અંગાશ્રિત ઉપાસનાના સમુચ્ચયમાં કોઈ ચોક્કસ નિયમ જણાતો નથી, તે આ સૂત્રમાં સમજાવે છે:

दर्शनाच्च ॥ ६६ ॥

પદાર્થ – (च) અને (दर्शनात्) શ્રુતિ એનો અસહભાવ બતાવે છે.

ભાવાર્થ – एवंविद्ध वै ब्रह्मा, यज्ञं, यजमानं सर्वांश्चर्त्विजोऽभिरक्षति । છાંદોગ્ય ૪–૧૭–૧૦. એ પ્રમાણે જાણનાર વિદ્વાન્ 'બ્રહ્મા' નામનો ઋત્વિક્ યજ્ઞ, યજમાન અને યજ્ઞના ઋત્વિજોનું રક્ષણ કરે છે. એટલે યજ્ઞમાં જે કંઈ ભૂલ થઈ હોય તો તે સુધારી લે છે અને જરૂર હોય તો પ્રાયશ્ચિત્ત પણ કરાવે છે. આમ કરવાથી યજ્ઞ, યજમાન અને ઋત્વિજોનું રક્ષણ થાય છે. જો ભૂલ ન સુધારવામાં આવે તો યજ્ઞ નિષ્ફલ બની જાય છે.

આમ જ્યારે બ્રહ્માથી સર્વનું પાલન બતાવે છે તો જો ઉપાસનાનો સમુચ્ચય હોય તો તેની સાથે સંકીર્ણતા આવે છે. આ કારણથી ઉપાસનાઓનો સમુચ્ચય કરવો કે વિકલ્પ કરવો એ અનુષ્ઠાન કરનાર પુરુષની ઇચ્છા ઉપર આધાર રાખે છે. અંગાશ્રિત ઉપાસનાનો સમુચ્ચય હોવો જ જોઈએ એવો કોઈ નિયમ નથી. ॥ ૬૬ ॥

इति गुर्जरभाषाभाष्ययुते वेदान्तदर्शने तृतीयाध्याये तृतीयः पादः ॥

❀ ❀ ❀

अथ तृतीयाध्यायस्य चतुर्थः पादः

હવે, વેદ તથા ઉપનિષદોમાંથી મેળવાતું આત્મજ્ઞાન અથવા

આત્મવિદ્યા સ્વતંત્ર છે કે અગ્નિહોત્ર આદિ વૈદિક કર્મોની જેમ અંગ છે. જો આત્મજ્ઞાન કર્મનું અંગ હોય તો તે મોક્ષ આપવામાં સ્વતંત્ર નથી. આનો ખુલાસો આ પાદમાં પ્રથમ કરવામાં આવે છે. આ પ્રથમ સૂત્ર સિદ્ધાંતસૂત્ર છે એટલે કે આત્મજ્ઞાન કર્મનું અંગ નથી પણ સ્વતંત્ર છેઃ ′.

पुरुषार्थोऽतः शब्दादिति बादरायणः ॥ १ ॥

પદાર્થઃ– (अतः) આત્મજ્ઞાનથી (पुरुषार्थः) મોક્ષ મળે છે (शब्दात्) એવો વૈદિક ઉપદેશ છે (इति) એવું (बादरायणः) બાદરાયણમુનિ અર્થાત્ વ્યાસમુનિ માને છે.

ભાવાર્થઃ– વેદવેદાન્તના શ્રવણ અને મનન દ્વારા જે આત્મજ્ઞાન થાય છે તે મુક્તિ આપવામાં સ્વતંત્ર છે. વેદાન્તના શબ્દો આ પ્રમાણે બતાવે છેઃ तरति शोकमात्मवित् । છા.૭–૧–૩. આત્મજ્ઞાની શોકને પાર પામે છે, અર્થાત્ મુક્તિ મેળવે છે. तमेव विदित्वाति मृत्युमेति । યજુ. ૩૧–૧૮. પરમાત્માને જાણીને જ ઉપાસક મુક્તિ મેળવે છે. आचार्यवान् पुरुषो वेद तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ संपत्स्ये । છાં. ૬–૧૪–૨. ब्रह्मविदाप्नोति परम् । ૨–૧–૧. । यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्तं गच्छन्ति नामरूपे विहाय । तथा विद्वान् नामरूपाद् विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम् ॥ મું. ૩–૨–૮. विद्वान् पुण्यपापे विधूय निरञ्जनः परमं साम्यमुपैति । મું. ૩–૧–૩. આત્મજ્ઞાની પુણ્ય અને પાપથી રહિત થઈ નિરંજન બની પરમાત્મા સાથે પરમ સામ્ય એટલે મોક્ષને પામે છે. આ અનેક વેદ તથા વેદાન્તના શબ્દપ્રમાણો છે કે જે વિદ્યાને કર્મશેષ નહીં માનતાં તે સ્વતંત્ર છે એમ બતાવે છે. એ વિદ્યા અર્થાત્ આત્મવિદ્યા મોક્ષને આપે છે. ऋते ज्ञानान्न मुक्तिः જ્ઞાન વગર મુક્તિ નથી. આવું બાદરાયણ આચાર્ય માને છે. કર્મ એટલે ખાવું, પીવું, મજૂરી કરવી વગેરે લૌકિક કર્મ નહીં પણ વેદવિહિત યજ્ઞ આદિ શ્રેષ્ઠતમ કર્મ અને અગ્નિહોત્રાદિક કર્મ સમજવાં. વેદાદિનું શ્રવણ અને મનન પણ શમદમાદિ કે જે આંતરિક સાધન છે તેની

સાથે થાય તો જ આત્મા અને પરમાત્માનું જ્ઞાન થાય. ॥ ૧ ॥

હવે કર્મવાદીઓ તરફથી પૂર્વપક્ષનું સૂત્રઃ

शेषत्वात् पुरुषार्थवादो यथान्येष्विति जैमिनिः ॥ २ ॥

પદાર્થ:– (शेषत्वात्) બ્રહ્મવિદ્યા યજ્ઞાદિ કર્મનું અંગ હોવાથી (पुरुषार्थवादः) બ્રહ્મવિદ્યાની જે ફલશ્રુતિ છે તે (पुरुषार्थवादः) અર્થવાદ છે (यथा अन्येषु) જેમ કર્મમાં અર્થવાદ હોય તેમ. (इति जैमिनिः) એવું જૈમિનિ આચાર્યનું માનવું છે.

ભાવાર્થ:– વેદાંત-વાકય આત્માને કર્તા તરીકે જણાવે છે અને તે શરીરથી જુદો છે અને નિત્ય છે એમ પણ સમજાવે છે. આ જ્ઞાન થવાથી પરલોકમાં ફળ આપનાર ધાર્મિક યજ્ઞાદિ કરવામાં લોકો પ્રેરાય છે. કર્તા એ તો કરણાદિની પેઠે કર્મનું અંગ છે, હવે જ્ઞાનના સંસ્કારથી સંસ્કૃત થયેલો આત્મા કર્તા તરીકે કર્મનું અંગ બને છે તેથી આત્માનું જ્ઞાન પણ કર્મનું અંગ થાય છે. તેથી તેનું કોઈ સ્વતંત્ર ફળ નથી. મુખ્ય જે કર્મ છે તેના ફળથી જ આત્મજ્ઞાન પણ સફલ બને છે માટે तरति शोकमात्मावित् જેને આત્માનું જ્ઞાન થાય છે તે શોકને તરી જાય છે. આ જે આત્માના જ્ઞાનનું ફળ બતાવ્યું છે તે કેવળ અર્થવાદ છે. કર્મના પણ આવા અર્થવાદો હોય છે. દ્રવ્ય, સંસ્કાર અને કર્મની ફલશ્રુતિ કર્મકાંડમાં અર્થવાદ માનવામાં આવે છે. જેમકે, यस्य पर्णमयी जुहूर्भवति न स पापं श्लोकं शृणोति। આ વાકયમાં પર્ણમયી જુહૂનું જે પાપવચન ન સાંભળવા રૂપ ફળ બતાવ્યુ છે, તે કેવળ અર્થવાદ છે અર્થાત્ જુહૂની સ્તુતિ જ કરી છે બીજો કશો તેનો અર્થ નથી. અહીં 'જુહૂ' એ દ્રવ્ય છે. યજ્ઞમાં વપરાતા પાત્રનું નામ, જેનાથી ઘી હોમવામાં આવે છે તે.

'यदङ्क्ते चक्षुरेव भ्रातृव्यस्य वृङ्क्ते'

જે આંજણ આજે છે તે શત્રુની આંખનો નાશ કરે છે. અહીં આંજણ આંજવું એ સંસ્કાર છે.

वर्म वा एतद्यजमानस्य क्रियते यत्प्रयाजानुयाजा इज्यन्ते આ ઠેકાણે પ્રયાજ અને અનુયાજનું યજન એ કર્મ છે અને તે યજ્ઞનું વર્મ અર્થાત કવચ છે. આ ફલશ્રુતિઓ માત્ર અર્થવાદ છે એમ જૈમિનિ આચાર્યનું માનવું છે. જેમ કર્મકાંડમાં તેમ આત્મજ્ઞાનમાં પણ જે ફળશ્રુતિ છે તે કેવળ વિદ્યાની સ્તુતિ જ છે. માટે આત્મજ્ઞાનને કર્મનું અંગ માનવામાં કોઈ વાધો નથી. આત્મવિદ્યાનું કોઈ સ્વતંત્ર ફળ નથી. એટલે સાર એ નીકળ્યો કે આત્મવિદ્યા સ્વતંત્ર બની મોક્ષ-મુક્તિ આપતી નથી. આ પૂર્વપક્ષવાદીઓનુ માનવું છે. ॥ ૨ ॥

પૂર્વપક્ષ-સૂત્રઃ

आचारदर्शनात् ॥ ३ ॥

પદાર્થઃ- (आचारदर्शनात्) બ્રહ્મજ્ઞાનીઓનો આચાર જોતાં પણ સમજાય છે કે વિદ્યા કર્મનું અંગ છે.

ભાવાર્થઃ- जनको ह वैदेहो बहुदक्षिणेन यज्ञेनेजे । બૃ. ૩-૧-૧.

રાજા જનક બ્રહ્મવિત્ હતા છતાં બહુ દક્ષિણાવાળા યજ્ઞથી યજન કરતા હતા. જનક રાજા બ્રહ્મવિત્તમ હોવા છતાં યજ્ઞકર્મ કરતા હતા, તેથી સમજાય છે કે બ્રહ્મવિદ્યા કર્મનું અંગ છે.

ગીતા પણ કહી રહી છે કે कर्मणैव हि संसिद्धि मास्थिता जनकादयः। ૩-૨૦ ગીતા. જનકાદિ બ્રહ્મજ્ઞાની રાજાઓ કર્મદ્વારા જ સિદ્ધિ (મોક્ષ) ને પામ્યા છે. આત્મવિદ્યા 'આત્મા શરીરથી જુદો છે, આત્મા નિત્ય છે' વગેરે કહી આત્માનું સ્વરૂપ સમજાવતાં કર્તાદ્વારા ક્રિયાનું અંગ બને છે. કર્મ જ મુક્તિ મેળવવા માટે મુખ્ય છે.

શ્વેતકેતુના પિતા પણ ગૃહસ્થાશ્રમમાં રહી કર્મનું અનુષ્ઠાન કરતા હતા. એ બ્રહ્મવિત્ હતા છતાં ગૃહસ્થના સર્વકર્મો કરતા હતા તેથી પણ સમજાય છે કે કર્મ અંગી છે અને આત્મવિદ્યા તેનું અંગ છે. ॥ ૩ ॥

પૂર્વપક્ષ સૂત્રઃ

नियमाच ॥ ७ ॥

પદાર્થઃ- (च) અને (नियमात्) કર્મનો નિયમ હોવાથી.

ભાવાર્થઃ- कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः ।
एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥

ઈશોપનિષદ-૨.

કર્મ કરતાં જ સો વરસ સુધી જીવવાની ઇચ્છા કરવી જોઈએ. એ પ્રમાણે વર્તવાથી તને કર્મનો લેપ થશે નહિ, જો એમ નહીં વર્તે તો તને કર્મનો લેપ થશે એટલે કે કર્મનાં ફળ જરૂર ભોગવવાં પડશે.

અહીં આત્મજ્ઞાનીને પણ કર્મ કરવાનું જણાવ્યું છે તેથી પણ વિદ્યા એકલી ફળ આપવામાં સ્વતંત્ર નથી. આ ઠેકાણે આત્મજ્ઞાની એટલા માટે લેવામાં આવે છે કે ઉપર બતાવેલો મંત્ર પહેલાં જે મંત્ર આવ્યો છે (ईशावास्यमिदम्...ઇત્યાદિ) તેમાં પરમાત્માને જાણવાનો ઉપદેશ આપવામાં આવ્યો છે. આથી સ્પષ્ટ થાય છે કે વિદ્યા મુક્તિ આપવામાં સ્વતંત્ર નથી પણ કોઇક યજ્ઞાદિ કર્મનું અંગ તેને બનવું પડે છે, અને કર્મના ફળ અપાવવા વિદ્યાને માત્ર મદદગાર તરીકે રહેવું પડે છે. એટલે વિદ્યા ફળ આપવામાં સ્વતંત્ર નથી. અહીં પૂર્વપક્ષ પૂરો થાય છે. ॥ ૭ ॥

હવે અહીંથી સિદ્ધાંત પક્ષનાં સૂત્રો ઉત્તરરૂપે શરૂ થાય છે અને પૂર્વપક્ષે આપેલા દોષોનું ખંડન પણ કરે છેઃ

अधिकोपदेशात्तु बादरायणस्यैवं तद्दर्शनात् ॥ ८ ॥

પદાર્થઃ- (तु) પૂર્વપક્ષનો નિરાસ સૂચવે છે. (अधिकोपदेशात्) અધિક આત્માનો ઉપદેશ હોવાથી વિદ્યા કર્મનું અંગ નથી (एवम्)

એ પ્રમાણે (बादरायणस्य) બાદરાયણનો મત છે. માટે (तत्) બાદરાયણ-મત બરાબર છે. (दर्शनात्) ઉપનિષદો પણ એમ જ બતાવે છે.

ભાવાર્થઃ– જૈમિનિ કર્તાદ્વારા વિદ્યાને કર્મનું અંગ માને છે તે બરાબર નથી. આ ઠેકાણે આત્મા કેવળ જીવાત્મા જ લેવાનો નથી પણ જીવાત્મા કરતાં ઉત્તમ પરમાત્મા પણ લેવાય છે. એટલે કે પરમાત્માની વિદ્યા, પરમાત્માનો સાક્ષાત્કાર એ કોઈ કર્મનું અંગ નથી એવો અભિપ્રાય શ્રી બાદરાયણનો છે. જો આત્મા-પદથી કેવળ જીવાત્મા લીધો હોત તો તેની વિદ્યા અર્થાત્ તેનુ વિજ્ઞાન કર્મનુ અંગ કદાચિત્ ઉચિત ગણાત.

પરમાત્માનુ વિજ્ઞાન મુક્તિ આપવાને સ્વતંત્ર છે, એ જ્ઞાનને કર્મની સહાયતાની જરૂર નથી. ઉપનિષદો વારંવાર એવો ઉપદેશ પણ આપે છે જેમકે, यः सर्वज्ञः सर्ववित् । પરમાત્મા સર્વજ્ઞ અને સર્વવિત્ છે. क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे । ૨–૨–૮. મુંડક ઉપ. આ ઠેકાણે પણ પરમાત્માનું વિજ્ઞાન લેવામાં આવે છેઃ अपहतपाप्मा विजरो विमृत्युः विशोको विजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसंकल्पः ૮–૭–૧. છાં. ઉપ. આવો આત્મા પરમાત્મા અર્થાત્ પરબ્રહ્મ જ છે. सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् सभूमिं सर्वत.स्पृत्वाऽत्यतिष्ठद् दशाङ्गुलम् ॥ યજુ. ૩૧. આ પુરુષ પણ પરમાત્મા જ છે. આવાં શ્રુતિ આદિનાં વાકયોથી સ્પષ્ટ થાય છે કે પરમાત્માની વિદ્યા કર્મનુ અંગ નથી. બાદરાયણ પણ એ જ વિદ્યાથી પુરુષાર્થઃ અર્થાત્ મોક્ષ મળે છે ( બ્રહ્મજ્ઞાનથી મોક્ષ મળે છે.) એમ માને છે. ॥ ૮ ॥

જ્ઞાનીઓ પણ કર્મનું આચરણ કરે છે એ જે આગળ ત્રીજા સૂત્રમાં કહેવામાં આવ્યું છે તેનો ઉત્તર આ સૂત્રથી આપે છેઃ

तुल्यं तु दर्शनम् ॥ ९ ॥

પદાર્થ.– (तु) પૂર્વપક્ષનો નિરાસ કરે છે. (दर्शनम्) દર્શન (तुल्यम्) સમાન છે

ભાવાર્થઃ— જ્ઞાનીઓ પણ કર્મનું આચરણ કરે છે. જનક આદિ રાજાઓ આત્મજ્ઞાની હોવા છતાં કર્મ કરતા હતા, આટલાથી આત્મવિદ્યા કર્મનું અંગ થઈ શકતી નથી, કારણકે કેટલાક આત્મજ્ઞાનીઓ કર્મ નહોતા કરતા જેમકેઃ— एतद्धस्म वै तद् विद्वास आहु ऋषयः कावषेयाः किमर्था वयमध्येष्यामहे? किमर्था वय यक्ष्यामहे? ॥ કાવષેય ઋષિઓ બ્રહ્મજ્ઞાનીઓ હતા તેથી તેઓ કહેતા કે અમારે શા માટે ભણવું? અમારે શા માટે યજ્ઞ કરવો? કારણ કે અમને બ્રહ્મનું જ્ઞાન થઈ ગયુ છે. આ કારણથી એ ઋષિઓ ભણતા ન હતા અને યજ્ઞ પણ કરતા ન હતા. આથી એ દર્શન તુલ્ય છે. અર્થાત્ કેટલાક આત્મજ્ઞાનીઓ કર્મ કરતા હતા અને કેટલા કર્મ નહોતા પણ કરતા. જે બ્રહ્મજ્ઞાનીઓ કર્મ કરતા હતા તે લોકો લોકસંગ્રહ માટે કરતા હતા. ॥ ૯ ॥

असार्वत्रिकी ॥ १० ॥

પદાર્થઃ— (असार्वत्रिकी) જે વિદ્યાથી કર્મ કરવામાં આવે છે ઇત્યાદિ જે કહેવામાં આવ્યું છે તે સર્વવિદ્યાને માટે નથી, અસાર્વત્રિક છે.

ભાવાર્થઃ— यदेव विद्यया करोति । એ વેદાન્ત-વાક્ય સર્વવિદ્યા માટે નથી. ફક્ત ઉદ્ગીથવિદ્યાને માટે છે. જે જે કર્મ કરવામાં આવે છે તે બધાં જ વિદ્યા અર્થાત્ આત્મવિદ્યા—ઉપાસના સાથે સંબંધ રાખતાં નથી. ॥ ૧૦ ॥

હવે વિદ્યા અને કર્મના સમન્વારંભ સંબંધ કહે છેઃ

विभागः शतवत् ॥ ११ ॥

પદાર્થઃ— (विभाग) સમન્વારંભમાં વિભાગ બતાવ્યો છે. (शतवत्) સો રૂપીઆ આપવામાં જેમ વિભાગ હોય છે તેમ.

ભાવાર્થઃ— મરનારની સાથે વિદ્યા અને કર્મ પણ જાય છે તેથી વિદ્યા કર્મનું અંગ છે, એમ જે કહેવામાં આવ્યું છે તેમાં વિભાગ

બતાવ્યો છે. દાખલા તરીકે, આ બે જણાને સો રૂપીઆ આપી દ્યો, ત્યાં બે જણાની માગણી હોય છે એટલે દરેકને પચાસ-પચાસ રૂપીઆ આપવાના હોય છે તેમ तं विद्याकर्मणी समन्वारभेते અહીં પણ વિભાગ છે. જેને આત્મજ્ઞાન થયુ છે તેની સાથે આત્મવિદ્યા જાય છે અને જેણે માત્ર કર્મ કર્યાં છે આત્મજ્ઞાન નથી મેળવ્યું તેની સાથે કર્મ જાય છે. આ પ્રમાણે વિભાગ હોવાથી વિદ્યા કર્મનું અંગ નથી. ॥ ૧૧ ॥

હવે સૂત્ર ૬નો ઉત્તર આપે છેઃ

अध्ययनमात्रवतः ॥ १२ ॥

પદાર્થઃ— (अध्ययनमात्रवतः) કેવળ અધ્યયન જ જેણે કર્યું છે, અને તેના ઉપર વિશેષ વિચાર નથી કર્યો તેને માટે કર્મ કરવા જણાવ્યું છે.

ભાવાર્થઃ— आचार्यकुलाद् वेदमधीत्य ઇત્યાદિ જે લખ્યું છે તે તો આત્મજ્ઞાનહીન કેવળ કર્મજ્ઞાન વાળાને માટે લખ્યું છે. ગુરુકુળમાંથી આવી ગૃહસ્થાશ્રમનુ પાલન કરવું એ બ્રહ્મજ્ઞાનીને માટે નથી પણ અબ્રહ્મજ્ઞાની કર્મવિદ્વાનને માટે છે. એ વાત જુદી છે કે, બ્રહ્મજ્ઞાનીઓ લોકસંગ્રહને માટે ફલની આશા રાખ્યા વગર કર્મ કરે છે પણ એઓને કર્મ કરવાની શાસ્ત્ર તરફથી ફરજ પાડવામાં આવતી નથી. આ ઠેકાણે કર્મ એટલે ક્રતુ આદિ કર્મ સમજવાં. લોકોને સન્માર્ગમાં દોરવા માટે ઉપદેશ આદિ કર્મો તો બ્રહ્મજ્ઞાનીઓએ કરવાં એ યોગ્ય છે. પણ ધારો કે તેઓ ઉપદેશ તથા શાસ્ત્ર-પ્રણયન આદિ કર્મ ન કરે તેથી તેઓ પાપી ઠરતા નથી. ॥ ૧૨ ॥

કર્મ કરતાં રહેતાં સો વર્ષ સુધી જીવવાની ઈચ્છા કરવી, અને એથી કર્મનું અંગ વિદ્યા બને છે તેનો ઉત્તર આપે છેઃ

नाविशेषात् ॥ १३ ॥

પદાર્થઃ– (न) નહિ (अविशेषात्) સામાન્યરૂપે વિધાન હોવાથી.

ભાવાર્થઃ– कुर्वन्नेवेह कर्माणि जिजीविषेत् शतं समाः આ વિધાન પણ સામાન્ય છે. આમાં બ્રહ્મજ્ઞાનીઓ અપવાદ તરીકે છે. એટલે કે બ્રહ્મજ્ઞાનીઓને સો વરસ સુધી અથવા ઘડપણમાં અશક્તિ આવે ત્યાં સુધી કર્મ કરવાંજ જોઇએ એવો નિયમ નથી. આ નિયમ તો અબ્રહ્મજ્ઞાનીઓને માટે છે. આ ઠેકાણે પણ કર્મ શબ્દ વૈદિક યજ્ઞ, અગ્નિહોત્રાદિ માટે વપરાયો છે. જીવન ઉપયોગી ખાવું, પીવું, હાલવું, ચાલવું, ઇશ્વર-ભજન વગેરે કર્મ તો શાસ્ત્ર-વિધાન વગર પણ બ્રહ્મજ્ઞાનીઓ કર્યેજ જાય છે. ॥ ૧૩ ॥

स्तुतयेऽनुमतिर्वा ॥ १४ ॥

પદાર્થઃ– (स्तुतये) સ્તુતિને માટે (वा) અથવા અનુમતિ છે.

ભાવાર્થઃ– પરમાત્માથી આ બધું વ્યાપ્ત છે એવું જેને અપરોક્ષ જ્ઞાન થયું છે એવા જ્ઞાનીને कुर्वन्नेवेह ઇત્યાદિ મંત્ર કર્મ કરવાની કેવળ અનુમતિ આપે છે, અથવા બ્રહ્મજ્ઞાનની સ્તુતિ બતાવે છે. કારણ કે એ જ મંત્રમાં જણાવ્યું છે કે સો વરસ સુધી કર્મ કરે તોપણ બ્રહ્મજ્ઞાનીને કર્મનો લેપ થતો નથી. કર્મ કરવું અને તેનું ફળ ન મળવારૂપ લેપ ન થવો એ કેમ બને ? છતાં બ્રહ્મજ્ઞાનીને માટે કર્મનો લેપ નથી એ નક્કી છે. અબ્રહ્મજ્ઞાની કરતાં બ્રહ્મજ્ઞાનીમાં આ વિશેષ છે.

આથી સ્પષ્ટ થાય છે કે જ્ઞાનીને કર્મ કરવાની અનુમતિ છે, વિધિ નથી. તથા બ્રહ્મજ્ઞાનીના બ્રહ્મજ્ઞાન અર્થાત્ વિદ્યાની સ્તુતિ છે કે તેને કર્મનું ફળ મળતું નથી. ફળની આશા વગર, રાગદ્વેષ વગર કેવળ લોકના કલ્યાણ માટે આત્મજ્ઞાની જે કર્મ કરે છે તેનું ફળ તેને મળતું નથી એ આત્મજ્ઞાનનો જ પ્રતાપ છે, માટે વિદ્યાની સ્તુતિ છે. કર્મ યજ્ઞાદિ જ સમજવાં. ॥ ૧૪ ॥

कामकारेण चैके ॥ १५ ॥

પદાર્થઃ- (च) અને (एके) કેટલાક આત્મજ્ઞાની વિદ્વાનો (कामकारेण) પોતાની ઈચ્છાથી કર્મનો ત્યાગ કરે છે.

ભાવાર્થ- બૃહદારણ્યકમાં જણાવ્યું છે કે किं प्रजया करिष्यामो येषा नोऽयमात्माऽय लोकः । બૃ. ૪-૪-૨૨. અમને પ્રજાનું પ્રયોજન નથી, અમને તો આ અપરોક્ષ આત્માનો અનુભવ થઈ ગયો છે તે જ અમારો લોક છે. એમ કહી ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરે છે. હવે વિચારો કે, જો વિદ્યા કર્મનું અંગ હોય તો શું ગૃહસ્થાશ્રમનો ત્યાગ વિદ્વાનો કરી શકે? નહીં જ. અંગ અંગીનો ત્યાગ ન જ કરી શકે. આ કારણથી પણ સ્પષ્ટ સમજાય છે કે વિદ્યા કર્મનું અંગ નથી. ॥ ૧૫ ॥

उपमर्दं च ॥ १६ ॥

પદાર્થઃ- (च) અને (उपमर्दम्) વિદ્યા કર્મનો નાશ કરે છે એવું બતાવે છે.

ભાવાર્થઃ- भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥
મું. ઉપ. ૨-૨-૮.

સર્વવ્યાપક પરમાત્માનો સાક્ષાત્કાર થયા પછી ઉપાસકના બધાં કર્મનો ક્ષય થાય છે, હૃદયની બધી વાસનાઓ નાશ પામે છે અને સર્વ સંશયોનો પણ વિલય થઈ જાય છે. અહીં બ્રહ્મ-વિદ્યા પ્રાપ્ત થયા પછી કર્મનો ક્ષય બતાવ્યો છે. જો વિદ્યા કર્મનું અંગ હોય તો તેનાથી કર્મનો ક્ષય થાય જ કેમ? વ્રીહિ આદિ યજ્ઞના સાધનોથી યજ્ઞનો નાશ થાય કે યજ્ઞરૂપ કર્મની સિદ્ધિ થાય? વ્રીહિ અંગ છે, અંગથી અંગી સિદ્ધ થાય છે, તેમ જો વિદ્યા કર્મનું અંગ હોત તો તેનાથી કર્મનો નાશ ન થાત પણ કર્મની સિદ્ધિ થાત, અને એ પ્રમાણે શાસ્ત્રે બતાવવું જોઈતું

હતું, પણ તેમ ન બતાવતાં વિદ્યાથી કર્મનો નાશ બતાવે છે તેથી વિદ્યા કર્મનું અંગ નથી. ॥ ૧૬ ॥

હવે બીજી રીતે કર્મનું અંગ વિદ્યા નથી તે બતાવે છેઃ

ऊर्ध्वरेतःसु च शब्दे हि ॥ १७ ॥

પદાર્થઃ– (च) અને (ऊर्ध्वरेतःसु) જેઓ રતિસુખ મેળવવા ઈચ્છતા નથી અથવા જેઓએ એ ગ્રામ્ય સુખનો ત્યાગ કર્યો છે એવા નૈષ્ઠિક બ્રહ્મચારી તથા સંન્યાસીઓમાં અગ્નિહોત્રાદિ કર્મ નથી અને વિદ્યા છે. (हि) કારણ કે (शब्दे) વૈદિક શબ્દો દ્વારા સંન્યાસ આશ્રમ અને નૈષ્ઠિક બ્રહ્મચર્ય જાણવામાં આવે છે.

ભાવાર્થઃ– સંન્યાસીઓ અગ્નિહોત્રાદિ કરતા નથી તેમ નૈષ્ઠિક બ્રહ્મચારીઓ પણ અગ્નિહોત્ર તથા યજ્ઞ-યાગાદિ કર્મ કરતા નથી, છતાં બ્રહ્મવિદ્યાનો તો અભ્યાસ કરે છે તેથી સમજાય છે કે વિદ્યા અગ્નિહોત્રાદિ કર્મનું અગ નથી. જો કોઈ શંકા કરે કે, સંન્યાસ આશ્રમનું વિધાન વેદ અથવા ઉપનિષદમાં ક્યાં છે? આનો ઉત્તર એ છેઃ त्रयो धर्मस्कन्धाः । છાં. ૨–૨૩–૧. ये चेमेऽरण्ये श्रद्धातप इत्युपासते। છાં. ૫–૧૦–૧. આ વાક્યમાં વાનપ્રસ્થ અને સંન્યાસ આશ્રમને જણાવે છે. तपःश्रद्धे ये ह्युपवसन्त्यरण्ये । મું. ૧–૨–૧૧. આ પણ સંન્યાસાશ્રમને જણાવે છે.

एतमेव प्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजन्ति ॥ બૃ. ૪–૪–૨૨. આમાં તો સ્પષ્ટ સંન્યાસાશ્રમનો ઉલ્લેખ છે. ब्रह्मचर्यादेव प्रव्रजेत् । જાબાલ ઉપ. ૪. અહીં તો સંન્યાસાશ્રમનું સ્પષ્ટ વિધાન છે.

બ્રહ્મચર્યાશ્રમ અને સંન્યાસાશ્રમમાં કર્મ ન હોવાથી અને બ્રહ્મવિદ્યા હોવાથી, બ્રહ્મવિદ્યા અગ્નિહોત્રાદિ કર્મનું અંગ નથી. ॥૧૭॥

જૈમિનિ મુનિ સંન્યાસાશ્રમ હોવાનું વેદમાં વિધાન નથી એમ માને છે, તેથી તેઓ ઉપર બતાવેલા પ્રમાણોથી સંન્યાસ-આશ્રમના વિધાન હોવાનું સિદ્ધ થતું નથી.

परामर्शं जैमिनिरचोदना चापवदति हि ॥ १८ ॥

પદાર્થઃ- (जैमिनिः) જૈમિનિ મુનિ (परामर्शम्) અનુવાદને માને છે (अचोदना) વિધાનને નહિ. (च) અને (हि) કારણ કે (अपवदति) અપવાદ છે.

ભાવાર્થ – જૈમિનિ મુનિ માને છે કે त्रयोधर्मस्कधाः ઈત્યાદિમાં તો સ્મૃતિઓમાં પ્રતિપાદિત કરેલા આશ્રમોનો માત્ર અનુવાદ છે, એમાં સંન્યાસાશ્રમનું કયાંય સ્પષ્ટ વિધાન નથી. વૈદિક ગ્રંથોમાં તો જીવનપર્યન્ત અગ્નિહોત્ર આદિ કર્મો કરવાં એમ ઉપદેશેલું છે. वीरहा भवति एष देवाना योऽग्निमुद्वासयते। જે અગ્નિને બુઝાવી દે છે તે દેવોની વીરહત્યા કરે છે. અહીં અગ્નિહોત્ર ન કરનારની સ્પષ્ટ નિંદા છે. આ કારણથી સંન્યાસ–આશ્રમ નથી અને મરણપર્યન્ત અગ્નિહોત્ર કરવાનાં હોય છે. સ્વતંત્ર બ્રહ્મવિદ્યાનું કયાંય સ્થાન નથી માટે બ્રહ્મવિદ્યા કર્મનું અંગ છે. ॥ १८ ॥

હવે બાદરાયણ મુનિ જૈમિનિથી જુદો મત ધરાવતાં કહે છે કેઃ

अनुष्ठेयं बादरायणः साम्यश्रुतेः ॥ १९ ॥

પદાર્થઃ- (बादरायणः) બાદરાયણ મુનિ = વ્યાસ મુનિ (साम्यश्रुतेः) તુલ્ય શ્રવણ હોવાથી (अनुष्ठेयम्) સંન્યાસાશ્રમનું પણ અનુષ્ઠાન કરવું જોઇએ.

ભાવાર્થઃ- त्रयो धर्मस्कन्धाः। तप एव द्वितीयः અહીં 'તપ' પદથી વાનપ્રસ્થ અને સંન્યાસ બંને આશ્રમનું સૂચન છે. યજ્ઞ, અધ્યયન અને દાન શબ્દથી ગૃહસ્થાશ્રમનું સૂચન છે. જેઓ મુમુક્ષુ નથી તેઓ માટે કેવળ ગૃહસ્થાશ્રમ છે. ब्रह्मसंस्थोऽमृतत्वमेति જેની બ્રહ્મમાં નિષ્ઠા છે તે બ્રહ્મને પ્રાપ્ત થાય છે. ब्रह्मचारी आचार्य-कुलवासी. છાં. ૨૩-૧. અહીં બ્રહ્મચર્યાશ્રમનું શ્રવણ થાય છે. આમ ચારેય આશ્રમોનું સમાન વિધાન વૈદિક ગ્રંથોમાં છે. જાબાલ

ઉપનિષદમાં તો સંન્યાસનું સ્પષ્ટ વિધાન છે. જુઓ, જાબાલ ઉપનિષદ-૪. આથી સ્પષ્ટ થાય છે કે બ્રહ્મવિદ્યા સ્વતંત્ર છે, કોઈ પણ અગ્નિહોત્રાદિકર્મનું અંગ નથી.

આ ઉપરથી કોઈએ એમ ન સમજવું કે બ્રહ્મપ્રાપ્તિ કરવા ઇચ્છનારે કર્મ ન કરવાં. ચિત્તશુદ્ધિને માટે ભલે યજ્ઞાદિ કર્મ કરે પણ બ્રહ્મવિદ્યા તેનું અંગ નથી એટલું વ્યાસમુનિનું કહેવું છે. ॥ ૧૯ ॥

કર્મમીમાંસામાંથી શાસ્ત્રીય દૃષ્ટાંત આપે છે:

विधिर्वा धारणवत् ॥ २० ॥

પદાર્થઃ- (वा) અથવા (विधिः) અહીં સંન્યાસાશ્રમનું વિધાન છે (धारणवत्) ધારણ પેઠે.

ભાવાર્થઃ- अधस्तात् समिधं धारयन् अनुद्रवेत उपरि हि देवेभ्यो धारयति । અહીં સમિધાને સ્રુવઆદિની નીચે ધારણ કરવાનું કહ્યું છે, તેમ ઉપર ધારણ કરવાનું સામાન્ય રીતે કહ્યું છે. છતાં સમિધાને ઉપર રાખવી એવી વિધિ જેમ માનવામાં આવે છે તેમ त्रयो धर्मस्कंधाः ઇત્યાદિમાં પણ આશ્રમોનું વિધાન માનવું જોઈએ. સ્કંધ એટલે આશ્રમ. ત્રણ આશ્રમો કર્મ માટે અને ચોથો આશ્રમ કેવળ બ્રહ્મપ્રાપ્તિને માટે છે. એમ સર્વ વૈદિક ધર્મને ચાહનારે માનવું જોઈએ. મન્વાદિ સ્મૃતિમાં પણ ચારેય આશ્રમનું પ્રતિપાદન છે. જો સંન્યાસ આશ્રમનું વિધાન વેદમાં ન હોય તો મનુ મહારાજ એનું પ્રતિપાદન શા માટે કરે? મનુ ભગવાન તો વેદના સર્વજ્ઞ હતા. વેદનું સર્વજ્ઞાન એમને હતું. આમ વેદના સંપૂર્ણ જાણકાર મન્વાદિ મહર્ષિઓના કથન ઉપર શ્રદ્ધા રાખીને પણ ચારેય આશ્રમો સ્વીકારવા જોઈએ. અને બ્રહ્મવિદ્યાને કર્મનું અંગ ન માનતાં બ્રહ્મપ્રાપ્તિ કરવા માટે, બ્રહ્મની ઉપાસના કરવા માટે સ્વતંત્ર માનવી જોઈએ. ॥ ૨૦ ॥

હવે પૃથ્વી આદિ ઉદ્ગીથોને રસ અને રસતમ કહેવામાં આવ્યા છે, તે શું ઉદ્ગીથોની સ્તુતિમાત્ર છે કે ઉદ્ગીથોમાં રસત્વ અને રસતમત્વની દૃષ્ટિનું વિધાન છે? એની ચર્ચા આ સૂત્રમાં છેઃ

स्तुतिमात्रमुपादानादिति चेन्नापूर्वत्वात् ॥ २१ ॥

પદાર્થ.– (स्तुतिमात्रम्) કેવળ સ્તુતિ છે (उपादानात्) ક્રતુના અંગભૂત ઉદ્ગીથોનું ઉપાદાન કર્યું હોવાથી (इतिचेत्) જો એમ કહેવામાં આવે તો (न) એ ઠીક નથી. (अपूर्वत्वात्) પૃથ્વ્યાદિ ઉદ્ગીથમાં રસત્વ છે એવું કોઇ બીજા પ્રમાણોથી જ્ઞાત નથી માટે અપૂર્વ વિધાન છે.

ભાવાર્થઃ– છાંદોગ્ય ઉપનિષદમાં 'ભૂતોનો રસ પૃથ્વી છે, પૃથ્વીનો રસ પાણી છે, પાણીનો રસ ઓષધિઓ છે, ઓષધિઓનો રસ પુરુષ છે, પુરુષનો રસ વાણી છે, વાણીનો રસ ઋગ્વેદ છે, ઋગ્વેદનો રસ સામવેદ છે અને એ બધા રસોમાં જે આઠમો ઉદ્ગીથ (ओंकार) છે તે સૌથી ઉત્તમ રસ છે અને તે મુક્તિ અપાવનાર છે.' આ ઠેકાણે સંશય એ છે કે પૃથ્વી આદિને જે રસ અને ઓંકારને રસતમ કહ્યા છે તે શું ક્રતુના અંગભૂત ઉદ્ગીથોની સ્તુતિ છે કે એમાં ઉપાસના–દૃષ્ટિનું વિધાન છે?

અહીં સિદ્ધાંત એ જણાવ્યો છે કે એમાં ઉપાસના–દૃષ્ટિનું વિધાન છે. કેવળ વિધેયની સ્તુતિ નથી અર્થાત્ ઓંકારરૂપ ઉદ્ગીથની સ્તુતિ નથી.

સ્તુતિ તો વિધેયની પાસે જ હોય છે, આ પૃથ્વી આદિ તો વિધેયથી દૂર પડ્યા છે. વળી બીજું એ છે કે, પૃથ્વી આદિ ઉદ્ગીથોમાં જે રસ બતાવ્યો છે તે કોઇ બીજા પ્રમાણોથી જણાતો નથી, માત્ર एषा भूतानां पृथिवी रसः આ જ વાક્યથી જણાય છે માટે એ અપૂર્વ વિધાન છે.

અર્થાત્ એમાં રસ આદિની દૃષ્ટિ કરવી અને ઓંકારમાં રસતમની દૃષ્ટિ કરવી અને પ્રભુની ઉપાસના કરવી એનો ભાવ છે. ॥ ૨૧ ॥

भावशब्दाच्च ॥ २२ ॥

પદાર્થ:- (च) અને (भावशब्दात्) વિધિરૂપ શબ્દ હોવાથી.

ભાવાર્થ:- 'ओमित्येतदक्षरमुद्गीथमुपासीत' છાં. ૧-૧-૧. અહીં 'उपासीत' એવો શબ્દ છે તે વિધાનને જ બતાવી રહ્યો છે. તેથી પૃથ્વી આદિ ઉદ્ગીથોમાં પણ ઉપાસના દૃષ્ટિની વિધિ માનવી એ જ ન્યાય્ય છે. આ કારણથી एषां भूताना पृथिवी रसः આદિ વાકયો ઉપાસનાના વિધાનને માટે છે એમ માનવું જોઈએ. પૃથ્વી ભૂતોનો રસ છે એવા પ્રકારની દૃષ્ટિ રાખવી અને ઓંકાર બધા રસોથી ચઢિયાતો રસ છે એવી દૃષ્ટિ રાખવી, ભાવના કરવી. આ પ્રમાણે ઉપાસના કરવાથી, સતત ભાવના કરવાથી ઓંકારવાચ્ય પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. ॥ ૨૨ ॥

હવે 'પારિપ્લવ'ના સંબંધમાં સિદ્ધાંતપક્ષ બતાવે છે. પારિપ્લવ એટલે અશ્વમેધ આદિ યાગોમાં રાજા તથા યજમાન આદિઓને આખ્યાનો સંભળાવવાં તે.

पारिप्लवार्था इति चेन्न विशेषितत्वात् ॥ २३ ॥

પદાર્થ:- (पारिप्लवार्थाः) ઉપનિષદોમાં જે જે આખ્યાનો કહેવામાં આવ્યા છે તે પારિપ્લવ પ્રયોગ માટે છે (इतिचेत्) જો એમ માનવામાં આવે તો (न) એ ઠીક નથી. (विशेषितत्वात्) પારિપ્લવને માટે વિશેષણ હોવાથી.

ભાવાર્થ:- અશ્વમેધ આદિ યાગરૂપ કર્મમાં રાજા અને તેના કુટુંબોને આખ્યાન સંભળાવવાનો કર્મનો એક પ્રયોગ છે. આ પ્રયોગ અશ્વમેધાદિ કર્મોનું અંગ ગણાય છે. હવે, જો ઉપનિષદમાં આવેલાં આખ્યાનો પારિપ્લવને માટે હોય તો તે પારિપ્લવનાં

અંગોજ ગણાય, અને પારિપ્લવ પોતે અશ્વમેધાદિ કર્મનું અંગ છે માટે ઉપનિષદનાં બધાં આખ્યાનો કર્મનું અંગ બની જાય. એટલા માટે આ સૂત્રમાં કહેવામાં આવ્યું છે, કે બધાંજ આખ્યાનો પારિપ્લવને માટે નથી. દાખલા તરીકે અશ્વમેધની અંદર પહેલે દિવસે 'मनुर्वैवस्वतो राजा' વૈવસ્વત મનુ નામે રાજા હતો ઈત્યાદિ આખ્યાન કહેવું. બીજે દિવસે વૈવસ્વત યમનું આખ્યાન કહેવું. આ પ્રમાણે પારિપ્લવનાં આખ્યાનો ચૂંટાયેલાં હોય છે માટે એજ આખ્યાનો પારિપ્લવને માટે હોય છે અર્થાત્ એજ આખ્યાનોની કથા-ક્રતુઓમાં કહેવી. એ ચૂંટાયેલામાં ઉપનિષદોનાં આખ્યાનોનું સ્થાન નથી માટે ઉપનિષદોનાં આખ્યાનો બ્રહ્મવિદ્યાને માટે છે, તેથી બ્રહ્મવિદ્યા સ્વતંત્ર છે કર્મનું અંગ નથી. ઉપનિષદોનાં આખ્યાનો, યાજ્ઞવલ્ક્ય અને તેમની સ્ત્રી મૈત્રેયીનો સંવાદ, નચિકેતાનું આખ્યાન, પૌત્રાયણ જાનશ્રુતિનું છાંદોગ્યમાં બતાવવામાં આવેલું આખ્યાન વગેરે પ્રસિદ્ધ છે. જો એને પારિપ્લવના અંગ માનવામાં આવત તો તે ક્રતુનાં અંગ બની જાત, કે જે ઈષ્ટ નથી. બ્રહ્મવિદ્યા તો સ્વતંત્ર જ છે. ॥ ૨૩ ॥

तथा चैकवाक्यतोपबन्धात् ॥ २४ ॥

પદાર્થઃ– (तथा) પારિપ્લવને માટે ઉપનિષદોની કથાઓ ન હોવાથી (च) અને (एकवाक्यतोपबन्धात्) બ્રહ્મવિદ્યાની સાથે એકવાક્યતા હોવાથી.

ભાવાર્થઃ– ઉપનિષદની કથાઓ પારિપ્લવને માટે ન હોવાથી તે બધીનો બ્રહ્મવિદ્યા સમજાવવામાં ઉપયોગ છે અને એને માટે જ ખાસ તેની રચના થઈ છે. કથારૂપે બ્રહ્મવિદ્યા સમજાવવાથી સાંભળનારને તેમાં રસ ઉત્પન્ન થાય છે અને બ્રહ્મવિદ્યા શું છે તે પણ સમજાય છે. પારિપ્લવમાં કહેવાતાં આખ્યાનો એક ઈતિહાસ-રૂપે હોય છે અને તેને કર્મના અંગ ગણવામાં આવે છે. પારિપ્લવનો

સામાન્ય અર્થ તો કથાઓ, આખ્યાનોનું કથન. છતાં ઉપર બતાવેલો ભેદ ઉપનિષદની કથાઓમાં છે તે સમજી લેવો જોઈએ. ॥ ૨૪ ॥

બ્રહ્મવિદ્યાને માટે આ એક વધારાનું સૂત્ર છે:

अतएव चाग्नीन्धनाद्यनपेक्षा ॥ २५ ॥

પદાર્થ:– (अतएव) આ જ કારણથી (च) અને (अग्नीन्धनानपेक्षा) અગ્નિના ઇન્ધનોની જરૂર નથી.

ભાવાર્થ:– બ્રહ્મવિદ્યા સમજવા માટે અગ્નિમાં હોમ કરવાનો ન હોવાથી બ્રહ્મજિજ્ઞાસુને અગ્નિનાં ઇંધનોની જરૂર નથી. સંન્યાસાશ્રમ ખાસ બ્રહ્મવિદ્યા મેળવવા માટે હોવાથી એઓને અગ્નિહોમ કરવાની જરૂર નથી, એમને તો યમ, નિયમ, શમદમાદિની જરૂર છે. ॥ ૨૫ ॥

હવે બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિમાં યજ્ઞાદિ સર્વકર્મ અપેક્ષિત છે તે સૂત્રમાં બતાવે છે:

सर्वापेक्षा च यज्ञादिश्रुतेरश्ववत् ॥ २६ ॥

પદાર્થ:– (च) અને (सर्वापेक्षा) યજ્ઞાદિ સર્વકર્મની અપેક્ષા વિદ્યાને ઉત્પન્ન થવામાં છે (यज्ञादिश्रुतेः) યજ્ઞ આદિ કરવાનું શ્રુતિવચન હોવાથી (अश्ववत्) અશ્વની પેઠે.

ભાવાર્થ:– तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेन । બૃ. ઉપ. ૪–૪–૨૨. મુમુક્ષુ પરબ્રહ્મને વેદાધ્યયન દ્વારા જાણવા ઇચ્છે છે, યજ્ઞ, દાન અને તપથી પણ જાણવા ઇચ્છે છે, પણ આ બધાં કર્મ અનાશક એટલે નિષ્કામ હોવાં જોઈએ. આશક એટલે ખાનાર. જે કર્મની પાછળ ભૌતિક સુખ ભોગવવાની ઇચ્છા ન હોય તે અનાશક કર્મ કહેવાય છે. મુમુક્ષુએ વેદાધ્યયન, યજ્ઞ, દાન અને તપ અનાશક ભાવથી કરવાં જોઈએ. જે વીતરાગ હોય અને સંન્યાસી હોય તે યજ્ઞ ન કરે એ સ્વાભાવિક છે, પણ જેઓ

ગૃહસ્થાશ્રમી છે તેમણે તો બધાં કર્મ કરવાં જોઇએ. એ કર્મો કરવાથી ચિત્તની શુદ્ધિ થાય છે, ચિત્તની શુદ્ધિમાં નિષ્કામતા રાખવી જરૂરી છે. તપ તો સર્વાશ્રમીઓ કરી શકે છે. દાન વિશેષતઃ ગૃહસ્થાશ્રમીઓ કરી શકે છે. બ્રહ્મવિદ્યા ઉત્પન્ન થવામાં યજ્ઞાદિ કર્મોની અપેક્ષા રાખે છે, ઉત્પન્ન થયા પછી વિદ્યા મોક્ષરૂપ ફળ આપવામાં સ્વતંત્ર છે. આ ઠેકાણે સૂત્રકાર મહર્ષિએ અશ્વનું દૃષ્ટાંત આપ્યું છે. અશ્વરૂપ વાહનની મનુષ્યને ત્યાંસુધી જરૂર પડે છે એટલે કે પોતાને જ્યાં જવું છે ત્યાં પહોંચી જાય. પહોંચી ગયા પછી અશ્વને છોડી દે છે. તેમ બ્રહ્મવિદ્યા જ્યાંસુધી નથી મળી ત્યાં સુધી સર્વકર્મ કરવાં જોઇએ, કારણ કે એ બધાં સત્કર્મો બ્રહ્મવિદ્યાને ઉત્પન્ન કરવામાં સહાયભૂત હોય છે.

વૈશેષિક-દર્શનના નિષ્ણાતો માને છે કે કર્મ ઉત્પન્ન થવામાં સમવાયિ અને અસમવાયિ આદિ કારણની અપેક્ષા રાખે છે પણ ઉત્પન્ન થઈ ગયા પછી તે સંયોગ અને વિભાગ કરવામાં કોઈના પણ અપેક્ષા રાખતું નથી. બસ આ જ પ્રમાણે ઉત્પન્ન થયેલી બ્રહ્મવિદ્યા કોઈની પણ અપેક્ષા રાખ્યા વગર મુક્તિ અપાવી શકે છે. વૈશેષિક દર્શનનાં કર્મનો અર્થ ગતિ થાય છે એટલે વેદાંતમાં યજ્ઞાદિકર્મોથી એ કર્મ ભિન્ન છે. જે ઉપાસકને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થઈ હોય છે તે બ્રાહ્મી સ્થિતિમાં આવ્યો છે એમ કહેવાય છે. ॥ ૨૬ ॥

પોતાના આશ્રમનાં કર્મ કરવા સિવાય બીજાં કર્મો પણ મુમુક્ષુને કરવાનાં હોય છે તે આ સૂત્રમાં બતાવે છેઃ

शमदमाद्युपेतः स्यात्तथापि तु तद्विधेस्तदङ्गतया तेषामवश्यानुष्ठेयत्वात् ॥ २७॥

પદાર્થઃ— (तथापि) તોપણ (तु) નિશ્ચયને બતાવે છે (तद्विधेः) તેનું વિધાન હોવાથી અને (तदङ्गतया) વિદ્યાનાં અંગ હોવાથી (शमदमाद्युपेतःस्यात्) શમ દમ આદિથી યુક્ત રહેવું જોઈએ (तेषाम्) તેઓનું (अवश्यानुष्ठेयत्वात्) અનુષ્ઠાન અતિ જરૂરનું હોવાથી.

ભાવાર્થ:- કોઈ પણ સ્વાર્થની ઈચ્છા રાખ્યા વગર વેદનું અધ્યયન, યજ્ઞ, તપ આદિ આશ્રમવિહિત કર્મ કરવા ઉપરાંત શમ દમ આદિ આંતરિક કર્મોનું અનુષ્ઠાન જરૂર કરતાં રહેવું. यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् । स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥ ગીતા. ૧૮–૪૬. જેને લીધે સર્વભૂતોની પ્રવૃત્તિ થઈ રહી છે અને જે સર્વવ્યાપક છે, તે પરમાત્માને પોતાના આશ્રમ-વિહિત કર્મદ્વારા અર્ચન કરીને ઉપાસક સિદ્ધિને અર્થાત્ મુક્તિને મેળવે છે. આશ્રમવિહિત અધ્યયન યજ્ઞ અને તપ જરૂરનાં છે પણ તેની સાથે શમાદિ આંતરિક કર્મો ન હોય તો અધ્યયનાદિ ફળ નીપજાવવામાં સફળ થતાં નથી. આ કારણથી ઉપનિષદમાં ઉપદેશવામાં આવ્યુ છે કે तस्मादेवंवित् शान्तो दान्त उपरतः तितिक्षुः समाहितो भूत्वा आत्मन्येवात्मानं पश्यति । બૃહ. ઉપ. ૪–૨૩. શમ= ઇંદ્રિયોની શાંતિ. દમ=ઉત્પથમાં જતી ઇંદ્રિયોનું દમન કરવું, उपरत વિષયો તરફ રાગાદિ ન હોવા તે. तितिक्षु=સુખ-દુઃખ, માન–અપમાન, ટાઢ–તડકો, ભૂખ–તરસને જે સહન કરે છે તે तितिक्षु કહેવાય છે અને એના એ ગુણને तितिक्षा કહેવામાં આવે છે. સમાહિત એટલે જેને ધ્યેયના સંબંધમાં જરાપણ સંશય નથી. પૂરેપૂરું જેને સમાધાન થઈ ગયું છે તે ‘સમાહિત’ કહેવાય છે અને તેના એ ગુણને સમાધાન કહેવાય છે. આશ્રમ-કર્મ સાથે શમાદિનુ અનુષ્ઠાન ચાલુ રાખવું કારણ કે, બ્રહ્મ-વિદ્યાનાં તે અંગ છે. યજ્ઞાદિ આશ્રમ કર્મ બહિરંગ છે અને શમાદિ અંતરંગ છે. ચારેય આશ્રમીઓ માટે શમાદિ સાધારણ છે અધ્યયન, યજ્ઞ અને તપ તો દેખાવને માટે પણ કરી શકાય પણ શમાદિમાં દેખાવ થઈ શકતો નથી. જે સાચો મહાન્ આત્મા હોય તેમાંજ શમાદિ હોવાની શકયતા છે. ઉપનિષદના ઉપર કહેલા વચનમાં શમાદિનું વિધાન સર્વને માટે છે, બહિરંગ અને અંતરંગ બંને કર્મો ચિત્તની શુદ્ધિ કરી વિદ્યાનો પ્રકાશ કરી આપે છે. આ કારણથી અંતરંગ શમ આદિનું પણ અનુષ્ઠાન

જરૂર કરવું જોઈએ. યોગનાં આઠ અંગો પણ ચિત્તને નિર્વિકારી-દશામાં લાવવા જરૂરનાં કારણો છે. શમદમાદિથી તેનું પણ સૂચન થઈ જાય છે. આથી શમદમાદિથી યુક્ત રહેવામાં ભૂલ ન કરવી જોઈએ. મન અને ઇંદ્રિયો બળવાન છે તે ઉપાસકને ક્યારે ભૂલમાં નાખી દે તે કહી શકાય નહિ, માટે મુમુક્ષુએ ખૂબ સાવધાન રહેવાની જરૂર છે એ આ સૂત્રનો ભાવ છે. ॥ ૨૭ ॥

સર્વ અન્ન ખાવાની અનુમતિ હોવી એ શું શમાદિની માફક બ્રહ્મવિદ્યાનું અંગ છે કે નહિ? એ આ સૂત્રમાં બતાવે છે. જે પ્રાણને જાણે છે તે પ્રાણવિદ્ કહેવાય છે. અને પ્રાણ પણ પરમાત્માનું નામ હોવાથી પ્રાણવિદ્ એટલે બ્રહ્મવિદ્ કહેવાય છે.

सर्वान्नानुमतिश्च प्राणात्यये तद्दर्शनात् ॥ २८ ॥

પદાર્થઃ– (च) અને (सर्वान्नानुमति) अद्यते तदन्नम् જે ખાઈ શકાય તે અન્ન છે એવી આ ઠેકાણે અન્નની વ્યાખ્યા છે. બધાજ અન્નની અનુમતિ–પરવાનગી છે (प्राणात्यये) પ્રાણનો નાશ થવાનો પ્રસંગ આવ્યો હોય ત્યારે (तद्दर्शनात्) તેવું હોવાનું ઉપનિષદમાં જોવામાં આવે છે.

ભાવાર્થઃ– છાંદોગ્ય ૫–૨–૧ અને બૃહદારણ્યક ૬–૧–૧૪ માં પ્રાણ અને ઇંદ્રિયોનો કાલ્પનિક સંવાદ ઉપદેશવામાં આવ્યો છે. તેમાં એમ જણાવવામાં આવ્યું છે કે પ્રાણ સર્વ ઇંદ્રિયો કરતાં શ્રેષ્ઠ છે. સુષુપ્તિ જેવી દશામાં પણ માનવદેહમાં પ્રાણ ચાલતો હોય છે જ્યારે મન અને બીજી ઇંદ્રિયો શાંત થયેલી હોય છે.

બીજું એ જણાવ્યું છે કે કુતરા સુધીનાં પશુઓ અને પંખીઓનું જે અન્ન છે તે પ્રાણને માટે છે, આથી એ અનુમાન કરવામાં આવ્યું છે કે પ્રાણવિદ્ અર્થાત્ બ્રહ્મ જાણનાર ગમે તે અન્ન ખાઈ શકે છે અને એ ખાવામાં આવતું અન્ન બ્રહ્મવિદ્યાનું શમ, વગેરે આન્તરિક સાધનોની જેમ અંગ છે. જ્યારે

અન્ન ખાઈ શકે છે તો પછી અબ્રહ્મજ્ઞ માણસો પણ સર્વ અન્ન ખાય એમાં વાંધો શો ? કારણ કે સર્વાન્નભોજન બ્રહ્મવિદ્યાનું અંગ છે. આવી પૂર્વપક્ષની માન્યતા સામે આ સૂત્રમાં એવો નિષ્કર્ષ કાઢવામાં આવ્યો છે કે ભૂખના માર્યો પ્રાણનો નાશ થતો હોય તે વખતે સર્વ અન્ન ખાવાની અનુમતિ અર્થાત્ ધર્મશાસ્ત્ર દ્વારા રજા આપવામાં આવે છે. આ એક આપત્કાળ છે. આના સમર્થનને માટે ઉપનિષદમાં ચાક્રાયણ ઋષિનો દાખલો આપવામાં આવ્યો છે. તે આ પ્રમાણે છેઃ 'મટચી નામના જંતુઓએ કોઈક દેશમાં સર્વ અન્નનો નાશ કરી નાંખ્યો હતો, તેથી ત્યાં દુકાળ પડ્યો. ત્યાં ચક્રાયણના પુત્ર ઉષસ્તિ રહેતા હતા, તેમને કેટલાક દિવસ સુધી ખાવાનું કશું મળ્યું નહિ. પછી એક દિવસે હાથીનો માવત બાફેલા અડદ ખાતો હતો તેની પાસે જઈ ઉષસ્તિએ ભિક્ષા માગી. માવતે કહ્યું કે હું જે આ બાફેલા અડદ ખાઉં છું તે સિવાય બીજા અડદ મારી પાસે નથી. ઋષિએ કહ્યું કે તું ખાય છે એમાંથી મને આપ. માવતે કહ્યું, અડદ આપ જુઓ છો કે એંઠા છે. ઋષિએ કહ્યું કે, કશી હરકત નહિ. માવતે એ અડદ આપ્યા અને ઋષિએ ખાધા અને થોડાક એમાંથી બચાવી પોતાની સ્ત્રી માટે લઈ ગયા. જ્યારે ઋષિ જવાના થયા ત્યારે માવતે કહ્યું કે, લ્યો, મહર્ષિજી, પાણી પીતા જાવ. ઋષિએ કહ્યું કે તારું પાણી ઉચ્છિષ્ટ (એંઠું) છે માટે નહીં પીઉં. માવતે કહ્યું કે મહારાજ, અડદ પણ એંઠા હતા. ઋષિએ ઉત્તર આપ્યો કે ખરી વાત છે, પણ જો મેં તારા એંઠા અડદ ન ખાધા હોત તો હું ભૂખ્યે મરી જાત, માટે મેં તારા એંઠા અડદ ખાધા છે; પાણી તો બીજા જળાશયોમાં મને ચોક્કસ મળી શકે છે માટે હું તારું એંઠું પાણી નહીં પીઉં. આ કથા ઉપરથી સાર એ નીકળે છે કે આપત્કાળમાં જીવન બચાવવા ખાતર સર્વ અન્ન ખાવાની રજા છે, આપત્કાળ ન હોય તો શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે સાત્વિક ભોજન જ લેવું જોઈએ. કોઈનું એંઠું ખાવું ન જોઈએ અને કોઈને પણ એંઠું ભોજન આપવું ન

જોઈએ. સાત્વિક ભોજન જ બ્રહ્મવિદ્યાનું અંગ છે. જ્યારે બ્રહ્મજ્ઞાનીઓને માટે ભોજનનો આવો નિયમ છે, તો પછી સાધારણ માણસ માટે ભોજનનો નિયમ ન હોય એ કેમ બને? ॥ ૨૮ ॥

આપત્કાળ સિવાય શાસ્ત્રપ્રતિષિદ્ધ અન્ન ખાવું નહિ તે આ સૂત્રમાં બતાવે છે:

अबाधाच ॥ २९ ॥

પદાર્થ:- (च) અને (अबाधात्) બાધ આવતો ન હોવાથી.

ભાવાર્થ:- आहारशुद्धौ सत्त्वशुद्धिः सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः। છાં. ઉપ. ૭-૨૬-૨. વિશુદ્ધ આહાર લેવાથી ચિત્તની શુદ્ધિ થાય છે અને ચિત્તની શુદ્ધિ થયા પછી બ્રહ્મનું જ્ઞાન ચોક્કસ થાય છે. આમાં શમદમાદિ સહકારિ કારણોનો સમાવેશ સમજી લેવો. આવો ભક્ષ્ય અને અભક્ષ્યનો શાસ્ત્રનિર્ણીત અર્થ છે તેથી આપત્કાળ સિવાય સર્વાન્નનું ભોજન ન કરવું જોઈએ કે જેથી શાસ્ત્રોક્ત ભોજનના નિયમનો બાધ (નાશ) ન થાય ॥ ૨૯ ॥

ઉક્ત કથનમાં સ્મૃતિઓનો પણ આધાર છે તે આ સૂત્રમાં બતાવે છે:

अपि च स्मर्यते ॥ ३० ॥

પદાર્થ:- (च) અને (स्मर्यते अपि) સ્મૃતિમાં પણ જણાવ્યું છે.

ભાવાર્થ:- સ્મૃતિ ગ્રંથોમાં પણ જણાવ્યું છે કે આપત્કાળમાં સર્વાન્ન ભોજન કરવું જેમકે,

जीवितात्ययमापन्नो योऽन्नमत्ति यतस्ततः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवाम्भसा ॥ મનુ. ૧૦–૧૦૪.

ભાવાર્થ:- ભૂખને લીધે પ્રાણ ક્યારે શરીરમાંથી ચાલ્યા જશે

એવી સ્થિતિએ જ્યારે માણસ પહોંચે ત્યારે ગમે તેવું અને ગમે ત્યાંથી અન્ન ખાઈ જીવ બચાવવો જોઈએ. ॥ ૩૦ ॥

આપત્કાળ ન હોય ત્યારે ખાવાપીવામાં જરૂર વિવેક રાખવો જોઈએ. તે આ સૂત્રમાં બતાવે છેઃ

शब्दश्चातोऽकामकारे ॥ ३१ ॥

પદાર્થઃ- (च) અને (अतः) આ કારણથી (अकामकारे) અસ્વાતંત્ર્ય નિમિત્તે (शब्दः) શબ્દપ્રમાણ છે.

ભાવાર્થઃ- જે અન્ન ખાવા યોગ્ય ન હોય તે ન ખાવા માટે શબ્દપ્રમાણ છે એટલે કે અભક્ષ્યનું ભક્ષણ કરવા માટે પ્રતિષેધ છે. જેમકે કાઠક સંહિતામાં ઉપદેશ્યું છે કે 'ब्राह्मणः सुरा न पिबेत्' બ્રાહ્મણે મદ્યપાન ન કરવું જોઈએ. આ ઠેકાણે બ્રાહ્મણ પદ એ સૂચવે છે કે જેને આત્મા અને પરમાત્માને જાણવાની ઇચ્છા છે તેણે મદ્યપાન ન કરવું જોઈએ. આમાં ખાસ વર્ણને બ્રાહ્મણ શબ્દ સૂચવતો નથી. આ ઉપરથી સમજવું જોઈએ કે માણસ માત્રે ખાવાપીવામાં ખૂબ વિશુદ્ધિ જાળવવી જોઈએ, કારણ કે પોતે કોણ છે એની જાણવાની ઇચ્છા કોને ન હોય? ॥ ૩૧ ॥

હવે આશ્રમવિહિત કર્મ સંબંધી વિશેષ કહે છેઃ

विहितत्त्वाच्चाश्रमकर्मापि ॥ ३२ ॥

પદાર્થઃ- (च) અને (विहितत्वात्) વિહિત હોવાથી (आश्रमकर्म अपि) આશ્રમ-કર્મ પણ કરવાં જોઈએ.

ભાવાર્થઃ- ગૃહસ્થનાં આશ્રમકર્મ જેવાં કે યજ્ઞ, દાન વગેરે બ્રહ્મવિદ્યાનાં અંગ છે એમ આગળ કહેવામાં આવ્યું છે, તે ઉપરથી એમ સમજાય છે કે જેને બ્રહ્મવિદ્યાને પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તે યજ્ઞાદિકર્મનું અનુષ્ઠાન કરે. બ્રહ્મવિદ્યા મુમુક્ષુને યજ્ઞાદિ કર્મ કરવામાં નિમિત્ત છે, માટે ગૃહસ્થાશ્રમનાં કર્મ નૈમિત્તિક થયાં.

હવે, જ્યારે જેને બ્રહ્મવિદ્યાની તેમજ મુક્તિની પણ જરૂર નથી, તેણે આશ્રમવિહિત કર્મ શા માટે કરવાં? निमित्तस्यापाये नैमित्तिकस्यापायः । જો નિમિત્ત ન રહે તો નૈમિત્તિક પણ નજ રહે એ સ્વાભાવિક છે. ઔષધ સેવન કરવું એ નૈમિત્તિક છે અને રોગ નિમિત્ત છે. રોગ જાય એટલે ઔષધ પણ બંધજ થાય છે. તો હવે પ્રશ્ન એ છે કે જે કેવળ ભૌતિક સુખની પાછળજ પ્રયત્ન કરે છે અને એજ જેનું લક્ષ્ય છે તેણે યજ્ઞાદિ આશ્રમ-કર્મ ન કરવાં એજ આમાંથી ફલિત થાય છે. આનો ઉત્તર સૂત્રમાંજ આપવામાં આવ્યો છે કે આશ્રમીઓને આશ્રમ-કર્મ વિહિત છે માટે કરવાં જોઇએ. આશ્રમ-કર્મ બ્રહ્મવિદ્યાના નિમિત્તને લીધે નૈમિત્તિક છે અને આશ્રમીઓને માટે તે નિત્યકર્મ પણ છે, કારણ કે यावज्जीवमग्निहोत्रं जुहोति જ્યાંસુધી ગૃહસ્થાશ્રમી જીવે ત્યાં સુધી યજ્ઞાદિ કર્મ કરવાં જોઈએ. આથી તે કર્મો નિત્ય છે એમ પણ સમજાય છે. નિત્ય અને અનિત્ય બંનેની સાથે આશ્રમ-કર્મ સંબંધ રાખે છે માટે જેને મુમુક્ષા ન હોય અને બ્રહ્મવિદ્યા પણ મેળવવાની ઈચ્છા ન હોય તોપણ ગૃહસ્થે યજ્ઞ આદિ કર્મ કરવાં જોઈએ. જો વેદવિહિત કર્મ નહીં કરે તો તે જરૂર પાપનો ભાગી થશે. એ આ સૂત્રનો ભાવાર્થ છે. ॥ ૩૨ ॥

જો યજ્ઞાદિ આશ્રમકર્મ નિત્ય હોય તો તે વિદ્યાના અંગ ન હોવાં જોઈએ. એનો પણ ઉત્તર આ સૂત્રમાં આપે છેઃ

सहकारित्वेन च ॥ ३३ ॥

પદાર્થઃ- (च) અને (सहकारित्वेन) કર્મોનો સહકાર હોવાથી.

ભાવાર્થઃ- કર્મો સહકારી હોવાથી વિદ્યાનાં અંગ પણ ખરાં. કર્મ ભલે એક હોય પણ તેનો સંબંધ બ્રહ્મવિદ્યા સાથે અને આશ્રમસંચાલનને સાથે છેજ. એકજ ક્રિયા બે પ્રયોજનને સિદ્ધ કરે છે. एका क्रिया द्वयर्थकरी प्रसिद्धा । आम्राश्च सिक्ताः पितरश्च प्रीणिताः

આંબાને પાણી પાવાથી આંબાને પાણી મળ્યું અને વડીલોની આજ્ઞાનું પાલન થવાથી વડીલોને પણ પ્રીતિ થઈ. વડીલોએ કહ્યું કે પુત્ર, આંબાને પાણી પાજે, પુત્રે આજ્ઞા પાળી. આ આજ્ઞા પાલનરૂપ કર્મ ઉપર કહ્યા પ્રમાણે બે પ્રયોજનને માટે થયું. એ જ પ્રમાણે ગૃહસ્થે પોતાના આશ્રમવિહિત કર્મ કરવાથી નિત્યકર્મનું અનુષ્ઠાન થવાથી પ્રત્યવાય આવતો બંધ થયો અને એ જ અનુષ્ઠાને ચિત્તની શુદ્ધિ પણ કરી. એ ચિત્તશુદ્ધિમાં કર્મે જે પોતાનો હિસ્સો આપ્યો એ જ કર્મમાં વિદ્યાની સહકારિતાને સિદ્ધ કરે છે. ॥ ૩૩ ॥

सर्वथापि त एवोभयलिङ्गात् ॥ ३४ ॥

પદાર્થઃ– (सर्वथा अपि) બધી રીતે અર્થાત્ આશ્રમકર્મત્વ પક્ષમાં અને વિદ્યાસહકારિત્વ પક્ષમાં (त एव) તે જ અગ્નિહોત્રાદિ છે (उभयलिङ्गात्) શ્રુતિ અને સ્મૃતિના વાકયથી એવું અનુમાન થાય છે.

ભાવાર્થઃ– ગૃહસ્થાશ્રમવિહિત નિત્ય અગ્નિહોત્ર આદિ કર્મોનું જ અનુષ્ઠાન કરવાનું હોય છે. વિદ્યાને માટે જુદા અને આશ્રમને માટે જુદા યજ્ઞાદિ કરવાના હોતા નથી. એક જ કર્મનો બંને તરફ વિનિયોગ છે. તે एव એટલે કે તે જ. અહીં ભાર દેવાનું પ્રયોજન એ છે કે એક જ કર્મ છે, બે નહિ. શ્રુતિવચન એટલે કે ઉપનિષદનું વચન તે આ પ્રમાણે છેઃ

तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति । બૃ. ૪–૪–૨૨. સ્મૃતિવચન આ પ્રમાણે છેઃ

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ॥ કર્મફળની આશા રાખ્યા વગર જે કર્તવ્ય–કર્મ કર્યે જાય છે તે સંન્યાસી યે છે અને યોગી યે છે. તે નિરગ્નિ નથી અને નિષ્ક્રિય પણ નથી.

આ પ્રમાણે ગૃહસ્થે કર્તવ્ય કર્મ કરવું એ જ આશ્રમને માટે

અને વિદ્યાની = બ્રહ્મજ્ઞાનની ઉત્પત્તિ માટે પણ છે. કર્મમાં જરા-પણ ભેદ નથી. એટલે બ્રહ્મવિદ્યાને ઉત્પન્ન કરવા કોઈ જુદું યજ્ઞાદિ કર્મ કરવાનું નથી. ॥ ૩૪ ॥

બ્રહ્મચર્ય પાળી જેણે આત્મા ઓળખ્યો છે, તે આત્મજ્ઞાનને ભૂલતો નથી. તે અહીં બતાવે છે:

अनभिभवं च दर्शयति ॥ ३५ ॥

પદાર્થ:– (च) અને (अनभिभवम्) કોઈ પણ પાપથી પ્રતિ-બંધ ન થવો (दर्शयति) એ પણ બતાવે છે.

ભાવાર્થ:– જે ઉપાસક બ્રહ્મચર્ય આદિ સાધનથી સંપન્ન હોય છે તેને રાગ-દ્વેષ આદિ હોતા નથી અને તેને આત્માનું વિસ્મરણ થતું નથી. एष हि आत्मा न नश्यति य ब्रह्मचर्येण अनुविन्दते । બ્રહ્મ-ચર્યનું પાલન કરી જેણે આત્માને ઓળખ્યો છે તેનો આત્મા નાશ પામતો નથી અર્થાત્ તેને આત્મા અદશ્ય થતો નથી. સારાંશ એ કે તે ઉપાસક જાણેલા આત્માને કદી પણ ભૂલતો નથી. માટે નિત્ય બ્રહ્મચર્યનું પાલન અને અગ્નિહોત્રાદિ નિત્યકર્મ વિદ્યા અને આશ્રમને માટે કરતા રહેવું જોઈએ. ॥ ૩૫ ॥

હવે, વાંઢા અને વિધુર લોકોને બ્રહ્મવિદ્યામાં અધિકાર છે કે નહિ એનું પ્રકરણ ચલાવે છે. સૂત્ર છત્રીશથી ઓગણચાલીશ સુધીમાં આ ચર્ચા છે:

अन्तरा चापि तद्दृष्टेः ॥ ३६ ॥

પદાર્થ:– (च) અને (अन्तरा) આશ્રમકર્મ સિવાય (अपि) પણ (तद्दृष्टेः) તેઓની પણ દષ્ટિ હોવાનું જણાતું હોવાથી.

ભાવાર્થ:– આશ્રમનાં કર્મ બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવામાં સહાય-ભૂત હોવાથી જેઓ કોઈ પણ આશ્રમમાં જ નથી તેઓ આશ્રમના કર્મ નથી કરતા એ તો સ્પષ્ટ જ છે. આવા આશ્રમકર્મને

નહીં કરતા વાંઢા અને વિધુર લોકોને બ્રહ્મવિદ્યા મેળવવાનો અધિકાર ન હોય એ તો દેખીતું જ છે. આનો ઉત્તર એ છે કે, જેઓ આશ્રમકર્મ ન કરતા હોય તેઓ પણ બ્રહ્મ-વિદ્યા મેળવવાના અધિકારી છે. ઉપનિષદમાં રૈકવ, વાચકનવી ગાર્ગી, અનાશ્રમી હતાં છતાં એ બ્રહ્મજ્ઞાનીઓ હતાં. ભીષ્મ પણ બ્રહ્મજ્ઞાની હતા. જો આવા લોકોને બ્રહ્મવિદ્યા મેળવવાનો અધિકાર ન હોય તો એ બ્રહ્મજ્ઞાની થયા શી રીતે ? માટે અનાશ્રમીઓને પણ બ્રહ્મવિદ્યા મેળવવાનો અધિકાર છે ॥ ૩૬ ॥

अपि च स्मर्यते ॥ ३७ ॥

પદાર્થ.– (स्मर्यते अपि) સ્મૃતિમાં પણ આવા દાખલા મળી આવે છે.

ભાવાર્થ:– અનાશ્રમી લોકો કેવળ જપ કરવાથી પણ બ્રહ્મવિદ્યા મેળવી શકે છે. મનુસ્મૃતિમાં જણાવ્યું છે કેઃ

जप्येनैव तु संसिध्येद् ब्राह्मणो नात्र संशयः ।
कुर्यादन्यन्न वा कुर्यान्मैत्रो ब्राह्मण उच्यते ॥

મનુ. ૨–૮૭.

વૈદિક યાગ આદિ કર્મ ન કરે તોપણ કેવળ જપ કરવાથી બ્રાહ્મણ સિદ્ધિ મેળવી શકે છે. બ્રાહ્મણ સિવાય અન્ય વ્યક્તિઓ પણ જપથી સિદ્ધિ પામે છે એમ સમજવું.

સંવર્ત આદિ કેવળ જપથી સિદ્ધિ પામ્યા હતા.

રૈકવ કોઈ આશ્રમમાં નહોતા છતાં બ્રહ્મજ્ઞાની હતા.

ગાર્ગી પણ કોઈ આશ્રમમાં ન હતા છતાં તે પણ બ્રહ્મજ્ઞાન ધરાવતાં હતાં.

જપ, શમ, દમ આદિના સેવનથી એમનાં અંતઃકરણ શુદ્ધ થયાં હતાં એમ સ્વીકારવું જોઈએ. ॥ ૩૭ ॥

विशेषानुग्रहश्च ॥ ३८ ॥

પદાર્થઃ– (च) અને (विशेषानुग्रहः) કેવળ સ્મૃતિ જ નહિ બીજા વિશેષો પણ તેને માટે છે.

ભાવાર્થઃ– ઉપનિષદમાં પણ કહેવામાં આવ્યુ છે કે અનાશ્રમી લોકો તપ, બ્રહ્મચર્ય, શ્રદ્ધા અને શ્રવણ-મનન દ્વારા આત્માને જાણી શકે છે.

तपसा ब्रह्मचर्येण श्रद्धया विद्यया
आत्मान मन्विष्येत् ॥ પ્રશ્ન–ઉપ. ૨–૧૦.

આ સિવાય પૂર્વજન્મના વિશુદ્ધ સંસ્કારોથી પણ આત્મજ્ઞાન થઇ શકે છે.

अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ગયા જન્મોમાં આશ્રમ-ધર્મોનું અનુષ્ઠાન પણ આ જન્મમાં બ્રહ્મવિદ્યાને પ્રાપ્ત કરાવવામાં સારા સંસ્કાર દ્વારા સહાયભૂત થઇ શકે છે. યમનિયમ આદિ યોગના અંગોનું અનુષ્ઠાન પણ ચિત્તશુદ્ધિના ઉપાયો છે. આથી સ્પષ્ટ થાય છે કે ધનહીન વિધુર અને વાંઢા માણસો પણ ઉપરના સાધન દ્વારા બ્રહ્મને જાણી શકે છે. તેથી તેમને પણ બ્રહ્મવિદ્યા મેળવવાનો અધિકાર છે.

अतस्त्वितरज्ज्यायो लिङ्गाच्च ॥ ३९ ॥

પદાર્થઃ– (च) પણ (अतः) અનાશ્રમી રહેવા કરતાં (इतरत्) આશ્રમમાં રહેવું એ (ज्यायः) વધારે સારું છે. (लिङ्गात्) શ્રુતિ-સ્મૃતિમાં એવો નિર્દેશ હોવાથી.

ભાવાર્થઃ– જ્યાંસુધી બને ત્યાંસુધી ચારમાંના કોઇપણ એક પોતાને યોગ્ય એવા આશ્રમને પસંદ કરી લેવો જોઇએ. અનાશ્રમી રહેવા કરતાં આશ્રમી રહેવું એ વધારે સારું છે. अनाश्रमी न तिष्ठेत दिन मेक मपि द्विजः। એક દિવસ પણ દ્વિજે અનાશ્રમી ન રહેવું જોઇએ.

ભાવ એ છે કે આશ્રમી અને અનાશ્રમી બંને વિદ્યાના અધિકારી છે, છતાં આશ્રમી રહી બ્રહ્મવિદ્યા મેળવવા પ્રયત્ન કરવો એ વધારે સારું છે. ॥ ૩૯ ॥

હવે આરૂઢ પતિતને બ્રહ્મવિદ્યાનાં અધિકાર નથી. એ સંબંધી સમજુતી બતાવતું પ્રકરણ લખે છેઃ

तद्भूतस्य तु नातद्भावो जैमिनेरपि नियमातद्रूपाभावेभ्यः ॥ ४० ॥

પદાર્થઃ– (तद्भूतस्य) જેઓએ નૈષ્ઠિક બ્રહ્મચર્ય પ્રાપ્ત કર્યું છે અથવા સંન્યાસાશ્રમ પ્રાપ્ત કર્યો છે (तु) તેને તો (अतद्भावः) તેમાંથી પ્રચ્યુતિ કરવી તે (न) નથી (जैमिनेः अपि) આવું જૈમિનિ મુનિનું પણ માનવું છે (नियमातद्रूपभावेभ्यः) નિયમ અને અવરોહ-રૂપ ભાવના વચનો ન મળવાથી.

ભાવાર્થઃ– જે માણસ નૈષ્ઠિક બ્રહ્મચારી થયો હોય અથવા સંન્યાસ આશ્રમની દીક્ષા લીધી હોય તેને પાછા ફરવાનું રહેતું નથી. નૈષ્ઠિક બ્રહ્મચારીએ અને સંન્યાસીએ પાછા ગૃહસ્થાશ્રમમાં ન આવવું જોઇએ. એ તો ઉચ્ચસ્થાનમાંથી પતન છે. જેવી રીતે ચડવાનો ક્રમ શાસ્ત્રમાં બતાવ્યો છે તેવો પતન પામવાનો ક્રમ બતાવ્યો નથી. જેમકે 'अत्यन्त मात्मान माचार्यकुलेऽवसादयन्' । છાં. ૨–૩–૧૧. નૈષ્ઠિક બ્રહ્મચારી રહી મરણપર્યન્ત આચાર્યકુળમાં રહેવું. આ નૈષ્ઠિકતા કંઈ ફરજીઆત નથી પણ જો નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવાની દીક્ષા લીધી હોય તો પછી પાછા ન પડવું જોઇએ. अरण्यमियात् । અરણ્યમાં જવું અર્થાત્ સંન્યાસ પ્રાપ્ત કરવો. જેવી રીતે યાજ્ઞવલ્કયમુનિ ગૃહસ્થાશ્રમ છોડી અરણ્યમાં ગયા અર્થાત્ પરિવ્રાજક થયા. શરીર છૂટે ત્યાં સુધી એ જ આશ્રમનું પાલન કરવું જોઇએ.

જેવી રીતે નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવાનું તથા સંન્યાસ લેવાનું વિધાન મળે છે, તેવી રીતે સંન્યાસમાંથી પાછા ગૃહસ્થાશ્રમમાં

આવવાનાં શાસ્ત્રીય વચનો મળતાં નથી. ब्रह्मचर्यं समाप्य गृही भवेत् । જાબાલ ઉપ. ૪ બ્રહ્મચર્યના વ્રતનુ પાલન કર્યા પછી ગૃહસ્થ થવું. ब्रह्मचर्यादेव प्रव्रजेत् । જાબાલ ઉપ ૪. બ્રહ્મચર્યાશ્રમ પૂર્ણ કરી, ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યા વગર સંન્યાસી થાય. આવાં ચડવાનાં વચનો મળે છે; પણ ચડેલાને ઊતરવાના અર્થાત્ પતન પામવાના વચનો મળતાં નથી માટે સંન્યાસીને પાછા ગૃહસ્થાશ્રમમાં આવી બાળબચ્ચાંઓ સાથે રહી યજ્ઞયાગાદિ કરવાની પ્રબળ ઇચ્છા હોય તોપણ સંન્યાસમાંથી ગૃહસ્થાશ્રમમા આવવુ નહિ. સંન્યાસીને કદાચિત્ એમ લાગે કે આ આશ્રમ કરતા ગૃહસ્થાશ્રમ વધારે સારો છે, છતાંપણ સંન્યાસાશ્રમ ત્યજવો ન જોઈએ કારણ કે श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात् स्वनुष्ठितात् ।। ગીતા ૩–૩૫. સંન્યાસીનો સ્વધર્મ સંન્યાસનું પાલન કરવું એ જ છે એ ધર્મ સન્યાસીને થોડા ગુણવાળો જણાય તોપણ બીજા બહુ ગુણવાળા ગૃહસ્થાશ્રમ કરતા તેને માટે તે વધારે સારો છે. માટે પૂર્ણ વિચાર કરી સંન્યાસી થવું. ઉચ્ચ સ્થાનને મેળવતાં પહેલા ખૂબ વિચાર કરવો અને એ સ્થાન મેળવ્યા પછી પાછા ઊતરવાની આશા ગમે તે લાલચ મળે તોપણ ન કરવી. પાછા પડનારને 'આરૂઢપતિત' કહેવાય છે.

એ કબૂલ છે કે, સંન્યાસીમાં પાછા ગૃહસ્થાશ્રમમાં આવવાની અને ગૃહસ્થાશ્રમના ધર્મો પાળવાની શક્તિ છે અને તેને માટે પ્રેમ પણ છે, પણ ધર્મનું પાલન કરવામાં શાસ્ત્રીય નિયમોનું પ્રભુત્વ છે, આશ્રમ પાળનારની શક્તિનુ નહિ. સર્વકોઈ કાયદા જાણનાર ન્યાયાધીશ થઈ શકતો નથી, પણ જેની નિમણૂંક કરી હોય તે જ ન્યાયાસન ઉપર બેસી શકે છે. આ ઉપરથી સમજવાનું એ છે કે, આરૂઢને પતન પામવા માટે કોઈનો પણ ટેકો નથી. આરૂઢપતિતને શિષ્ટ લોકો માન પણ આપતા નથી, માટે શાસ્ત્રવિહિત

આશ્રમનું પાલન કરવું જોઇએ. આ સૂત્રમાં જૈમિનિ મુનિનું નામ એટલા માટે લેવામાં આવ્યુ છે કે જૈમિની મુનિની સંમતિથી બાદરાયણ મુનિના આ મતને વધારે પુષ્ટિ મળે ॥૪૦॥

न चाधिकारिकमपि पतनानुमानात् तदयोगात् ॥ ४१ ॥

પદાર્થ:- (च) અને (आधिकारिकम् अपि) પ્રાયશ્ચિત્તના અધિકારમાં આને કોઈ પ્રાયશ્ચિત્ત પણ બતાવવામાં આવ્યુ નથી. (पतनानुमानात्) પતનના અનુમાનથી (तदयोगात्) આરૂઢ-પતિતને પ્રાયશ્ચિત્ત નથી

ભાવાર્થ:- નૈષ્ઠિક બ્રહ્મચારી અથવા કોઇ વાનપ્રસ્થ કે સંન્યાસી અવકીર્ણી થઇ જાય એટલે પોતાના બ્રહ્મચર્યનો ભૂલથી ગુરુદારાદિ સિવાય બીજે ઠેકાણે નાશ કરે તો તેને માટે પ્રાયશ્ચિત્ત છે, કારણ કે તે ઉપપાતક છે, પણ આરૂઢ-પતિતને માટે તો પ્રાયશ્ચિત્ત પણ નથી, કારણ કે તે મહાપાતક છે.

आरूढो नैष्ठिकं धर्मं यस्तु प्रच्यवते पुनः ।
प्रायश्चित्तं न पश्यामि येन शुध्येत् स आत्महा ॥

ઋષિ કહે છે કે, નૈષ્ઠિક ધર્મ ઉપર ચડ્યા પછી જે પાછો પડે છે તેને માટે મને કોઈ એવું પ્રાયશ્ચિત દેખાતું નથી કે જેનાથી એ આત્મઘાતી પવિત્ર થાય.

આવો કડક નિયમ હોવાથી આરૂઢ થયા પછી પાછું ન પડવું. કાં તો આગળ પગલુ ભરવું નહીં અને ભર્યું તો પાછા હટવું નહિ. ॥ ૪૧ ॥

કેટલાક આચાર્યો આરૂઢપતનને ઉપપાતક માને છે અને તેનું પ્રાયશ્ચિત્ત પણ છે એમ માને છે. તે આ સૂત્રમાં બતાવે છેઃ

उपपूर्वमपि त्वेके भावमशनवत् तदुक्तम् ॥ ४२ ॥

પદાર્થ:- (एके) કેટલાક આચાર્યો (उपपूर्वम् अपि) ઉપપાતક (भावम्) હોવાનું પણ માને છે (अशनवत्) માંસ મદ્યાદિના ઉપયોગ

સંબંધી જેમ ઉપપાતક માનવામાં આવે છે તેમ (तदुक्तम्) તે કહેવામાં આવ્યુ છે.

ભાવાર્થઃ- બ્રહ્મચારી ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસીએ માંસ-ભોજન અથવા દારૂનું પીણું ન લેવું જોઇએ. છતાં ભૂલથી અથવા કોઇ પ્રબલ કારણથી લેવામાં આવે તો તેનું પ્રાયશ્ચિત્ત છે. એ પ્રાયશ્ચિત્ત આચરી શુદ્ધ થઇ શકાય છે. કારણ કે, ભૂલોથી થયેલું આવું કાર્ય ઉપપાતક ગણાય છે. ઉપપાતક માટે પ્રાયશ્ચિત્ત હોઇ શકે. પણ આરૂઢતામાંથી પતિત થવું એ તો મહાપાતક ગણાય છે, એને માટે ઉપર બતાવ્યા પ્રમાણે કોઈપણ પ્રાયશ્ચિત્ત નથી, માટે સંભાળીને પગલું ભરવું. આમ હોવા છતાં કેટલાક આચાર્ય આરૂઢપતનને પણ ઉપપાતક ગણે છે અને તેને માટે પ્રાયશ્ચિત્ત આપે છે પણ આમાં કોઈનો આદર નથી. આરૂઢપતિત સાથે કોઈ ભોજનાદિ વ્યવહાર કરતું નથી. શાસ્ત્રીય નિયમ તો આવો છે. ॥૪૨॥

बहिस्तूभयथापि स्मृतेराचाराच ॥ ४३ ॥

પદાર્થઃ- (उभयथा अपि) ઊર્ધ્વરેતસનું પતન થવું એ ઉપપાતક હોય અથવા મહાપાતક હોય બંને રીતે (बहिः) તેઓનો બહિષ્કાર માનવામાં આવ્યો છે. (स्मृतेः आचारात् च) સ્મૃતિથી અને શિષ્ટ પુરુષોના આચારથી એમ સમજાય છે.

ભાવાર્થઃ- ઊર્ધ્વરેતસ=નૈષ્ઠિક બ્રહ્મચારી આદિનું આરૂઢપતિત થવું એ ઉપપાતક માનવામાં આવે કે મહાપાતક માનવામાં આવે, પણ તેઓનો બહિષ્કાર તો કરવામાં આવે છે. સ્મૃતિ પણ બહિષ્કાર કરવાનું જણાવે છે અને શિષ્ટ પુરુષોનો આચાર પણ એજ બાબત સૂચવે છે.

आरूढो नैष्ठिकं धर्मं यस्तु प्रच्यवते पुनः ।
प्रायश्चित्तं न पश्यामि येन शुध्येत् स आत्महा ॥ स्मृतिः ॥

જે નૈષ્ઠિક ધર્મ ઉપર ચડી જઈ પાછો ત્યાંથી પતિત થાય છે

અર્થાત્ ગૃહસ્થાશ્રમમાં આવે છે તેનું કોઈ પ્રાયશ્ચિત્ત નથી કે જેનાથી એ આત્મઘાતીની શુદ્ધિ કરી શકાય.

શિષ્ટ પુરુષો તેને યજ્ઞ, અધ્યયન કરાવતા નથી તેમ તેની સાથે વિવાહાદિ કર્મ પણ કરાવતા નથી. આથી સમજવું જોઇએ કે આરૂઢ-પતિત માણુસ બહિષ્કૃત છે. ॥ ૪૩ ॥

હવે અંગોપાસના સંબંધી ચર્ચા કરે છેઃ

स्वामिनः फलश्रुतेरित्यात्रेयः ॥ ૪૪ ॥

પદાર્થઃ– (स्वामिनः) યજમાનને ફળ મળે છે (फलश्रुतेः) એવી ફલશ્રુતિ હોવાથી. (इति आत्रेयः) આવું આત્રેય આચાર્ય માને છે.

ભાવાર્થઃ– वर्षति हास्मै वर्षयति ह य एतदेवं विद्वान् वृष्टौ पञ्चविधं सामोपास्ते ॥ છાં. ૨–૩–૨. જે પંચવિધ સામની ઉપાસના કરે છે તે યજમાનને કામફળ અપાવે છે, (૧) હિંકાર (૨) प्रस्ताव (૩) ઉદ્ગીથ (૪) પ્રતિહાર (૫) નિધન—આ પાંચ પ્રકારમાં વૃષ્ટિનું ધ્યાન કરનારને વૃષ્ટિનું ફળ મળે છે. આ ફળ યજમાનને જ મળે છે ઋત્વિજને નહિ. કર્તાને જ ફળ મળે એ જ ન્યાય્ય છે. ॥૪૪॥

आर्त्विज्यमित्यौडुलोमिस्तस्मै हि परिक्रीयते ॥ ૪૫ ॥

પદાર્થઃ- (आर्त्विज्यम् इति) ઋત્વિજનું કર્મ છે એવું (औडुलोमि.) ઔડુલોમિ આચાર્ય માને છે, પણ ફળ યજમાનને મળે છે (हि) કારણ કે (तस्मै) તેને માટે તે (परिक्रीयते) ધન આપી ખરીદાય છે.

ભાવાર્થઃ– યજમાન પોતે દક્ષિણા આપી ઋત્વિજ પાસે પોતાને માટે કામ કરાવે છે, માટે સામોપાસનાના કર્તા તરીકે ઋત્વિજ હોય છે પણ એનું ફળ તો યજમાનનેજ પ્રાપ્ત થાય છે. જેમ મજૂર મજૂરી કરે છે અને એ મજૂરીનું ફળ તેના સ્વામીને મળે

છે, કારણ કે મજૂર મજૂરી લઇને કામ કરે છે એટલે મજૂરી મજૂરની અને તેનું ફળ સ્વામીને અર્થાત્ યજમાનને મળે છે. દાખલા તરીકે સુથાર મજૂરી લઈ ખાટલો સ્વામીને બનાવી આપે છે એટલે મજૂરી કરી જે ખાટલો તૈયાર કર્યો તે સ્વામીનો, કારણ કે સુથારે ખાટલો બનાવવાની મજૂરીના પૈસા લીધા છે. તેમ અંગોપાસનામાં પણ સમજવુ જોઇએ. ॥ ૪૫ ॥

श्रुतेश्च ॥ ૪૬ ॥

પદાર્થઃ– (च) અને (श्रुतेः) શ્રુતિવચન હોવાથી.

ભાવાર્થઃ– या वै काचन यज्ञे ऋत्विज आशिष माशासत इति यजमानायैव तामाशासत इति होवाच तस्माद् ह एवंविद् उद्गाता ब्रूयात् क ते काम मागायानि । छा. १-७ ८ ९.

યજ્ઞમાં ઋત્વિજો જે ફળની પ્રાર્થના કરે છે તે ફળ યજમાનને માટે જ હોય છે. માટે ઉદ્ગાતા ઋત્વિજ યજમાનને કહે છે કે તમારે માટે કયા ફળની માગણી કરું. આથી સમજાય છે કે કર્તા ભલે ઋત્વિજ હોય'પણ તે અંગભૂત ઉપાસનાનું ફળ તો યજમાનનેજ મળે છે. કર્તા ઋત્વિજ અને અંગભૂત ઉપાસનાના ફળનો ભોક્તા યજમાન જ હોય છે. ઋત્વિજને તો માત્ર દક્ષિણા જ મળે છે. ॥૪૬॥

હવે બ્રહ્મવિદ્યાવાળાને મૌન અર્થાત્ સંપૂર્ણજ્ઞાન મેળવવું જોઇએ એ આ સૂત્રથી સમજાવે છેઃ

सहकार्यन्तरविधिः पक्षेण तृतीयं तद्वतो विध्यादिवत् ॥ ૪૭ ॥

પદાર્થઃ– (तद्वतः) બ્રહ્મજ્ઞાનવાળાને (सहकार्यन्तरविधिः) એક વધારે સહકારીનું વિધાન છે એટલે કે મૌનનું પણ વિધાન છે (पक्षेण) પક્ષથી (तृतीयम्) ત્રીજું (विध्यादिवत्) બીજા વિધેયોની માફક.

ભાવાર્થઃ– બૃહદારણ્યક ઉપનિષદમાં આ પ્રમાણે ઉલ્લેખ છેઃ तस्माद् ब्राह्मणः पाण्डित्य निर्विद्य बाल्येन तिष्ठासेद् बाल्य च पाण्डित्य च निर्विद्याथ

मुनिः अमौनं च मौनं च निर्विद्याथ ब्राह्मणः ॥ બૃ. ૩–૫. આ પ્રકરણ કૌષીતકિના પુત્ર કહોલ અને યાજ્ઞવલ્કયનો સંવાદ છે. કહોલે પ્રશ્ન પૂછયો છે અને યાજ્ઞવલ્કયે ઉત્તર આપ્યો છે. યાજ્ઞવલ્કયના ઉત્તરમાં ઉપરનું વાકય આવ્યું છે. તે આ સૂત્રોનો વિષય છે.

બ્રહ્મવિદ્યાવાળાને મૌનરૂપ સહકારીની જરૂર છે. પાંડિત્યને સંપૂર્ણ જાણીને એટલે સારી રીતે શ્રવણ કરીને પછી એ શ્રવણજન્ય જ્ઞાનમાં બળ આવે એટલે કે તેમાં ભૂલ અને સંદેહ ન રહે માટે તેના ઉપર મનન કરવું જોઇએ. મનન સંપૂર્ણ કર્યા પછી મૌનનો પણ આશ્રય લેવો જોઇએ. મૌનનો અર્થ આ ઠેકાણે નિદિધ્યાસન છે. આ કારણથી બ્રહ્મવિદ્યા જાણનારને માટે સહકારી તરીકે મૌનનું પણ વિધાન છે. બ્રહ્મવિત્ કહેવાથી 'સંપૂર્ણ જાણનાર' એવો અર્થ તો ન જ થઈ શકે. જેમ સંપૂર્ણ ગણિત ન જાણતો હોય છતાં જેણે ગણિતનો સારો અભ્યાસ કર્યો હોય તેને ગણિતજ્ઞ કહી શકાય છે, તેમ જેણે થોડી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરી હોય તેને 'બ્રહ્મવિત્ કહી શકાય.' પૂરી બ્રહ્મવિદ્યા મેળવવા માટે શમ, દમ, તિતિક્ષા આદિ અનેક સાધનોની જરૂર પડે છે, તેમ છેલ્લો સહકારી બ્રહ્મવિત્‌ને માટે મૌન છે અર્થાત્ નિદિધ્યાસન છે. નિદિધ્યાસન એટલે બ્રહ્મનો સંપૂર્ણ સાક્ષાત્કાર. આ મૌન જેને પ્રાપ્ત થયું હોય તે મુનિ કહેવાય છે. મુનિ થયો એ જ સાચો બ્રાહ્મણ અર્થાત્ પૂરેપૂરો બ્રહ્મવિત્! માટે બ્રહ્મવિદ્યા મેળવવા માટે જેમ બીજા વિધેયોનું વિધાન કર્યું છે તેમ મૌનનું પણ વિધાન છે. સંન્યાસી થયો એટલે તે મુનિ કહેવાય છે એમ પણ નથી. વાલ્મીકિ ઋષિ સંન્યાસી નહોતા, છતાં તેને પણ મુનિપુંગવ કહેવામાં આવ્યા છે. જેમકે वाल्मीकिर्मुनिपुंगवः । 'मुनीनामप्यहं व्यासः' । વ્યાસ મહાજ્ઞાની હોવાથી તેને મુનિ કહેવામાં આવે છે. એટલે મુનિ શબ્દ આત્માને સંપૂર્ણ રીતે જાણનારને માટે વપરાયો છે. જ્ઞાનની ચરમસીમા એ જ મૌન, મૌનનો અર્થ 'મૂંગા બેસી રહેવું' એવો નથી. જો જડ

અને ચેતનને જાણનાર મહાન્ વિદ્વાનો કશું બોલેજ નહિ તો, આ સંસારને સાચી દોરવણી કોણ આપી શકે? શું અલ્પજ્ઞ વિદ્વાનોની દોરવણીથી સંસારમાં શાંતિ સ્થપાશે? કદી નહિ; માટે મૌનનો અર્થ પુષ્કળ, અગાધ, યથાર્થ જ્ઞાન છે, તેની સહાયતા બ્રહ્મવિત્‌ને છેજ. માટે મૌનનું પણ વિધાન સહકારી તરીકે ત્રીજું કારણ છે. આ સૂત્રમાં જે 'पक्षेण' શબ્દ આવ્યો છે તેનો અર્થ છે જરાપણ અજ્ઞાન ન રહેવું જોઈએ. એવો અર્થ થાય છે માટે મૌન અર્થાત્ સંપૂર્ણ વિશેષજ્ઞતા બ્રહ્મવિત્‌ને માટે વિહિત છે.

पक्षेण એટલે પક્ષે વિધાન. ગુજરાતી ભાષામાં સ્પષ્ટ અર્થ એ થાય છે કે પડખે આવવું. એટલે એનો ભાવ એ થયો કે પાંડિત્ય અને બાલ્યને પડખે મૌનનું વિધાન જરૂર છે. મૌન વગર એકલા પાંડિત્ય અને બાલ્યથી સિદ્ધિ મળી શકે નહિ.

મૌનનો અર્થ મૂંગું રહેવું એ પણ થાય છે, પણ યાજ્ઞવલ્ક્ય મુનિએ ઉપરના વાક્યમાં જે મૌન અને મુનિ શબ્દો વાપર્યા છે તે તો અતિશય જ્ઞાનનાજ સૂચક છે એમ કહેવાનો અમારો આશય છે. ॥ ૪૭ ॥

છાંદોગ્ય ઉપનિષદનો ઉપસંહાર સંન્યાસાશ્રમ કે જે છેલ્લો આશ્રમ છે તેમાં ન કરતાં ગૃહસ્થાશ્રમમાં શામાટે કર્યો? તેનું સામાધાન આ સૂત્રમાં કરે છેઃ

कृत्स्नभावात्तु गृहिणोपसंहारः ॥ ४८ ॥

પદાર્થઃ– (तु) સંન્યાસાશ્રમ નથી એવા પૂર્વપક્ષનો નિષેધ સૂચવે છે. (कृत्स्नभावात्) સર્વ આશ્રમમાં વિહિત થયેલાં કર્મોમાંથી ઘણાં કર્મો ગૃહસ્થાશ્રમમાં કરવાનાં હોવાથી (गृहिणा) ગૃહમેધીથી (उपसंहारः) ઉપસંહાર કરવામાં આવ્યો છે.

ભાવાર્થઃ– અહિંસા, ઇંદ્રિયસંયમ આદિ કે જે ખાસ કરી સંન્યાસાશ્રમ અને વાનપ્રસ્થાશ્રમમાંજ કરવાના હોય છે તે પણ

मुनिः अमौनं च मौनं च निर्विद्याथ ब्राह्मणः ॥ બૃ. ૩-૫. આ પ્રકરણ કૌષીતકિના પુત્ર કહોલ અને યાજ્ઞવલ્કયનો સંવાદ છે. કહોલે પ્રશ્ન પૂછ્યો છે અને યાજ્ઞવલ્કયે ઉત્તર આપ્યો છે. યાજ્ઞવલ્કયના ઉત્તરમાં ઉપરનુ વાકય આવ્યુ છે. તે આ સૂત્રોનો વિષય છે.

બ્રહ્મવિદ્યાવાળાને મૌનરૂપ સહકારીની જરૂર છે. પાંડિત્યને સંપૂર્ણ જાણીને એટલે સારી રીતે શ્રવણ કરીને પછી એ શ્રવણજન્ય જ્ઞાનમાં બળ આવે એટલે કે તેમાં ભૂલ અને સંદેહ ન રહે માટે તેના ઉપર મનન કરવું જોઇએ. મનન સંપૂર્ણ કર્યા પછી મૌનનો પણ આશ્રય લેવો જોઇએ. મૌનનો અર્થ આ ઠેકાણે નિદિધ્યાસન છે. આ કારણથી બ્રહ્મવિદ્યા જાણનારને માટે સહકારી તરીકે મૌનનું પણ વિધાન છે. બ્રહ્મવિત્ કહેવાથી 'સંપૂર્ણ જાણનાર' એવો અર્થ તો ન જ થઈ શકે. જેમ સંપૂર્ણ ગણિત ન જાણતો હોય છતાં જેણે ગણિતનો સારો અભ્યાસ કર્યો હોય તેને ગણિતજ્ઞ કહી શકાય છે, તેમ જેણે થોડી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરી હોય તેને 'બ્રહ્મવિત્ કહી શકાય.' પૂરી બ્રહ્મવિદ્યા મેળવવા માટે શમ, દમ, તિતિક્ષા આદિ અનેક સાધનોની જરૂર પડે છે, તેમ છેલ્લો સહકારી બ્રહ્મવિત્‌ને માટે મૌન છે અર્થાત્ નિદિધ્યાસન છે. નિદિધ્યાસન એટલે બ્રહ્મનો સંપૂર્ણ સાક્ષાત્કાર. આ મૌન જેને પ્રાપ્ત થયું હોય તે મુનિ કહેવાય છે. મુનિ થયો એ જ સાચો બ્રાહ્મણ અર્થાત્ પૂરેપૂરો બ્રહ્મવિત્! માટે બ્રહ્મવિદ્યા મેળવવા માટે જેમ બીજા વિધેયોનું વિધાન કર્યું છે તેમ મૌનનું પણ વિધાન છે. સંન્યાસી થયો એટલે તે મુનિ કહેવાય છે એમ પણ નથી. વાલ્મીકિ ઋષિ સંન્યાસી નહોતા, છતાં તેને પણ મુનિપુંગવ કહેવામાં આવ્યા છે. જેમકે वाल्मीकिर्मुनिपुंगवः । 'मुनीनामप्यहं व्यासः' । વ્યાસ મહાજ્ઞાની હોવાથી તેને મુનિ કહેવામાં આવે છે. એટલે મુનિ શબ્દ આત્માને સંપૂર્ણ રીતે જાણનારને માટે વપરાયો છે. જ્ઞાનની ચરમસીમા એ જ મૌન, મૌનનો અર્થ 'મૂંગા બેસી રહેવું' એવો નથી. જો જડ

અને ચેતનને જાણનાર મહાન્ વિદ્વાનો કશું બોલે જ નહિ તો, આ સંસારને સાચી દોરવણી કોણ આપી શકે? શું અલ્પજ્ઞ વિદ્વાનોની દોરવણીથી સંસારમાં શાંતિ સ્થપાશે? કદી નહિ; માટે મૌનનો અર્થ પુષ્કળ, અગાધ, યથાર્થ જ્ઞાન છે, તેની સહાયતા બ્રહ્મવિત્‌ને છે જ. માટે મૌનનું પણ વિધાન સહકારી તરીકે ત્રીજું કારણ છે. આ સૂત્રમાં જે 'पक्षेण' શબ્દ આવ્યો છે તેનો અર્થ છે જગપણ અજ્ઞાન ન રહેવું જોઈએ. એવો અર્થ થાય છે માટે મૌન અર્થાત્ સંપૂર્ણ વિશેષજ્ઞતા બ્રહ્મવિત્‌ને માટે વિહિત છે.

पक्षेण એટલે પક્ષે વિધાન. ગુજરાતી ભાષામાં સ્પષ્ટ અર્થ એ થાય છે કે પડખે આવવું. એટલે એનો ભાવ એ થયો કે પાંડિત્ય અને બાલ્યને પડખે મૌનનું વિધાન જરૂર છે. મૌન વગર એકલા પાંડિત્ય અને બાલ્યથી સિદ્ધિ મળી શકે નહિ.

મૌનનો અર્થ મૂંગું રહેવું એ પણ થાય છે, પણ યાજ્ઞવલ્કય મુનિએ ઉપરના વાકયમાં જે મૌન અને મુનિ શબ્દો વાપર્યા છે તે તો અતિશય જ્ઞાનના જ સૂચક છે એમ કહેવાનો અમારો આશય છે. ॥ ૪૭ ॥

છાંદોગ્ય ઉપનિષદનો ઉપસંહાર સંન્યાસાશ્રમ કે જે છેલ્લો આશ્રમ છે તેમાં ન કરતાં ગૃહસ્થાશ્રમમાં શામાટે કર્યો? તેનું સામાધાન આ સૂત્રમાં કરે છેઃ

कृत्स्नभावात्तु गृहिणोपसंहारः ॥ ૪૮ ॥

પદાર્થઃ- (तु) સંન્યાસાશ્રમ નથી એવા પૂર્વપક્ષનો નિષેધ સૂચવે છે. (कृत्स्नभावात्) સર્વ આશ્રમમાં વિહિત થયેલાં કર્મોમાંથી ઘણાં કર્મો ગૃહસ્થાશ્રમમાં કરવાનાં હોવાથી (गृहिणा) ગૃહમેધીથી (उपसंहारः) ઉપસંહાર કરવામાં આવ્યો છે.

ભાવાર્થઃ- અહિંસા, ઇંદ્રિયસંયમ આદિ કે જે ખાસ કરી સંન્યાસાશ્રમ અને વાનપ્રસ્થાશ્રમમાં જ કરવાના હોય છે તે પણ

ગૃહસ્થે કરવાનાં હોય જ છે. આ પ્રમાણે બહુકર્મો ગૃહસ્થે કરવાનાં હોય છે અને તેમાં પુષ્કળ પ્રયાસ પણ હોય છે તેથી છાંદોગ્ય ઉપનિષદમાં ગૃહસ્થે જ ઉપસંહાર આ પ્રમાણે બતાવ્યો છેઃ

आचार्यकुलाद् वेदमधीत्य यथाविधान गुरोः कर्मातिशेषेण अभिसमावृत्य कुटुम्बे शुचौ देशे स्वाध्याय मधीयानो धार्मिकान् विदधत् आत्मनि सर्वेन्द्रियाणि प्रतिष्ठाप्य अहिंसन् सर्वभूतानि...स खल्वेव वर्तयन् यावदायुष ब्रह्मलोक मभिसम्पद्यते। છાંદો. ઉપ. ૮-૧૫-૧.

અર્થઃ ગુરુકુળમાં રહી વેદનો અભ્યાસ કરી વિધિ પ્રમાણે સમાવર્તન સંસ્કાર પામી કુટુંબી થવું અર્થાત્ લગ્ન કરવું, પછી પવિત્ર દેશમાં સ્વાધ્યાય વેદાદિનો અભ્યાસ કરતા રહેવું, બાળકોને ધાર્મિક બનાવનાં રહેવું, પોતાની બધી ઇંદ્રિયોને પરબ્રહ્મ પરમાત્મામાં જોડી દેવી, કોઈની પણ હિંસા ન કરવી, આ પ્રમાણે જ્યાંસુધી જીવન રહે ત્યાંસુધી કરતાં રહેવું. આવી રીતે વર્તવાથી ગૃહસ્થ બ્રહ્મલોક અર્થાત્ મુક્તિને પામે છે.

આવો ઉપસંહાર કરવાથી સંન્યાસાશ્રમ નથી એમ કેટલાક શંકા ઉઠાવે છે, તેનો ઉત્તર સૂત્રકાર એ આપે છે કે, વાનપ્રસ્થ અને સન્યાસનાં કર્મ પણ કેટલાક ગૃહસ્થે કરવાનાં હોય છે. આમ સર્વકર્મોનું સાધારણ્ય ગૃહસ્થાશ્રમમાં હોય છે, વળી બધાં આશ્રમોમાં ગૃહસ્થાશ્રમ ઉત્તમ હોવાથી, ગૃહસ્થે જ ઉપનિષદનો ઉપસંહાર કર્યો છે. આ ઉપરથી વાનપ્રસ્થ અને ગૃહસ્થાશ્રમ નથી એમ ન સમજવું. વાનપ્રસ્થ, સંન્યાસનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. त्रयो धर्मस्कन्धा यज्ञोऽध्ययन दानमिति प्रथमः, तप एव द्वितीयः ब्रह्मचर्याचार्यकुलवासी तृतीयः, अत्यन्त मत्मानमाचार्यकुलेऽवसादयन् सर्व एते पुण्यलोक भवन्ति ब्रह्मसंस्थोऽमृतत्वमेति॥ છાં ૨-૨૩. આમાં ચારેય આશ્રમોનું વિધાન છે માટે સંન્યાસ આશ્રમ છે અને છાંદોગ્ય ઉપનિષદમાં ઉપસંહાર ગૃહસ્થાશ્રમમાં કરવામાં આવ્યો છે, તેનું કારણ ઉપર બતાવ્યું છે. ॥ ૪૮ ॥

ચારેય આશ્રમો વેદવિહિત છે, એ સૂત્રનો આશય છેઃ

मौनवदितरेषामप्युपदेशात् ॥ ४९ ॥

પદાર્થઃ— (मौनवत्) મૌન=સંન્યાસ પેઠે (इतरेषाम्) બીજાઓનો (अपि) પણ (उपदेशात्) ઉપદેશ હોવાથી.

ભાવાર્થઃ— મૌન શબ્દનો અર્થ આગળ સ્પષ્ટ કરવામાં આવ્યો છે અને એ મૌન સંન્યાસ આશ્રમમાં વધારે સંભવિત હોવાથી આ સૂત્રમાં મૌનનો અર્થ સંન્યાસ લેવામાં આવે છે. મૌન અને ગાર્હસ્થ્ય આ બે આશ્રમો જેમ વેદવિહિત છે તેમ બીજા બે એટલે કે બ્રહ્મચર્યાશ્રમ અને વાનપ્રસ્થ પણ વેદવિહિત છે. ॥ ૪૯ ॥

હવે 'બાલ્ય' શબ્દ ઉપર વિશેષ વિચાર બતાવે છેઃ

अनाविष्कुर्वन् अन्वयात् ॥ ५० ॥

પદાર્થઃ— (अनाविष्कुर्वन्) પોતામાં રહેલા જ્ઞાનનો પરિપાક અધ્યયનસંપત્ અને ધાર્મિકત્વાદિ ગુણોને વાણી દ્વારા પ્રકટ ન કરતાં બાળભાવની સરલતાથી વિચરવું (अन्वयात्) બાળકોમાં માનાપમાનાદિની લાગણી ન હોવી, કામાદિનું પણ ન હોવું ઈત્યાદિ ગુણોનું ગ્રહણ સંન્યાસીએ કરવું જોઈએ. કારણ કે એ ગુણોનો સંબંધ જ લેવો ઘટી શકે છે.

ભાવાર્થઃ— तस्माद् ब्राह्मणः पाण्डित्यं निर्विद्य बाल्येन तिष्ठासेत् । બૃ. ઉપ. ૩–૫–૧. માટે આત્મવિત્ સ્થિતપ્રજ્ઞ બ્રાહ્મણે=બ્રહ્મજ્ઞાનીએ પાંડિત્યને એટલે જ્ઞાનને નિઃશેષપણાથી સમજી લઈ બાળભાવે વિચરવું જોઈએ. હવે અહીં વિચારણીય એ છે કે બાળકના કયા ગુણો આત્મજ્ઞાનીએ સ્વીકારવા જોઈએ? બાળકમાં તો ખાવાપીવામાં વિચાર હોતો નથી, મળમૂત્રાદિ ત્યાગનો પણ વિચાર હોતો નથી, શુદ્ધિ–અશુદ્ધિનું પણ ભાન હોતું નથી. આ ભાવો પોતામાં રાખી વિચરવું જોઈએ? આનો ઉત્તર એ છે કે બાળકમાં રાગદ્વેષ હોતા નથી, અભિમાન હોતું નથી, કપટ શું કહેવાય તેનું પણ જ્ઞાન

હોતું નથી, મરણનો પણ ભય એને હોતો નથી, માટે બાળકના એ ગુણો આત્મજ્ઞાનીએ પોતામાં ઉતારવા જોઈએ.

શુદ્ધિ અને અશુદ્ધિનું ભાન જો રાખવામાં ન આવે તો તે પોતાના જ જ્ઞાનમાં બાધા ઉત્પન્ન કરે છે. માટે બાળકમાં જે લેવા યોગ્ય ગુણો છે તે જ લેવા જોઈએ. સ્વેચ્છાચારિતા ન લેવી જોઈએ. અથવા ગીતામાં જે સ્થિતપ્રજ્ઞના લક્ષણો બતાવ્યાં છે તે બધા ય પોતામાં ઉતારી બ્રાહ્મી અવસ્થામાં સ્થિર થવું જોઈએ. હું સન્ત છું, બીજા કરતાં ખૂબ વધારે પવિત્ર છું, આવો ખ્યાલ કદી પણ લાવવો ન જોઈએ. આનું નામ 'बाल्येन तिष्ठासेत्' છે.

यं न सन्तं न चासन्तं नाश्रुतं न बहुश्रुतम्
न सुवृत्तं न दुर्वृत्तं वेद कश्चित् स ब्राह्मणः ॥

અર્થઃ– જેને કોઈપણ, આ સન્ત છે કે અસન્ત છે? આ તે જ્ઞાની છે કે અજ્ઞાની છે? આ તે સદાચારી હશે કે દુરાચારી? આમાંનું કશું જ ન જાણી શકે તે જ આત્મજ્ઞાની છે. એટલે વિવેકપુરસ્સર બાળભાવને ધારણ કરી જ્યાંસુધી જીવન રહે ત્યાં-સુધી એકદમ નિર્વિકાર થઈને સંસારમાં વિચરવું જોઈએ અને લોકોને કલ્યાણનો ઉપદેશ પણ પોતાની અનુકૂળતા પ્રમાણે આપતા રહેવું જોઈએ. ॥ ૫૦ ॥

શમદમાદિ સાધનો તથા આશ્રમનાં કર્મોનું અનુષ્ઠાન કરવાથી એક જ જન્મમાં બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે કે જન્માંતરમાં? આ પ્રશ્નનો ઉત્તર આ સૂત્રમાં છેઃ

ऐहिकमप्यप्रस्तुतप्रतिबन्धे तद्दर्शनात् ॥ ५१ ॥

પદાર્થઃ– (अप्रस्तुतप्रतिबन्धे) સાધનોનું અનુષ્ઠાન કરવાથી જો બીજાં કર્મોના વિપાકનો પ્રતિબંધ ન આવે તો (ऐहिकम्) એક જ જન્મમાં બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે (तद्दर्शनात्) એ પ્રમાણે વેદાંતમાં જણાવવામાં આવ્યું છે.

ભાવાર્થઃ– શ્રવણ, મનન, નિદિધ્યાસન, શમ, દમ વગેરેનું અનુષ્ઠાન કરવામાં આવતું હોય અને એનાથી ચિત્તશુદ્ધિ જો સંપૂર્ણ રીતે થઈ હોય અને બીજાં કર્મ પોતાનાં ફળ આપવામાં આડે ન આવતાં હોય તો એક જ જન્મમાં બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે.–જો આ સ્થિતિ ન હોય તો બીજે જન્મે અથવા ત્રીજે જન્મે પણ બ્રહ્મજ્ઞાન થાય છે. ત્રણ કરતાં વધારે જન્મો પણ બ્રહ્મજ્ઞાન થવામાં લાગે. કારણ કે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું એ બહુ કઠણ છે. ઉપનિષદ્ બતાવે છે કે श्रवणायापि बहुभिर्यो न लभ्यः, शृण्वन्तोऽपि बहवो य न विद्युः । आश्चर्योऽस्य वक्ता कुशलोऽस्य लब्धाश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः । કઠોપ. ૨–૭.

કેટલાકને તો આત્મા શું છે એ સાંભળવા જ મળતું નથી, કોઈને એ શ્રવણ ગમતું પણ નથી. સાંભળે તોપણ કેટલાક સમજી શકતા નથી અને આત્માને સમજાવનાર કુશળ આચાર્ય મળવો પણ મુશ્કેલ હોય છે, માટે એ ચોક્કસ કહી શકાય નહિ કે એક જ જન્મમાં બ્રહ્મજ્ઞાન થઈ શકે. પણ એટલું તો ખરું કે, મુક્તિનાં સાધનોનું જે અનુષ્ઠાન કર્યું છે તે નિષ્ફળ થતું નથી, આગામી જન્મમાં ફળ આપે છે. આવાં સારાં કામ કરનાર માણસ અધોગતિને પામતો નથી. नहि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति । ગીતા. ૬–૪૦. આમ ગીતામાં પણ કહ્યું છે.

વામદેવ ઋષિને ગર્ભમાં જ બ્રહ્મજ્ઞાન થયુ હતું એમ જે કહેવામાં આવ્યું છે તેનો ભાવ એ છે, કે, વામદેવે ગત અનેક જન્મોના મુક્તિનાં સાધનોનું અનુષ્ઠાન કર્યું હતું અને એ અનુષ્ઠાનજન્ય ધર્મના પરિપાકનો સમય આવ્યો કે તરત જ બ્રહ્મજ્ઞાન થયુ. કર્મનો પરિપાક થવામાં દેશ, કાળ અને નિમિત્તની અપેક્ષા હોય છે. આ ઉપરથી સમજવું કે બ્રહ્મવિદ્યા એક જ જન્મમાં મળવી કે બીજા જન્મમાં એ પ્રતિબંધના અભાવની ઉપર અવલંબે છે. એક જન્મમાં મળે અને બીજા જન્મમાં પણ મળે. ॥ ૫૧ ॥

બ્રહ્મવિદ્યાના સમયનો વિચાર કર્યા પછી મુક્તિના સમયનો વિચાર કરે છેઃ

एवं मुक्तिफलानियमस्तदवस्थावधृतेस्तदवस्थावधृतेः ॥ ५२ ॥

(एवम्) એ પ્રમાણે (मुक्तिफलानियमः) મુક્તિરૂપ ફળમાં નિયમ નથી. (तदवस्थावधृतेः) બ્રાહ્મી અવસ્થા પ્રાપ્ત કર્યા પછી મુક્તિ મળે જ છે.

ભાવાર્થ:- જેમ બ્રહ્મવિદ્યા એક જન્મમાં પણ મેળવી શકાય અને પ્રતિબંધ એટલે વિઘ્નો હોય તો વધારે જન્મો પણ બ્રહ્મવિદ્યા મેળવવામાં વિતાવવા પડે છે, તેમ મુક્તિમાં એવો નિયમ નથી. તેમાં બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કર્યા પછી મુક્તિ ચોક્કસ મળે છે. હા, એટલું છે કે જે પ્રારબ્ધ-કર્મથી વર્તમાન શરીર ચાલતું તે પ્રારબ્ધ-કર્મ પૂર્ણ થવું જોઈએ. છાંદોગ્ય ઉપનિષદમાં ઉપદેશવામાં આવ્યુ છે કે तस्य तावदेव चिरं यावन्न विमाक्ष्ये। છાંદો. ઉપ. પ્ર. ૬-૧૪-૨. જેણે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેને મુક્તિ મેળવવા માટે વર્તમાન શરીરને છૂટવાની જ વાર છે. શરીર છૂટે એટલે બ્રહ્મની પ્રાપ્તિરૂપ મોક્ષ મળે છે. જીવાત્મા પોતે પણ પોતાના શુદ્ધ રૂપે પ્રકટ થાય છે. स्वेनरूपेण अभिनिष्पद्यते। ભાવ એ છે કે બ્રહ્મજ્ઞાન મળ્યા પછી પ્રતિબંધ જેવું કશું હોતું જ નથી. આ સૂત્રમાં तदवस्थावधृतेः પદનો બે વાર પાઠ કરવામાં આવ્યો છે તે આ અધ્યાયની સમાપ્તિ સૂચવે છે. ॥ ૫૨ ॥

इति गुर्जरभाषाभाष्ययुते वेदान्तदर्शने तृतीयाध्याये चतुर्थः पादः ॥

❀ ❀ ❀

अथ चतुर्थाध्यायस्य प्रथमः पादः।

ત્રીજા અધ્યાયમાં બ્રહ્મવિદ્યાનાં સાધનોનું નિરૂપણ કર્યું છે. હવે એ સાધનોના સાધ્યભૂત મોક્ષનું નિરૂપણ આ અધ્યાયમાં

કરવામાં આવે છે. પ્રથમ આગળ સાધનોનો નિર્ણય કરવામાં આવ્યો છે, હવે એ સાધનોનું અનુષ્ઠાન એક જ વાર કરવું કે વારંવાર? વારંવાર અનુષ્ઠાન કરવાને આવૃત્તિ કહેવામાં આવે છે માટે આ પ્રથમ સૂત્રમાં આવૃત્તિના સંબંધમાં નિર્ણય બતાવતાં સૂત્રકાર લખે છે કેઃ

आवृत्तिरसकृदुपदेशात् ॥ १ ॥

પદાર્થ.– (आवृत्ति) આવર્તન (असकृत्) અનેક વખત (उपदेशात्) ઉપદેશ હોવાથી.

ભાવાર્થઃ– બ્રહ્મદર્શનનાં જે જે સાધનો વેદાંતમાં બતાવવામાં આવ્યાં છે તેનું અનુષ્ઠાન એક વખત નહિ પણ અનેક વખત, બ્રહ્મનું પ્રત્યક્ષ જ્ઞાન થાય ત્યાંસુધી કર્યા જ કરવું જોઈએ. आत्मा वा अरे द्रष्टव्यः, श्रोतव्योः, मन्तव्यः, निदिध्यासितव्यः । सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः, બૃહદારણ્યક ઉપ. ૪–૫–૬ । तमेव धीरो विज्ञाय प्रज्ञा कुर्वीत । બૃ. ૪–૪–૨૧.

ब्रह्मविदाप्नोति परम् વગેરે બ્રહ્મદર્શનનાં સાધન છે. આશ્રમનાં કર્મોનું અનુષ્ઠાન પણ ચિત્તશુદ્ધિ દ્વારા બ્રહ્મદર્શનનું સાધન છે. શમ, દમ, તિતિક્ષા વગેરે પણ બ્રહ્મદર્શનનાં સાધન છે. યોગના અંગો પણ આત્મદર્શનનાં સાધન છે. મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા આ પણ પરંપરા સંબંધે આત્મા અને બ્રહ્મવિદ્યાનાં સાધનો છે. આ બધાંનું અનુષ્ઠાન એક જ વાર કરવાથી સફળતા મળતી નથી. જ્યોતિષ્ટોમાદિયજ્ઞો ભલે એક જ વખત કરવામાં આવે અને એ યજ્ઞનું ફળ મળે, પણ બ્રહ્મવિદ્યાના સાધનોનું અનુષ્ઠાન તો આખી ઉંમર સુધી ચાલુ રાખવાં પડે છે. કર્મનું અને બ્રહ્મવિદ્યાના સાધનોનું ફળ જુદું હોય છે. કર્મનું ફળ લૌકિક સુખ હોય છે જ્યારે બ્રહ્મવિદ્યાના સાધનોનું ફળ આત્મજ્ઞાન અને બ્રહ્મપ્રાપ્તિ હોય છે. આ સાધનો અનેકવાર આવૃત્તિ માગી લે છે. એક જ ઘાએ કૂવો ખોદાઈ જતો નથી. મેલાં કપડાંને સાફ કરવા માટે અનેક જાતના ઉપાયો વારંવાર

કરવાના હોય છે, તેમ બ્રહ્મજ્ઞાનના સાધનોનું અનુષ્ઠાન વારંવાર કરવાનું હોય છે. માટેજ કહેવામાં આવ્યું છે કે, દરરોજ સંધ્યા કરો. આમાં અશ્રદ્ધા રાખનાર માણસને બ્રહ્મ-પ્રાપ્તિ થઈ શકતી નથી અને પરિણામે ચેતન શું છે તે જાણવામાંથી તેને હાથ ધોઈ નાખવા પડે છે. આથી શાસ્ત્રકારે બ્રહ્મવિદ્યાના સાધનોની વારંવાર આવૃત્તિ કરવા કહ્યું છે. વળી આત્માનો ઉપદેશ અથવા બ્રહ્મનો ઉપદેશ વેદ અને વેદાન્તમાં એક જ વખત કરવામાં આવ્યો નથી પણ વારંવાર કરવામાં આવ્યો છે. શ્વેતકેતુના પિતાએ શ્વેતકેતુને નવ વખત દાખલા દલીલ સાથે બ્રહ્મ અને આત્માનું જ્ઞાન આપ્યું હતું. કોઈપણ ઉપનિષદ એવું નથી કે જેમાં આત્માનો ઉપદેશ ન હોય, બ્રહ્મનું વર્ણન ન હોય. જ્યારે ઉપદેશની આવૃત્તિ છે, તો પછી સાધનોના અનુષ્ઠાનની આવૃત્તિ હોય એમાં શંકા જ શાની હોય ? આ ઉપરથી આત્માને અને પરમાત્માને જાણવાની ઈચ્છા રાખનાર માણસે સાધનોનો બહુ જ ધીરજ રાખી અભ્યાસ (અનુષ્ઠાન) ચાલુ રાખવો જોઈએ. ॥ ૧ ॥

लिङ्गाच्च ॥ २ ॥

પદાર્થઃ- (च) અને (लिङ्गात्) સ્મૃતિવાક્યથી.

ભાવાર્થઃ- મન્વાદિ સ્મૃતિનાં વચનોથી વારંવાર આવૃત્તિ કરવાનું સૂચિત થાય છે.

यथोक्तान्यपि कर्माणि परिहाय द्विजोत्तमः
आत्मज्ञाने शमे च स्याद्वेदाभ्यासे च यत्नवान् ॥

મનુ. ૧૨-૯૨.

બીજાં કર્મો છોડી દઈને, બ્રહ્મધ્યાન, ઈંદ્રિયજય, પ્રણવનો જપ અને તેના અર્થની ભાવના કરવામાં બ્રહ્મજિજ્ઞાસુએ સદા યત્નવાળા થવું જોઈએ.

वेदमेव सदाभ्यसेत्तपस्तप्स्यन् द्विजोत्तमः
वेदाभ्यासो हि विप्रस्य तपः परमिहोच्यते ॥

મનુ. ૨–૧૧૬.

વેદનો સદા અભ્યાસ કરવો જોઈએ. વિદ્વાન માણસને વેદનો અભ્યાસ એ જ મોટું તપ છે.

यस्य वाङ्मनसी शुद्धे सम्यगुप्ते च सर्वदा
स वै सर्वमवाप्नोति वेदान्तोपगतं फलम् ॥

મનુ. ૨–૧૬૦.

જેનાં વાણી અને મન સદા વિશુદ્ધ છે તેને જ વેદાંતમાં કહેલું ફળ અર્થાત્ બ્રહ્મપ્રાપ્તિ થાય છે.

ओंकारपूर्विकास्तिस्रो महाव्याहृतयोऽव्ययाः ।
त्रिपदा चैव गायत्री विज्ञेयं ब्रह्मणो मुखम् ॥

મનુ. ૨–૮૧.

ૐકારપૂર્વક મહાવ્યાહૃતિઓ અને ગાયત્રી એ બ્રહ્મપ્રાપ્તિ કરવાનુ સાધન છે.

योऽधीतेऽहन्यहन्येतांस्त्रीणि वर्षाण्यतन्द्रितः ।
स ब्रह्म परमभ्येति वायुभूतः खमूर्तिमान् ॥

મનુ. ૨–૮૨

જે માણસ રોજ ને રોજ ત્રણ વરસ સુધી આળસ છોડી દઈ ઉપર પ્રમાણે બતાવેલી રીત પ્રમાણે ગાયત્રીનો જપ કરે છે તે બ્રહ્મને પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે સ્મૃતિઓ બ્રહ્મવિદ્યાનાં સાધનોની વારંવાર આવૃત્તિ કરવાનુ કહે છે. માટે બ્રહ્મવિદ્યાનાં સાધનોના અનુષ્ઠાનની આવૃત્તિ વારંવાર કરવી જોઈએ. ॥ ૨ ॥

શાસ્ત્રોક્ત વિશેષણ વિશિષ્ટ બ્રહ્મ ઉપાસકે જાણવાનું છે. તે

બ્રહ્મ અને ઉપાસકનો કયો સંબંધ છે? શું તે ઉપાસક મુમુક્ષુ બ્રહ્મથી ભિન્ન છે? જો ભિન્ન હોય તો તેની દૂરતાનું પ્રમાણ કેટલું છે તેનો ખુલાસો આ સૂત્રમાં છેઃ

आत्मेति तूपगच्छन्ति ग्राहयन्ति च ॥ ३ ॥

પદાર્થઃ- (आत्मा) ઉપાસ્યભૂત પરબ્રહ્મ ઉપાસકનો (आत्मा) આત્મા એટલે અન્તરાત્મા છે (इति) એવું (उपगच्छन्ति) સ્વીકારે છે અથવા પ્રાપ્ત કરે છે. (च) અને (ग्राहयन्ति) એવું જિજ્ઞાસુઓને સમજાવે છે.

ભાવાર્થઃ- ઉપાસ્ય બ્રહ્મ તો સર્વનો અન્તરાત્મા છે. एष त आत्मा सर्वान्तरः । આ પ્રમાણે બૃહદારણ્યક ઉપનિષદમાં યાજ્ઞવલ્ક્યે ઉષસ્ત ચાક્રાયણને સમજાવ્યું છે. જુઓ, બૃ. ૩–૩–૨.

यो विज्ञाने तिष्ठन् विज्ञानादन्तरो यं विज्ञान न वेद, यस्य विज्ञान शरीरं यो विज्ञानमन्तरो यमयति एष त आत्मा अन्तर्याम्यमृतः । બૃ. ૩–૮–૨૨.

અર્થઃ- આ ઠેકાણે વિજ્ઞાનનો અર્થ જીવાત્મા થાય છે, એટલે અર્થ આ પ્રમાણે થાય છેઃ જે જીવાત્માની અંદર છે અને જીવાત્માથી સ્વરૂપે જુદો છે, પોતામાં જ બ્રહ્મ હોવા છતાં જીવાત્મા એ અન્તરાત્માને જાણતો નથી જીવાત્મા જેનું શરીર છે એટલે પરમાત્માના શરીરરૂપે જ જીવાત્મા છે અને જીવાત્માને નિયમમાં રાખે છે. હે ઉપાસક, આ જ તારો આત્મા છે, અન્તર્યામી છે અને અમર છે. આ ઉપદેશ પણ યાજ્ઞવલ્ક્યે ઉદ્દાલક મુનિને આપ્યો છે.

આથી સમજી શકાશે કે ઉપાસ્ય બ્રહ્મ ઉપાસકનો અન્તરાત્મા છે અને ઉપાસક આત્મા અને ઉપાસ્ય આ બંને સ્વરૂપે જુદા છે એક જ નથી. સ્વામી શંકરાચાર્યજીએ બ્રહ્મને જ ઉપાસક માન્યો છે અર્થાત્ ઉપાસક પોતે જ બ્રહ્મ છે. કેટલાક વિદ્વાનોએ વળી બ્રહ્મ ઉપાસકથી જુદો છે અને જુદો નથી પણ ભેદે ય સાચો છે અને

અભેદ પણ સાચો છે. અમને તો સ્પષ્ટ સમજાય છે કે જે બે પદાર્થો અનાદિ, અખંડ પોતપોતાના પરિમાણ પ્રમાણે સ્વરૂપે જુદા છે, તે કદી પણ એક હોઈ શકે નહિ. નિત્ય પદાર્થોના ભેદો પણ નિત્ય છે. न जीवो म्रियते । જીવ કદી મરતો નથી, એવું ઉપનિષદમાં સ્પષ્ટ લખ્યુ છે. તો પછી ભેદાભેદ કે નિતાંત અભેદ શામાટે માનવો? બ્રહ્મનુ સ્વરૂપ ઉપનિષદોમાં અને વેદમાં વધારે સ્પષ્ટ આ પ્રમાણે કર્યું છેઃ

अनेजदेक मनसो जवीयो नैनद् देवा आप्नुवन् पूर्वमर्शत् ॥ तद्धावतोऽन्यानत्येति तिष्ठत् तस्मिन् अपो मातरिश्वा दधाति ॥ ईशोप. ४.

બ્રહ્મ કમ્પતું નથી, તે એક છે. મન કરતાં પણ ઉતાવળું છે એટલે મન દોડીને જ્યાં જાય છે ત્યાં પહેલેથી બ્રહ્મ પહોંચી ગયેલ હોય છે. કોઈ પણ ઈંદ્રિયો બ્રહ્મને પહોંચી શકતી નથી. સર્વ કોઇ વેગવાળા પદાર્થોને એ જીતી જાય છે અને એના હોવાને લીધે જ વાયુ પોતામાં કર્મ ઉતારી શકે છે એટલે કે બ્રહ્મને લીધેજ વાયુમાં ગતિ આવી છે

सः पर्यगात् ઈત્યાદિ મંત્ર પણ ઈશ ઉપનિષદમાં છે, તેનો અર્થ એ છે, કે બ્રહ્મ સર્વવ્યાપક છે, અન્તર્યામી છે અને બહિર્યામી પણ છે, તેને પાપનો સંબંધ નથી, શરીરનો પણ સંબંધ નથી. શરીર નથી, નસનાડી પણ નથી, તે તો કેવળ જ્ઞાન અને આનંદરૂપ છે, તે સર્વજ્ઞ છે, સર્વોપરિ છે અને તે સદાકાળથી સત્યકાર્યો કરતો રહ્યો છે. એનું કોઇપણ કાર્ય મિથ્યા નથી. આવું બ્રહ્મ ઉપાસકનો અન્તરાત્મા છે, માટે ઉપાસકે પોતે ઉપાસ્ય બ્રહ્મરૂપ મહાન્ આત્માને પોતાના અન્તરાત્મા તરીકે અનુસંધાન કરી ઉપાસના કરવી જોઇએ.

મૂળ સૂત્ર ભેદની, અભેદની કે ભેદાભેદની ચર્ચા સૂચવતું હોય

એમ પ્રતીત થતું નથી. એ ચર્ચા તો સાંપ્રદાયિકોએ પોતાના સંપ્રદાયને સમર્થન મળે એટલા માટે કરી છે. વસ્તુ સ્પષ્ટ છે એટલે વધારે સ્પષ્ટ કરવાની જરૂર નથી. ॥ ૩ ॥

હવે, પ્રતીક પોતે બ્રહ્મ છે કે નહિ? એનો ખુલાસો આ સૂત્રમાં કરે છેઃ

न प्रतीके न हि सः ॥ ४ ॥

પદાર્થઃ– (प्रतीके) પ્રતીકમાં (न) બ્રહ્મત્વનું અનુસંધાન કરવું નહિ (हि) કારણ કે (सः) પ્રતીક પોતે બ્રહ્મ નથી.

ભાવાર્થઃ– પ્રથમ પ્રતીક શું છે તે સમજવું જોઇએ. यस्मिन् निकृष्टे पदार्थे उत्कृष्टस्य पदार्थस्य दृष्टिः स प्रतीकः । ઊતરતી વસ્તુમાં ઉચ્ચ વસ્તુની દૃષ્ટિ કરવી તેનું નામ પ્રતીક છે. જેમકેઃ आदित्यो ब्रह्म અર્થાત્ આદિત્ય બ્રહ્મ છે. અહીં બ્રહ્મ ઉત્તમ છે અને આદિત્ય તેના કરતાં ઊતરતો છે, માટે આદિત્યમાં બ્રહ્મની માત્ર દૃષ્ટિ કરવી એટલુંજ બતાવ્યું છે. ખરી રીતે આદિત્ય બ્રહ્મ નથી. આ કારણથી આદિત્ય એ બ્રહ્મનું પ્રતીક ગણાય છે.

પ્રતીકમાં બ્રહ્મનું = પરમાત્માનું અનુસંધાન ન કરવું જોઇએ, એટલે કે આદિત્યને બ્રહ્મ ન માનવો જોઇએ. કોઇપણ પ્રતીકને જેનો એ પ્રતીક હોય તે ન માનવો. ઉત્કૃષ્ટ અર્થનો નિકૃષ્ટ અર્થમાં કેવળ આરોપ જ કરેલો હોય છે. જેમકે मनो ब्रह्मोपासीत, મનની બ્રહ્મ તરીકે ઉપાસના કરવી. અહીં બ્રહ્મત્વનો મનમાં આરોપ કરેલો છે માટે મન બ્રહ્મ નથી. આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે, પ્રતીક પોતે બ્રહ્મ નથી. જેનો આરોપ જેમાં થાય તે બંને એક અર્થ હોઈ શકે નહિ. આરોપ પણ બુદ્ધિપુરસ્સર હોવો જોઇએ તો પ્રતીક થઇ શકે. જો અજાણતાં આરોપ થયો હોય તો તે ભ્રમનું સ્થાન થઈ પડે છે. જેમકેઃ ભૂલથી દોરડાને સાપ સમજી લેવો. આ પ્રમાણે ભ્રમ અને પ્રતીકનો ભેદ સમજવો.

પ્રતીકની ઉપાસના તે બ્રહ્મની ઉપાસના નથી. પ્રતીક પોતે ઉપાસના કરનારનો અન્તરાત્મા નથી. અન્તરાત્મા તો પરમાત્મા જ છે. આ વિવેક ધ્યાનમાં રાખી બ્રહ્મની ઉપાસના કરવી જોઈએ. ॥ ૪ ॥

જ્યાં બે શબ્દો સમાનાધિકરણ તરીકે આવ્યા હોય ત્યાં તે શબ્દવાચ્ય બે અર્થોમાં કોને પ્રતીક તરીકે સ્વીકારવો? એ બાબત આ સૂત્રમાં સમજાવે છે:

ब्रह्मदृष्टिरुत्कर्षात् ॥ ५ ॥

પદાર્થ:– (ब्रह्मदृष्टिः) બ્રહ્મની દષ્ટિ કરવી (उत्कर्षात्) કારણ કે બ્રહ્મ સર્વ કરતાં ઉત્કૃષ્ટ છે.

ભાવાર્થ:– જ્યાં-જ્યાં બે શબ્દો સમાનાધિકરણ તરીકે આવ્યા હોય અને ત્યાં બેમાંથી એકને પ્રતીક માનવો હોય તો પ્રથમ વિચાર કરવો જોઈએ કે, આ બે અર્થોમાં કયો અર્થ વધારે ઉત્તમ છે. જે વધારે ઉત્તમ હોય તેની દષ્ટિ ઊતરતા અર્થમાં કરવી જોઈએ. બ્રહ્મ તો સર્વથી ઉત્તમ છે, બ્રહ્મ કરતાં કોઈપણ અર્થ ઉત્તમ નથી, માટે બ્રહ્મ તો કોઈનું પ્રતીક બની શકે જ નહિ પણ બ્રહ્મના પ્રતીક બીજા અર્થો બની શકે છે. મન, આદિત્ય વગેરે બ્રહ્મનાં પ્રતીક ગણી શકાય. 'અમાત્ય રાજા છે' આવું વાકય કયાંય આવ્યુ હોય તો વિચાર કરવો જોઈએ કે, અમાત્ય અને રાજા આ બેમાંથી ઉત્તમ કોણ? તો આ ઉત્તર સ્પષ્ટ સમજમાં આવશે કે રાજા અમાત્ય કરતાં ઉત્તમ છે, માટે અમાત્યમાં રાજ-દષ્ટિ કરવી એ પ્રતીકનો વિષય ગણાય અને અમાત્ય એ રાજાનો પ્રતીક છે એમ સમજી શકાય, માટે ઉપાસકે સમજવું જોઈએ કે મન, સૂર્ય આદિ બ્રહ્મનાં પ્રતીકો છે, બ્રહ્મ (પ્રતીક) નથી. ઉપાસકે આવી બાબતોનો વિચાર કરી બ્રહ્મની ઉપાસના કરવી જોઈએ. ॥ ૫ ॥

હવે અંગાશ્રિત જે ઉપાસનાઓ બતાવી છે તેના સંબંધમાં કહે છે:

आदित्यादिमतयश्चाङ्ग उपपत्तेः ॥ ६ ॥

પદાર્થ:– (च) અને (अङ्गे) અંગમાં (आदित्यादिमतयः) આદિત્ય આદિ બુદ્ધિ = દૃષ્ટિ કરવી જોઇએ.

ભાવાર્થ:– 'य एवासौ तपति तमुद्गीथमुपासीत' આકાશમાં જે આ સૂર્ય તપી રહ્યો છે તેને ઉદ્ગીથ સમજી ઉપાસના કરવી જોઇએ. ઉદ્ગીથ એટલે ઉચ્ચેથી સામવેદનું ગાન કરવું. છાંદોગ્ય ઉપનિષદમાં શરૂઆતમાં જ આ પ્રકરણ છે. ઉદ્ગીથ એ અંગ છે, જ્યોતિષ્ટોમ-યજ્ઞનું અંગ છે. હવે અહીં પ્રશ્ન એ ઊભો થાય છે કે ઉદ્ગીથમાં આદિત્ય-દૃષ્ટિ કરવી કે આદિત્યમાં ઉદ્ગીથ-દૃષ્ટિ કરવી ? ઉદ્ગીથ એ તો કર્મ છે. કર્મ ફલનું સાધન હોય છે. આ રીતે જોતાં કર્મ સફલ છે જ્યારે આદિત્ય અફલ છે. માટે આદિત્ય કરતાં ઉદ્ગીથ ઉત્કૃષ્ટ થાય છે. આ કારણથી ઉદ્ગીથની દૃષ્ટિ આદિત્યમાં કરવી જોઇએ. આવું પૂર્વપક્ષનું માનવું થાય છે, જ્યારે સિદ્ધાંતપક્ષ એ છે કે ઉદ્ગીથ કર્મ કરતાં પણ આદિત્ય ઉત્કૃષ્ટ છે. કારણ કે આદિત્યને દેવ માનવામાં આવે છે અને તેમાં પરમાત્મા વ્યાપક હોવાથી તેની મારફત આદિત્ય જડ હોવા છતાં કર્મને સફળ બનાવવા એ સમર્થ છે. ખરી રીતે આદિત્યમાં રહેલ પરમાત્મા જ ફળ આપનાર છે, છતાં ગૌણ દૃષ્ટિથી એમ કહેવાય છે. માટે આદિત્ય ઉત્કૃષ્ટ હોવાથી એની દૃષ્ટિ ઉદ્ગીથમાં કરવી જોઇએ. એટલે કે અંગમાં આદિત્ય-દૃષ્ટિ કરવી. ઉદ્ગીથને આદિત્ય સમજી ઉદ્ગીથની ઉપાસના કરો. આ પ્રમાણે વાકયનો અર્થ થાય છે. સાર એ નીકળે છે કે આદિત્યસ્થ બ્રહ્મ જ આદિત્ય નામ ધારણ કરે છે અને એવી જ દૃષ્ટિ ઉદ્ગીથમાં કરવી જોઇએ. ચેતન-સ્વરૂપ સર્વોત્કૃષ્ટ દેવ તો પરમાત્મા એક જ છે. ॥ ૬ ॥

હવે ઉપાસનાનો નિયમ બતાવે છે:

आसीनः संभवात् ॥ ७ ॥

પદાર્થ:- (आसीनः) બેઠાં-બેઠાં જ ઉપાસના કરવી (संभवात्) સંભવ હોવાથી.

ભાવાર્થ:- બ્રહ્મદર્શનનું અસાધારણ કારણ ઉપાસના છે. એકાગ્રચિત્તે ઉપાસ્યનું ધ્યાન કરવું આનું નામ ઉપાસના. આ ઉપાસના તો બેઠાં-બેઠાં જ થઈ શકે. હાલતાં, ચાલતાં, ઊભા રહેતાં કે સૂતાં-સૂતાં ઉપાસના થઈ શકે નહિ. સૂતાં-સૂતાં ઉપાસના કરવાથી ઊંઘનો ઉપદ્રવ થાય છે. હાલતાં ચાલતાં તો ઉપાસનાની શક્યતા જ નથી. ગમે ત્યાં આડુંઅવળું ચિત્ત દોડતું હોય અને માત્ર મોઢેથી ઓમ્ નો જાપ જપ્યે જવો એ ઉપાસના નથી, માટે ઉપાસનાનો નિયમ છે કે બેઠાં-બેઠાં એકાગ્રચિત્તથી ઉપાસના કરવી. ॥ ૭ ॥

ध्यानाच्च ॥ ८ ॥

પદાર્થ:- (च) અને (ध्यानात्) ઉપાસના ધ્યાનરૂપ હોવાથી.

ભાવાર્થ:- ઉપાસના ધ્યાનરૂપ છે, ધ્યાનનો અર્થ એ થાય છે કે ધ્યેયનું જે સ્વરૂપ છે તે રૂપે જ ચિત્તની વૃત્તિઓનો પ્રવાહ વહેવો. અસમાન ચિત્તની વૃત્તિનું પ્રકટ ન થવું. આવું ધ્યાન બેઠાં-બેઠાં જ થઈ શકે. बको ध्यायति प्रोषितनन्धु ध्यायति વગેરે ધ્યાનના ઉદાહરણોમાં ચિત્તની એકાગ્રતા બતાવવામા આવે છે. આ કારણથી સુખ થાય એ પ્રમાણે આસન જમાવી ઉપાસના કરવી જોઈએ. ॥ ૮ ॥

अचलत्वं चापेक्ष्य ॥ ९ ॥

પદાર્થ:- (च) અને (अचलत्वम्) અચલતાની (अपेक्ष्य) અપેક્ષાએ જ ધ્યાન શબ્દનો પ્રયોગ થાય છે.

ભાવાર્થ:- જ્યાં-જ્યાં અચલતા જોવામાં આવે છે ત્યાં-ત્યાં મુખ્ય વૃત્તિથી અને ગૌણ વૃત્તિથી ધ્યાન શબ્દનો પ્રયોગ થાય

છે. જે કોઈ મનુષ્ય આદિ ચેતનમાં અચલતા જોવામાં આવે તો ત્યાં મુખ્ય વૃત્તિથી ધ્યાન શબ્દનો પ્રયોગ થાય છે અને પૃથ્વી પર્વતાદિ જડ પદાર્થોમાં સ્થિરતા જોવાથી ગૌણ વૃત્તિથી ધ્યાન શબ્દનો પ્રયોગ થાય છે. જેમકે ध्यायतीव पृथिवी ध्यायतीवान्तरिक्षं ध्यायन्तीव पर्वताः ॥ છાંદોગ્ય ૭-૬-૧. જાણે કે પૃથ્વી ધ્યાન ધરતી હોય, જાણે કે અન્તરિક્ષ ધ્યાન ધરતું હોય, જાણે કે પર્વતો ધ્યાન ધરતા હોય. ઇત્યાદિ પ્રયોગો અચલતાને લઇને ગૌણ વૃત્તિથી થાય છે. આ અચલતા આસન જમાવી બેઠેલા માણસમાં જ સંભવી શકે છે. માટે ઉપાસના કરનારે આસન બનાવવું જોઈએ. ॥ ૯ ॥

स्मरन्ति च ॥ १० ॥

પદાર્થઃ- (च) અને (स्मरन्ति) આસન ને ઉપાસનાનું અંગ શિષ્ટ મહાપુરુષોએ સ્વીકાર્યું છે.

ભાવાર્થઃ- આસન એ ઉપાસનાનું અંગ છે એવું શિષ્ટ મહાપુરુષોએ માન્યું છે. જેમકે शुचौ देशे प्रतिष्ठाप्य स्थिर मासन मात्मनः ॥ ગીતા ૬-૧૧. શુદ્ધ સ્થાનમાં પોતાનું આસન સ્થિર કરી ધ્યાન અર્થાત્ ઉપાસના કરવી. प्राणान् प्रपीड्येह संयुक्तचेष्टः क्षीणे प्राणे नासिकयोच्छ्वसीत । दुष्टाश्वयुक्तमिव वाहमेन विद्वान् मनो धारयेताप्रमत्तः ॥ શ્વેતાશ્વ ઉપ. ૨-૯. અહીં ઉપાસના કરનારને પ્રાણાયામ કરવાનું કહ્યું છે. આ પ્રાણાયામ આસન લગાવ્યા વગર ન થઈ શકે, માટે આસન ઉપર બેસીને ઉપાસના કરવી જોઈએ. ॥ ૧૦ ॥

ઉપાસના કરવાનું સ્થાન મનને શાંતિ આપનારું હોવું જોઇએ તે આ સૂત્રમાં બતાવે છેઃ

यत्रैकाग्रता तत्राविशेषात् ॥ ११ ॥

પદાર્થઃ- (यत्र) જ્યાં (एकाग्रता) એકાગ્રતા સાધી શકાય (तत्र) ત્યાં ઉપાસના કરવી (अविशेषात्) બીજો કોઈ એમાં વિશેષ નથી.

ભાવાર્થઃ- જ્યાં મનને પ્રસન્નતા લાગે ત્યાં આસન જમાવવું જોઈએ, એમાં કોઈ દિશા કે દેશનિર્દેશનું વિધાન નથી. જોઈએ તો ગિરિકંદર શોધો, જોઈએ તો સુંદર નદીનો તટ તપાસો અને જોઈએ તે પોતાને ઘેર જ આસન લગાવો, પણ આસન એવી રીતે જમાવવું જોઈએ કે ચિત્ત સ્થિર થઈ જાય, શ્વેતાશ્વતર ઉપનિષદમાં તો વિશેષ પણ જણાવવામાં આવ્યો છે, જેમકે, समे शुचौ शर्करावह्निवालुकाविवर्जिते शब्दजलाश्रयादिभिः । मनोऽनुकूले न तु चक्षुपीडने गुहानिवाताश्रयणे प्रयोजयेत् ॥ ૨-૧૦. જગ્યા સરખી જોઈએ, પવિત્ર જોઈએ, કાંકરા કે ગરમ રેતી ન હોય, બહુ ઘોંઘાટ ન હોય, જળાશયને લીધે જ્યાં હાનિ થવા સંભવ ન હોય, મનને અનુકૂળ હોય, જ્યાં મચ્છર આદિ જંતુઓનો ઉપદ્રવ ન હોય, ત્યાં ઉપાસના કરવા માટે આસન જમાવવું અથવા કોઈ એકાંત નિરુપદ્રવ પર્વતની ગુફા શોધવી. આમ શિષ્ટ પુરુષોએ ઉપાસના-સ્થાન માટે વિશેષ અને અવિશેષ બંને જણાવ્યા છે. ॥ ૧૧ ॥

ઉપાસના ક્યાં સુધી કરવી તેના સંબંધમાં આ સૂત્ર છેઃ

आप्रायणात् तत्रापि हि दृष्टम् ॥ १२ ॥

પદાર્થઃ- (आप्रायणात्) પ્રાયણનો અર્થ મરણ થાય છે એટલે મરણ પર્યંત ઉપાસનાની આવૃત્તિ કરવી (हि) કારણ કે (तत्र अपि) મરણ વખતે પણ (दृष्टम्) ધ્યાન હોવાથી શ્રુતિ અને સ્મૃતિમાં ઉપદેશાયેલું જોવામાં આવે છે.

ભાવાર્થઃ- विद्यात्, ध्यायेत, उपासीत આ ક્રિયાપદો ચિત્તવૃત્તિરૂપ જ્ઞાનની આવૃત્તિ બતાવે છે. ઉપાસના અર્થાત્ ધ્યાન, પ્રત્યયની એકાગ્રતાની આવૃત્તિ મરણ આવે ત્યાંસુધી કર્યા કરવી જોઈએ. વચ્ચે છોડી દેવાથી લાભ થતો નથી. પ્રાણની છેલ્લી ગતિએ પણ એકાગ્રતા જ રહેવી જોઈએ. આ ધ્યાનના સતત અભ્યાસ વગર બની શકે નહિ. ગીતામાં પણ ઉપદેશમાં આવ્યું છે કે-

यं यं वापि स्मरन् भाव त्यजन्त्यन्ते कलेवरम्
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः । ૮-૬૦ ગીતા.

ધ્યાન કરતાં કરતાં ધ્યાનમય બનેલો ઉપાસક મરણ વખતે જે અર્થનું ધ્યાન કરતાં મરણ પામશે તે અર્થને મર્યા પછી પ્રાપ્ત થશે આવો ઉપદેશ અર્જુનને શ્રીકૃષ્ણ ભગવાને આપ્યો છે.

જો વચ્ચે ઉપાસના છોડી દેવામાં આવે તો મરતી વખતે ધ્યેયાકારવૃત્તિ રહેતી નથી. અભ્યાસ સતત ચાલતો હોય તો જ તે વખતે ધ્યેયાકારવૃત્તિવાળો ઉપાસક રહી શકે છે. છાંદોગ્ય ઉપનિષદમાં પણ ઉપદેશ્યુ છે કે, स खलु एवं वर्तयन् यावदायुषं ब्रह्मलोकमभिसम्पद्यते । छा. ૮–૧૫–૧. ઉપાસક આયુષની છેલ્લી ઘડી સુધી ધ્યાનની આવૃત્તિ કરતો રહે તો બ્રહ્મલોક અર્થાત્ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. કારણ કે બ્રહ્મ સિવાય બીજું એનુ કશું જ ધ્યેય હોતું નથી તો મરણ વખતે બીજું ધ્યેય આવે જ કયાંથી ? જે લોકો સતત ધ્યાન નથી કરતા તેઓને જ મરણ વખતે અન્ય પ્રકારની ચિત્તવૃત્તિઓ થઇ જાય છે. માટે મરણ સુધી બ્રહ્મનું ધ્યાન ચાલુ રાખવું જોઈએ. ॥ ૧૨ ॥

ઉપાસકનાં ભૂતકાળનાં થયેલાં પુણ્યપાપનો ક્ષય થઇ જાય છે અને ભવિષ્યમાં થનારાં કર્મો અટકી જાય છે. તે આ સૂત્રમાં બતાવે છેઃ

तदधिगम उत्तरपूर्वाघयोरश्लेषविनाशौ तद्व्यपदेशात् ॥ १३ ॥

પદાર્થઃ– (तदधिगमे) બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થયા પછી (उत्तरपूर्वाघयोः) ઉત્તર અને પૂર્વ પાપકર્મનો (अश्लेषविनाशौ) અસંબંધ અને વિનાશ થાય છે (तद्व्यपदेशात्) તેવો ઉપદેશ હોવાથી.

ભાવાર્થઃ– બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી બ્રહ્મજ્ઞાનીના પહેલાં થયેલા પાપનો નાશ થાય છે અને ભવિષ્યમાં થનારાં પાપો અટકી જાય છે.

यथा पुष्करपलाश आपो न श्लिष्यन्त एवमेवंविदि पापं कर्म न श्लिष्यते । છાં. ઉપ. ૪–૧૪–૩. જેમ કમળના પાંદડા ઉપર પાણી ચોંટતું નથી

તેમ બ્રહ્મજ્ઞાનીને પાપકર્મ ચોંટતું નથી. આ વાક્ય ભવિષ્યમાં થનારા પાપનો અસંબંધ બતાવે છે. અઘનો અર્થ પાપ થાય છે.

तद्यथा इषीकातूलमग्नौ प्रोतं प्रदूयेत एवं हास्य सर्वे पाप्मानः प्रदूयन्ते । છાં. ઉપ. ૫–૨૪–૩.

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥
મું. ૨–૨–૮.

આ પ્રમાણે ભૂતકાળમાં થયેલાં પાપકર્મોના નાશને કહી રહ્યાં છે.

જોકે, એવો પણ ઉલ્લેખ છે કે કર્મ ભોગવ્યા વગર કર્મ નાશ પામતું નથી, પણ એ પ્રારબ્ધ-કર્મને માટે ઉલ્લેખ છે તથા જે બ્રહ્મજ્ઞાની નથી થયા તેવાઓનાં કર્મ સંબંધી કથન છે એમ સમજવું. બ્રહ્મજ્ઞાનીને તો બ્રહ્મજ્ઞાનના પ્રતાપથી સંચિત થયેલાં કર્મનો નાશ થાય છે. હવે બ્રહ્મજ્ઞાન થઈ ગયું હોવાથી પાપ-કર્મ થવાનો બિલકુલ સંભવ નથી. જો કર્મનો ક્ષય ન થાય તો મુક્તિ મળવી સંભવિત જ ન બને. અને એને લગતાં સર્વ-શાસ્ત્રના ઉપદેશો નિરર્થક થઈ પડે. મુક્તિ ન મળે તો મુક્તિ અંગેનો વેદનો ઉપદેશ પણ નિરર્થક થઈ જાય, માટે કર્મનો ક્ષય માનવો જ જોઈએ. ॥ ૧૩ ॥

જેમ પાપકર્મનો ક્ષય થાય છે તેમ પુણ્યકર્મનો પણ ક્ષય થાય છે. તે આ સૂત્રમાં બતાવે છેઃ

इतरस्याप्येवमसंश्लेषः पाते तु ॥ १४ ॥

પદાર્થઃ– (इतरस्य) પાપકર્મથી ઇતર એટલે બીજા પુણ્ય-કર્મનો (अपि) પણ (एवम्) એ પ્રમાણે (असंश्लेषः) સંબંધ થતો નથી, (तु) પણ (पाते) શરીરનો પાત થયા પછી મુક્તિ મળે છે.

ભાવાર્થ:– આ સૂત્રમાં પૂર્વ સૂત્રનો અતિદેશ છે, એટલે જેમ પાપકર્મનો ભાવી અસંબંધ અને ભૂતકાળના કર્મનો નાશ થાય છે તેમ પુણ્યકર્મનો પણ ભવિષ્યમાં થનાર સંબંધ અટકી જાય છે અને ભૂતકાળનાં પુણ્યકર્મોનો ક્ષય થઈ જાય છે. उमे उ हैवैष एते तरति બૃ. ઉપ. ૪–૪–૨૨. પાપ અને પુણ્ય બન્ને જાતનાં કર્મોને બ્રહ્મજ્ઞાની તરી જાય છે.

જો પુણ્યકર્મનો ક્ષય ન થાય તો એ કર્મ પોતાનું ફળ આપે જ. પુણ્યકર્મનું ફળ ભૌતિક સુખવિશેષ જ હોય છે. જો આ પરંપરા ન તૂટે તો મોક્ષ મળી શકે નહિ. કારણ કે જ્ઞાનથી જ મુક્તિ મળે છે એવો વૈદિક સિદ્ધાંત છે. तमेव विदित्वातिमृत्युमेति । પરમાત્માને જાણ્યા પછી એટલે કે પરમાત્માના પ્રત્યક્ષ જ્ઞાન થયા પછી અતિમૃત્યુ=મોક્ષને ઉપાસક પામે છે. ऋते ज्ञानान्न मुक्तिः । જ્ઞાન વગર મુક્તિ નથી આવું પણ વિદ્વાનોનું કથન છે. આ કારણથી મોક્ષ પ્રાપ્ત થયા પહેલા ઉભયવિધ કર્મોનો ક્ષય થાય છે. જ્યા સુધી કર્મ ભોગવાય છે ત્યાંસુધી બ્રહ્મજ્ઞાનીને શરીરનો સંબંધ રહે છે અને શરીર છૂટ્યા પછી તેને મોક્ષ મળે છે. એમ આ સૂત્રનું કથન છે. ॥ ૧૪ ॥

હવે, કયા કર્મનો ક્ષય થાય છે અને કયા કર્મનો ક્ષય નથી થતો, અથવા કયા કર્મનો જ્ઞાનથી ક્ષય થાય છે અને કયા કર્મનો ભોગથી ક્ષય થાય છે તે આ સૂત્રમાં બતાવે છે:

अनारब्धकार्ये एव तु पूर्वे तदवधेः ॥ १५ ॥

પદાર્થ:– (पूर्वे) પૂર્વના (अनारब्धकार्ये एव) જે કર્મે પુણ્ય અને પાપરૂપ ફળ આપવાનું શરૂ નથી કર્યું તેનો (एव) જ ક્ષય થાય છે (तु) પૂર્વ પક્ષની નિવૃત્તિ સૂચવે છે (तदवधेः) તેની અવધિનું શ્રવણ થતું હોવાથી.

ભાવાર્થ:– બ્રહ્મજ્ઞાનીનાં બધાં કર્મોનો ક્ષય થતો નથી પણ જે

કર્મોએ ફળ આપવાનું શરૂ નથી કર્યું તેનો જ જ્ઞાનના પ્રભાવથી નાશ થાય છે. જે કર્મોએ ફળ આપવાનું શરૂ નથી કર્યું તે સંચિત કર્મ કહેવાય છે. આ સંચિત કર્મ પૂર્વજન્મનાં હોય છે અને આ જન્મનાં પણ હોય છે. જે કર્મોએ ફળ આપવાનું શરૂ કરી દીધું છે તે પ્રારબ્ધ-કર્મ કહેવાય છે. આ પ્રારબ્ધ-કર્મ તો ભોગથી જ નાશ પામે છે માટે બ્રહ્મજ્ઞાનીનાં પ્રારબ્ધ કર્મ જ્યારે નાશ પામે છે ત્યાર પછી દેહનો પાત થાય છે અને તે જ્ઞાની આત્મા મુક્તિને પામે છે. પ્રારબ્ધ-કર્મને લઈ બ્રહ્મજ્ઞાનીનું શરીર જ્યારે ચાલતું હોય અને તેનાં સંચિત કર્મ નાશ પામ્યાં હોય અને તેને બ્રહ્મજ્ઞાનનો પ્રકાશ હોય તે વખતનો બ્રહ્મજ્ઞાની માણસ જીવનમુક્ત ગણાય છે. આ જીવનમુક્ત બ્રહ્મજ્ઞાનીનું શરીર કયાં સુધી ટકશે? તેનો ઉત્તર ઉપનિષદમાં આ પ્રમાણે આપવામાં આવ્યો છે:

तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्ये ऽथ संपत्स्ये । છાં. ૬–૧૪–૨. બ્રહ્મજ્ઞાનીને ત્યાં સુધી વિલંબ વેઠવો પડે છે કે, જ્યાં સુધી પ્રારબ્ધ કર્મ પૂરું થાય અને શરીર છૂટે. બસ શરીર છૂટયું કે તે શરીરથી રહિત થઈ બ્રહ્મને પ્રાપ્ત થાય છે અને અશરીરી રહીને જ મુક્તિનો આનંદ ભોગવે છે. મુક્ત આત્માને કોઈ પણ ભૌતિક શરીર હોતું નથી. મોક્ષમાં તો આત્મા પોતાના જ સ્વરૂપે પ્રકટ થાય છે. બ્રહ્મજ્ઞાનીનાં સંચિત કર્મોનો નાશ વગર ભોગવ્યે થાય છે. પ્રારબ્ધ કર્મનો નાશ તો ભોગથી જ થાય છે એ આ સૂત્રનો ભાવ છે. ॥ ૧૫ ॥

હવે અગ્નિહોત્ર આદિ નિત્યકર્મ સંબંધી ખુલાસો કરે છે:

अग्निहोत्रादि तु तत्कार्यायैव तद्दर्शनात् ॥ १६ ॥

પદાર્થ:– (तु) પ્રાપ્ત શંકાની નિવૃત્તિ માટે 'तु' શબ્દ લખવામાં આવ્યો છે. (अग्निहोत्रादि) અગ્નિહોત્ર આદિ નિત્યકર્મ

(तत्कार्याय एव) બ્રહ્મજ્ઞાનરૂપ કાર્યને માટે જ હોય છે (तद्दर्शनात्) તે પ્રમાણે વેદાન્તોમાં દર્શન થતું હોવાથી.

ભાવાર્થઃ– અગ્નિહોત્ર, સંધ્યાવંદન આદિ નિત્યકર્મનો નાશ થતો નથી. જ્ઞાનની ઉત્પત્તિ પહેલાં એ કર્મો થયાં હોય તો તે કર્મો નકામાં નથી, પણ બ્રહ્મજ્ઞાનની ઉત્પત્તિમાં મદદ કરનાર બને છે. તેમ જ્ઞાન થયા પછી કરવામાં આવતાં એ પુણ્ય-કર્મનો શ્લેષ થતો નથી, કારણ કે એ નિત્યકર્મ તો બ્રહ્મજ્ઞાનને માટે હોય છે, બીજાં કર્મોની માફક ભૌતિક સુખને માટે હોતાં નથી. આ કારણથી અન્ય પુણ્ય-કર્મની માફક અગ્નિહોત્રાદિ નિત્યકર્મ ફળના વિનાશ અને ભવિષ્યમાં થતા શ્લેષના સંબંધી નથી. तमेत ब्राह्मणा विविदिषान्ति वेदानुवचनेन यज्ञेन दानेन तपसाऽनाशकेन । બૃ. ૪–૪–૨૨. પણ બ્રાહ્મણો વેદ દ્વારા, યજ્ઞ દ્વારા, દાન દ્વારા અને નિષ્કામ તપ દ્વારા બ્રહ્મને જાણવા ઇચ્છે છે. માટે જો ગૃહસ્થ ઉપાસકને બ્રહ્મજ્ઞાન ઉત્પન્ન થયુ હોય તો તેણે અગ્નિહોત્ર અને દાન આદિ કર્મ મોક્ષપર્યંત ચાલુ રાખવાં. વાનપ્રસ્થ કે સંન્યાસીને જો બ્રહ્મજ્ઞાન થયું હોય તો તેણે પણ નિષ્કામ તપ તપવાનું ચાલુ રાખવું આવો ઉપનિષદનો ભાવ છે. ॥ ૧૬ ॥

અન્ય વેદાન્ત-વાકયનો આ વિષય પરત્વે વિચાર બતાવે છેઃ

अतोऽन्यापि ह्येकेषामुभयोः ॥ १७ ॥

પદાર્થઃ– (अतः) આના કરતાં (अन्या अपि) બીજી પણ સાધુકૃત્યા અને અસાધુકૃત્યા નામનાં સત્કર્મ અને અસત્કર્મ (एकेषाम्) કેટલાક આચાર્યોના મતમાં (हि) કારણ બતાવનારું 'हि' અવ્યય છે (उभयोः) બંનેનો નાશ અને અસંશ્લેષ હોય છે.

ભાવાર્થઃ–કેટલાક અન્ય શાખાઓવાળા સત્કર્મને સાધુકૃત્યા તરીકે અને અસત્કર્મને અસાધુકૃત્યા તરીકે માને છે. કામ્યકર્મ ભૌતિક સુખને માટેજ હોય છે. બ્રહ્મજ્ઞાનની સાથે એનો કશોજ સંબંધ નથી. આવાં કર્મ ફળ આપતાં કોઈ પ્રબળ કર્માન્તર વચ્ચે

આવરણથી અટકી પડયાં હોય છે, અર્થાત્ પ્રતિબંધને લીધે એને ફળ આપવાનો અવસર મળ્યો હોતો નથી. આવાં કર્મોને અન્ય શાખાવાળા સાધુકૃત્યા અને અસાધુકૃત્યા કહે છે. જેને બ્રહ્મજ્ઞાન ઉત્પન્ન થયુ છે એવા ઉપાસકની ઉક્ત પ્રકારની સાધુકૃત્યા અને અસાધુકૃત્યા તેના મિત્ર અને શત્રુને ફાળે જાય છે. સાધુકૃત્યા બ્રહ્મજ્ઞાનીના મિત્રને ફાળે જાય છે અને અસાધુકૃત્યા એના શત્રુને ફાળે જાય છે અને બ્રહ્મજ્ઞાની એવા કર્મોથી રહિત થઈ મુક્ત થઈ જાય છે. આવું મન્તવ્ય જૈમિનિ અને બાદરાયણ બંને મુનિઓનું છે. સાધુકૃત્યા અને અસાધુકૃત્યા બ્રહ્મજ્ઞાનને જરાપણ ઉપયોગી નથી હોતી, માટે એનો વિનાશ અને અશ્લેષ થાય છે.

એકનું કર્મ બીજાને જતું નથી. એક આત્મામાં જે કર્મ અથવા કૃત્યા સમવેત હોય તે જ કર્મ અથવા કૃત્યા અન્ય આત્મામાં સમવેત થઇ શકે નહિ, પણ અહીં જે ઉપર કહેવામાં આવ્યું છે એ તો માત્ર બ્રહ્મવિદ્યાની સ્તુતિ છે. વર્ણન તો કેવળ આલંકારિક છે. ॥ ૧૭ ॥

અગ્નિહોત્રાદિ કર્મ જ્ઞાનપૂર્વક કરવાં કે જ્ઞાન ન હોય તોપણ કરવાં ? એના સંબંધે આ સૂત્રમાં લખે છે કેઃ—

यदेव विद्ययेति हि ॥ १८ ॥

પદાર્થઃ— (यद्) જે (एव) જ (विद्यया) વિદ્યાથી (इति) એમ (हि) કારણ કે.

ભાવાર્થઃ— કર્મો બધાં સરખાં હોતાં નથી. કર્મોમાં પણ પ્રબલત્ર અને નિર્બલત્વ હોય છે. નિર્બલ કર્મ પ્રથમ થયું હોય અને પ્રબલ કર્મ પછી થયું હોય તોપણ પ્રબલ કર્મ પ્રથમ ફળ આપી દે છે અને નિર્બલ કર્મ પ્રથમ થયું હોય છતાં ફળ આપ્યા વગર એમ ને એમ પડયું રહે છે.

કર્મની પ્રબલતા એટલે જે કર્મ વિદ્યા સાથે અર્થાત્ કર્મના

જ્ઞાન અને રહસ્ય સાથે કરવામાં આવ્યુ હોય તે પ્રબલ કર્મ કહેવાય છે. અને જે કર્મ જ્ઞાનહીન વિદ્યાહીન કરવામાં આવ્યું હોય એટલે કે જે કર્મને જ્ઞાન અને વિદ્યાનો સંપર્ક ન હોય તે નિર્બલ કર્મ કહેવાય છે.

આ ઉપરથી એટલું સમજવું જરૂરનું છે કે કર્મ જ્ઞાનપૂર્વક કરી શકાય છે અને કર્મનું જ્ઞાન કર્તાને ન સમજાતું હોય તોપણ કર્મ કરી શકાય છે. વૈદિક કર્મ કરવામાં તો જ લાભ છે.

यदेव विद्यया करोति श्रद्धया उपनिषदा तदेव वीर्यवत्तर भवति । છાં. ૧–૧–૦

જે કર્મ વિદ્યાથી, શ્રદ્ધાથી અને ઉપનિષદથી ( એના રહસ્યને સમજવાથી) કરવામાં આવે છે, તે પ્રબલ હોય છે, માટે આવાં જ કર્મ કરવાં જોઇએ તો જ વ્યક્તિ આગળ વધી શકે છે અને સમાજ પણ આગળ વધી શકે છે.

જ્ઞાન, શ્રદ્ધા અને કર્મનું રહસ્ય ન સમજી શકાય તોપણ કર્મ તો કરવું. સત્કર્મ કદી નિષ્ફળ જતું નથી, વહેલા-મોડું એનું ફળ મળે જ છે.

બ્રહ્મજ્ઞાન થયા પછી નિર્બલ સાધુકૃત્યા કે અસાધુકૃત્યા હશે તો તેનો નાશ થશે અને બ્રહ્મજ્ઞાની મુક્ત થશે. બ્રહ્મજ્ઞાન એ મહાન્ અગ્નિ છે, તે સર્વ કર્મોનો નાશ કરી શકે છે. માટે ખાસ કરીને અગ્નિહોત્ર, વેદાધ્યયન, દાન અને તપ કરતાં જ રહેવું જોઇએ અને એ કર્મો બુદ્ધિપૂર્વક અને શ્રદ્ધાથી થાય તો વધારે સારું. સત્કર્મો જ્ઞાન મેળવવામાં અવશ્ય મદદ કરે છે. ॥ ૧૮ ॥

હવે પ્રારબ્ધ કર્મ સંબંધમાં કહે છે:

भोगेन त्वितरे क्षपयित्वा संपद्यते ॥ १९ ॥

પદાર્થ:– (भोगेन) ભોગવીને (तु) શંકા નિવારક છે. (क्षपयित्वा)

નાશ કરીને (सम्पद्यते) ઉપાસક મુક્ત થાય છે.

ભાવાર્થઃ- ઉપાસક સંચિત કર્મનો બ્રહ્મજ્ઞાનથી નાશ કરે છે પણ પ્રારબ્ધ કર્મનો નાશ થઈ શકતો નથી. પ્રારબ્ધ એટલે જે કર્મ ભોગનો વિષય બની ગયું હોય તે. અર્ધું કર્મ ભોગવાય અને અર્ધું કર્મ જ્ઞાનથી નાશ પામે એમ તો ન જ બને. માટે પ્રારબ્ધ-કર્મ તો ભોગવ્યે જ છૂટકો. नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि । આ વાક્ય પ્રારબ્ધ-કર્મને ઉદ્દેશીને જ લખાયુ છે. પ્રારબ્ધ-કર્મ એક શરીરમાં ભોગવવાથી પૂરું થાય છે, અને અનેક શરીરમાં પણ અર્થાત્ અનેક જન્મમાં પણ તેનું ભોગવવું ચાલુ રહે છે. એક કર્મથી એક જન્મ મળે અને અનેક જન્મ પણ મળે છે એવો કર્મનો સિદ્ધાંત છે. માટે ઉપાસકનાં સારાં અથવા નરસાં પ્રારબ્ધ કર્મ ભોગવાઈ જશે ત્યારે તે મુક્ત થશે. બ્રહ્મજ્ઞાન થયા પછી શરીર પડી જાય અને પ્રારબ્ધ-કર્મ બાકી રહ્યું હોય તો બ્રહ્મજ્ઞાની ઉપાસકને બીજો જન્મ લેવો પડે છે અને અધૂરું રહેલું પ્રારબ્ધ-કર્મ ભોગવી પૂરું કરવું પડે છે. પ્રારબ્ધ-કર્મ પૂરેપૂરું જ્યાં સુધી ન ભોગવી લેવાય ત્યાંસુધી બ્રહ્મજ્ઞાની ઉપાસક મુક્ત થઈ શકતો નથી. આ ભાવને બતાવતું વેદાન્તનું વાકય આ પ્રમાણે છેઃ तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्ये अथ सम्पत्स्ये । છાં. ૬-૧૪-૨. બ્રહ્મજ્ઞાની ઉપાસકને મુકત થવામાં એટલો જ વિલંબ હોય છે કે જ્યાં સુધી પ્રારબ્ધ-કર્મ ભોગવાઈ ન જાય. પ્રારબ્ધ-કર્મ ભોગવાઈ ગયું એટલે જ્ઞાની અને સંચિત કર્મરહિત ઉપાસક શરીરથી મુકત થાય છે અને બ્રહ્મપ્રાપ્તિરૂપ મોક્ષને પામે છે. ॥ ૧૯ ॥

इति गुर्जरभाषाभाष्ययुते वेदांतदर्शने चतुर्थाध्याये प्रथमः पादः ॥

❀ ❀ ❀

अथ चतुर्थाध्यायस्य द्वितीयः पादः

હવે ઉત્ક્રાંતિ (મરણ) વખતે શરીરમાંથી ઇંદ્રિયો, મન, પ્રાણ

અને જીવાત્માનો નીકળવાનો ક્રમ કેવો છે, એ પ્રકરણ શરૂ કરે છેઃ

वाङ्मनसि दर्शनाच्छब्दाच ॥ १ ॥

પદાર્થઃ– (वाक्) વાક્‌નામની ઇંદ્રિય (मनसि) મનમાં સંપન્ન થાય છે. (दर्शनात्) મનની વૃત્તિ વિદ્યમાન હોય છે તે વખતે વાક્‌ઇંદ્રિયની વૃત્તિનો ઉપશમ જોવામાં આવતો હોવાથી (च) અને (शब्दात्) વાક્ મનમાં સંપન્ન થાય છે એ શબ્દ તો વૃત્તિ અને વૃત્તિમાનનો અભેદ સંબંધ બતાવતો હોવાથી.

ભાવાર્થઃ– માણસ જ્યારે નજીક આવતા મરણની અસર નીચે હોય છે ત્યારે પ્રથમ તેની વાણી અર્થાત્ બોલવું બંધ થાય છે. છાંદોગ્ય ઉપનિષદમાં પણ આ પ્રમાણે જણાવ્યુ છેઃ अस्य सौम्य पुरुषस्य प्रयतो वाङ् मनसि सम्पद्यते, मनः प्राणे, प्राणस्तेजसि तेजः परस्यां देवतायाम् ॥ छां. ६–८–६. શ્વેતકેતુના પિતા કહે છે કે, હે પુત્ર, માણસ જ્યારે મરવા પડે છે ત્યારે પ્રથમ તેની વાક્ ઇંદ્રિય મનમાં જ રહે છે અને તેનું બોલવું બંધ થાય છે, મન પ્રાણમાં જ જોડાઇ રહે છે. સુષુપ્તિમાં કેવળ પ્રાણ જ ચાલતો હોય છે અને મન મનનશૂન્ય બનેલું હોય છે. પછી તો પ્રાણ પણ બંધ થઈ જાય છે કેવળ શરીર જ ગરમ જણાય છે. તે વખતે પ્રાણ તેજ સાથે જોડાયેલ રહે છે અને છેવટે તેજ પણ શાંત થઈ જાય છે એટલે કે તેજ આત્મામાં અવિભક્ત થઇ રહે છે. આ પ્રમાણે બધી ઇંદ્રિયો, મન અને પ્રાણ બધું જીવાત્મા સાથે સંયુક્ત થઈને રહે છે અને શરીર એકદમ ઠંડું પડી જાય છે. આ ક્રમ સામાન્ય રીતે ઉત્ક્રાંતિ અર્થાત્ મરણનો હોય છે. આ ઉપરથી એમ ન સમજવું કે, વાક્ ઇંદ્રિયનો મનમાં લય થાય છે અને તેજનો લય આત્મામાં થાય છે. કારણ કે, કાર્યનો લય તો તેના ઉપાદાનકારણમાં થાય છે. વાક્ ઇંદ્રિયનું ઉપાદાનકારણ મન છે એવું કયાંય પણ ઉપદેશવામાં આવ્યું નથી; માટે મનની

સાથે વાક્ આદિ ઇંદ્રિયોનું જોડાણ થાય છે અને તે કામ કરતી બંધ પડે છે. આ જ કહેવાનો ભાવાર્થ છે. વાક્‌ઇંદ્રિયની વૃત્તિનો લય થાય છે, વાક્‌ઇંદ્રિયનો નહિ. ॥ ૧ ॥

બીજી ઇંદ્રિયોનો પણ એ જ ક્રમ છે. તે આ સૂત્રમાં જણાવે છે·

अतएव च सर्वाण्यनु ॥ २ ॥

પદાર્થઃ– (च) અને (अतएव) આ જ કારણથી (सर्वाणि) બધી ઇંદ્રિયો (अनु) મનને અનુકૂળ થઇ રહે છે એટલે મનની સાથે વૃત્તિશૂન્ય થઇને રહે છે.

ભાવાર્થઃ– પ્રશ્નોપનિષદમાં બધી ઇંદ્રિયોને મનની સાથે જોડાઇ રહેવાનું જણાવ્યું છે, જેમકે, तस्मादुपशान्ततेजाः, पुनर्भवमिन्द्रियैर्मनसि संपद्यमानैः ॥ પ્રશ્ન. ૩-૯. આ પ્રમાણે ઉપશાન્ત તેજવાળો જીવાત્મા મન સાથે રહેલી સર્વ-ઇન્દ્રિયો સહિત પુનર્જન્મને પામે છે.

જ્યારે બધી જ ઇંદ્રિયો મરણકાળે મનની સાથે જોડાઇ રહે છે તો પછી 'वाङ् मनसि संपद्यते। આવો વાક્‌ઇંદ્રિય માટે જુદો ઉલ્લેખ શામાટે કરવો પડ્યો? આનો ઉત્તર એ છે કે—એ તો ઉદાહરણ આપવાને ખાતર જુદો ઉપદેશ છે. એટલે કે જેમ વાક્-ઇંદ્રિય મરણ વખતે મનમાં વૃત્તિહીન થઇ જોડાઇ રહે છે તેમ ચક્ષુ આદિ ઇંદ્રિયો પણ વૃત્તિહીન થઇ મન સાથે જોડાઇ રહે છે. આ ઉપરથી સમજાય છે કે પુનર્જન્મમાં નવું મન કે નવી ઇંદ્રિયો ઉત્પન્ન થતી નથી પણ ગત જન્મમાં જે મન અને ઇંદ્રિયોનો સાથ હતો તે જ મન અને તે જ ઇંદ્રિયો જીવાત્મા સાથે બીજા જન્મમાં પણ હોય છે ॥ ૨ ॥

तन्मनः प्राण उत्तरात् ॥ ३ ॥

પદાર્થઃ– (तत्) તે (मनः) મન (प्राणे) પ્રાણમાં સંપન્ન થાય છે (उत्तरात्) આગળનો શબ્દ એમ જણાવે છે તેથી

ભાવાર્થઃ- બધી ઇંદ્રિયોથી સંયુક્ત (જોડાયેલુ) મન પ્રાણમાં સંપન્ન થાય છે, એટલે કે પ્રાણની સાથે જોડાઇ જાય છે. સુષુપ્તિ દશામાં એવો અનુભવ થાય છે કે તે વખતે મન કશો વિચાર કરતું નથી, મનની કોઈપણ જાતની પ્રવૃત્તિ પણ જણાતી નથી, તે વખતે તો કેવળ પ્રાણ જ શરીરમાં ચાલતો જણાય છે. માટે મન પ્રાણ સાથે જોડાઇ જાય છે ॥ ૩ ॥

सोऽध्यक्षे तदुपगमादिभ्यः ॥ ४ ॥

પદાર્થઃ- (સ) તે પ્રાણ (અધ્યક્ષે) શરીર અને ઇંદ્રિયોના અધ્યક્ષ તરીકે રહેલા જીવાત્મામાં જોડાઈ જાય છે. (तदुपगमादिभ्यः) અંતકાળમાં પ્રાણ જીવાત્મા સાથે અવૃત્તિક=વૃત્તિ વગરનો થઈ રહે છે. એવાં વેદાંતના-વાક્યો છે, તેથી સમજાય છે.

ભાવાર્થઃ- एवमेवेममात्मान मन्तकाले सर्वे प्राणा अभिसमायन्ति यत्रैतदूर्ध्वोच्छ्वासी भवति । ૩-૩૫. બૃહ. ઉપ. બધા પ્રાણો આ આત્મામાં વૃત્તિહીન થઇ જોડાઈ જાય છે જ્યારે મરનાર ઊભો શ્વાસ લેતો હોય છે ત્યારે तमुत्क्रामन्त प्राणोऽनूत्क्रामति ॥ બૃ. ૪-૪-૨. જીવાત્મા જ્યારે શરીરમાંથી ઉત્ક્રાંતિ કરે છે એટલે કે નીકળવામાં હોય છે ત્યારે તેની પાછળ પ્રાણ પણ નીકળે છે. આ ઠેકાણે પ્રાણ કહેવાથી પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાનાદિ સમજવા. आत्मा निष्क्रामति चक्षुष्टो मूर्ध्नो वा न्येभ्यो वा शरीरदेशेभ्यः। ૪-૪-૨. બૃ.ઉ. આત્મા આંખમાંથી, મૂર્ધા સ્થાનમાંથી અથવા શરીરના બીજા ભાગમાંથી નીકળે છે.

प्राणमनूत्क्रामन्त सर्वे प्राणा अनूत्क्रामन्ति । બૃ. ૪-૪-૨. જ્યારે પ્રાણ નીકળવા લાગે છે ત્યારે બધી મનસહિત ઇંદ્રિયો પણ તેની પાછળ ઉત્ક્રાંતિ કરે છે.

જોકે આગળ એમ કહેવામાં આવ્યું છે કે પ્રાણ તેજમાં જોડાઇ જાય છે. प्राणस्तेजसि । છાં. ૬-૮-૬. છતાં જીવાત્મા સાથે

સૂક્ષ્મભૂત માત્રાઓ જોડાએલી હોય છે, તેજોમાત્ર પણ તેની સાથે જોડાયલી હોય જ છે તેથી જીવાત્મામાં જોડાવાનું કથન તેજને પણ લાગુ પડે છે. પરંતુ આ બધાં તત્ત્વોમાં જીવાત્મા જ મુખ્ય છે, એ જ બધાનો અધ્યક્ષ છે, માટે પ્રાણ અધ્યક્ષ = જીવાત્મામાં જોડાઈ જાય છે એમ કહેવામાં આવ્યું છે. ॥ ૪ ॥

भूतेषु तच्छ्रुतेः ॥ ५ ॥

પદાર્થઃ- (भूतेषु) સૂક્ષ્મભૂત માત્રાઓમાં જીવાત્મા રહે છે (तच्छुतेः).

ભાવાર્થઃ- જીવાત્મા મરણ પછી પણ સૂક્ષ્મભૂતો સાથે જ રહે છે, અને એ સૂક્ષ્મભૂત માત્રાઓ ભાવી સ્થૂલ શરીરમાં સૂક્ષ્મ કારણ શરીર તરીકે હોય છે. प्राणस्तेजसि । છાં. ઉપ. ૬-૮-૬. એ વેદાંત-વાક્ય સર્વભૂતમાત્રા તથા ઇંદ્રિયોનું બોધક છે એમ સમજવું. ॥ ૫ ॥

મરણ પામ્યા પછી અને બીજો જન્મ મેળવ્યા પહેલાં વચગાળામાં જીવાત્મા અન્ય તત્ત્વોના સંબંધરહિત નથી તે આ સૂત્રમાં સમજાવે છેઃ

नैकस्मिन् दर्शयतो हि ॥ ६ ॥

પદાર્થઃ- (न) નહિ (एकस्मिन्) એકમાં (हि) કારણ કે (दर्शयतः) શ્રુતિ અને સ્મૃતિ એવું બતાવે છે.

ભાવાર્થ.- જીવાત્મા સાથે એકલો પ્રાણ જ જોડાય છે એમ ન માનવું. પ્રાણ કોઈ એક વસ્તુ નથી. બધું જ કાર્યદશામાં તો પંચભૂતાત્મક થાય છે માટે પ્રાણ શબ્દથી બીજાં પૃથ્વ્યાદિ સૂક્ષ્મભૂતો, મનસહિત ઇંદ્રિયો અને જીવાત્માશ્રિત કર્મો આ બધાં જ પ્રાણ પદથી સમજવાના છે. શ્રુતિ અને સ્મૃતિ પણ એમ જ કહે છે. જેમકેઃ- पृथ्वीमयः आपोमयो वायुमय आकाशमयः ॥ આ બ્રાહ્મણ ગ્રંથનું વચન છે; તેનો અર્થ એ થાય છે કે જીવાત્મા પૃથ્વીમય, જળમય, વાયુમય અને આકાશમય છે. अण्व्योमात्राऽविनाशिन्यो दशार्धाना तु याः

स्मृताः । ताभिः सार्धमिदं सर्वं सम्भवत्यनुपूर्वशः ॥ मनुः १–२७. સ્થૂલ શરીર સાથે વિનાશ નહીં પામતી સૂક્ષ્મ પાંચ ભૂતમાત્રાઓ સાથે તથા પ્રાણ, મન અને ઇંદ્રિયો સાથે જીવાત્મા પુનર્જન્મ ધારણ કરે છે.

આ પ્રમાણોથી સમજાય છે કે જીવાત્મા મરણોત્તર સમયમાં કેવળ પ્રાણ સાથે જ રહેતો નથી, પણ બીજા બધાં સ્થૂળ દેહનાં કારણો સાથે રહે છે. ॥ ६ ॥

ઉપર જે ઉત્ક્રાંતિ બતાવી છે તે શું વિદ્વાન્ અને અવિદ્વાન્ બન્નેને એકસરખી જ છે કે કંઈ ફેર છે? આ ઠેકાણે વિદ્વાનનો અર્થ જેને બ્રહ્મનું જ્ઞાન થઈ ગયુ હોય અને ચાલુ શરીરમાં જ વિદ્યમાન હોય તે વિદ્વાન્ એમ સમજવું. આ પ્રશ્નનો ઉત્તર આ સૂત્રમાં છેઃ

समाना चासृत्युपक्रमादमृतत्वं चानुपोष्य ॥ ७ ॥

પદાર્થઃ– (समाना) એકસરખી ઉત્ક્રાંતિ હોય છે. (च) ચોક્કસ (આ) મર્યાદા બતાવનાર અવ્યય (आ) છે. (सृत्युपक्रमात्) માર્ગમાં ગતિ કરે તે પહેલાં (अमृतत्वम्) જીવનમુક્તત્વને (च) અને (अनुपोष्य) ત્યાગ નહીં કરી.

ભાવાર્થઃ– આગળ જે ઉત્ક્રાંતિ બતાવી છે, જેવી કે, મરનારની ઇંદ્રિયો મનમાં મળે છે, મન પ્રાણમાં અને પ્રાણ અધ્યક્ષસ્વરૂપ જીવાત્મામાં જોડાઇ જાય છે. આ ઉત્ક્રાંતિ વિદ્વાન અને અવિદ્વાનને એકસરખી જ હોય છે. વિદ્વાન એટલે બ્રહ્મજ્ઞાની. બ્રહ્મજ્ઞાની વિદ્વાન્ સુષુમ્ણા નાડી-દ્વારને પ્રાપ્ત થાય છે. એટલે હૃદયની અંદર એકસો એક નાડીઓ છે તેમાંની એક મૂર્ધા તરફ જતી હોય છે, વિદ્વાન્ પોતાના બ્રહ્મજ્ઞાનના પ્રકાશને લીધે એ નાડી જાણી શકે છે અને મરતી વખતે તે નાડી દ્વારા મૂર્ધાસ્થાનમાંથી બહાર નીકળી દેવમાર્ગે પ્રયાણ કરે છે. અવિદ્વાન્ માણસ ગમે તે

નાડી દ્વારા શરીર બહાર આવી જન્માન્તરને પામે છે. બૃહદારણ્યક ઉપનિષદમાં એમ લખવામાં આવ્યુ છે કે વિદ્વાનના પ્રાણોની ઉત્ક્રાંતિ થતી નથી. 'न तस्य प्राणा उत्क्रामन्ति' બૃ ૪-૪-૬.

આ જે પ્રાણોનુ અનુત્ક્રમણ બતાવ્યુ છે તે તો જીવનમુક્તપણુ બતાવ્યુ છે, બ્રહ્મજ્ઞાની શરીરમાં રહી બ્રહ્મનો અનુભવ કરે એ પણ એક પ્રકારનુ અમૃતત્વ છે. આને કોઈ અપર અમૃતત્વ કહે છે. શરીરરહિત થઈ બ્રહ્મપ્રાપ્તિને પામી બ્રહ્મનો અનુભવ કરવો એ પરમ અમૃતત્વ કહેવાય છે અને એ જ સાચો મોક્ષ છે.

અહીં જે સમાન ઉત્ક્રાંતિ કહી છે તે જીવનમુક્તિરૂપ અમૃતત્વને અપેક્ષીને નથી કહી. એટલે જીવનમુક્ત પુરુષના પ્રાણોની ઉત્ક્રાંતિ ન થાય તોપણ સમાન ઉત્ક્રાંતિ કહેવામાં કશો વાધો નથી.

વિદ્વાન્ ઉપાસક નાડી-દ્વાર ન પામે ત્યાંસુધી તેને ઉત્ક્રાંતિ અવિદ્વાનના જેવી ઉત્ક્રાંતિ છે એ સૂત્રનો ભાવ છે. આ સૂત્રમાં अनुतोष्य નો અર્થ વિદ્વાનોએ अदग्ध्वा (નહી બાળીને) એવો કર્યો છે, કારણ કે अनुपोष्य પદમાં उष=બાળવું એવો ધાતુ રહ્યો છે. ન બાળવું એટલે પ્રાણોનો ત્યાગ ન કરવો. એ જ જીવનમુક્તપણું છે. અમે પણ એ ભાવ ધ્યાનમાં રાખીને ઉપરનો અર્થ કર્યો છે. ॥ ૭ ॥

હવે સૂત્ર ૮ થી ૧૧ સુધીમાં સૂક્ષ્મ શરીર હોવાનું જણાવે છેઃ

तदाऽऽपीतेः ससारव्यपदेशात् ॥ ८ ॥

પદાર્થઃ- (तद्) ઇંદ્રિયો, મન, પ્રાણ, તેજ અને કર્મો આ બધું જીવાત્મા સાથે જોડાયા પછી તેનો લય થતો નથી પણ વિદ્યમાન રહે છે. (आपीतेः) મોક્ષ મળે ત્યાં સુધી રહે છે (ससार-व्यपदेशात्) સંસાર હોવાનું કથન હોવાથી.

ભાવાર્થઃ- ઇંદ્રિય, મન અને સૂક્ષ્મભૂતમાત્રાઓ જીવાત્માને

પામીને લય થતાં નથી પણ તે તો જીવાત્મા સાથે રહે છે, કારણ કે, જો તેનો લય થતો હોય તો વેદાન્તમાં જે ફરીથી સંસાર હોવાનુ ઉપદેશ્યુ છે અર્થાત્ જે પુનર્જન્મનો ઉપદેશ કર્યો છે તે મિથ્યા થઈ જાય કર્મ વગેરેનો લય થાય તો પુનર્જન્મ કયા કારણથી મળે? ઇંદ્રિયાદિનો લય થઇ જાય નો જીવાત્મા ગતિ શી રીતે કરે? આશ્રય વગર ગતિ થઈ શકે નહિ. ઉપદેશ આં પ્રમાણે છેઃ

योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिनः ।
स्थाणुमन्येऽनुसंयन्ति यथाकर्म यथाश्रुतम् ॥ કઠ. ૫–૭.

મર્યા પછી જીવાત્માઓ બીજાં શરીરોને પામે છે. કેટલાક સ્થાવર શરીરને પામે છે, જેવાં જેનાં કર્મ અને જ્ઞાન તે પ્રમાણે પુનર્જન્મ પામે છે.

આ પ્રમાણે સંસારનો વ્યપદેશ કરેલો હોવાથી, ઇંદ્રિયો, મન અને સૂક્ષ્મભૂતમાત્રારૂપ સૂક્ષ્મ શરીર વિદ્યમાન રહે છે, તેનો લય એટલે વિનાશ થતો નથી જો પુનર્જન્મ ન માનવામાં આવે તો વિધિ અને નિષેધશાસ્ત્રો નકામાં થઇ જાય. આ કારણથી સૂક્ષ્મ શરીરનું અસ્તિત્વ સ્વીકારવું જોઇએ. ॥ ૮ ॥

બીજું પણ એના સંબંધમાં જ આ સૂત્રમાં કથન કરે છેઃ

सूक्ष्मं प्रमाणतश्च तथोपलब्धेः ॥ ९ ॥

પદાર્થઃ– (च) અને (प्रमाणतः) પ્રમાણો દ્વારા (सूक्ष्मम्) સૂક્ષ્મ શરીર હોવાનું સિદ્ધ થાય છે (तथा) તે પ્રમાણે (उपलब्धेः) ઉપલબ્ધિ થતી હોવાથી.

ભાવાર્થઃ– तेजः परस्यां देवतायाम् ઇત્યાદિ જે ઉપદેશ્યું છે તે એકલું તેજ જ નહિ પણ સર્વભૂતમાત્રાઓ, મન અને ઇંદ્રિયો-સહિત સમજવું અને તે અત્યંત સૂક્ષ્મ હોવાથી દેખાતું નથી, પણ તે છે તેથી જ જીવાત્મા બીજા શરીર મેળવવા ગતિ કરી શકે

છે. સૂક્ષ્મનાડીમાંથી પણ એ સૂક્ષ્મ શરીરસહિત જીવાત્મા પસાર થઈ શકે છે. તે શરીર અત્યંત સ્વચ્છ હોય છે, તેના રૂપ અને સ્પર્શ અનુદ્ભૂત હોય છે અને તેનો કોઇથી પણ અટકાવ થઈ શકતો નથી, કાચમાંથી જેમ પ્રકાશ પસાર થઈ જાય છે તેમ સૂક્ષ્મ શરીર કાચમાંથી પણ પસાર થઈ શકે છે. મરનાર પાસે ટોળું વળીને બેઠેલા નિપુણ માણસો પણ તેને જોઈ શકતા નથી, કારણ કે તેનું રૂપ અનુદ્ભૂત હોય છે. ઉદ્ભૂત રૂપ અને મહત્વ આ બે ગુણો વસ્તુના (દ્રવ્યના) દૃષ્ટિગોચર થવાનાં કારણ હોય છે. આ કારણથી સૂક્ષ્મ શરીર સાથે નીકળતો જીવાત્મા નજરે પડતો નથી. ॥ ૯ ॥

नोपमर्देनातः ॥ १० ॥

પદાર્થઃ– (न) નહિ (उपमर्देन) દાહ આદિથી ઉપમર્દન નાશ થવા છતાં (अतः) આ કારણથી.

ભાવાર્થઃ– જીવાત્મા તો અગ્નિ આદિથી બળતો નથી પણ સૂક્ષ્મ શરીર પણ અગ્નિ આદિથી બળતું નથી. આ કારણથી સ્થૂલ શરીર જો કોઈ અકસ્માતથી બળવા માંડે તોપણ તેમાં રહેલું સૂક્ષ્મ શરીર બળતું નથી તેથી સ્થૂળ શરીરની માફક તેનો નાશ થતો નથી. ॥ ૧૦ ॥

સૂક્ષ્મ શરીર હોવામાં એક વધારે યુક્તિ આપે છેઃ

अस्यैव चोपपत्तेरेष ऊष्मा ॥ ११ ॥

પદાર્થ.– (अस्य एव) આની જ (एष) આ (ऊष्मा)ગરમી છે (च) અને (उपपत्तेः) ઉપપત્તિ થતી હોવાથી.

ભાવાર્થઃ– મૃત્યુ પામ્યા પછી સ્થૂલ શરીરના રૂપ, રસ, ગંધ અને સ્પર્શાદિ ગુણો ઉપલબ્ધ થાય છે, એટલે મૃતક શરીરનું રૂપ જોઇ શકાય છે અને એનો સ્પર્શ પણ કરી શકાય છે; પણ એ મૃતક શરીરમાં ગરમી જણાતી નથી, શીતલતા જ અનુભવાય છે. જ્યારે

જીવતા શરીરમાં ગરમી જણાય છે. જો આ ગરમી સ્થૂલ શરીરની હોત તો મૃતક શરીરમાં પણ ગરમી જણાત, પણ જણાતી નથી માટે ગરમી એ સ્થૂલ શરીરનો ગુણ નથી. ગરમી એટલે ઉષ્ણ સ્પર્શ.

આ ઉષ્ણ સ્પર્શ સૂક્ષ્મ શરીરનો જ છે, તેથી સ્થૂલ શરીરમાં ગરમી જણાય છે. મડદામાં સૂક્ષ્મ શરીર હોતું નથી માટે મડદામાં ઉષ્ણ સ્પર્શ હોતો નથી. 'જેના હોવાથી જે થાય અને જેના ન હોવાથી જે ન થાય તે તેનું ગણાય છે.' આવા અન્વય અને વ્યતિરેકથી સૂક્ષ્મ શરીરની ગરમી છે. એમ સ્પષ્ટ સમજી શકાય છે

આ કારણથી અર્થાત્ જીવતા સ્થૂલ દેહમાં ગરમી હોવાથી સૂક્ષ્મ શરીરની સિદ્ધિ થાય છે ॥ ૧૧ ॥

બ્રહ્મજ્ઞાની ઉપાસકને પણ ઉત્ક્રાંતિ હોય છે એવું समाना चासृत्युपक्रमेत्यादि સૂત્રમાં જણાવ્યું છે. ૪-૨-૭ પણ કેટલાક વેદાન્ત-વાક્યોમાં જણાવ્યું છે કે બ્રહ્મજ્ઞાનીને ઉત્ક્રાંતિ હોતી નથી તેનો ખુલાસો આ સૂત્રમા સમજાવે છે:

प्रतिपेधादिति चेन्न शारीरात् ॥ १२ ॥

પદાર્થ:– (प्रतिपेधात्) બ્રહ્મજ્ઞાનીને ઉત્ક્રાંતિનો પ્રતિષેધ હોવાથી (इति चेत्) જો એમ માનવામાં આવે તો (न) એ ઠીક નથી (शारीरात्) શરીરમાં રહેનાર જીવાત્મ થી ઉત્ક્રાંતિનો પ્રતિષેધ છે.

ભાવાર્થ:– બ્રહ્મજ્ઞાની અને અબ્રહ્મજ્ઞાની એટલે કે વિદ્વાન અને અવિદ્વાન બંનેને ઉત્ક્રાંતિ એકસરખી છે. એમ કહેવામાં આવ્યું છે, પણ કેટલેક ઠેકાણે બ્રહ્મજ્ઞાનીને ઉત્ક્રાંતિ ન હોવાનું ઉપદેશ્યું છે તેનો શો ખુલાસો છે? આ વેદાંત-વાક્યમાં બ્રહ્મજ્ઞાનીને ઉત્ક્રાંતિ હોવાનો પ્રતિષેધ છે:

अथाकामयमानो योऽकामो निष्कामः आप्तकामः ।
आत्मकामो भवति न तस्य प्राणा उत्क्रामन्ति ।

(બૃ. ઉપ. ૪-૪-૬)

જેને કોઇ કામના નથી, જે અકામ છે, નિષ્કામ છે, જેણે સર્વકામો પ્રાપ્ત કરી લીધાં છે, જે કેવળ આત્માની જ કામનાવાળો છે, તેના પ્રાણોની ઉત્ક્રાંતિ થતી નથી. આમ વેદાંતવાકયોમાં અરસપરસ વિરોધ જણાય છે એનું શું કારણ?

આનો ઉત્તર એ છે કે—અહીં એ જણાવ્યું છે કે શારીર એટલે જીવાત્મા; જીવાત્માથી પ્રાણોની ઉત્ક્રાંતિ થતી નથી એમ કહ્યું છે શરીરમાંથી તો પ્રાણોની ઉત્ક્રાંતિ થાય છે. શરીર અને શારીર બંને શબ્દોના અર્થો જુદા છે. શરીર એટલે કલેવર અને શારીર એટલે તેમાં રહેનારો જીવ. ઇંદ્રિય, મન, પ્રાણ, તેજ, સૂક્ષ્મભૂતમાત્રાઓ, આ બધાં જીવથી જયાંસુધી મુક્તિ ન મળે ત્યાંસુધી જુદા પડતા નથી, એટલે કે જીવાત્મામાંથી પ્રાણોની ઉત્ક્રાંતિ થતી નથી. આમાં શરીરમાંથી પ્રાણોની ઉત્ક્રાંતિ થતી નથી એમ કહ્યું નથી. ॥ ૧૨ ॥

स्पष्टो ह्येकेषाम् ॥ १३ ॥

પદાર્થ – (हि) કારણ કે (एकेषाम्) કેટલાક વેદાંતવાકયોમાં આ અર્થ (स्पष्टः) સ્પષ્ટ થાય છે.

ભાવાર્થઃ– કેટલાક વેદાંતવાકયોમાં આ અર્થ સ્પષ્ટ થાય છે. જેમકે—अकामो निष्काम आप्तकाम आत्मकामो न तस्य प्राणा उत्क्रामन्ति । અહીં વિદ્વાનના પ્રાણો જીવાત્મા સાથે જે જોડાઇ ગયા છે તેની ઉત્ક્રાંતિ થતી નથી. શરીરમાંથી તો પ્રાણોની ઉત્ક્રાંતિ થાય જ છે. જીવાત્મા સાથે રહેલા પ્રાણો એટલે કે સૂક્ષ્મશરીરરૂપે રહેલા પ્રાણોની ઉત્ક્રાંતિ થતી નથી. જીવાત્માને જ્યારે પ્રારબ્ધ-કર્મના ભોગમાંથી મુક્તિ

મળે છે ત્યારે જીવાત્માને બ્રહ્મની પ્રાપ્તિ થાય છે અને પ્રાણો આત્મા સાથે સૂક્ષ્મ શરીરનું રૂપ છોડી પ્રકૃતિ અને પરમાણુઓની માફક બ્રહ્મમાં એકાકાર થઈને રહે છે. જોકે બ્રહ્મ ચેતન છે અને પ્રાણો એટલે કે ઇંદ્રિયો, મન અને પાંચ સૂક્ષ્મભૂતો જડ છે, જડ અને ચેતનનું એકાકાર થવું સંભવિત નથી, છતાં બ્રહ્મથી પ્રાણોનું જુદા થઈને ન રહેવું એટલા પૂરતો જ એકાકારનો અર્થ લેવાનો છે. જેમ શરીરમાંથી પ્રાણો જીવાત્મા સાથે નીકળે છે તેમ જીવાત્મા સાથે જોડાએલા પ્રાણો જીવાત્માથી જુદા થઈ ત્યાંથી કોઇ બીજે ઠેકાણે જતા નથી, એ જ સૂત્રનો અર્થ છે. વિદ્વાનના પ્રાણોની ઉત્ક્રાંતિ નથી, એનો અર્થ એ જ છે કે શરીરમાંથી ઉત્ક્રાંતિ થાય છે પણ જીવનમુક્ત બ્રહ્મ જાણનાર આત્મામાંથી પ્રાણોની ઉત્ક્રાંતિ થતી નથી. પણ પરબ્રહ્મમાં જ પ્રકૃતિના વિકારો હોઈ પ્રકૃતિમાં એ વેરાઇ જાય છે. ॥ १३ ॥

स्मर्यते च ॥ १४ ॥

પદાર્થઃ– ( च ) અને ( स्मर्यते ) સ્મૃતિઓમાં ઉત્ક્રાંતિ બ્રહ્મવિદોની પણ જણાવી છે.

ભાવાર્થ– જેમ અવિદ્વાનની ઉત્ક્રાંતિ થાય છે તેમ બ્રહ્મજ્ઞાનીની પણ સ્થૂલ શરીરમાંથી ઉત્ક્રાંતિ થાય છે અને પ્રારબ્ધ કર્મ પૂર્ણ થયા પછી તે પરાગતિ એટલે કે મોક્ષને પામે છે. સ્મૃતિઓનાં પ્રમાણો આ પ્રમાણે છેઃ

ऊर्ध्वमेकः स्थितस्तेषां यो भित्वा सूर्यमण्डलम्
ब्रह्मलोकमतिक्रम्य तेन याति परां गतिम् ॥ (યાજ્ઞવલ્કય)

यदाणुमात्रिको भूत्वा बीजं स्थास्नु चरिष्णु च
समाविशति संसृष्टास्तदा मूर्तिं विमुञ्चति ॥ (મનુઃ ૧–૫૬.)

सर्वभूतात्मभूतस्य सम्यग्भूतानि पश्यतः ।
देवा अपिमार्गे मुह्यन्त्यपदस्य पदैषिणः ॥ (મહાભારત)

भूतेन्द्रियमनोबुद्धिवासनाकर्मवायवः ।
अविद्या चाष्टकं प्रोक्तं पर्युष्टमृषिसत्तमैः ॥

ભૂત, ઈન્દ્રિય, મન, બુદ્ધિ, વાસના, કર્મ, પ્રાણ અને અવિદ્યા આ આઠના સમુદાયને પર્યુષ્ટક કહેવાય છે.

पर्युष्टकेन लिङ्गेन प्राणाद्येन च युज्यते ।
तेन यद्धस्य वै बन्धो मोक्षो मुक्तस्य तेन वै ॥

ઉપર જણાવેલા પર્યુષ્ટકથી જે બંધાયેલો જીવ છે તે બદ્ધ કહેવાય છે અને તેનાથી છૂટો થયેલો આત્મા મુક્ત કહેવાય છે.

આ પ્રમાણોથી સમજાય છે કે શરીરમાંથી ઉત્ક્રાંતિ વિદ્વાન અને અવિદ્વાન બંનેની થાય છે. વિદ્વાનનો આત્મા સુષુમ્ણા નાડીમાંથી નીકળી દેવયાન માર્ગે જઈ મુક્ત થાય છે; જ્યારે અવિદ્વાન એટલે જેને બ્રહ્મજ્ઞાન નથી થયું તેનો આત્મા આંખ આદિ શરીરના કોઈપણ ભાગમાંથી નીકળી ફરીથી નવું સ્થૂલ શરીર મેળવી સંસારમાં આવે છે. ॥ ૧૪ ॥

तानि परे तथाह्याह ॥ १५ ॥

પદાર્થઃ- (तानि) ઇંદ્રિયો અને પાંચ મહાભૂતો (परे) પરમાત્મામાં લીન થઇ રહે છે (तथाहि) તે પ્રમાણે (आह) વેદાંત-વાક્યો કહે છે.

ભાવાર્થઃ- બ્રહ્મવિત્ પુરુષની ઇંદ્રિયો અને ભૂતો પરમાત્મામાં લીન થઈને રહે છે, એ પ્રમાણે વેદાંતમાં કહેવામાં આવ્યું છે. જેમકેઃ- एवमेवास्य परिद्रष्टुरिमा षोडश कलाः पुरुषायणाः पुरुषं पाप्यास्तं गच्छन्ति ॥ પ્રશ્ન ઉપ. ૬-૫. એ પ્રમાણે આ બ્રહ્મજ્ઞાનની આ સોળ કળાઓ (મન સાથે દસ ઇંદ્રિયો અને પંચ સૂક્ષ્મભૂતો મળી સોળ) પુરુષમાં રહેતી તેમાં જ લીન થાય છે.

જોકે બીજું પણ વેદાંતવાક્ય છે કે જે કાર્યનું પોતાના કારણમાં લીન થવું જણાવે છે. જેમકેઃ- 'गताः कलाः पञ्चदश प्रतिष्ठाः ।' મુંડક. ઉપ. ૩-૨-૭. બ્રહ્મજ્ઞાનીની પંદર કળાઓ પોતપોતાનાં કારણમાં લીન થઈ

જાય છે. જેમ ઘડો માટીમાં મળી જાય છે તેમ. આ ઠેકાણે ઘ્રાણ-ઇંદ્રિય અને મનની એક પ્રકૃતિ છે એમ જણાવી પંદર કળા કરી છે, એમ વિદ્વાનોનું માનવુ છે. આ બે વેદાંત-વાકયોમાં વિરોધ જણાય છે. એક વાકય પરમાત્મામા લીન થવાનુ જણાવે છે જ્યારે બીજું વાકય કાર્ય પોતાના કારણમાં લય પામે છે એમ જણાવે છે. આનુ સમાધાન એ છે કે—કારણમાં કાર્યનું લીન થવાનું જે જણાવે છે તે વ્યવહારની અપેક્ષાએ છે. ખરી રીતે તો સમુદ્રમાં જેમ નદીઓ અદૃશ્ય થઈ રહે છે તેમ સર્વ વસ્તુઓ પરમાત્મામાં પ્રલય સમયે રહે છે. આ વાતને આગળનુ સૂત્ર પણ સ્પષ્ટ કરે છે. ॥૧૫॥

પ્રલય વખતે બધું પરબ્રહ્મમાં અવિભક્તરૂપે રહે છે. તે અહીં બતાવે છે.

अविभागो वचनात् ॥ १६ ॥

પદાર્થઃ- (अविभागः) પરમાત્મામાંથી અલગ થઇને ન રહેવું તે અવિભાગ કહેવાય છે. (वचनात्) વેદાંતમાં એવાં વચનો હોવાથી.

ભાવાર્થઃ- સર્વ પદાર્થો પરમાત્મામાં અવિભક્ત થઇને રહે છે, જેમ અવિભક્ત કુટુંબ. સર્વ ભાઇઓનું કુટુંબસહિત સાથે રહેવું જેમ હોય છે તેમ સર્વ કાર્યાત્મક અને કારણાત્મક સંસાર પ્રભુ સાથે અવિભક્ત રહે છે. भिद्येत नामरूपे पुरुष इत्येन प्रोच्यते एष अकलोऽमृतो भवति ॥ પ્રશ્ન. ઉપ. ૬–૫.

જેમ ગંગા સમુદ્રને પ્રાપ્ત થઇ પોતાનું નામ અને સ્વરૂપ ગુમાવી દે છે તેમ પ્રલય વખતે બધાં જ કાર્યો અને કારણો પરમાત્મામાં મળી જાય છે અને પોતપોતાનાં સ્વરૂપ અને નામ ગુમાવી દે છે. પ્રલય વખતે હિમાલયનું સ્વરૂપ નથી હોતું અને એનું નામ પણ હોતું નથી; તે વખતે અવ્યક્ત પ્રકૃતિ સાથે એક બ્રહ્મ જ કહેવાય છે. તે વખતે પ્રકૃતિ અને પુરુષનો ભેદ હોવા છતાં જણાતો નથી, તેથી પુરુષ જ કહેવાય છે. पुरुष एव इदं सर्वम् આ બધું પુરુષ જ

છે. દાખલા તરીકે, સમુદ્રમાં ઘણી વસ્તુઓ છે પણ તેનો ભેદ નહિ પાડતાં એમ જ કહેવાય છે કે આ તો કેવળ સમુદ્ર છે. કોઈ સમાનાભિહારે રહે છે જેમકે નદીઓ, કોઈ અસમાનાભિહારે રહે છે જેમકે સમુદ્રાંતર્ગત મત્સ્યાદિ. છતાં જેમ એક સમુદ્ર કહેવાય છે તેમ પ્રલય વખતે એક પુરુષ જ કહેવાય છે. ॥ ૧૬ ॥

હવે, બ્રહ્મજ્ઞાની ઉપાસક સુષુમ્ણા નાડીને કેવી રીતે ઓળખે છે અને તે નાડી મારફત દેવયાન માર્ગમાં કેવી રીતે ગતિ કરે છે તે-આ સૂત્રમાં બતાવે છેઃ

तदोकोग्रज्वलनं तत्प्रकाशितद्वारो विद्यासामर्थ्यात् तच्छेषगत्यनुस्मृतियोगाच्च हार्दानुगृहीतः शताधिकया ॥ १७ ॥

પદાર્થઃ– (हार्दानुगृहीत) હૃદયની અંદર સ્થિત પરમાત્માના અનુગ્રહનો પાત્ર બનેલો ઉપાસક (तदोकः) તેનું સ્થાન હૃદય (अग्रज्वलनम्) અગ્રભાગ પ્રકાશમય બને છે (तत्प्रकाशितद्वारः) તે પ્રકાશથી પોતાને જવાનુ દ્વાર પ્રકાશિત થાય છે (विद्यासामर्थ्यात्) વિદ્યા અર્થાત્ બ્રહ્મવિદ્યાના પ્રભાવથી (च) અને (तच्छेषगत्यनुस्मृतियोगात्) બ્રહ્મવિદ્યાની શેષભૂત ગતિ અને એ ગતિનું સ્મરણ થવાથી (शताधिकया) સો કરતાં વધારાની એક સુષુમ્ણા નાડીથી બ્રહ્મજ્ઞાની ઉપાસક સ્થૂલ શરીરમાંથી બહાર નીકળી જાય છે.

ભાવાર્થઃ– ઉપાસક ઉપાસના કરી પરમાત્માને પ્રસન્ન કરે છે અને તેથી તે પરમાત્માના અનુગ્રહનો પાત્ર બને છે. પરમાત્માને પ્રાપ્ત કરવાનું હૃદય-દ્વાર હોય છે; માટે પરમાત્માને આ સૂત્રમાં 'હાર્દ' કહ્યા છે. ઉપાસક જ્યારે ઇંદ્રિયો અને પ્રાણ સાથે બહાર નીકળવાની તૈયારી કરે છે ત્યારે તેને માટે હૃદય ઉપર અલૌકિક પ્રકાશ એને જણાય છે, તેથી તે પોતાને ક્યાંથી નીકળવું એ જાણી શકે છે. બ્રહ્મવિદ્યાના પ્રભાવથી પોતાને જે માર્ગે ગતિ કરવાની હોય છે તેની તેને તે વખતે સ્મૃતિ થાય

છે, પછી એકસો ને એક નાડીઓના ઝૂમખામાંથી તે સુષુમ્ણા નાડીને શોધી લે છે અને તે મારફત શરીરમાંથી બહાર નીકળી દેવયાન માર્ગમાં પ્રયાણ શરૂ કરી દે છે. આ પ્રકાર બ્રહ્મજ્ઞાની ઉપાસક માટે છે. બીજા અધૂરા રહેલા ઉપાસકો બીજી નાડીઓ મારફત આંખમાંથી અથવા શરીરના બીજા ભાગમાંથી બહાર નીકળે છે. એ દેવયાન માર્ગે પણ જતા નથી પણ પુનર્જન્મને માટે બીજા શરીરમાં પ્રવેશ કરવા પરમાત્માથી પ્રેરિત થઈ કર્મ પ્રમાણે નક્કી કરેલા શરીરમાં પ્રવેશ કરે છે. तस्य हैतस्य हृदयस्याग्रं प्रद्योतते तेन प्रद्योतेनैष आत्मा निष्क्रामति चक्षुष्टो वा मूर्ध्नो वान्येभ्यो वा शरीरदेशेभ्यः ॥ બૃ. ૪–૪–૨. આ ઉપનિષદના વાક્યમાં ઉપર કહેલા અર્થનું સૂચન છે. આ વાક્ય સાધારણ ઉપાસકોને માટે છે. બ્રહ્મજ્ઞાની ઉપાસકને માટે તો शतं चैका हृदयस्य नाड्यस्तासां मूर्धानमभिनिःसृतैका । तयोर्ध्वमायन् अमृतत्वमेति । छा. उप. ८–६–६. આ વાક્ય છે. આમાં વિદ્વાન્ એટલે કે બ્રહ્મજ્ઞાની ઉપાસક સુષુમ્ણા નાડીથી શરીર બહાર નીકળી દેવમાર્ગે ગતિ કરી મોક્ષને પામે છે એમ સ્પષ્ટ કહ્યું છે. ॥ ૧૭ ॥

બ્રહ્મજ્ઞાનીનો આત્મા શરીરમાંથી બહાર નીકળી કોને અનુસરે છે?

रश्म्यनुसारी ॥ १८ ॥

પદાર્થ:– (रश्म्यनुसारी) શરીરમાંથી બહાર નીકળી બ્રહ્મવિત્ આત્મા સૂર્યની રશ્મિને અનુસરે છે.

ભાવાર્થ:– બ્રહ્મજ્ઞાનીનો આત્મા સુષુમ્ણા નાડી દ્વારા બહાર નીકળી દેવયાન માર્ગમાં સૂર્યની રશ્મિને અનુસરી સૂર્યલોકમાં જાય છે. આ રશ્મિનું અનુસરણ કેવળ દિવસે જ હોય છે એવો કોઈ નિયમ નથી, કારણ કે કોઈ કાળવિશેષ બતાવવામાં આવ્યો નથી. માટે દિવસે અને રાતે પણ બ્રહ્મવિત્ આત્મા રશ્મિનું અનુસરણ કરે છે. ભાવાર્થ એ છે કે બ્રહ્મવિદ્ ઉપાસક દિવસે મૃત્યુ પામે તોપણ

રશ્મિનું અનુસરણ કરે છે અને રાતે મરણ પામે તોપણ રશ્મિનુ અનુમરણ કરે છે. રાતે મરણ પામેલા બ્રહ્મજ્ઞાની ઉપાસકને સૂર્યોદય સુધી પ્રતીક્ષા કરવી પડતી નથી ॥ ૧૮ ॥

રાતે સૂર્યની રશ્મિ આકાશમાં હોતી નથી, તો તે રાતે મરણ પામેલો બ્રહ્મનો ઉપાસક રશ્મિનુ અનુસરણ શી રીત કરે? આવી શંકા કરી તેનો ઉત્તર પણ આ જ સૂત્રમાં આપે છેઃ

निशि नेति चेन्न सम्बन्धस्य यावद्देहभावित्वाद् दर्शयति च ॥ १९ ॥

પદાર્થઃ– (निशि न) રાતે મરણ પામેલ એટલે કે દેહનો જેણે ત્યાગ કર્યો છે તે બ્રહ્મનો ઉપાસક આત્મા રશ્મિનુ અનુસરણ કરતો નથી (इतिचेत् न) જો એવી શંકા કરવામાં આવે તો એ ઠીક નથી. (सम्बन्धस्य) રશ્મિ અને નાડીનો સંબંધ (यावद् देहभावित्वात्) જ્યાંસુધી શરીર રહે છે ત્યાંસુધી હોય છે (च) અને (दर्शयति) આવો આર્થ વેદાંતવાક્ય બતાવે છે

ભાવાર્થઃ– રાતે મરણ પામેલો ઉપાસક રશ્મિનું અનુસરણ કરી શકતો નથી, કારણ કે તે વખતે નાડી સાથે રશ્મિ અર્થાત્ સૂર્યના કિરણનો સંબંધ હોતો નથી. આવી જો શંકા કરવામાં આવે તો તે ઠીક નથી, કારણ કે, સૂર્યના કિરણનો નાડીઓ સાથેનો સંબંધ જ્યાંસુધી શરીર વિદ્યમાન હોય છે ત્યાંસુધી સતત રહે છે. જેમ દિવસે રહે છે તેમ રાતે પણ રહે છે. વેદાંત બતાવે છે કે, अमुष्मादादित्यात् प्रतायन्ते ता आसु नाडीषु सृप्ता आभ्यो नाडीभ्यः प्रतायन्ते तेऽमुष्मिन् आदित्ये सृप्ताः । छा. उप. ૭–૬–૨. સૂર્યમાંથી રશ્મિનો ફેલાવ થાય છે અને નાડીઓ સાથે તેનો સંબંધ થાય છે. નાડીઓમાંથી રશ્મિઓનો ફેલાવ થાય છે અને તેનો સૂર્યમાં સંબંધ હોય છે. આમ રશ્મિનો નાડી સાથેનો સંબંધ સદૈવ ચાલુ હોય છે. ઉનાળામાં રાતે ખૂબ ગરમી પણ થાય છે, તેથી તે વખતે રશ્મિ ન દેખાય છતાં પણ અનુમાન કરવું પડે છે. ગરમી તો સૂર્યની રશ્મિમાંથી જ જન્મે છે.

શિયાળાની રાતે પણ રશ્મિનો સંબંધ નાડી સાથે હોય છે. વાતાવરણમાં જળના આધિક્યને લીધે ગરમી દબાઈ જાય છે, તેથી કંઈ નાડીઓ સાથે રશ્મિનો સંબધ નથી હોતો એમ નહિ. રશ્મિનો સંબંધ તો સર્વદા હોય જ છે. स यावत्क्षिप्येन्मन स्तावदादित्य गच्छति । छा. उप. ८–६–५. બ્રહ્મનો ઉપાસક મનના વેગથી આદિત્યે પહોંચી જાય છે. જરાપણ વિલંબ થતો નથી. આ ઉપદેશથી સમજી શકાય છે કે, દિવસ અને રાતે પણ બ્રહ્મનો ઉપાસક આત્મા રશ્મિનુ અનુસરણ કરે છે. ॥ ૧૯ ॥

अतश्चायनेऽपि दक्षिणे ॥ २० ॥

પદાર્થઃ– (च) અને (अतः) આ કારણથી (दक्षिणे) દક્ષિણાયનમાં મૃત્યુ પામેલા બ્રહ્મના ઉપાસકને (अपि) પણ બ્રહ્મપ્રાપ્તિ=મોક્ષ મળે છે.

ભાવાર્થઃ– દક્ષિણાયનમાં પણ મૃત્યુ પામેલા બ્રહ્મજ્ઞાની ઉપાસક આત્માને મોક્ષની પ્રાપ્તિ થાય છે. સમયનો કોઈ નિયમ નથી. બ્રહ્મને જાણનાર યોગીનું મૃત્યુ ઉત્તરાયણમાં જ થશે એવો કોઈ નિયમ નથી, તથા तस्य तावदेव चिर यावन्न विमोक्ष्ये । બ્રહ્મવિત્ ઉપાસકને પ્રારબ્ધ-કર્મ ક્ષીણ થાય એટલી જ વાર હોય છે. પ્રારબ્ધ-કર્મ ક્ષીણ થયુ કે તરત જ દેહ પડી જાય છે અને આત્મા બ્રહ્મને પ્રાપ્ત થાય છે. અહીં પણ એવો નિયમ નથી કે, પ્રારબ્ધ-કર્મ ઉત્તરાયણમાં અને દિવસે જ ક્ષીણ થઈ જાય છે. આ ઉપરથી સમજાય છે કે બ્રહ્મજ્ઞાની ઉપાસક ઉત્તરાયણમાં મરે કે દક્ષિણાયનમાં મરે, પણ એને મોક્ષ મળવામાં કોઈ બાધા ઉપસ્થિત થતી નથી.

મહાભારતમાં એવો ઉલ્લેખ છે કે ભીષ્મ પિતામહે ઉત્તરાયણ આવે ત્યાંસુધી જીવન ટકાવી રાખ્યુ હતું. આનો અર્થ એવો નથી કે જો તે દક્ષિણાયનમાં મૃત્યુ પામ્યા હોત તો તેમને મોક્ષ ન મળત.

પ્રતીક્ષા કરવાનું કારણુ તો ઉત્તરાયણ કાળની પવિત્રતા બતાવવાનું

હતું. બીજું પોતામાં અર્થાત્ ભીષ્મમાં રહેલી યોગશક્તિ અને બ્રહ્મચર્યની શક્તિનું લોકોને જ્ઞાન આપવાનું હતું.

ત્રીજું કારણ એ પણ સંભવ છે કે એ કથા જ પ્રરોચના માટે હોઇ શકે, મરણ તો એની મેળે જ ઉત્તરાયણમાં આવ્યુ હોય. એને અટકાવવામાં આવ્યુ હોય એવું ન યે બન્યુ હોય. લોકોને ઉપદેશ આપવાની અનેક રીતો હોય છે, તેમાંની આ એક રીત પણ હોવાનો સંભવ છે.

બ્રહ્મવિદ્ ઉપાસકને અમુક વખતે જ બ્રહ્મપ્રાપ્તિ થાય એવો સામયિક નિયમ નથી. ॥ ૨૦ ॥

ગીતા વગેરે ગ્રંથોમાં સમયનો નિયમ બતાવ્યો છે તેનું શું સમાધાન છે તે આ સૂત્રમાં સમજાવે છેઃ

योगिनः प्रति च स्मर्यते स्मार्ते चैते ॥ २१ ॥

પદાર્થઃ- (योगिनः प्रति च) અને યોગીને યાદ કરવામાં આવે છે (च) કારણ કે (एते) એ દક્ષિણાયન અને ઉત્તરાયણ (स्मार्ते) સ્મરણમાં રાખવા યોગ્ય છે. અથવા એ સ્મૃતિનું કથન છે, એ કથનને વેદાંતમાં ઉતારવાની જરૂર નથી.

ભાવાર્થઃ- ગીતામાં આ પ્રમાણે ઉલ્લેખ છેઃ

यत्र काले त्वनावृत्ति मावृत्तिं चैव योगिनः ।
प्रयाता यान्ति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥ २३.

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥ २४.

धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चान्द्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥ २५.

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्ययावर्तते पुनः ॥ २६.

(ગીતા. અ. ૮, ૨૩ થી ૨૬ સુધી.)

અહીં જે ચાંદ્રમસ જ્યોતિને પામી પાછા ફરવાનું જણાવ્યું છે તે અવિદ્વાનને માટે છે. જ્ઞાની તો ચાંદ્રમસ જ્યોતિને પ્રાપ્ત થઈને પણ બ્રહ્મપ્રાપ્તિરૂપ મોક્ષ મેળવે છે તે પાછો ફરતો નથી. કર્મયોગી અને જ્ઞાનયોગી બંનેને આ માર્ગ યાદ રાખવા જણાવ્યું છે. એનો અર્થ એ નથી કે બ્રહ્મજ્ઞાની ઉપાસક દક્ષિણાયનમાં મૃત્યુ પામે તો તેને મોક્ષ ન મળે. સમયનો કોઈ નિયમ જણાતો નથી. યોગીને જાણવા ખાતર બે માર્ગ બતાવ્યા છે કે જેથી યોગી મરતી વખતે મુંઝાય નહિ. જેને બ્રહ્મજ્ઞાન નથી થયું તેને તો પાછા સંસારમાં આવવાનું છે અને જ્ઞાનીને ગમે તે સમયે મૃત્યુ આવે પણ એને મુક્તિ ચોક્કસ મળે છે.

અગ્નિ અને જ્યોતિ એ કોઇ કાળવાચક શબ્દ પણ નથી તો પછી તેમાં મૃત્યુ પામે તેને જ મુક્તિ મળે એનો કશો અર્થ જ નથી. દેવતાવાદીઓ એને સહાયક દેવતા માને તો ભલે. અમને તો લાગે છે કે બ્રહ્મજ્ઞાનીનો મોક્ષમાર્ગ ઉજ્જ્વલ છે અને અવિદ્વાનનો માર્ગ અજ્ઞાનરૂપ અંધકારવાળો છે. એ બતાવવા પૂરતો જ ઉપરનો ઉલ્લેખ છે. વળી એ તો સ્મૃતિ છે. સ્મૃતિનું કથન વેદાંતમાં ઉતારવું એ પણ ઠીક નથી. ॥૨૧॥

इति गुर्जरभाषाभाष्ययुते वेदान्तदर्शने चतुर्थाध्याये द्वितीयः पादः॥

  

अथ चतुर्थाध्यायस्य तृतीयः पादः ।

બીજા પાદમાં ઉત્ક્રાંતિ અર્થાત્ મરણ વખતે જીવાત્માનું સ્થૂલ શરીરમાંથી બહાર નીકળવા સંબંધી વર્ણન કર્યું. હવે ત્રીજા

પાદમાં અર્ચિ-માર્ગમાં કયા ક્રમે આત્મા મુક્તિને માટે આગળ વધે છે અને એ અર્ચિ એક જ માર્ગ છે કે કોઇ બીજો પણ માર્ગ મુક્તિ પામવા માટે છે? એ સંબંધી આ પાદમાં વર્ણન કરવામાં આવે છે:

अर्चिरादिना तत्प्रथितेः ॥ १ ॥

પદાર્થઃ– (अर्चिरादिना) અર્ચિ આદિ એક જ માર્ગે બ્રહ્મને પ્રાપ્ત કરનાર મુમુક્ષુ આત્મા પ્રયાણ કરે છે. (तत्प्रथितेः) એ માર્ગની જ પ્રસિદ્ધિ હોવાથી.

ભાવાર્થઃ– જોકે ઉપનિષદોમાં અનેક માર્ગો જેવું દેખાય છે પણ વિશેષ અન્વેષણ કરતાં જણાય છે કે મુક્તિને માટે એક જ માર્ગ છે. છાંદોગ્ય ઉપનિષદમાં રશ્મિ દ્વારા ઊર્ધ્વગમન વિશે ઉપદેશ્યું છે. છાં. ઉપ. ૮-૬-૫. यदा वै पुरुषोऽस्माल्लोकात्मैति स वायु मागच्छति। બૃ. ઉપ. ૫-૧૦-૧. सूर्यद्वारेण विरजा प्रयान्ति मु. ૧-૨-૧૧. આ બધાં પ્રમાણો અર્ચિ આદિ માર્ગનો બાધ કરતાં નથી. જ્યારે જ્યાં જવું ત્યાં કશો ભેદ નથી તો પછી માર્ગમાં શી રીતે ભેદ હોઈ શકે? સર્વ કોઈ મુમુક્ષુઓને બ્રહ્મલોકમાં જવાનું હોય છે અને બધા જ અર્ચિ આદિ માર્ગે જાય છે. મુમુક્ષુને બ્રહ્મજ્ઞાન થવાથી એનામાં જ્ઞાનમય પ્રકાશ હોય છે, એટલે એનો માર્ગ પણ પ્રકાશમય હોય છે. હા, કોઈ ઠેકાણે એકાદ સ્થાન ન બતાવ્યું હોય અને બીજે ઠેકાણે એકાદ સ્થાન વધારે બતાવ્યું હોય તેથી કંઈ ગતિના માર્ગમાં કશો ભેદ પડતો નથી. ધારો કે અમદાવાદથી મુંબઈ ગાડી ઊપડતી હોય, તો વચ્ચે આવતાં કોઈ મોટાં-મોટાં સ્ટેશનો બતાવે અને કોઇ નાનાં સ્ટેશનો ન પણ બતાવે, તો પણ વચ્ચેનાં સ્થાનો વધતાં ઓછાં સમજાય, પણ માર્ગ તો એક જ જણાય. જેમકે, અમદાવાદથી મુંબઈ જતાં વચ્ચે વડોદરા અને સુરત આવે છે એમ કોઇ કહે, અને એમ કહે કે અમદાવાદથી મુંબઈ પહોંચતાં વચ્ચે વડોદરા, ભરૂચ, સુરત અને વલસાડ

સ્ટેશને આવે છે. તો શું સ્ટેશનોના ન્યૂનાધિકનું કથન એ અમદાવાદ અને મુંબઈના ભિન્ન માર્ગો છે એમ સાબિત થાય? ન જ થાય. તેમ અર્ચિ આદિ માર્ગમાં કશો જ ભેદ નથી, બધા શાસ્ત્રકારોનો અહીં એકમત છે. બ્રહ્મજ્ઞાનીઓ પણ એક જ માર્ગ હોવાનું કથન કરે છે, કારણ કે તેમને એવી પ્રસિદ્ધિ છે. ॥ ૧ ॥

જેમ સમાનવિદ્યામાં એકના ગુણોનો બીજીમાં ઉપસંહાર થાય છે તેમ સમાનગતિમાં પણ એકના વિશેષણનો બીજીમાં ઉપસંહાર થાય છે; તે આ સૂત્રમાં સમજાવે છે:

वायुमब्दादविशेषविशेषाभ्याम् ॥ २ ॥

પદાર્થઃ- (वायुम्) વાયુ શબ્દને (अब्दात्) સંવત્સર પછી મૂકવો જોઈએ (अविशेषविशेषाभ्याम्) એક ઠેકાણે સામાન્ય કથન છે જ્યારે બીજે ઠેકાણે વિશેષ કથન છે તેથી.

ભાવાર્થઃ- કૌષીતકી ઉપનિષદમાં આ પ્રમાણે માત્ર અવિશેષ અર્થાત્ સામાન્ય કથન કર્યું છેઃ स एत देवयान पन्थानमापद्याग्निलोक मागच्छति, स वायुलोकम्, स वरुणलोकम्, स इन्द्रलोकम्, स प्रजापतिलोकम्, स ब्रह्मलोकम् ॥ कौ. १–३ અહીં કોઈ અગ્નિલોકાદિનો ક્રમ જણાતો નથી. કેવળ સામાન્ય કથન છે. હવે છાંદોગ્ય ઉપનિષદમાં જે દેવયાન માર્ગ બતાવ્યો છે તેમાં વાયુ શબ્દ જણાતો નથી, માટે તેમાં વાયુ શબ્દ ક્યાં મૂકવો? એ પ્રશ્ન ઊભો થાય છે. સૂત્રકાર કહે છે કે અબ્દ અર્થાત્ સંવત્સર શબ્દ પછી અને આદિત્ય શબ્દ પહેલાં વાયુ શબ્દ ગોઠવો. છાંદોગ્ય ઉપનિષદમાં દેવયાન માર્ગ આ પ્રમાણે બતાવ્યો છે:

तद्य इत्थं विदुः । ये चेमेऽरण्ये श्रद्धा तप इत्युपासते तेऽर्चिषमभिसंभवन्त्यर्चिषोऽहरह्नः आपूर्यमाणपक्षमापूर्यमाणपक्षाद् यान् षडुदङ्ङेति मासांस्तान् मासेभ्यः संवत्सरं संवत्सरादादित्यमादित्याच्चन्द्रमसं चन्द्रमसो विद्युतं तत्पुरुषोऽमानवः स एनान् ब्रह्म गमयत्येष देवयानः पन्था इति । छा. ५–१०–१. આ દેવયાન

માર્ગના કથનમાં વાયુ શબ્દ જણાતો નથી, માટે વાયુ શબ્દને સંવત્સર પછી અને આદિત્ય પહેલાં મૂકવો જોઈએ.

સંવત્સર અને આદિત્ય વચ્ચે વાયુ શબ્દને મૂકવામાં કારણ એ છે કે, બૃહદારણ્યકમાં દેવયાન માર્ગ સંબંધી આ પ્રમાણે ઉલ્લેખ છેઃ

यदा वै पुरुषोऽस्माल्लोकात्प्रैति स वायुमागच्छति तस्मै स तत्र विजिहीते यथा रथचक्रस्य ख तेन स ऊर्ध्व आक्रमते स आदित्यमागच्छति । બૃહદારણ્યક, ૫–૧૦–૧. આ વાક્યમાં એમ જણાવ્યું છે કે, જ્યારે બ્રહ્મનો ઉપાસક આ લોકમાંથી અર્થાત્ શરીરમાંથી નીકળે છે ત્યારે વાયુમાં આવે છે. વાયુ અતિ ઘટ્ટ હોવાથી તે આગળ વધી ન શકતો હોવાથી વાયુ એને પોતામાં રથચક્ર જેવું છિદ્ર કરી આપે છે તેમાં ઉપાસકનો આત્મા પસાર થઈ આદિત્યલોકમાં પહોંચી જાય છે. *અહીં ક્રમ જણાવ્યો છે. વાયુ પછી જ આદિત્યમાં જઈ શકાય છે,* માટે છાંદોગ્યમાં કહેલા દેવયાન માર્ગમાં આદિત્ય પહેલાં અને સંવત્સર શબ્દ પછી વાયુ શબ્દને મૂકવો જોઈએ. આ પ્રમાણે એક-બીજાના વિશેષણોનો ઉપસંહાર થતો હોવાથી અર્ચિઆદિ એક જ દેવયાન માર્ગ છે, જુદા-જુદા નથી. ॥ ૨ ॥

तडितोऽधि वरुणः सम्बन्धात् ॥ ३ ॥

પદાર્થઃ– (तडितः) વિદ્યુતની (अधि) ઉપર (वरुणः) વરુણ શબ્દ મૂકવો (सम्बन्धात्) સંબંધ હોવાથી.

ભાવાર્થઃ– છાંદોગ્ય ઉપનિષદના અધ્યાય ૪, ખંડ ૧૫ અને કંડિકા ૫ માં દેવયાન પથમાં સ્થાનોનો જે ક્રમ બતાવ્યો છે તેમાં વિદ્યુતની પછી વરુણ શબ્દનો પ્રયોગ કરવો, કારણ કે વિદ્યુત અને વરુણનો સંબંધ છે. વરુણ જળનો અધિપતિ છે એવી શાસ્ત્રોમાં પ્રસિદ્ધિ છે. જળમાંથી વિદ્યુત પેદા થાય છે, જો વિદ્યુતનો સંબંધ જળ સાથે ન હોય તો એ શી રીતે બને? જ્યારે વરસાદ જોરથી

પડતો હોય છે ત્યારે વાદળોમાં વીજળીના ચમકારા થાય છે એ પણ પાણી અને વીજળીનો સંબંધ બતાવે છે. આ સંબંધને લીધે વિદ્યુત પછી વરુણ શબ્દનો પ્રયોગ હોવો ઉચિત છે. અને વરુણ પછી ઇંદ્ર અને પ્રજાપતિ શબ્દો મૂકવા. આ પ્રમાણે ગોઠવણી થવાથી દેવયાન માર્ગ અથવા અર્ચિઆદિ માર્ગોના વિશેષણો પૂરાં થાય છે અને દેવયાન માર્ગ બતાવનારાં બીજાં ઉપનિષદોની છાંદોગ્ય ઉપનિષદ સાથે એકવાક્યતા પણ થાય છે. ॥ ૩ ॥

અર્ચિ એટલે પ્રકાશ અને અહન્ એટલે દિવસ ઇત્યાદિ દેવયાનમાર્ગમાં કયો સંબંધ ધરાવે છે? શું અર્ચિ આદિ શબ્દનો અર્થ જે લોકોમાં પ્રસિદ્ધ છે એજ જાણવો ? જો એમ હોય તો પક્ષ, માસ અને સંવત્સર વગેરેનો દેવયાન માર્ગ સાથે કોઈ ઉચિત સંબંધ જણાતો નથી, અને વળી એ અર્ચિ અને અહન્ આદિ કાળવાચક શબ્દોના અર્થો ઉપાસકનો કયો ઉપકાર કરે છે? એ પ્રશ્નોનું સમાધાન આ સૂત્રમાં છેઃ

आतिवाहिकास्तल्लिङ्गात् ॥ ४ ॥

પદાર્થઃ– (आतिवाहिकाः) અર્ચિઆદિ આતિવાહિક છે. (तल्लिङ्गात्) આતિવાહિક હોવાનું અનુમાન થઈ શકતું હોવાથી.

ભાવાર્થઃ– અર્ચિ, અહન્‌પક્ષ વગેરે આતિવાહિક છે એટલે કે 'એક ઠેકાણેથી બીજે ઠેકાણે મોકલનાર' છે. કારણ કે એ પ્રકરણમાં છેલ્લું વાક્ય આ પ્રમાણે છેઃ चन्द्रमसो विद्युतं तत्पुरुषोऽमानवः स एतान् ब्रह्म गमयति छां. ४-१५-५.

ચંદ્રમાંથી ઉપાસકનો આત્મા વિદ્યુત પાસે જાય છે, તે વૈદ્યુત પુરુષ ઉપાસકના આત્માને બ્રહ્મ કને મોકલી આપે છે. આ વાક્ય વૈદ્યુત અમાનવ પુરુષને 'મોકલનાર' જણાવે છે, તેમ અર્ચિ આદિ પણ 'મોકલનાર'જ હોવા જોઈએ અને તેથી તે આતિવાહિક છે.

અર્ચિ એટલે અગ્નિજ્વાળા. અહન્ એટલે દિવસ. આ તો બધા અચેતન અર્થો છે, મોકલવું એ કામ તો ચેતનનું છે, માટે તે આતિવાહિક નથી એમ સમજાય છે.

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, અર્ચિ આદિ તો અચેતન અર્થો છે, પણ અર્ચિ આદિના અધિષ્ઠાતા આત્માઓ પણ અર્ચિ આદિ નામથી જ ઉપનિષદમાં ઓળખવામાં આવ્યા છે. માટે અધિષ્ઠાતા આત્માઓ કે જેઓનું નામ અર્ચિ આદિ છે, તે મોકલનાર છે અને તેથી તે આતિવાહિક છે, એમ માનવામાં કશો વાંધો જણાતો નથી.

મુક્તિમાં મોકલનાર પરમાત્માને જ શામાટે ન માનવા ?

પરમાત્મા તો સર્વનું અતિસાધારણ નિમિત્તકારણ છે તેથી વ્યક્તિએ પોતે જે કરવાનું કામ છે તે ઈશ્વર કરી આપતો નથી. દાખલા તરીકે, ખેતરમાં અનાજ વાવવું. પકવવું એ ખેડૂતનું કામ છે. એમાં ખેડૂતો નિમિત્તકારણ છે અને ઇશ્વર સર્વસાધારણ નિમિત્તકારણ છે, પણ ખેડૂતનાં કામ વાવવું, પાણી પાવું, લણવું વગેરે છે તે ખેડૂતે જ કરવાનાં હોય છે, ઇશ્વર તે કરી આપતો નથી. તેમ એક સ્થાનમાંથી બીજે સ્થાને મોકલવું એ કોઈ ચેતન આત્માનું કામ છે માટે એ કામ આતિવાહિકે જ કરવું રહ્યું. આ કારણથી અર્ચિ આદિ નામવાળા અર્ચિ આદિ જડ પદાર્થના અભિમાની કોઇ વિશિષ્ટ આત્માઓ છે એમ સ્પષ્ટ જણાય છે. ॥૪॥

અર્ચિ આદિના અધિષ્ઠાતા આત્માઓ જ 'આતિવાહિક' છેઃ

उभयथा व्यामोहात् तत्सिद्धेः ॥ ५ ॥

પદાર્થઃ-(उभयथा) બંને રીતે (व्यामोहात्) વ્યામોહ-મુંઝવણ થતી હોવાથી (तत्सिद्धेः) ચેતન આતિવાહિક સિદ્ધ થતા હોવાથી.

ભાવાર્થઃ- જો અર્ચિ આદિને અચેતન માનવામાં આવે અર્થાત્ તેના અભિમાની કોઈ ચેતન આત્માઓ ન માનવામાં આવે તો એ કોયડો ઉકલતો નથી. કારણ કે અર્ચિ આદિ તો અચેતન ઠર્યા,

ઉપાસકનો આત્મા સ્થૂલ શરીરના અભાવે સૂક્ષ્મ શરીરવાળો જ રહ્યો, એને ક્યાં જવું એની કશી ખબર જ નથી તો તે આગળ કેવી રીતે વધી શકે? પરમાત્મા તો સ્વયં તેને બીજે ઠેકાણે લઈ જતો નથી. જેમ કોઇને એક ગામમાંથી બીજે ગામ જવું હોય, તો તેણે પોતે જ ચાલીને જવું જોઇએ; કંઇ ઈશ્વર-તેને ઊંચકીને બીજે ગામ લઈ જતો નથી. આવાં કારણોથી ઉક્ત આતિવાહિકો ચેતનશક્તિઓ આત્માઓ સિદ્ધ થાય છે. ॥૫॥

वैद्युतेनैव ततस्तच्छ्रुतेः ॥ ६ ॥

પદાર્થઃ- (वैद्युतेन एव) વૈદ્યુત આતિવાહક પાસે પહોંચી ગયા પછી (ततः) ત્યાંથી તે વૈદ્યુત આત્મા ઉપાસકના આત્માને બ્રહ્મ કને પહોંચાડે છે (तच्छ्रुतेः) તેવું વેદાંતનું વાક્ય હોવાથી.

ભાવાર્થ.- ઉપાસકનો આત્મા એક પછી એક અધિષ્ઠાતા આતિવાહિક પાસેથી કેમ કરી વૈદ્યુત અધિષ્ઠાતા પાસે પહોંચી જાય છે, અને પછી એ વૈદ્યુત આત્મા તેને બ્રહ્મ કને પહોંચાડે છે એટલે કે બ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે. આ પ્રમાણે છે. तान् वैद्युतात् पुरुषोऽमानवः स एत्य ब्रह्मलोकं गमयति । ઉપાસકના આત્માઓને અમાનવ પુરુષ વૈદ્યુતમાંથી આવીને બ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે.

આ આતિવાહિકોને કેટલાક વિદ્વાનો ઉપાસકના આત્માઓની વિવિધ શક્તિઓ માને છે. આ સમગ્ર પ્રકરણનો અર્થ અનુભવગમ્ય હોવાથી આમાં કશો તર્ક ચાલતો નથી. વેદાંતમાં લખ્યું છે માટે શ્રદ્ધાથી માની લ્યો; શ્રદ્ધા એ જ આત્મવિદ્યાની ફલદ્રુપ ભૂમિ છે. અહીં સુધીમાં આતિવાહિક પ્રકરણ પૂરું થાય છે. ॥ ૬ ॥

હવે, બીજો વિચાર શરૂ થાય છે. પરબ્રહ્મ પરમાત્મા તો સર્વ-વ્યાપક છે, સર્વના અંતર્ગતમાં છે, તો પછી ઉપાસકોના આત્માઓને દેવપથમાં આવેલા વૈદ્યુત અધિષ્ઠાતાઓ બ્રહ્મ કને મોકલે છે, એ બનવું જ અશક્ય જણાય છે. સર્વ કોઈને પરબ્રહ્મ તો પ્રાપ્ત જ છે,

માત્ર જીવાત્માઓને તેનુ પ્રત્યક્ષજ્ઞાન થવાની જ જરૂર છે. અજ્ઞાન દૂર થયુ એટલે બ્રહ્મ તો પ્રાપ્ત જ છે. તેથી બ્રહ્મ તરફ જીવાત્માની ગતિ થવી એ જ અશકય છે એમ લાગે છે.' આનો વિચાર આ પ્રકરણમાં શાસ્ત્રકાર કરે છે. શરૂઆતમાં જ સિદ્ધાંત-પક્ષને સૂત્રકાર રજૂ કરે છે કેઃ

कार्यं बादरिरस्य गत्युपपत्तेः ॥ ७ ॥

પદાર્થઃ-(कार्यम्) કાર્યબ્રહ્મ અર્થાત્ શરીરધારી કોઇ મહાન્ આત્મા તરફ ગતિ થાય છે તેથી (अस्य) આની (गत्युपपत्तेः) ગતિની સિદ્ધિ થતી હોવાથી.

ભાવાર્થઃ- જેના તરફ વૈદ્યુત અધિષ્ઠાતા ઉપાસકના આત્માને મોકલે છે તે કાર્યબ્રહ્મ છે અને કાર્યબ્રહ્મ સર્વવ્યાપક ન હોવાને લીધે તેના તરફ ઉપાસક આત્માની ગતિ થઇ શકે છે. કાર્યબ્રહ્મ ગંતવ્ય પણ થઇ શકે છે એટલે તેને પ્રાપ્ત કરવા ગતિ હોવી જરૂરની છે આવું બાદરિ આચાર્ય માને છે ઉપાસકની ગતિ પરબ્રહ્મ કે જે સર્વવ્યાપક છે તેને ઉદ્દેશીને નથી કારણ કે પરબ્રહ્મ તો સર્વગત છે અને સર્વનો અન્તર્યામી છે. ॥ ૭ ॥

કાર્યબ્રહ્મ તરફ જ ગતિ થાય છે એમાં હેતુ બતાવે છેઃ

विशेषितत्वाच्च ॥ ८ ॥

પદાર્થઃ- (च) અને (विशेषितत्वात्) અન્ય વેદાંતોમાં કાર્યબ્રહ્મને વિશેષણયુક્ત જણાવ્યુ હોવાથી.

ભાવાર્થઃ- બીજા વેદાંતોમાં એવું વિશેષણ આપ્યુ છે કે જેના તરફ ઉપાસકની ગતિ થાય છે તે કાર્યબ્રહ્મ જ છે પરબ્રહ્મ નહિ. જેમકેઃ- ब्रह्मलोकान् गमयति ते तेषु ब्रह्मलोकेषु परा परावतो वसन्ति । બૃ. ઉપ. ૬-૨-૧૫. ઉપાસકના આત્માને તેઓ બ્રહ્મલોકોમાં મોકલે છે. તેઓ ત્યાં ઘણા વરસો સુધી રહે છે આ વાકય કાર્યબ્રહ્મને જ

બતાવે છે. જો પરમબ્રહ્મ હોય તો તે બ્રહ્મલોક શબ્દ બહુવચનમાં ન આવવો જોઈએ. માટે કાર્ય તરફ જ ગતિ માનવી એ જ યોગ્ય છે. ॥ ૮ ॥

શરીરધારી કોઇ મહાન્ શક્તિશાળી આત્મા ભલે હો પણ, એને બ્રહ્મ ન કહી શકાય. એટલે એ કાર્યબ્રહ્મ છે એ કહેવું પણ ખોટું છે કારણ કે કાર્યબ્રહ્મ છે જ નહિ. આનો ઉત્તર આ સૂત્રમાં છેઃ

सामीप्यात्तु तद्व्यपदेशः ॥ ९ ॥

પદાર્થઃ– (तु) તુ શબ્દ શંકાના નિવારણ માટે વાપર્યો છે. (सामीप्यात्) બ્રહ્મની અતિસમીપ હોવાને કારણે (तद् व्यपदेशः) તે મહાન્ શરીરધારી અતિશય જ્ઞાની અને અતિશક્તિશાળી આત્મા માટે 'બ્રહ્મ' શબ્દ વાપર્યો છે.

ભાવાર્થઃ– પરબ્રહ્મના કરતાં કંઇક ઓછા જ્ઞાનવાળો અને ઓછી શક્તિવાળો અવ્યાપક શરીરધારી આત્મા છે, તેને માટે બ્રહ્મ શબ્દ સમીપતાને લીધે વાપર્યો છે. એટલે કે એવા મહાન્ આત્માને માટે જે શબ્દ વાપર્યો છે તે ગૌણ દૃષ્ટિથી છે. આ આત્માને કોઈ 'હિરણ્યગર્ભ' નામે પણ ઓળખે છે. ગૌણ દૃષ્ટિએ જે આત્માને બ્રહ્મ કહ્યો છે તે જ કાર્યબ્રહ્મ. આવા કાર્યબ્રહ્મ તરફ ઉપાસકના આત્માની ગતિની શકયતા હોવામાં કોઈ દોષ જણાતો નથી. ॥ ૯ ॥

એવો મહાન્ આત્મા કે જેને કાર્યબ્રહ્મ કહે છે તેને મળવું એ મુક્તિ શી રીતે કહેવાય? શું કાર્યબ્રહ્મને પ્રાપ્ત થયેલો આત્મા ફરી પાછો નહીં ફરે? एतेन प्रतिपद्यमाना इमं मानवमावर्तं नावर्तन्ते ॥ છાં. ઉપ. ૪-૧૫-૬. શું કાર્યબ્રહ્મને પામેલો આત્મા પાછો નહિ આવે? બધા જ સંયોગો છેવટે તો વિયોગવાળા જ હોય છે, માટે એ મુક્ત આત્મા ચોક્કસ પાછો આવવો જ જોઈએ. આથી મુક્તિ

પામેલો આત્મા પાછો ફરતો નથી. એ સિદ્ધાંતમાં પણ કાર્યબ્રહ્મની પ્રાપ્તિને મુક્તિ માનવાથી દોષ આવે છે. આ શંકાનું સમાધાન આ સૂત્રમાં કરવામાં આવે છે:

' कार्यात्यये तदध्यक्षेण सहातः परमभिधानात् ॥ १० ॥

પદાર્થ:– (कार्यात्यये) સર્વ કાર્યના પ્રલય વખતે (तदध्यक्षेण सह) કાર્યના અધ્યક્ષ સાથે (अतः) અહીંથી (परम्) પરબ્રહ્મને પ્રાપ્ત થશે (अभिधानात्) આ પ્રમાણે ક્રમમુક્તિનું કથન હોવાથી.

ભાવાર્થ:– કાર્યબ્રહ્મલોકમાંથી પણ ઉપાસકના આત્માને પાછું ફરવાનું રહેતું નથી, કારણ કે જ્યારે સર્વકાર્યોનો પ્રલય થશે ત્યારે કાર્યબ્રહ્મ સાથે બ્રહ્મલોકમાં રહેનાર અને ક્રમમુક્તિનો આનંદ ભોગવતા બધા જ આત્મા પરબ્રહ્મને પ્રાપ્ત થશે. આ છેવટની પરમ મુક્તિ છે. કાર્યબ્રહ્મ સુધી ક્રમમુક્તિ બતાવી છે અને ત્યાંથી પ્રલયકાળ પછી ઉપાસકોના બધા જ આત્માઓ અને તેનો અધ્યક્ષ મહાન્ આત્મા જેને કાર્યબ્રહ્મ તરીકે કહેવામાં આવેલ છે તે બધા પરબ્રહ્મને પ્રાપ્ત થઈ જશે.

હવે સ્પષ્ટ સમજવામાં આવી ગયું હશે કે જે ગતિ બતાવી છે તે કાર્યબ્રહ્મને ઉદ્દેશીને અને કાર્યબ્રહ્મ પોતે પરિચ્છિન્ન હોવાથી ગંતવ્ય પણ છે. આમાં કોઈપણ જાતનો દોષ સંભવતો નથી. આવું બાદરિ આચાર્યનું કથન છે અને એ કથનને જ સિદ્ધાંત તરીકે માનવામાં આવે છે. પરમ બ્રહ્મ તો કોઈપણ રીતે ગતિનો વિષય બની શકે નહિ અને તેથી તે ગંતવ્ય પણ નથી. ॥ ૧૦ ॥

स्मृतेश्च ॥ ११ ॥

પદાર્થ:– (च) અને (स्मृतेः) સ્મૃતિમાં પણ કથન હોવાથી.

ભાવાર્થ:– સ્મૃતિમાં પણ કહ્યું છે કે 'કાર્યબ્રહ્મ અને ત્યાં વસતા બધા જ પરમ મુક્તિના અભિલાષક મુમુક્ષુ આત્માઓ પ્રલય વખતે પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે, એટલે કે તેઓની અજ્ઞાન

આદિ બધી જ ઉપાધિઓ ઊતરી જાય છે અને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. પછી તેઓ પરબ્રહ્મના આનંદને ભોગવે છે. બસ આ જ પરમ મુક્તિ છે. જોકે આ પૂર્વપક્ષ જેવું જણાય છે, પણ આ પૂર્વપક્ષ નથી પણ સિદ્ધાંતપક્ષ છે. આનો પૂર્વપક્ષ તો આગળના સૂત્રમાં જણાવવામાં આવે છે. સ્મૃતિ-વાકય આ પ્રમાણે છેઃ

ब्रह्मणा सह ते सर्वे सम्प्राप्ते प्रतिसंचरे।
परस्यान्ते कृतात्मानः प्रविशन्ति परं पदम्॥

અર્થઃ- જયારે પ્રતિસંચર (કાર્યોનો કારણમાં લય થવો તે એટલે પ્રલય) અર્થાત્ પ્રલય થાય છે ત્યારે સિદ્ધ અર્થવાળા બનેલા મુમુક્ષુઓના આત્માઓ કે જેઓ અત્યાર સુધી બ્રહ્મલોકમાં હતા તેઓ પર અર્થાત્ પરબ્રહ્મના પરમ પદને અર્થાત્ સ્થાનને પામે છે એટલે કે સર્વ અજ્ઞાનરૂપ આવરણથી તથા સૂક્ષ્મ શરીરથી પણ રહિત થઈ પરબ્રહ્મ સાથે જોડાઈ જાય છે.

આથી સિદ્ધ થાય છે કે હિરણ્યગર્ભની પ્રાપ્તિ થયા પછી પણ ક્રમથી મુક્ત થયેલા આત્માઓ માનવ આવર્તમાં પાછા ફરતા નથી. ॥ ૧૧ ॥

અહીં મહામુનિ જૈમિનિનો મત બતાવે છેઃ

परं जैमिनि र्मुख्यत्वात् ॥ १२ ॥

પદાર્થઃ- (परम्) પરબ્રહ્મ પ્રાપ્તિને યોગ્ય છે (मुख्यत्वात्) મુખ્ય હોવાથી, (जैमिनिः) એવું જૈમિનિ આચાર્ય માને છે.

ભાવાર્થઃ- स एनान् ब्रह्म गमयति ॥ છાં. ઉપ. ૪-૧૫-૬. આ વાકયમાં જે બ્રહ્મ શબ્દ પડ્યો છે, તે મુખ્ય બ્રહ્મને જ બતાવે છે, કાર્યબ્રહ્મને નહિ. શબ્દના ગૌણ અને મુખ્ય બે અર્થ હોઈ શકે છે, પણ અર્થ કરતી વખતે તો મુખ્ય અર્થ જ લેવામાં આવે છે. मुख्यगौणयोः मुख्ये सम्प्रत्ययः આવો નિયમ છે. જો મુખ્ય અર્થ ન

સંભવતો હોય તો જ ગૌણ અર્થ લેવામાં આવે છે. ગતિપૂર્વક મુખ્ય બ્રહ્મને પ્રાપ્ત થવામાં કોઇ અસંભવ જણાતો નથી. ॥ ૧૨ ॥

दर्शनाच्च ॥ १३ ॥

પદાર્થઃ- (च) અને (दर्शनात्) વેદાંતમાં તે પ્રમાણે બતાવવામાં આવ્યું હોવાથી.

ભાવાર્થઃ- ઉપનિષદોમાં ગતિપૂર્વક મુખ્ય બ્રહ્મપ્રાપ્તિ જણાવી છે. જેમકેઃ- तयोर्ध्वमायन् अमृतत्वमेति ॥ છાં ૮-૬-૬. અહીં एति ક્રિયાપદ ગતિને બતાવે છે અને 'અમૃતત્વ' પદ મોક્ષને જણાવે છે. મોક્ષ પરબ્રહ્મ સિવાય અન્યત્ર ન જ સંભવે. આ કારણથી શ્રી બાદરિ આચાર્ય બ્રહ્મ શબ્દનો અર્થ કાર્યબ્રહ્મ કરે છે તે ઠીક જણાતો નથી. ખાસ કરીને स एनान् ब्रह्म गमयति એ વાક્યમાં. ॥ ૧૩ ॥

કોઈ કાર્યને પ્રાપ્ત કરવું અથવા કોઈ મહાન્ સાંસારિક આત્માને મળવું એ મુક્તિ નથી એ આ સૂત્રમાં બતાવે છેઃ

न च कार्ये प्रतिपत्त्यभिसंधिः ॥ १४ ॥

પદાર્થઃ- (च) અને (न) નહિ (कार्ये) કાર્યબ્રહ્મમાં (प्रतिपत्त्यभिसंधिः) પ્રતિપત્તિનું અભિસંધાન.

ભાવાર્થઃ- प्रजापतेः सभा वेश्म प्रपद्ये । છા. ૮-૧૪-૧. આ વાક્યમાં જ પ્રપદન બતાવ્યું છે તે કાર્યબ્રહ્મને અનુલક્ષીને નહિ પણ મુખ્ય બ્રહ્મને અનુલક્ષીને જ બતાવ્યું છે. 'पद गतौ' એ ગત્યર્થક ધાતુનું રૂપ છે, માટે ગતિપૂર્વક જ મુખ્ય બ્રહ્મની પ્રાપ્તિ હોવી એ યોગ્ય છે. आकाशो वै नामरूपयो निर्वहिता ते यदन्तरा तद् ब्रह्म । ૮-૧૪-૧. આકાશ અર્થાત્ સર્વગત અને રૂપરહિત આત્મા. એટલે કે પરમાત્મા જે નામ અને રૂપનો નિર્વાહક છે અને એ બે જેમાં સમાવિષ્ટ છે તે જ બ્રહ્મ છે. આ વાક્યમાં જે પરબ્રહ્મ બતાવવામાં

આવ્યું છે તેજ પ્રજાપતિના નામે પ્રસિદ્ધ છે. એજ પ્રજાપતિના પદને હું પ્રાપ્ત થાઉં છું. અહીં પણ ગતિપૂર્વક મુખ્ય બ્રહ્મને પ્રાપ્ત થવાનું જણાવ્યું છે. માટે स एनान् ब्रह्म गमयति અહીં પણ મુખ્ય બ્રહ્મ જ ગતિનો વિષય બને છે આવું જૈમિનિ મુનિનું માનવું છે. પણ આ મન્તવ્ય બરાબર નથી. કારણ કે પરબ્રહ્મ તો સર્વવ્યાપક છે, સર્વનો અન્તરાત્મા છે, તેને મળવા ગતિ હોઈ શકે જ નહિ.

આ કારણથી શ્રી બાદરિ આચાર્યે કાર્યબ્રહ્મવિષયક ગતિ કહી છે તે જ બરાબર છે. કાર્યબ્રહ્મ કોને કહેવું તે પણ આગળ કહેવામાં આવ્યું છે. માટે અહીં વધારે વિવેચનની જરૂર જણાતી નથી.

अथ अकामयमानो योऽकामो निष्काम आप्तकाम
आप्तकामो न तस्य प्राणा उत्क्रामन्ति। બૃ. ઉપ. ૪–૪–૬.

બૃહદારણ્યક ઉપનિષદમાં પણ સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે કે જે કામનાવાળો નથી, અકામ છે, નિષ્કામ છે, આપ્તકામ છે અને આત્મકામ છે તેના પ્રાણોની ઉત્ક્રાંતિ થતી નથી, કારણ કે તે પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. પરમ બ્રહ્મ સર્વત્ર વ્યાપક હોવાથી તેને પ્રાપ્ત કરવા માટે કોઈ ગતિ (ગમન) કરવી પડતી નથી. જયાં-જયાં ગતિનો વિષય બ્રહ્મ હોય ત્યાં-ત્યાં કાર્યબ્રહ્મ જ સમજવું. ॥ ૧૪ ॥

હવે પ્રતીકનું અવલંબન કરનારા અને પ્રતીકનું અવલંબન નહીં કરનારા ઉપાસકોના સંબંધ ઉપર કંઈક પ્રકાશ આ સૂત્ર નાખે છેઃ

अप्रतीकालम्बनान् नयतीति बादरायण उभयथा अदोषात्
तत्क्रतुश्च ॥ १५ ॥

પદાર્થઃ– (अप्रतीकालम्बनान्) જેઓ પ્રતીકનું આલંબન નથી કરતા એવા ઉપાસકોને કાર્યબ્રહ્મ કને લઈ જાય છે (इति) આવું

(बादरायणः) બાદરાયણુ મુનિ માને છે (उभयथा) બંને રીતે (अदोषात्) વિરોધ ન હોવાથી (तत्क्रतुः) બ્રહ્મનો સંકલ્પ કરનાર (च) અને.

ભાવાર્થ:– स एनान् अमानवः पुरुषः ब्रह्मलोकं प्रापयति અમાનવ પુરુષ એ ઉપાસકોને બ્રહ્મલોકને પ્રાપ્ત કરાવે છે. આ ઠેકાણે પ્રતીકની ઉપાસના કરનારને બાદ કરવાના હોય છે. જેઓ પ્રતીકની ઉપાસના કરે છે તેઓ બ્રહ્મલોકમાં જઈ શકતા નથી કારણુ કે પ્રતીક એ બ્રહ્મ નથી, પ્રતીકની ઉપાસનાનું ફળ બ્રહ્મપ્રાપ્તિ નહિ પણુ કોઈ બીજું જ ફળ હોય છે. કયાંય સારી સંતતિ પ્રાપ્ત થવી, તો કોઈક ઠેકાણે ઐશ્વર્યપ્રાપ્તિ વગેરે જુદાં-જુદાં ફળો હોય છે. આ બધાં ફળો પ્રતીકોપાસનાનાં બતાવ્યાં હોય છે. માટે અપ્રતીકોપાસકોને જ કાર્યબ્રહ્મલોકમાં અમાનવ પુરુષ લઈ જાય છે.

આમ માનવાથી अनियमः सर्वासाम् । સૂ. ૩–૩–૩૧. સાથે કશો વિરોધ આવતો નથી, કારણુ કે ત્યાં પણુ પ્રતીક ઉપાસકોથી જે ભિન્ન ઉપાસકો હોય તે સર્વને બ્રહ્મલોકમાં પ્રાપ્ત થવાનુ જણાવ્યું છે, માટે વિરોધ નથી.

જેઓને તત્ત્વજ્ઞાન થઈ ગયું છે તેને તો પરમ બ્રહ્મની પ્રાપ્તિને માટે ગતિ જ કરવાની હોતી નથી. तस्य प्राणा न उत्क्रामन्ति એના પ્રાણોની ઉત્ક્રાંતિ થતી નથી પ્રાણો બધા અહીં જ કારણમાં વિલીન થઈ જાય છે અને તત્ત્વજ્ઞાનીનો આત્મા સર્વગત સર્વાન્તર્યામી મહાન્ આત્મા સાથે મળી જાય છે.

સાર એ સમજાય છે કે જેને બ્રહ્મનો સાક્ષાત્કાર થયો છે તે બ્રહ્મલોકમાં જતો નથી અને જે પ્રતીકની ઉપાસના કરે છે તે બ્રહ્મલોકમાં જતો નથી. આ સિવાય બીજા ઉપાસકો બ્રહ્મલોકમાં જાય છે. ॥ ૧૫ ॥

विशेषं च दर्शयति ॥ १६ ॥

પદાર્થ – (च) અને (विशेषम्) પ્રતીકની ઉપાસના કરનારને વિશેષ ફળ (दर्शयति) બતાવે છે.

ભાવાર્થઃ– પ્રતીકની ઉપાસના કરનારને જુદાં-જુદાં ફળ વેદાંત-વાકયો બતાવે છે. જેમકે—નામને બ્રહ્મ તરીકે માની નામરૂપ પ્રતીકની ઉપાસના કરનારને આ પ્રમાણે ફળ મળે છેઃ यावन्नाम्नो गतं तत्रास्य कामचारो भवति । છાં. ઉપ. ૭–૧–૫. याग्वाव नाम्नो भूयसी यावद् वाचो गतं तत्रास्य कामचारो भवति । છાં. ૭–૨–૨. આવી રીતે અહીં કામચાર રૂપ ફળ બતાવ્યું છે.

પ્રતીક પોતે બ્રહ્મ ન હોવાથી પ્રતીકના ઉપાસકને બ્રહ્મપ્રાપ્તિ ન થાય એ સ્વાભાવિક છે. જે જેનો ઉપાસક હોય તે તેને પ્રાપ્ત થાય. એજ ન્યાય છે. ॥ १६ ॥

इति गुर्जर भाषाभाष्ययुते वेदान्तदर्शने चतुर्थाध्याये तृतीयः पादः ॥

  

अथ चतुर्थाध्यायस्य चतुर्थः पादः

હવે, જીવાત્મા જ્યારે મોક્ષ પામે છે ત્યારે તેનું સ્વરૂપ કેવું હોય છે? શું એ સ્વરૂપમાં કોઈ આગંતુકતા હોય છે કે નહિ? કે જીવાત્મા પોતાના મૂળ સ્વરૂપે જ હોય છે? વળી એ પણ પ્રશ્ન ઊઠે છે કે જીવાત્માનુ મૂળ સ્વરૂપ કેવું છે? સંસારદશામાં તો કોઈ સ્થિર એકાંત સ્વરૂપ જણાતું નથી. એના ઉપર ચિત્તની વૃત્તિઓનો પ્રભાવ સદૈવ પડતો જ રહે છે. જાગૃત અવસ્થા અને સ્વપ્નાવસ્થામાં ચિત્તનો સંબંધ એની સાથે હોય છે જ અને એ સંબંધને લીધે એનુ ખરું સ્વરૂપ જણાતું નથી. સુષુપ્તિમાં જાણે કે આત્માનો અભાવ જ થઈ ગયો હોય એમ લાગે છે. એટલે તે વખતે પણ જીવાત્માના સ્વરૂપનો ખ્યાલ આવતો નથી. હવે

ચોથી અવસ્થા રહી મોક્ષાવસ્થા. આ અવસ્થાનું ભાન જીવાત્માને અત્યાર સુધીમાં થયું નથી. શાસ્ત્રકારો પ્રમાણો દ્વારા આ અવસ્થા માને છે અને મનાવવા આગ્રહ પણ કરે છે. એટલે સાધારણ રીતે પ્રશ્ન સંભવે છે કે, એ અવસ્થામાં જીવાત્માનું સ્વરૂપ કેવું હશે? આ શંકાનુ સમાધાન શરૂઆતનાં ત્રણ સૂત્રોમા આપવામાં આવે છેઃ

सम्पद्याविर्भावः स्वेन शब्दात् ॥ १ ॥

પદાર્થઃ– (सम्पद्य) બ્રહ્મને પ્રાપ્ત થયા પછી (आविर्भावः) જીવાત્માના સ્વરૂપનો આવિર્ભાવ થાય છે. (स्वेन शब्दात्) ઉપનિષદમાં તેને માટે સ્વ શબ્દનો પ્રયોગ થયેલો હોવાથી.

ભાવાર્થઃ– મોક્ષ દશામાં જીવાત્મા બ્રહ્મને પ્રાપ્ત થઈ પોતાના મૂળ સ્વરૂપે પ્રકટ થાય છે, કારણ કે તે વખતે તેને ચિત્ત આદિ કોઈ અન્ય પદાર્થનો સંબંધ હોતો નથી. વળી एष संप्रसादोऽस्मात् शरीरात् समुत्थाय परं ज्योतिरुपसम्पद्य स्वेन रूपेण अभिनिष्पद्यते। છાં. ઉપ. ૮–૧૨–૩.

આ સંપ્રસાદ અર્થાત્ જીવાત્મા આ સ્થૂલ શરીરમાંથી નીકળીને પરમજ્યોતિસ્વરૂપ પરમાત્માને પ્રાપ્ત થઈ પોતાના રૂપે પ્રકટ થાય છે. અહીં 'स्वेन रूपेण' શબ્દનો પ્રયોગ હોવાથી અન્ય આગન્તુક રૂપનો સ્વાભાવિક રીતે નિષેધ થઇ જાય છે. જીવાત્માનું જે સ્વરૂપ મોક્ષ અવસ્થામાં પ્રકટ થાય છે એ જ એનુ ખરું સ્વરૂપ છે. એ સ્વરૂપ કેવળ ચેતનસ્વરૂપ જ કહી શકાય અને એ ચેતનસ્વરૂપ જીવાત્મા આનંદઘન પરમાત્માના સંબંધથી મોક્ષમાં આનંદ જ અનુભવે છે. रस लब्ध्वा एष आनन्दी भवति एष एव आनन्दयाति। तैत्ति. ૨–૭. પરમાત્મા રસસ્વરૂપ છે, એને મેળવી જીવાત્મા આનંદી થાય છે. પરમાત્મા જ એને આનંદી બનાવે છે. જેમ મા પોતાના દર્શનથી જ બાળકને આનન્દિત કરી મૂકે છે તેમ પરમાત્મા જીવાત્માને પોતાના સંબંધથી આનંદિત કરે છે. ભાવાર્થ એ છે કે મોક્ષમાં જીવાત્મા પોતાના સ્વરૂપે પ્રકટ થાય છે અને એનું સ્વરૂપ કેવળ ચેતન જ છે ॥ ૧ ॥

પરબ્રહ્મને પ્રાપ્ત થયેલો જીવાત્મા મુક્ત કહેવાય છે:

मुक्तः प्रतिज्ञानात् ॥ २ ॥

પદાર્થ:– (मुक्तः) આ આત્મા મુક્ત કહેવાય છે, (प्रतिज्ञानात्) પ્રતિજ્ઞા કરી હોવાથી.

ભાવાર્થ:– મોક્ષદશાને પામેલો આત્મા મુક્ત કહેવાય છે કારણ કે એ સાંસારિક ત્રણે અવસ્થાથી મુક્ત થયેલો હોય છે. અશરીરી હોવાથી સાંસારિક સુખ-દુઃખથી પણ એ મુક્ત હોય છે. अशरीरं वाव सन्तं न प्रियाप्रिये स्पृशतः । છાં. ૮–૧૨–૧. પોતાનું ખરું સ્વરૂપ મેળવવાથી મોક્ષનો આત્મા ઉત્તમ પુરુષ કહેવાય છે. આત્માના સ્વરૂપ સંબંધે પ્રજાપતિનો આ પ્રમાણે ઉપદેશ છે કે, एष आत्मा अपहतपाप्मा.......છાં. ૮-૭-૧. આ આત્મા નિષ્પાપ છે, ભૂખ-તરસની લાગણી વગરનો, બાલ્ય આદિ અવસ્થાઓ પણ આત્માને નથી, એને મરણ નથી અને એની ઉત્પત્તિ પણ નથી. આ મુક્ત આત્માનું પ્રતિજ્ઞાન છે, એટલે સાચું વર્ણન છે. મોક્ષમાં આત્માને કોઈ પણ ઉપાધિ નથી. મોક્ષ એટલે બંધની નિવૃત્તિ. પોતાના મૂળસ્વરૂપની અભિનિષ્પત્તિ થાય છે એ કોઈ અપૂર્વ લાભ નથી, એ તો જેમ કોઇ રોગી માણસ રોગની નિવૃત્તિ થયા પછી કહે કે, હવે હું સુખી થયો. અહીં કંઈ કોઈ નવું મળ્યું નથી પણ રોગની નિવૃત્તિને જ સુખ કહેવામાં આવે છે, તેમ મુક્ત આત્માને કોઈ નવા રૂપની પ્રાપ્તિ હોતી નથી. ॥ ૨ ॥

आत्मा प्रकरणात् ॥ ३ ॥

પદાર્થ:– (आत्मा) આત્માને જ્યોતિ શબ્દથી સંબોધ્યો છે (प्रकरणात्) કારણ કે આત્માનું પ્રકરણ હોવાથી.

ભાવાર્થ:– જોકે 'જ્યોતિ' શબ્દ ભૌતિક પ્રકાશમાં જ રૂઢ છે, છતાં અહીં परं ज्योतिः શબ્દ આત્માને માટે વાપર્યો છે. કારણ કે ચેતન આત્માને માટે પણ 'જ્યોતિઃ' શબ્દ વપરાય છે.

જેમકેઃ- तद् देवा ज्योतिषा ज्योतिरायुर्होपासते ॥ બૃ. ૪-૪-૧૬. અહીં આત્માને માટે જ્યોતિ શબ્દ વપરાયો છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે મોક્ષમાં આત્મા પોતાના મૂળ સ્વરૂપે પ્રકટ થાય છે. મૂળ સ્વરૂપે આત્માનું આવવું એ જ એનું મુક્તપણું એ સ્વરૂપ કેવળ ચેતનરૂપ, પાપ વગરનું, મરણ અને જન્મવર્ગરનું છે. એ અવસ્થાના (મોક્ષ અવસ્થાના) આત્માને જ જ્યોતિરૂપ કહેલો છે. ॥ ૩ ॥

હવે, પરમાત્મા સાથે મુક્ત આત્મા કેવા સંબંધથી રહે છે તે આ સૂત્રમાં જણાવે છેઃ

अविभागेन दृष्टत्वात् ॥ ४ ॥

પદાર્થઃ- (अविभागेन) અપૃથગ્ભાવથી રહે છે. (दृष्टत्वात्) વેદાંત-શાસ્ત્રમાં એ પ્રમાણે દર્શન થતું હોવાથી.

ભાવાર્થઃ- મુક્ત આત્મા પરમાત્મામાં અવિભાગથી એટલે અપૃથગ્ભાવથી રહે છે. પરમાત્માથી મુક્ત આત્માઓ અલગ થઈ શકતા નથી. જેમ ગુણ ગુણીમાં રહે છે તેમ અવિભાગથી રહે છે. પૃથ્વીમાં રૂપ છે પણ એ પૃથ્વીથી અલગ જણાતું નથી. આત્મામાં જ્ઞાન રહે છે, પણ તે આત્માથી અલગ જણાતું નથી. સમુદ્રમાં નદીઓ નામ અને રૂપનો ત્યાગ કરીને પણ રહે છે, પણ તેઓ અલગ જણાતી નથી. સમુદ્ર સાથે નદીઓનો સમાનાભિહાર થવાથી તેના પાણીની મીઠાશ જણાતી નથી. આ ઉપરથી એમ ન સમજવું કે સમુદ્રમાં નદીઓનું પાણી નથી. જેમ અર્ધો શેર પાણીમાં પા શેર પાણી નાખીએ તો તે પોણો શેર પાણી થાય છે, પણ તે પા શેર પાણી અર્ધા શેરથી જુદું જણાતું નથી. પણ પાણીનું વજન વધેલું હોય છે. સમુદ્રમાં તો જળરાશિ અમાપ હોવાથી તેની વૃદ્ધિ પણ જણાતી નથી. વળી સમુદ્રમાંથી કરોડો મણ પાણી વરાળથી ઉપર ચડતું જ રહે છે તેથી આવક અને જાવક સરખાં થઈ રહેતાં હોય એમ જણાય છે. આમ જેમ પાણીમાં પાણી રહે છે, ગુણવાનમાં જેમ ગુણ રહે છે, તેમ પરમાત્મામાં

જીવાત્મા પોતાના સ્વરૂપે જ રહે છે. પરમાત્મામાં રહેવાથી જીવાત્માના સ્વરૂપનો નાશ થતો નથી,

यथोदकं शुद्धे शुद्धमासिक्तं तादृगेव ।
भवति एवं विजानत आत्मा भवति गौतम ॥

(કઠ. ઉપ. ૪–૧૫)

જેમ શુદ્ધ પાણીમાં શુદ્ધ પાણી નાખેલું રહે છે તેમ હે ગૌતમ બ્રહ્મજ્ઞાની મુકત જીવાત્માનો આત્મા રહે છે. આધારાધેયભાવ હોવા છતાં વિભાગ થઈ શકતો નથી. પરબ્રહ્મ પરમાત્મા સર્વનો આધાર છે, એમ વેદાંત-શાસ્ત્રો વારંવાર કહે છે. જીવાત્મા આધેય છે અને તે અણુપરિમાણુ વાળો છે. ॥ ૪ ॥

મોક્ષમાં જીવાત્મા બ્રહ્મ સ્વરૂપે રહે છે. એવો જૈમિનિ મુનિનો મત છે. તે અહીં સમજાવે છેઃ

ब्राह्मेण जैमिनिरुपन्यासादिभ्यः ॥ ५ ॥

પદાર્થઃ– (ब्राह्मेण) પરમાત્મા અપહતપાપ્મત્વાદિ સ્વરૂપવાળો છે, એ સ્વરૂપ બ્રહ્મસ્વરૂપ કહેવાય છે. મુક્ત આત્મા બ્રહ્મસ્વરૂપે પ્રકટ થાય છે (जैमिनिः) એવું જૈમિનિ મુનિ માને છે (उपन्यासादिभ्यः) એવો વેદાંતમાં ઉપન્યાસ હોવાથી.

ભાવાર્થઃ– જીવાત્મા મુકત અવસ્થામાં પોતાના જ સ્વરૂપથી પ્રકટ થાય છે, કોઇ બીજાના આગન્તુક સ્વરૂપે નહિ, એમ આગળ પ્રથમ સૂત્રમાં કહ્યું છે. અહીં જૈમિનિ મુનિ જરા વિશેષ કહે છે.

જૈમિનિ મુનિ જણાવે છે કે જીવાત્મા બ્રહ્મના સ્વરૂપે મુક્તિમાં પ્રકટ થાય છે. કારણ કે, અપહતપાપ્મત્વ, વિજરત્વ, વિમૃત્યુત્વ, વિશોકત્વ, અવિજિઘિત્સત્વ, અપિપાસત્વ, સત્યકામત્વ અને સત્ય-સંકલ્પત્વ, આ બધું સ્વરૂપ બ્રહ્મનું છે. મુક્ત–અવસ્થામાં આ રૂપ જીવાત્મામાં પણ છે એવો પ્રજાપતિનો ઉપદેશ છે. સાંસારિક

દશામાં વિજરત્વાદિ સ્વરૂપ જીવાત્મામાં જણાતું નથી, માટે મુક્ત-અવસ્થામાં જીવાત્મા બ્રહ્મના સ્વરૂપે પ્રકટ થાય છે

બ્રહ્મનુ સ્વરૂપ જીવાત્માને મળવું એ આગન્તુક રૂપ કહેવાય છે. એટલે ફલિત એ થાય છે કે જીવાત્મા મુક્તિ–અવસ્થામાં આગન્તુક રૂપે પ્રકટ થાય છે, આવું જૈમિનિ મુનિનુ માનવું છે. છાદોગ્ય, ૭–૨૫–૨મા આત્માને સર્વેશ્વર અને સર્વજ્ઞ પણ જણાવ્યો છે. આ રૂપો પણ બ્રહ્મનાં જ છે, આથી જૈમિનિ મુનિનુ કહેવું છે કે જીવાત્મા મુક્તિ-અવસ્થામાં બ્રહ્મના સ્વરૂપે પ્રકટ થાવ છે ॥ ૫ ॥

હવે ઔડુલોમિ મુનિનો મત જણાવે છેઃ

चितितन्मात्रेण तदात्मकत्वादित्यौडुलोमिः ॥ ६ ॥

પદાર્થઃ– (चितितन्मात्रेण) કેવળ ચૈતન્યસ્વરૂપે પ્રકટ થાય છે (तदात्मकत्वात्) ચૈતન્યસ્વરૂપ હોવાથી (इति) એવુ (औडुलोमि) ઔડુલોમિ મુનિ માને છે.

ભાવાર્થઃ– ઔડુલોમિ આચાર્ય એવું માને છે કે જીવાત્માનુ ખરું સ્વરૂપ કેવળ ચેતન્ય છે. यथा सैन्धवघनोऽनन्तरोऽवाह्यः कृत्स्न रसघन एव। एव वा अरे अयमात्मा अनन्तरोऽवाह्यः कृत्स्न. प्रज्ञानघनः एवेति। જેમ સીંધાલૂણનો કટકો અંદર અને બહાર ખારો અને રસઘન જ છે, તેમ આત્મા પણ અન્દર અને બહાર ચૈતન્યમય છે, પ્રજ્ઞાનઘન છે. આથી સ્પષ્ટ સમન્વય છે કે જીવાત્માનુ સ્વરૂપ પ્રજ્ઞાનઘન જ છે અર્થાત્ ચેતનરૂપજ છે. બીજા બધા ગુણો અને રૂપો મન આદિની ઉપાધિથી તેમાં જણાય છે. વિજરત્વ આદિ તો કેવળ ઘડપણનો અભાવ જ જણાવે છે; માટે જીવાત્મા ચેતનરૂપ હોવાથી મુક્ત અવસ્થામા સર્વબંધનથી મુક્ત થઇને ચેતનરૂપે જ બ્રહ્મમાં પ્રકટ થાય છે. 'બ્રહ્મમા' આ શબ્દ એટલા માટે મૂકયો છે કે બ્રહ્મ સિવાય અન્યત્ર મુક્ત જીવાત્માનું કયાંય સ્થાન નથી. ॥ ૬ ॥

હવે બાદરાયણ મુનિનો મત જણાવે છે:

एवमप्युपन्यासात् पूर्वभावादविरोधं बादरायणः ॥ ७ ॥

પદાર્થ:– (एवम् अपि) એમ છતાં (उपन्यासात्) ઉપન્યાસ હોવાથી (पूर्वभावात्) પૂર્વભાવરૂપે હોવાથી (अविरोधम्) અવિરોધને માનવો જોઈએ એવું (बादरायणः) બાદરાયણ મુનિ માને છે.

ભાવાર્થ:– બાદરાયણ મુનિ એટલે ભગવાન વ્યાસ પોતે જ. આ વેદાન્તશાસ્ત્રના કર્તા. એઓ એમ માને છે કે ભલે જીવાત્મા ચેતનસ્વરૂપે પ્રકટ થાય, કારણ કે અમે પણ આત્માને ચેતનરૂપે જ માનીએ છીએ, છતાં મુક્ત અવસ્થામાં જીવાત્માના વિજરત્વ આદિ રૂપો પ્રજાપતિએ બતાવ્યાં છે, માટે મુક્ત અવસ્થામાં જીવાત્મા ચૈતન્યસ્વરૂપ તથા વિજરત્વ, વિશોકત્વ આદિ રૂપે પણ પ્રકટ થાય છે. કેવળ ચેતનરૂપે જ પ્રકટ થાય છે એવો આગ્રહ રાખવાનું કશું કારણ નથી. આ પ્રમાણે કહી ભગવાન વ્યાસ મુનિએ પોતાના, જૈમિનિના અને ઔડુલોમિના મતમાં કશો ખાસ વિરોધ નથી એમ જણાવ્યું છે. આથી જીવાત્માના મુક્ત સ્વરૂપમાં ત્રણે આચાર્યનું ઐકમત્ય સમજાય છે. ચૈતન્ય, વિજરત્વ, સત્યસંકલ્પત્વાદિ એ જીવાત્માનું અનૌપાધિક નિત્યરૂપ છે કે જે સંસારદશામાં પ્રકટ નહોતું, મુક્ત દશામાં તે પ્રકટ થાય છે. માટે જીવાત્મા મુક્તિમાં પોતાના અનૌપાધિક રૂપે જ પ્રકટ થાય છે, એ જે પહેલા સૂત્રમાં કહેવામાં આવ્યું છે તે બરાબર છે. ॥ ૭ ॥

બ્રહ્મલોકમાં વસનાર મુક્ત આત્મા સત્યસંકલ્પવાળો જ હોય છે, તે આ સૂત્રમાં સમજાવે છે:

संकल्पादेव तु तच्छ्रुतेः ॥ ८ ॥

પદાર્થ:– (तु) 'तु' શબ્દ સાંસારિક આત્માના સંકલ્પ કરતાં બ્રહ્મલોક નિવાસી મુક્ત આત્માના સંકલ્પમાં ફેર છે, એ બતાવે છે. (संकल्पात् एव) કેવળ સંકલ્પ કરવાથી જ મુક્ત આત્મા ઈષ્ટ

વસ્તુ મેળવી શકે છે (तच्छ्रुतेः) તેવું શ્રુતિ અર્થાત્ ઉપનિષદમાં જણાવવામાં આવ્યું હોવાથી.

ભાવાર્થઃ— મુક્ત આત્મા જે કંઈ ઇચ્છે છે તેને કેવળ સંકલ્પ કરવાથી જ તે મેળવી શકે છે. કોઈ બીજા પ્રયત્નની એને જરૂર નથી, તથા કોઇ નૂતન પદાર્થનું નિર્માણ કરવું હોય તો ઉપાદાન આદિ કારણોની પણ જરૂર રહેતી નથી, માત્ર સંકલ્પ કર્યો કે ઈચ્છેલી વસ્તુ હાજર થઇ જાય છે. વેદાન્ત-વાક્યોમાં આ પ્રમાણે જણાવ્યુ પણ છે. જેમકેઃ— स यदि पितृलोककामो भवति सकल्पादेवास्य पितरः समुत्तिष्ठन्ति तेन पितृलोकेन सम्पन्नो महीयते, મુક્ત આત્મા કે જેણે હજી પરમ મુક્તિ તો મેળવી નથી· માત્ર અપર મુક્તિ મેળવી બ્રહ્મલોકમાં વસે છે, તે મુક્ત આત્મા એટલો બધો સ્વતંત્ર છે કે એને સંકલ્પ સિવાય વસ્તુ મેળવવા માટે બીજા કોઇપણ સાધનની જરૂર પડતી નથી. જો એ મુક્ત આત્મા પિતૃલોકની ઇચ્છા કરે તો કેવળ સંકલ્પ કરવાથી પિતૃઓ ઉપસ્થિત થાય છે અને મુક્ત આત્મા તેનાથી આનંદ ભોગવે છે. આટલું બધું સ્વાતંત્ર્ય મુક્ત આત્માને હોય છે, કારણ કે એ સાચા સંકલ્પવાળો જ હોય છે. જેમ પરમાત્માનો સંકલ્પ સાચો જ હોય છે તેમ મુક્ત આત્માનો સંકલ્પ પણ સાચો જ હોય છે.

લૌકિક=સાંસારિક આત્મા જો સંકલ્પ કરે તો તેને બીજાં સાધનો પણ મેળવવા પડે છે. જેમકેઃ— કોઇ માણસે ઘર બાંધવાનો સંકલ્પ કર્યો, તો તેને માટે નાણાં મેળવવા પડે છે, મજૂરો અને કારીગરોને પણ રાખવા પડે છે, આના વગર ઘરનો સંકલ્પ પાર પડતો નથી. પણ મુક્ત આત્માને તો સંકલ્પ જ બસ છે. આટલી બધી સ્વતંત્રતા હું ધારું છું કે ઇશ્વરને પણ નથી. ઈશ્વર જ્યારે સૃષ્ટિ બનાવવાનો સંકલ્પ કરે છે ત્યારે તે ઉપાદાન કારણને પ્રાપ્ત કરે છે, સૃષ્ટિના જ્ઞાનની પણ એને અપેક્ષા રહે છે, કેવળ સંકલ્પથી જ સૃષ્ટિ બનતી નથી. આ જ કારણથી કાર્ય બનાવવામાં ઉપાદાન

અને નિમિત્તકારણની આવશ્યકતા શાસ્ત્રકારોએ બતાવી છે. મુક્ત આત્માને તો ઉપાદાનની જરૂર નથી તેમ નિમિત્તકારણની પણ જરૂર નથી, કેવળ સંકલ્પ કર્યો કે વસ્તુ હાજર થાય છે. એટલે કે મુક્ત જીવાત્મા બ્રહ્મલોકમાં સંપૂર્ણ સ્વતંત્ર થઈને રહે છે. એવું અહીં સૂચિત થાય છે. ॥ ૮ ॥

ઉપરના સૂત્રમાં કરેલું કથન પ્રરોચના માત્ર છે તે આ સૂત્રમાં સમજાવે છે:

अत एव चानंन्यांधिपतिः ॥ ९ ॥

પદાર્થ:– (अत एव) આ કારણથી જ (च) અને (अनन्याधिपतिः) તે અનન્યાધિપતિ કહેવાય છે અર્થાત્ એનો કોઈ અધિપતિ હોતો નથી.

ભાવાર્થ:– આ પ્રમાણે મુક્ત આત્મા સંપૂર્ણ સ્વતંત્ર હોવાથી એ અનન્યાધિપતિ કહેવાય છે. એટલે કે એનો કોઈ અધિપતિ નથી, ઉપરી નથી.

આ વર્ણન મુક્ત આત્માની પ્રશંસા પૂરતું જ છે. કાર્યનું નિર્માણ કરવામાં પરમાત્માને પણ કારણોની જરૂર પડે છે, તો મુક્ત આત્માને શામાટે જરૂર ન હોય? ઈશ્વર સર્વનો અધિપતિ છે, એમાં મુક્ત આત્માઓ અપવાદ નથી. ભલે મુક્ત આત્માની શક્તિઓ પૂર્વ કરતાં વધારે ખીલી હોય, પણ તે ઈશ્વર કરતાં તો ન જ વધી શકે.

વળી બીજી શંકા એ પણ થાય છે કે મુક્ત આત્મા તો સર્વ વાસનાથી રહિત થયેલ હોય છે, તો પછી પિતૃઓને મળવાની ઈચ્છા ક્યાંથી જાગી? વાસના વગર ઈચ્છા સંભવી શકે જ નહિ. એટલે ઉપનિષદમાં મુક્ત આત્માના સંકલ્પ સંબંધી જે વર્ણન છે એ તો મુક્ત આત્માની પ્રશંસા કરવા માટે જ છે. પ્રશંસા કરવાનું કારણ સાંસારિક આત્માઓને મુક્તિને પંથે વાળવાનું હોઈ શકે.

દુઃખથી છૂટવાની ઈચ્છા રાખનાર માટે મુક્તિ સિવાય બીજું કોઈ સત્ય લક્ષ્ય નથી.

મુક્ત આત્મા સર્વથા સ્વતંત્ર છે એ સાંસારિક આત્માઓની અપેક્ષાએ છે. ॥ ૯ ॥

બ્રહ્મલોકમાં વસનાર મુક્ત વિદ્વાન સત્યસંકલ્પ છે અને તેથી તે જેનો સંકલ્પ કરે તે તેને મળે છે એમ કહેવામાં આવ્યું. હવે, શંકા એ થાય છે કે સંકલ્પ એ તો મનનો ધર્મ છે, જો મુક્ત વિદ્વાન્ સંકલ્પ કરતો હોય તો તેને મન છે એ તો સિદ્ધ થયું. સંકલ્પથી પ્રાપ્ત કરેલા અર્થને એ મુક્ત આત્મા ભોગવે છે અને તેનાથી સુખ મેળવે છે. ભોગ તો શરીર અને ઇંદ્રિયો વગર થઈ શકે નહિ, તો શું મુક્ત અવસ્થામાં મુક્ત વિદ્વાનને શરીર અને ઇંદ્રિયો પણ છે? આ પ્રશ્નનો ઉત્તર આ સૂત્રમાં છે.

अभावं वादरिराह ह्येवम् ॥ १० ॥

પદાર્થઃ– (वादरिः) બાદરિ આચાર્ય (अभावम्) શરીર અને ઇંદ્રિયોના (अभाव) અભાવનું કથન કરે છે (हि) કારણ કે (एवम्) એવું વેદાંતમાં કથન છે.

ભાવાર્થઃ– શ્રી વ્યાસમુનિના પિતા બાદરિ અર્થાત્ પરાશર મુનિ એમ કહે છે કે મુક્તિમાં શરીર અને ઇન્દ્રિયો નથી, કારણ કે વેદાંતમાં એમ કહ્યું છે કે મુક્ત આત્માને કેવળ મન છે, શરીર અને ઇંદ્રિયો નથી. મનના સંબંધ વાળી મુક્તિ તે અપર મુક્તિ. એ મુક્તિવાળો મુક્ત આત્મા બ્રહ્મલોકમાં હોય છે અને તે પુષ્કળ શક્તિઓ પામેલો હોય છે. પર મુક્તિમાં તો મનનો પણ સંબંધ હોતો નથી. વેદાંતનું વાક્ય આ પ્રમાણે છેઃ अथ यो वेदेद मन्वानीति, स आत्मा मनोऽस्य दैवं चक्षुः, स वा एष एतेन दैवेन चक्षुषा मनसा एतान् कामान् पश्यन् रमते ॥ છાં. ૮–૧૨–૫. બ્રહ્મલોકસ્થ મુક્ત આત્માને

મન એ દૈવચક્ષુ હોય છે, એ દૈવચક્ષુરૂપ મનથી આ બધાં કામોને, વિષયોને જુએ છે અને આનંદ પામે છે. અહીં કેવળ મનનો સંબંધ જ બતાવ્યો છે. શરીર અને ઇંદ્રિયોનો સંબંધ બતાવ્યો નથી, માટે મુક્ત આત્માને મન છે પણ શરીર અને ઇંદ્રિયો નથી. આવું બાદરિ આચાર્યનું માનવું છે. ॥ ૧૦ ॥

હવે જૈમિનિ મુનિ આના સંબંધમાં શું માને છે તે બતાવે છેઃ

भावं जैमिनिर्विकल्पामननात् ॥ ११ ॥

પદાર્થ– (जैमिनिः) જૈમિનિ આચાર્ય (भावम्) શરીર અને ઇંદ્રિયો પણ બ્રહ્મલોક નિવાસી મુક્ત આત્માને હોય છે (विकल्पामननात्) આત્મામાં વિકલ્પ એટલે કે વૈવિધ્ય બતાવ્યું હોવાથી.

ભાવાર્થઃ- જૈમિનિ આચાર્ય માને છે કે મુક્ત આત્માને શરીર અને ઇંદ્રિયો પણ છે, કારણ કે વેદાંતમાં જણાવ્યુ છે કે स एकधा भवति, त्रिधा भवति, पञ्चधा भवति, सप्तधा भवति, नवधा भवति ॥ છા. ૭–૨૬–૨. વિકલ્પ એટલે વિવિધતા. મુક્ત આત્મા એક પ્રકારે, ત્રણ પ્રકારે, પાંચ પ્રકારે, સાત પ્રકારે અને નવ પ્રકારે થાય છે. આના કરતાં ઘણા પ્રકારો બતાવ્યા છે. પ્રકાર એટલે આ ઠેકાણે ભેદ સમજી શકાય છે. હવે વિચાર એ થાય છે કે, આત્મા એક જ છે. તે બે, ત્રણ, પાંચ, સાત અને નવ શી રીતે થઈ શકે? અખંડ એક વસ્તુમાં ભેદ માની શકાય નહિ. જો ભેદ માનવામાં આવે તો આત્મા અખંડ છે, અભેદ્ય છે એમ માની શકાય નહિ અને તેથી આત્મા અભેદ્ય છે, અચ્છેદ્ય છે વગેરેનું વર્ણન કરનાર શાસ્ત્ર ખોટાં ઠરે. આ કારણથી એમ માનવું જોઈએ કે, આત્મામાં જે ભેદો વર્ણવ્યા છે તે શરીર દ્વારા ભેદો છે. આત્મા એક છે, પણ એકી વખતે તે અનેક શરીરો ચલાવે છે તેથી તેમાં ભેદ જણાય છે. આ કારણથી જૈમિનિ આચાર્ય બ્રહ્મલોકમાં મુક્ત આત્માને શરીર અને ઇન્દ્રિયો પણ છે એમ માને છે.

અહીં શંકા એ થઈ શકે છે કે જો મુક્ત આત્માને પણ શરીર, ઈંદ્રિય અને મનનો સંબંધ હોય તો એ મુક્ત શી રીતે કહેવાય? શરીરવાળો કોઈપણ આત્મા સુખ-દુઃખ પામ્યાં વગર રહે નહિ. તો પછી મુક્ત અને સાંસારિક આત્મામાં ફેર શો?

આનો ઉત્તર કેટલાક આચાર્યો એવો આપે છે કે—જેમ મન એ દૈવચક્ષુરૂપ માનવામાં આવ્યું છે, તેમ ઇંદ્રિયો અને શરીર પણ દિવ્ય માનવામાં આવે છે. દિવ્ય શરીર કર્મથી ઉત્પન્ન થતું નથી, એ તો મુક્ત આત્માને મળેલી અનેક શક્તિઓનું પરિણામ છે. કર્મજન્ય શરીર જ સુખ-દુઃખનું કારણ હોય છે. ઐશ્વર્યજન્ય દિવ્ય શરીર દુઃખનું કારણ નથી, અર્થાત્ એ શરીરથી દુઃખ ભોગવાતું નથી. દિવ્ય ભોગ દિવ્ય શરીરથી ભોગવાય છે, આમ માનવામાં કશો દોષ નથી.

અહીં શંકા ઊભી થાય છે કે, ઉપર જે દિવ્ય શરીર અને દિવ્ય ઈંદ્રિયોની કલ્પના કરી છે તે દષ્ટાનુસારિણી કલ્પના નથી. કલ્પના દષ્ટાનુસારી હોવી જોઈએ, એ જ સામાન્ય ન્યાય છે, તેનો અહીં અપવાદ જણાય છે. આ પ્રમાણે જૈમિનિ મુનિ મુક્તિમાં પણ શરીર અને ઇંદ્રિયોનો સંબંધ બ્રહ્મલોક નિવાસી મુક્ત આત્માને છે, એમ માને છે. ॥ ૧૧ ॥

હવે સૂત્રકાર ભગવાન્ વ્યાસ પોતાનો મત જણાવે છેઃ

द्वादशाहवदुभयविधं बादरायणोऽतः ॥ १२ ॥

પદાર્થ — (अतः) ઉપનિષદોમાં બંને પ્રકારનાં વચનો હોવાથી (उभयविधम्) બ્રહ્મલોકમાં રહેનાર વિદ્વાન સશરીર અને અશરીર પણ હોય છે, એવું (बादरायणः) બાદરાયણ મુનિ માને છે. (द्वादशाहवत्) દ્વાદશાહ પેઠે.

ભાવાર્થઃ- વેદાંતમાં બ્રહ્મલોક નિવાસી વિદ્વાન્ શરીરવાળો પણ થઈ શકે છે અને શરીરરહિત પણ થઈ શકે છે. જ્યારે એ

વિદ્વાન્ શરીરની કામના કરે ત્યારે શરીરી થાય છે અને જ્યારે શરીરના અભાવની કામના કરે ત્યારે અશરીર પણ રહી શકે છે. આમ એ વિદ્વાન બંને પ્રકારે પોતાની વિદ્યાના પ્રભાવે રહી શકે છે. એમ બાદરાયણ આચાર્ય માને છે. બાદરાયણ આચાર્ય એટલે આ વેદાંત-સૂત્રોના રચયિતા વ્યાસ ભગવાન પોતે જ.

બ્રહ્મલોક નિવાસી વિદ્વાન્ પરમમુક્તિમાં હોતો નથી, પણ પરમ-મુક્તિ મેળવવાની નજીકમાં છે, માટે તેને મુક્ત આત્મા કહે છે. જેમ અરુણોદય દિવસ નથી પણ દિવસનું પૂર્વરૂપ છે, તેથી તે પણ દિવસ ગણાય છે. એ જ પ્રમાણે બ્રહ્મલોક નિવાસી વિદ્વાનનું મુક્ત હોવા વિશે સમજવું.

મુક્ત આત્મા સશરીર અને અશરીર બંને રીતે હોય છે, તેમાં વૈદિક દૃષ્ટાન્ત સૂત્રકાર આપે છે; જેમ 'દ્વાદશાહ' સત્ર પણ કહેવાય અને અહીન પણ કહેવાય.

સત્રની વ્યાખ્યા આ પ્રમાણે છે:

द्वादशाहमृद्धिकामां उपेयुः । આ વાકય સત્રને લગતું છે. જેમાં उप+इ ધાતુનું અથવા आस ધાતુનું ક્રિયાપદ વપરાયું હોય અને જેના કરનારાઓ ૧૭થી ૨૪ હોય તે સત્ર કહેવાય છે.

द्वादशाहेन प्रजाकामं याजयेत् । આ વાકય દ્વાદશાહને અહીન તરીકે બતાવે છે.

જ્યારે यज् ધાતુનું ક્રિયાપદ હોય અને એક જ કર્તા હોય ત્યારે 'द्वादशाह' સત્ર પણ છે અને અહીન પણ છે; તેમ બ્રહ્મલોક નિવાસી મુક્ત આત્મા સશરીર પણ છે અને અશરીર પણ છે, એમ ભગવાન વ્યાસ મુનિ માને છે. ॥ ૧૨ ॥

શરીર વગર ભોગ ભોગવાય શી રીતે? એનું સમાધાન આ નીચેના સૂત્રમાં છે:

तन्वभावे सन्ध्यवदुपपत्तेः ॥ १३ ॥

પદાર્થઃ- (तन्वभावे) શરીરના અભાવમાં (सन्ध्यवत्) સ્વપ્નઅવસ્થામાં જેમ અનુભવાય છે તેમ (उपपत्तेः) ઉત્પત્તિ થતી હોવાથી.

ભાવાર્થઃ- સ્વપ્નદશામાં આત્માને સ્થૂલ શરીર અને ઇન્દ્રિયો હોતાં નથી, છતાં પોતે જે જગ્યાએ સૂતો હોય ત્યાંથી બીજે ઠેકાણે કોઈ શહેરમાં કે જંગલમાં હોય એવો દેખાવ થાય છે; ત્યાં આત્મા પોતાને શરીર હોય એમ અનુભવે છે અને ઇન્દ્રિયો પણ હોય એમ એને લાગે છે. આ કારણથી તે સ્વપ્નમાં ઉપભોગ પણ કરી શકે છે. આ પ્રમાણે મુક્ત આત્માને શરીર અને ઇન્દ્રિયો ન હોવા છતાં પિતૃ આદિ લોકોને પોતાની સમીપ ઊભેલા જુએ છે અને તેથી તે તેને લગતા આનંદનો અનુભવ પણ કરે છે.

આ રીતે શરીર વગર પણ બ્રહ્મલોકનો મુક્ત આત્મા પોતાની અધ્યાત્મ-વિદ્યાના પ્રભાવે શરીર અને ઇન્દ્રિયોથી રહિત હોવા છતાં દર્શન, સ્પર્શનજન્ય સુખ અનુભવી શકે છે. આ પણ ભગવાન સૂત્રકારનું મન્તવ્ય છે. ॥ ૧૩ ॥

જો શરીર અને ઇન્દ્રિયો વગર પણ વિષયોનું સુખ માણી શકાતું હોય તો શરીર શામાટે માનવું ? આનો ઉત્તર આ સૂત્રમાં છેઃ

भावे जाग्रद्वत् ॥ १४ ॥

પદાર્થઃ- (भावे) જો શરીર અને ઇન્દ્રિયો હોય તો (जाग्रद्वत्) જાગ્રદવસ્થા પેઠે વિષયોનો અનુભવ કરી શકે છે.

ભાવાર્થઃ- જો બ્રહ્મલોકમાં મુક્ત આત્માને શરીર અને ઇન્દ્રિય હોય, તો જેમ સાંસારિક આત્મા જાગ્રદવસ્થામાં વિષયનાં સુખો ભોગવે છે તેમ બ્રહ્મલોકનો વિદ્વાન્ મુક્ત આત્મા પણ સુખ ભોગવી શકે ? અશરીર આત્માનું સુખ સ્વપ્નામાં કાલ્પિક હોય છે, તો શું ભોગ ભોગવી શકતો નથી, જ્યારે . ીર આત્મા વિશેષ

પુષ્કળ ભોગ ભોગવી શકે છે. અશરીર અને સશરીર આત્માના ભોગમાં આટલો તફાવત હોય છે.

બ્રહ્મલોકના આત્માને જે શરીર અને ઇન્દ્રિયો હોય છે તે દિવ્ય કહેવાય છે.

ન્યાયદર્શનના ભાષ્યકાર વાત્સ્યાયન મુનિ મુક્ત આત્માને શરીર માનવા તૈયાર નથી. આનો આ સંબંધે સવિસ્તર લેખ ન્યાયદર્શનના ભાષ્યમાં છે. જિજ્ઞાસા ધરાવનારે તે જોઈ લેવો જોઈએ. વેદાંતનું કથન છે કે શરીરવાળા આત્માને જેમ સુખ થાય છે તેમ દુઃખ પણ થાય છે જ, માટે બ્રહ્મલોકના મુક્ત આત્માને જો શરીર હોય તો અનિચ્છાએ પણ દુઃખ ભોગવવું જ જોઈએ. બ્રહ્મલોકમાં કેવળ સુખ ભોગવવા માટે અકર્મજન્ય શરીર ઉત્પન્ન થાય છે, આવી માન્યતામાં ઘણાં વિદ્વાનો વિરુદ્ધ પડે છે; છતાં તે વેદને પ્રામાણિક રૂપે નથી માનતા એમ પણ નથી; એ વિદ્વાનો પણ પરમ આસ્તિક અને વેદ-વેદાંતમાં શ્રદ્ધા રાખનાર ગણાય છે. ॥ ૧૪ ॥

સૂત્ર ૪-૪-૧૧ માં જૈમિનિ મુનિના મત પ્રમાણે મુક્ત આત્મા એક પ્રકારે, ત્રણ પ્રકારે થાય છે વગેરે જે કહ્યું છે તેનો અર્થ એ જ કે બ્રહ્મલોકનો મુક્ત વિદ્વાન આત્મા એક શરીરવાળો અને ત્રણ શરીરવાળો પણ થાય છે વધારે શરીરવાળો પણ થાય છે. કારણ કે આત્મા તો એક અખંડ વસ્તુ છે, તેમાં એકધા, ત્રેધા, પંચધા વગેરેનો સંભવ જ નથી. શરીર મારફતે જ તે ત્રણ પ્રકારે કે પાંચ પ્રકારે થઈ શકે. હવે જો તે એક કરતાં વધારે શરીરવાળો થાય એટલે કે તે એક કરતાં વધારે શરીર અને ઇંદ્રિયો પોતાને માટે બનાવે, તો એક આત્મા અનેક શરીરમાં એકી સાથે કેવી રીતે હોઇ શકે? આત્મા (જીવાત્મા) અણુ હોવાથી એક સમયમાં એક જ શરીરમાં હોવાની શક્યતા છે, તો પછી અનેક શરીરોનું સંચાલન એક જ મુક્ત આત્મા કેવી રીતે કરી શકે? આ પ્રશ્નનો ઉત્તર આ સૂત્રમાં છેઃ

प्रदीपवदावेशस्तथाहि दर्शयति ॥ १५ ॥

પદાર્થ– (प्रदीपवत्) પ્રદીપની પેઠે બીજાં શરીરમાં (आवेशः) આવેશ થાય છે (तथाहि) તે પ્રમાણે (दर्शयति) વેદાંતવાક્યો બતાવે છે.

ભાવાર્થઃ– એ વાત ખરી છે કે જીવાત્મા અણુપરિમાણવાળો છે. મુક્ત દશામાં પણ તે અણુપરિમાણવાળો જ રહે છે, નિત્યવસ્તુનું પરિમાણ પણ નિત્ય જ હોય છે. આમ હોવા છતાં મુક્ત જીવાત્મા જ્યારે અનેક શરીર અને ઇંદ્રિયો પોતા માટે સરજે છે ત્યારે એક શરીરમાં તો પોતે રહે જ છે અને બીજા શરીરમાં તેના જ્ઞાનની વ્યાપ્તિ હોય છે, આ જ્ઞાનની વ્યાપ્તિ સાંસારિક અવસ્થા એક જ શરીર પૂરતી કર્મના બંધનને લીધે રહે છે, પણ જ્યારે તે મુક્ત થાય છે ત્યારે એની શક્તિ કર્મબંધન દૂર થતાં ખીલી ઊઠે છે, તેથી અનેક શરીરમાં જ્ઞાનની વ્યાપ્તિ પહોંચી શકે છે. એક શરીરમાં જીવાત્મા સૂક્ષ્મ હોવાથી અમુક જ હૃદય આદિ પ્રદેશમાં હોય છે, છતાં તેને જ્ઞાનની વ્યાપ્તિથી આખા શરીરનું ભાન રહે છે અને દરેક અવયવને પોતાની શક્તિ પ્રમાણે ચલાવી શકે છે. હૃદયસ્થ હોવા છતાં મસ્તિષ્કમાં વિચાર કરતો જણાય છે, હાથ અને પગ દ્વારા શરીર ચલાવી રહ્યો છે. આ જ પ્રમાણે બીજા શરીરમાં ન હોવા છતાં પોતાના જ્ઞાનની વ્યાપ્તિ દ્વારા બીજાં શરીરોનું પણ સંચાલન કરી શકે છે. જેમ લોહચુંબક લોઢાથી થોડે દૂર હોવા છતાં પોતાની શક્તિથી લોઢાને ખેંચે છે, તેમ આત્મા બીજા શરીર સાથે પોતે જાતે સંબદ્ધ ન હોવા છતાં શરીરોનું સંચાલન કરી શકે છે. અથવા દીવો એક ઠેકાણે હોય છે છતાં તેનો પ્રકાશ દૂર-દૂર જાય છે અને અંધકારને હટાવી દે છે; તેમ મુક્ત આત્માની શક્તિ માટે સમજવું જોઈએ. ઉપનિષદ પણ જણાવે છે કેઃ

वालाग्रशतभागस्य शतधा परिकल्पितस्य च ।
भागो जीवस्सविज्ञेयः स चानन्त्याय कल्पते ॥

જીવાત્મા વાળના અગ્રભાગના સો ટુકડા કરવામાં આવે તેમાંના એક ટુકડા કરતાં પણ વધારે સૂક્ષ્મ છે. અને એ જ સૂક્ષ્મ જીવાત્મા આનન્ત્યાય અનન્ત શક્તિઓનો ધરાવનાર હોય છે; પણ આ શક્તિઓ મુક્ત અવસ્થામાં પ્રકટ થાય છે. આ પ્રમાણે માનવાથી જૈમિનિ મુનિનું કથન स एकधा भवति त्रेधा भवति વગેરે વેદાંત-વાક્યોને અનુકૂળ થઈ શકે છે. ॥ ૧૫ ॥

બૃહદારણ્યક ઉપનિષદમાં જણાવ્યું છે કે આ જીવાત્મા જ્યારે પરમાત્માના ગાઢ સંબંધમાં આવે છે ત્યારે કશું જાણતો નથી. જેમકેઃ पुरुषः प्राज्ञेनात्मना संपरिष्वक्तो न वाह्यं किंचन वेद नान्तरम् । અહીં પ્રાજ્ઞ આત્મા એટલે પરમાત્મા, અને પુરુષ એટલે જીવાત્મા સમજવો. જીવાત્મા જ્યારે પરમાત્માથી સંપરિષ્વક્ત થાય છે ત્યારે તે અંદર-બહારનું કશું જ જાણતો નથી, આથી તો મુક્તિ અવસ્થામાં જીવાત્માને જ્ઞાન ન હોવાનું જણાય છે; તો પછી અનેક શરીર બનાવવાની અને તેનું બુદ્ધિપૂર્વક સંચાલન કરવાની તો વાત જ ક્યાં રહી? આ પ્રશ્નનો શો ઉત્તર છે, એ આ સૂત્રમાં જણાવે છેઃ

स्वाप्ययसंपत्योरन्यतरापेक्ष माविष्कृतं हि ॥ १६ ॥

પદાર્થઃ– ( स्वाप्ययसंपत्योः ) સુષુપ્તિ અને મરણ ( अन्यतरापेक्षम् ) એમાંથી એકની અપેક્ષાએ એ કહેવામાં આવ્યું છે (हि) કારણ કે ( आविष्कृतम् ) ઉપનિષદોમાં એ પ્રમાણે કહેવામાં આવ્યું છે.

ભાવાર્થઃ– પરમાત્માની સાથે જ્યારે આત્મા બીજા બધા સંબંધોથી મુક્ત થઈ સંબંધ પામે છે ત્યારે તેને કશું જ્ઞાન રહેતું નથી, એ તો સુષુપ્તિ અવસ્થાને લીધે છે અથવા તો મરણની અવસ્થાને લીધે છે. સુષુપ્તિ અવસ્થામાં જીવાત્માને જ્ઞાન હોતું નથી, તેમ મરણ અવસ્થામાં પણ એને (આત્માને)

જ્ઞાન હોતું નથી એ તો સૌ કોઈ જાણે છે. એ કંઈ મુક્તિ અવસ્થાનું વર્ણન નથી. મુક્તિ અવસ્થામાં તો જ્ઞાન ઊલટું વધે છે. स वा एष दिव्येन चक्षुषा मनसैतान् कामान् पश्यन् रमते य एते ब्रह्मलोके। છાં. ૮–૧૨–૫. બ્રહ્મલોકમાં રહેનારા જીવાત્મા દિવ્યચક્ષુરૂપ મનથી આ કામોને જોતો આનંદ માણે છે. આ ઠેકાણે पश्यन् પદનો અર્થ 'જાણતો' એવો થાય છે. આથી સ્પષ્ટ થાય છે કે બ્રહ્મલોકમાં રહેનાર મુક્ત વિદ્વાન જીવાત્મામાં પુષ્કળ જ્ઞાન હોય છે અને શક્તિઓનો પણ ખૂબ વિકાસ થયેલો હોય છે. મુક્તિમાં આત્માને જ્ઞાન નથી રહેતું એ વેદાંતશાસ્ત્રને માન્ય નથી. ॥ ૧૬ ॥

હવે, બ્રહ્મલોકસ્થ મુક્તકલ્પ વિદ્વાનના ઐશ્વર્ય સંબંધી વિચાર કરવામાં આવે છે. મુક્ત આત્મા સત્યસંકલ્પ છે અને તે જે લોકનો સંકલ્પ કરે તે કેવળ સંકલ્પના બળથી તે લોકને બનાવી શકે છે. તો અહીં પ્રશ્ન એ થાય છે કે મુક્ત બ્રહ્મલોકસ્થ આત્માના ઐશ્વર્ય અને શક્તિઓ ઉપર કોઈનું નિયમન છે કે નહિ? અનાદિસિદ્ધ પરમાત્માનું એના ઉપર નિયમન છે કે નહિ? જો ન હોય તો એ પણ ઈશ્વર જ બની રહે છે. બ્રહ્મલોકમાં જેટલા મુક્ત વિદ્વાન આત્માઓ હોય છે તે બધાને જો અસીમ ઐશ્વર્ય અને શક્તિઓ હોય તો ઈશ્વર અને મુક્ત આત્માઓમાં ફેર શો? અનાદિસિદ્ધ પરમાત્માનાં કાર્યો પણ જો એ કરી શકે તો એ બધામાં સાચો ઈશ્વર કયો? જો મુક્ત આત્માઓ બધા જ ઈશ્વર બની જતાં હોય અને અનાદિસિદ્ધ ઈશ્વરનાં કામ પણ તે કરી શકતા હોય તો એક મુક્ત આત્મારૂપ ઈશ્વર એવો સંકલ્પ કરે કે, 'હું જગત બનાવું,' એ જ વખતે બીજો મુક્ત આત્મા એવો સંકલ્પ કરે કે, 'હું જગતનો નાશ કરું', વળી ત્રીજો પણ એ જ વખતે એવો સંકલ્પ કરે કે, 'હું જગતનું પોષણ કરું.' ત્રણ મુક્ત આત્માઓના આ ત્રણે સંકલ્પ સાચા પડે કે ખોટા? જો સાચા પડે તો જગતની ઉત્પત્તિ થાય, કે જગતની સ્થિતિ થાય, કે જગતનો

નાશ થાય ? ત્રણ એક સાથે તો ન જ થઈ શકે ? જીવન, મરણ અને ઉત્પત્તિ—આ ત્રણેની એક જ કાળમાં હોવાની શું શકયતા છે ? જો આ સંકલ્પ ખોટા પડે તો તે સત્યસંકલ્પવાળા છે એ કેમ માની શકાય ? આ બધાનો ઉત્તર આ સૂત્રમાં આપવામાં આવે છે:

जगद्व्यापारवर्जं प्रकरणादसंनिहितत्त्वाच्च ॥ १७ ॥

પદાર્થઃ— (जगद्व्यापारवर्जम्) જગતના વ્યાપાર સિવાય એનું ઐશ્વર્ય છે. (प्रकरणात्) પ્રકરણ હોવાથી (च) અને (असंनिहितत्त्वात्) એ સંનિહિત ન હોવાથી.

ભાવાર્થઃ— જેઓ બ્રહ્મલોકમાં બ્રહ્મના સાયુજ્યને પામી બ્રહ્મનો આનંદ ભોગવી રહ્યા છે તેઓની શકિત જગતને બનાવવાની નથી, તેમ તેનું પાલન કરવાની પણ શકિત નથી, તેમ તેનો સંહાર કરવાની શકિત પણ નથી. મુકત થવાનો અર્થ 'સર્વશકિતમાન બનવું' થતો નથી. મુકત આત્માનું ઐશ્વર્ય પરમાત્માના ઐશ્વર્ય કરતાં ઓછું હોય છે, અને તેના ઉપર અનાદિસિદ્ધ પરમાત્માનું નિયમન છે. મુકત જીવાત્માઓને પોતાની શક્તિઓનો ખ્યાલ હોવાથી એ જગતને બનાવવાનો, જગતની સ્થિતિ કરવાનો તથા જગતનો નાશ કરવાનો સંકલ્પ કરતા નથી. અન્ય સંકલ્પ તેઓ કરી શકે છે અને એ સંકલ્પો એના સાચા જ પડે છે.

જગતના વ્યાપારમાં તો અનાદિસિદ્ધ પરમાત્મા જ સ્વભાવસિદ્ધ અધિકૃત છે. એ જ પરમાત્માને લક્ષમાં રાખી વેદાંતમાં ઉપદેશવામાં આવ્યું છે કે तस्माद् वा एतस्माद् आकाशः संभूतः आकाशाद् वायुः... ઇત્યાદિ તૈત્તિરીય ઉપ. ૨–૧.

यतो वा इमानि भूतानि येन जातानि जीवन्ति, यत्प्रयन्त्यभि संविशन्ति, तद् विजिज्ञासस्व, तद् ब्रह्म इति । તૈત્તિ. ઉપ. ૩–૧. भीषाऽस्माद् वातः पवते... ઇત્યાદિ તૈત્તિ. ઉપ. ૨–૮. આ બધો ઉપદેશ અનાદિસિદ્ધ પરમેશ્વરને ઉદ્દેશીને જ છે. કોઈ મુક્ત આત્માને માટે એ વાકય કહેવામાં આવ્યું નથી.

કહેવાનો ભાવ એ છે કે મુકત આત્માનો ઉદ્દેશ પરમાત્માના સ્વરૂપને પ્રત્યક્ષ કરવાનો અને તેનાથી આનંદ મેળવવાનો જ હોય છે. કોઈ અલૌકિક શકિતઓ મેળવી કંઈ નવું બનાવવું એવો તેનો ઉદ્દેશ જ હોતો નથી. આ કારણથી પણ તેઓ જગત બનાવવા વગેરેમાં પડી શકતા નથી. મુક્તિનો અર્થ જ દુઃખથી છૂટા થવું અને પરમાત્માનો સાક્ષાત્કાર કરવો એ થાય છે. માટે જગતના વ્યાપારમાં તેઓનું સંનિધાન નથી. પરમાત્મા તો સર્વનો અન્તરાત્મા છે. કોઈ મુકત આત્મા કોઈનો પણ અન્તરાત્મા નથી; કારણ કે તેનું પરિમાણ જ સૂક્ષ્મ છે. આ કારણથી જે અનાદિ-સિદ્ધ, સર્વવ્યાપક, સર્વશકિતમાન્ અને સર્વજ્ઞ બ્રહ્મ છે, તેના પ્રકરણમાં કોઈ પણ મુકત આત્મા આવી શકતો નથી.

આ ઉપરથી સમજી શકાશે કે મુકત આત્માનું ઐશ્વર્ય જગત બનાવવાને અસમર્થ છે. એ મુકત આત્મા તો બ્રહ્મના સ્વરૂપને અનુભવીને કૃતાર્થ થયો છે. ॥ ૧૭ ॥

ફરીથી શંકા ઉઠાવે છે કે, જ્યારે મુકત આત્મા સ્વારાજ્ય પામે છે તો પછી એને જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવાની શકિત કેમ ન હોય?

प्रत्यक्षोपदेशादिति चेन्नाधिकारिकमण्डलस्थोक्तेः ॥ १८ ॥

પદાર્થઃ– (प्रत्यक्षोपदेशात्) ઉપનિષદાદિ શ્રુતિમાં એનો ઉપદેશ હોવાથી જગતનો વ્યાપાર પણ કરી શકે છે (इति चेत्) જો એમ માનવામાં આવે તો (न) એ ઠીક નથી (आधिकारिकमण्डलस्थोक्तेः) આધિકારિક મંડળમાં રહેલા લોકોના ઉક્તિ હોવાથી.

ભાવાર્થઃ– આ સૂત્રમાં 'प्रत्यक्ष' પદ વેદાન્ત અને વેદને માટે વપરાયું છે. આ શાસ્ત્રમાં ઘણે ઠેકાણે પ્રત્યક્ષ એટલે શ્રુતિ, અને અનુમાન એટલે સ્મૃતિ, એમ કહેવામાં આવ્યું છે, તેથી અહીં પણ प्रत्यक्षोपदेशात् એટલે શ્રુતિનો ઉપદેશ હોવાથી, એવો અર્થ કરવામાં આવ્યો છે.

તૈત્તિરીય ઉપનિષદ્ ૧–૬ માં કહેવામાં આવ્યુ છે કે आप्नोति स्वाराज्यम् = મુક્ત આત્મા પોતાનું રાજ્ય પામે છે. પોતાના રાજ્યમાં રાજા જેમ સ્વતંત્ર હોય છે તેમ મુક્ત આત્મા સર્વથા સ્વતંત્ર હોય છે, એટલે એ જગતની રચના આદિમાં પણ સ્વતંત્ર હોઈ શકે. स स्वराड् भवति तस्य सर्वेषु-लोकेषु कामचारो भवति । છા. ઉપ. ૭-૨૫-૨. અહીં પણ મુક્ત આત્માને સ્વરાટ્ કહેવામાં આવ્યો છે, અને તેને સર્વલોકમાં કામચાર હોય છે એમ કહેવામાં આવ્યુ છે. તો પછી જગતના કામમાં એનુ સ્વાતંત્ર્ય કેમ નહિ ? અથવા જગતને બનાવવાની શક્તિ એનામાં નથી એ શી રીતે માની શકાય ?

આનો ઉત્તર એ છે કે સૂર્યાદિ આધિકારિક મંડલરૂપ જે લોકો છે અને તેમાં જે ભોગો છે, તેમાં મુક્ત આત્માનું સ્વાતંત્ર્ય છે એમ કહ્યું છે. સ્વારાજ્ય મળ્યું છે તે સુખ ભોગવવા માટે. મુક્ત આત્માને સર્વ આધિકારિક મંડલોમાં સ્વેચ્છાપૂર્વક જવા-આવવાનું જે કહેવામાં આવ્યુ છે તે પણ તે-તે લોકોમાં જે ભોગો હોય છે તે-તે ભોગોને મુક્ત આત્મા પણ ભોગવી શકે છે. ભોગને માટે જ સર્વલોકમાં મુક્ત વિદ્વાન આત્માને કામચાર હોય છે.

રાજાને પણ પોતાના રાજ્યમાં ગમે ત્યાં હરવાફરવાની છૂટ હોય છે અને તે-તે પ્રદેશમાં ઉત્પન્ન થતા પદાર્થોનો ભોગ કરવાની પણ છૂટ હોય છે. તેમ મુક્ત આત્માને સર્વલોકમાં સ્વતંત્રતા ઉપદેશેલી છે. આથી જગતના વ્યાપારમાં પણ તે શક્તિમાન્ અને સ્વતંત્ર છે એ કેમ સમજી શકાય ? લોકોમાં જવું એ જુદી વાત છે અને લોકોને ઉત્પન્ન કરવા, સ્થિતિમાં રાખવા અને તેનો લય કરવો એ પણ જુદી વાત છે. ભોગ ભોગવવા પૂરતું જ સ્વાતંત્ર્ય મુક્તિ પુરુષને હોય છે, જગતની રચનામાં એને સ્વાતંત્ર્ય નથી, એનામાં શક્તિ પણ નથી. એ કામ તો અનાદિસિદ્ધ ઈશ્વરનું જ છે, કે જે સર્વાન્તર્યામી અને સર્વજ્ઞ છે. આથી એ ચોક્કસ સમજવું રહ્યું કે મુક્ત આત્માને પરમાત્માના કામ કરવાનું સામર્થ્ય નથી. ॥ ૧૮ ॥

મુક્તિમાં શું છે તે આ સૂત્રમાં બતાવે છે:

विकारावर्ति च तथाहि स्थितिमाह ॥ १९ ॥

પદાર્થઃ- (विकारावर्ति) મુક્ત વિદ્વાન્ આત્માનું સ્વરૂપ વિકારને વશ હોતું નથી (च) અને (तथाहि) તે પ્રમાણે (स्थितिम्) સ્થિતિ (आह) સમજાવે છે.

ભાવાર્થઃ- મુક્ત આત્મા કદી પણ વિકારને વશ થતો નથી. તે તો આત્મક્રીડ—પોતામાં જ આનંદ પામનાર અને આત્મરતિ—પોતામાં જ રતિ રાખનાર હોય છે. ज्ञानप्रसादेन विशुद्धसत्वस्ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः મુંડક. ૩-૧-૮. જેનું સત્વ વિશુદ્ધ થયું છે તે મુક્ત આત્મા પરમાત્માનું જ ચિન્તન કરે છે અને તેના નિષ્કલ અખંડ આનંદસ્વરૂપનો અનુભવ કરે છે. अथ सोऽभयंगतो भवति। તૈ. ઉપ. ૨-૭. મુકત આત્મા સર્વથા અભયને પામેલો હોય છે. रसो वै सः। रसं ह्येवायं लब्ध्वानन्दी भवति। તૈ. ઉપ. ૨-૭. પરમાત્મા રસસ્વરૂપ છે, રસને મેળવી મુક્ત આત્મા આનંદી બને છે.

यदा ह्येवैष एतस्मिन् अदृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयनेऽभयं प्रतिष्ठां विन्दते अथ सोऽभयं गतो भवति। તૈ. ઉપ. ૨-૭. જ્યારે મુકત આત્મા અદૃશ્ય, અદુઃખસ્વરૂપ, જેનું નિર્વચન પણ થઈ શકે નહિ, જેનો કોઈ આધાર નથી પણ એ જ સર્વનો આધાર છે—એવા પરમાત્માના સ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે, ત્યારે તે સાચા સ્વરૂપમાં અભયને પામે છે અને શાશ્વત પ્રતિષ્ઠાને પણ પામે છે. ખરેખર તે અભયને પ્રાપ્ત થયેલો હોય છે. આથી સમજી શકાશે કે, આત્માએ અભય અને પરમાત્માના આનંદ મેળવવા તથા દુઃખથી સદા છૂટા રહેવા મુક્તિ મેળવી છે; જગતની રચના આદિ જે અનાદિસિદ્ધ પરમાત્માનાં કામ છે તે કરવા માટે નહિ માટે મુક્ત આત્માનું ઐશ્વર્ય જગતના વ્યાપાર કરવા માટે હોતું નથી. એ જ કથન સત્ય છે. ॥ ૧૯ ॥

જગતનું બનાવવું આદિ કર્મ પરમાત્માનું જ છે, મુક્ત આત્માનું નહિ તે આ સૂત્રમાં બતાવે છેઃ

दर्शयतश्चैवं प्रत्यक्षानुमाने ॥ २० ॥

પદાર્થઃ– (च) અને (एवम्) એ પ્રમાણે (प्रत्यक्षानुमाने) શ્રુતિ અને સ્મૃતિ પણ (दर्शयतः) બતાવે છે.

ભાવાર્થઃ– આ સૂત્રમાં પણ પ્રત્યક્ષનો અર્થ શ્રુતિ અને અનુમાનનો અર્થ સ્મૃતિ થાય છે.

विश्वतो चक्षुरुत विश्वतो मुखो विश्वतो बाहुरुत विश्वतस्पात् । संबाहुभ्यां धमति सं पतत्रैर्द्यावाभूमी जनयन् देव एकः । ઋગ્વેદ. १०–८१–३. પરમાત્મા સર્વવ્યાપક અને નિત્યકૃતિવાળો છે, તે જ દ્યૌ અને ભૂમિને ઉત્પન્ન કરે છે અને તે એક જ છે.

एतस्याक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठतः । બૃ. ૩–૮–૯.

હે ગાર્ગિ, આ અવિનાશી પરમાત્માના પ્રશાસનમાં સૂર્ય અને ચંદ્રમા ધારણ પામીને રહ્યા છે. આવી અનેક શ્રુતિઓ અને વેદાંતનાં પ્રમાણો છે. સ્મૃતિ પણ આ પ્રમાણે કહે છે. मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् । हेतुनानेन कौन्तेय जगद्विपरिवर्तते । ગીતા. ૯–૧૦. પરમાત્મા જ પ્રકૃતિના અધિષ્ઠાતા છે, એ જ પ્રકૃતિના અધ્યક્ષ છે, તેથી પ્રકૃતિમાંથી વિવિધ કાર્યો થયાં કરે છે અને આ જ કારણથી જગત ક્રમથી ચાલી રહ્યું છે. આમાં કોઈ પણ ઠેકાણે મુક્ત આત્માને જગત બનાવવા આદિનું કહ્યું નથી. આથી સ્પષ્ટ થાય છે કે મુક્ત આત્માને જગતની રચના કરવાનું સામર્થ્ય નથી. પરમાત્મા જ સર્વ આત્માઓનો ઉપાસ્ય એક દેવ છે. ॥ ૨૦ ॥

જો મુક્ત આત્મા પરમાત્માનું કાર્ય ન કરી શકે તો પછી निरञ्जनः परमं साम्यमुपैति ॥ मु. उप. ૩–૧–૩. નિષ્પાપ થયેલો મુક્ત આત્મા પરમાત્માના પર સામ્યને પામે છે આનો અર્થ શો? આનો ખુલાસો આ સૂત્રમાં છેઃ

भोगमात्रसाम्यलिङ्गाच ॥ २१ ॥

પદાર્થ:- (च) અને (भोगमात्रसाम्यलिङ्गात्) કેવળ ભોગ એટલે આનંદ જ સામ્ય હોવાનું સૂચન હોવાથી.

ભાવાર્થ:- મુક્ત આત્માનું પરમાત્મા સાથે કેવળ ભોગથી સામ્ય હોવાનું સૂચન થાય છે. मुज्यते असौ भोगः । મુક્ત આત્મા મુક્તિમાં આનંદ જ ભોગવે છે, માટે ભોગરૂપ જે મુક્ત પુરુષમાં આનંદ છે તેથી તે પરમાત્મા સાથે સમાનતા ધરાવે છે. પરમાત્મામાં જેમ નિરવધિક આનંદ છે તેમ મુક્ત પુરુષમાં પણ પરમાત્માના સાક્ષાત્કારથી આનંદ જ પ્રાપ્ત થયેલ હોય છે. જેમ પરમાત્મા આનંદી છે તેમ મુક્ત આત્મા પણ આનંદી છે. પરમાત્મા જેમ જ્ઞાનનો મહાસાગર છે તેમ મુક્ત આત્મા પણ પુષ્કળ જ્ઞાનવાન્ હોય છે. પરમાત્મા જેમ દુઃખથી મુક્ત છે તેમ મુક્ત આત્મા પણ દુઃખથી મુક્ત હોય છે. પરમાત્મા જેમ રાગદ્વેષ રહિત હોય છે તેમ મુક્ત આત્મા પણ રાગદ્વેષથી રહિત હોય છે. આ બધું પરમાત્મા સાથેનું સામ્ય મુક્ત આત્મા પામે છે, તેથી એમ કહેવામાં આવ્યું છે કે निरञ्जनः परम साम्य मुपैति । મુક્ત આત્મા નિરંજન બની પરમાત્માનું સામ્ય પામે છે. આમાં ક્યાંય પણ જગદ્વ્યાપાર મુક્તને હોવાનું જણાવ્યું નથી. આથી સમજી શકાય છે કે મુક્ત આત્માનુ ઐશ્વર્ય અનાદિસિદ્ધ ઈશ્વરીય જગતની રચના આદિથી જુદું હોય છે. ઈશ્વરનું કાર્ય ઈશ્વર જ કરી શકે છે. મુક્ત આત્મા જ્ઞાની હોવાથી અને પોતાના ઐશ્વર્યનો ખ્યાલ હોવાથી જગતને બનાવવાનો સંકલ્પ જ કરતો નથી. આથી મુક્ત આત્માના સત્યસંકલ્પ હોવામાં કોઇપણ દોષ આવતો નથી. ॥ ૨૧ ॥

બ્રહ્મલોકમાંથી મુક્ત આત્મા માનવ આવર્ત અર્થાત્ સંસારમાં પાછો ફરતો નથી પણ ત્યાંથી તે પરમ મુક્તિમાં જાય છે. તે આ સૂત્રમાં સમજાવે છે:

अनावृत्तिः शब्दादनावृत्तिः शब्दात् ॥ २२ ॥

પદાર્થ:– (अनावृत्तिः) પાછા ન ફરવું (शब्दात्) એ શબ્દ-પ્રમાણથી સિદ્ધ થાય છે. (अनावृत्तिः) પાછું ન ફરવું (शब्दात्) એ શબ્દપ્રમાણથી સિદ્ધ થાય છે.

ભાવાર્થ:– બ્રહ્મલોકમાંથી મુક્ત આત્માઓ પાછા સંસારરૂપ માનવ આવર્તમાં આવતાં નથી પણ ત્યાંથી પરમમુક્તિમાં જ જાય છે. સૂત્ર ૪-૪-૧૧ માં કહેવામાં આવ્યું છે કે પ્રલયકાળ પ્રાપ્ત થાય છે ત્યારે બ્રહ્મલોકના બધા જ મુક્ત આત્માઓ બ્રહ્મા આદિ મુક્ત આત્માઓ સાથે સર્વવ્યાપકસ્વરૂપ વિષ્ણુના પરમ પદને પામે છે. न च पुनरावर्तते । छा. उप. ८-१५-१. इम मानवमावर्तं नावर्तते ॥ छा. उप. ४-१५-४. આ શબ્દપ્રમાણોથી સિદ્ધ થાય છે કે બ્રહ્મલોકસ્થ મુક્ત આત્માની આવૃત્તિ થતી નથી. આથી સમજાય છે કે ત્યાંથી (ઉપર આપેલા પ્રમાણથી) મુક્ત આત્મા પરમ મુક્તિપદને પામે જ છે. અને ત્યાં 'પરાંતકાળ' સુધી મુક્ત આત્મા આનંદ ભોગવે છે. 'અનાવૃત્તિ' શબ્દ પરાંતકાળરૂપ સુદીર્ઘકાળને સૂચવે છે. અહીં સૂત્રની આવૃત્તિ કરી (સૂત્ર બેવડાવ્યું) છે, તે એમ સૂચવે છે કે, આ ભગવાન વ્યાસમુનિકૃત સૂત્રાત્મક વેદાંતશાસ્ત્ર અહીં સંપૂર્ણ થાય છે. જ્યાં અધ્યાયની સમાપ્તિ થતી હોય ત્યાં સૂત્રમાંના એક પદની જ આવૃત્તિ કરી હોય છે, જ્યારે અહીં તો સંપૂર્ણ સૂત્રની આવૃત્તિ કરી છે; તેથી સમજાય છે કે અહીં આ વેદાંતગ્રંથ સમાપ્ત થાય છે. इत्योम् ॥ २२ ॥

प्रणीतं ब्रह्मसूत्राणां मयाशङ्करशर्मणा ।
पूर्तिमगादिदं भाष्यं ब्रह्मभावनयानिशम् ॥

इति गुर्जरभाषाभाष्ययुते वेदांतदर्शने चतुर्थाध्याये चतुर्थः पादः ॥

समाप्तश्चायं ग्रन्थः ॥

# अथ वेदान्तसूत्राणां वर्णानुक्रमः

(इ)

( प )

इति वर्णानुक्रमः



# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૨૪ | ઇદ્રિય | ઇદ્રિયથી |
| ૧૧ | ૨૩ | ઘડાનો | ઘડાનુ |
| ૧૮ | ૧૧ | પ્રાણીઓ | પ્રાણીઓના |
| ૨૨ | ૬ | ज्योति | ज्योंति |
| ૩૧ | ૧૦ | રહેવા | રહેવો |
| ૪૮ | ૨૫ | સત્વગુણનો | સત્વગુણનું |
| ૫૧ | ૧ | न्तत | न्तस्त |
| ૫૯ | ૭ | यदिम | यदिद |
| ૬૬ | ૨૦ | त्री | त्रि |
| ૮૧ | ૨૦ | તપાપ્મા | અપહતપાપ્મા |
| ૯૧ | ૨૩ | કર્મ | કર્મ |
| ૯૧ | ૨૪ | કર્મ | કર્મ |
| ૧૦૨ | ૧૬ | अग्निमू | अग्निर्मू |
| ૧૦૪ | ૧૦ | પૂગ | પૂગે |
| ૧૧૩ | ૮ | स्यप | स्यैप |
| ૧૬૫ | ૫ | दी | दि |
| ૧૬૭ | ૫ | प्म | प्य |
| ૧૭૬ | ૨૬ | એ | અ |
| ૨૧૨ | ૨૨ | ચ | ચૈ |
| ૨૧૨ | ૨૪ | च | चै |
| ૨૩૬ | ૨૩ | पाडियी | पाद्दि |
| ૨૩૬ | ૨૩ | धी शृणु | शृणुधि |
| ૨૩૮ | ૨૩ | ता | त |
| ૨૪૫ | ૧૩ | इभा | इमा |
| ૨૫૯ | ૧૭ | માને | સૌને |
| ૨૬૪ | ૨૬ | અંગીપણુ | અંગિપણુ |
| ૨૭૩ | ૧૭ | मारभन्ते | मारभन्ते |
| ૨૭૬ | ૧૭ | ૬ | ૬ |
| ૨૭૭ | ૧૪ | णी | णि |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૯૭ | ૯ | થવા | હોવા |
| ૩૭૩ | ૧૫ | પ્રતિ | પ્રાતિ |
| ૩૯૩ | ૨૩ | અવવુ | આવવું |
| ૪૦૫ | ૧૨ | સ્વદેજ | સ્વેદજ |
| ૪૦૫ | ૧૪ | સ્વદેજ | સ્વેદજ |
| ૪૧૪ | ૧૮ | ષદ | પદે |
| ૪૧૬ | ૭ | સાંળ | સાંભળ |
| ૪૧૬ | ૧૯ | પોતા | પોતા |
| ૪૨૦ | ૧૯ | ચતન્ય | ચૈતન્ય |
| ૪૨૫ | ૧ | સ્મુતિ | સ્મૃતિ |
| ૪૨૭ | ૨૫ | अपिः | अपि |
| ૪૨૮ | ૨૪ | સંકલ્ય | સંકલ્પ |
| ૪૨૯ | ૨૬ | પરમાત્માં | પરમાત્મામાં |
| ૪૪૪ | ૮ | अ पिच | अपि च |
| ૪૬૨ | ૧૨ | शिरोव्रात | शिरोव्रत |
| ૪૭૨ | ૭ | આનો આ | આનો ઉત્તર આ |
| ૪૭૨ | ૯ | સમગ્દર્શન | સમ્યગ્દર્શન |
| ૪૭૨ | ૧૩ | ससु | सस्तु |
| ૪૭૨ | ૨૩ | चाप्या | चाव्य |
| ૪૮૦ | ૧ | मु | मु |
| ૪૮૨ | ૧૪ | વિદ્યામાં | વિદ્યા |
| ૪૮૩ | ૨૨ | જેવામાં | જેવામાં આવે |
| ૪૮૩ | ૨૭ | शरीर | शरीरं |
| ૪૯૬ | ૭ | જુદી | જુદી રીતે |
| ૪૯૬ | ૨૧ | चेन्ना | चेन्नो |
| ૫૦૩ | ૧૩ | ब्रह्मणस्य | ब्राह्मणस्य |
| ૫૮૬ | ૧૯ | मूध्नो | मूर्ध्नो |
| ૬૦૩ | ૧૨ | कात्मै | कात्मै |
| ૬૩૮ | ૧૪ | वर्तत | वर्तते |
| ૬૪૦ | ૬ | આવતાં | આવતા |